# સુદર્શન.

## પુસ્તક ૧૬ મુ

## અનુક્રમણિકા.

# સુદર્શન.

તંત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલએલ. બી.

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગ-પ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૬. અંક ૧. ] ( માસિક. ) [ ઑકટોબર ૧૯૦૦.


## સ્વર્ગીય સંગીત.

(ગ્મણેશું.)

સ્વર્ગીય સંગીત રમ્ય મચ્યું ! વાહ !
 મધુર મંજુલ સુર ભર્યું ! વાહ !—ધ્રુ—સ્વ૦

ખરજ પંચમ દીપ તણા સુર
છેડે દર્દુર મયૂર કોકિલ
ઝરમર ઝરમર પ્લુત સમ રવમાં
 વ્યાપી ઓર ધ્વનિ અનહદ રહે ! વાહ !—સ્વ૦—૧

ચપળા છુપતી સહસા ચળકે,
રસઘેલો રસધર કંઈ ચમકે;
કાળી સાડી સરકે કંઈ રમતે,
 નગ્ન ન્હાય કંઈ કુદડી ફરે ! વાહ !—સ્વ૦—૨

સૃષ્ટિતણા સૌંદર્ય-કુંજ મંહી,
બજે દૂર કંઈ અગમ્ય બંસી;
વાયુ-નસ્યા રસ-પડદાની,
૧૦ ઘુઘરીઓ ઘમકી જઈ રહી ! વાહ !—સ્વ૦—૩

અનંતતાના પડદા પાછળ,
વિધિ-તખ્તસ્થીના દર આગળ;

ગૂઢ તાલથી મૃદંગ ચંચળ,
ચેતવતું ગાજી જ રહે! વાહ!—સ્વ૦—૪

નાદબ્રહ્મનું નાટ્ય નિરખતાં,
સમય-સુકાયાં વિરહી ઉર કાં;
ધમકી ઉઠે કંઈ ઉંડાં દુખડાં!!
આંસુ ઝરે દગ્ દીન થતાં! હા!!—સ્વ૦—૫

પરાગ પ્રસર્યે દુભાઈ પુછે!
કોમળ કરથી સ્નેહી લૂછે!
ત્યાં ઉપડે સ્થૂળ પડદો ઉંચે!
અણુયાદૂત રમી રહે કંઈ ત્યાં!!—સ્વ૦—૬

ભિન્ન પ્રવેશે ભિન્ન વેષધર,
સ્વપાઠ ભજવે પુતળાં વિધિવશ;
એજ સરળતા સહૃદયતાની,
આ સંગીતમાં બજી રહી! વાહ!—સ્વ૦—૭

રેડે કંઈ રસભરી કવિતા,
કર્ણપુટે લસિત મુગ્ધ લીલા!
ઉભરાતું ઉર શમી, સમાધિ
સ્વજન-સંગમાં સાધે સતાં!!—સ્વ૦—૮

લલિત.

---

## તોય શું?

(મળેલું.)

(શિખરિણી.)

અહા! એકાદો તો, દિન વળી ફર્યો આ અવનિમાં,
અને પામ્યા અંતે, કંઈ પણ નહીં-શોક દુઃખને;
હતી તેવી લાગી, સકલ જગ જંજાલ પછીથી,
અને શોકે ઘેર્યા, તછ પણ ગયા, સર્વ અહિંથી.
અરે પ્રેમાત્મા હા! કર કબુલ તું એક વિનતિ,
દઈ લે આશિષો, સરવ તુજનો બોધ પસરે;
હું તો શીધે માગું, સતત વર તું. તું અવગુણ લે,
ભલે જા દષ્ટિને, શુધ કર, મને છોડ અલગો.
અહા! ઉડી આવી, અધિક તુજના તે વિજયથી,
દુખી આત્માની આ, સરવ દુર કરૂ તું, ગુંચવણી;

## તો થ શું ?

વળી પ્રીતિ પ્યાલું, ભર તું પીઊં હું પૂર્ણે રસથી,
થતાં પૂર્ણ તેથી, અધિક પ્રિતિપાત્રો, મુજ થકી.
મરી જાશું જ્યારે, ખુશીથી દિલને, પ્રેમથી સિંચો,
ભલે મંત્ર જંત્રે, પ્રિતિથી સરવે બંધનં કરો;
અને અંતે જ્યારે, જરિ પણ પડે જો જરૂર તો,
પ્રિતે ખોળી લેજો, મરણનદના, પૂર મદમાં.
નકો દેશે તુંને, વચર પણ, તે, કાલનું જરા,
ભરી લે આનંદે, હૃદય તુજ આજે, સજી વ્યથા;
પ્રિતિના પાનેથી; હિમકર વળી, સ્વર્ભૂમિ તણો,
વૃથા ઉગે નિત્યે, તુજ વિણ સદા તે, નિશિ વિષે.
ખુદાના લેઇને, કસમ વદ કે, સુન સર્વે,
જુદા આ આગારે, હૃદય નિજ કાં તે લપટતા ?
અહા ! જ્યાં ધારે એ, જીવન કલહે, શાંતિ ધરવા,
તહીં, મૃત્યુ ઊભો; કહિં લઇ જતુ હાથ ધસડી.
સદા સૌએ કે'છે, સરવ કંઇએ શાસ્ત્ર મહિં છે,
પરંતુ જોવાને, જરિ ન મરવા તે દિલ ધરે;
પ્રિતિના પાત્રે જે, ભભકપુરમાં, પંક્તિ દિસતી,
સદા તે કે'વાનું, અધિક અધિકા તો બલ થકી.
પ્રિતિ નિશા પીને, કંઈ નહિ કહો, અન્ય જનને,
હતી જો પ્રીતિ તો, નવ કંઇ કરૂં હું, તમ કને;
અને વિચારી જો, બડબડ કરી તું પણ કરે,
મહા મોટાં પાપો, કદિ નહિ જજે, મસ્ત કરશે.
કદા જોતાં રૂડું, વપુ મનુજનું તેથી પણ શું ?
જરા ના જાણું હું, કયમજ પરમેશે વળી કર્યા,—
ગુલાબી ગાલો આ, વળી પણ ઘણાં રૂપ નવલાં,
દિપાવા શું સૌ આ, દિલગીરી અહિં અસ્ત જગને ?
હવે પ્રીતિપાત્રો, અગણિત પીને મસ્ત બનતો,
અહા ઉષ્મા જેની, મરણ પણ ના દૂર કરતું;
અને જે પાસેથી, જરી પણ જતા તે અટકતા,
ચજ્યા શંકા ધારી, નહિ નહિ જ ઉષ્મા સહી શકયા.
અહીં આ મસ્તીમાં, ડુબી મરૂં હું તો પૂર્ણ રસથી,
પ્રિતિ આત્મા અંતર, સરવ મુજનું ના કંઈ ગણી;
સુખોની આશાના, વળી નવ ડરૂં દુઃખથી જરા,
વીંટાયો સૌ પાસા, પવન અગનિ પાણી પૃથિવી.

**વિશ્વવિહારી અનુજ.**

---

# સગુણોપાસના.

( મળેલું )

આર્યાવર્તમાં ઘણા જ પ્રાચીન સમયથી મૂર્તિપૂજાની ઉત્કૃષ્ટ ભાવના સ્વાભાવિક રીતે જ પ્રચલિત છે તથાપિ પશ્ચિમાત્ય સ્થૂલ પદાર્થ વિજ્ઞાનના સંસર્ગોથી આર્યજનોના મનમાં એ વિષેની શ્રદ્ધા, કોઈ પણ રીતે ન કળી શકાય તેવા રાજ્યતંત્રની ઉથલપાથલ અને એવા રાજ્યતંત્રના પરિણામે જુલમો અને દુઃખો અસંખ્ય વેઠ્યા છતાં, એ મૂળ ભાવનાનો સંસ્કાર સાવ નિર્મૂળ થવા પામ્યો જ નહિ ત્યારે કુનિત થાય છે કે આર્ય પ્રજાના અંતઃકરણમાં અનંત કાળથી એ સંસ્કાર મજબૂત બેઠેલો છે પરંતુ અધુના અપાતી સારવગરની કેળવણી કેવળ પશ્ચિમાત્ય પ્રદેશના સ્થૂલ પદાર્થ વિજ્ઞાન ધોરણ ઉપર જ રચાએલી હોવાથી તેમાં આર્યધર્મોના રહસ્યો સંબંધી કાંઈ પણ જ્ઞાન આપવામાં આવતું નથી એમ કહીએ તો ચાલે તેથી માત્ર ઇંગ્લિશ પાઠશાળાઓમાં અમુક અમુક વિષયો જ ગોખીને પોપટીઆ જ્ઞાનરૂપી કેળવણી લઈ તૈયાર થયેલા અને આર્ય ધર્મના રહસ્યજ્ઞાન તેમ જ અનુભવજ્ઞાનથી કેવળ રહિત, તથા આર્યધર્મના ગૌરવ અને મહત્ત્વની હવી પણ ખબર નથી એવા, અનભિજ્ઞ સુધરેલાની "મૂર્તિપૂજા" વિષે ખેદકારક અનાસ્થા ઉપજતી જોઈ તથા સંસર્ગદોષથી સ્વધર્મભ્રષ્ટ થતા જોઈ તેઓની દયામણી અને ઉપહાસ્યસ્પદ સ્થિતિનો વિચાર કરી એક અધ્યાત્મજ્ઞાનસ્થ યોગારૂઢ મહાત્માએ, તેઓના ઉપર પરમ કારુણ્યથી અનુકંપાવાન થઈ મને સૂચના કરી છે તે ઉપરથી એ મહાત્માશ્રીની સૂચનાનુસાર આ વિષય હાથ ધરવામાં આવ્યો છે જેને વાચકવર્ગ અભ્યાસપૂર્વક મનન કરવા અને નિદિધ્યાસનમાં ઉતારવા કૃપા કરશે તો આ મે ઉઠાવેલો શ્રમ સાર્થક છે એમ માનીશ

આરંભમાં આટલી સૂચના કર્યા પછી "મૂર્તિપૂજા"ની આવશ્યકતા અને તેનું આદિ સ્વરૂપ એ વિષયનું અત્ર પ્રાપ્ત થાય છે પ્રથમતઃ મૂર્તિપૂજાનું આદિ સ્વરૂપ વિચારવાથી અધુના પ્રચલિત મૂર્તિપૂજાનો તેમાંથી યથાર્થ ખુલાસો મળી આવશે

---

* આપણી શાળાઓમાં આર્યધર્મનું જોઈએ તેવું અને તેટલું શિક્ષણ અપાતું નથી એ ખરી વાત છે આર્યધર્મના ગૌરવ અને મહત્ત્વનું આપણા યુવકોને જોઈએ તેવું જ્ઞાન હોતું નથી એટલે અંશે અમને રા. સહકાર જેટલો જ ખેદ છે પણ આપણી વર્તમાન કેળવણી "સ્થૂલ પદાર્થ વિજ્ઞાનના ધોરણ ઉપર જ રચાએલી" છે એમ એ કેળવણીના અનુભવવાળો કોઈ પણ વિચારશીલ પુરુષ નહિ જ કહી શકે છેક ગુજરાતી ધોરણોથી માંડી છેવટની "ડિગ્રી" સુધી કેટલો અને કેવો બોધ મળે છે એ વિષે યથાર્થ જ્ઞાન મેળવવા રા. "સહકાર" પ્રયત્ન કરશે તો એમને સહજ જણાશે કે શેકસપિઅર, મિલ્ટન, સ્પેન્સર, વર્ડ્ઝવર્થ, ટેનિસન, બ્રાઉનિંગ, કાર્લાઇલ, રસ્કિન, એમર્સન બટલર, માર્ટિનો, ભગવદ્‌ગીતા, ઉપનિષદ્‌, શાંકર શારીરકભાષ્ય આદિ ગ્રન્થોદ્વારા અપાતી કેળવણી એ "સ્થૂલપદાર્થ વિજ્ઞાનના ધોરણ ઉપર જ રચાએલી" છે એ કેવળ ગતાનુગતિક અનભિજ્ઞતાની ભરેલી જ ઉક્તિ છે કદાચ અમારા કેટલાક વાચકોને આવા મહત્ત્વના વિષયમાં ભ્રાન્તિ થાય, એ ભયથી આટલું લખવાની જરૂર પડી છે

તન્ત્રી

અનાદિ અનંત બ્રહ્મ સ્વરૂપમાંથી જ્યારે સ્વેચ્છાનુસાર "**एकोहं बहु स्याम्**" એ વેદોક્ત શ્રુત્યનુસાર સૃષ્ટિસર્ગનો વિસ્તાર થયો ને અવ્યક્તથી પ્રકૃતિકાર્ય સૂક્ષ્મ પંચમહાભૂત અને સ્થૂળ પંચમહાભૂત બ્રહ્માંડ અને પિંડની રચના પ્રથમતઃ બ્રહ્મા ભગવાને કરી અને તેમાં પૂર્વે મહાકલ્પાનુસાર લય વખતે જે જીવોને મહામાયાએ પોતાના અંકમાં સુવાડી દીધા હતા તેણે સ્વવાસનાનુસાર પિંડ ધારણ કર્યા અને એ વિચરવા લાગ્યા, ત્યારે તેને પ્રથમ બ્રહ્મા ભગવાને પાર્થિવપૂજાનો ઉપદેશ કર્યો હતો. ( જુઓ ગીતા અધ્યાય ૩ જો, શ્લોક ૯ થી ૧૪ ). એટલે કે પ્રથમ વેદમાં કહેલા મુખ્ય ત્રણ દેવોની ઉપાસના બતાવી હતી તે ત્રણ દેવો વેદમાં કહેલા મુખ્ય અગ્નિ, વરુણ અને મિત્ર. દરેક વેદ અથવા ત્રણે વેદના આરંભમાં અગ્નિની સ્તુતિના મંત્રો છે તેથી વેદમાં અગ્નિ મુખ્ય દેવ ગણાય છે. એ દેવની પ્રતિમાનું સ્થાપન પૃથ્વી ઉપર કુંડ કે સ્થંડિલ–વેદિ–કરી તે ઉપર આવાહન થાય છે અને એ પ્રમાણે વેદોક્ત મંત્રોચ્ચાર પૂર્વક આવાહન કરી પછી ચંદન, પત્ર, પુષ્પ, સુગંધી દ્રવ્ય અને સમિધ્ તથા હવિષ્યાન્ન ( લવણ રહિત રાંધેલા સાત્વિક અન્નો તેમાં મુખ્ય નીવાર ક્રમોદ એ હવિષ્યાન્ન ગણાય છે ) ઇત્યાદિથી પૂજા કરી તેની તૃપ્તિ કરવામાં આવતી હતી. બ્રહ્મા ભગવાને પ્રજાને પ્રથમ સરજીને યજ્ઞાદિ કરવાની આજ્ઞા આપી છે ( જુઓ ગીતા અધ્યાય ૩ જો, શ્લોક ૯ થી ૧૪ તથા ત્રણે વેદની સંહિતાના પ્રથમ મંત્રો ). આ પ્રમાણે અગ્નિપૂજા શરૂ થયા પછી વરુણપૂજાની પણ શરૂઆત થઈ અને તેને અવલંબી ચાતુર્માસ્યાદિ યજ્ઞો તથા ક્વચિત્ યજ્ઞાદિમાં વરુણની કાષ્ઠ, ધાતુ કે પાષાણની મૂર્ત્તિ બનાવી તેમાં સ્વરોચ્ચાર પૂર્વક વરુણનું આવાહન કરી તેની પૂજા કરવાનો પ્રચાર પ્રચલિત થયો. ત્યાર પછી થોડેક કાળે અથવા વેદના જ સમયમાં મિત્ર (સૂર્ય) આખા વિશ્વને પોષે છે માટે તેને પણ પૂજાદિ સામગ્રીથી પૂજા કરવાનું પ્રચલિત થયું.

ઉપરના ત્રણે દેવોની પૂજાના કાળ નિર્ણયની અત્ર જરૂર નથી પણ લગભગ ત્રણે દેવોની પૂજાની શરૂઆત સાથે સાથે જ સૃષ્ટિસર્ગના નિર્માણ પછી તરત જ થયેલી છે. એ ત્રણે ઉપાસ્ય દેવો આ વિશ્વના નિયંતાના પ્રતીક સ્વરૂપ છે એમ માની, એ સાકાર દેવોનું પૂજન પરમાત્માની પ્રાપ્તિને અર્થે, પ્રથમ પૂર્ણ શ્રદ્ધા અને આવશ્યકતા પૂર્વક, કરવાની વેદમંત્રોમાં જરૂર બતાવી છે. તેથી ત્રિવર્ણસંધ્યોપાસનથી સૂર્યનું, તીર્થાદિથી વરુણનું, અને વૈશ્વદેવાદિથી અગ્નિનું, પૂજન સૃષ્ટિનિર્માણકાળથી તે અદ્યાપિ પર્યંત કરતા આવ્યા છે અને કરે છે, તે ચોખ્ખી પાર્થિવ મૂર્તિપૂજા જ છે. ત્યાર પછી, થોડાક સમય પછી, એ દેવોને સત્ત્વ, રજ, તમ, એવાં ત્રિગુણાત્મક રૂપો આપી, બીજા પણ ઘણાક દેવો અમુક સત્ત્વભેદે કલ્પવામાં આવ્યા. જે સઘળા મળી તેત્રીશ દેવોનું વર્ણન વેદમાં છે અને તેના ભેદ થતાં પુરાણાદિ કાળમાં તેત્રીશ ક્રોડ દેવોની સંખ્યા બાંધવામાં આવી; પણ તે સઘળા ભેદ ઉપરના ત્રણ દેવોના જ કર્મ સ્વભાવ ઉપરથી બહુ રૂપે કલ્પવામાં આવેલ છે. ઉપરના ત્રણ દેવોનાં બીજાં ત્રણ નામઃ–બ્રહ્મા, વિષ્ણુ, , અને રુદ્ર, એવાં પણ છે, કારણ કે ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર રૂપે એ ત્રણ નામ તેઓનાં છે. એવી જ રીતે એ તત્ત્વસ્વરૂપ દેવોની સમજણ જેમ જેમ મનુષ્યો ન સમજવા લાગ્યા તેમ તેમ મહર્ષિઓએ તે દેવોની સત્ત્વાનુગુણાકાર પ્રતિમાઓ સાંકેતિક આયુધાદિ હાથમાં આપી, તે તે દૈવી શક્તિ પ્રદર્શિત કરી, યથાર્થ ઉપ-

દર્શનો માર્ગ નિર્માણ કર્યો અને તે પ્રતિમાઓમાં સ્વરશાસ્ત્રાનુસાર મૂળ સત્ત્વો, અથવા તત્ત્વોનો આવિર્ભાવ સિદ્ધ કરવાને માટે પ્રતિમાની માનિક બળ યુક્ત પ્રતિષ્ઠા કરી પૂર્વે જે કાર્ય સત્ત્વોના પૂજનથી સિદ્ધ થતુ હતુ તે કાર્ય પ્રતિમાદ્વારા સિદ્ધ કરવાનો માર્ગ ખુલ્લો કર્યો

પ્રથમ જે અગ્નિ, વરુણ, અને મિત્ર (સૂર્ય) ની પૂજા નીકળી હતી તે કાંઈ અત્યારે નથી ચાલતી એમ નથી. પણ એ પૂજા એકલા આર્યાવર્તમાં જ પ્રચલિત છે એમ કાંઈ સિદ્ધ થતુ નથી ગ્રીક, મિસર વગેરે દેશોના પ્રાચીન ઇતિહાસ ઉપરથી સિદ્ધ થાય છે એવા સિદ્ધાન્તોના આધારે તે પૂજાઓમાથી જ હાલની મૂર્તિપૂજા નીકળી છે એ બતાવવાનો અત્ર આશય છે

પ્રથમ જે અગ્નિ, વરુણ અને સૂર્યની પૂજાનો પ્રચાર ચાલ્યો હતો તે એવા ઉદ્દેશથી ચાલ્યો હતો કે,–આ વિશ્વનાટકના મુખ્ય પાત્રો આ ત્રણ દેવો જ છે અને તે ત્રણ દેવોની આ નાટ્યભૂમિપર પૂજનવિધિથી પ્રસન્નતા મેળવવામા આવશે તો તે પડદા પાછળ સતાઈ રહેલ સૂત્રધારના દર્શન આપણને થયા વિના રહેશે નહિ, અને થયુ પણ એમ જ સ્વરોચ્ચાર અને મન્ત્રોચ્ચાર પૂર્વક યજ્ઞો કરવાથી વિશ્વનિયન્તા પોતે યજ્ઞકુંડમાથી જ યજ્ઞનારાયણ રૂપે સાકાર રૂપ ધારણ કરી બ્રાહ્મણોને "વર બ્રૂહિ" કહી પ્રસન્ન થતા અને યથાર્થજ્ઞાનપૂર્વક મોક્ષમાર્ગ પણ યજ્ઞકર્મથી જ પ્રાપ્ત થવાનુ યજ્ઞનારાયણે કહ્યુ છે, એટલે કે સ્વાર્પણથી જ સર્વાત્મભાવ પ્રાપ્ત કરી શકાય છે અને સ્વાર્પણ શીખવા માટે જ યજ્ઞયાગાદિ કર્મો છે વળી સૂર્ય અને વરુણ દેવે પણ સાકાર રૂપો ધરી પોતાના ભક્તોને ઐહિક સુખ અને પારમાર્થિક માર્ગ બતાવવાની કથા પુરાણાદિમા છે તે કાંઈ ખોટી નથી પણ તે સઘળુ યુક્તિપૂર્વક પૂજન અને સ્વરોચ્ચારથી દેવોનુ આવાહન યથાવત્ કરવામા જ સમાયેલુ છે અને એટલા માટે જ આર્ય ધર્મશાસ્ત્રોમા વારવાર કહ્યુ છે કે મન્ત્રોચ્ચાર અને ઉપાસનાનો વિધિ ગુરુ મુખેથી યુક્તિપૂર્વક, તેઓના સત્સમાગ સાથે, ગ્રહણ કરવામા આવે, તો જ ફલિત થાય છે એટલા માટે જ,–"ગુરુ વિના જ્ઞાન નહિ" એમ કહેવામાં આવે છે

"એ બિન ગુરુ કોઉ ભેદ ના પાવા, ધરતીમે આકાશ લો ધાવા,
પરેવે પ્રીત ગુરુસેં કરીએ, પ્રેમનગરમે તબ પગ ધરીએ

——"આત્માનુભવી વઝહન"

અદ્યાપિ પર્યંત ગુરુ વિના કોઈને યોગ્ય માર્ગ હાથ લાગ્યો નથી એટલા માટે જ *દત્તાત્રેય જેવાને પણ ગુરુ કરવાની આવશ્યકતા પડી છે શ્રી શુકદેવાદિને પણ તેમ જ થયુ છે. એ કથા આસ્તિક મનુષ્યના જાણવા બહાર હશે નહિ આટલી સૂચના અત્ર કરવાનુ કારણ, મૂર્તિપૂજા કે ઉપાસનાથી લાભ થતો નથી એવા ખોટા ઉદ્ગારો, એ રહસ્યથી અજ્ઞાન

---

* પ્રસંગવશાત્ અમારા વાચકોને પ્રકૃતવિષયમા શાસ્ત્રનું શુ રહસ્ય છે એ સૂક્ષ્મ દૃષ્ટિએ વિચારી જોવા વિનતિ છે દત્તાત્રેયે કેવા કેવા પદાર્થોમાથી જ્ઞાન મેળવ્યુ હતુ એ લક્ષમાં લેતાં સમજાશે કે વિશ્વ એ દેવો મોટો ગુરુ છે એ બતાવવાનુ શાસ્ત્રનુ મુખ્ય તાત્પર્ય છે શ્રીશંકરાચાર્યને પણ આ વાતનુ એમના ગુરુએ સૂચન કર્યુ હતુ એ શંકરદિગ્વિજય જોતાં જણાશે.

તન્ત્રી

પ્રાણીઓના મુખથી સાંભળીએ છીએ તે, તેઓએ લીધેલા માર્ગની જ ખામી છે; અને યોગ્ય માર્ગે બતાવનાર હાથ કર્યા વગર જેમ તેમ દોડ્યા જવાથી જ એવાં ખેદકારક પરિણામ આવે છે તે અટકાવવા માટેનું જ છે.

વેદમાં જણાવેલા એ ત્રણ મુખ્ય દેવોમાંથી જ શક્તિ, અને ગણપતિની ભાવના નીકળી છે, તે એવી રીતે કે પંચમહાભૂતો રૂપી દેવોથી જ આ વિશ્વનાટક ચાલે છે, તેથી ત્રણને બદલે પાંચ દેવનું પૂજન પ્રચલિત થયું. એટલે આપણે ઉપર વિચારી આવ્યા તેમ દેવોના ગુણ કર્માનુસાર અનેક ભેદ પડતાં તેત્રીશ ક્રોડ દેવોની સંખ્યા થઈ છે. તે એવી રીતે કે જેમ સૂર્ય એક જ છે પણ તેના ગુણ કર્મ સ્વભાવથી તેનાં સહસ્ર નામ પાડવામાં આવેલાં છે, એવી જ રીતે વરુણ અને અગ્નિનાં નામો પણ ઘણાં પાડવામાં આવ્યાં છે. તે જ પ્રમાણે વાયુનાં પણ કર્મ ગુણ અને સ્વભાવ ભેદે ઘણાં નામો છે. (જુ. અમરકોશ). એ પ્રમાણે જેમ જેમ એક એક રૂપ દેવ ઘણા પ્રકારનાં કર્મો કરે છે એમ આર્યોને માલમ પડતું ગયું તેમ તેમ તેઓને બહુ નામ રૂપથી પૂજવા લાગ્યા

સૂર્યનું બીજું નામ વિષ્ણુ છે અને વરુણ, ગણ, એટલે દાસ, ચાકર, ઇત્યાદિના પતિ, હોવાથી તેનું નામ ગણપતિ છે, અને પૃથ્વીને શક્તિરૂપે પૂજવામાં આવે છે. અગ્નિને સૂર્યરૂપે પૂજવામાં આવે છે અને વાયુને રુદ્ર, શિવ અથવા શંકર રૂપે પૂજવામાં આવે છે. આવી રીતે પંચમહાભૂતોને પૂજવામાં આવતા હતા તેમ અધુના તેની પ્રતિમાઓ બનાવી પૂજન કરાય છે.

આથી સ્પષ્ટ થયું કે મૂર્તિપૂજા અને દેવપૂજા આધુનિક નહિ, પણ ઘણા જ પ્રાચીન સમયથી એટલે સૃષ્ટિ નિર્માણ કાળથી તે અદ્યાપિ પર્યંત પ્રચલિત છે, આટલે સુધી મૂર્તિપૂજાનો કંઈક અંશે કાળનિર્ણય કર્યા પછી, તેની આવશ્યકતા, અને તેથી ઐહિક પારમાર્થિક પ્રાપ્ત થતો સૌખ્યલાભ એ વિચારવાનું પ્રાપ્ત થાય છે

પ્રતિમા તમામ જડ પદાર્થની હોય છે, પછી તે ધાતુની હોય કે પથ્થરની હોય અથવા કાષ્ઠ કે મૃત્તિકાની હોય પણ તે બધી પ્રતિમાઓ જડ પદાર્થ છે એ તો સિદ્ધ જ છે. ત્યારે સવાલ એ ઉત્પન્ન થાય છે કે—એવી જડ પ્રતિમાઓને નમવાથી, એ પ્રતિમાઓ આપણને શું શ્રેયસ્કર નિવડે તેમ હતી!? એમ વિચાર પ્રાપ્ત થયા વિના રહેતો નથી. પરંતુ તેમ નથી. જે જે પ્રતિમાઓની જે જે વખતે પ્રતિષ્ઠા કરવામાં આવે છે, ત્યારે મહર્ષિઓએ ઠરાવેલા અમુક અમુક મંત્રોચ્ચારથી અને તે મંત્રોની જે જે ક્રિયા વિધિ હોય તે સાંગોપાંગ આદરીને એ પ્રતિમામાં માંત્રિકતત્વોના સત્વોની પ્રતિષ્ઠા કરાય છે, સ્વરશાસ્ત્રની મહત્તા વિષેની જેને માહીતિ છે તેને ઉપર પ્રમાણે માંત્રિક સત્વો જડ પદાર્થમાં પ્રતિષ્ઠા પામે છે એ અશક્ય જેવું લાગશે નહિ. પણ જેને તે વિષેની કશી પણ ખબર નથી, તેને આ સ્થળે શંકા થયા વિના રહે તેમ નથી. પરંતુ તે શંકાનું સમાધાન કરવા સ્વર શાસ્ત્રની મહત્તા અત્ર દર્શાવતાં એક આખો ગ્રંથ થવા સંભવ છે. માટે તેમ કરવું અત્ર અપ્રસ્તુત જાણી માત્ર દિગ્દર્શન કરવાથી આપણી (આર્યની) પ્રાચીન મહાન સ્વરવિદ્યાનું ભાન થયા વિના રહેશે નહિ, એક આનક ઉપર ઝીણી રેતી પાથરી તેના કાંઠા ઉપર અમુક સૂરથી નાદ (સ્વરોચ્ચાર) કરવામાં આવે તો કીટ, પક્ષી, પશુ, મનુષ્ય ઇત્યાદિ આકારો રેતીમાં પડી રહે છે.

વળી હારમોનિયમ અથવા વીણાયંત્રથી અમુક સૂર કાઢી વગાડવામાં આવે તો સાનિધ્યમાં રાખેલ લતા, અથવા વૃક્ષને પુષ્પ અને ફળો ઈત્યાદિ ઉદ્‌ભવી નીકળે એવો આવિર્ભાવ થઈ આવે છે. અને જો અમુક વસંતાદિ રાગ અમુક સૂરથી ગાવામાં અને વગાડવામાં આવે તો અકાળે પણ વસંત ઋતુનો આવિર્ભાવ થઈ આવે છે. અને આવી જ રીતે ઇંદ્રાદિ દેવો ઋષિ મુનિના તપનો ભંગ કરાવવા અપ્સરાદિને મોકલતા તે અકાળે પણ આવા પ્રયોગ કરી વસંત-ઋતુ પ્રગટાવતાં હતાં. એવા દાખલા પુરાણોમાં થોડા નથી. ( જુઓ વાલ્મીકિ, રામાયણ શંકરનું તપ ભંગ કરવા કામદેવ ગયો હતો તે વખતનું વર્ણન ). તથા મલ્હારાદિ રાગના આલાપથી વરસાદનો આવિર્ભાવ થઈ આવે છે. એ બધા ચમત્કારો સ્વરશાસ્ત્રના છે. અને દીપકાદિ રાગના આલાપથી અગ્નિનો આવિર્ભાવ થઈ આવે છે. ઉપર સ્વરશાસ્ત્રના ચમત્કારનાં દૃષ્ટાંતો આપ્યાં છે તે સિદ્ધાંત હાલની પાશ્ચિમાત્ય જડપ્રકૃતિ–શોધક વિદ્યા પણ માન્ય રાખે છે. એટલે કે હારમોનિયમના સૂરથી પુષ્પની કળીઓને એક આધુનિક વિદ્વાને ખીલવવાનો પ્રયોગ કર્યો હતો, જેમાં તે સફળતા પામ્યો હતો, અને બીજા પણ પામી શકે તેમ છે. આથી સ્પષ્ટ થયું કે સ્વરોચ્ચારથી સત્ત્વોનો આવિર્ભાવ થાય છે. તેવી જ રીતે મહર્ષિઓએ મંત્રોચ્ચારથી પ્રતિમાઓમાં માંત્રિક બળ સ્થાપવાના નિયમો બનાવ્યા છે તે યથાર્થ સત્ય છે એમ સમજાય છે તેથી માંત્રિક બળ એ પણ સત્ય છે.

મૂળ જ્ઞાતાઓના સત્ત્વ સહિત, ઉત્પન્ન થએલા અમુક વાક્યોના સત્ત્વ સાથે, પ્રતિષ્ઠા કરનાર વ્યક્તિનું પણ હૃદયબળ, સત્ત્વમિશ્ર થઈને, જે શક્તિ પરિણમે છે, તેજ શક્તિને નમવા જરૂર પડે છે.

સંહકાર.

---

## અભેદવાદવિચાર.

૩.

( મળેલું )*.

ગયા જુલાઈ ૧૯૦૦ ના માસના સુદર્શનમાં પૃષ્ઠ ૨૭૯ મે એક " અભેદજિજ્ઞાસુ " એવી સહીવાળો પત્ર પ્રસિદ્ધ થયો છે, તેમાં કોઈ સાક્ષરવર્યે તરફથી અભેદમાર્ગના સંબન્ધમાં કેટલાક પ્રશ્નો કરેલા છે. એમની લખાવટ ખરેખર જિજ્ઞાસુભાવની હોઇને તેમાં વાદી પણું લેશ પણ જણાતું નથી, એ જોઈ આ ઉત્તર લખવાની મને પ્રેરણા થઈ આવી. મ્હારે અત્ર જણાવવું જોઇયે કે હું કંઈ પંડિત નથી, કે અભેદમાર્ગનો પ્રવર્તક કે આચાર્ય નથી, છતાં હું જે ઉત્તરો અત્ર આપવા ઉદ્યત થઉંછું તે માત્ર મ્હારો પોતાનો જ અનુભવ છે અને મને અભેદમાર્ગનું જ્ઞાન જેટલું અને જે રીતે થયેલું છે તે જ માત્ર છે, બાકી મ્હારા આ ઉત્તરો ખરા જ છે એમ મનાવવાનો લેશ પણ આગ્રહ રાખતો નથી. મનુષ્યબુદ્ધિ ભૂલનું પાત્ર છે તે પ્રમાણે કદાચ અભેદનો અર્થ અન્યથા હશે તો તે નહિ બનવાયોગ્ય માનતો નથી, પરંતુ અત્યાર સુધી મને જે દૃઢ નિશ્ચય છે તે જ બતાવવા રજા લઉં છું. રા. અભેદજિજ્ઞાસુના પ્રશ્નો મ્હારા સમજવા પ્રમાણે નીચે પ્રમાણે છેઃ—

---

* લેખક–રા. રા. ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

૧. જીવ અલ્પજ્ઞ છે, બ્રહ્મ સર્વજ્ઞ છે, અને જીવ તથા બ્રહ્મ ચેતનમય છે ત્યારે જગત્ જડરૂપ છે, છતાં અભેદમાર્ગમાં જીવ, બ્રહ્મ, અને જગત્, એ ત્રણેની એકતા અથવા અભેદ શી રીતે સંભવી શકે? જ્ઞાતા, જ્ઞેય,–દ્રષ્ટા,દૃશ્ય,–એ સ્પષ્ટ ભેદ તો છે જ, છતાં તેમનો પરસ્પર વિરોધ છોડી દેઈ અભેદ કેમ સંભવી શકે?

૨. અદ્વૈતસિદ્ધાન્તમાં પાપ તથા પુણ્યનો ભેદ શી રીતે હોઈ શકે?

૩. અદ્વૈત અથવા સર્વત્ર એક જ છે ત્યાં કર્મને અવકાશ ક્યાંથી? અદ્વૈત અને કર્મ, એ બે શબ્દો પરસ્પર વિરોધી નથી? વ્યવહાર અસત્ય છે તો તેને સાચવવાની શી જરૂર છે?

૪. પોતે આનંદમય રહેવું, એ જ જો અદ્વૈતનીતિનું કર્ત્તવ્ય મનાતું હોય તો એ નીતિ કેવલ સ્વાર્થમય જ નથી?

૫. વાસનારહિત થવું એ અદ્વૈતનીતિનું કર્ત્તવ્ય–જીવન્મુક્તિનું સ્વરૂપ–ગણાય છે, તો પછી આનંદમય પોતે રહેવારૂપ સ્વાર્થી નીતિ અને વાસનારહિત રહેવારૂપ આ અસ્વાર્થી નીતિ, એ બને પરસ્પર વિરોધી નથી? વાસના તો જનસ્વભાવમાં જ છે, તો તેનો બાધ કેવી રીતે સંભવી શકે?

૬. વ્યાવહારિક દૃષ્ટિએ ભેદ અને પારમાર્થિક દૃષ્ટિએ અભેદ મનાય છે, તો તે શી રીતે?

ઉપર પ્રમાણે ૭ પ્રશ્નો એમના લેખ ઉપરથી મને સમઝાયા છે, અને તેથી તેના જ ઉત્તરો આપુંછુંઃ+—

૧. પ્રથમ પ્રશ્નનું ઉત્તર જીવ એ શું છે તથા બ્રહ્મ અને જગત્ એ શું શું છે, તે યથાર્થ સમઝાયાથી થઈ શકે છે. અદ્વૈતસિદ્ધાન્ત જીવ અને જગત્ બને પદાર્થના ઉપાદાનકારણરૂપ બ્રહ્મને માને છે. કારણ અને કાર્ય વચ્ચે જેમ અભેદ છતાં ભેદ છે, એવી રીતે આ પણ છે. વસ્ત્ર એ કારણ અને અંગરખો કાર્ય છે, અથવા સૂત્રરૂપ તંતુઓ કારણ છે અને વસ્ત્ર કે પટ એ જેમ કાર્ય છે, તેવું અત્ર પણ છે. તંતુ અને વસ્ત્ર વાસ્તવિક ભિન્ન નથી, પણ અમુક આકારમાં કૃત્રિમ સાધનોથી ગોઠવવામાં આવેલા તંતુઓને વસ્ત્ર એવી સંજ્ઞા આપેલી છે અને વ્યવહારમાં અંગરખો, કોટ, ટોપી, પાઘડી, વગેરેને માટે એ સર્વે જુદાં જુદાં નામો નહિ વાપરતાં માત્ર વસ્ત્ર નામ જ વાપરવામાં આવે, તો કશું સમઝાય નહિ જ; માટે વ્યવહાર ખાતર જ એક જ વસ્ત્રનાં જુદાં જુદાં નામો પાડી લેવામાં આવ્યાં છે, પણ એ નામો સ્થિર નથી જ, માત્ર આકૃતિને જ અધીન છે. અંગરખાની ગૂંઠણ સુધીની લંબાઈ કાપીને કમર સુધી જ રાખવામાં આવે, તો તે બંડી કે પહેરણ એવા નામને ધારણ કરે છે. આમ આકારને અધીન નામો હોય છે, તેમાં એ આકાર તથા નામ બંને વારંવાર બદલાઈ શકે છે, એક જ સ્થિર રહી શકતાં નથી, પણ તંતુમય વસ્ત્ર તે ત્રણે કાલમાં સ્થિર જ છે, તેમાં કોઈ ફેરફાર કરી શકે તેમ નથી જ. વસ્તુજ્ઞાન સર્વ દેશોમાં સર્વ મનુષ્યોને એક સરખું જ હોય છે, પરંતુ તેનાં વ્યવહારને માટે પાડેલાં નામો ભિન્ન ભિન્ન દેશોની ભાષાઓમાં ભિન્ન ભિન્ન હોય છે. આ સર્વ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે વસ્તુ

---

+. શાસ્ત્રાધારરહિત કેવલ યુક્તિથી જ આ ઉત્તરો માગ્યા છે, તે પ્રમાણે આપવા યત્ન કરેલો છે.

સ્થિર અને અચળ છે, પણ તેના નામ ( names ) અને રૂપ ( forms ) જુદા જુદા લોકોએ પાડેલા હોય છે

આવી રીતે **નામ** અને **રૂપ** એ બન્ને કૃત્રિમ ઠરે છે હવે જે જે કૃત્રિમ છે તે તે વ્યાવહારિક માત્ર છે, તથા જે જે વ્યાવહારિક છે તે તે અસ્થિર હોવાથી અસત્ છે, અને જે ત્રણ કાળમા સ્થિર રહે અને સર્વ સ્થળે એક રૂપે જણાય અને જ્ઞાનરૂપ છે, તે વાસ્તવિક અને સત્ છે

હવે જીવ બ્રહ્મ, અને જગત્‌ના સબન્ધમા એકતા તથા ભિન્નતાનો તપાસ કરિયે એક દીવો છે, તેને ચિમનીના કાચમા પુરવામા આવે એ કાચના આવરણ ઉપર એક સૂતનો ગોળો ચઢાવવામા આવે, અને એ સર્વ આવરણોને એક ઓરડામા રાખવામા આવે હવે જે દીવો છે તે જ આત્મા પરમાત્મા કે **બ્રહ્મ** છે અને ઉપર કહેલા સર્વ આવરણો સહિત તે દીવાને **જીવ** નામ મળેલુ છે અર્થાત્ આવૃત બ્રહ્મ અને અનાવૃત બ્રહ્મ એમ બે નામ એક જ દીવાના આવરણો રૂપી આકારને લીધે માત્ર વ્યવહાર માટે પાડેલા છે આવરણો ખસી જાય, એટલે કે આકૃતિ ફરી જઈ મૂળ રૂપે દીવો રહે, તો તે **બ્રહ્મ** જ છે અને આવરણો તે આકારરૂપ જ છે દીવો ત્રણે કાળમા સ્થિર છે અને ચિમની આદિ આકૃતિયો અને તેને લીધે પડતા તેના નામો માત્ર જુદા જુદા તથા અસ્થિર છે આમ એક જ દીવો વસ્તુતાએ—વાસ્તવિક રીતે—સત્ છે, સ્થિર છે તે જ દીવો આકૃતિ અને નામ રૂપે અસત્ છે, અસ્થિર છે આવી રીતે એક જ વસ્તુના વ્યવહાર ખાતર ઘણા નામો આકારભેદથી પડી શકે, પણ તે વસ્તુ તો એમની એક જ હોય છે માટે **અલ્પજ્ઞ અને સર્વજ્ઞ, ચૈતન્યમયતા અને જડતા,** એ સર્વ ઉપાધિગણભેદે કરીને વિશેષો એક જ **બ્રહ્મના** છે

આ ઉપરથી જણાય છે કે કારણ અને કાર્ય બન્ને એક જ વસ્તુ હોવા છતા બન્નેના વિશેષો પરસ્પર વિરુદ્ધ જ હોય છે જીવપણુ અસ્થિર છે તો બ્રહ્મપણુ સ્થિર છે, તેમ, તેમ જ વસ્ત્રપણુ અસ્થિર છે અને તંતુઓ સ્થિર છે, તેમ જેમ મૃત્તિકા સ્થિર છે અને ઘટાદિવાળી મૃત્તિકા અસ્થિર છે તેમ આમ એ જ પદાર્થ વિરુદ્ધ વિશેષને યોગ્ય માત્ર કારણગણુતને લીધે બની શકે છે અર્થાત્ વસ્તુનો ભેદ નહિ પણ વસ્તુના વિશેષોથી ભેદ છે એક જ માણસ પાસે ડેપ્યુટી કલેક્ટરની જગોનો તેમ જ સીટી માજીસ્ટ્રેટનો એમ બે ચાર્જ હોય, અને તે માણસરૂપ વસ્તુ એક પણ ડેપ્યુટી કલેક્ટર અને સીટી માજીસ્ટ્રેટ એ બે જુદી જુદી વ્યક્તિ ગણવામા આવે છે, તેવુ આ પણ છે સૂર્ય આ જગતમા એક જ છે, છતા રાશિગત સૂર્ય બાર ગણાય છે, તેવુ આ પણ છે પ્રત્યેક વસ્તુને પાચ પ્રકાર હોય છે અસ્તિ, ભાતિ પ્રિય નામ, અને રૂપ એક તો એ વસ્તુ છે, તેમા કઈ જ શક નથી—કઈ પણ ભાષાની પ્રવૃત્તિ ન જ હોય તો પણ મનુષ્યને વસ્તુદર્શનથી તેનુ કઈ છે એવુ ભાન તો થાય છે જ, માટે તે વસ્તુ 'અસ્તિ' એમ છે બીજુ '**ભાતિ**' એટલે ભાસે છે આ કઈ છે તે પ્રત્યક્ષ દેખાય છે—ભાસે છે, એમા પણ કઇ શક નથી ત્રીજુ '**પ્રિય**' એ વસ્તુમા એક પ્રકારની પ્રીતિ—મમત્વ—હોય છે, અર્થાત્ એ વસ્તુના જ્ઞાનથી તેની પ્રીતિ થાય છે, એ પણ સત્ય જ છે આવી રીતે અસ્તિ ભાતિ, અને પ્રિય, એ ત્રણ [illegible] એ વસ્તુ સ્થિર કે સત્ય છે પરતુ નામ અને રૂપ, એ બે તો ઉપર બતાવ્યા પ્રમાણે [illegible] ખાતર માત્ર આપણે આપેલા ધર્મો છે, તે કઈ વસ્તુના

નથી, માટે એ બે અસ્થિર કે અસત્ય છે. આવી રીતે વિરુદ્ધવિશેષણવાળો પણ પદાર્થ એક જ છે. માટે વસ્તુતઃ અભેદ અને વ્યવહારતઃ ભેદ છે અને અભેદ સત્ય અને ભેદ અસત્ય, આભાસિત માત્ર છે, એ વાત સિદ્ધ સમઝાય છે. આટલો પ્રથમ પ્રશ્નનો ઉત્તર અપાયો છે. હવે દ્વિતીય પ્રશ્ન લઇયે.

૨. ઉપર પ્રમાણે જ્યારે વાસ્તવિક અને અવાસ્તવિક કે વ્યાવહારિક, એમ દૃષ્ટિના બે પ્રકાર માનિયે, તો પછી બીજી અવાસ્તવિક દૃષ્ટિ જેને છે તેને તે રૂહે ત્યાં સુધી પાપપુણ્યનો ભેદ છે. જ્યાં સુધી એ ભેદદૃષ્ટિ (આપણે તેને ભેદ અભેદ એમ દૃષ્ટિનાં જ રૂપ માનીશું) છે ત્યાં સુધી કર્તવ્યો છે જ. વ્યવહાર છે જ, વ્યાવહારિક દૃષ્ટિમાં તો વ્યવહાર હોય જ. પરંતુ એ દૃષ્ટિનો જેને અભાવ થયો છે અને સર્વત્ર એકાકાર દૃષ્ટિ થઈ ગઈ છે, ભેદદૃષ્ટિ છે જ નહિ, દ્રષ્ટા જ છે પણ જ્યાં દ્રષ્ટાથી ભિન્ન દૃશ્ય દેખાતું જ નથી, ત્યાં ભેદ નહિ હોવાથી–પાપપુણ્યનો ભેદ પણ હોય જ નહિ, પણ તે એ સ્થિતિવાળાને જ. એવી સ્થિતિ થઈ છે એમ કહ્યાથી કંઈ વળતું નથી. વસ્ત્રસત્તાના જ્ઞાનનો જ અભાવ થવો જોઇયે. તંતુમયતા જ થવી જોઇયે. માટે અદ્વૈત સિદ્ધાન્તમાં વાસ્તવિક પાપ–પુણ્ય, કે કશો ભેદ, છે જ નહિ. અવાસ્તવિક રીતે જ છે.

૩. ઉપર પ્રમાણેની વાસ્તવિક દૃષ્ટિ જેને થઈ છે એવા અભેદીને કર્મનો પણ અવકાશ નથી. જ્યાં ઉપર પ્રમાણે બે પ્રકારની દૃષ્ટિનો સ્વીકાર થાય, ત્યાં અદ્વૈત અને કર્મ એ બે વચ્ચે વિરોધ રૂહેતો જ નથી. પૂર્ણ સ્થિતિવાળા અભેદીને કર્મ કરતો કોઈ દેખે તો પણ તે દેખનારની ભેદદૃષ્ટિને લીધે છે, પણ તે અભેદીને તે કર્મ બાધક છે જ નહિ. તે તો તે કરતો જ નથી. આ જ ગીતાનું પરમ રહસ્ય છે. વ્યવહાર અસત્ય છે જ અને તેને સાચવવાની કશી જ જરૂર નથી, પરંતુ આપણે પોતાથી જ તેને છોડતા નથી, એ પરમ આશ્ચર્ય છે! આપણને વ્યવહાર સાચવતાં સુખ જોઇયે છે, પરતુ અસત્યથી સુખ કદી મળવાનું નથી જ, અને તે જાણતાં છતાં પણ તે ન છોડી શકાય, તો પછી તે અભેદની માત્ર વાતો કરનાર જ છે. ખરી અભેદસ્થિતિ પ્રાપ્ત કરેલી છે એમ તો નથી જ.

૪. સ્વાર્થ અને પરાર્થ–એ બે પણ ભેદદૃષ્ટિમાં જ છે, જ્યાં પર જ નથી, તેમ જ જ્યાં સ્વ પણ નથી ત્યાં સ્વાર્થ–પરાર્થ જ નથી. નિર્જન સ્થાનમાં બેસી એક માણસ જમતો હોય અને તેની પાસે કોઈ અતિથિ હાજર ન જ હોય, તો પછી તેને 'કોઇને આપ્યા વગર પોતે એકલો જ ખાય છે માટે તે સ્વાર્થી છે,' એમ કેમ કહેવાય? આવી જ રીતે અભેદસ્થિતિવાળાની દૃષ્ટિમાં પોતાથી ભિન્ન કંઈ જ ન હોય તો તેને સ્વાર્થી કેમ કહેવાય? બીજા ભેદદૃષ્ટિવાળા વ્યાવહારિકની દૃષ્ટિમાં તો તેનું એ કર્મ સ્વાર્થી છે જ.

૫. ઉપરની ૪ થી કલમના ઉત્તરમાં આનું ઉત્તર આવી જાય છે. જ્યાં બે નહિ પણ એક જ આનંદમય છે ત્યાં વાસના ન જ હોય. વાસના સ્વાર્થમાં હોયછે, પણ સ્વાર્થ કે પરાર્થ કશું જ નહિ ત્યાં વિરોધ કશો હોય જ નહિ. વાસના જનસ્વભાવમાં રહેલી છે, એ વાત ખરી, પણ તે જનસ્વભાવમાં જ છે, પણ જે જન નથી તેને કંઈ સ્વભાવ જ નથી હોતો.

૬. વ્યાવહારિક અને પારમાર્થિક દૃષ્ટિ એટલે શું તે ઉપર જણાવેલું જ છે. કારણદૃષ્ટિ અને કાર્યદૃષ્ટિ, અભેદદૃષ્ટિ અને ભેદદૃષ્ટિ, સત્યદૃષ્ટિ અને અસત્યદૃષ્ટિ, એમ બે પ્રકારની દૃષ્ટિ છે. આ જગતમાં સર્વત્ર દ્વંદ્વીભાવ દેખાય છે, અને તે એકથી બીજું ઉલટું જ હોય છે.

હા અને ના, સત્ય અને અસત્ય, નિત્ય અને અનિત્ય, એમ સર્વત્ર કારણકાર્યની ઉપાદાનતવે એકતા હોવા છતાં તેમનાં વિશેષણો ઉલટાં જ હોય છે.

**બ્રહ્મ** જગત્ તથા જીવનું ઉપાદાન કારણ જ છે તેનું શું પ્રમાણ?—એ પ્રશ્ન માત્ર કરવામાં આવેલો નથી, એટલે કંઈ કહેવા જરૂર નથી ધારતો; કેમકે પ્રશ્નકારે માત્ર અભેદમાર્ગ કબૂલ કરતાં જે વાંધા આવે છે તેના જ પ્રશ્ન કરેલ છે.

* * *

તા૦ ૩૦

આ પ્રમાણે ૭ પ્રશ્નોના ઉત્તરો યથાશક્તિ આપ્યા પછી આવી જ રીતિના બે ઉત્તરો પણ (ઑગસ્ટ–સપ્ટેંબર ૧૯૦૦ ના) સુદર્શનમાં છપાઈ ગયા છે, તે ઉપરથી જે વિચારો ઉદ્‌ભવ પામ્યા છે તે પણ અત્ર અતિ ટૂંકાણમાં દર્શાવી દઉં છું. **અભેદ** એ શબ્દનો મૂળ ધાત્વિક અને અભિધાર્થ તો–કેવલ ભેદાભાવ–જ છે, અને એ અર્થ મને પરમ ઇષ્ટ હોવાથી ઉપર તે યથાશક્તિ બતાવ્યો છે. આ સિવાય અદ્વૈતમતમાંના ભિન્ન ભિન્ન સંપ્રદાયો અનુસાર **અભેદ** શબ્દના અનેક લાક્ષણિક અર્થો કરવામાં આવે છે. જીવ, જગત્, અને ઈશ્વર, એ ત્રણનો અભેદ આમાં ઇતર સંપ્રદાયસ્થો ભિન્ન ભિન્ન રીતે માનતા હોવા છતાં, અત્ર "**અભેદ અભ્યાસી**" ના જ મતના અર્થ વિષે બોલવું ઉપયુક્ત છે. એમનો મત શુદ્ધાદ્વૈત કહેવાય છે. તેમાં મૂળ એક જ અનાદિ ઉપાદાનકારણરૂપ બ્રહ્મમાંથી જીવ (ચેતનાંશ) અને જગત્ (જડાંશ) આવિર્ભાવ પામવાનું મનાય છે. અર્થાત્ તંતુમાંથી વસ્ત્ર સ્પષ્ટ રીતે વણાય છે અને પછી તંતુ પોતે જ વસ્ત્રરૂપ હોવા છતાં આકૃતિભેદ છે એમ તેઓ સ્પષ્ટ માને છે, તેવી જ રીતે બ્રહ્મમાંથી જ બનતાં જીવ અને જગત્ બને તેનાથી સ્વરૂપભેદને સ્પષ્ટ રીતે પામે છે. આમ **આવિર્ભાવ** શબ્દ વાપરીને તેમનો સિદ્ધાન્ત પ્રવર્ત્તે છે. મૂળ બ્રહ્મ નિરાકાર નિર્ગુણાદિ હતું તે આમ આવિર્ભાવ પામી સાકાર સગુણાદિ **બનેછે**. આમ એમનો મત છે. આમ હોવાથી પણ મારા ઉપર બતાવ્યા પ્રમાણે કારણરૂપે અભેદ અને કાર્યરૂપે ભેદ એ તને અનુસરતો જ એમનો પણ મત તો થવાનો જ; પરંતુ ફેર માત્ર એટલો જ રહે કે રણમાંથી કાર્ય ખરેખર **બનેછે** એમ એમનો મત છે, તે માત્ર મને ઇષ્ટ નથી; કારણ એ કે એમાં એક જ વસ્તુરૂપ બ્રહ્મ સ્પષ્ટ રીતે રૂપાન્તરને પામે છે. અને બ્રહ્મને રૂપાન્તર મતું માનવામાં તેમાં વિકાર હોવાનો દોષ સ્પષ્ટ રીતે લાગુ થઈ શકે. અને બ્રહ્મ તો નિ- ર જ હોવું જોઈયે. માટે જ શ્રી શંકરાચાર્યજીએ **આવિર્ભાવ તિરોભાવ**નો મત નહિ નાં **આભાસ** શબ્દ વાપર્યો છે. એટલે સ્વપ્નસૃષ્ટિની પેઠે સૃષ્ટિને અજાત જ કહેલી છે. મસૃષ્ટિ ખરેખર છે એમ નહિ કહેવાય, તેમ જ એ સૃષ્ટિને **બનેછે** એમ પણ નહિ કહેવાય, **ભાસેછે** એમ કહેવું જ પરમ યોગ્ય અને લાઘવવાળું છે. આવી જ રીતે આ દૃશ્ય જગત્ પણ **બ્રહ્મ**માંથી **બને છે** નહિ, પણ **ભાસે છે,** એટલું જ મનાય, તો પછી સ્વપ્નના દૃષ્ટાન્તની પેઠે ટરી શકે છે. આ મત મને વિશેષ યોગ્ય તથા **અભેદ** શબ્દના વાચ્યાર્થને વિશેષ અનુકૂલ લાગે છે. માટે સાહિત્યદર્પણમાં કહ્યા પ્રમાણે—

मुख्यार्थबाधे तद्युक्तो ययान्योऽर्थः प्रतीयते ।
रूढेः प्रयोजनाद्वासौ लक्षणाशक्तिरर्पिता ॥

મુખ્યાર્થ—વાચ્યાર્થ—નો બાધ હોય તો જ લક્ષણા બાંધવી યોગ્ય ગણી આભાસમતે

મુખ્યાર્થને લેશ પણ બાધ નહિ આવતો હોવાથી તે જ ગ્રહણ કર્યો છે. આમ રા. 'અભેદ-અભ્યાસી' તથા મ્હારો બંનેનો મત એક જ થતો હોવા છતાં વચમાં આટલો ફેર છે તે દર્શાવ્યો છે. તો પણ વળી એક વાત અત્ર કહેવી જોઇયે કે રા. અભેદ-અભ્યાસી પોતાના લેખમાં સંપૂર્ણ વિનય સાચવી શક્યા છતાં, **ब्रह्म सत्यं जगन्मिथ्या......** એ વાક્ય સંબન્ધે જે લખે છે એ વાદીલો પ્રશ્ન અત્ર ઉઠાવવો કેવલ નિષ્પ્રયોજિત છે. તે શંકરાચાર્યોક્ત છે કે નહિ, તે તો ગમે તેમ હોય, પણ તેમાં કહેલ સિદ્ધાન્ત શંકરાચાર્યનો નથી, એમ તેઓ કહી શકશે?

બીજો લેખ રા. **નરભેશંકર અંબાશંકર** તરફનો છે. તે કોઈ પણ સંપ્રદાયનો કે અમુક આગ્રહવાળો જણાતો નથી, તો પણ મારા આપેલા ઉપરના ઉત્તરો અને તેમના આપેલા ઉત્તરો વચ્ચે જે જે અંતર હોય, તે તે સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકી યથાર્થતાનો નિર્ણય કરવા રા. અભેદ-જિજ્ઞાસુને તેમજ વિદ્વાન વાંચનારાઓને મારી નમ્ર પ્રાર્થના છે; એટલે એ વિષે તફાવતો બતાવવાની અત્ર જરૂર ધારતો નથી, કેમકે તેમ થવાથી પ્રસંગાન્તર થવાનો ભય રહે. તો પણ તંત્રી મહાશયને મારી એટલી વિનતિ છે કે આમ આવા વિષયોમાં આડકતરા પ્રશ્નો ઉત્પન્ન થતા જોતું આવે ત્યાં મૂળ ઉદ્દેશ ન જતો રહે તે માટે એ પ્રશ્નો જૂદા વિષયથી ચર્ચવાની ગોઠવણ કરી આપવા કૃપા તેમણે કરી આપવી જોઇયે.

ચ૦ શિ૦

* * રા. અભેદજિજ્ઞાસુના પ્રશ્નોની ચર્ચા પૂર્વે જણાવ્યા પ્રમાણે "અભેદવાદ વિચાર" એ મથાળા નીચે આવશે. ઉત્તર આપનાર ગૃહસ્થોની માંહોમાંહેના મતભેદ બાબતની ચર્ચા મહત્ત્વની તથા યોગ્ય રૂપે લખાએલી હોઈ લેવામાં આવશે તો તે જૂદા જૂદા મથાળા નીચે મૂકાશે. આ બે વિષયો પૃથક્ રાખવા લેખકોને વિનતિ છે.

તન્ત્રી.

---

## મહારાષ્ટ્રના સંતો.

**(મિ જસ્ટિસ રાનડેના " Rise of the Maratha Power " નામના પુસ્તકના ૮ મા પ્રકરણનું શ્રવણ-મનન ).**

**શ્રવણ.**

મિ. જસ્ટિસ રાનડે-જેના જેવું પુખ્ત,વિશાળ અને તત્ત્વવિચારી મગજ હિન્દુસ્થાનમાં ભાગ્યે જ બીજું હશે-તેઓએ હમણાં થોડાક વખત ઉપર પ્રસિદ્ધ કરેલા "Rise of the Maratha Power" નામના પુસ્તકમાં "The Saints and Prophets of Maharashtra"-એટલે **"મહારાષ્ટ્રના સંતો"** એ મથાળાનું એક પ્રકરણ લખ્યું છે. આજ પર્યન્ત મરાઠાઓનો ઇતિહાસ જે દૃષ્ટિબિન્દુથી લખવામાં આવ્યો છે તેને ખોટું ઠરાવી, નવા જ દૃષ્ટિબિન્દુથી એને અવલોકવાની આવશ્યકતા બતાવી છે; [illegible] રીતે અવલોકતાં, એ સમગ્ર ઇતિહાસ

ઉપર કેવું અદ્‌ભુત અજવાળું પડે છે, તથા આજ સુધી જે જે વસ્તુઓના ખુલાસા નહિ થએલા તે તે વસ્તુઓ સમજવાની કેવી અપૂર્વ પણ સરલ કુંચી હાથ લાગે છે, એ એમણે બહુ સારી રીતે દર્શાવ્યું છે મહારાષ્ટ્રપ્રજાના ઉદયના મિ જસ્ટિસ્ રાનડેના કહેવા પ્રમાણે મુખ્યબે કારણો છે (૧) શિવાજીદ્વારા થએલી સમસ્ત મહારાષ્ટ્ર-પ્રજાની રાજકીય ઉત્થાનવૃત્તિ, અને (૨) મહારાષ્ટ્રના સંતોએ પ્રવર્તાવેલી ધર્મવૃત્તિ આ એમાં પણ પ્રથમ કરતાં બીજાનું અધિક મહત્ત્વ છે પ્રથમ કારણ કાંઈક યુરોપીઅન ઇતિહાસલેખકોએ પણ બતાવ્યું છે, પણ તેઓ એ સમસ્ત પ્રવૃત્તિનું બીજ એક જ વ્યક્તિ—શિવાજી—ને ગણે છે, અને એનામાં બહુધા નીચ લુચ્ચાઈ જ જૂએ છે પરંતુ ખરૂં જોતાં એ ઉત્થાનવૃત્તિ માત્ર એક જ વ્યક્તિના હૃદયમાંથી નહિ પણ સમસ્ત પ્રજાના હૃદયમાંથી ઉદ્‌ભવી હતી એ વાતનું, તથા કેવી વિલક્ષણ બુદ્ધિ અને નીતિ એ મહા પુરુષમાં જોડાએલી હતી એનું એ લેખકોને કાંઈ જ જ્ઞાન નથી મિ રાનડેએ એ એક ભુલ સુધારી છે, અને પોતાના મતના આધારમાં એમણે બહુ ઉપયોગી માહિતી વાચક આગળ રજુ કરી છે બીજી મ્હોટી ભ્રાન્તિ એમણે એ બતાવી આપી છે કે મહારાષ્ટ્રનું ઉત્થાન કેવળ રાજકીય ન હતું, રાજકીય ઉત્થાનની પાછળ પ્રબળ ધર્મભાવના રહેલી હતી, અને એ ધર્મભાવના માત્ર, વર્ણવાય મનાય છે તેમ, મ્લેચ્છો સ્હામે લડી ગોબ્રાહ્મણાદિનું પ્રતિપાલન કરવામાં જ સમાપ્ત થએલી ન હતી, પણ ઉચ્ચ વિશુદ્ધ અને તાત્ત્વિક પરમાત્મદર્શનથી ભરેલી હતી

શિવાજીના દીકરા શંભાજીને રામદાસ સ્વામીએ (૧) **સર્વ મરાઠાઓને એક કરવાનો** અને (૨) **મહારાષ્ટ્રનો ધર્મ પ્રવર્તાવવાનો** ઉપદેશ કર્યો હતો એમ કહેવાય છે આ ઉપદેશના પ્રથમ ભાગનો રાજકીય અર્થ હતો, અને એ અર્થ તો સર્વના જાણવામાં સારી રીતે આવેલો છે પણ "મહારાષ્ટ્રનો ધર્મ" એ શબ્દોથી રામદાસ સ્વામીને શું વિવક્ષિત હતું એ વિષે બહુ વિચાર થએલો નથી "વૈદિક" નહિ, "પૌરાણિક" નહિ સામાન્ય રીતે "હિન્દુ" નહિ, પણ "**મહારાષ્ટ્રનો**" એમ કહેવામાં ઊંડો અર્થ રહેલો છે, અને "મહારાષ્ટ્રનો" ધર્મ જ શંભાજીના જૂસ્સાને શાંત પાડી દેશનું કલ્યાણ કરી શકશે એમ એ ઉપદેશના ઉત્તરાર્ધનું તાત્પર્ય હતું, એમ મિ રાનડે કહે છે

"મહારાષ્ટ્રનો ધર્મ" એટલે શું?—મહારાષ્ટ્રનો ધર્મ એ અમુક વ્યક્તિનો કે પાંચ પચાસ કે સો વર્ષમાં સમાપ્ત થએલો ધર્મ નથી એનો આરંભ, મુસલમાનોએ દક્ષિણ જીત્યું તે પહેલાંથી થઈ ચૂક્યો હતો દેવગિરિના યાદવ રાજાઓના સમયમાં, મહારાષ્ટ્રના આદ્ય સંત જ્ઞાનદેવે મરાઠી ભાષામાં ભગવદ્‌ગીતા ઉપર ટીકા લખી બારમા સૈકામાં બલ્લાળ રાજાઓના વખતમાં મુકુંદરાજ થયા થોડોક વખત મુસલમાનોના હલાઓને લીધે પ્રવાહ અટકી પડ્યો, પણ દેશ ધીમે ધીમે સ્વસ્થ થવા પામ્યો એટલે, મરાઠી રાજ્યના ઉદય થવાના અરસામાં, અનેક સંત સાધુઓ રૂપી જ્યોતિર્ગણથી મહારાષ્ટ્રરૂપ ગગનમંડળ ભરાયું બે સૈકા સુધી પૂર્ણ જોસથી આ પ્રવાહ ચાલ્યો, અને એ ચાલ્યો ત્યાં સુધી જ મહારાષ્ટ્રની રાજકીય ચડતી રહી, એની મન્દતા સાથે રાજકીય સ્થિતિ પણ બદલાઈ આશરે પાંચસો વર્ષ સુધી આ ધર્મપ્રવાહ વહ્યો, અને એ દરમિયાન લગભગ પચાસ સંતોએ આ ભૂમિને પવિત્ર કરી એમાંનો અડધો ભાગ બ્રાહ્મણોનો છે બાકી-

નામા ખેડૂત, દરજી, માળી કુંભાર, સોની વેશ્યાઓ દાસીઓ અને મહાર સુદ્ધાં આવે છે. આ ધર્મપ્રવાહની ખાસ ખૂબી એ છે કે પ્રજાની રગેરગમાં એ પ્રસર્યો હતો, માત્ર અમુક વર્ગમાં એનો આવિર્ભાવ હતો એમ નહોતું. વિદ્વાન અભણ, હિન્દુ મુસલમાન, ઊંચ નીચ, સ્ત્રી પુરુષ, સર્વ આમાં ભાગ લેતા નજરે પડે છે. ઉત્તર હિન્દુસ્થાનમાં તેમજ પૂર્વ હિન્દુસ્થાનમાં પણ લગભગ એ જ વખતે એ જ પ્રકારની ધર્મપ્રવૃત્તિ જોવામાં આવે છે. નાનકે પંજાબને હલાવ્યું હતું અને હિન્દુ અને મુસલમાન ધર્મ વચ્ચે એક્તા સાધવા પ્રબળ યત્ન કર્યો હતો. બંગાળામાં ચૈતન્યે લોકનું મન [illegible]ની અને શક્તિ ઉપરથી ઉઠાડી ભગવાન ઉપર પ્રવર્તાવ્યું હતું. અને રામાનન્દ, કબીર, તુલસીદાસ, સૂરદાસ આદિએ પણ હિન્દુસ્થાનના તે તે પ્રદેશમાં આ મહાન કાર્યમાં યથાશક્તિ ભાગ લીધો હતો. આ કાર્યની ઘણી સ્થિર અસર થઈ છે પણ મહારાષ્ટ્રના સંતોએ જે કર્યું છે તેના પ્રમાણમાં એ કાંઈ જ નથી. ચાંગદેવ, નિવૃત્તિ, સોપાન, મુક્તાબાઈ, જનાબાઈ, આક્કાબાઈ, વેણુબાઈ, નામદેવ, એકનાથ, રામદાસ, તુકારામ, શેખ મહમદ, શાંતિ બહામની, દામાજી, ઉદ્ધવ, ભાનુદાસ, બોધલેબાવા, સંતોબા પવાર, કેશવસ્વામી, જયરામસ્વામી, નરસિંહસરસ્વતી, રંગનાથ સ્વામી, ચોખામેળા, નરહરિ સોનાર, સાવતામાળી, બહિરમ ભટ, ગણેશનાથ, જનાર્દનપંત, મુધોપંત—ઇત્યાદિ સંતોનાં નામો જોતાં મહારાષ્ટ્રધર્મપ્રવાહ અન્ય પ્રવાહો કરતાં વધારે સબળતર હતો એ સ્પષ્ટ જણાય છે. વળી મહારાષ્ટ્રમાં બ્રાહ્મણોનો સંતમંડળમાં જેટલો ભાગ છે તેટલો હિન્દુસ્થાનના અન્ય પ્રદેશમાં જોવામાં આવતો નથી. ત્યાં વૈશ્ય અને ક્ષત્રિયોની વધારે સંખ્યા છે.

મિ. રાનડે મહારાષ્ટ્રના સંતોએ ચલાવેલા આ ધર્મપ્રવાહને યુરોપના 'રેફર્મેશન' (પ્રૉટેસ્ટન્ટોએ કરેલો ધર્મસુધારો) નામની ધર્મપ્રવૃત્તિ સાથે સરખાવે છે અને કહે છે કે—

(૧) પ્રથમ તો—જેમ 'રેફર્મેશન'માં પોપ અને એના સ્થાપેલા ધર્મગુરુઓની સત્તા સામે વાંધો લેવામાં આવ્યો હતો, તે જ રીતે આ સંતોએ બ્રાહ્મણની સત્તા વિરુદ્ધ, એમની અનન્ય સામાન્ય પવિત્રતા વિરુદ્ધ, તેમ જ નાતજાતના બંધનો વિરુદ્ધ પોતાનો ઉપદેશ ચલાવ્યો હતો. યુરોપમાં ધર્મગુરુઓ (Clergy) અને પરમ આચાર્ય (Pope) લાંબા વખતથી પ્રમાણભૂત થઈ પડ્યા હતા, અને રોમન રાજ્યનો વિનાશ કરનાર જંગલી પ્રજાઓને સુધારવામાં અને એમને મનુષ્ય બનાવવામાં પૂર્વે બહુ ઉપયોગી સેવા બજાવી હતી પણ કાળ જતાં પ્રજાની સેવા બજાવવાને બદલે, ધણી થઈ પડી તેઓ અનેક પ્રકારનો જુલમ કરવા લાગ્યા અને પ્રાયશ્ચિત્ત આદિ બહાને લોક પાસેથી પૈસા પડાવવા લાગ્યા. પ્રોટેસ્ટન્ટ સુધારક આ વાતની સામે થયા. એ જ રીતે અહીં બ્રાહ્મણોએ પણ એક વખત અનાર્યોને અને સમસ્ત દેશને સુધારવાની ઉપયોગી સેવા બજાવી, પણ પાછળથી તેઓ સ્વતંત્ર્ય કરતા આવ્યા, પોતાનું બ્રાહ્મણત્વ ખોયું, છતાં સર્વ વર્ણો કરતાં પોતાની શ્રેષ્ઠતા માની પોતાનો વાડો બાંધી બેઠા. સંતોએ આવી ખોટી શ્રેષ્ઠતાની દરકાર ન કરી અને સર્વમાં એક જ આત્મા છે, જે બ્રાહ્મણ ક્ષત્રિયાદિ જાતિકૃત ઉપાધિથી પર છે, એમ કહ્યું.

એમ કહેવાય છે કે એકનાથે એક વખત એક ભૂખ્યા મહારને પોતાને ઘેર જમાડ્યો, અને એ ઉપરથી એને નાતબહાર મૂકવામાં આવ્યો. એકનાથને નદીએ લઈ જઈને પ્રાયશ્ચિત્ત કરાવવામાં આવતું હતું એટલામાં પ્રભુનો એક ચમત્કાર થયો અને સેંકડો બ્રાહ્મણોને જમાડવા કરતાં એક ભૂખ્યાને અન્ન આપવામાં વધારે પુણ્ય છે એમ સિદ્ધ થયું.

જ્ઞાનદેવવગેરેને ત્યાં બ્રાહ્મણો એક વખત શ્રાદ્ધપ્રસંગે આવવા ના પાડતા હતા. પરંતુ એ બ્રાહ્મણોના પૂર્વજો આ લોકમાં આવી શ્રાદ્ધમાં ભાગ લઈ ગયા, અને ભક્તિમાં જ્ઞાતિવ્હેમ અયોગ્ય છે એમ બતાવી ગયા. જ્ઞાનદેવ કહે છે " પ્રભુ આગળ કોઈ ઉંચ નીચ નથી, સર્વ એને સમાન છે. હું ઊંચો આ નીચો એવો ભેદ કોઈ દહાડો ન ગણવો. ગંગામાં ઊંચ નીચ સર્વ ન્હાય છે, છતાં એ પવિત્ર જ રહે છે; વાયુનો ઊંચ નીચ સર્વ પ્રાણ લે છે છતાં વાયુ દૂષિત થતો નથી; પૃથ્વી ઉપર ઊંચ નીચ સર્વ ચાલે છે છતાં એ અભડાતી નથી. "

એક વખતે ચોખામેળા નામનો એક મહાર પંઢરપુરના મંદિરમાં ધુસી ગયો. બ્રાહ્મણોને ખબર પડતાં, તેઓએ એની સાથે ટંટો ઉઠાવ્યો. એણે ઉત્તર દીધો કે " હું મારી મેળે ગયો નથી. મને તો ભગવાન લઈ ગયા હતા......ઊંચ જાતિમાં જન્મ થયો એથી શું? કર્મ કર્યે શું? વિદ્યા મેળવી તો એ શું? ભક્તિ જોઇએ, પ્રેમ જોઇએ. નીચ જાતિનો મનુષ્ય પણ જો હૃદયમાં પ્રભુ ઉપર ભક્તિ રાખે, પ્રેમ રાખે, સર્વને સમાન માને, પોતાનાં અને પારકાં છોકરાં વચ્ચે ભેદ ન ગણે, અને સત્ય બોલે તો એને પવિત્ર જાતિનો જ જાણવો. પ્રભુ એના ઉપર પ્રસન્ન રહે છે. જેના હૃદયમાં મનુષ્ય ઉપર પ્રેમ અને પ્રભુ ઉપર ભક્તિ હોય એવાને એની જાતિ ન પૂછવી. પ્રભુને એનાં બાલકોમાં પ્રેમ અને ભક્તિ જોઇએ છે, નાતજાતની એને દરકાર નથી. " બ્રાહ્મણો આથી શાંત ન થયા—ચોખામેળાને એ સ્થળના અધિકારી પાસે પકડી ગયા. અધિકારી મુસલમાન હતો, છતાં એણે ચોખામેળાને બે બળદને પૂંછડે બાંધીને ધસડવાનો હુકમ કર્યો, પણ બળદ ચાલ્યા જ નહિ!

આ સર્વ ઉપદેશનું ફલ એ થયું છે કે મહારાષ્ટ્રમાં જ્ઞાતિભેદને પરમાર્થમાંથી દૂર કરી માત્ર વ્યવહારમાં જ રાખવામાં આવ્યો છે, અને તેમાં પણ શિથિલતા નજરે પડે છે. છેક દક્ષિણમાં બ્રાહ્મણની પવિત્રતા વિષે કેવો આગ્રહ છે, બ્રાહ્મણની શેરીમાં અન્ત્યજ વર્ણને ફરવાને પણ કેવી મના હોય છે એ ધ્યાનમાં રાખી, એની સાથે મહારાષ્ટ્રને સરખાવી જોતાં આ વાત સ્પષ્ટ સમજાશે. ત્યારે સાર કે—જેમ યૂરોપમાં "રેફર્મેશનવાળાઓએ (ધર્મસુધારકોએ) ધર્મગુરુઓદ્વારા જ પરમેશ્વર પાસે જઈ શકાય એ ભ્રાન્તિનું ખંડન કર્યું, તેમ અત્રે આ સંતોએ બ્રાહ્મણોનું જોર નરમ પાડી ઊંચ નીચ સ્ત્રી પુરુષ સર્વને પરમાત્મા મળી શકે છે, બ્રાહ્મણોની મદદ વિના માત્ર ભક્તિ અને પ્રેમથી મળી શકે છે, એમ સ્થાપી આપ્યું.

(૨) યૂરોપના ધર્મસુધારકોએ એમના સંન્યાસીઓના મઠો સ્હામે, એમના ધર્મગુરુઓની અવિવાહિત રહેવાની રીતિ સ્હામે, તથા કેટલીક સ્ત્રીઓને પરાણે સંસારત્યાગ કરાવી મઠમાં નાંખવામાં આવતી એ રિવાજ સ્હામે લડાઈ ચલાવી હતી. એવી જ રીતે આ સંતોએ પણ તપ ઉપવાસ તીર્થ યાત્રા તથા ખોટી ખોટી યોગક્રિયાઓ વિરુદ્ધ ઉપદેશ કર્યો. એમ કહેવાય છે કે ચાંગદેવ અને જ્ઞાનદેવ વચ્ચે યોગ અને ભક્તિ વિષે તકરાર ઉઠી ત્યારે ચાંગદેવે યોગશક્તિવડે વાઘ ઉપર સ્વારી કરી, અને જ્ઞાનદેવે એક ભીંતને, ઉપર બેસી, ઘોડાની માફક ચલાવી! એવી જ તકરાર એક વખત જ્ઞાનદેવ અને નામદેવ વચ્ચે થએલી કહેવાય છે. જ્ઞાનદેવ યોગસિદ્ધિવડે સૂક્ષ્મ થઇને એક ઉંડા કૂવાનું પાણી પી આવ્યો, ત્યારે નામદેવે ભક્તિવડે એ કૂવાને પાણીથી ઉભરાવી નાંખ્યો—જેથી જતો આવતો ગમે તે એ પાણી પી શકે. ( ખરેખર, યોગ એ ઊંડા કુવાનું પાણી છે, ભક્તિરૂપી ઉભરાતું પાણી જતો આવતો ગમે તે પી શકે છે.)

એકનાથ, તુકારામ, નામદેવ, દામાજીપંત, ચોખામેળા આદિએ સંસારમાં રહીને જ પ્રભુને ભજ્યો હતો જ્ઞાનદેવનો પિતા એની સ્ત્રીની આજ્ઞા લીધા વિના સંન્યાસી થયો હતો, એટલા માટે રામાનન્દે એને પુનઃ સંસારમાં પ્રવેશ કરવા આજ્ઞા કરી હતી

આ સર્વ વાતો ઉપરથી ફલિત એ થાય છે કે ભક્તિનું ખરું સ્વરૂપ અને એનો મહિમા આ સંતોને બરાબર સમજવામાં આવ્યો હતો, ગૃહસ્થાશ્રમની પવિત્રતા અને ઉચ્ચતા તથા સંસારમાં રહી પ્રભુ ભજી શકાય છે એ વાત એમના ધ્યાનમાં ખૂબ આવી હતી—અને આ રીતે સંસારત્યાગ તરફની આપણા દેશની સ્વાભાવિક વૃત્તિને અટકાવવા એમણે સારો પ્રયત્ન કર્યો હતો

(૩) પાશ્ચાત્ય ઇતિહાસના અભ્યાસકોને સુવિદિત છે કે લૅટિનને બદલે ચાલુ દેશી ભાષામાં ધર્મગ્રન્થો રચવા જોઇએ એ ઉદ્દેશમાં પ્રૉટેસ્ટન્ટ ધર્મસુધારકો બહુ સારી રીતે ફાવ્યા છે એઓએ બાઇબલનું ભાષાન્તર કરી ઉંચ નીચ સર્વને એનો પ્રસાદ આપ્યો, અને બાઇબલ સમજવાનો માત્ર ધર્મગુરુઓનો જ હક છે એ ભ્રાન્તિને તોડી આપણા દેશના સંતોએ પણ એવું જ કર્યું પહેલાં એમ મનાતું કે ધર્મનું નિરૂપણ તો સંસ્કૃત ભાષામાં જ હોય, પણ આ સંતોએ ચાલુ ભાષામાં ધર્મના ગ્રન્થો રચ્યા તથા ઉપદેશ કરવા માંડ્યો, અને ધર્મના રહસ્યભંડારો બ્રાહ્મણ શૂદ્ર સર્વને ઉઘાડી આપ્યા

આ માર્ગમાં પહેલું પગલું જ્ઞાનદેવે ભર્યું, અને પછી એકનાથ, રામદાસ, નામદેવ, તુકારામ, વામનપંડિત, મુક્તેશ્વર, શ્રીધર, મોરોપંત પણ એ માર્ગે જ ચાલ્યા આ સંતોએ વેદને બદલે, રામાયણ, મહાભારત, ભાગવત, અને ગીતાનું ભાષાન્તર કરવું યોગ્ય ગણ્યું અને એ હીજ કર્યું કારણ કે અર્વાચીન હિન્દુસ્થાનના ધર્મગ્રન્થો રામાયણાદિક છે વેદ નથી સંસ્કૃતનો ત્યાગ કરવાના આ માર્ગમાં કેટલીક મુશીબત પડી ખરી, પણ છેવટે જય મળ્યો એકનાથ અને તુકારામને બ્રાહ્મણનો જુલમ સહવો પડ્યો હતો યુરોપમાં સુધારકોના ગ્રન્થો બાળી નાખવામાં આવતા અહીં એમના પુસ્તકો નદીમાં નાખી દેવામાં આવ્યા પણ એમ કહેવાય છે કે નદીદેવતાઓએ પુસ્તકોને ડૂબવા ન દીધાં!, અને એનું માહાત્મ્ય તે દિનથી વધ્યું વામન પંડિત એમના પાંડિત્યના ગર્વને લીધે સંસ્કૃત શિવાય અન્ય ભાષામાં બોલતા પણ નહિ, પણ એમને રામદાસ સ્વામીનો સમાગમ થયો ત્યાર પછી એ પોતાની ભૂલ સમજ્યા જ્ઞાનદેવ માટે એમ કહેવાય છે કે એમણે એક પાડા પાસે વેદ બોલાવ્યા! આ વાતનું તાત્પર્ય સ્પષ્ટ છે અર્થ સમજ્યા વિના વેદ ભણી જનારા કેવા છે એ આથી સમજાય છે એમ કહેવામાં બાધ નથી કે હિન્દુસ્થાનની ચાલુ ભાષાઓનો વિકાસ સંતોદ્વારા જ થયો છે, અને જે જે ભાગમાં આવા સંતો વધારે થયા છે ત્યાં ત્યાં ભાષાની ખીલવણી પણ અધિક જોવામાં આવે છે

(૪) યૂરોપના પ્રૉટેસ્ટન્ટ ધર્મસુધારકોએ એક બીજું મહત્ત્વનું કામ કર્યું તે એ હતું કે રોમન કૅથોલિક ધર્મની મૂર્તિપૂજા અને સંતપૂજા સ્હામે એમણે ઝગડો ચલાવ્યો આપણે ત્યાં આ બાબત જૂદી રીતે જ થઈ છે અનેકદેવપૂજાનું મહારાષ્ટ્રના સંતોએ સર્વ રીતે ખંડન કર્યું છે પ્રત્યેકે પરમાત્માના એકાદ સ્વરૂપને પરમ-ઇષ્ટ-દેવ રૂપે સ્વીકાર્યું હતું રામદાસ પરમાત્માને રામતરીકે ભજતા, એકનાથ અને જયરામસ્વામી કૃષ્ણરૂપે, તુકારામ ચોખામેળા અને નામદેવ વિઠોબાને નામે, નરહરિ સોનાર અને નાગનાથ શિવને નામે, અને જનાર્દન

સ્વામી અને નરસિંહસરસ્વતી દત્તાત્રેયને નામે–ઇત્યાદિ. આ સંતો અન્ય દેવના મંદિરમાં જતા ત્યારે પણ પરમાત્મા એમને એમના ઇષ્ટદેવના સ્વરૂપમાં દર્શન દેતા એમ કહેવાય છે.

"એક અદ્વિતીય બ્રહ્મ" સર્વોત્તમ છે આ વાત સર્વ સન્તોએ સમાન રીતે માન્ય કરી હતી–અને એ વિષે જરા પણ શંકાને એમના મનમાં અવકાશ નહતો. પરંતુ ધર્મભાવના મૂર્ત્તિપૂજાના ખંડનરૂપે કોઈ પણ કાળે આ દેશમાં બહાર પડી નથી, છતાં પરમાત્માનાં સર્વ સ્વરૂપો છેવટે એક જ તત્ત્વ–બ્રહ્મ–માં મળે છે એ સિદ્ધાન્ત હમેશાં મનાએલો છે. આપણા દેશના જનસ્વભાવનું આ બહુ પ્રાચીન લક્ષણ છે. વૈદિક સમયમાં પણ, ઇન્દ્રિવરુણ મરુત્ રુદ્રાદિ દેવોનું જૂદા જૂદા દેવરૂપે આવાહન થતું, તે સાથે સર્વ એક જ સત્–પરમાત્મા-નાં નાનાપ્રકારનાં રૂપ છે એમ મનાતું. અને આ સંતોએ મૂર્ત્તિપૂજાના ખંડન તરફ બહુ આગ્રહ ન બતાવ્યો તેનું કારણ આ વૃત્તિ જ છે. આ મહાન પુરુષો ખરાબ અર્થમાં મૂર્ત્તિ-પૂજક હતા એમ માનનારાઓ એ સંતોના વિચારો અને ભાવો સમજવામાં તદ્દન ભૂલ કરે છે. તેઓ ઝાડપથ્થરના પૂજનારા હતા એમ માનવું એ ભ્રમ છે. વૈદિક સમયમાં મૂર્ત્તિપૂજા ન હતી એ સર્વ કબૂલ કરે છે; અવતારનો વિચાર પ્રચલિત થયાની સાથે મૂર્ત્તિપૂજા ચાલી; અને જૈન બૌદ્ધ લોકની અર્હત્–આદિ પૂજાથી એ વેગવતી થઈ; અને છેવટે, આર્ય ધર્મમાં લીધેલા અસલ વતનીઓ (વ્રાત્ય)ની જડ પૂજા સાથે એ ભળી ગઈ, અને એમના દેવો આર્ય દેવના અવતારરૂપે ગણાવા લાગ્યા. પણ સંતો અને ઋષિઓ હમેશાં આવા હલકા વિચારથી દૂર રહ્યા છે. મૂર્ત્તિ પરમાત્માની સૂચક છે એ વાત જ્યારે જ્યારે ભૂલાઈ જતી, ત્યારે ત્યારે મૂર્ત્તિપૂજાનું તેઓ ખંડન કરતા. અસલ (જંગલી) વતનીઓનાં દેવદેવીઓ વિરુદ્ધ, અને તેઓના ત્રાસદાયક યજ્ઞાદિક વિરુદ્ધ બોલવામાં તુકારામ અને રામદાસે કાંઈ બાકી રાખી નથી. આ સર્વ સતો મૂર્ત્તિપૂજા કેવી રીતે સમજતા, અને ભક્તિના સાધનરૂપે કેવી ઉપયોગમાં લેતા એ હવે સમજાયું હશે.

(૫) પણ એક બાબતમાં આ સંતોના વિચારો યૂરોપના ધર્મસુધારકોના વિચારોથી તત્ત્વતઃ જૂદા હતા. છેક વૈદિક સમયથી આર્ય દેવો પ્રેમ, પ્રકાશ અને માધુર્યથી ભરેલા છે. કેટલાક ભયંકર દેવો–રુદ્ર જેવા–પણ દીઠામાં આવે છે, પણ આપણા લોકનું ખાસ વલણ પરમાત્માના પ્રકાશ અને પ્રેમ તરફ જ છે, એમની દૃષ્ટિ એ ઉપર જ સવિશેષ રીતે ચોંટે છે.

શેમેટિક પ્રજાનો એમના વિચાર પ્રમાણે એ ધર્મવિચાર આથી ઉલટો જ હતો. તેઓ પરમાત્માને દૂર રહેલો કલ્પે છે, તેઓની કલ્પનામાં એ મનુષ્યનાં પાપપુણ્યનો એક સખ્ત ન્યાયાધીશ–જડજ–છે, દોષ માટે સારી પેઠે સજા કરેછે, અને જ્યારે એ સારાં કૃત્યનો બદલો આપે છે ત્યારે પણ સેવકનો થરથરાટ તો કાયમ જ રહે છે. આ ભેદ આર્ય અને શેમેટિક ધર્મભાવના વચ્ચેનો તાત્ત્વિક ભેદ છે. પરમાત્માથી મનુષ્યની આ દૂરતા તોડવા ક્રિશ્ચિઍનિટિએ યત્ન કર્યો, અને એ યત્નમાં કાંઈક ફતેહમંદી પણ મેળવી, જે માટે એ ધર્મને માન ઘટે છે. મનુષ્યનાં પાપ માથે લઈ ભરનાર મનુષ્યદેહમાં અવતરેલા પરમાત્મારૂપ જીસસક્રાઈસ્ટ દ્વારા મનુષ્ય પરમાત્માને પામી શકે છે એવો ક્રિશ્ચિઍનિટિનો સિદ્ધાન્ત છે. પણ ગ્રીસ રોમ કે હિન્દુસ્થાનના આર્ય ધર્મોમાં ઈશ્વરને પહોંચવા માટે આવું દ્વાર–મધ્યસ્થ પુરુષ–આવશ્યક છે એમ મનાયું નથી. આપણે તો હમેશાં પરમાત્માને રાજા વા ન્યાયકારી જડજ તરીકે જ નહિ, પણ પિતા માતા ભ્રાતા વા સખા-

રૂપે માનતા આવ્યા છીએ. એમ નહિ કે—આપણો ઈશ્વર ન્યાય કરતો નથી, કે પાપપુણ્યનો બદલો આપતો નથી; પણ એનો ન્યાય, એનો દંડ અને એનો બદલો, એક જડજના જેવો નહિ, પણ પિતા વા માતાના જેવો છે. ચાલતા બ્રાહ્મણધર્મમાં આ વિચાર જે જોઇએ તેવો આગળ પડયો નહતો, તે આ સંતોના જીવનમાં અને ઉપદેશમાં સવિશેષ રીતે પ્રત્યક્ષ થાય છે. તેઓ આગ્રહપૂર્વક કહે છે કે તેઓએ પરમાત્માને જોયો છે, સાંભળ્યો છે, એની જોડે વાતચિત કરી છે, એની સાથે અનેક પ્રકારનો વ્યવહાર ચલાવ્યો છે. એથી આગળ વધી, એઓએ એને 'અવક્તા' ઇત્યાદિ પણ કહ્યો છે. પણ એઓની સાધારણ સ્થિતિ તો ઉપર બતાવ્યો તેવા સંવ્યવહારનીજ જણાય છે. જેમ મને તમને આ જગતના પદાર્થ પ્રત્યક્ષ થાય છે, તેમ એમને ઈશ્વર પ્રત્યક્ષ થતો, અને એમના આત્માને સંતોષ આપતો. યોગીઓ અને વેદાન્તીઓને સમાધિમાં બ્રહ્મનું પ્રત્યક્ષ દર્શન થતું, પણ એકનાથ જ્ઞાનદેવ વગેરે તો અહર્નિશ વ્યવહારમાં બ્રહ્મ જોતા. ક્રિશ્ચિઅન દેશમાં જીસસક્રાઇસ્ટના જીવન અને મરણ સાથે જે પ્રેમ જોડાયો છે તે જ પ્રેમ હિન્દુસ્થાનમાં મનુષ્યહૃદયમાં પ્રતિક્ષણ વસતા પરમાત્માનો તીવ્ર સાક્ષાત્કાર કરવા માટે પુષ્કળ રેલાય છે. આ પ્રેમ એ આ સંતોનો પરમ મહિમા છે, અને આપણા લોકો—ઊંચ નીચ, સ્ત્રી પુરુષ સર્વ—એ પ્રેમવડે આ જીવનમાં અમૂલ્ય શાંતિ મેળવે છે.

આ સર્વ સન્તોનાં જીવનમાં, ભક્તિ અને ભાવ એ જ પરમાત્મપ્રાપ્તિનાં ખરાં સાધન છે એમ પૂર્ણ આગ્રહથી બતાવાયું છે. કર્મકાંડ, જપ, તપ, સ્નાન, તીર્થ, ઉપવાસ, જ્ઞાન, યોગ સર્વ કરતાં આ બે પદાર્થનું માહાત્મ્ય અધિક ગણવામાં આવ્યું છે. આ સર્વનો શરીર વા મન સાથે સંબન્ધ છે, પણ પરમાત્મા તો આત્માએ કરીને જ મેળવી શકાય છે, માટે આત્મનિવેદનની આવશ્યકતા છે. જેવાં ખાનપાનાદિ કર્મો કરવામાં આવે છે તેવાં જ આ કર્મો પણ છે, તેથી તેમાં અધિક લક્ષ આપવાની જરૂર નથી. પરમાત્મારૂપી સમુદ્રમાં ઇન્દ્રિયોને ન્હવરાવવી, અને અંતર્ અને બહિઃ સર્વત્ર એનાથી પૂર્ણ વિશ્વ અનુભવવું—એ જ ઉત્તમોત્તમ સ્નાન છે. આત્મા એને જ અર્પી દેવો, અને પોતાનું એવું કાંઇપણ રાખવું નહિ—એ જ ઉત્તમોત્તમ યજ્ઞ છે, એ જ ઉત્તમોત્તમ દાન છે. આત્માને એના ચરણ આગળ નમાવવો એ જ સર્વોપરિ તપ છે, અને એનો મહિમા જેટલો બને તેટલો ગાવો એ જ એનું શ્રેષ્ઠ ધ્યાન છે. શરીર, દ્રવ્ય સંતાન, જ્ઞાન, યોગ, અરે ! મુક્તિ પણ સ્વતઃ કાંઈ જ કામની નથી, પરમાત્મા અર્થે જ સર્વ ઉપયોગનાં છે. પરમાત્મા—અને સર્વ ભૂત માત્ર—ઉપર પ્રેમ એ જ પરમ કર્તવ્ય છે. ઝાડની છાલ ઉખેડતાં પણ નામદેવની આંખમાંથી આંસુ પડતાં; કારણ, કુહાડો મારતાં ઝાડમાં રુધિર નીકળતું હોય એમ એને લાગતું ! એણે એ જ કુહાડો પોતાના હાથ ઉપર માર્યો અને ઝાડને કેટલું દુઃખ થતું હશે એ અનુભવી જોયું ! શેખમહમદ—જે મુસલમાની ધર્મમાંથી હિન્દુધર્મમાં આવ્યો હતો—એના પિતાએ એને કસાઇનો ધંધો કરવા મોકલ્યો. એણે પહેલાં તો છરીથી પોતાની આંગળી કાપી જોઈ અને બિચારાં પશુઓને કેટલું દુઃખ થતું હશે એ કલ્પનામાં લાવી કસાઇનો ધંધો કરવાનું માંડી વાળ્યું, અને સંસાર ત્યજી દીધો. તુકારામને જોઇને ખેતરમાંથી ચકલીઓ ઉડી ગઈ ત્યારે એને થયું કે મારામાં કાંઇક પણ પાપ હોવું જોઇએ ! આ સંતોની હવામાં ન ઉછરેલા પુરુષોને કદાચ આ વિચિત્ર લાગશે, પણ આપણી પ્રજાની આધ્યાત્મિક ઉન્નતિ આ રીતિએ જ થએલી છે.

છેવટે એક વાત નોધવા જેવી મિ રાનડે એ બતાવે છે કે હિન્દુ અને મુસલમાન બને વચ્ચે પ્રેમ સાધવા તરફ આ મતોનુ વળણ હતુ શેખમહમદ મુસલમાન હોઈ હિન્દુ થયો હતો, તુકારામ અને એકનાથે ઉર્દુમા એવા તો ભજન રચ્યા છે કે જે મુસલમાન પણ ખુશીથી ઉપયોગમા લઈ શકે—ટુકામા આ ધર્મપ્રવૃત્તિ બહુ વિશાળ પાયા ઉપર રચાએલી હોઈ હિન્દુમુસલમાન સર્વને ગ્રાહ્ય થઈ એની હતી

મિ જસ્ટિસ્ રાનડેના આ અપૂર્વ અને ગભીર પ્રકરણનો સારસગ્રહ હવે એમના શબ્દોમા જ સમાપ્ત કરીએ —

' We have thus noticed all the principal features of the religious movement, which, commencing with Dnyandev who lived in the fifteenth century, can be traced to the end of the last century as a steady growth in spiritual virtues It gave us a literature of considerable value in the vernacular language of the country. It modified the strictness of the old spirit of caste exclusiveness It raised the *Shudra* classes to a position of spiritual power and social importance, almost equal to that of the Brahmans It gave sanctity to the family relations, and raised the status of woman It made the nation more humane, at the same time more prone to hold together by mutual toleration It suggested and partly carried out a plan of reconciliation with the Mahomedans It subordinated the importance of rites and ceremonies, and of pilgrimages and fasts, and of learning and contemplation, to the higher excellence of worship by means of love and faith It checked the excesses of polytheism It tended in all these ways to raise the nation generally to a higher level of capacity both of thought and action, and prepared it, in a way no other nation in India was prepared, to take the lead in re-establishing a united native power in the place of foreign domination These appear to us to be the principal features of the religion of Maharashtra, which Saint Ramdas had in view when he advised Shivaji's son to follow in his father's footsteps, and propagate this faith, at once tolerant and catholic, deeply spiritual and, yet not iconoclastic "

# શેક્સપીયર.

( મળેલું )*

## પ્રકરણ ૧ લું.

### શેક્સપીયરના સમયની ઈંગ્લાંડની સ્થિતિ.

હાલમા ગુજરાતી પ્રજામા નાટકનો શોખ વધ્યો છે નાટકની રગભૂમિ લોકોને બોધ અને ગમતનુ સ્થાન થઈ પડી છે સામાન્ય પ્રજા ઉપર તો ન્યૂસપેપરો કરતા પણ નાટક વધારે મજબુત અસર કરી શકે છે કોઈ અમુક અમુક નાટકમા ગમે તેટલા દોષ હોય તો પણ સામાન્ય રીતે નાટકથી પ્રજાને લાભ થયો છે એમ કહેવામા ખોટુ નથી ભવાઇયાના 'ઢોગ સોગ' કરતા નાટક હજાર દરજ્જે સારૂ છે હાલમા ગુજરાતી ભાષામા જે નાટકો લખાયા છે કે ભજવી બતાવવામા આવે છે તેમા કેટલાક ઊંચી પક્તિના, ઘણાખરા મધ્યમ વર્ગમા મુકવા લાયક, અને કેટલાક કનિષ્ટ છે, અને નાટકના નામને પણ યોગ્ય નથી એમ કહીએ તો પણ ચાલે અદ્યાપિપર્યંત ગુજરાતી સાહિત્યમા મનુષ્યને પળમા હસાવે અને પળમા રડાવે, તેમના અતઃકરણ વીંધી નાખી તેમની મનોવૃત્તિઓને તલ્લીન કરી, પોતાની અદ્ભુત કલમના જાદુના જોરથી તેમને મોહ પમાડી, તેમને એક પુતળાની માફક નચાવી, તેમના મગજ ઉપર પોતાને મનગમતો બોધ ઠસાવી શકે એવો નાટક લખનાર કવિ પેદા થયો નથી તેવા કવિની આપણને જરૂર છે અને જ્યા લગી તેવો પેદા થયો નથી ત્યા લગી સારા નાટકો લખવા કે વાચવા ખાતર બીજા કોઈ સાહિત્યમાથી આપણને કોઈ સ્વરૂપ 'Model' યાને નમુનાદાર કવિનો આશ્રય શોધવાની આવશ્યકતા છે કે જેનુ અનુકરણ કરી આપણો આપણુ ગુજરાતી સાહિત્ય ખિલાવી, આપણી સસારી સ્થિતિમા સુધારો કરી ભવિષ્યના ગુજરાતી નાટક કવિનો માર્ગ સરળ કરી શકીયે આવો નમુનો આપણા સસ્કૃત સાહિત્યમા કાલિદાસ છે, અને ઈંગ્રેજી સાહિત્યમા શેક્સપીયર છે કાલિદાસના નાટકોના તરજુમા વિદ્વાન ગૃહસ્થો તરફથી ગુજરાતીમા થએલા છે, અને લોકો તેમનાથી થોડાઘણા વાકેફ છે પણ કેવળ ગુજરાતી જ વાચનારાઓને 'લેમ્બ્સ ટેલ્સ'ના ગુજરાતી તરજુમાથી અથવા થોડા છુટાછવાયા ભાષણોમાથી શેક્સપીયર સબધી જ્ઞાન મેળવી સતોષ માની બેસી રહેવાની ફરજ પડે છે, માટે આ કવિ સબધી માહેતી મેળવવા સારૂ વધારે સાધનો પેદા કરવાની ફરજ છે, શેક્સપીયર સબધી જેટલા અજ્ઞાન રહીએ તેટલો આપણને ગેરલાભ છે એના નાટકો જ્ઞાન અને ડહાપણની ખાણ છે અને આ બે ચીજનો વધારો કરવો એ દરેક મનુષ્યનુ કર્તવ્ય છે તે સાધનોની ખોટ કઈક દરજ્જે પૂરી પાડવાનો આ અલ્પ પ્રયત્ન છે

મહાન શેક્સપીયરના નામથી કોણ અજાણ્યુ છે? જ્યા જ્યા અગ્રેજી ભાષા બોલાય છે ત્યા ત્યા એનુ નામ લોકોના હૃદયમા કોતરાઈ રહ્યુ છે એના નાટકોના જુદા જુદા દેશોની ભાષામા તરજુમા થઈ ગયલા છે આ સૃષ્ટિના સુધરેલા દેશોમા એવો એક પણ દેશ નથી કે

---

* લખનાર—ન ગ છોગાલાલ લલુભાઈ પટેલ બી એ એલએલ બી

જ્યાં શેક્સપીયર તરફ પૂજ્યભાવના સિવાય જોવામાં આવતુ હોય સંસ્કૃત સાહિત્યમાં જે પદવી કાલિદાસ ભોગવે છે, તેવી જ બલ્કે તેથી પણ વધારે ઊંચી પદવી યુરોપીયન સાહિત્યમા સર્વાનુમતે શેક્સપીયરને આપવામા આવેલી છે શેક્સપીયરની બાબતમા બે મત છે જ નહીં લોર્ડ મેકોલે કહે છે કે 'શેક્સપીયરનો બરાબરીયો કોઈ નથી એટલુ જ નહિ પણ તેનાથી બીજા નબરની જગ્યા પણ ખાલી છે' ડી કવીન્સીએ એને "માનસિક બુદ્ધિની કીર્તિ"ની ઉપમા આપેલી છે, અને વૉલ્ટર બેજહોટ એને 'સ્ત્રીપુરુષના હૃદયનો શિક્ષક' કહે છે, જરવાઇનસ કહેછે કે 'વીરરસ કાવ્યોમા જેમ હોમર તેમ જ નાટકોમા શેકસપીયર સર્વોપરિ છે, અને આ સસારરૂપી સમુદ્ર તરી જવાને શેક્સપીયર જેવી બીજી નૌકા નથી' કારલાઇલનુ કહેવુ એવુ છે કે યુરોપમા ફક્ત ત્રણ જ મહાનપુરુષો થયા છે, શેક્સપીયર, હોમર, અને ગેટે શેક્સપીયરના નાટકોને 'લે-બાઇબલ'(વ્યવહારના બાઇબલ) ની ઉપમા આપવામા આવી છે, અને એમ પણ કહેવામા આવ્યુ છે કે જો કોઈપણ મનુષ્ય કને શેક્સપીયર અને બાઇબલ બેજ હોય તો તે આ સૃષ્ટિની પણ પર છે જ્યારે લોર્ડ લબોકની "સર્વોત્તમ સો પુસ્તકોની યાદી" વિષે સાક્ષર વર્ગના અભિપ્રાયો "પેલમેલ ગેઝેટ"ના અધિપતિ તરફથી પૂછવામા આવ્યા હતા, ત્યારે પ્રખ્યાત નાટક ભજવી બતાવનાર સર હેનરી ઈરવીંગે એવો જ જવાબ લખી મોકલ્યો હતો કે બધા પુસ્તકોમા બે પુસ્તકો સર્વોત્તમ છે 'બાઇબલ અને શેક્સપીયર' ડાક્ટર જોન્સન કહે છે કે 'શેક્સપીયરના પુસ્તકોમાથી કોઈ પણ સન્યાસીને દુનિયાદારીનુ જ્ઞાન મળી શકે એમ છે' ગ્રીસને હોમર તરફથી, ઈટાલીને ડાંટે તરફથી, જર્મનીને ગેટે તરફથી, ફ્રાન્સને મોલીયર તરફથી, સ્પેનને સરવાન્ટીસ તરફથી, આર્યાવર્તને કાલિદાસ તરફથી, અને ઈરાનને ફિરદુસી તરફથી વાજબી રીતે મગરૂર થવાનુ કારણ છે, પરતુ શેક્સપીયરની બાબતમા એકલા ઇગ્લાડને મગરૂર થવાનુ કારણ નથી, પણ સારી આલમને મગરૂર થવા જેવુ છે એમ કહીએ તો ચાલે શેક્સપીયર કંઈ ઇગ્લાડનો કવિ નથી પણ આખી દુનિયાનો કવિ છે શેક્સપીયર કવિશિરોમણિ છે એવનનદીના આ મધુર ગજરાજે દુનિયામા જે જે માણસોને હસાવ્યા રડાવ્યા છે, જે જે માણસોને બોધ આપી ઠેકાણે આણ્યા છે, દુ:ખમા ધીરજ આપી છે, સુખમા વહી જતા અટકાવ્યા છે, તેનો કંઈ પાર નથી. સદ્‌ગુણ અને નીતિને સર્વત્ર વિજયી કરી દુરાચારીઓની અને અનીતિના પક્ષની પૂરેપૂરી મોળમોળ આના ફજેતી કરી છે આવા કવિની જેટલી સ્તુતિ કરીએ એટલી ઓછીજ છે આ સસારમાં માણસે કેમ વર્તવાનુ છે, શુ શુ સભાળવાનું છે, તેનું આબેહૂબ ચિત્ર આપી મનુષ્યની જીંદગીરૂપ વહાણ કોઈ અનીતિ કે દુરાચારના ખરાબાપર અથડાઈ, કે દગાખોર દુશ્મનોરૂપી વમળના સપાટામા સપડાઈ, નાશ પામે નહીં તે કારણસર અમૂલ્ય સુકાનરૂપી સાધનો અને સૂચનાઓ આપી છે એના પુસ્તકો ડહાપણનો ભડાર છે, રકથી તે રાય સુધીની દરેક સ્થિતિના માણસોને પોતાની ફરજ સબધી સર્વે માહિતીઓ એના લખાણોમાથી મળી શકે છે, અને બાળક જુવાન અને વૃદ્ધ સર્વેને એના નાટકોમાથી યોગ્ય શિક્ષણ મળી શકે એમ છે એના લખાણોમા જનસ્વભાવ અને દુનિયા એક આરસીની મિસાલે જોઈ શકાય છે એ એક દુનિયાદારીનો મોટો ગુરુ છે એ નિર્વિવાદ છે ઇગ્લાડને ધન્ય છે કે શેક્સપીયર જેવા મહાનપુરુષને જન્મ આપ્યો 'યાવત્ ચદ્રદિવાકરૌ' ઇગ્લાડની કીર્તિ ફક્ત શેક્સપીયરના નામથી અમર રહી શકે એમ છે

એલીઝાબેથ રાણીના સમયના ખાસ સંજોગો વચ્ચે શેક્સપીયર પોતાની પૂર્ણ કળાને પોંહોચ્યો અને આબાદ થયો; તે મહાન્ અને ડાહ્યો થયો એટલું જ નહીં પણ પ્રખ્યાત, પૈસાદાર અને સુખી થયો. જો કે એ પોતે પોતાની કેટલીક ખાસ અસાધારણ શક્તિ અને જ્ઞાનને લીધે 'સર્વ કાળના કવિ' નું પદ મેળવી શક્યો છે. તો પણ ખસુસ કરીને એ પોતાના સમયનો પોતાની અમરકીર્તિને માટે ઘણી બાબતમાં દેણદાર અને આભારી હતો. સ્પેનસર–રાલે–બેનજોનસન–બેકન–બરલી અને હૂકરના સમયનો આ સમય હતો. એ પ્રોટેસ્ટાંટિઝમ એટલે ખ્રીસ્તી ધર્મમાં માર્ટીનલ્યુથર તરફથી કરવામાં આવેલા સુધારાનો સમય હતો. રાજ્યભક્તિનો સમય હતો. અને એ સમય દરેક બાબતમાં ઘણો જ ચોકસ અને વ્યાવહારિક બાબતમાં ઘણો જ કુશળ હતો. આ સમયે શેક્સપીયરનાં લખાણો ઉપર અસર કરી છે, અને તે ખાતર તેનું થોડું અવલોકન કરવાની અત્રે જરૂર છે.

આઠમા હેન્રીના સમયમાં ખ્રીસ્તી ધર્મના સુધારાનો ઝુંડો માર્ટીન લ્યુથરે રણસંગ્રામમાં રોપ્યો. અને પોતાને ખ્રીસ્તી ધર્મની બાહાર મુકવાના પોપના 'બુલ' નામે ફરમાનને વીટનબર્ગ કાસલના દરવાજા આગળ છચોક બાળી મુક્યો. આથી યુરોપમાં મોટી ઉથલપાથલ થઈ અને ગડબડ મચી રહી. આઠમા હેન્રીએ તો પેહેલા પોપની તરફેણમાં એક પુસ્તક રચ્યું તે ઉપરથી પોપે ખુશ થઇને તેને "ધર્મરક્ષક" નો નામાંકિત ખિતાબ આપ્યો, જે અદ્યાપિ લગી ઇંગ્રેજી રાજ્યકર્તાઓ ધારણ કરે છે. પણ પાછળથી હેન્રીને પોતાની રાણી કેથેરાઇનના તલાક સંબંધી બાબતમાં પોપ સાથે મુશ્કેલી ઉભી થઈ. આઠમા હેન્રીએ પોપ સામું માથું ઉચક્યું અને પોપના પ્રતિનિધિ કાર્ડિનલ વૂલસીને, પોતાની મરજી વિરુદ્ધ આડો આવવા ખાતર તેની મોટી જાહોજલાલી પરથી ગગડાવી પાડયો. ૧૫૨૯ માં સ્પાયર્સની ડાયેટ (સભા) માં લ્યૂથરના મત અંગીકાર કરનારાઓએ 'પ્રોટેસ્ટ' (વાંધો) નોંધાવી 'પ્રોટેસ્ટંટ' ધર્મની શરૂઆત કરી. ખ્રીસ્તી લૅટિન ચર્ચના બે ભાગ પડ્યાઃ–પ્રોટેસ્ટંટ અને રોમન કૅથોલિક. ઇંગ્લાંડમાં ધર્મસુધારાની ઝપાઝપી ફક્ત પોપ અને રાજા વચ્ચે તલાકની બાબત સર હતી. રાજા પોપથી જુદો પડયો તેનાં કારણ રાજદ્વારી હતાં, કંઈ ધાર્મિક નહીં. રાજાએ પોપની સત્તાનો અનાદર કરી પોતે ધર્મનો મુખ્ય અધિકારી થયો. પાર્લામેંટે ૧૫૩૪ માં રાજાને તે પદવી આપી. રાજાની સત્તા સર્વ બાબતમાં સર્વોપરિ થઈ અને ધર્મગુરુઓ રાજાના નોકરો થયા અને તેમની અસલની સ્વતંતતા ગઈ. છઠ્ઠા એડ્વર્ડના વખતમાં ક્રેન્મરની દેખરેખ હેઠળ ઇંગ્લાંડના હાલના સ્થાપિત ધર્મનાં બી નંખાયાં. મેરી રાણીના વખતમાં કૅથલિક ધર્મની પુનઃ સ્થાપના કરવામાં આવી અને પ્રોટેસ્ટંટ ધર્મગુરુઓ, રીડલી, લૅટિમર અને ક્રેનમરને બાળી મૂક્યા. ૧૫૫૮ માં મેરીનું મરણ થયું અને એલીઝાબેથ રાણી રાજ્યાસને બેઠી. એલીઝાબેથ ગાદીયે બેઠી ત્યારે ઇંગ્લાંડની દશા ઘણી જ નરમ ચાલતી હતી. રાજ્યની કાઉન્સિલ પરરાજ્યની પરતંત્રતાના ડરના સપાટાથી ધ્રુજતી હતી. મેરી ક્વીનઑફસ્કૉટ્સ ઇંગ્લાંડની ગાદી ઉપર હક રાખતી હતી અને તેને ફ્રાન્સની મદદ હતી. પણ ફ્રાન્સનું જોર વધે નહીં તે ખાતર સ્પેનનો ફીલીપ બીજો એલીઝાબેથની મદદમાં હતો. પોપ એલીઝાબેથની વિરુદ્ધ હતો. ૧૫૬૨ માં પ્રોટેસ્ટંટ ધર્મની રાજ્યમાં પુનઃ સ્થાપના કરવામાં આવી. અને ધર્મની બાબતમાં ૩૯ કલમો તૈયાર કરીને ઇંગ્લાંડના હાલના ધર્મની સ્થાપના થઈ. ૧૫૭૦ માં એલીઝાબેથને પદભ્રષ્ટ કરવાનો અને ખ્રીસ્તી ધર્મની બાહાર મુકવાનો પોપે -

ફરમાન બાહાર પાડ્યો. અને ઇંગ્લાંડની પ્રજાને રાણીની વફાદારીમાંથી મુક્ત કરી સામા થવાનો હુકમ કર્યો. નેધરલેંડસમાં પ્રોટેસ્ટંટોએ જે બંડ ઉઠાવ્યું હતું અને તે દાબી દેવાને ફીલીપના સરદાર ડયુક ઓફ આલવાએ જે જુલમ ગુજાર્યો હતો તેથી; સેંટબાર્થોલોમ્યુ-ઝને દિવસે ફ્રાન્સમાં એક લાખ પ્રોટેસ્ટંટોને કતલ કરી નાંખ્યા હતા તેથી; અને પોપે ઇંગ્લાંડની રાજકીય બાબતમાં હાથ નાખવા માંડ્યો તેથી—લોકોની લાગણી ઇંગ્લાંડમાં બહુ જ દુઃખાઈ; અને પ્રોટેસ્ટંટ ધર્મ પાળવો એમાં સ્વદેશાભિમાન ગણાવા લાગ્યું; અને લોકો પ્રોટે-સ્ટંટ ધર્મ ઉપર શીદા થયા. અંગ્રેજ લોકો નેધરલાંડસમાં ૮૦૦૦ નું લશકર લઈ મદદ કરવા ગયા અને રાણીયે ખાનગી પૈસા પણ મોકલ્યા. અમેરિકામાં સ્પેન તરફથી ઇંગ્રેજી ખલા-સીઓ ઉપર જે જુલમ ગુજરતો હતો તેથી લોકો સ્પેન વિરુદ્ધ બહુ જ ઉશ્કેરાયા હતા. અંગ્રેજ લોકોની નજર હવે અમેરિકા તરફ જવા લાગી હતી. પોપે આખું અમેરિકા સ્પેનની માલીકી હેઠળ ઠરાવ્યું હતુ. સ્પેન આ વખત સૌથી મોટામાં મોટી યુરોપીયન સત્તા હતી. મેક્સિકો અને પેરૂની દોલત લુટાઇને સ્પેનની તીજોરીમાં ભરાઈ હતી; સોના રૂપા અને જવાહીરથી ભરાઇને વાહાણ કેડીઝના બંદરમાં ખલવાતાં હતાં; ને નેપલ્સ અને મીલાન એને તાબે હતાં; લોકનટ્રીઝ અને એંટવર્પનું એ માલીક હતું; ચીલી પણ સ્પેનને હાથ આવ્યું હતું અને ૧૫૮૦ માં પોર્ટુગાલ પણ ફીલીપે છતી લીધું હતું. અને તેથી તમામ પૂર્વ અને પશ્ચિમના દરીયાઈ માર્ગનો ફીલીપ માલિક થયો હતો. ફીલીપે પોતાની રાજ્ય-ધાની મેડ્રિડમાં સ્થાપી હતી. પોતે ઘણો બાહોશ રાજ્યકર્તા હતો. સવારથી સાંઝ લગી રાજ્યકામમાં મચ્યો રહેતો હતો અને સર્વ ઠેકાણે એની જાતની દેખરેખ હતી. સ્પેનના સરદારો તેની લશકરી કુશળતાને વાસ્તે પ્રખ્યાત હતા. એના તમામ મુલકમાં કેથલિક ધર્મ પળાતો હતો. પોતાની રાજ્યનીતિ અને લાગણીથી એ કેથલિક ધર્મનો હિમાયતી થયો હતો. અને પ્રોટેસ્ટંટ ધર્મનો કટ્ટો શત્રુ હતો. "દરીયાઈ કૂતરા" એ નામના પ્રોટેસ્ટંટ ખ-લાસીઓ અમેરિકામાં સ્પેનના માણસોને બહુ પજવતા હતા, અને સ્પેનીયર્ડોને મારી નાખ-વામાં પોતાની ફરજ સમજતા. આ ટોળીમાં કેટલાક અંગ્રેજ સામેલ થયા હતા. ફ્રાન્સીસ ડ્રેકના નામે સ્પેનના પ્રાંતોમાં ધ્રુપારો છુટાવ્યો હતો. ડ્રેક આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી ઇંગ્લાંડ પાછો આવ્યો ત્યારે રાણી તરફથી જે માન મળ્યું તે ફીલીપથી જોઈ શકાયું નહીં. ડ્રેક લુટારો છે એમ ઠરાવી પોતાને હવાલે કરવાની એલીઝાબેથ કને ફીલીપે માગણી કરી. એલીઝાબેથે તે કબુલ રાખી નહીં અને ડ્રેકને સરનાઇટનો ખીતાબ આપ્યો. આથી ફીલીપનો પિત્તો ઉકળી આવ્યો, અને ઇંગ્લાંડ ઉપર વેર લેવાનો વિચાર કર્યો; અને મેરી ક્વીન ઓફ સ્કોટ્સને ઇંગ્લાંડની ગાદીપર બેસાડવાની બાજી રચવા માંડી. આ કામમાં પોપે મદદ કરવાનું કબુલ કર્યું. મેરી ક્વીન ઓફ સ્કોટ્સનો ૧૫૮૭ માં બેબીંગટન કાવતરામાં સામીલગીરી હોવા દાખલ શિરચ્છેદ કરવામાં આવ્યો. ડ્રેકની લુટોની નકલ સ્પેન વિરુદ્ધ લુટારાઓ કરવા લાગ્યા. સર વૉલ્ટર રાલેએ ઉત્તર અમેરિકામાં રાણીના માનમાં વરજી-નિયાનું સંસ્થાન સ્થાપ્યું. રાણીયે ફ્રાન્સીસ ડ્રેકને ૨૫ વાહાણનો કાફલો આપી અમેરિકાના સ્પેનના મુલક તરફ મોકલ્યો. સ્પેનના તાબાનાં સેંટ્ ડોમિંગો અને કાર્થાજીનાનાં શેહેર બાળી, કયુબા અને ફ્લોરિડાના કીનારા ઉપર મોટી લુટ ચલાવી ડ્રેક ઇંગ્લાંડ પાછો ફર્યો. ૧૫૮૮ માં ફીલીપે The Invincible Armada (અજિત નૌકા) એ નામનો કાફલો

ઈંગ્લાંડ ઉપર ચઢાઈ લઈ જવા તૈયાર કર્યાં ૧૩૨ મોટા વાહાણો, ૨૬૩૦ મોટી તોપો, ૨૦૦૦૦ લશ્કરી સીપાઈ અને ૮૦૦૦ ખલાસીઓના મોટા જથ્થાના સાથ સાથે ડયુક ઓફ મેડીના લીસ્બનથી ઈંગ્લાંડ જીતવા નિકળ્યો અને ડયુક ઓફ પારમા ૪૦૦૦૦ માણસ સાથે ફ્લાંડર્સમાં તેની મદદે હાજર રહ્યો હતો ઈંગ્લાંડ કને ફક્ત ૩૬ વહાણો હતાં પણ લોકોમાં સ્વદેશાભિમાન પુષ્કળ હતું તેમને પેટ બળે પણ ગામ નહીં બાળવાની ઉંડી સમજ હતી પ્રોટેસ્ટંટ અને કેથલિક કટ્ટા દુશમન હતા પણ તેઓ આ વખત એક થઈ ગયા ઉમરાવો, વેપારીઓ, શેહેરીઓ પૈસા લઈ રાણીની મદદે આવ્યા અને પોતાને ખરચે વાહાણ તૈયાર કર્યાં ધર્મની માહેલામાહેની તકરાર બાજુપર મેલાઈ, અને ૧૯૧ વાહાણનો જથ્થો ઇંગ્લાંડ તરફથી તૈયાર કરવામાં આવ્યો અને ૧૩૦૦૦૦ માણસનું લશ્કર તૈયાર થયું લોર્ડ હાવર્ડ જે સેનાપતિ હતો તે રોમન કેથલિક હતો અને એના હાથ નીચે ડ્રેક હોકીન્સ અને ફ્રોબીશર હતા કેથલિક ઉમરાવો પણ મદદમાં હતા ઈશ્વરી પવનની મદદથી અને ઇંગ્રેજી ખલાસીની બાહાદુરીથી અજિત નૌકાનો નાશ થયો આથી કરીને ઈંગ્લાંડનો મોભો યુરોપખંડમાં વધ્યો અંગ્રેજ લોક સંપીલા ને સ્વદેશાભિમાની છે એમ માનવું પડયું ઈંગ્લાંડની દરીયાઈ સત્તાનો પાયો નંખાયો અને સ્પેનની સત્તાની પડતી શરૂ થઈ

ઉપલી હકીકત ઉપરથી જણાશે કે શેક્સપીયરના જન્મ પછી ઇસ્વીસન સોળમી સદીની આખરની સાલોમાં ઇંગ્લાંડના લોકોની સંસારી સ્થિતિ ખુબ જોસથી ઉંચાળો મારતી હતી વિદ્યાના સજીવન થવાથી લોકોના મનમાં નવા વિચારો તથા નવી કલ્પનાના ભંડારોનો વધારો થયો હતો ધર્મનો સુધારો થઈ ચુક્યો હતો અને તેના ફળ નિર્ભય હતાં રાણીની જીંદગી વિરૂદ્ધના ત્રણ તરકટ નિષ્ફળ ગયા હતા અને તેણીની હરીફ મેરી કવીન ઓફ સ્કોટ્સનો શિરચ્છેદ કરવામાં આવ્યો હતો ઇંગ્લાંડની સ્વતંત્રતા વિરુદ્ધનાં સ્પેનના ગંજાવર પ્રયત્નનો પરાજય થયો હતો દૂરના મહાસાગરની અને નહીં શોધી કાઢેલા દેશોની ઇંગ્લાંડના સાહસિક પુરુષો ખોળ કરતા હતા ઇંગ્લાંડના રહેવાસી દોલત આબરૂમાં વધ્યા હતા ઉમરાવ મંડળ, માહેલામાહે ખાનગી ટંટા તથા હરીફાઈ ગમે તેટલી હોવા છતાં રાણીને મધ્ય સ્થળ માની તેની આસપાસ વીંટળાઈ વળ્યું હતું યુરોપખંડમાં હવે જણાવા લાગ્યું હતું કે ઇંગ્લાંડ એક સત્તા છે આ સ્થિતિનું કારણ કેટલેક દરજ્જે રાણી પોતે હતી અને કેટલેક દરજ્જે તેના નામાંકિત સલાહકાર હતા રાણી રાજ્યખટપટ અને પ્રપંચમાં એક્કો હતી અને ભલભલા યુરોપીયન રાજ્યના મુત્સદીઓને પચાસ વરસમાં તેણે ઉંધા પાટા બંધાવ્યા હતા પોતાની રૈયતની લાગણીના મિજાજને તે ચાલતી હતી સ્વતંત્રપણે વર્તતી, પરંતુ ખરચ નિયમિત કરતી હોવાથી તેને પાર્લામેંટની ગરજ રહેતી નહીં એનામાં કામ કાઢી લેવાની કળા અસાધારણ હતી અસાધારણ વ્યાવહારિક બુદ્ધિ પણ એનામાં હતી રમત, ગમત, અને તમાશા અને ખુશામત પ્રિય હતા પણ કામના પ્રસંગે સર્વ વિસારી દેવામાં આવતા હતા ધારેલું કામ પાર પાડયા વિના રહેતી નહીં—કેથલિક લોકોએ રાણીને મદદ કરી હતી એ એની રાજનીતિની દુરદેશી બતાવી આપે છે પોતાના સલાહકાર પસંદ કરવામાં એનું ડહાપણ જણાઈ આવતું હતું લોર્ડ બરને અને સેસીલ—બાપ અને દીકરો—સર નિકોલસ બેકન—સર ફ્રાન્સીસ વલસીંગહામ સર ટોમસ સ્મીથ અને સર વોલ્ટર રૅલે—આ નિપુણ અને નામાંકિત રાજદ્વારી રાણીના સલાહકાર હતા—ઈંગ્લાંડે જે નામાંકિત રાજદ્વારી પુરુષો પેદા કર્યા છે તેમાં

તેઓ પેહેલાં હતા. તેઓ વિદ્વાન હતા. તે લોકો ઉમરાવ મંડળમાંથી ઝળકી નીકળ્યા નોહોતાં અથવા તેમની કને મોટી જાગીરો નોહોતી; પણ પોતાની અક્કલ હોશીયારીથી મોટે દરજ્જે પોહોચ્યા હતા. તેઓ સાધારણ ગૃહસ્થના દીકરા હતા. તેઓએ ઉંચી કેળવણી લીધી હતી. તેઓ બધા પ્રોટેસ્ટંટ ધર્મના અનુયાયી હતા. પણ ધર્મની બાબતમાં હદથી જ્યાદે જુસ્સો રાખતા નહીં–પ્રોટેસ્ટંટ પક્ષને યુરોપમાં તેમણે મદદ કરવામાં કચાશ રાખી નહોતી. ઘણીજ ચંચળતાથી, ઘણીજ કીર્ત્તિ સાથે, ઘણીજ હીંમતથી તેઓએ ઈંગ્લાંડનું રાજ્યતંત્ર ચલાવી દોસ્તને એક કરી દુશમનને વિખુટા પાડ્યા હતા. સમયના ચિહ્નનો વર્તારો કાઢવામાં બહુજ કુશળ હતા–ઇંગ્લાંડની દરીયાઈ સત્તાનો પાયો એમણે નાખ્યો હતો. પાર્લામેંટમાં ઘણી છટાથી વજનદાર વાક્યોમાં સર્વને પોતાને વાસ્તે માન ઉપજે એવી રીતે અને સર્વને સમજણ પડે એવી રીતે ભાષણો કરતા. પાર્લામેંટમાં કોઇપણ માણસને એમનાપર હુમલો કરવાની હીંમત ચાલતી નહીં. ગમે તેવી ખટપટ હોય તો પણ રાણીની પ્રીતિ તેમના ઉપરથી કોઈ દિવસ ઉઠી નોહોતી. તેઓએ ઇટાલીના પ્રપંચી રાજદ્દારીઓની આંખમાં પણ ધુળ નાંખી હતી. વ્યાવહારિક બાબતમાં ઘણા કુશળ, ચોકસ, અને દુરંદેશી હતા. રાણીના હકને વાસ્તે ઘણું માન રાખતાં પણ કોઈ દિવસ કાયદાના ફરમાનનું ઉલંઘન કરતા નહીં. રાણીને અને રાજ્યને વફાદાર હતા. ખાનગી નીતિમાં ડાઘ વગરના અને ગૃહકારભાર નીતિસર ચલાવનારા હતા. તેઓને માન ઇલકાબની દરકાર હતી નહી. ઈંગલાંડના જુના ઉમરાવ મંડળને અદેખાઈ ઉત્પન્ન થાય એવો બહારનો ડાક બિલકુલ રાખતા નહીં; અને તેનાથી મોટા છે એમ બતાવતા નહીં. તેઓને પોતાની સત્તા વધારવાનો રાજ્યલોભ હતો નહીં. આવા ગુણોને લીધે તેમનો અધિકાર મરણ સુધી તેમના કાબુમાં રહ્યો હતો. તેમના આશરા હેઠળ ઈંગ્લાંડના લોકો પૈસાવાળા સુખી અને બહાદુર થયા હતા. અને તે આખા ઈંગ્લાંડની સંસારી સ્થિતિમાં સારો સુધારો થયો હતો.

---

(અપૂર્ણ)

## હિંદનો દારિદ્ર્યમાંથી ઉદ્ધાર શી રીતે થાય?

"Languages are not to be despised or neglected. But Things are still to be preferred. Children had rather be making Tools and Instruments of Play; Shaping, Drawing, Framing, and Building etc, than getting some Rules of Propriety of Speech by Heart"— William Pen.

આપણા એક મહાન દેશહિતચિન્તકે આપણી વર્તમાન આર્થિક સ્થિતિને પર્વતની કરાડની કોર ઉપર ઉભેલા માણસની સ્થિતિ સાથે સરખાવી છે; તાત્પર્ય, આપણે સત્વર ચેતીશું નહિ તો બહુ જ થોડા વખતમાં એક જ ધક્કાની સાથે પૂર્ણ દારિદ્ર્ય અને વિનાશના ગર્તમાં પડીશું—જેમાંથી પુનઃ ઉદ્ધાર થવો અશક્ય જ છે એમ બતાવ્યું છે. આ વિચારની યથાર્થતા રાજા પ્રજા ઉભય સ્વીકારે છેઃ લૉર્ડ જ્યૉર્જ હૅમિલ્ટન અને સરવિલિયમ વેડર્બર્ન, સર મંચેરજી ભાવનગરી અને મિ. દાદાભાઈ નવરોજજી, ટાઈમ્સ ઑફ ઇન્ડિઆ અને કેસરી, સર્વની એમાં એકતા છે. એક વખત એવો હતો કે આપણને આપણી દુર્દશાનો ખ્યાલ પણ નહતો; પરંતુ એ સમય હવે વહી ગયો છે, અને ચારે તરફથી વિચારવામાં આવતો પ્રશ્ન એટલો જ રહ્યો છે કે આ

**દારિદ્રયમાંથી આપણો ઉદ્ધાર શી રીતે થાય ?** વર્તમાન સમયમાં હિન્દુસ્થાનના સર્વ પ્રશ્નોમાં આ મુખ્ય પ્રશ્ન થઈ પડ્યો છે, અને તેથી અમે આ પત્રમાં "મિ. ટાટાની દેશસેવા," "જાપાનમાં શિક્ષણક્રમ," "અર્થચન્દ્રિકા," અને "દુકાળ (કારણ તથા વારણ)" ઇત્યાદિ વિષયો પ્રસિદ્ધિમાં મૂક્યા હતા. આજરોજ, જૂદા જૂદા વિદ્વાનો અને અનુભવી પુરુષો ઉદ્ધારના શા શા માર્ગો સૂચવે છે એનું વાચકને થોડુંક દિગ્દર્શન કરાવવા અત્રે ઇચ્છા છે.

૧. આજથી કેટલાક દિવસ ઉપર પૂનાની "વસંતોત્સવ વ્યાખ્યાનમાલા" માં મિ. કે. સુબ્રહ્મણ્ય આયર—જેઓ મદ્રાસયુનિવર્સિટિના ગ્રેજ્યુએટ છે, અને પાચાપ્પા કૉલેજમાં પૂર્વે શિક્ષક હતા—તેમણે "વ્યાપારી શિક્ષણની શાળા" વિષે એક ઉપયોગી વ્યાખ્યાન આપ્યું હતું (જેના ઉપર તા. ૫ મી જૂનના કેસરિપત્રમાં 'લીડર' છે.) એમાં એમ બતાવવામાં આવ્યું છે કે હુન્નરસમ્બન્ધી શિક્ષણની આપણને જેટલી જરૂર છે તે કરતાં વ્યાપારી શિક્ષણની જરાપણ ઓછી જરૂર નથી. વિશેષમાં, આ શિક્ષણ હુન્નરશિક્ષણ કરતાં વધારે સહેલું અને સોંઘું છે. આપણા દેશમાં જે માલ થાય છે તેને જે દેશમાં એની ઘરાકી હોય ત્યાં લઈ જઈ ખપાવવો, વા પરદેશી જે માલ અત્રે આવે છે તેની પરદેશમાં આપણે જાતે જ ખરીદી કરી અત્રે લાવી વેચવો એમાં કોઈ પણ પ્રકારના હસ્તકૌશલ્યની જરૂર નથી. અર્થશાસ્ત્રમાં ચીજો બનાવનાર ધનોત્પાદક કહેવાય છે, અને વ્યાપારી લોક ધનવિભાજક કહેવાય છે—પણ વસ્તુતઃ ધનવિભાજકની પણ આપણે ધનોત્પાદક જેટલી જ અપેક્ષા છે. આ માર્ગ તરફ આપણા દેશી ભાઇઓ વળે તો આપણા દેશને કેટલો લાભ થાય એ એટલાથી જ જણાશે કે હિન્દુસ્થાનનો આયાત અને નિર્યાત મળી કુલ વ્યાપાર ૨૦૦ કરોડનો છે; આ ઉપર ઓછામાં ઓછું માત્ર પાંચ ટકા કમિશન ગણીએ તો એ દરસાલ ૧૦ કરોડ રૂપીઆ જે લોકના હાથમાં આ વ્યાપાર છે, તેમના—પરદેશી વ્યાપારીઓનાં—ખીસામાં પડેછે; દેશને થતા આ ભારે નુકશાનનો ઇલાજ સરલ છેઃ—જે દેશનો માલ સમસ્ત પૃથ્વી ઉપર પંકાતો તે દેશના માણસોને આજ એટલું પણ જ્ઞાન નથી કે આપણા દેશમાં ઉત્પન્ન થતો માલ ક્યાં ખપે છે, કયા બજારમાં એનો કેટલો ભાવ આવે છે, વા કયે ઠેકાણે મોકલવાથી વધારે સોંઘો વેચી શકાશે. અને આ અજ્ઞાનને માટે આપણે પ્રતિવર્ષ કરોડોનું નુકશાન વેઠવું પડે છે! આપણાં ખેતરમાં પાકતું ધાન્ય પણ "રેલિબ્રધર્સ" પાસે લઈ જવું પડે એ થોડા શોકની વાત નથી. કેસરી કહે છે કે—"બીજી દિશા દેખાડનાર કોઈ ન હોવાથી, આપણા હજારો વિદ્યાર્થિઓ બકરાંના ટોળાની માફક 'આર્ટ્સ કૉલેજ'માં જાય છે. અને એમને નવીન માર્ગ બતાવવા એ કામ આપણા અગ્રણીઓનું છે. આ માર્ગ પૈકી એક માર્ગ વ્યાપારી શિક્ષણનો છે. કઈ ચીજ ક્યાં ઉત્પન્ન થાય છે, ક્યાંથી આવે છે, ક્યાં ખપે છે, એ વ્યાપારી ભૂગોલનો વિષય છે; વ્યાપારથી કયા કયા દેશનો ઉત્કર્ષ થયો, કયા કયા દેશમાં વ્યાપારની વૃદ્ધિ કેવી કેવી રીતે થઈ એ વ્યાપારી ઇતિહાસનો વિષય છે—ઇત્યાદિ વિષયો સારી પેઠે શીખી આપણે વ્યાપાર થોડો ઘણો પણ પાછો આપણા હાથમાં લઇએ તો દેશનું પુષ્કળ કલ્યાણ થાય."

૨. બીજી એક વિચારવા જેવી સૂચના મિ. ટેલેરિ, જે મુંબાઇના એક પ્રખ્યાત યૂરોપીયન વેપારી છે અને જેમનો આપણી દેશી હાથની કારીગરી સંબન્ધે બહુ વિશાલ અનુભવ છે, તેઓની છે. તેઓએ તા. ૨૭ મી ઑગસ્ટને રોજ કલકત્તામાં મહારાજા બહાદુર સર, નરેન્દ્રકૃષ્ણના-

પ્રમુખપણા નીચે એક અગત્યનું ભાષણ આપ્યું હતું, જેનો સાર અમે નીચે આપીએ છીએઃ—

સંચાની બનાવટનો માલ હાથની કારીગરી સાથે હરીફાઇમાં ઉતરવા લાગ્યો તે પહેલાં હિન્દુસ્થાનની ચીજો મુખ્યત્વે કરી ગામડાના કારીગરો બનાવતા. ઇતિહાસમાં તેઓની કીર્તિ અંકાઈ ગઈ છે, અને એ ચીજો માત્ર હિન્દુસ્થાનમાં જ ખપતી એમ નહિ પણ આખી દુનિયાના બજારોમાં પ્રથમ પદે વેચાતી. હિન્દુસ્થાનની કારીગરીથી પરદેશી વ્યાપારીઓ અત્ર· આકર્ષાયા; અને છેવટે અત્રેના લોકોની સુસ્તીથી અને અત્રેના વ્યાપારી વર્ગમાં પરાક્રમ અને ઉત્સાહનો અભાવ એથી પરિણામ એ આવ્યું કે પ્રથમ પંક્તિની કારીગરીનો દેશ તે કેવલ ખેતીનો દેશ થઈ પડ્યો! બ્રિટિશ સરકારે મુંબાઈ, કલકત્તા, મદ્રાસ, લાહોર રત્નાગીરી વગેરે સ્થળે "હુન્નરશિક્ષણશાળાઓ ("Art Schools") સ્થાપી છે, અને એનું અનુકરણ દેશી રજવાડાઓમાં પણ કેટલેક ઠેકાણે થયું છે. વળી હિન્દુસ્થાનમાં વખતોવખત પ્રદર્શનો પણ સરકાર તરફથી ભરવામાં આવ્યાં છે, એટલું જ નહિ પણ યૂરોપ અમેરિકાનાં પ્રદર્શનોમાં પણ દેશી કારીગરીના નમૂનાઓ મૂકવામાં આવ્યા છે. છતાં દેશી કારીગરીને ઉત્તેજન આપી જગતમાં એનું સન્માન વધારવાની સરકારની ધારણા જો પાર પડી નથી તો તેમાં સરકારનો દોષ નથી. પ્રજામાં જરા પણ ઉત્સાહ અને પરાક્રમબુદ્ધિ ન હોય તો ચાલતા ઉદ્યોગોનું સંરક્ષણ કરવું વા નવીન ઉદ્યોગો ઉત્પન્ન કરવા એ કામ કોઇપણ સરકાર કરી શકે એમ બનતું નથી. લાંબા અનુભવ અને સૂક્ષ્મ અભ્યાસ પૂર્વક મારો પોતાનો અભિપ્રાય તો એવો થાય છે કે આ હુન્નરશાળાઓની સ્થાપના એક બહુ મ્હોટી ભૂલ છે, અને આમાં પ્રતિવર્ષે ખરચાતા હજારો રૂપીઆ સરકાર ગુમાવે છે જ એમ કહીએ તો ચાલે. હિન્દુસ્થાન, કે જ્યાં નાતજાતો બંધાએલી છે, અને જ્યાં પિતા પુત્રને પોતાનો ધંધો શીખવે છે અને જ્યાં દરેક પોતાનો વંશપરંપરાથી ચાલતો આવતો ધંધો જ કરે છે ત્યાં આ શાળાઓ નકામી છે. જ્ઞાતિ વિભાગના આ સંચાથી સ્વાભાવિક રીતે જ હુન્નરશિક્ષણ ચાલે છે, અને સરકાર ગમે તેટલી શાળાઓ રચે તે કરતાં પણ આ બળવત્તર સાધન છે. ધન્યવાદ હો જ્ઞાતિની સંસ્થાને, કે હુન્નર-શિક્ષણ માટે સરકારી ખર્ચની જરાપણ આવશ્યકતા નથી. હવે પ્રદર્શનની બાબત ઉપર આ-વીએ. પ્રદર્શનો હજી જોઇએ તેવાં સફળ થયાં નથી. આમાં બે કારણ છેઃ એક તો, એ માટે જે અધિકારીઓ પસંદ કરવામાં આવે છે એમનામાં વ્યાપારી બુદ્ધિ હોતી નથી, અને ન જ હોય; બીજું—(આ મુખ્ય કારણ છે) હિન્દુસ્થાનની પ્રજામાં ઉત્સાહ, પરાક્રમ એ ગુ-ણોનો તદ્દન અભાવ છે. સરકારી નોકરોને પ્રદર્શનના અધિકારી નીમવાની ચાલતી આવેલી પદ્ધતિ તોડી, એક વ્યાપારીને આ કામ સોંપવાની નવીન રીતિ સૌથી પહેલવહેલી મહેસૂલ અને કૃષિ ખાતાના મુખ્ય અધિકારી સર એડવર્ડ બક્કે ૧૮૯૨ માં દાખલ કરી. અને ૧૮૯૩ ના શિકેગોના પ્રદર્શનમાં હિન્દી બનાવટની ચીજો રજુ કરવાનું કામ મને સોંપવામાં આવ્યું. આ કામમાં મારો શ્રમ કેટલો સફળ થયો એ આટલાથી જણાશે કે—૧૮૯૨ પહેલાં હિન્દી બનાવટની ચીજોનો નીકાસ કોઇપણ વર્ષે ૫૦ હજાર રૂપીઆની કિંમતના કરતાં વધારે નહતો; આ પ્રદર્શન પછી તે આ પ્રમાણે છેઃ—૧૮૯૩–૯૪ માં રૂા. ૧૨૪૫૧૩; ૧૮૯૪–૯૫ માં રૂા. ૧૬૫૨૦૬; ૧૮૯૫–૯૬ માં રૂા. ૩૪૬૧૫૫; ૧૮૯૬–૯૭ માં રૂા. ૪૧૦૪૬૨—અને એ રીતે વર્ષપ્રતિવર્ષ એ આંકડો વધતો આવે છે. વળી, જે દેશોમાં એ રીતે હિન્દી કારીગરીના પ્રદર્શનનું કામ ચલાવવામાં આવ્યું નથી ત્યાં નીકાસનો આંકડો સ્થિર અટકી રહ્યો છે, એ જોતાં પણ મારૂં કહેવું સિદ્ધ થાય છે. તાત્પર્ય કે જો હિન્દુસ્થાનના લોકો પોતાના

પરાક્રમથી પોતાની ચીજો પરદેશમાં જાણીતી કરે તો એનો ઉપાડ પુષ્કળ થાય એમ છે. હિન્દુસ્થાન બહુ સારી રીતે કરી શકે એવા અનેક ધંધાઓ છે—જેવા કે રેશમી તથા સુતરાઉ કાપડ વણવાનું કામ, એ કાપડ ઉપર હાથનું કરેલું છાપકામ, હીરાઓને પ્હેલપાડવાનું કામ, ભરતકામ, લાકડાનું પાપાણનું ધાતુનું તથા હાથીદાંતનું કોતરકામ, ગાડી તથા ખુરશીઓ વગેરેના અલંકારો, વિધવિધ પ્રકારની શેતરંજીઓ, માટીનાં સુશોભિત વાસણો, નાનાં છોકરાંનાં રમકડાં, ઘાસ છાલ વગેરેની સુંદર સાદડીઓ ટોપલીઓ પંખાઓ વગેરે બનાવવાનાં કામો. હિન્દુસ્થાનમાં—મુંબાઈ, મદ્રાસ, પંજાબ, બંગાળા વાયવ્યપ્રાન્ત એ સર્વ ઇલાકાઓમાં—એવાં હજારો કુટુંબો છે કે જેઓ રેશમી વણાટની બાબતમાં યૂરોપના ઉત્તમોત્તમ વણકરોની સાથે હરીફાઇમાં ઉતરી શકે. સુતરાઉ કાપડ બનાવનાર સાળવીઓ પણ આખા હિન્દુસ્થાનમાં ઘણાં ગામડાઓમાં છે. અને આ ધંધાઓમાં હવે કમ નથી એમ પણ નથી. અમુક પ્રકારે એ ધંધાની ખીલવણી થાય તો એમાંથી બહુ લાભ થવા સંભવ છે. જૂદા જૂદા નમુનાની શેતરંજીઓ બનાવવામાં આવે તો એમાં ઘણો નફો થાય એવું છે ખંભાત, મુંબાઈ, આગ્રા અમૃતસર વગેરે ઠેકાણે આ ધંધો મેં શરુ કર્યો છે અને મને લાગ્યુ છે કે હું જેટલો માલ તૈયાર કરાવું છું તેના કરતાં બેગણો તૈયાર કરાવું તો પણ એ બધો પરદેશમાં ખપી જાય એમ છે. છીપાઓનું કામ પણ બહુ વધારી શકાય એવુ છે. સરકાર જેલમાં શેતરંજીઓ વણાવે છે, પણ જેલસુપરિન્ટેન્ડન્ટોના નિરુત્સાહથી તથા ઉત્સાહી સુપરિન્ટેન્ડન્ટોની વખતોવખતની બદલીઓને લીધે આ કામ જોઇએ તેવું વધતું જતુ નથી. મેં શેતરંજીનું કામ ૧૦ સાળોથી પહેલવહેલું અમૃતસરમાં (૧૮૯૩) શરુ કર્યું, હાલ મારી અમદાવાદ નડિયાદ મહેમદાવાદ મીરઝાપુર લાહોર વગેરે સ્થળે ૪૬૫ સાળો ચાલે છે. છતાં અત્યારે મારી પાસે એક પણ શેતરંજી વેચવાની બાકી નથી· બધી અપાઈ ગઈ છે અને અમેરિકા, ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મનિ, હૉલંડ, ઑસ્ટ્રો–હંગરિ, અને રશિયા ચઢાવી દેવાની છે. બીજી બે સાળો હું વધારવાનો છું, છતાં મને ખાતરી છે કે બીજા લોકો પણ આ ધંધામાં ઉતરે તો હજી એ ધંધો બહુ વધારી શકાય એવો છે. રોજ બદલાતી ફૅશનોને અનુસરી જૂદા જૂદા નમુના પ્રમાણે શેતરંજીઓ અત્રે સહેલાઇથી બનાવી શકાય છે એટલો આપણને ઇરાની અને તુર્કી લોકો કરતાં વધારે લાભ છે. ત્યારે હવે સર્વનો સાર એ કે મારા અભિપ્રાય પ્રમાણે હિન્દુસ્થાનના હુનરો પુનઃ સજીવન કરવાના બે ઉપાયો છેઃ—

(૧) હિન્દુસ્થાનમાં તથા પરદેશમાં દેશી માલ ખપાવવા માટે જોઇતો લોકનો શ્રમ, તથા ઉત્સાહ, અને પરાક્રમ.

(૨) પરદેશી માલથી શરીર અને ઘર શણગારવાને બદલે, દેશી કારીગરીને ઉત્તેજન. છેવટે જણાવવું જોઇએ કે મિ. ટેલેરિએ આ બાબત સરકારને પણ વિનતિ કરી છે, અને સરકાર પણ બની શકે તેટલી મદદ આપવા ખુશી છે, અને આપશે એમ મિ. ટેલરિનું ધારવું છે.

૩. મિ. ટેલેરિનો મુખ્ય આગ્રહ હસ્તકૌશલ્ય ઉપર છે. મિ. તિલક તા. ૧૭ મી સપ્ટેંબરના કેસરી પત્રમાં એ સબન્ધી પોતાનો મતભેદ દર્શાવે છે અને કહે છે કે હિન્દુસ્થાનમાં ન્હાનાં ન્હાનાં યંત્રોથી થઈ શકે એવા અનેક હુનરો છે, અને આવા યંત્રશક્તિના હુનરો

પણ ઉભા થવા જોઇએ ઇંગ્લાન્ડનુ એમ કહેવુ છે કે મ્હોટા યન્ત્રોની સાથે ન્હાના યંત્રો ટક્કર લઈ શકે એમ નથી, માટે ન્હાના યન્ત્રોની વાત જવા દેવી એના જવાબમા ગયા માસના 'ઇન્ડીઅન્થમેન્યફે' પત્રના એક લેખને આધારે મિ તિલકનુ એવુ કહેવુ છે કે ઇગ્લડમા ન્હાના ન્હાના યંત્રોદ્વારા થતા પરચુરણ હુનરો અસખ્ય છે, કે મજૂર વર્ગ સતર શિવાયના અન્ય કારખાનાઓમા કામ કરે છે, કુલ ૪૮–૫૦ લાખ મજૂરો જૂદા જૂદા કારખાનાઓમા કામે લાગેલા છે, તેમાના માત્ર ૫–૬ લાખ જ મોટા કારખાનાઓમા છે બાકીના મધ્યમ અને ન્હાના કારખાનાઓમા કામ કરે છે એક જ ધધામા મ્હોટા યંત્રો સાથે ન્હાના યંત્રો વણીવાર સારી ટક્કર લઈ શકે છે, એટલુ જ નહિ, પણ કેટલાક ધધાઓ તો ન્હાના કારખાનાઓમા વધારે સારા થાય છે છેવટે મિ તિલક કહે છે કે "યાત્રિક શક્તિ આગળ મનુષ્યની શક્તિ ટકી શકતી નથી, માટે જો આપણા દેશમા ન્હાના ન્હાના ધધાની પુન સ્થાપના કરવી હોય તો પ્રત્યેક ધધામા ક્યા ન્હાના ન્હાના યંત્રો જોઇએ, તે વાપરવા શી રીતે, નવીન માલ તૈયાર કરવાની શાસ્ત્રીય પદ્ધતિ શી છે ઇત્યાદિ માહિતી લોકને આપવી એ આપવાના જે સાધન છે (૧) પુષ્કળ વિદ્યાર્થિઓને વિલાયત અગર અન્ય દેશોમા મોકલી તેમને આ જ્ઞાન અપાવવુ (૨) અત્રે ધધાશિક્ષણની શાળા કાઢી એમા માત્ર સુતાર વા લુહાર કામ જ નહિ પણ સર્વ પ્રકારના ન્હાના ન્હાના ધધાઓ સપૂર્ણ, અને ઉપપત્તિ સાથે, શીખવવા જાપાન જે હાલ આ વિષયમા જાહોજલાલી ભોગવે છે તે આ ઉભય પ્રકારના સાધનો વડે જ માટે મિ ટેનેંટ જેવા એકદેશીય વ્યાપારીએ સૂચવેલી વ્યવસ્થા અમલમા ન મૂકતા ઇગ્લડ ફ્રાન્સ જર્મની વગેરે દેશોમા જે ન્હાના ન્હાના ધધાઓ પ્રચલિત છે તે સર્વની સવાસ્ત્ર અને સપ્રયોગ માહિતી અહીંઆના લોકને આપવી એ સરકારનુ કર્તવ્ય છે"

૪ આ શાળાઓ ની ટૌનીજેઇએ ? થોડાક વખત ઉપર મુબાઇખાતા મિ જૉન વૉલેસે 'Technical Education for India' ("હિન્દુસ્થાન માટે હુનર સબન્ધી કેળવણી") એ વિષય ઉપર એક ભાષણ આપ્યુ હતુ, જેનો સાર આ પ્રમાણે હતો —

કવિઓ હિન્દુસ્થાનની તોંગરી સબન્ધી ગમે તે કહે, પણ જેમને એ વાતનો સાક્ષાત્ અનુભવ છે અને જેઓએ એ સબન્ધી કાઇપણ જોયુ છે તેઓ તુરત કહેશે કે હિન્દુસ્થાનની મગીગરી દિનપરદિન ઘટતી આવે છે હિન્દી ખેડૂતે રૂનો પાક બગાડી મક્યો છે અને ઉંચી જાતનુ રૂ ઉગાડવાને બદલે રૂનુ વાવેતર જ એ ઓછુ કરતો આવે છે અત્રે, ખેતીને અગે મજૂરી કરનાર દાડીઆઓને અનાજનિકાસવાળા સર્વ દેશ કરતા, ઓછા પૈસા આપવા પડે છે, અમેરિકાના પશ્ચિમ સસ્થાનોમા સૌ કરતા વધારે આપવા પડે છે, છતા, અમેરિકામા ઘઉંના વાવેતરનુ ખર્ચ ઓછુ થાય છે ઇજિપ્ટમા જે રૂના એકરે ૩૪૦ પૌંડ ઉગાડવામા આવે છે, તેના અત્રે ૭૦ પૌડ ઉગાડાય છે ઇજિપ્ટનો કૃષિકાર અહીંઆના કૃષિકાર જેટલોજ અભણ છે, પણ એના કામમા કુશળતા વધારે છે અન્ય ધધાઓનુ પણ કૃષિ પ્રમાણે જ સમજવુ હિન્દી કારીગરનુ કામની બાબતમા કાઈ જ ધોરણ નથી ઢંગે કરતા એને આવડતો નથી, કામ બગાડયા છતા ખોટા ખોટા બ્હાના શોધી કાઢવામા વૃથા કાલવ્યય કરે છે, અને પોતાની ભૂલ કબૂલ કરવી એ સારા માણસનુ લક્ષણ છે એમ તો એ સમજતો જ નથી આ ઉપરાંત, કાઇપણ નવીન ઉપજાવવાની શક્તિ તો એનામા છે જ નહિ એમ કહીએ તો પણ ચાલે આ ખામીઓ શી રીતે દૂર થાય ? આ પ્રશ્નના સબન્ધમા મિ વૉ-

લેસ બતાવે છે કે આનો ઉપાય નીચેથી શરુ કરવાનો છે, ઉપરથી નહિ—અર્થાત્ કારીગરોને શિક્ષણ આપવાની સ્કૂલો જ પ્રથમ સ્થાપવાની છે, સાયન્સના પ્રોફેસરોથી ભરેલી કૉલેજોનું પ્રયોજન નથી, કારણ કે જે જે દેશમા ઊંચા પ્રકારની કારીગરી જોવામા આવે છે ત્યા ત્યા શરુઆત નીચેથી જ થઈ છે, ઊંચેથી નહિ અમારી કૉલેજોમાથી "એન્જિનિયરો" ની જે છે તેમાના કેટલાકને તો સ્ક્રૂ કઈ દિશામા ફરે છે એનું પણ જોઈએ તેનું ભાન હોતું નથી લોઢું ત્રાંબુ વગેરે પદાર્થોની જાત તેઓ સમજતા નથી એટલું જ નહિ પણ ઘણીવાર તો એક સાંધો પણ બરાબર મેળવતા એમને આવડતો નથી આગમેડિકલ કૉલેજના પાસ થએલા ડૉક્ટરોને "પ્લેગની રસી" અમુક રીતે તૈયાર કરીને શીશીઓ ભરવાનું કામ સોંપવામા આવ્યુ હતુ, પણ એટલા કામમા પણ તેઓ ત્રણ દિવસથી વધારે વાર ઝીણી ઝીણી બાબતો ઉપર ધ્યાન રાખી શકતા નહિ માટે મિ વૉલેસની એવી સૂચના છે કે ભભકાદાર કૉલેજો સ્થાપવાને બદલે, વર્તમાન ખામીઓ પૂરી પાડે એવી લોકોપયોગી શાળાઓ સ્થપાવી જોઈએ અને લખતા વાચતા ન આવડે એવા વર્ગને પણ એમા શિક્ષણ મળી શકે એવી ગોઠવણ થવી જોઈએ લખતા વાચતા ન આવડે એવો વર્ગ હિન્દુસ્થાનમા બહુ મોટો છે, અને આ શિક્ષણ હિન્દુસ્થાનની કૂંપ્રજાને મળવુ જોઈએ માટે એવા વર્ગને અનુકૂળ પડે એવી પદ્ધતિ ઉપર જ શાળાઓ સ્થાપવાની જરૂર છે આ શાળાઓ બહુ જ સાદા સ્વરૂપની થઈ શકે એમ મિ વૉલેસ બતાવે છે જોઈએ તેટલુ અજવાળુ આવી શકે એવુ એક છાપરુ શાળાના મકાન તરીકે બસ છે પણ એક બાબત ધ્યાનમા રાખવાની છે કે શિક્ષક સારો કારીગર હોય એટલે થયુ એમ સમજવાનુ નથી પરન્તુ સારો કારીગર હોવા ઉપરાન્ત એ પોતાનુ કામ બીજાને સરળ રીતે સમજાવી શકે એવો હોવો જોઈએ અને તેમના માટે "ટ્રેઈન્ડ" શિક્ષકો રાખવા વિદ્યાર્થીઓ ૨૦ વર્ષ કરતા વધારે વયના હોવા જોઈએ, અને તેઓએ માહોમાહે પોતે શીખેલા કામનું વર્ણન આપવુ જોઈએ થોડુ શીખવવુ, પણ તે બરાબર શીખવવુ, અને તે એવી રીતે શીખવવુ કે લખવા વાચવાના સાધન વિના એક વિદ્યાર્થી પોતાનુ કામ બીજાને શીખવી શકે આવી શાળામા જોઈતા સાધનો પણ ઘણાખરા છોકરાઓ પોતે જ ઉત્પન્ન કરી શકશે—એટલે એ તરફનુ પણ બહુ ખર્ચ થવા ભય નથી સ્કૉલરશિપોની જરૂર પડશે, પણ દેશી રાજ્યો એમના માણસોને ખુશીથી સ્કૉલરશિપો આપી શીખવા મોકલશે ૨૦૦ રૂપિયાના ખર્ચથી એક સારો કારીગર તૈયાર થઈ શકે

હિન્દુસ્થાનમા આવી તરેહનુ શિક્ષણ 'રેલવે વર્કશૉપો'મા તથા 'મિલો'મા અપાય છે, પણ આ શિક્ષણ સખ્યાબધ માણસોને મળતુ નથી તેમ થવા સરકારની મદદ આવશ્યક છે એ સ્પષ્ટ છે—તે માટે માગણી થવી જોઈએ

(વિષય આગળ ચાલુ)

—

## ગ્રન્થાવલોકનના વિવિધ પ્રકાર.

વિદ્વાનોએ બતાવેલા ગ્રન્થાવલોકનના આ પ્રકાર મનન કરવા જેવા છે—

૧. તુલનારૂપ—ગ્રન્થમા શુ શુ કહ્યુ છે તેનુ સ્પષ્ટીકરણ કરવા એમા જે પ્રધાન વિષય હોય તે ઉપર સ્વતન્ત્ર ચર્ચા ચલાવવી, તથા ગ્રન્થકાર એના મુખ્ય કામમા કેટલે અશે ફતેહમદ થયો છે એ તપાસવુ મૅકૉલેએ 'એડિનબરા રિવ્યુ'મા તથા મિ હટને

'સ્પેક્ટેટર'માં કરેલાં અવલોકનો આ પ્રકારનાં છે. આજકાલ આવે પ્રસંગે ભાષણ, નિબન્ધ વા સવિસ્તર ગ્રન્થ રચવાનો રિવાજ છે. આવાં અવલોકન માટે અવલોકનકારમાં જ્ઞાન, વિવેક, અને લેખનશક્તિ ઊંચા પ્રકારનાં હોવાં જોઇએ.

**૨. સારસંગ્રહરૂપ**—જેને વિનાનિન્દાએ " બ્લૂ-પેન્સિલ સ્ટાઇલ " એટલે "ભૂરી પેન્સિલની પદ્ધતિ" કહી શકાય. પુસ્તકમાં વાંચતી વખતે ભૂરી પેન્સિલનાં ચિહ્નો રાખવાં, અને પછી જરા જરા ટીકા સાથે એ ચિહ્નોવાળા ભાગોને સાંકળી દેવા—અને આ રીતે વિષયના સ્વરૂપનું ટુંકામાં ભાન કરાવવું. આ પદ્ધતિ ખોટી છે એમ સમજવાનું નથી. અનુભવ, અભ્યાસ; જ્ઞાન અને વિવેક પુરઃસર આ પ્રકારનું અવલોકન કરવામાં આવે તો એ પણ સારૂં થાય.

**૩.વિદ્વત્પરીક્ષણરૂપ**—જે વિષયનું એ પુસ્તક હોય તે વિષયના ખાસ વિદ્વાને(Expert) કરેલો એના ગુણદોષનો વિચાર. ગ્રન્થકારના દરેક વિચારને બરાબર તપાશી, એ ખોટો હોય તો શા શા કારણથી ખોટો છે એ વિદ્વાને બતાવવું.'એથિનિયમ,' 'માંચેસ્ટર ગાર્ડિઅન,' 'ઑક્સફર્ડ રિવ્યુ' આદિ કેટલાંક પત્રોમાં ગ્રન્થપરીક્ષા તે તે વિષયના ખાસ વિદ્વાનોને સોંપવામાં આવે છે.

**૪. સાધારણ અભિપ્રાય રૂપ**—એક બુદ્ધિશાલી પુરુષ અમુક પુસ્તક લઇને બેસે છે, એનો થોડો ઘણો સાર આપે છે, એ નૉવેલ વા નાટક હોય તો એનાં મુખ્ય પાત્રોનું આ લેખન કેવું થયું છે એ બતાવે છે, એના ગુણ દોષ તપાસે છે, શૈલી સંબન્ધી કેટલીક ચર્ચા કરે છે—ઇત્યાદિ નાના પ્રકારના અંશોવાળું, વાંચતાં ગમે એવું. પ્રત્યેક અઠવાડીઆમાં પ્રસિદ્ધ થએલાં નૉવેલો ઉપર પૂર્વે 'ઍકેડેમિ'પત્રમાં મિ. લૅંગ, મિ. સેઇન્ટ્સબરી વગેરે આ રીતનું અવલોકન લખતા. હજી પણ એવાં અવલોકનો લખાયછે. ઘણાં ખરાં અવલોકનો આ વર્ગનાં જ હોય છે. સારી કલમવાળા અને સમજણવાળા વિદ્વાનને હાથે એ સારાં થાયછે.

**૫. યથાસ્થિત અન્વીક્ષણરૂપ**—ઉપર બતાવેલા અવલોકનના પ્રકારમાં સારાસાર વિચાર થોડો ઘણો પણ આવે છે. મિ. મોલ્ટન નામના એક વિદ્વાને,' 'Inductive Criticism' એટલે કર્તાએ જે કર્યું હોય તે તેવું—યથાસ્થિત—સ્વીકારી લઈ, એને સંપૂર્ણ રીતે સમજવું, એના અંતરમાં શા શા નિયમો વ્યાપી રહેલા છે ઇત્યાદિ શોધવું—આ પ્રકારની અવલોકનપદ્ધતિ દાખલ કરવાનો આગ્રહ બતાવ્યો છે. અને પોતે આ પદ્ધતિ પ્રમાણે શેક્સ્પિઅરનાં કેટલાંક નાટકોનું અન્વીક્ષણ કર્યું છે.

આ સર્વે પ્રકાર એક એકથી હંમેશાં વિભક્ત હોય છે, વા એમનો વિભાગ રાખવો આવશ્યક છે, વા અમુક પ્રકાર જ ગ્રાહ્ય છે અને બાકીના ત્યાજ્ય છે એમ સમજવાનું નથી. એ સર્વનું અનેકવિધ મિશ્રણ થઈ શકે છે, એક જ ગ્રન્થને જૂદી જૂદી પદ્ધતિઓ લગાડતાં એ જૂદી જૂદી રીતે દૃષ્ટિગોચર થાય છે, અને ક્વચિત્ એક પદ્ધતિ તો ક્વચિત્ બીજી પદ્ધતિ પણ ચાલે છે, ઠીક પડેછે. વળી લાંબાં અવલોકનો માટે આપણાં ગુજરાતી માસિકોમાં જોઇએ તેટલી જગ્યા મળવી પણ કઠણ છે. વળી અમુક પુસ્તકનું અવલોકન એ વિષયના ખાસ વિદ્વાનને સોંપવું પડે એટલી વિદ્યા પણ હજી આપણા દેશમાં વિકાસ પામી નથી. ટુંકામાં—સહૃદયતા, વિદ્વત્તા, અનુભવ, વિશાલદૃષ્ટિ અને નિષ્પક્ષપાતતા—એપૂર્વક જે અવલોકન થાય તે હમેશાં ઉત્તમ જ થાય, અને એટલા ગુણો સારા અવલોકનકારમાં અવશ્ય હોવા જોઇએ.

Reg. No B. 196

# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલએલ. બી.

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગ-પ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૬. અંક ૨. ] ( માસિક. ) [ નવેમ્બર ૧૯૦૦.

## નવીન વર્ષ.

( મળેલું )

( રાગ ભૈરવી અગર કાફી.)

વાધો પ્રેમ અપાર જગતમાં વાધો પ્રેમ અપાર,
પ્રેમામૃત રગરગમાં વાપો નષ્ટ થજો વિકાર— જગતમાં૦ ૧

સયોગે આનંદ વધો અતિ વિયોગ અશ્રુધાર
સ્નેહી દંપતી સાથે રેહેજો વિયોગી થશો ન લગાર— જગતમાં૦ ૨

ભગની ભ્રાતા ભામિનિ રસિલી બાંધવ કુટુંબ પરિવાર,
પ્રેમી નથી વ્હેમી સર્વે છે અનુભવિ મમ ઉદ્ગાર— જગતમાં૦ ૩

સ્વાર્થ વસ્યો રગરગમાં પ્યારા મારા તારાનો વિચાર,
કેહેણી કરણી એક નથી ત્યાં પ્રેમનો શો સસ્કાર— જગતમાં૦ ૪

તન મન ધનથી પ્રિતિરસ ચાખો ક્લેશ છુટો સસાર,
પરદુખ દેખી દયાળુ થાજો કરજો દીન ઉપકાર— જગતમાં૦ ૫

નવીન વર્ષ નવ નેહ હર્ષમાં ભોગવજો સુખસાર,
અર્પણવૃત્તિ વાધો જનની છુટો મોહ દુખકાર— જગતમાં૦ ૬

જગ પ્રીતિ વીતી રૂપ જાનો કરશો નહીં કોવાર,
વીતી કહ્યુ છું વ્હેમ પ્રેમ લઈ ઠગાયો શત વાર— જગતમાં૦ ૭

સહુ તજી ભજજો હરિ કૃપાનિધિ પ્રેમમૂર્ત્તિ સુકુમાર,
ભકિતથી પ્રેમ ભકિત થાજો દેજો દર્શન નંદકુમાર— જગતમાં૦ ૮

વિયોગે વિરહાગ્નિ થાજો ભસ્મ થજો અહંકાર,
એહ ભસ્મ થાતાં ઉપાધિ છૂટી વાપો રસ સર્વે દ્વાર— જગતમાં૦ ૯

આધિ વ્યાધિ લવલેશ રહો નહીં દર્શન થજો મોરાર,
સાંકળ લગ્ની લાગી રશિયાથી થૈ થૈ નાચે રસભંડાર— જગતમાં૦ ૧૦

સાંકળ.

---

## પ્રિયે પ્રેયસીને !

( મળેલું. )

( બોલ માં બોલ માં, બોલ માં રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ માં—એ રાહ )

પ્રેમનો, પ્રેમનો, પ્રેમનો રે;
આજે, પૂર્ણ પ્રમાણ્યો રસ પ્રેમનો—પ્રેમનો.

વિધ વિધ લહરી, દિગંત વ્યાપિ;
રહે ન, વ્હેમ કઈ, રે'મનો રે.—આજે.

તરગવિનોદિત, મોદિત મનડું;
થાકી, જરિ ન વિરામતું રે.—આજે.

"ઝળઝળ વિશ્વે, જ્યોત જ પ્રકટી;"
બાળી, સહુને દીપાવતી રે.—આજે.

આધિ વ્યાધિને, સરવે ઉપાધિ;
આહુતિ દેઇને, પ્રજ્વળતો રે.—આજે.

વિશ્વવિલોકન, શોક ન જરી હે,
પ્રવિલાપતાં, હવે તો, અનંતમાં રે.—આજે.

વિશ્વવિહારી અનુજ.

---

## એક પત્ર.

( મળેલું ).

રુમઝુમ ઝરણાં સાથે નીકળ્યાં,
હસતાં નાદ કરતાં રસળ્યાં,
ડગલે ડગલે ઢળતાં આગળ,
સાંધી ઓ મ્હારા !

અંગ ધરા નત ઉન્નત કરતી,
પાછે પગ, ખોળો પાથરતી,
લળિ લળિ આકર્ષી ગઇ આગળ,
સાથી ઓ મ્હારા !

હૃદય ગભીર વિશાલ થયાં જ્યાં,
દૃષ્ટિ તણો વિસ્તાર વધ્યો ત્યાં,
મૂલ વિમલતા ગઇ પણ રહિ ત્યાં,
સાથી ઓ મ્હારા !

તે પછીં સંગમ. અપુલ કેવો !
ભ્રાંતિ કે સૃષ્ટિક્રમ જેવો !
કે એ ઇશપ્રસાદ કહેવો ?
સાથી ઓ મ્હારા !

અને હવે ?—ઉત્તર ઊચરજે !
ગત જીવન ધડિ તો ઉર ધરજે !
ભલે પછી ઇચ્છા અનુસરજે,
સાથી ઓ મ્હારા !

તા. ૧૦-૧૧-૯૯ મોહની

---

## સહનશીલતા.

( મળેલું )

( શિખરિણી )—સહે શાં શાં દુઃખો હૃદય નવ ફાટે પણ, અરે !
ખમે શાં શાં દુઃખો શરીર નવ તોયે પણ મરે;
પડે મ્હોટાં દુઃખો શરીરપર, હૈયું પણ ચિરે,
સમો મૃત્યુ કેરો સમીપ અધિકો તોય ન સરે;
( દ્રુતવિલમ્બિત )— સમય તો યમ તે નિજ સાધશે,
સહન ત્હાંસુધી દુઃખ બધાં થશે. ૧

( શિ૦ )— સુવૈદ્યોનાં શસ્ત્રો નિરખીં મન ન્હાસે વળીં મુંઝે,
નસો નાડી ત્રાસે જડ બનીં રહે દૂર થઇ તે,
હરી લેશે જાણે, તીણીં અણિથીં, કંપંત જીવ તે,
પરંતુ પીડાઓ અતિશય થતી તીવ્ર જણવેઃ—
( દ્રુ૦ )— શરીરમાંય ચીરાઈ બધુ જશે,
સહન એ પણ દુઃખ સહુ થશે. ૨

(શિ૦)— વળી માર્ગે મ્હોટું દળી ચઢી રહ્યું શોકનું દિસે,
સમીપે આવે ત્હાં છટકી જ જવા યત્ન કરિયે
કંઈ ન્હારી ખાળી; રુદન કરિયે પ્રાર્થન હૃદે,
પરંતુ વાગે ઘા જવ, તવ ચિને શાન્ત રહિયે;
(કું૦)— નવ પીડાતણું તૈક્ષ્ણ્ય કંઈ ઘટે,
સહન તોપણ દુઃખ બધું થશે. ૩

(શિ૦)— બીજી વેલી માંહી નિજ જીવન વેલી જ વીંટિયે,
હૃદે રાખીને તે પ્રિયતર પ્રિયાવેલી ગહિયે,
પડી મૃત્યુ પન્ને પ્રિયજીવન એ મંદ થઇ રૂહે,
મુકી જાયે વ્હાલી—જડ મૂઢ બની સ્તબ્ધ રહિયે,
(કું૦)— નવ મરાય, અરે ! મૃત પાછળે—
સહન એ પણ આપઃ થાય છે. ૪

(શિ૦)— જુવો, દુષ્કાળે, ને, વિણજળ તૃષા વેઠી જીવિયે,
બહુ આધિ વ્યાધિ વિધવિધ વિયોગો નહીં રહે,
નડે પીડા, શોકો;—જીવન, જીવ ને દેહ ઉપરે
બધુયે વીતાડે,—પણ મરી જવાતુ નથી, અરે !
(કું૦)— પડીશું માંદગીને મુખ આપણે,
થઇશું ખિન્ન દુખી બહુ આપણે,
બનીશું મૂઢ ઘણા વળી આપણે—
સહન તો કરશું બધું આપણે. ૫*

——— ભ્રમર.

## કોકિલા-ઉપાલંભ.

( ગઝલ. )

( કામણ દિસેછે અલબેલા—એ રાહ. )

કોકિલ ટહુક ટહુક ટૌકા કરી પ્રજાળમાંરે—
પ્રજાળમાંરે, વેર વાળમાંરે—કોકિલ—ટેક.
વિરહીને વળી વસંત આતો, તન જાગે મનમથ મદમાતો,
યાતો વ્યાધિ ભલી થઇ હવે બાળમાંરે—કોકિલ.
વસે બધિર સૌ જન આ પ્રદેશે, ભાન સુકંઠ તણું કેમ લેશે,
દેશે કંકર કાગ ગણી તુજ માળમાંરે—કોકિલ.

* ઇંગ્રેજી ઉપરથી.

આશા આમ્રફળ તણી ધારી, મુખમાં કલરવ કરતી ભારી,
વારી રેને વારી, કંઈ કંઈ ભાળમાંરે—કોકિલ.
કાગ કાળો ને તું છો કાળી, માટે છાકીશ જો મદવાળી,
ખાળી રેને, કાઢીશ સાર ન કાળમાંરે—કોકિલ.
માન માન મોરી કંઈ મારૂં, રેહેને છાનીમાની વારૂ
નાનુ વિનવણી સ્થળે સ્થળ એવું ન્યાળમાંરે—કોકિલ.

**નાનુભાઈ અઢિયા.**

---

## મિત્રવિયોગ.

( મળેલું. )

ધરી વીણા સંગે, રુચિર ચરણે કર્ણ મધુરા,
સુવેગે શ્રોતાને, ઉર પ્રસર તું ગુર્જરગિરા;
વિયોગે પ્રેમીના, મૃદુલ મન કેવા દુખિ બને,
છટાથી સંક્ષેપે લલિત પદમાં ગા સુકવને.

દીસે જાંખો જેવો, ઉદધિ ગરવો નીરજ વિના,
વનો શૂના દીસે, લલિત હરિઆલી, તરુ વિના;
વ્હિલી તો સારંગી, શ્રવણસુખ ને વાદક વિના,
વિયુક્ત પ્રેમી છે ઇમ વિરસ હા! પ્રીતમ વિના.

પુનઃ સંયોગે જે અતિશય વિરાજે સુરસમાં,
ઉગ્યો જાણે ભાનુ હૃદયગગને ત્યાં શી ઉપમા?
પ્રભુ પ્રેમાબ્ધિ જે, સતત વસતો ત્યાં, સહૃદમાં,
રહો દીર્ઘાયુષ્યે, કવિવરગિરા વાંચ્છતી ખમા.

**આનન્દનન્દન***

---

## બ્રહ્મલીલા—તજ્જન્ય ઉપદેશ.

( મળેલું. )

### ગીતિ.

મહત્ જન સંનિધિમાં, રેતાં સર્વે ઇચ્છા સફળ થતી;
કલ્પવૃક્ષની સમીપે, સર્વ કલ્પના ઉદ્‌ભવતાં ફળતી.

**કટાવ.**

બ્રહ્મની લીલા નવ નવી
શું શકે વર્ણવી કવિ,
આશ્ચર્ય ઉદધિએ ભરી,
ગણના ન શકયો કો કરી.

---

* એમની સુપ્રસિદ્ધ પ્રતિજ્ઞાપૂર્વક.

એવી લીલા, હે રંગીલા, કલમ કઈથી, કઇ શાહીથી,
શું ચીતરાયે, મનના જાયે, જો કદિ જાયે, ગોથાં ખાયે,
પાર ન લાધે, બુદ્ધિ વાધે, વિચાર કરવે, ધીમે ગણુવે,
મનથી ભણુવે, અદ્દભુત જણુવે, જુઓ પેલું, કાળું વાદળું,
વારિ ભરેલું, દોડે ઘેલું, તૂટે ફાટે, વાયુ વાટે,
વળા સાંધતો, બહુ ખેલવતો, એકેક ઉપરં, તું નજર કર,
કઈ સડકપર, ચાલે ખરખર, ન તો હાથ કે, ન તો પાદ છે,
નિર્જીવ વસ્તુ, બહુ બહુ ધરતું, વિવિધ આકૃતિ, મયૂર હાથી,
નર નારી કે, નિશાચરોને એવી એવી, મુશ્કેલ કેહવી,
ક્ષણે ક્ષણે એ, રસ્તે રસ્તે, બહુ બકવાદો, ને ચમકારો,
વિદ્યુત કેરો, નાખી ડેરો, કરતું કરતું, ઊભું રહેતું,
જાણે લડવા, માંડે ખરવા, વારિ બાણો, પર્વત પ્રાણો,
ખોદી પાડે, બહુ રજાડે, પશુ પક્ષીને, કંઇ વૃક્ષોને.
નાળે નદીએ, પૂરો આણે, શાંતિ પામે, પણુ કો ક્ષમે,
નથી થોભતુ, બહુ દોડતું, વાયું ડરથી, નિજ રંગેથી,
રંગતું નભને, કરતું સૌને, કાળું કાળું, નહીં અજવાળું,
પડવા દેતું, ઢાંકી લેતું, સૂર્યબિંબને, પ્રકાશ તોએ,
દિનમણિ પાડે, શું શિખવાડે, દુર્જન સંગે, દુઃખજ રંગે,
સજ્જનનોએ, કદિ ન જોએ, કૃત્ય જ તેના, ભુંડું ભણે ના,
દોષો તેના, એક ધરે ના, અદ્દભુત રંગે, અતિ ઉમંગે,
સદ્દગુણ સર્વે, રહીત ગર્વે, સઘળા સ્થાપે, દુઃખો કાપે,
જુઓ લોહની, કાંતિ સુનાની, મણિસંગથી, તેમ રંગથી,
રંગ્યું રવિએ, બહુ શોભીતે, રાતા પીળા, ભૂરા લીલા,
સોનેરીને, રૂપેરીએ, મિશ્રિત રંગો, તેજતરંગો,
ઘડી ઘડીમાં, બદલાવામાં, શોભા અનુપમ, થતી સર્વોત્તમ,
કાળો રંગ જે, ભંગ થતો તે, એવી નીતિ, સજ્જન રીતિ;
ગુરૂ બ્રહ્મનો, શુભો સજ્જનો, ઉપદેશ એ, લીલા નિરખે,
લાભ જ પેખે, કહે હરિએ, આનંદ રેલે, મન મળ મેલે;
ચિત્ત તું દોડી, નાંખ જ ફોડી, અવિદ્યા કેરો, નાખેલ ટેરો,

જોને લીલાએ હરિ
દુઃખ સૌએ જાશે ટળી
પાનાં માયાનાં ફેરવી
બ્રહ્મની લીલા નવ નવી.

હરિકૃષ્ણ જોગીભટ્ટ કવીશ્વર.

---

# પ્રેમાનંદની કવિતા.

( મળેલું. )

વાચક માત્રનો પ્રેમ લઈ અથાગ આનંદ આપનાર, ગુજરાતના ગર્વ અને કવિઓના શિરોમણિ પ્રેમાનંદના નામથી ભાગ્યે જ કોઈ અજાણ હશે. ગુજરાતી ભાષાના દરેક અભ્યાસીને તેની પિછાન હશે તેટલું જ નહીં, પરંતુ કાળા અક્ષરને કુટી મારનાર અભણ વર્ગમાં પણ આ મહાન કવિના ભક્તો પડયા છે. સાક્ષરો જેનાં ગાંભીર્ય અને જ્ઞાન માટે તારીફ કરી રહ્યા છે, ભક્તો જેની અચલ સાકાર ભક્તિ માટે આફરીન બની રહ્યા છે, ભટો જેનાં આખ્યાનની સાર્વજનિક રસિકતાને લીધે તેમના દૃઢ શિષ્યો બની રહ્યા છે, સ્ત્રીઓ જેનાં મંજુલ મધુરાં ગીતની રસીયણ બની રહી છે તથા અન્ય અભણ વર્ગ પણ જેનાં ઓખાહરણનાં પદો પોતાના મહેનતવાળાં કામ કરતાં તેમાંથી જરા વિનોદ અને આરામ પામવા માટે રાગડા તાણી લલકાર્યા કરે છે, તેવી કવિશ્રી પ્રેમાનંદની કવિતા સર્વમાન્ય થયેલછે એમ કહેવું એ પણ નિરર્થક પુનરુક્તિ કર્યા જેવું જ છે. કાઠીયાવાડને સગર્વ કરનાર આદ્ય કવિશ્રી નૃસિંહમેતા સિવાય પ્રેમાનંદની બાનીની હલક લાવનાર ગુજરાતી ભાષાનો કોઇપણ છોરૂ થયેલ નથી એ પણ સ્વતઃસિદ્ધ જ છે. આપણા ઇંગ્રેજી સાહિત્યને જ્ઞાન સાથેના સંબંધને લીધે, તથા આપણા હાલના જુવાનીઆઓ જેના ઉપર ગુજરાતનાં ભાવિ સામર્થ્યનો આધાર છે તેની ઇંગ્રેજી તરફ સવિશેષ વૃત્તિ હોવાને લીધે, જે કાંઈ આપણે સ્પષ્ટ રીતે સમજાવવું હોય, એકદમ વગર મહેનતે ગળે ઉતરાવવું હોય તથા જેનું તાદૃશ ચિત્ર તેમના હૃદયમાં પાડવું હોય તો સરસ રસ્તો એ છે કે આપણે ઇંગ્રેજીમાંથી સમાન દૃષ્ટાંત શોધી કાઢી, તેની મદદથી આપણી વાત સમજાવવી. જો આ રસ્તો લઈને બોલીએ તો એમ કહી શકાય કે ઇંગ્રેજીમાં જેમ ચૉસર વિશ્વખ્યાત આદ્ય કવિ ગણાય છે તેમ નૃસિંહમેતાને લેખાય, અને કવિવર શેક્સપીયર સાથે પ્રેમાનંદને મૂકી શકાય. અને બીજી રીતે બોલતાં સંસ્કૃત સાહિત્ય તરફ ફરીયે તો, નૃસિંહમેતાને શ્રી વાલ્મીકિ સાથે તથા પ્રેમાનંદને કવીશ્વર કાલિદાસ સાથે મૂકી શકાય. જેવી રીતે આદ્ય કવિશ્રી વાલ્મીકિએ શ્રી રામભદ્રનાં ગુણકીર્તન લખી પોતાની વાણીને અમૃત કરી દીધી છે તેવી રીતે શ્રીનૃસિંહમેતાએ શ્રી રામભદ્ર પછી થયેલા અવતાર શ્રી કૃષ્ણચંદ્રનાં ગુણગાનથી પોતાની બાનીને ચિરંજીવ, તથા ગુજરાતી ભાષાને અલંકૃત કરી છે. પ્રેમમય પદોથી શ્રી નૃસિંહમેતાએ જે રાસલીલા વર્ણવી છે તેના રસની કદર કરવા કાંઈ બાહ્ય કીર્તનની જરૂર નથી; કારણ આપણાં વૃદ્ધ પુરુષોની રસનાએ પ્રભાતના પ્રહરમાં જ તેમાંનાં અસંખ્ય પદો રમી રહે છે અને નાના તથા મોટા સર્વને એક સરખી રીતે જ સાનંદ હર્ષમાં તથા પ્રેમભક્તિમાં લીન કરી, દિવસનો ભાગ બહુ જ ખુશમીજાજમાં અને સુખરંગમાં જશે એમ ભવિષ્ય ભાખી દેછે. નૃસિંહમેતાનાં સુરસભર્યાં પદોનો રસ સૌ કોઈ ચાખે છે ને તેનાં પ્રેમગીતમાં મસ્ત બની ભક્તિમય બને છે, તેવી જ રીતે પ્રેમાનંદની કવિતા પણ ઘણાક લોકોને હોડે સદાકાળ રમમાણ થયેલી આપણા જોવામાં આવે છે.

પ્રેમાનંદના જીવનવૃત્તાન્તની જે કિંવદન્તી સભળાય છે તે જો ખરી માનીએ તો આપણા જાણવામાં આવે છે કે તે પોતાના [illegible]વમાં એક બહુ જ બગડેલો બાળ હતો; વિદ્યાભ્યાસની દરકાર તેને થોડી બલ્કે [illegible] જ હતી [illegible] નત્ત બાળકોના મસ્તખેલમાં મચી

રહેલો બાળ પોતાના ભવિષ્ય વિષે તદ્દન અંધ જ હતો. પરંતુ તેની માતાના પ્રતાપે અને કોઈ મહાન્ યોગીના પ્રભાવે કરી તેમાં શક્તિ રેડાઈ. એક મહાત્માની સેવા કરવા તેની મા જતી; અને તે મહાપુરુષને આશ્રમ બદલવાનો વિચાર થતાં તેણે તે બાઈને આજ્ઞા કરી કે તારા બાળકને આંહી લાવ. પરંતુ આ ઉન્માદમાં મસ્ત થયેલ બાળક તરત કાંઈ જડે એમ નહતું. બ્હાવરી મા પોતાના કમભાગ્યને ખસેડવાનો વખત નજીક આવેલો જોઈ જેટલી આનંદમગ્ન થઈ હતી, તેટલી જ પોતાના પુત્રના આવા છોકરવેડા જોઈ ચિંતાતુર બની. આખર તેને શોધી કાઢી ગુરુ મહારાજ પાસે લઈ ચાલી, પણ ત્યાં તો સમયવ્યય ન સહેનાર મહાત્માએ પોતાનો પંથ પકડી લીધો હતો. ખોળ કરતી કરતી પોતાના દુર્ભાગ્યને રડતી રડતી તે મા પોતાના બાળ સાથે દોડી અને ગુર્જરભાષાના સદ્‌ભાગ્યે તે મહાપુરુષને શોધી કાઢી, આંસુભરી આંખે ગુરુમહારાજના ચરણમાં પડી, તેની અંગુલિને ચક્ષુવારિથી સજળ કરી દીધી અને પોતાના રમતીયાળ બાળને લીધે વિલંબ થયો તે માટે ક્ષમા ચાહી કૃપાદૃષ્ટિ કરવા વિનવ્યું ક્રોધ માત્રને નિયમમાં રાખનાર મહાગુરુ પ્રસન્ન થયા. પરંતુ દોષને અદંડિત જવા ન દેવાના હેતુથી તેણે તે બાઈને કહ્યું કે, 'જો બચ્ચા, આ બાળ ગુજરાતી ભાષામાં એક પ્રવીણ લખનારો થશે અને સાપ્રતકાળમાં તથા ભવિષ્યમાં તેની કીર્ત્તિ અચળ ઝળકશે. જો વખતસર હાજર થયેલ હોત તો ગીર્વાણગિરામાં તેની બુદ્ધિ ખીલે તેવો અનુગ્રહ થાત, પરતુ એટલા દોષને માટે તે પવિત્ર ગિરા જો કે તેના હૃદયમાં રહેશે ને મગજમાં રમશે છતાં જીભપર નહિ આવે.' આવી રીતે અનુગ્રહ પામેલ આપણા કવિશ્રી તુરતમાં જ પોતાની બુદ્ધિ વિકસાવવા લાગ્યા અને તેનો જે દોષ આપણને અને આપણા દેશને આટલો બધો લાભકારી થયો તે દોષને લીધે સંસ્કૃત ભાષામાં પ્રાવીણ્ય મેળવ્યા છતાં તેણે જીભપર પોતાની જ ભાષા રાખી, ને તેને કેળવી, સુધારી અને દીપાવી. આમ ગુરુકૃપાથી પામેલી શક્તિ અનન્ય નીવડી, અને અડગ હિંમત અને અસંત શ્રમથી તે શક્તિનો ગુણકારી આવિર્ભાવ થયો

આધુનિક કાળમા પાશ્ચાત્ય સુધારાના પરિબળને લીધે આવી અદ્‌ભુત ગાથામાં કેટલો વિશ્વાસ રાખવો તે વાચકવર્ગના પોતાના સ્વતંત્ર વિચારપર આધાર રાખે છે. પરંતુ તેમાંથી સાર લેતાં એટલું તો સ્પષ્ટ, કે પ્રેમાનંદને શક્તિ બક્ષનાર કોઈગુરુ હો કે ન હો, બાલ્યાવસ્થામાં તે વિનીત હો કે ઉદ્ધત હો, રમતીયાળ હો કે અભ્યાસશીલ હો, ગમે તેવો હો તો પણ તેની શક્તિ ઈશ્વરદત્ત છે એ તો કદાપણ વિરોધ વિના સિદ્ધ જ છે. તેની શક્તિનું માહાત્મ્ય કેટલા ઉત્કર્ષવાળું અને કેવું દિવ્યતાનું ભાન કરાવનારૂં છે તે તો આપણે હમણાં જ જોઈશું; અને ત્યારે સર્વ કોઈને સજ્જડ ખાત્રી થશે જ કે તેની શક્તિ અદ્‌ભુત અલૌકિક જ હતી.

૪ પ્રેમાનંદની કવિતાનું ખરૂં હાર્દ સમજનારા અલબત હવે વધતા જાય છે ખરા. તેની કવિતાનું રહસ્ય સમજ્યા પછી જ તેનાં હૃદયની ઉન્નતિ અને શ્રેષ્ઠતા કલ્પવામાં આવી શકે. કોઈ પણ અન્ય પુરુષની અંદર, પ્રેમાનંદમાં છે તેવા બધા મહાન ગુણો વિકાસ પામી ચળકી રહેલા માલમ પડે તેવું મળી આવતું નથી. અલબત, આ વાક્ય બહુ જ વિશાલઅર્થગ્રાહી છે અને તેથી તેની સત્યાસત્યતા વિષે બહુ જ શંકા ઉઠાવવામાં આવે. તે છતાં પુનરુક્તિ

કરી કહું છું કે પ્રેમાનંદ જેવી અલૌકિક અનુપમ શક્તિ ધરાવનારા કોઈ પણ ભાષામાં થયેલા હોય એમ મને માલમ નથી. પ્રેમાનંદનું હૃદય સર્વ અવસ્થાનું ચિત્ર એકદમ ગ્રહી શકે તેવું હતું; તેટલું જ નહિં પણ જે જે ચિત્ર તેનાં હૃદયપટપર પડ્યું તેને તે શબ્દોમાં સાકાર કરી વાચકવર્ગ સમક્ષ તાદશ ખડું કરી શકતા. તેનું મગજ સર્વગ્રાહી હતું અને તેની બુદ્ધિ સર્વ વિષયમાં વિના પ્રયાસે પ્રયાણ કરી શકતી. શસ્ત્રવિદ્યાપ્રવીણ વૈદ્ય જેમ નસેનસ ને રગેરગ તપાસી માનવીના બાંધાથી માહીતગાર થાય તેમ પ્રેમાનંદે માનુષી હૃદયનાં પડેપડ ઉકેલી તેની ભિન્ન ભિન્ન લાગણીઓનો બહુ જ ઊંડો અને ગંભીર અભ્યાસ કરેલો માલમ પડે છે. તેનાં નાટકોમાં તેણે કુદરતી લાગણીઓ અને જનસ્વભાવનાં જે જે અસલ ચિત્રો આપેલાં છે તે તરફ દૃષ્ટિ કરતાં દરેક જણ જાણી શકશે કે તેણે જનસ્વભાવની જુદી જુદી રેખાઓનું કેવું અધ્યયન કરેલું છે! તેની કલ્પના પણ કેટલી ઉચ્ચગ્રાહી તથા મનોરંજક છે! તેનાં રમતીયાળ હાસ્યજનક ચિત્રો પણ કેટલાં બધાં તદાકાર અને અસરકારક છે! પોતાને કહેવાનું હોય તે ઉચિત તથા સબળ શબ્દોમાં સરળ રીતે અને બહુ જ અસરકારક શૈલીએ કહેવાનો જે ઉત્તમ ગુણ, એ પ્રેમાનંદની કવિતામાં ઠામ ઠામ આપણને વિસ્મય પમાડી દેછે. તેની મંજુલ રસભરી બાની, તેની ઉચિત કર્ણપ્રિય શૈલી, તેની અસરકારક હૃદયવેધી હલક, તેના શબ્દોનું માર્દવ અને તેના વાક્યોની મોહકતા એ તો ખરેખર અદ્વિતીય જ છે. તેની કવિતાની અંદર એકથી તે બીજા છેડા સુધી આરપાર વહેતો જતો સ્વાદિષ્ટ રસ, તથા તેનાં પદોનું વર્ણમાધુર્ય તથા તેનાં વર્ણનોની સચોટતા, એ બધા ગુણોથી વિભૂષિત થયેલી પ્રેમાનંદની કવિતા સર્વપ્રિય થાય એમાં સંશય શાનો? આમ પ્રેમાનંદની અંદર રસની જાળવણ, શબ્દોનું ઔચિત્ય, શૈલીની મીઠાશ અને પદોની મનોહરતા હોવા ઉપરાંત જુદાં જુદાં કાવ્યો અને નાટકોમાં તત્તદ્ વિષયને ઉચિત જે જે ઉત્કૃષ્ટ ગુણો પ્રકાશી રહે છે તે પણ એક ઉપરછટા વાંચનારને પણ વિસ્મય પમાડ્યા વિના રહેતા નથી. કવિ તરીકે તેની નૈસર્ગિક શક્તિ, તેની ઉદ્દામ કલ્પનાશક્તિ, તેની દિલચમન હાસ્યોત્પાદક કળા, તેની ભાષાપરની અનન્ય સત્તા અને શબ્દોની ચુંટણીથી પદોમાં ભળતું સૌષ્ટવ અને લાલિત્ય—આ બધા ગુણોનું પરિકીર્તન કર્યા પછી તેના છુટક છુટક ગ્રંથો લઈ તદ્દેશીય ગુણાવગુણની કદર કરશું તોપણ, મધુના ઉદધિમાં ઊંડે ઊંડે જઈએ તેમ તેમ વધારે વધારે માધુર્યભર્યું મધુ લબ્ધ થાય તેમ તેના ગુણો સવિશેષ દીપ્તિથી સર્વ હૃદયને ભાસિત કરતા જ માલમ પડશે.

ઉઘાડું માથું મૂકી ગુર્જરભાષાની ઉત્કૃષ્ટતા સાધવા લીધેલું પણ તેણે યથાર્થ રીતે પાળ્યું અને એક માણસ કીડીની માફક અનવરત કામ કર્યા કરીને જેટલું વધારેમાં વધારે કરી શકે તેટલું તેણે કર્યું. અને મૃતપ્રાય ગુર્જરભાષાને એક નજીવી હીણી બોલીના પદેથી ઉપાડી રસભરી ઉચ્ચભાષાને પદે મૂકી દીધી. તેવાં નરરત્નોનો ગુર્જર ભાષા અને તેનાં છોરૂ જેટલો આભાર માને તેટલો થોડો જ. તેણે જુદી જુદી પ્રતિનાં ભિન્ન ભિન્ન કાવ્યો, નાટકો અને આખ્યાનો લખ્યાં છે તે જોઇને તેના જેવી સર્વગ્રાહી બુદ્ધિ એક દેશમાં ઉત્પન્ન નહિ થઈ હોય એવું સૌ કોઈ વિનાસંશય કબુલ કરેછે. ઉત્તમ મધ્યમ અને અધમ, વિદ્વાન સામાન્ય અને અભણ, રસિક તથા રસહીન એવા વિરોધી ગુણવાળા દરેક જણને ખુશ કરી પ્રસન્ન કરે એવાં એવાં કાવ્યોના લખનાર ઉપર સર્વ વર્ગ એક સરખી રીતે રીઝ્યા હોય એમાં

સંશય શાનો! આપણે જાણીયે છીએ કે એકવાર નાગરી ન્યાત જમતી હતી તે વખતે આ સર્વ ગુણ સંપન્ન કવિરાજે અમુક પદો ગાયાં અને તે સાંભળી રસીકણ નાગરાણીઓ તથા રસિક નાગરો એવા તો રસમસ્ત બની પરવશ બની ગયા કે ખાવાનું ભુલી પોતાના માથાની કળગીયા પણ અતિરંજક કાવ્યના કરનારાને ઉપહાર કરી ઉભા. શું માણસનાં હૃદયને વસ્તુતઃ પરવશ કરી લીધાનો આનાથી બીજો સારો દાખલો મળી આવશે ખરો કે? અને આવાં પરવશપણાનો આપનાર કવિ પણ અવનિતલપર ખોળ કરતાં હાથ આવશે ખરો કે? સાં-ભળતાં વેંત જ તન્મય કરી દેનાર રસની 'રેલછેલ પ્રસારી સર્વ હૃદયને રસ પ્રવાહમાં તણાતાં કરી દેનાર, સર્પ જેમ મોરલીએ નાચે તેમ પોતાનાં કાવ્યરૂપી મોરલીથી માણસને નચાવ-નાર અને તેનાં હૃદયને લોહચુંબકથી હજારગણા વધતા આકર્ષણથી ખેંચી લેનાર આ કવિ ઈશ્વરની એક અલૌકિક કૃતિ નહિ!! શું એ કવિ માટે ગુર્જર દેશ સમર્થ ન થાય!! શું એવા કવિઓ ઠેર ઠેર માલમ પડે ખરા? ત્યારે શું એવાં અદ્ભુત નરરત્નને 'સકળ કવિમાં પ્રથમ પદે મૂકવામાં વિચાર" સરખો પણ કરવો રહે ખરો!

અલબત, આ એક દિવ્યગુણ છે જેને માટે સૌ કોઈ સાભિમાન અકડ રહે. પરંતુ પ્રેમાનંદના ગુણની એટલેથી જ હદ નથી વળતી. સામાન્ય વર્ગને સંતુષ્ટ કરવાથી કાંઈ સર્વો-ત્તમપણું મેળવ્યું કહેવાય નહિં, એમ પણ કોઈનું કહેવું હશે. સામાન્યગુણવાળા સામાન્ય ગુણથી પ્રીત થાય છે ને તેથી આ ઉપરથી જ પ્રેમાનંદને ઉત્તમગુણનો કહેતાં કોઈ ખંચાશે. પણ તેવાને પણ મોઢે હાથે દેવાય એવું આપણા અનેક ગુણનું પાત્ર પ્રેમાનંદમાં હતું. નહિ કે એનાં એવાં ગીતો રાસડાથી તે ફક્ત સામાન્યજ્ઞાનવાળાઓને જ ખુશ કરી શકતા. મોટા મોટા વિદ્વાનો પણ વાંચી વખાણે અને ગુણોનાં કીર્તન કરે એવી મોટી મોટી બાબતોમાં પણ પ્રેમાનંદે વિજય મેળવી ખરેજ દેખાડ્યો છે. રોષદર્શિકા, તપત્યાખ્યાન, દ્રૌપદીઆખ્યાન વગેરે, આખ્યાન નામ આપી, ઉત્તમ નાટકો લખી, પ્રેમાનંદે સાક્ષર વર્ગમાં પણ પોતાની ઉ-ત્કૃષ્ટતા સિદ્ધ કરી છે. એ નાટકોમાં આદિથી અંત સુધી સંકળાઈ રહેતો રસ, તેમાં વર્ણ-વેલાં જુદાં જુદાં પાત્રોના ચરિત્રનું સ્પષ્ટીકરણ, શૃંગારના શ્લોકોની રમણીયતા, શૌર્યના અને વિરક્ત, જુદાં જુદાં વર્ણનોનો તાદૃશ આલેખ, તથા સર્વમાં નજરે પડતી તરી આવતી રેશ તથા ભાષાના અભિમાનની ઉત્કટ વૃત્તિ, એ સૌ ગુણોથી નાટકો એ પણ એવું અમર નામ મેળવેલ છે કે પ્રેમાનંદને ઉપર કાળિદાસ અને શેક્સપીયર સાથે સરખાવેલ છે તે પણ યુ-

નાટકો ઉપરાંત તેણે અનેક કાવ્યો લખેલ છે, તેમાં કેટલાંક સામાન્ય વર્ગને માટે તથા કેટલાંક સાક્ષર વર્ગને માટે પણ છે. સુભદ્રાહરણ, રુક્મિણીહરણ, ઓખાહરણ વગેરે ઘણાં જ સરળ છતાં અસરકારક અને જીવનભર્યાં કાવ્યો પૃથક્ જનને દ્દષ્ટાંતરૂપ બની ભક્તિને પ્રેમમાં લીન કરે છે, તથા સામાન્ય વર્ગોમાં ઉત્તમ વાંચવાના વિષય તરીકે બની આનંદ સાથે તાન અને વિનોદ સાથે ઉપદેશ આપે છે, તથા વિદ્વાન વર્ગને પણ તેમની વર્ણનશક્તિ વાર્તારસ, અને સચોટ લેખનથી પ્રસન્ન કરે છે. નળદમયંતી કાવ્ય તો બહુ જ પ્રચલિત હોઈ તેના પ્રસંગો સૌને હૈયે જ હશે અને કરુણારસની જે હદ તેમાં વાળી છે તે ખરેખર કવિની સ્વર્ગીય શક્તિનો દેખીતો પુરાવો છે. દ્રૌપદીહરણકાવ્યની અંદર કવિની શબ્દને વાપરવાની શક્તિનો ચમત્કૃતિ ભરેલો વ્યાપાર જોવામાં આવે છે. તથા તે કાવ્યમાં એ કવિની વિદ્વત્તા તથા તેના અનુભવ બતાવનારા ઘણાક પ્રસંગો વાચકની દ્દષ્ટિમર્યાદામાં આવે છે. તેમાં ભીમતાં પરાક્રમો તથા વનવર્ણન વગેરે વિષયો બહુ અસરકારક છે તથા કવિની વર્ણનશક્તિ તથા વીરરસનો જમાવ કરવાની અતુલિત સત્તાનું ભાન કરાવેછે. આ અને આ ઉપરાંત કવિએ લખેલાં અનેક આખ્યાનો તથા કાવ્યો, કવિની શક્તિનાં ઘરેણાં રૂપ પ્રસંગોને સાંકળી રાખનાર માલુમ પડે છે. પરંતુ સ્થળસંકોચને લીધે તે પ્રત્યેક લઈને ગુણ દોષનું વિવેચન થાય એ સંભવતું નથી. કવિની કરુણારસ, વીરરસ તથા શૃંગારરસની કેળવણી તથા ભયાનકરસ અને હાસ્યરસના લેખોનું ઉપરછલું ભાન થાય તેવા છુટક છુટક દાખલા આપ્યા છતાં એક બે ગુણ એવા છે કે જેની ખાસ નોંધ લીધા વિના ચાલે નહિં. હાસ્યરસની અંદર આપણે નૃસિંહમેતાના મામેરા, સામળદાસના વિવાહ તથા નૃસિંહમેતાના જીવનચરિત્રના પ્રસંગોની વાત ઉપાડી જ નથી. ટુંકામાં કહીએ તો નૃસિંહમેતાના ઘરનું વર્ણન, ચોરાની અંદર રહેતા તેના કુટુંબનું વર્ણન, મામેરાને વખતે પણ નૃસિંહમેતાની પોતાની વર્તણુક વગેરે અનેક પ્રસંગો વાચકને અજબ આનંદની લ્હેમાં ડુબાવ્યા વિના રહે નહિં તેવા છે. તેમ જ ભાગવત દશમસ્કંધની અંદર પણ વનવર્ણન, ગોપાલગોષ્ઠી, કૃષ્ણલીલા, ગોચર વગેરે ગ્રામ્ય વિષયોનું પણ જે આબેહુબ વર્ણન આપેલું છે તે પણ ખરેખર તે મહાન કવિના માહાત્મ્યને સાધવામાં સબળ પુરાવારૂપ થઈ પડે છે.

આવી રીતે જુદા જુદા વિષયોની કેળવણીમાં પ્રેમાનંદની શક્તિનું ઉપરછલું વિવેચન કીધા પછી પણ આ બધાને એક કોરે મુકી દે તેવી પ્રેમાનંદની કુશળતાની નોંધ લેવી બાકી રહે છે. જુદા જુદા રસોને સાકાર કરી વાચકને તે તે રસમાં ડુબકી મરાવનાર જણ પોતે અભેદનું જ્ઞાન આપનાર બ્રહ્મજ્ઞાનના વિષયને પણ હાથ લગાડ્યા વિના રહી શક્યો નથી, અને તેમાં પણ એણે એવી તો અદ્દભુત શક્તિ વાપરી છે કે સો સવાસો લીટી જેટલાં ટુંકા વિવેચનમાં પણ ગ્રંથોના ગ્રંથો જેનાપર લખાયા છે તેવા વિષયને તેણે ચિતરી આપી સિદ્ધ કર્યો છે. તત્ત્વજ્ઞાનના વિષયમાં તત્ત્વજ્ઞાનનો એકે અઘરો કે કઠોર શબ્દ વાપર્યા વિના બહુ જ સરળને સાદા શબ્દોમાં તેણે એવી તો ઉત્તમ રીતે બ્રહ્મજ્ઞાન અને અભેદમાર્ગ બતાવી આપ્યો છે કે અભણમાં અભણ ગોપીયો પણ સમજી જાય છે. આ પ્રસંગ ભ્રમરપચીશીમાં વર્ણવેલો છે. શ્રીકૃષ્ણ મથુરામાં રહ્યા સારે ગોપીયોના અસંતોષને મટાડવા તે પોતાના દૂત ઉદ્ધવને મોકલે છે અને માતપિતા તથા ગોપીયોને શિક્ષાવચન કહેવાનું તેને સૂચવે છે. તદનુસાર ઉદ્ધવ ગોકુળમાં આવે છે, તેને શ્રી કૃષ્ણના રથમાં આવતા જોઈ ગો-

—ॐ श्री—

## પક્ષપાતરહિત અનુભવપ્રકાશ.

( મળેલું.* )

**સત્-ચિત્-આનંદ સ્વરૂપ, જેને મન વાણી જાણી શકતાં નથી પણ જે મનવાણીને જાણી શકે છે, અને જેનાવડે આ દશ્ય જગત્ વિવર્તરૂપે પ્રતીત થાયછે, એવા નિજાત્માને નમસ્કાર કરૂં છું.**

**श्री गणेशायनमः**

૧. એક સમયે કોઈ એક એકાંત સ્થાનમાં વસિષ્ઠના પૌત્ર અને શક્તિના પુત્ર પરાશરજી પોતાની ઇચ્છાપૂર્વક બેઠા હતા તે વખત મિત્રાના પુત્ર મૈત્રેય આવીને વેદવિધિપૂર્વક પરાશરને ગુરુ જાણીને પોતે પોતાની પૂર્ણ શ્રદ્ધાથી શિષ્યભાવને પ્રાપ્ત થયા અને હાથ જોડીને શિષ્યરીતને અનુસરી પ્રશ્ન કરવા લાગ્યા કે—

હે ભગવાન ! આ સંસાર રૂપી દેહમંદિરમાં હું કોણ છું ? શું શ્રોત્રાદિક જ્ઞાનઇંદ્રિયોનો સમૂહ છું ? અથવા એક બે જ્ઞાનઇંદ્રિય છું ? અથવા વાક્આદિ કર્મઇંદ્રિયોનો સમૂહ છું ? અથવા એક એક વાક્આદિ ઇંદ્રિયોરૂપ છું ? અથવા પ્રાણ આદિક વાયુઓના સમુદાય રૂપ છું ? અથવા એક એક પ્રાણ આદિ વાયુરૂપ છું ? અથવા મન આદિ અંતઃકરણ ચતુષ્ટયરૂપ છું ? અથવા મન બુદ્ધિ આદિ એક એક રૂપ છું ? અથવા સ્થૂલ સૂક્ષ્મરૂપ જે આકાશાદિ પંચ મહાભૂત છે તેના સમુદાયરૂપ છું ? અથવા આકાશાદિ એક એક રૂપ છું ? અથવા તેમના કાર્યરૂપ જે દેહ છે તે હું છું ? અથવા કામ ક્રોધાદિક પચ્ચીસ પ્રકૃતિરૂપ છું ? અથવા સ્થાવર રૂપ છું ? અથવા જંગમ રૂપ છું ? અથવા વ્યાપક રૂપ છું ? અથવા પરિચ્છિન્ન રૂપ છું ? અથવા પરમાણુ રૂપ છું ? અથવા અપરમાણુ રૂપ છું ? અથવા ભૂત પિશાચાદિ રૂપ છું ? અથવા કોઈનું પ્રતિબિંબ છું ? અથવા બિંબ રૂપ છું ? અથવા હું જીવ છું ? અથવા હું ઇશ્વર રૂપ છું ? અથવા હું બ્રહ્મ છું ? અથવા હું જડરૂપ છું ? અથવા ચૈતન્ય રૂપ છું ? અથવા સર્વશક્તિમાન છું ? અથવા સર્વ શક્તિથી રહિત છું ? અથવા માયા તથા અવિદ્યાના સંબંધવાળો છું ? અથવા તેમના સંબંધથી રહિત છું ? અથવા માયા તથા અવિદ્યાએ કરીને મોહિત છું ? અથવા અમોહિત છું ? અથવા સુખ દુઃખનું કારણ જે ધર્માધર્મ તે વાળો છું ? અથવા તેનાથી રહિત છું ? અથવા ધર્માધર્મનું કાર્ય જે સુખ દુઃખ તેનો ભોક્તા છું ? અથવા અભોક્તા છું ? અથવા ક્રિયાવાન છું ? અથવા અક્રિય છું ? અથવા શાન્તિ આદિ

* હિન્દુસ્થાની ઉપરથી ગુજરાતીમાં ભાષાન્તર કરનાર રા. રા. પ્રહ્‌લાદજી સેવકરામ.

મનના ધર્મ રૂપ છું ? અથવા ધર્મી રૂપ છું ? અથવા તેનાથી રહિત છું ? અથવા સમાધિ રૂપ છું ? અથવા વિક્ષેપ રૂપ છું ? અથવા તેનાથી રહિત છું ? અથવા રૂપાદિક વિષયરૂપ છું ? અથવા તેનાથી રહિત છું ? અથવા નિત્ય છું ? અથવા અનિત્ય છું ? અથવા દશ્ય છું ? અથવા દ્રષ્ટા છું ? અથવા દશ્ય દ્રષ્ટા ઉભય રૂપ છું ? અથવા તેનાથી રહિત છું ? અથવા બ્રાહ્મણાદિક વર્ણી છું ? અથવા બ્રહ્મચારી આદિ આશ્રમી છું ? અથવા તેનાથી રહિત છું ? અથવા આ દેહ વિશે હું સગુણ રૂપ છું ? અથવા નિર્ગુણ રૂપ છું ? અથવા હું મનુષ્ય રૂપ છું ? અથવા સ્ત્રી કે પુરુષ રૂપ છું ? અથવા નપુંસકરૂપ છું ? અથવા પર કરીને દેખાવામાં આવું છું ? અથવા ગ્રહણરૂપ છું કે ત્યાગ રૂપ છું ? અથવા કર્ત્તાવાળો છું કે તેથી રહિત છું ? અથવા અનંત છું ? કિંવા અંતવાળો છું ? અથવા મધુર રસાદિ રૂપ છું ? અથવા તેનાથી રહિત છું ? અથવા ઋષિ છું ? અથવા મુનિ છું ? અથવા અનેક શાસ્ત્ર રીતિ અનુસાર પચ્ચીસ કિંવા એક સોપચીસ કિંવા સત્તાવીસ આદિ પ્રકૃતિ રૂપ છું ? અથવા તેનાથી રહિત છું ? અથવા વ્યાપક છું કે અવ્યાપક છું ? અથવા અસંગ છું કે સંગી છું ? અથવા હું મૃત્યુને પ્રાપ્ત થાઉં છું કે નહીં ? અથવા ચક્ષુરાદિ જ્ઞાન ઇંદ્રિયોના પ્રકાશક કે અભિમાની સૂર્યાદિ દેવતા રૂપ છું ? અથવા તેમનાથી રહિત છું ? અથવા વાક આદિ કર્મ ઇંદ્રિયોના અભિમાની અગ્નિ આદિ દેવતા રૂપ છું ? કે તેનાથી રહિત છું ? અથવા મનાદિ અંતઃકરણ ચતુષ્ટયના અભિમાની ચંદ્રાદિ દેવતા છું કે નહીં ? અથવા મનાદિના સંકલ્પાદિ ધર્મ રૂપ છું ? અથવા નહીં ? કિંવા તાત્પર્ય કે પાંચ જ્ઞાનેંદ્રિય પાંચ કર્મેંદ્રિય અંતઃકરણચતુષ્ટય અને શબ્દાદિ ચૌદ ( શ્રોત્રાદિક ઇંદ્રિયોના ) વિષય તથા ચૌદ તેના દેવતા એ ચૌદ ત્રિપુટી રૂપ છું કે નહીં ? અથવા તેનાથી રહિત છું ? અથવા શ્રોત્રાદિક ઇંદ્રિયોના બધિરત્વાદિ ધર્મ રૂપ છું અથવા તેનાથી રહિત છું ? અથવા દૂર છું કે સમીપ છું ? અથવા લાંબો છું કે ચોડો છું ? અથવા ઉર્ધ્વરૂપ છું કે અધોરૂપ છું ? અથવા દિશા કે ઉપદિશા રૂપ છું ? અથવા તેનાથી રહિત છું ? અથવા પ્રયાગાદિ તીર્થ રૂપ છું અથવા નહીં ? કિંવા પ્રયાગાદિ તીર્થનો અભિમાની વેણીમાધવ આદિક છું વા નહીં ? કિંવા વક્ર રૂપ છું કે અવક્ર રૂપ છું ? અથવા માતા રૂપ છું કે પિતા રૂપ છું ? અથવા પુત્ર રૂપ છું અથવા માતાદિ ભાવથી રહિત છું ? અથવા સપ્તવ્યાહૃતિરૂપ ભૂરાદિ ઉપરના લોક કિંવા અતલાદિ નીચેના લોક છું ? અથવા તે લોકોમાં રહેવા વાળો છું કે નહીં ? અથવા રસાદિ સપ્ત ધાતુ રૂપ છું વા નહીં ? અથવા આકાશાદિ પંચભૂતોના શબ્દાદિ ગુણ રૂપ છું ? વા તેનાથી રહિત છું ? અથવા કોઈ ઉત્તમ મધ્યમ વા કનિષ્ઠ પદાર્થ છું ? અથવા જાગ્રત્ સ્વપ્ન કે સુષુપ્તિ રૂપ વા તુર્યરૂપ છું ? અથવા તુરીયાતીત છું. અથવા જાગ્રત્ ,સ્વપ્ન સુષુપ્તિના અભિમાની વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ જીવ છું ? વા જાગ્રદાદિ અવસ્થાના અભિમાનથી રહિત છું ? અથવા વ્યષ્ટિ સ્થૂલ શરીર છું ? વ્યષ્ટિ સૂક્ષ્મ શરીર છું ? વા વ્યષ્ટિ કારણ શરીર છું ? અથવા સ્થૂલ, સૂક્ષ્મ, કારણ સમષ્ટિરૂપ છું ? વા તેનાથી રહિત પંચકોશ રૂપ છું ? વા તેનાથી રહિત છું ? તથા વૈખરી, મધ્યમા, પશ્યંતી, પરા વાણી રૂપ છું ? વા તેનાથી રહિત છું ? અથવા સમષ્ટિ કારણ શરીર છું, વા સમષ્ટિ સૂક્ષ્મ શરીર છું, વા સમષ્ટિ સ્થૂલ શરીર છું ? અથવા તે સમષ્ટિ સ્થૂલાદિ શરીરોના અભિમાની વિરાટ્, હિરણ્યગર્ભ ઇશ્વર ક્રમથી છું ? સમષ્ટિ સ્થૂલાદિ અભિમાનથી રહિત છું ? અથવા સત્ત્વગુણ, રજોગુણ, કે તમોગુણ રૂપ છું કિંવા તેનાથી રહિત છું ? અથવા

અમાનિત્વાદિ દૈવી સંપત્ રૂપ છું અથવા દંભાદિ આસુરી સંપત્ રૂપ છું? અથવા ૭ ઊર્મિવાન છું કે નહીં? અથવા ૭ ભાવ વિકારવાન છું કે નહીં? અથવા શ્રોત્રાદિ ઇંદ્રિયો મનાદિનો હું વિષય છું વા અવિષય છું? તાત્પર્ય કે મનાદિ ઇંદ્રિયોદ્વારા હું જાણવામાં આવું છું કે નહીં? અથવા સ્વપ્રકાશ છું કે પરપ્રકાશ છું? અથવા કર્મવાન છું કે નહીં? અથવા કર્મ ઉપાસનાનું ફલ ભોગવું છું કે નહીં? અથવા કર્મ અને ઉપાસનાનો હું કર્તા છું કે નહીં? અથવા કોઈ અન્ય કર્તા છે? અથવા હું નિષ્કર્તવ્ય છું કે સકર્તવ્ય છું? હું બંધ રૂપ છું કે મોક્ષ રૂપ છું અથવા તેનાથી રહિત છું? હું કારણ સ્વરૂપ છું કે કાર્ય સ્વરૂપ છું કે તેનાથી રહિત છું ગુરુના ઉપદેશ વા શાસ્ત્રદ્વારા હું જાણવામાં આવું કે નહીં? દેશ કાલ વસ્તુ સ્વરૂપ છું કે તેનાથી રહિત છું? નામ રૂપ સ્વરૂપ છું કે તેનાથી રહિત છું? હું સાદિ છું કે અનાદિ છું? હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું કે નહીં? યજ્ઞ દાનાદિ રૂપ છું કે તેનાથી રહિત છું? હું પંડિત છું કે અપંડિત છું? હું સ્વામી છું કે દાસ છું? હું સ્થાવર છું કે જંગમ છું? હું બાલક છું યુવા છું કે વૃદ્ધ છું? કિંવા બાળકાદિ અવસ્થા રૂપ છું વા નહીં? સુંદર રૂપ છું કે અસુંદર રૂપ છું? અંધકાર રૂપ છું કે પ્રકાશ રૂપ છું? સુખ દુઃખ રૂપ છું કે તેનાથી રહિત છું? લક્ષ્ય રૂપ છું કે વાચ્ય રૂપ છું? ઉપાદેય રૂપ છું કે તેનાથી રહિત છું? કર્મ રૂપ છું કે અકર્મ રૂપ છું? સર્વ જગત્નું ઉપાદાન કારણ અજ્ઞાન વા માયા રૂપ છું વા તેનાથી રહિત છું? ઈત્યાદિ ઉક્ત પદાર્થોના મધ્યમાં હું કોણ છું?

૨ આ પ્રમાણે પ્રશ્ન કરીને કહે છે કે હે શાન્તિદાયક કૃપાળુ, સર્વહિતેચ્છુ, સર્વ શિષ્યોના સંતાપનાશક, કરુણાનિધિ, હે અજ્ઞાનનાશક દીનબંધુ, હે યથાર્થદર્શી, સંશય વિધ્વંસક સતગુરુ! આ સંસારરૂપી સમુદ્રથી આપ કૃપા કરીને મને પાર કરો કેમકે હું તમારા શરણને પ્રાપ્ત થયો છું.

આ પ્રકારે શ્રદ્ધાવાન શિષ્ય મૈત્રેયની રસભરી વાણી સાંભળી તે **પરાશર મુનિ સર્વ પ્રશ્નોનો ઉત્તર કેવલ એક જ સમાધાનથી કરે છે.**

૩ હે મૈત્રેય, પૂર્વે તમે દેહથી લઇને અજ્ઞાન પર્યંત સર્વ પદાર્થ કહ્યા તે તમે નથી, કેમકે અજ્ઞાન અને અજ્ઞાનનું કાર્ય જે સર્વ પદાર્થ છે તે પરસ્પર વ્યભિચારી છે, તથા પરસ્પર અપેક્ષાવાળા છે, તથા આપસમાં કાર્યકારણભાવવાળા છે, તથા ચેતનાદૃશ્ય છે, તથા દેશ કાળ વસ્તુ પરિચ્છેદવાળા છે, તથા ૭ ભાવ વિકાર વાળા છે, તથા અતિશયતાદિ દોષ વાળા છે, તથા ભ્રમજ્ઞાનના વિષય છે, તથા જડ છે, તથા વાચારંભણ માત્ર છે, તથા સ્વપ્નવત્ પ્રતીતિ માત્ર છે, તથા અવિદ્યાનું પરિણામ છે, તથા ચેતનનું વિવર્ત છે, અને રજ્જુ સર્પની માફક કેવળ મિથ્યા તમારા સ્વરૂપમાં કલ્પિત પ્રતીતિ માત્ર છે, સ્વપ્ન દૃશ્યની માફક છેઃ વસ્તુતઃ સત્ય નથી. હે મૈત્રેય, વાસ્તવિક રીતે તમે દેહથી લઇને અજ્ઞાન પર્યંત પૂર્વે પદાર્થ કહ્યા, તથા બીજા પણ અનેક પદાર્થ છે તે સર્વ મન વાણીના ગોચર છે અને તમારું સ્વરૂપ તો અવાઙ્મનસગોચર છે જે સાક્ષાત્ કહેવાને અમે પણ સમર્થ નથી, તેમ જ તમે પણ તેને સાક્ષાત્ દૃશ્યરૂપે કરીને જાણવાને સમર્થ નથી. કેમકે સર્વ જીવ દરરોજ જેને વિષય સુખનો અનુભવ કરે છે જે કે શબ્દ સ્પર્શાદિક વિષયજન્ય સુખ છે તેને પણ સાક્ષાત્ દૃશ્યની માફક કહેવાને તથા જાણવા સમર્થ નથી થતા, તો સર્વ પ્રકારે અવાઙ્મનસગોચર

જે સર્વેનું આત્મસ્વરૂપ સુખ છે એને સાક્ષાત્ કંઈ પણ નિમિત્ત વગર વિદ્વાન કેવી રીતે કહેશે અને મુમુક્ષુ કેવી રીતે જાણશે ? મતલબ કે કહેવું તથા જાણવું કંઈ પણ નહીં થઈ શકે. પરંતુ એક નિમિત્તથી તેનું કહેવું તથા જાણવું બંને પણ થઈ શકે છે. જેમકે-મને કરીને પણ અચિંતનીય છે એવી રચનાવાળું જે આ જગત્ છે તે જગત્ની ઉત્પત્તિ, પાલન અને સંહાર રૂપી વ્યવહાર કરવા વાળો જે જગત્નો સ્વામી પરમાત્મા છે એવા તટસ્થ લક્ષણે કરીને જેવું પરમાત્માનું સ્વરૂપ જાણવામાં આવે છે, તથા જેવું ચિત્રોને જોઇને ચિત્રેલા ( ચિત્ર કાઢનાર ) નું હોવું અનુમાને કરી કહેવામાં આવે છે તેવું કહેવું જાણવું આ થઈ શકે છે. હે સુબુદ્ધિવાન મૈત્રેય, સુખ દુઃખાદિ સર્વ પદાર્થ જેણે કરીને સિદ્ધ થાય છે તેજ તમારૂં સ્વરૂપ છે. અને જે મનના સ્ફુરવાથી પ્રથમ સ્વતઃસિદ્ધ છે, અને વળી મનના શુભ અશુભ સ્ફુરવાનો જે સાક્ષીરૂપ હોઈ નિર્વિકાર સ્થિત છે તે તમારૂં સ્વરૂપ છે. જેવી રીતે ૭ પ્રકારના રૂપની ન્યૂનાધિકતાનું પરિમાણ કરવા વાળી ચક્ષુઇંદ્રિય રૂપથી ભિન્ન સર્વ રૂપના વિકારોથી રહિત રૂપની ઉપચારક દ્રષ્ટા છે, તથા જેમ શબ્દના ન્યૂનાધિકતાનું પ્રમાણ કરવાવાળી શ્રોત્રઇંદ્રિય શબ્દથી ભિન્ન શબ્દવિકારોથી રહિત શબ્દની ઉપચારક જ્ઞાતા છે, તથા જેમ ગંધના ઉત્તમ મધ્યમ ભાવનું તથા ગંધની ઉત્પત્તિ નાશનું પરિમાણ કરવાવાળી ઘ્રાણઇંદ્રિય ગંધથી ભિન્ન ,સર્વ ગંધના વિકારોથી રહિત ગંધની ઉપચારક દ્રષ્ટા છે. તથા જેમ ૭ પ્રકારના રસના ન્યૂનાધિકતાનું પરિમાણ કરવાવાળી રસનેંદ્રિય રસથી ભિન્ન સર્વ રસના વિકારોથી રહિત અને રસની ( મુખ્ય જ્ઞાતા જે આત્મા તેની ઉપાધિ હોવાથી ) ગૌણ જ્ઞાતા છે. તથા જેમ સ્પર્શ વિષયના ન્યૂનાધિક ભાવને પરિમાણ કરવાવાળી ત્વચા ઇંદ્રિય સ્પર્શના સર્વ વિકારોથી રહિત સ્પર્શવિષયોની ઉપચારક જ્ઞાતા સ્પર્શથી ભિન્ન છે. કેમકે રૂપાદિક પદાર્થ ભિન્ન દેશમાં સ્થિત છે અને રૂપાદિકના પરિમાણ કરવાવાળાં ચક્ષુરાદિક ઉપચારક દ્રષ્ટા ભિન્ન દેશમાં નામ દેહ વિશે સ્થિત છે, એથી રૂપાદિના ગુણદોષ ચક્ષુ આદિક ઇંદ્રિયરૂપ દ્રષ્ટા જે સ્પર્શ નથી કરતા, તથા રૂપાદિક પદાર્થ પોતાના ચક્ષુ આદિકને જાણતા પણ નથી. તેમ જ પ્રત્યેક આત્મા પણ આ દેહરૂપ સંઘાત વિશે મન વાણીના કથન ચિંતનથી રહિત સ્થિત રહ્યો રહ્યો પણ, જેણે કરી કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, લજ્જા, અલજ્જા, ધૃતિ, ભય, અભય, શાન્તિ, અશાન્તિ, યથાર્થ જ્ઞાન, અયથાર્થ જ્ઞાન, સ્મૃતિ, અસ્મૃતિ, દંભ, અદંભ, માન, અમાન, મનની શુભાશુભ સ્ફુરણા, હર્ષ, શોક, ધ્યાન, અધ્યાન, બંધ, મોક્ષ, ગ્રહણ, ત્યાગ, જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, મરણ, મૂર્છા, સમાધિ, આદિક છે—સારાંશ કે દૈવી આસુરી ગુણ વા મન સહિત સર્વ મનના ધર્મ જેણે કરી સિદ્ધ થાય છે, મતલબ કે જેણે કરી પૂર્વે કહ્યા સર્વ પદાર્થ જાણવામાં આવે છે તે જ તમારૂં સ્વરૂપ છે. સુખ દુઃખાદિ પદાર્થોનો ત્રાજવા (અંતર તાકડી) વત્ પરિમાણ કરવાવાળો છે, જેનું મનાદિકે કરીને પરિમાણ થઈ શકે નહિ તે જ મનાદિકનો સાક્ષી પ્રકાશક મહાકાશથી અભિન્ન ઘટાકાશની માફક પરમાત્માથી અભિન્ન, પ્રત્યેક આત્મા તમારૂં સ્વરૂપ છે. તથા પ્રાણાદિકને ક્ષુધા પિપાસાદિક ધર્મોને જે જાણે છે તથા પ્રાણ અપાનાદિકના ન્યૂનાધિક ભાવને જે જાણે છે તે પ્રત્યક્ આત્મા તમારૂં સ્વરૂપ છે. અને જે શરીર તથા શરીરના શયનાદિક સર્વ ધર્મોને જાણે છે તે જ ઘટદ્રષ્ટાની માફક તથા ચક્ષુ આદિક ઇંદ્રિયો તથા ચક્ષુ આદિક ઇંદ્રિયોના મંદબધિરત્વાદિક સર્વે ધર્મોની ન્યૂનતા અધિકતાનો જે અંતર જાણવાવાળો છે તેજ પ્રત્યક્ આત્મા તમારૂં સ્વરૂપ છે. અને જે શરીરાત્મક પંચ મહાભૂત તથા શરીરની અંદર રહેવાવાળો પંચમહાભૂતોના કાર્ય-

રૂપ ક્રોધાદિક પચીસ વા સત્તાવીશ વા એકસોપચીસ પ્રકૃતિઓ તથા ભૂત, ભવિષ્ય, વર્તમાન કાળમાં હોવાવાળા પદાર્થોને જે સિદ્ધ કરવા વાળો છે તે તમારૂં સ્વરૂપ છે. અને જે મન બુદ્ધિ, અહંકાર, ચિત્તાદિક અંતઃકરણ તથા અંતઃકરણની સાત્વિકાદિક વૃત્તિઓને સિદ્ધ કરવા વાળો છે તે તમારૂં સ્વરૂપ છે. અને જે સગુણ વા નિર્ગુણ પરમેશ્વરના ધ્યાન અધ્યાનનો જે અંતઃ સાક્ષી જ્ઞાતા છે તથા ભાવ અભાવ તથા અસ્તિ નાસ્તિ સર્વ પદાર્થોને જે સિદ્ધ કરે છે તે તમારૂં સ્વરૂપ છે. અને જે સાત્વિક વૃત્તિઓની ઉત્પત્તિ અનુત્પત્તિ તથા રાજસી વૃત્તિની ઉત્પત્તિ અનુત્પત્તિને તથા તામસી વૃત્તિની ઉત્પત્તિ અનુત્પત્તિને જાણે છે તે જ તમારૂં પ્રત્યક્ભાવ સ્વરૂપ છે. અને સાત્વિક વૃત્તિ અંતઃકરણથી ઉદય થઇને નષ્ટ થઈ ગઈ, અને જ્યાં સુધી રાજસી વા તામસી વા પુનઃ સાત્વિક વૃત્તિ ઉદય થઈ નથી તે સંધિમાં સ્થિત થઇને દેહલીદીપકન્યાયે કરીને સાત્વિક વૃત્તિઓના અસ્તભાવ અને બીજી રાજસી તામસી વા સાત્વિક વૃત્તિઓના અભ્યુદયને પોતાના સ્વપ્રકાશ-રૂપે કરીને જે સિદ્ધ કરે છે તેજ તમારૂં સ્વરૂપ છે. તેમજ જેમ રાજસી વૃત્તિ ઉદય થઇને નષ્ટ થઈ ગઈ અને સાત્વિક તામસી વા પુનઃ રાજસી પ્રકૃતિ ઉદય નથી થઈ, તેમ જ જ્યારે તામસી વૃત્તિ ઉત્પન્ન થઇને પુનઃ નષ્ટ થઈ તે જ્યાં સુધી સાત્વિક વા રાજસી વા પુનઃતામસી વૃત્તિ ઉત્પન્ન થઈ નથી ત્યાં સુધી તે કાલમાં જે શાંતરૂપ નિર્વિકલ્પ પ્રકાશ કરીને પૂર્વોક્ત વ્યવહાર સિદ્ધ થાય છે તે જ સતરૂપ તમારૂં સ્વરૂપ છે. તાત્પર્ય એ છે કે સર્વ વૃત્તિઓની સંધિઓમાં સ્થિત રહ્યો રહ્યો દેહલીદીપકન્યાયવત્ સર્વ વૃત્તિઓના ભાવ અભાવને જે સિદ્ધ કરવા વાળો છે તેજ પ્રત્યક્ આત્મા તમે છો. અને જેને મન કદી મનન કરી શકતું નથી અને જેનો બુદ્ધિ નિશ્ચય નથી કરી શકતી અને જેને ચિત્ત ચિંતન નથી કરી શકતું અને જેને અહંકાર અહંપણું નથી કરી શકતો, કેમકે એ જાતિગુણક્રિયાદિસંબંધવાળા પદાર્થોને જ મનાદિ ચિંતન કરી શકે છે અને એ પ્રત્યક્ આત્મા જાતિ, ગુણ ક્રિયાદિ સંબંધવાન દૃશ્ય પદાર્થોથી રહિત છતાં તેનો દ્રષ્ટા છે, ને એ નિયમ છે કે દૃશ્ય દ્રષ્ટાને પ્રકાશ કરી શકતો નથી. ઉલટ દ્રષ્ટા દૃશ્યને પ્રકાશ કરેછે. સૂર્ય દીપકાદિ આમાં પ્રસિદ્ધ દૃષ્ટાંત છે. એથી કરી મન આદિકના સાક્ષી દ્રષ્ટા આત્માને મન આદિક પૂર્વોક્ત મનનાદિક કરી શકતા નથી. કિંતુ મન બુદ્ધ આદિકના ભાવ અભાવ તથા તેના ન્યૂનાધિક ભાવને તથા મન આદિની શાન્તિ અશાન્ત ધૃતિ અધૃતિ આદિક ધર્મોને જે જાણે છે તે જ વસ્તુ તમારૂં સ્વરૂપ છે. તથા આ જાગ્રત્ સ્વપ્ન સુષુપ્ત્યાદિક પ્રપંચ જેણે કરી સિદ્ધ થાય છે તથા જેણે કરી પંચકોશોનું પરિ-માણ થાય છે તથા જે પંચકોશોથી અતીત, પંચકોશોનો સાક્ષી પ્રકાશક વા સ્વામી છે તે જ ચૈતન્ય વસ્તુ તમારૂં સ્વરૂપ છે.

(અપૂર્ણ.)

# અષ્ટાદશશ્લોકી ગીતા.

રા. રા. મથુરભાઈ દુર્લભદાસ નામે એક ગૃહસ્થ અમને લખી જણાવેછે કેઃ—

“શ્રીમદ્‌ભગવદ્ગીતાગત પરમરમણીય જ્ઞાન એ જ્ઞાનની પરાકાષ્ઠારૂપ છે એમ અનેક તરફથી સિદ્ધ કરવામાં આવ્યું છે. આર્યધર્મગ્રન્થોમાં ગીતા જેટલી મહત્તા બીજા કોઈ ગ્રન્થે પ્રાપ્ત કરી નથી. અનેક ભાષામાં તેનાં ભાષાન્તર થયાં છે. એક એક ભાષામાં પણ તેનાં અનેક ભાષાન્તર થયાં છે. આપણી ગુજરાતી ભાષામાં તેનાં જે જે ભાષાન્તરો થયેલાં છે તેમાં મર્હૂમ બ્રહ્મનિષ્ટ અને સુદર્શનના આદ્યદ્રષ્ટા શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી કે જેમને હું અને મારા જેવા અનેક યુવકો ગુરુરૂપ માને છે તેમને હાથે થયેલું ભાષાન્તર સર્વોત્તમ અને મતાન્તરોના દુરાગ્રહથી મુક્ત ગણાય છે. ભવિષ્યદ્ધર્મપ્રવૃત્તિ સુઘટિત થવા સારુ એ મહાત્માએ નિરન્તર અને પ્રાણાર્પણથી મહાપ્રયાસ કર્યો છે. પ્રાણાન્ત પર્યન્ત તેમનું જીવનવૃત્ત જ ધર્મપ્રવૃત્તિમાં યોગ્ય વિવર્ત્ત કરવાનું હતું. ભગવાન્ શંકરાચાર્યના સિદ્ધાન્તો વર્તમાન *પ્રજાને તેમણે જ સમજાવ્યા એમ કહેવાને અને તે લેશ પણ વાંધો લાગતો નથી.* એ ધર્મધુરંધર બ્રહ્મનિષ્ઠ સાક્ષરે ધાર્યું હોત તો તેઓ એક નવો પંથ સ્થાપી શકત અને આચાર્યમાં ગણાત. પણ પંથ અને સંપ્રદાયથી વાસ્તવિક લાભ નથી અને એથી કંઈ ધર્મજીવન ઉચ્ચ થઈ શકતું નથી એ તેમનો દૃઢ નિશ્ચય હતો. જૂના સંપ્રદાયાદિ ઉદ્‌ભવવાનાં તે તે સંપ્રદાયોના ઉદ્‌ભવકાલે કાંઈ કારણો હતાં. તે તે કારણોની અનિવાર્ય સત્તાથી તે ઉદ્‌ભવી આવ્યા, પણ હાલમાં તેવું કંઈ થવાની જરૂર નથી; દેશકાલમાં આજ ઘણો અન્તર થઈ ગયો છે; માટે અભેદ અને ઐક્ય પ્રવર્તાવી જ્ઞાનવૃદ્ધિ કરવામાં જ પરમ શ્રેય છે એ તેમના અંતઃકરણનો અભિલાપ હતો—જેના પરિણામે ગત કાલમાં થયેલા તેમના પ્રયત્નોનો વર્તમાન પરિપાક સર્વ સુજ્ઞોને સુવિદિત છે.

મને કેટલાક જીર્ણ કાગળોમાંથી અષ્ટાદશશ્લોકી ગીતા જડી આવી. એ પ્રસિદ્ધ છે કે નહિ તે કાંઈ હું જાણતો નથી. એમાં કાંઈ નવીન નથી. ગીતાના પ્રત્યેક અધ્યાયનો એકેક શ્લોક લઈ અઢાર અધ્યાયના અઢાર શ્લોકની આ ગીતા બનેલી છે. આની યોજના કોણે કરેલી છે તે જણાતુ નથી અને તે જાણવાનો આગ્રહ રાખવા સરખુ કંઈ કારણ પણ નથી. અઢારે શ્લોકની સમાપ્તિ થતાં એક વધારાનો શ્લોક એવી મતલબનો છે કે જે આ ગીતાનો પાઠ ભક્તિભાવથી કરશે તેને શ્રીમદ્‌ભગવદ્ગીતાના અષ્ટાદશે અધ્યાય પાઠ કર્યાનું ફલ અને જ્ઞાન બન્ને પ્રાપ્ત થશે. આ શ્લોકોનું ગ્રથન સકારણ થયેલું હોવું જોઈએ. એમ વિચારતાં જણાઈ આવ્યું કે સ્વાધ્યાય કરનારાને આ શ્લોકોનું તારણ અતિ ઉપયુક્ત છેઃ એટલા જ શ્લોકોનું સ્મરણ કરવાથી શ્રીકૃષ્ણભગવાનોક્ત ગીતાનો બધો સંદર્ભ દૃષ્ટિગોચર થઈ શકે એમ છે. ગીતાજીના પ્રત્યેક અધ્યાયમાં અનુક્રમે અર્જુનવિષાદયોગ, સાંખ્યયોગ, કર્મયોગ, કર્મબ્રહ્માર્પણયોગ, કર્મસંન્યાસયોગ, આત્મસંયમયોગ, જ્ઞાનવિજ્ઞાનયોગ, અક્ષરબ્રહ્મયોગ, રાજવિદ્યારાજગુહ્યયોગ, વિભૂતિયોગ, વિશ્વરૂપદર્શનયોગ, ભક્તિયોગ, પ્રકૃતિપુરુષનિર્દેશયોગ, ગુણત્રયવિભાગયોગ, પુરુષોત્તમયોગ, દૈવાસુરસંપદ્વિભાગયોગ, શ્રદ્ધાત્રયવિભાગયોગ, અને સંન્યાસયોગનું સ્પષ્ટીકરણ થયેલું છે. અને આ અઢાર શ્લોકો પણ તેનુ જ ભાન કરી આપે તેમ છે. એટલે એ શ્લોકો કોઈ ધર્મપ્રવર્તક માસિકમાં આપવા ધારણા થઈ. જે મહાશય વિદ્વદ્વર્યને હું પરમપૂજ્ય ગુરુ માનતો આવ્યો છું અને

જેમની સંગતિના પરિણામરૂપ આવા વિષયોમાં મારી રુચિ અને વૃત્તિ સ્થિર થવા આવી છે, જેમનો આશય ગીતાજ્ઞાન દુનીઆંના એક છેડાથી બીજા છેડા સુધીના પ્રત્યેક જનના હૃદયમાં ઉતરે એવો હતો, તેમને હાથે ઉછરેલા "સુદર્શન"માં જ આ શ્લોકો મોકલી આપવા નિશ્ચય થયો અને પરિણામે આ અષ્ટાદશશ્લોકી ગીતા ઉતારી મોકલી. એ શ્લોકોનું ભાષાન્તર મહાત્મા મણિભાઈની ગીતામાં જ જોવું હોય કે જોવું પડે તેમણે જોઈલેવું. તેમના ભાષાન્તર કરતાં સારૂં ભાષાન્તર કરવા હું અશક્ત છું અને ઉતારો કરી લેવો એ નિરર્થક જગા રોકવા જેવું છે.

મથુરભાઈ દુર્લભદાસ ઠક્કર."

* * * * * * * * *

રા. મથુરભાઈએ મોકલેલા શ્લોકો અમે નીચે ઉતારીએ છીએ, અને વાંચનારની અનુકૂલતા માટે, એનું બ્ર૦ મણિલાલે કરેલું ભાષાન્તર પણ સાથે આપીએ છીએ. વળી, સમસ્ત અધ્યાયમાંથી અમુક જ શ્લોક શામાટે પસંદ કરવામાં આવ્યો છે, અને એ અષ્ટાદશ શ્લોકોના અર્થ કેવી રીતે સુશ્લિષ્ટ સાંકળી શકાય છે એ બતાવવા પ્રત્યેક શ્લોકને આરંભે થોડાક શબ્દો અમારા પણ ઉમેરીશું બહુ વિસ્તાર નહિ કરીએ, કારણ કે સંક્ષિપ્ત–દિગ્દર્શી–ગ્રન્થનું રહસ્યસૂચન પણ સંક્ષિપ્ત–દિગ્દર્શી–શબ્દોમાં જ થવું ઉચિત છે.

### श्री गणेशायनमः

## अथ अष्टादशश्लोकी गीता.

१

આરંભમાં જ પ્રશ્ન થાય છે કે શ્રીમદ્ભગવદ્ગીતાના ઉપદેશનો અધિકારી કોણ ? સ્વ-કર્તવ્ય સમજ્યા વગર પણ, વિજય, રાજ્ય, સુખ, સર્વપ્રકારના ભોગ–અરે ! જીવિત પણ–પારકાના સુખાર્થે તજવા તત્પર થયો છે તે જ ભગવદ્ગીતાના મહાન ઉપદેશનો અધિકારી છે. માટે પ્રથમાધ્યાયનો નીચેનો શ્લોક રહસ્યરૂપ છે.

न कांक्षे विजयं कृष्ण
न च राज्यं सुखानि च।
किन्नो राज्येन गोविंद
किं भोगैर्जीवितेन वा ॥ १ अ० ३२ श्लो० ( અર્જુનવિષાદ )

[ " મારે જયની ઇચ્છા નથી, રાજ્યની કે સુખની પણ નથી, હે ગોવિન્દ, રાજ્ય કે કે ભોગ કે જીવિતનું આપણે શું કામ છે! " ]

૨

આત્મા નિત્ય છે એ સિદ્ધાન્ત ઉપર નીતિ અને ધર્મનો આધાર છે: આત્મા એ જડનો આવિર્ભાવ માત્ર હોય તો કર્તવ્ય સંબન્ધી સઘળી દરકાર માત્ર ક્ષણિકપ્રયોજનવાળી, નિઃસાર થઈ જાય. માટે શ્રી કૃષ્ણ નીચેના શબ્દોમાં પોતાના પરમ ગંભીર ઉપદેશનો પાયો નાંખેછેઃ–

न जायते म्रियते वा कदाचिन्-
नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ २ अ० २० श्लो० ( સાંખ્ય).

[ " કદી પણ, જન્મ પામતો નથી કે મરતો નથી,–એ થઈને ફરી થવાનો નથી; અજ છે, નિત્ય છે, શાશ્વત છે, પુરાણ છે, શરીર હણાયે પણ હણાતો નથી." ]

૩

ત્યારે વિકાર, મરણાદિ દેખાય છે તે શું ? એનો ઉત્તર કે એ સર્વ " ગુણ " નામ પ્રકૃતિનો વિલાસ છે. આત્મા એ થકી પર છે; અસંગ છે.

तत्त्ववित्तु महाबाहो
गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तंते
इति मत्वा न सज्जते ॥ ३ अ० २८ श्लो० ( કર્મ ).

[ " પણ ગુણકર્મવિભાગનું તત્ત્વ જાણનાર, ગુણ જ ગુણમાં પ્રવર્તે છે, એમ માની આસક્ત થતો નથી." ]

૪

ત્યારે તો આપણે (૧) સ્તબ્ધ, નિશ્ચેષ્ટ થઈ પડી રહેવું ! વા, (૨) ક્રિયામાત્રને પ્રકૃતિનો વિલાસ સમજી પાપાચરણ કરતાં પણ ન અટકવું ! ઉત્તરઃ–બંનેમાંથી એક પણ નહિ. કારણઃ (૧) આત્મા પ્રકૃતિથી 'પર' છે, પણ પ્રકૃતિથી ભિન્ન નથી–અર્થાત્ પ્રકૃતિમાં રહી પ્રકૃતિથી પર છે. આ જ સાંખ્ય અને વેદાન્ત શાસ્ત્ર વચ્ચેનો મ્હોટો ભેદ છે. અને કર્તવ્યપરત્વે એ ભેદ બહુ મહત્ત્વનો છે; (૨) પ્રકૃતિને આત્મામાં લય પમાડવાની છે, આત્માને પ્રકૃતિમાં ડૂબાવવાનો નથીઃ એટલે, આત્માનું દિવ્યસ્વરૂપ પ્રકૃતિમાં પ્રકટાવવાનું છે, પ્રકૃતિના દોષથી આત્માને મલિન કરવાનો નથી. આમ હોવાથી, બ્રહ્મજ્ઞાનીનું વર્તન કેવું હોય છે એ બતાવેછેઃ–

ब्रह्मार्पणं ब्रह्महवि–
र्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यम्
ब्रह्म कर्मसमाधिना ॥ ४ अ० २४ श्लो० ( કર્મબ્રહ્માર્પણ ).

[ " અર્પણ બ્રહ્મ, હવિ બ્રહ્મ, અગ્નિ બ્રહ્મ, હોમ્યું બ્રહ્મ, ને તે જવાનું બ્રહ્મમાં જ, બ્રહ્મકર્મસમાધિથી કરીને." ]

૫

ત્યારે દૂર વસતા બ્રહ્મની ભાવના પુરઃસર યજ્ઞાદિક કરવામાં આવે તો બસ ? ઉત્તરઃ- ના. બ્રહ્મ દૂર જ નથી, પણ દૂર અને પાસે બન્ને છેઃ સર્વ દૃશ્ય પદાર્થોથી પર છે એટલું જ નહિ, પણ સર્વ દૃશ્ય પદાર્થોમાં પણ છે. એટલે બ્રહ્મભાવના એ એક દૂર વસતા મ્હોટા ચૈતનની જ ભાવના નથી, પણ આપણી-આગળ જે જે દૃશ્ય પદાર્થો છે તે સર્વમાં પરમ ચૈતનની ભાવના કરવી એવું નામ બ્રહ્મભાવના છે. આમ હોવાથી ઇશ્વરને સ્વર્ગવાસી એક વ્યક્તિરૂપે માનનાર મનુષ્યો દુનીઆંના વ્યવહારમાં ખોટાં આચરણો કરે પણ જેને વ્યવહારમાં પણ બ્રહ્મ નજરે પડે છે તેનું વર્તન તો અલૌકિક ઉચ્ચતાવાળું થવાનું. માટે કહે છે કેઃ-

**विद्याविनयसंपन्ने**
**ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च**
**पण्डिताः समदर्शिनः ॥ ५ अ० १८ श्लो०** (કર્મસંન્યાસ).

[ "વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણ કે ગાય કે હસ્તિ કે શ્વાન કે શ્વપચ એ સર્વ પ્રતિ પંડિતો સમદર્શી હોયછે." ]

૬

પણ આ "સમદૃષ્ટિ" શી રીતે પ્રાપ્ત થાય ? 'ખૉળ ગૉળ' બધુ સમાન લેખવાથી ? એમ હોય તો વેદાન્તની નીતિ ભાગ્યે જ સંતોષકારક ઠરે. પણ એમ નથી. ભેદને ટોપલા નીચે ઢાંકી દેવાનો નથી, પણ ઓગાળી નાંખવાનો છે. ભેદને માત્ર વિસારી જવાનો નથી, પણ ભેદનો સમતામાં—અભેદમાં—લય કરવાનો છે. અર્થાત્ ભેદમાં અભેદાનુભવ કરતાં શીખવાનું છે. માટે ભેદમાં અભેદાનુભવ શી રીતે કરાય એની એક યુક્તિ બતાવે છેઃ-

**शनैः शनैरुपरमेद्—**
**बुद्धया धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा**
**न किंचिदपि चिन्तयेत् ॥ ६ अ० २५ श्लो०** (આત્મસંયમ).

[ "ધૃતિગૃહીત બુદ્ધિથી ધીમે ધીમે ઉપરમવુંઃ મનને આત્મસંસ્થ કરી કિંચિત્ પણ ચિંતવન્ કરવું નહિ." ]

૭

ઉપર કહ્યું કે "કશાનું પણ ચિંતવન કરવું નહિ" એ ઉપર પ્રશ્ન થશે કે ત્યારે તો જડતા પ્રાપ્ત કરવી એ જ વેદાન્તનો પરમ ઉપદેશ જણાય છે ? પ્રશ્નનો ઉત્તર કે—એમ નથી. "કશાનું પણ ચિન્તવન કરવું નહિ" એમ કહેવાનું તાત્પર્ય એવું છે કે બ્રહ્માતિરિક્ત કોઈ પણ પદાર્થનું ચિન્તવન કરવું નહિ, અર્થાત્ વસ્તુતઃ સર્વ પદાર્થ બ્રહ્મરૂપ જોવા, વૃત્તિ માત્રને બ્રહ્મવિષયિણી કરવી, બ્રહ્મરસથી ભરવી, બ્રહ્મરૂપા કરવીઃ અર્થાત્, આરંભમાં ચંચલ વૃત્તિઓને નિયમમાં લાવવા માટે એનો નિરોધ કરવો. (જે, ઉપરના શ્લોકમાં બતાવ્યા પ્રમાણે મનને આત્માભિમુખ, 'આત્મસંસ્થ' કરવાથી થાય છે.) પણ પછી એ વૃત્તિઓને

બ્રહ્મવિષયિણી કરી બ્રહ્મરૂપા કરવી. પણ અત્રે શંકા થશે કે બ્રહ્મને વૃત્તિવિષય શી રીતે કરી શકાય ? ઉત્તર–ન જ કરી શકાય, કારણ વૃત્તિઓ પણ એની જ બનેલી છે. પણ ચૈતન્યમાં એવી વિલક્ષણતા પ્રતીત થાય છે કે એ પોતે વિષય અને વિષયી ઉભય થઈ શકે છે ! આમ હોવાથી વૃત્તિઓ બ્રહ્મરૂપ હોવા છતાં બ્રહ્મને વિષય કરે છે: જેમ સમુદ્રનો એક તરંગ બીજા તરંગ સાથે અથડાય, અને એમાં મળે, કાંઇક એવી રીતે.

માટે જે બ્રહ્મને ચિંતવનનો વિષય કરવાનું તેનું ચિંતવનયોગ્ય સ્વરૂપ બતાવે છે.

भूमिरापोऽनलोवायुः
खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे
भिन्ना प्रकृतिरष्टधा ॥ ૭ અ૦ ૪ શ્લો૦ (જ્ઞાનવિજ્ઞાન).

[ "ભૂમિ, આપ, અનલ, વાયુ, ખ, મન અને બુદ્ધિ પણ, તથા અહંકાર એ આટલી મારી ભિન્ન પ્રકૃતિ અષ્ટધા છે." ] ૮

પરંતુ આ અષ્ટવિધ પ્રકૃતિમાં બ્રહ્મદર્શન શી રીતે કરવું ? આનો ઉપાય બતાવે છે કે **अ**કાર **उ**કાર અને **म**કાર તથા અર્ધમાત્રા, અને બિન્દુ મળી થતો જે પ્રણવ મન્ત્ર, ( ઉત્પત્તિ સ્થિતિ અને લય કરનાર જે સગુણ બ્રહ્મ, નિર્ગુણ બ્રહ્મમાં કારણતાની સંભાવના કરાવનાર પોતે અર્ધ–ખંડિત–છતા માત્રા નામ માપ પરિચ્છેદ ઉત્પન્ન કરનાર જે માયા, અને એ થકી પર બિન્દુમાત્રથી લક્ષાતું જે પરબ્રહ્મ, એ સર્વ પદાર્થનો સૂચક મન્ત્ર ), તેનો ઉચ્ચાર કરવો, અને તે પોપટપ્રમાણે વિના અર્થ સમજે નહિ પણ અર્થની ભાવના પુરઃસર–અર્થાત્ સહ મન્ત્રોચ્ચાર સાથે મારૂં પણ સ્મરણ રાખીને દેહ તજતી વખત જે આમ કરતો કરતો જાય છે, તે પરમગતિ રૂપ જે 'હું' તેને પહોંચે છે. આ વાત નીચેના શ્લોકથી કહેછે—

ॐ मित्येकाक्षरं ब्रह्म–
व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहम्
स याति परमां गतिम् ॥ ૮ અ૦ ૧૩ શ્લો (અક્ષરબ્રહ્મ).

[ "ને ॐ એવા એકાક્ષર બ્રહ્મને જપતો તથા મારૂં સ્મરણ રાખતો, જે દેહ તજી જાય છે તે પરમ ગતિને પામે છે" ]

૯

પરંતુ જે પુરુષ અહર્નિશ આ પ્રમાણે પરમાત્માનું નામકીર્તન તથા સ્મરણ કર્યા કરે છે તેના સંસારવ્યવહારનું શું ? આ પ્રશ્ન વ્યવહારીને જ, સંસારકીટને જ, થવાનો સંભવ છે. જેને એક વખત પરમાત્માની ઝાંખી થઈ છે તેને સાંસારિક બાબતની ફિકર રહેવાનો સંભવ જ નથી. ગોપીઓને એમનાં ગૃહકૃત્યોની ફિકર રહેતી ? એમનાં ગૃહકૃત્યો એની મેળે થએ જતાં. કારણ એની ફિકર પ્રેમસાગર શ્રી કૃષ્ણને હતી. એના ભક્તના 'યોગ' 'ક્ષેમ' નું વહન એ પોતે જ કરે છે, જો ભક્ત અનન્યભાવે ચિન્તન કરતો રહે, એની પર્યુપાસના નામ સર્વ પ્રકારે ઉપાસના કરે, અને નિત્ય નિરંતર પ્રેમથી ઉછળી એનામાં જોડાઈ રહે, એની સાથે એકતા અનુભવે તો–એમ નીચેનો શ્લોક કહે છે.

अनन्याश्चिन्तयन्तो मां
ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानाम्
योगक्षेमं वहाम्यहम् ॥ ९ अ० २२ श्लो० (રાજવિદ્યારાજગુહ્ય).

[ " જે અનન્ય હોઈ મારૂં જ ચિંતન કરતા મને જ સર્વ પ્રકારે ભજે છે, તેવા નિત્ય અભિયુક્તને હું યોગક્ષેમ આપું છું." ]

૧૦

પણ પરમાત્માને પૂર્વોક્ત રીતે અષ્ટવિધ પ્રકૃતિમાં આવિર્ભાવ પામેલો ચિંતનવિષય કરવો, ઉપાસવો, ભજવો, એમ હોય તો (૧) પરમાત્મા પ્રકૃતિભાવ પામ્યો એમ ઠરે, તથા (૨) એને પરિચ્છેદ પ્રાપ્ત થાય. આ શંકાના સમાધાનમાં કહે છે કેઃ-(૧) પરમાત્મા પ્રકૃતિભાવ પામ્યો છે એમ સમજવાનું નથી. પ્રકૃતિ પરમાત્મરૂપ છે, અને પરમાત્માનું એમાં જ્ઞાનીને દર્શન થાય છે, અર્થાત્ પ્રકૃતિ પ્રકૃતિરૂપે નહિ પણ પરમાત્મરૂપે એને દેખાય છે. (૨) જેમ બરફ જળથી ભિન્ન નથી, જેમ તરંગ સમુદ્રથી ભિન્ન નથી, જેમ ઘટાકાશ મહાકાશથી ભિન્ન નથી-કાંઇક એવી રીતે, પ્રકૃતિ પરમાત્માથી ભિન્ન નથી. ભિન્ન નથી તો પછી પરિચ્છેદ શી રીતે કરી શકે ? પ્રકૃતિ પરમાત્માથી ભિન્ન નથી ખરી, પણ પરમાત્મા તે પ્રકૃતિમાત્ર છે એમ સમજવાનું નથી. પ્રકૃતિ તો એના એક દેશમાં એનું રૂપ છે. એનું બાકીનું સ્વરૂપ તો પ્રકૃતિથી પર, માત્ર '**नेति नेति**' કહીને જ બતાવી શકાય એવું, છે. પણ એનું સંપૂર્ણ સ્વરૂપ પ્રકૃતિની પેલી તરફ જ નથી. કાંઇક પ્રકૃતિમાં છે, અમાપ એની પર છે. આ ઉભય પ્રકારની વસ્તુસ્થિતિ નીચે બતાવે છેઃ—

अथवा बहूनैतेन
किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्न-
मेकांशेन स्थितो जगत् ॥ १० अ० ४२ श्लो० (વિભૂતિ).

[ " અથવા એવું બહુ જાણવાથી શો લાભ છે ? હે અર્જુન ! હું એક જ અંશથી આ આખા જગતને ધારણ કરી રહેલો છું." ]

૧૧

પરમાત્માની ઉજ્જ્વળ કીર્તિનું દર્શન થતાં, ભિન્ન ભિન્ન પ્રાણીઓને કેવા ભિન્ન ભિન્ન ભાવો ઉત્પન્ન થાય છે એ બતાવે છે. કહે છે કે,, કેટલાકને અત્યન્ત હર્ષ થાય છે, કેટલાકને એની તરફ અનુરાગ-પ્રેમ-ઉપજે છે, રાક્ષસો બ્હીને નાસે છે, સિદ્ધ પુરુષો એને નમસ્કાર કરેછે-અર્થાત્ જ્ઞાનીઓ હર્ષથી વિકસે છે, ભક્તો પ્રેમથી દ્રવે છે, દુષ્ટો ભયથી ન્હાસે છે, સિદ્ધિ-શક્તિ-પ્રાપ્ત કરેલા પુરુષો એના મહિમાનો અતિશય જોઈ શિર નમાવે છે.

स्थाने हृषीकेश तव प्रकीर्त्या
जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवंति
सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥ ११ अ० ३६ श्लो (વિશ્વરૂપદર્શન).

[ " હે હૃષીકેશ! તમારી પ્રકીર્તિથી જગત્ અતિ હર્ષ પામે છે ને અનુરાગે છે, રાક્ષસો ભય પામી દિશામાં નાસે છે, ને સર્વ સિદ્ધસંઘ નમસ્કાર કરે છે, તે યોગ્ય જ છે."]

( અપૂર્ણ.)

---

# શેક્સ્પિયર.

( મળેલું ) *

## શેક્સ્પિયરના સમયની ઈંગ્લંડની સ્થિતિ.

( અનુસન્ધાન ગયા અંકથી )

સોળમા સૈકા પેહેલા ઈંગ્લાંડમાં ગુનાહની સંખ્યા ભય ઉપજાવે એટલી મોટી હતી. આઠમા હેનરીના વખતમાં બેહજાર માણસને ફક્ત લુટફાટના ગુનાહને વાસ્તે ફાંસી દેવામાં આવી હતી. એલિઝાબેથ રાણીના વખતમાં એ સંખ્યા ઘટીને ૩૦૦-૪૦૦ ની થઈ હતી. આનું કારણ કેળવણી અને ધર્મનો ફેલાવો હતો. ગરીબના સંકટ નિવારણાર્થે 'પૂઅર-લૉ' પેહેલવેહેલો એલિઝાબેથ રાણીના સમયમાં પસાર થયો.

નકશી કામ અને બાંધ કામમાં સુધારો થયો હતો. બૅરનોના જૂના કિલ્લા અને દિવાલો બદલાઈ ઉમરાવોની સુંદર ઇમારતો બંધાવા લાગી હતી, કાચની બારીયો સાધારણ થઈ. ઓક લાકડાનાં ઘર બંધાવા લાગ્યાં. શેતરંજીઓ દાખલ થઈ. ઊનનાં કારખાનાં ઉઘડયાં. દારૂનો તથા માંસનો ખપ વધ્યો હતો. નવીન રંગી બેરંગી પોશાકનો ખપ વધ્યો હતો. રાણી એલીઝાબેથ ગુજરી ગયા ત્યારે તેમની કનેથી ૩૦૦૦ જાત જાતના પોશાક નીકળ્યા હતા. લાકડાની થાળી અને ચમચા બદલાઈ ધાતુની રકાબી અને રૂપા અથવા કલઇના ચમચા વપરાવા લાગ્યા. ૧૫૮૦ માં ઘોડાગાડી દાખલ થઈ. શણનો પાક થવા લાગ્યો. ઇંગ્રેજી બગીમાં કાબીજ ચેરી અને દરાખ અને ગુઝબેરી થવા લાગ્યાં. ઘઊંની રોટલી સાધારણ વપરાસમાં આવી. બટાટા પેહેલવેહેલા દાખલ થયા, અને સર વૉલ્ટર રેલેએ આયર્લાંડમાં તેની વાવણી સારા પાયાપર દાખલ કરી. તંબાકુ પણ દાખલ થયો. ધુમાડીયામાં ચીમની દાખલ થઈ, અમીર ઉમરાવ રાજઠાઠથી રહેતા હતા. લૉર્ડ લીસ્ટરે કેનિલવર્થના કીલ્લામાં બાદશાહી ઠાઠથી સત્તર દિવસ સુધી રાણીની મેહેમાનગીરી કરી હતી. ટાંકણીયો પેહેલવેહેલી દાખલ થઈ. અને બૈરાંને તે ખાતે "પિનમની"ના નામથી જૂદા પૈસા મળવા માંડયા. રાણીને મોજશોખ ગાનતાન અને નાચ ઉપર ઘણીજ પ્રીતિ હતી, ઘરેણાંનો શોખ પણ ઝાઝો હતો. કાને બે મોતીનાં એરીંગ લટકાવતી અને એના રેશમી પોશાકના પાલવની કોર ઉપર સીંગના દાણા

---

* લખનાર—રા. રા. છોટાલાલ લલ્લુભાઈ પટેલ, બી. એ. એલએલ. બી.

જેવડાં મોતી લટકતાં. લોકોને સાબરના શિકાર ઉપર શોખ હતો અને તે રાણીને ઘણો પ્રિય હતો. ટેમ્સનદીમાં ખોટી લડાઇઓ હોડીમાં થતી. બંદુકનો ખપ વધવા લાગ્યો હતો. ઘોડાની શરતોનાં ઇનામ થતાં હતાં. રીંછ અને ગોધાની સાટમારી કુતરાઓ સાથે કરવામાં આવતી, અને તેમાં સ્ત્રીઓને ઘણો આનંદ પડતો. ભાષા અસભ્ય અને મર્યાદારહિત હતી. રવિવારનો બપોરનો દિવસ રમત ગમતમાં જતો. ગામડાંમાં નીશાનબાજી, ટેનિસ, ફુટબૉલ (અસલની ક્રિકેટ), પોલમોલ (અસલની ક્રોકે)ની રમત થતી હતી. પાનાં-સેતરંજ-પાસા-શોવેલબોર્ડની રમત ઘરમાં રમાતી હતી. ગાનતાન અને નાચમાં ઘણો વખત જતો. નાતાલમાં ઘણી જ ગમત થતી હતી. ત્યારે સામાન્ય છુટનો વખત હતો. તોફાન થતું, હજારો ઢોંગસોંગ નીકળતા, છુપા વિચિત્ર પોશાકો લોકો પેહેરતા અને જેમને તે મળતા નહીં તે મોઢે મેસ ચોળતા. એક તોફાનનો સરદાર નીમાતો હતો—જે લોકોના ટોળામાં મશ્કરી કરતો ઢોલ વગાડતો અને ઘાંટા પાડતો હતો, અને પ્રાર્થના વખતે દેવળમાં પણ ઘુસી જતો. ઢોંગસોંગ વખતે લોકો જંગલી લોકોને મળતા આવતા પેહેરવેશ પહેરતા, અથવા બકરાના, સાબરના, અને ગોધાના મોહોનાં ખોટાં ડોકાંઓ પેહેરતા. મે મહીનાના દિવસો આનંદમાં અને રમતગમતમાં જતા હતા. મેનાં રાજા-રાણી પસંદ કરવામાં આવતાં હતાં. એક વાંસ ઉભો કરી તેનાપર ફુલ લટકાવી લોકો નાચતા હતા. મોરીસ ડૅન્સનો પણ પ્રચાર હતો. નાચનારાઓ શરીરે ઘંટ લટકાવતા અને એક લાકડાના ઘોડાના ચોકઠામાં એક માણસ ભરાઈ ઘોડાની માફક કુદતો હતો.

કીમીયો જ્યોતિષ અને ભૂતડાકણમાં લોકોનો વેહેમ સાધારણ હતો. ડાહ્યા અને મોટા માણસો જોશીની સલાહ પૂછતા હતા. નૌકાશાસ્ત્ર ભૂગોળ અને તેની જોડે વેપારની ખીલવણી થવા માંડી હતી. દરેક દરીયામાં ઇંગ્રેજનાં વાહાણ ફરતાં હતાં. સર જૉન હોકિન્સે ગીનીનો કાંઠો શોધી કાઢ્યો અને ફ્રોબીશરે આર્કટિક મહાસાગરની મુલાકાત લીધી હતી. **૧૬૦૦ની સાલમાં ઈસ્ટ ઈંડીયા કંપનીને વેપાર કરવાની રાણીએ સનંદ આપી અને બ્રિટિશ રાજ્યનો હિંદુસ્થાનમાં પાયો નંખાવાનાં મૂળ વવાયાં.**

**વિદ્યાનું સંજીવન થયું હતું.** બાઇબલના તરજુમાના ફેલાવા સાથે ગ્રીક અને લાટિન ભાષા જાણવાની લોકોમાં જિજ્ઞાસા પેઠી હતી. ઇરેસમસે ક્લાસિકલ ભાષા (લૅટીન અને ગ્રીક)નો ફેલાવો ઑક્સફર્ડમાં કર્યો. આઠમો હેનરી, લેડી જેન ગ્રે, અને મેરી ક્લાસિકલ ભાષામાં પ્રવીણ હતાં. એલિઝાબેથ રાણી બહાદુર ઘોડેસ્વાર હતી, હોશીઆર ગોળી તાકનાર હતી, અને વિદ્યાના શોખવાળી હતી; લૅટિન ઘણી છુટથી બોલતી તેમ ગ્રીક પણ સારું બોલી શકતી. સિસેરો, લિવિ, આઇસોક્રેટીસ,-ડીમોસ્થેનિસ અને સોફોક્લીસનાં લખાણો એને પ્રિય હતાં. જીંદગીલગી આ પ્રેમ રાણીને રહ્યો હતો. ફ્રેન્ચ અને ઇટાલીયન ભાષા પણ જાણતી હતી. આ વખતમાં 'ગ્રામર સ્કૂલો' સ્થપાવામાં આવી હતી. સામાન્ય વર્ગમાં આથી જ્ઞાનનો પ્રચાર વધ્યો. ઇટાલીયન લિટરેચરની અસર જણાવા લાગી. ગ્રીક અને રોમન ગ્રંથકારોના તરજુમા થવા લાગ્યા, તેમાં હોમરનો ચૅપમેને કરેલો તરજુમો મશહૂર છે. (કીટ્સ કવિની તેનાપર ફીદા થઈ જવાની વાત જાણીતી છે). સર વૉલ્ટર રેલેએ પૃથ્વીનો ઇતિહાસ લખ્યો. ઇટાલીયન લિટરેચરથી અંગ્રેજી ભાષાપર, એક "યૂફ્યુઇઝમ" નામની લખવાની અને બોલવા ચાલવાની નવી ઢબની અસર થઈ, લાંબાં લાંબાં વાક્યોની-રોનકદાર-અલંકારયુક્ત અને વિચિત્ર ડોળ અને તરંગોવાળી શૈલીનો પ્રચાર થયો, જેની મશકરી શેક્સપીયરે "લવ્ઝ

લેખકે લૉરટ " નામના નાટકના " એરમેડો "ના પાત્રમાં સારી કરી છે. પવિત્ર બાઇબલની વાતો કરતાં લોકોને બોકેશીયો (ઇટાલિનો એક શૃંગાર રસનો લેખક)ની વાતો ઉપર પ્રીતિ વધારે જણાતી હતી. ઇટાલીના લોકોના પેહેરવેશ, ભાષણ અને રીતભાતની ઘણી જ જોસબંધ નકલ થવા લાગી. લિલિ નામના લખનારે ઉપર કહેલા 'યુફ્યુઇઝ્મ' નો પ્રચાર દાખલ કર્યો. એની 'યુફ્યુસ' નામની નવલકથા ઉપરથી આ શબ્દ નીકળેલો છે. એલિઝાબેથરાણીને આ શૈલી ઉપર ઘણો જ શૉખ હતો. અને દરબારી સ્રીમંડળ આ ભાષા બોલતું. આ શૈલીથી આખરે ઇંગ્રેજી ભાષાની રચના ઉપર સારી અસર થઈ છે. નવા શબ્દ અને નવી શબ્દરચનાથી ગદ્ય ખીલ્યું. સર ફીલીપ સીડનીની 'ઍરકેડિયા' વાંચેથી આ અસરનો ખ્યાલ આવશે.

**મુસાફરીનો પ્રચાર વધ્યો હતો.** લંડનમાં અમેરિકા–ચીન–બોખારા ને હિંદુસ્થાનના મુસાફરો ભેગા થઈ નવી ખબરોથી મનરંજન કરતા હતા. જનસ્વભાવનું અધ્યયન થવા માંડ્યું હતું. બેકનના પ્રખ્યાત નિબંધો આ વખતમાં છપાયા હતા. એલિઝાબેથ રાણીના વખતમાં નેશનલ લિટરેચર (દેશી સાહિત્ય) નો પાયો નંખાયો. મોટી મોટી નાટકશાળાઓ બંધાઈ. લોકોએ નાટકને વધાવી લીધા. રંગભૂમિ પ્રજાની મિલ્કત થઈ. લોકોએ ટોળાબંધ દેવળ છોડી નાટકમાં જવા માંડ્યું. રાણી અને ઉમરાવ તરફથી નાટકને ઉત્તેજન મળ્યું અને નાટકકારોનો ધંધો ઉંચી સ્થિતિએ પાહોંચ્યો. હવે માણસો મનુષ્યની જીંદગી અને તેની વૃત્તિ તથા મનોવિકાર વિશે વિચાર કરવાની સ્થિતિએ પોહોચ્યાં હતાં. આ ઘણી અગત્યની અને રસિક બાબત હતી. એલિઝાબેથ રાણીના વખતનાં નાટકો તે સમયની તરેહ તરેહની જીંદગીનાં આબાદ રૂપક છે, દુનીયાઈ સુખ અને ઉપભોગ અને જુસ્સાથી ભરપૂર છે. 'મિડલ એજીઝ' (યુરોપનો મધ્યયુગ) વખતના કેટલાક ઉમદા પુરુષો આ ફાની દુનીયાંનો સ્વર્ગના સુખ આગળ ત્યાગ કરી તે તરફ પુંઠ ફેરવી બેઠા હતા, તેવી આ વખતના લોકોની મનોવૃત્તિ નોહોતી. **લોકોને મનુષ્યજાત અને મનુષ્યત્વની દરકાર હતી.** માણસ જાતના સુખ દુઃખ તરફ, તેની મોટાઈ અને વિલક્ષણતા તરફ, તેમનાં હાસ્ય અને આંસુ તરફ, તેમને લાગણી હતી. લોકોની વૃત્તિ વ્યાવહારિક હતી. તેઓ સૃષ્ટિ સંબંધી કંઈ ખાસ સિદ્ધાંતો તારવી શકયા નોહોતા. તેમ કોઈ સિદ્ધાંતો કે કલ્પનાની તેમને દરકાર પણ હતી નહીં. તેમના મનને દેખીતી હકીકત બસ હતી. દુનીયાં છે એ બસ હતું અને તેનાં કારણ શોધવાની ખટપટમાં તેઓ પડતા નહીં. લોકોને સેતાનનાં સ્વપ્નાં આવતાં નહીં, પણ અમેરિકાના સોનાના પ્રદેશનાં સ્વપ્નાં આવતાં હતાં. ખેતીસારૂ મોટા બાગ બગીચાના નવા પ્રદેશ અને જમીનોનો કબજો લેવા બહાદુર નરો સફરે જતા હતા. નવા પ્રદેશ શોધી કાઢી આબાદ કરવા એ તેમનો પ્રયાસ હતો. મનુષ્યની જીંદગી પવિત્ર છે એમ કબુલ રાખવામાં આવતું હતું. આ સૃષ્ટિ સુંદરતાભરેલી છે એ વાત સર્વેને માન્ય હતી. **સ્વદેશાભિમાનનો જુસ્સો જબરો થયો હતો.** પ્રેમ પ્રીતિ–સ્નેહ–લગ્ન–પિતૃભક્તિ, પુત્રવાત્સલ્યભાવ–કીર્તિલોભ–અદેખાઈ–ધિક્કાર–વેર–રાજભકિત (વફાદારી)–દયા એ સર્વે આ ક્ષણભંગુર સંસારને લગતાં હોવાથી નકામાં ગણી કાઢીનાખવામાં આવતાં નહીં.

અંગ્રેજી કવિતાના ઇતિહાસમાં **સ્પેન્સર**ની " ફેરીકવીન " એ એક મોટો બનાવ છે. એનાથી ઇંગ્રેજી કવિતાનું ભવિષ્ય નક્કી થયું. ઇંગ્રેજીમાં કવિતા થઈ શકે છે એવી લોકોની ખાતરી થઈ. સ્પેન્સરને 'કવિના કવિ'નો ઇલ્કાબ આપવામાં આવ્યોછે. " ફેરીકવીન " નો સત્કાર

આનંદમેર થયો. કવિઓને કવિતા કરવાનો નમુનો મળ્યો. આ સમયનો આબેહૂબ ચિતાર 'ફેરીક્વીન'માં છે. સ્પેન્સરનો હેતુ માણસને કેળવી સદ્‌ગૃહસ્થ બનાવવાનો છે. માણસ આ લોકને અને પરલોકને યોગ્ય સદ્‌વર્તન અખતીયાર કરી, પોતાની જાત ઉપર કાબુ મેળવી, કશા સ્વાર્થ વગર પરોપકાર કરી, ઈશ્વરને પ્રિય નીતિના કામમાં એક લડવૈયા માફક ઝંપલાવાની મદદ કરે, પવિત્રતાથી ચાલે, ભ્રાતૃભાવથી વર્તે, ન્યાયના કામમાં મદદ કરે, શુદ્ધ પ્રેમમાં મજબૂત ટકી રહે, અને સર્વ સાથે વિવેક અને મર્યાદાથી વર્તે એ સ્પેન્સરનો ઉદ્દેશ છે. **સંન્યાસ નહીં પણ ભભકાદાર રીતે મહાન કાર્યો કરવાં એ મનુષ્યની જીંદગીનુ સાર્થક્ય છે.** સદ્‌ગુણ કંઈ મઠમાં કે આશ્રમમાં બેસીને પાળવાનો નથી. મોટા થવું, મોટાં કામ કરવાં, એ સ્પેન્સરની નજરમાં "સ્વર્ગના શેહેર" (પરલોક) માં વસવા અને "વિનાશી શેહેર" (આ દુનિઆ) ને વીસારી દેવા કરતાં બેહેતર છે.

બેકને શાસ્ત્રીય પદ્ધતિની રીતમાં સુધારો કર્યો. બેકન પણ અદ્‌ભુત વ્યાવહારિક જ્ઞાનનો ભંડાર છે. એના નિબંધો વિશે ઉપર કહેવામાં આવ્યું છે. કુદરતના નિયમનું અવલોકન કરી તેમને શોધી કાઢી કુદરત ઉપર વિજય મેળવવો એ બેકનનો પ્રયાસ હતો. અમુક બાબત શોધી કાઢી તે ઉપરથી સામાન્ય નિયમોની ખોળ કરવી એ બેકનની મોટી સૂચના હતી. બેકનને આકાશભક્ષીઓનો માર્ગ પસંદ નોહોતો. જે જ્ઞાનથી માણસ કુદરત ઉપર કાબુ મેળવે એ જ્ઞાન સંપાદન કરવું, અવલોકન પ્રયોગ અને તેના ઉપરથી નીકળી આવતાં અનુમાન એ બેકનને પ્રિય હતાં. સ્કૉલૅસ્ટિસિઝમ (યુરોપના મધ્યયુગની ન્યાયશાસ્ત્રની જાળ) નો એ શત્રુ હતો. ઍરિસ્ટોટલના મતને દરેક બાબતમાં પ્રમાણ ગણી અગાડી વધવું નહીં તે એને પસંદ નોહોતું. ખાલી શબ્દો મારેની ફોકટની લડાઈને વાસ્તે બેકનને અણગમો હતો. ફળ, એ બેકનફીલસુફીનો ઉદ્દેશ છે, એના મતમાં જ્ઞાનનો હેતુ ઈશ્વરની કીર્તિ અને મનુષ્યજાતના કલ્યાણમાં સમાયલો છે. આ પ્રમાણે એલિઝાબેથના સમયનુ તત્ત્વજ્ઞાન પણ વ્યાવહારિક હતું. બેકન ધર્મની બાબત તદન અળગી રાખે છે. ધર્મ સંબંધી બાબતમાં પણ તે સમયનું વ્યાવહારિકપણું જણાઈ આવે છે. ઇંગ્લાંડના ધર્મસુધારાનાં કારણો ઘણે દરજ્જે રાજકીય હતાં. ક્રેન્મર અને હૂકરે ઇંગ્લિશ પ્રૉટેસ્ટાંટીઝમનો પાયો નાંખ્યો છે. તેમનુ વલણ સિદ્ધાંતો સ્થાપિત કરવા કરતાં અરસપરસની તકરારનું વ્યાવહારિક બુદ્ધિથી તોડ જોડ કરી સર્વને અનુકૂળ મધ્યમ માર્ગ શોધી કાઢવા તરફ વધારે હતું. ક્રેન્મર અને હૂકર ધર્મની બાબતમાં પણ સમય વર્તીને ચાલ્યા હતા. ઇંગ્લાંડની ધર્મ સંબંધી બાબતનો ડાહાપણનો ભંડાર હૂકર છે. સર્વાનુમતે એને ડાહ્યા દાનાનું વિશેષણ મળ્યું છે. હૂકરની મોટાઈ એની અસાધારણ અને ભપકાદાર વ્યાવહારિક બુદ્ધિમાં છે. એનો 'એકલાઝીએસ્ટીકલ પોલિટી' નામનો ગ્રન્થ અંગ્રેજી ગદ્ય સાહિત્યમાં એક અપૂર્વ ગ્રંથ છે.

**ઉપર સુજબ તે સમયની વ્યાવહારિક બુદ્ધિનો પ્રભાવ ધર્મ-સાહિત્ય-રાજ્ય-અને તત્ત્વજ્ઞાન વગેરે સર્વ બાબતમાં ખુલ્લો દેખાતો હતો, અને નાટક પણ તેની અસરથી બાકી રહ્યું નહીં.**

**આ સમયમાં શેક્સપીયરનો જન્મ થયો.**

માણસો જનસ્વભાવની ઝાઝી દરકાર રાખતા હતા. તેમની કલ્પનાશક્તિ જનસ્વભાવના આબેહૂબ ચિતારની આકાંક્ષા રાખતી હતી. જીંદગીના તીવ્ર અને આનંદી દેખાવોની સ્થિતિમાં સ્ત્રીપુરુષોને આબેહૂબ જોવાં એ તેમને પસંદ પડયું. આથી નાટક પ્રિય થઈ પડયું. શિલ્પ

ચિત્ર અને ગાયનથી આ ખોટ પુરી પડત નહીં. નાટકમાં સ્ત્રીપુરુષોને જીવતાં, સુખ દુઃખમાં એક દશામાંથી બીજી દશામાં બદલાતાં, એક બીજાપર અસર કરતાં, ટોળામાં કે એકાંતમાં વાત કરતાં જોઈ શકાય છે, અને તેમના વ્યવહારની અને અંતરની લાગણી સમજી શકાય છે, સંસારની અવસ્થાનું આબેહૂબ જીવતું ચિત્ર મળે છે. એલિઝાબેથ રાણીના વખતનાં નાટકો જનસ્વભાવનો અને મનુષ્યવર્તનનો ચિતાર છે. દુનીયાં જેવી છે તેવી બતાવવામાં આવી છે. મનુષ્યજીંદગીના સરસ નરસ વિકારો–સુંદરતા–રસિકતા–ગ્રામ્યતા–હલકાઈ–શરવીરપણું, મશ્કરીઠઠ્ઠા–પવિત્રતા–નિર્મળતા–બહાદુરી–બાયલાપણું,–સાચ,–જુઠ,–દગો,–પ્રમાણિકપણું–નીતિ–અનીતિ, એનો આબેહૂબ ચિતાર મળે છે. કોઈ ઇશ્વિરી બનાવ કે નસીબની દેવી ઉપર આ નાટકનો આધાર નથી, પણ સઘળો આધાર મનુષ્યના સારાં નઠારા વર્તન ઉપર રહેલો છે. ઇશ્વરની સોટી ખુલી રીતે અવાજ કરતી વાગતી નથી, પણ છાની માની ખુણામાં પોતાનું કામ કરી જાય છે, અને મનુષ્યને એના સારા નઠારા વર્તન પ્રમાણે ફળ આપે છે. આ નાટકને આ સૃષ્ટિમાં જે છે તે ખરૂં છે. સ્વર્ગ અને નરક વિશે ગાવાની તેનામાં શક્તિ નથી, ઇચ્છા પણ નથી. મનુષ્યની બાહાર નહીં, પણ મનુષ્યની અંદર અંતર્યામિ–ઇશ્વિરી–સત્તા જોવાની છે. આ નાટકનો ઉદ્દેશ દેખીતી રીતે નીતિ શીખવવાનો નથી, પણ આડકતરી રીતે તે નીતિ શીખવી આપણને સારા થવાનો જુસ્સો પેદા કરેછે અને સદ્ગુણ ઉપર પ્રેમ ઉત્પન્ન કરાવે છે, અને આ દુનિયાંના સર્વ વ્યવહાર, નીતિ અને સદ્ગુણના નિયમને આધીન છે એમ શીખવે છે. આ સૃષ્ટિની અંદરની તમામ ચીજો પવિત્ર છે, અને ઇશ્વિરી નિયમોનો એક ભાગ છે અને ઇશ્વિરસત્તાથી વ્યાપ્ત છે, માટે તેમનો અનાદર કરવાનો નથી એવો ધડો આપે છે. શેક્સપીયરે આ નાટકને ટોચપર આણી મૂક્યું.

શેક્સપીયરના સમયની ઇંગ્લંડની સ્થિતિનુ આટલું સવિસ્તર વર્ણન આપવાનું કારણ કે એ સમયનુ પૂર્ણ સ્વરૂપ સમજ્યા વિના શેક્સપીયરનાં નાટકોનો રસ વાચક સમજી શકે એમ નથી. એટલુ જ નહિ પણ, કોઈ પણ પ્રજાનો ઉદય થવા માટે કેવા કેવા ગુણોની જરૂર છે એ વિષે પણ આથી સારો બોધ મળે છે.

---

## આર્યબાલબોધપત્રિકા.

( મળેલું. )*

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૩૨૮ થી. )

૩.

**પ્રિય બાલકો,**

ગાયત્રી વિષે વિચાર કરતાં પૂર્વે આપણે જોઇ ગયા કે એ મંત્રનો ઉચ્ચાર કરવાથી શુદ્ધિ થઇ શકેછે. વળી પ્રાતઃસંધ્યા અને સાયંસંધ્યા કરવાનું પણ કહ્યું હતું. આ બેઉ સમય બહુ ઉપયોગના છે, કારણકે જરા વિચાર કરતાં સમજાશેકે પ્રાતઃકાલમાં ઇશ્વિરસ્મરણ કરવાથી તેના સંસ્કાર આખો દિવસ આપણા મનપર રહેછે; અને સાયંસંધ્યા કરવાથી એવીજ અસર આખી રાત રહેછે. એ મંત્રદ્વારા સૂર્યદેવતાનું સ્તવન કરીએ છીએ; કારણ કે પ્રાણ અને તેજનો પ્રવાહ જેમ સૂર્યદ્વારા આ પૃથ્વીપર વહે છે; તેમ જ સારાં કામ

---

* અંગ્રેજી ઉપરથી, ભાષાન્તર કરનાર રા. રા. પાન્થ.

કરવાની શક્તિ—દિવ્યશક્તિ—જે દેવના સૂર્યગોલના અધિપતિ છે તે દ્વારા અહીં છે. તેથી પ્રાતઃકાલે જ્યારે એ બ્રહ્મતેજ વહેવા માંડે છે ત્યારે તે સમયે સૂર્યદેવતાનું સ્મરણ કરવું બહુ સારૂં છે. વળી સાયંકાલે એ પ્રવાહ જ્યારે નિવૃત્ત થાય છે ત્યારે પણ એનું સ્તવન કરવું એ યોગ્ય જ છે. કારણ કે ફરીને સૂર્યોદય થઈ એ પ્રવાહ પ્રવૃત્ત થાય ત્યાં સુધીને માટે જોઇએ એટલું બ્રહ્મતેજ, એ ઉપાસના દ્વારા સંગ્રહ કરી રખાય છે, વળી એ ઉપરાંત ત્રીજી વાર પણ સંધ્યા કરવાનું કહ્યું છે, તે મધ્યાહ્નને એનુ કારણ એમ સમજાય છે કે એ સમયે સૂર્યનો પ્રાણપ્રવાહ બહુ જોરથી વહે છે, એટલે એવે પ્રસંગે તેનો લાભ લેવા ચૂકવું જોઇએ નહિ, વળી દિવસના મધ્યમાં જ્યારે સંસાર વ્યવહારમાં આપણે બહુ ગુંથાયા હોઇએ ત્યારે ઈશ્વરનું સ્મરણ જતું રહેવાનો સંભવ છે. તેમ ન થવા માટે એ વખતે જો ઈશ્વરનું સ્મરણ કરીએ તો એમ થવાનો સંભવ નથી; તેમ જ વળી એમ કરવાથી આપણું કાર્ય પણ વધારે સારી રીતે થઈ શકે છે.

પ્રાતઃસંધ્યામાં બ્રહ્માનું સ્મરણ થાય છે; મધ્યાહ્નસંધ્યામાં વિષ્ણુનું, અને સાયંસંધ્યામાં શિવનું. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ શું છે તે જો સમજી રાખશો તો આનો અર્થ તરત સમજાશે; એ જ ત્રિમૂર્તિની પ્રતિમૂર્તિને ઉત્પન્નકર્તા, પોષણકર્તા, અને સંહારકર્તા શક્તિરૂપે વર્ણવી છે. બ્રહ્માનો દિવસ થતાં જ્યારે સૃષ્ટિસર્ગનો આરંભ થાય છે ત્યારે ઈશ્વરમાંથી તેની શક્તિનો એક મહોટો પ્રવાહ વહે છે. એ પ્રવાહમાંથી જે સૃષ્ટિ થવાની છે તે માટે જે પદાર્થની જરૂર છે તે બધા પદાર્થ, ઉત્પન્ન થાય છે. સૃષ્ટિ ઉત્પન્ન થવાની છે એટલે એમ નહિ કે શૂન્યમાંથી કાંઈ ઉપજવાનું છે, જ્યાં કાંઈ જ નથી તેમાંથી કાંઈ થવાનું છે; તાત્પર્ય એ જ છે કે સૃષ્ટિસર્ગ થતાં અવ્યક્ત વસ્તુ માત્ર વ્યક્ત થાય છે. બ્રહ્મ તો સર્વદા છે જ. પણ સર્ગકાલ આવતાં જ તે ઈશ્વરરૂપ ધારણ કરે છે. અને તે કાલ પર્યન્ત તે ઈશ્વરરૂપે રહે છે. એકવાર પદાર્થ ઉત્પન્ન થયા પછી એ પદાર્થોમાંથી એક જ પદાર્થના કે જુદા જુદા પદાર્થના પરમાણુઓને એકઠા કરી તેમાંથી રૂપો ઉપજાવવાં જોઇએ. આ માટે એક બીજી જ શક્તિની જરૂર પડે છે. એટલે ઈશ્વરમાંથી તેની દિવ્ય શક્તિનો એક બીજો જ પ્રવાહ નીકળે છે. એ બીજા પ્રવાહનો અધિપતિ વિષ્ણુ છે; એટલા જ માટે વિષ્ણુને પોષક, પાલક કહ્યા છે. એ બીજા પ્રવાહની યોગ્ય વ્યવસ્થા કરી રૂપો ઉપજાવવાં અને તેમને ધારણ કરી રાખવાં એ કાર્ય એના અધિષ્ઠાતા વિષ્ણુનું છે. એના વિના રૂપો રૂપરૂપે રહી જ શકે નહિ; બધાં રૂપોનો ભંગ થઈ તેઓ પરમાણુ રૂપે જ રહે. આ ક્રિયા કેમ થાય છે તે આપણે હજી સમજી શકતા નથી; કારણ કે આપણે જોયું છે કે સૃષ્ટિમાં જુદા જુદા બહુ લોક છે, અને એમાંના માત્ર આ સ્થૂલ લોકને વિષે જ આપણે કાંઈ કાંઈ જાણીએ છીએ, એથી ઉપરના—સૂક્ષ્મ—લોકનું આપણને કાંઇ જ જ્ઞાન નથી, અને વળી અહીં પણ જીવ માત્ર ઉપાધિથી આવૃત્ત છે. પણ આનો જે કાંઈ ભાસ અહીં થાય છે તે પરથી, ઉપલા લોકમાં એ ક્રિયા કેવી થતી હશે તેનુ કાંઇક અનુમાન થઈ શકે છે. જેઓએ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ કીધો છે તેઓ જાણે છે કે વસ્તુમાત્ર બહુ જ ઝીણા ઝીણા અણુઓની બનેલી છે, અને એ દરેક અણુ ઘણા પરમાણુઓના સમૂહો છે. પાશ્ચાત્ય શોધકો આટલે સુધી આવ્યા છે, પણ એ પરમાણુઓ શું છે, તેમાં પણ એથી વધારે ઝીણા પરમાણુઓ છે કે કેમ ? તે હજી તેઓ સમજતા નથી. જો કોઈ એક જ પદાર્થની વસ્તુના પરમાણુઓ લઇએ તો તે બધા

એક સરખા હોય છે, તેમ જ તેના અણુઓ પણ એક સરખા હોય છે. એ અણુઓ કે પરમાણુઓને કોઈ અમુક રૂપ હોતાં નથી; પણ એ દરેક પરમાણુમાં એક એવી શક્તિ રહેલી હોય છે કે એ બધા પરમાણુઓ એકઠા રહી તેમાંથી અણુઓ ઉપજે છે. એ અણુઓમાંથી પરમાણુઓને જૂદા પાડતાં બહુ મુશ્કેલી પડે છે. આપણી આસપાસની વસ્તુઓ લઈ તપાસતાં જણાય છે કે, એ બધી વસ્તુઓ અનેક અણુઓની બનેલી હોય છે. કેટલીક વાર એ અણુઓ એક સરખા હોય છે, અને કેટલીકવાર જુદી જુદી જાતના હોય છે. જે શક્તિવડે આ અણુઓ એક એક સાથે જોડાઈ રહે છે તે શક્તિ, જે શક્તિથી પરમાણુઓ જોડાઈ રહી તેમાંથી અણુ બંધાય છે તેના કરતાં જુદા જ પ્રકારની છે. પહેલી શક્તિને રસાયન શાસ્ત્રીઓ "કેમિકલ એફિનિટી" એટલે "રસાયન-મૈત્રી" કહે છે; અને બીજીને "કોહીઝન" એટલે "સંયોગ" કહે છે. આ શક્તિઓ એક એકથી જુદી છે એમ બતાવવા આ સંજ્ઞાઓ બહુ ઉપયોગી છે. પણ એ ઉપરાંત એ શક્તિઓ શું છે એ વાત કાંઈ એથી વિશેષ સમજાતી નથી. હવે જો આપણે એટલું યાદ રાખીએ કે જે શક્તિને લીધે અણુઓમાં પરમાણુઓ જોડાઈ રહે છે તે બ્રહ્માની શક્તિનો સ્થૂલમાં સ્થૂલ પ્રકાર છે, અને એ અણુઓને એક બીજા સાથે જોડી રાખનાર શક્તિ તે વૈષ્ણવી શક્તિનું સ્થૂલમાં સ્થૂલ સ્વરૂપ છે, તો આગળ પર એ વાત બહુ ખપ લાગશે. આવી રીતે વિચાર કરવાથી ઇશ્વરનું સર્વવ્યાપક હોવાનું બરાબર સમજાશે. એક ન્હાનામાં ન્હાનો કણ પણ એવો નથી કે ઇશ્વર ન હોય. એને વડે જ એ કણ કણરૂપે રહી શકે છે. હવે અહીં જ્યારે આમ છે ત્યારે આ કરતાં સૂક્ષ્મ લોકમાં એ શક્તિઓની જે ક્રિયા થતી હશે અને થાય છે, તે તપાસતાં ઇશ્વરની કૃતિનું સૌંદર્ય કેવું ભવ્ય દેખાય તેનો હાલતો જરા વિચાર જ કરી લો.

પણ આ બધાં રૂપો જે આપણે દેખીએ છીએ તે શું શું છે? તેમનો ઉપયોગ શો છે? સૃષ્ટિને ઉપજાવવામાં ઇશ્વરનો જે દિવ્ય હેતુ છે તે પાર પાડવા માટે એમને શું કરવાનું છે? રૂપોનો ઉપયોગ શું છે તે પણ આપણે પૂરે પૂરૂં તો સમજી શકતા નથી. પણ એટલું તો આપણે જાણીએ છીએ કે દરેક રૂપમાં જીવ રહેલો છે. નિર્જીવ વસ્તુ સંભવે જ નહિ. એ જીવ તે ઇશ્વરનો જ અંશ છે; અને એ જીવ એ બધાં રૂપો દ્વારા પોતાનો હેતુ પાર પાડે છે; જીવના ભોગાર્થે વસ્તુ માત્ર સંભવે છે. દરેક પરમાણુને જીવ છે એ આપણે જોયું છે. એ દરેકમાં બ્રાહ્મી શક્તિ જીવ રૂપે રહેલી છે; વળી દરેક અણુમાં પણ જીવ છે અને ત્યાં વૈષ્ણવી શક્તિ જીવરૂપે રહી છે. પણ આપણો જે જીવ છે, આપણે જે છીએ તે, એ એમાંનાં એકે નથી. એ બે ઉપરાંત ઇશ્વરની એવી બીજી શક્તિ પણ છે. આપણે પણ છીએ તો ઇશ્વરનો અંશ જ. એ જ આત્મા કહેવાય છે. એ આત્માના વિકાસને અર્થે જ અનેક રૂપો ઉદ્ભવે છે. જુઓ કે એક લશ્કરમાં સીપાઇઓ હોય છે, અધિકારીઓ હોય છે, અને સેનાપતિ પણ હોય છે. એ દરેક સીપાઇને જુદો જુદો જીવ હોય છે. પણ એમને નિયમમાં રાખનાર એક એક અધિકારી પણ હોય છે; અને એ અધિકારીઓ પણ એક સરદારના હાથ નીચે હોય છે, અને તેના હુકમ પ્રમાણે ચાલે છે. હવે એ અધિકારીના ઉપરી અને સેનાપતિના હાથ નીચે એવા બીજા અધિકારીઓ પણ હોઈ શકે. આપણામાં પણ કાંઈક આવું જ છે. પણ એનો વિશેષ વિસ્તાર અહીં ન કરતાં આગળ ચાલીશું. હવે આમાં અધિકારી જે કાંઈ કરે છે તે કેવળ પોતાને જ માટે નહિ પણ બીજાને માટે

હોય છે. એવું કાર્ય સેનાપતિના બજાવેલા હુકમ પ્રમાણે ચાલવાનું છે. આપણા દેહના અણુ-સમૂહો તે આ લશ્કરના સીપાઇઓ જેવા છે; આખા દેહનું જીવન છે તે એ લશ્કરના અધિકારી જેવું છે, અને સૈન્યમાં જેમ સર્વેનો ઉપરી સેનાપતિ છે તેમ મનુષ્યમાં આત્મા સર્વથી શ્રેષ્ઠ છે. તેના હુકમ માથે ચઢાવવા જ જોઇએ, અને તેમ ન થાય તો બધું અવ્ય-વસ્થિત થયા વિના રહે જ નહિ. બૃહદારણ્યક ઉપનિષદ્માં યાજ્ઞવલ્ક્ય પોતાની સ્ત્રી મૈત્રેયીને ઉપદેશ કરે છે ત્યાં તે શું કહે છે તે તમે જાણો છો? ત્યાં કહ્યું છે કે રૂપ રૂપને માટે પ્રિય નથી પણ તેમાં રહેલા આત્માને માટે પ્રિય છે. ભૂત માત્ર, વસ્તુ માત્ર આત્માના ભોગાર્થે છે. જો આમ જ હોય તો એક જ રૂપે નિત્ય રહેવાની કાંઈ જરૂર નથી. કારણ કે રૂપ માત્રની શક્તિ મર્યાદિત છે. એ દરેક રૂપ દ્વારા આત્માને અમુક અમુક ભોગ જ મળી શકે છે. એ, અમુક એક જ રૂપદ્વારા થવાના ભોગ, સંપૂર્ણ રીતે મળી રહે એટલે તે રૂપ નિરુપયોગી થાય છે. એમ થતાં તે રૂપનો ભંગ થવો જ જોઇએ, અને થાય તેમાં જ સારૂં છે. કારણ કે એમ થતાં જ, આત્મા તેથી મુક્ત થઈ નવાં રૂપો દ્વારા નવા નવા ભોગો ભોગવી શકે. આ પરથી એમ સમજવું નહિ કે, આપણી ઇચ્છામાં આવે ત્યારે આપઘાત કરી દેહ છોડવો એ યોગ્ય છે. આપણા દેહનો ઉપયોગ ક્યાં સુધીનો છે, એનો નિર્ણય આ-પણાથી થઈ શકતો નથી. આત્માને અમુક રૂપનો ઉપયોગ કયારથી રહ્યો નથી એ આપણે જાણી શકતા નથી. આપણા કરતાં ઇશ્વર વધારે ડાહ્યો છે; અને આ સમય કયારે આવે છે તે તે જ જાણે છે. એ સમય આવતાં રૂપનો ભંગ કરનાર એક દિવ્ય શક્તિ રહેલી છે, તે જ મહાદેવ, અથવા શિવ પણ કહેવાય છે. એ રૌદ્રી શક્તિ ને જ સંહારક શક્તિ છે. યદ્યપિ શિવ સંહાર કરે છે, તદપિ તે બહુ દયાળુ છે. એ જે સંહાર કરે છે તે એ-ટલા માટે કે નિરુપયોગી થએલા દેહમાંથી આત્મા મુક્ત થઈ તેમાંથી જ ઉપયોગી દેહ ઉપજે. આટલા માટે એ રૌદ્રી શક્તિ પુનરુદ્ધારક શક્તિ પણ કહેવાય છે. હિંદુ ધર્મમાં જે ત્રિમૂર્તિ કહી છે તે વિષેનો ચાલુ વિચાર બંધ કરતાં પહેલાં હજી એક વાત કહી લેવાની છે. આપણા ગુરુઓ કહે છે કે, એક કાલ એવો પણ આવશે કે જ્યારે આત્માને આ દેહોની કાંઇ જરૂર જ નહિ રહે. દેહ દ્વારા જે ભોગ ભોગવવાના છે તે બધા ભોગવાઈ રહેશે. એમ થતાં સ્થૂલ લોકની જ જરૂર નહિ રહે. ત્યારે શિવજી પોતાની શક્તિ વડે આખા વિશ્વનો સંહાર કરશે અને તેમ થશે એટલે બ્રહ્માની રાત્રિનો સમય આવશે, અને એ રાત્રિ સમયે આખું વિશ્વ વિરામશે.

પ્રાતઃકાલમાં બ્રહ્મા, મધ્યાહ્ને વિષ્ણુ, અને સાયંકાલે શિવનું ધ્યાન શા માટે કરવું એ હવે સમજ્યા હશો. કેટલાકને કદાચ એમ થશે કે, બ્રહ્માની ઉપાસના થતી નથી. બ્ર-હ્માનાં મંદિરો જોવામાં આવતાં નથી, અને બ્રહ્મા પ્રીત્યર્થે કાંઈ ક્રિયા પણ કરાતી નથી. ખરૂં છે કે બ્રહ્માની પૂજા કોઈ કરતું નથી. પણ શું! એનું કારણ તમે નથી જાણતા? સર્ગકાલે તો એ બ્રહ્મા જ મહા પ્રભુ રૂપે પૂજાય. પણ એ સર્ગકાલ ક્યારનો પૂરો થયો છે; એટલે બ્રાહ્મી શક્તિ નિવૃત્ત થઈ છે. એટલા માટે હાલ જેમને પ્રભુરૂપે પૂજવા જોઇએ તે વિષ્ણુ અને શિવ છે; કારણ કે, સૃષ્ટિને ધારણ કરનાર અને તેની ઉત્તરોત્તર વૃદ્ધિ કરનાર શક્તિ તે એઓજ છે. પણ એથી કરી, આપણે બ્રહ્માને છેક વિસરી જવા જોઇએ નહિ. કોઈ પણ દેવને વસરવા એ ઘટે જ નહિ. શ્રી કૃષ્ણ ભગવાને ગીતાજીમાં શું કહ્યું છે?

તમે એટલુ તો જાણતા હશો કે યજ્ઞમાં જે ધાન્ય આદિ વાપરીએ તેથી કાઈ દેવતાઓ સ તોષાતા નથી તેમને તો, એ ક્રિયા કરતા આપણને વિચાર થાય છે, તેથી જ તૃપ્તિ થાય છે આગળ આપણે કહી ગયા છીએ કે બ્રાહ્મી શક્તિ દરેક અણુમા ગ્રેલી છે તેથી એનું સ્મરણ પણ રાખવુ જ જોઇએ, અને એને માટે યોગ્ય સમય તે પ્રાત કાલ જ છે કારણ કે નવા દિવસનો એથી જ આરભ થાય છે, મધ્યાહ્નને વિષ્ણુનું સ્મરણ યોગ્ય જ છે કારણ કે સૃષ્ટિના સર્ગ કાલ પછી તેના પ્રલય સુધીનો મધ્યનો કાલ તે જ એક દિવસનો મધ્યાહ્ન છે અને એ સમયે સૃષ્ટિને પોષણની બહુ જરૂર છે માટે એ પોષક શક્તિ જે વિષ્ણુ તેનુ સ્તવન મધ્યાહ્નને જ યોગ્ય છે સાયકાલ જે સૃષ્ટિના સાયકાલને મળતો આવે છે તે સમયે શિવનુ જ સ્મરણ થવુ યોગ્ય સૃષ્ટિના અતને વિષે, બ્રહ્માના દિવસને અતે, રાત્રિ પડતા વિશ્વ માત્ર વિરામે છે સાયકાલે, જ્યારે સૂર્ય અસ્ત થાય છે તે, સૃષ્ટિના અતને પણ સૂચવે છે

હજી એક બીજો વિચાર કરવાનો છે ઈશ્વરની ઉપાસના કરતા સ સારના ધર્મ અને કર્મ સ બધે જ્યારે જ્યારે આપણે કાઈ મત્રાચ્ચાર કરીએ છીએ ત્યારે તેમાં વિષ્ણુનું સ્મ રણ થાય છે કારણ કે સ સારમા જે જે દ્વારા આપણે ભોગ ભોગવવાના છે અને આપણી અભિવૃદ્ધિ થવાની છે તેના અધિષ્ઠાતા વિષ્ણુ જ છે, વળી યોગિઓનો ઇષ્ટ શિવ છે, એજ યોગેશ્વર છે કારણ કે યોગનો હેતુ એ છે કે જીવાત્માનો ઉત્કર્ષ એવો થાય કે જેથી ઈશ્વરા નુસ ધાન થઈ શકે બ્રહ્માત્મૈક્ય અનુભવાય આમ ક્યારે થાય ? જ્યારે રૂપ માત્રની જરૂર ન રહે ત્યારે

હવે આવતા પત્રમા આપણે નિત્ય કર્મ સ બ ધીના એકાદબે શ્લોક લઈશુ અને તેમનો અર્થ સમજવા પ્રયત્ન કરીશુ, કે તેથી આગળ શુદ્ધિનો જે વિચાર આપણે કરી ગયા છીએ તે વધારે સ્પષ્ટ થાય

આ વખત તો શ્રીમદ્ભગવદ્ગીતામાથી જે શ્લોક અહીં ઉતાર્યા છે તેનો જ વિચાર કરીશુ જો કદી મધ્યાહ્ન સ ધ્યાનો અવકાશ ન મળે તો, તે સમય આવતા જ્યા હો ત્યા જરા સ્વસ્થ થઈ, સૃષ્ટિપાલક મહાપ્રભુ વિષ્ણુનુ સ્મરણ કરી લેશો તો તે પણ કાઈ થોડુ નથી

સ્નેહાધીન
**લિલિઅન એડગર**

# એડ્યુકેશનલ કૉન્ફરન્સ.

"The ideal course of study was that which provided in every standard, the best possible power-training for every pupil at his stage of progress, no matter at what stage of progress his education was to end. The school should teach what was most likely to prepare the child for a good true, active, intellingent manhood or womanhood. They should endeavour to awaken his intellect and to cultivate his faculties of observation and reflection, and harmoniously build up his character not by means of the "three r's," but rather, as a noted French educator has so aptly expressed it, by means of the "three h's"-the head, the heart and the hand, and make him fit for life by teaching him self-control and self-help" Miss Benthem

૧૮૮૪ ના એડ્યુકેશન કમિશને વખતિવખત કૉન્ફરન્સ એટલે સમાજ મેળવી લોકમત સમજવો એવી સરકારને ભલામણ કરી હતી, પણ કોઈક અજ્ઞાત કારણને લીધે આ ભલામણ અમલ થયા વિના ૧૮૯૬ સુધી પડી રહી હતી એમ કહેવાય છે. ૧૮૯૬ માં જે કૉન્ફરન્સ ભરવામાં આવ્યું તેમાં કેળવણીના બધા વિષય ચર્ચા માટે લેવામાં આવ્યા હતા પણ આ રીતે બહુ ફલદાયી કામ થતું નથી એટલા માટે મે૦ ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબે આ વખત એમ ઠરાવ્યું કે જુદા જુદા વિભાગમાં કૉન્ફરન્સો ભરવાં, તેમાં દરેકે પોતપોતાની પ્રાથમિક નિશાળોના ધોરણો ઉપર વિચાર ચલાવવો, અને મુંબાઈમાં એથી ચઢતી એટલે જેમાં અંગ્રેજી શીખવાય છે તેવી નિશાળોનાં ધોરણો ઉપર ચર્ચા કરવી. આ બીજી ચર્ચાને અંતે માત્ર એક જ મહત્ત્વનો ઠરાવ કરવામાં આવ્યો હતો, તે એ કે હાલ સ્કૂલફાઇનલ પરીક્ષા જે મેટ્રિક્યુલેશનથી જૂદી લેવામાં આવે છે તેનું ધોરણ સંતોષકારક નથી, અને જે ઉદ્દેશથી એ પરીક્ષા કાઢવામાં આવી હતી તે ઉદ્દેશ પાર પડતો નથી, માટે તે વિષે યુનિવર્સિટિએ વિચાર કરવાની જરૂર છે. મૅટ્રિક્યુલેશનના ધોરણમાં કેટલાક નકામા વિષય દાખલ છે, અને ઉપયોગી વિષય રહી ગયા છે—એમ પણ બહુ આગ્રહપૂર્વક જણાવવામાં આવ્યું હતું, પણ આ સર્વ બાબત અસાધારણ મહત્ત્વની નથી માટે એ ઉપર કાંઈ ન કહેતાં, ઉત્તર વિભાગના કૉન્ફરન્સમાં જે વિચાર થયો એ વિષે જ થોડુંક બોલવું બસ થશે.

મે૦ ડિરેક્ટર સાહેબનો વિચાર એવો છે—અને તે યોગ્ય છે—કે "ધોરણો ચાલતા જમાનાને અનુસરતાં, તથા કેટલેક દરજ્જે છોકરાંઓનાં તે જાતનાં ધોરણોને મળતાં થવાં જોઇએ." આ વિચારને અનુસરી ધોરણો બાંધવા માટે માહે જૂન તથા નવેંબર ૧૮૯૮ માં ડિરેક્ટર સાહેબના હુકમથી મે૦ ઇન્સ્પેક્ટર સાહેબના પ્રમુખપણા નીચે બે કમિટિઓ મળી હતી, તે કમિટિઓએ કાઠીઆવાડવાળા મે૦ તરખડ સાહેબનો ખરડો તથા બીજા ખરડા, અને કેટલાક અમલદાર તથા ખાનગીશાળાંના વ્યવસ્થાપકોએ કરેલી સૂચનાઓ તપાસીને તથા પોતાનો અનુભવ ધ્યાનમાં લઇને છોકરા તથા છોકરીઓની નિશાળોનાં ધોરણોનો નવો ખરડો બનાવ્યો હતો. એ ખરડો થોડાક વધારા સાથે આ કૉન્ફરન્સમાં ચર્ચા માટે રજુ કરવામાં આવ્યો હતો.

અમદાવાદ મેલ ટ્રેઇનિંગ કૉલેજના પ્રિન્સિપાલ રા૦ સા૦ માધવલાલ હરિલાલ–જેમનો કેળવણીના વિષયમાં બહુ સારો અભ્યાસ છે–એમણે ખરડો રજુ કરતી વખતે આ નવાં ધોરણોના સમર્થનમાં એક બહુ વિદ્વત્તાભરેલો નિબંધ વાંચ્યો હતો, અને જૂનાં ધોરણો ઉપર કરેલા સુધારાવધારાનો કારણ સાથે ખુલાસો કર્યો હતો. એ ખરડો અને નિબન્ધનો ગુજરાતી સાર, બંને ગુજરાતશાળાપત્રમાં પ્રસિદ્ધ થયાં છે.

નવા ખરડામાં મુખ્ય ત્રણ તરેહના ફેરફાર છે:—

(૧) કેટલીક બાબતો નવીજ ઉમેરવામાં આવી છે. જેમકે, અભ્યાસ ચાલુ રાખવાની રાત્રિ-શાળાઓ, ન્હાની શાળાઓ, ઐતિહાસિકવાર્તાકથન ઇત્યાદિ.

(૨) કેટલીક બાબતોના શિક્ષણક્રમમાં ફેરફાર કર્યો છે: જેમકે આંક લેખાં વગેરેમાં.

(૩) કેટલીક બાબતોની નવી શિક્ષણપદ્ધતિ–જેનું આજ સુધી કાંઇક એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર્સ કોડમાં સૂચન હતું–તેને ધોરણોમાં સ્પષ્ટ રૂપે દાખલ કરી છે: જેમકે, હિસાબ વગેરે શીખવવાનીરીત.

આ સર્વેનું ટુંકામાં અવલોકન કરી જઇએ.

બાળકોને રમતની માફક **કામ કરાવીને** કેળવવાં જોઇએ એ સૂત્રાનુસાર બાળવર્ગમાટે નવું ધોરણ ઘડાયુ છે. પૂર્વે બાળકોને ટાંગાટોળી કરી નિશાળે લઈજવાં પડતાં તથા એમના ઉપર આંક ગોખાવવાની નિર્દયતા ગુજારવામાં આવતી. એ વખત તો જોકે હવે જતો રહ્યો છે, તથાપિ હાલ પણ એમનું શિક્ષણ જોઇએ તેવી શાસ્ત્રીય પદ્ધતિએ ચાલતું નથી. નવાં ધોરણોમાં આ બાબત બહુ સારો સુધારો થયો છે, અને દરેક બાલહિતૈષી પુરુષ આ જોઈ રાજી થશે. બહુ ખુશીની વાત છે કે બાળકોને "બાગમાં યોગ્ય કામ કરાવવાનો ઠરાવ કર્યો છે. બાળકો પાસે બાગમાં કામ લેવું એ બહુ ઉપયોગી છે. તેથી તેમને ખુલ્લી હવામાં કસરત મળે છે, તેમને કુદરતનો શોખ પેદા થાય છે, અવલોકન કરવાનું મળે છે, અને તેમની સૌન્દર્યની સમજ ખીલે છે. જેને કુદરતની ઓળખ થઈ નથી, અને જેની રસજ્ઞતા કેળવાઈ નથી તે બરાબર કેળવાયો ગણાતો નથી." વળી નવા ખરડામાં મૂળાક્ષરો ઓળખાતા જાય તેમ જોડે જોડે અક્ષરનાં પત્તાં ગોઠવીને ન્હાના જાણીતા શબ્દો બનાવવાનું ઠરાવ્યું છે, તેમ જ એ અક્ષરો પત્રાળાં શીવવાની શળીઓ કે લોઢાના વાળાની કડીઓવડે બનાવવાનો ઉદ્યોગ બાળકો પાસે કરાવવાનો છે જેથી એમને હાથનું કામ મળે અને ગમત પડે.

બાળવર્ગમાં હાલ આકાર, રંગ, અને પદાર્થના પાઠો આપવાનું ઠરાવ્યું છેપણ એ કયા ક્રમમાં શીખવવા એ ધોરણમાં બતાવેલું નથી. નવાં ધોરણમાં એ ક્રમ સ્પષ્ટ દાખલ કરવામાં આવ્યો છે. રાતો, લીલો, પીળો, નારંગી, વાદળી, અને જાંબુઓ, એમ ક્રમવાર રંગ ઓળખાવવાનું કહ્યું છે. પરંતુ બાળવર્ગના સંબન્ધમાં બહુ જ આનંદદાયક વાત સર્વેને એ જણાશે કે **તેમને** નિશાળની સાધારણ રજા ઉપરાન્ત **દર પચાસ મિનિટના** કામ પછી દસ મિનિટની રજા આપવાનું ઠરાવ્યું છે.

આંકની બાબતમાં બહુ અગત્યનો ફેરફાર થયો છે. બાળકોના મનના બંધારણ વિષે જેણે કાંઇક પણ વિચાર કર્યો હશે તેઓ તુરત કહેશે કે હાલ જે આંકનો બોજો એમના કુમળાં મન ઉપર નાંખવામાં આવ્યો છે તે તદ્દન અઘટિત છે. રામ જેવા અઘરા આંક બીજા ધોરણમાં ચાલે છે! સર્વ બાબત ધ્યાનમાં લઈ, પહેલા ધોરણમાં વીસા સુધીના જ આંક રાખ્યા છે અને તે પછીના ધોરણના આંક પણ કાંઇક ઓછા કરી તે ચોથા ધોરણ સુધી

પહોંચાડયા છે. ક્રમમાં પણ કેટલોક ફેર કર્યો છે; જેમકે–અડધાં પછી પાયાં શીખવવાનાં કહ્યાં છે, અને ઊઠાં અગીઆરી વગેરે છેક છેવટે–ચોથા ધોરણમાં–રાખ્યાં છે. પણ એક બહુ અગત્યનો વધારો નવા ધોરણોમાં નજરે પડે છે તે એ છે કે હવેથી આંક સવળા તેમજ અવળા બોલતાં શીખવવાના છે. આ પદ્ધતિ યૂરોપમાં દાખલ થઈ ગઈ છે, પણ તે અત્રે એવી તો નવી છે કે ખરડા ઉપર ચર્ચા કરતાં સર્વેએ એકે અવાજે એ નાપસંદ કરી હતી. અમને પણ લાગે છે કે, જો કે ‘ આંક અવળા અને સવળા બોલાવવાથી આંકનો ઉપયોગ કરવામાં છોકરા ઘણા ચપળ થયેલા જણાતા હતા ’ એમ ડૉક્ટર કલેમ એમના “ યુરોપની શાળાઓ” એ નામના પુસ્તકમાં કહે છે, તથાપિ આનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો જ અવળા આંક લાભકારી થવા સંભવ છે, નહિ તો ગોખણ ઓછું થવાને બદલે બેવડું થશે, અને બાળકો ઉપર બોજો વધી પડશે એમ ભય છે. અવળા આંકનો સારો ઉપયોગ થઈ શકે ખરો એમ અમને વિચાર કરતાં જણાય છે, તે એ કે બાળકને અવળા આંક કડકડાટ ન બોલાવી જતાં ધીમે ધીમે અવળા ક્રમમાં એ જઈ શકે છે કે નહિ એટલું જ માત્ર પરીક્ષકે જોવું અને એ રીતે બાળકની કોઈ કોઈવાર ચપળતા તપાસવી. અવળા આંક એક વખત ગોખી માર્યા પછી ભાગ્યે જ ખરી ચપળતા ઓળખાવાનો અવકાશ રહેછે.

કોઠકોના સંબન્ધમાં જે ફેરફાર કરવામાં આવ્યો છે તે સારો છે. વગરસમજે ઘણાં નિરુપયોગી કોઠકો ગોખાવવામાં આવતાં તે રદ કર્યાં છે, અને ઉપયોગી દાખલ કર્યાં છે. અને કોઠકો પ્રદર્શનથી શીખવવાં, અને બાળકો પાસે તોળાવવું તથા મપાવવું અને તેમની પાસે તોલ તથા છેટાની અજમાયશ કરાવવી એમ શિક્ષકને સ્પષ્ટ આજ્ઞા છે.

અંકગણિતની બાબતમાં પહેલા ધોરણમાં હાલના કરતાં ન્હાની સંખ્યાનું ગણિત રાખ્યું છે. બીજા ધોરણમાં પ્રદર્શનથી રીતો સમજાવવાનું ઠરાવ્યું છે. ત્રીજા ધોરણથી અંકગણિતની રીતો શિખવાતી જાય તેમ તેમનાં કારણો શીખવવાનું ઠરાવ્યું છે(હાલ ધોરણોમાં રીતો શીખવવાની કહી છે તેમાં કારણોનો પણ સમાસ થાય છે પણ નવા ધોરણમાં એ બાબત સ્પષ્ટ દાખલ કરી છે.) ત્રીજા ચોથા હલકાં ધોરણો માટે આ કારણો શીખવવાનો ઠરાવ સારો છે કે કેમ એ મ્હોટો પ્રશ્ન છે. આ ઠરાવ ચાલતી પાશ્ચાત્ય શિક્ષણપદ્ધતિને અનુસરીને છે એમાં તો સંશય નથી. એ પણ ખરૂં કે કારણ સમજીને શીખવામાં આવેલા હિસાબ મગજમાં સારા ઠસે તથા સમજીને કર્યા ગણાય. પણ કાર્ય ઉપરથી કારણ ઉપર જવું, અનુભવ ઉપરથી એના ખુલાસા ઉપર જવું એ પદ્ધતિ વધારે સ્વાભાવિક નથી ? આ સંબન્ધમાં એકંદર વિચાર કરતાં અમારો નમ્ર અભિપ્રાય એવો થાય છે કે બીજા ધોરણમાં પ્રદર્શનથી રીતો સમજાવવાનું રાખ્યું છે એ યોગ્ય છે, તેમ જ ત્રીજા ધોરણમાં કારણો શીખવવાનુ ઠરાવ્યું છે એ પણ ઠીક છે, પરંતુ શિક્ષકને એક અતિઆવશ્યક સૂચના મળવી જોઇએ કે બાળકનુ મગજ અતીવ કોમલ હોવાથી એને શ્રમ પડે એટલો બધો વિચાર કરવાની ફરજ પાડવી નહિ; પણ જે રીતનાં કારણ સાદાં, સહેલાઈથી સમજી શકાય એવાં હોય એ રીતનાં જ કારણો બતાવવાં, અને બીજા ધોરણ પછી પણ જેમ બને તેમ પ્રદર્શનદ્વારા જ કારણ શીખવવાનું રાખવું. કારણ ઉપર બહુ આગ્રહ દેખાડવામાં આવશે તો સંભવ છે કે શિક્ષકો કારણોની નોટો ઉતરાવી બાળકોને ગોખાવશે, માટે બુદ્ધિમાન બાળકોને જ કારણ પૂછી
શિક્ષ [illegible] પછી કે તા [illegible] ી આગ્રહ બમ જે

લેખાં હાલ મુજબ રાખ્યાં છે પણ એની ગોઠવણમાં ફેર કર્યો છે. હલકાં ધોરણોમાં બોજો ઓછો થાય તેમ કર્યું છે તથા દેશીહિસાબમાંની કેટલીક પેટાકુંચીઓ મુકાવી દીધી છે અને વગરસમજે ગોખાવવાનું બંધ કરી તેમનાં કારણો શીખવવાનું દાખલ કર્યું છે.

ગણિતનો વિષય પૂરો થયો. વાચકને સહજ સમજાયું હશે કે આમાં એક તરફથી બાળકનો બોજો ઓછો કરવા યત્ન છે, તેમ બીજી તરફથી સ્મરણશક્તિને બદલે વિચારશક્તિ વધારે કેળવવા યત્ન થયો છે. અમને લાગે છે કે બાળકોની વિચારશક્તિને બહુ તરદી આપવી એ ગોખણ કરતાં પણ વધારે અનિષ્ટ છે. દરેક હિસાબ કારણ સમજીને કરવો એ ઠીક છે, પણ આ કામ બાળકના વયના પ્રમાણમાં જ કરાવવામાં આવે તો લાભકારી છે. હિસાબનાં કારણો સમજવાં એ રમતવાત નથી, અને આપણી પક્વ બુદ્ધિને અમુક કારણ ગમે તેટલું સ્હેલું લાગે પણ બાળકને તે બહુ સ્હેલું નથી એટલું સ્મરણમાં રાખીને જ ચાલવું જરૂરનું છે. વિચારશક્તિને ખીલવા દેવાને બદલે બહારખેંચી કાઢવાની ભૂલ થવી ન જોઇએ. કારણપુરઃસર રીતો શીખવવાનું કામ શિક્ષક બહુ સમજુ હોય તો જ સફળ નીવડે અને તે પણ બુદ્ધિમાન બાળકોમાં જ એમ અમને લાગે છે.

વ્યાકરણની બાબતમાં બહુ મહત્ત્વનો, અને અમારા અભિપ્રાય પ્રમાણે બહુ યોગ્ય એવો, ઠરાવ થયો છે. બાળક વ્યાકરણ શીખવા માંડતા પહેલાં સ્વભાષા જાણે છે અને બોલે છે અને જે શબ્દો એ બોલે છે તે છુટા નહિ પણ વાક્યના સંબન્ધમાં બોલે છે, માટે વ્યાકરણની શરૂઆત પદસંયોગીકરણથી નહિ પણ વાક્યપૃથક્કૃતિ (Analysis)થી થવી જોઇએ એ નિયમ બરાબર છે. અમને ખાતરી છે કે આપણો 'વ્યાકરણ' શબ્દ પણ **વિ+આ+કૃ** ઉપરથી નીકળેલો આ નિયમનું જ સૂચન કરે છે.

ભૂગોળની બાબતમાં, જર્મન લોકો જેને "ધરતી" (એટલે પોતાના ગામની) ભૂગોળ કહે છે ત્યાંથી શરુઆત કરવી જોઇએ, એ અગત્યનો ઠરાવ છે. પણ તે પહેલાં અંતર, જગાઓનો પરસ્પર સમ્બન્ધ, દિશા, વગેરે શીખવવાનાં છે અને તે કેવી રીતે શીખવવાં એ સંબન્ધી પ્રો. ગીકીની સૂચનાઓ રા. માધવલાલે બતાવી છે. ગામની રાજકીય ભૂગોળ પહેલાં ભૂતળરચનાનો ઘણો ભાગ શીખવવો જોઇએ એમ ગીકીનું કહેવું છે. ભૂગોળનો વિષય કેમ શીખવવો એ સંબન્ધી ગીકીને આધારે રા. માધવલાલે બહુ સુંદર સૂચનાઓ કરી છે. આવો અભ્યાસ ભૂગોળનું જ્ઞાન સારૂં ઉત્પન્ન કરેછે એટલું જ નહિ પણ દૃષ્ટિ વિશાળ કરવા ઉપરાંત સૃષ્ટિસૌન્દર્ય તરફ રસજ્ઞતા પણ કેળવે છે, તથા વ્યાપારઆદિ તરફ વળણ પેદા કરેછે.

નવા ખરડા પ્રમાણે, "બાળવર્ગ અને પહેલા ધોરણમાં કલ્પિત વાર્તાઓ ચાલશે એટલે ત્યાં સુધી બાળકોની કલ્પનાશક્તિ કેટલીક કેળવાશે. તે પછી બીજા ધોરણમાં પોતાના ગામને લગતી વાર્તાઓ અને દન્તકથાઓ આવશે,......ત્યાર પછી ગુજરાતની અને હિન્દુસ્તાનની વાતો આવે છે, અને પાંચમા ધોરણથી ઇતિહાસનું સળંગ શિક્ષણ શરુ થાય છે." ઇતિહાસની બાબતમાં બે ત્રણ નવીન વાત છેઃ-એક તો આરંભથી જ ઇતિહાસ સળંગ શીખવવાને બદલે વાર્તા અને જન્મચરિત્રોની માફક શીખવવો એમ ઠર્યું છે; બીજું, પ્રાચીન ઇતિહાસથી આરંભ કરી વર્તમાન ઇતિહાસ ઉપર આવવાનું છે, અને પાસેના ઇતિહાસ પછી દૂર દેશના ઇતિહાસ તરફ જવાનું છે.

ઉપર કહેલ વાર્તાઓ તથા જન્મચરિત્રો સંબન્ધે કૉન્ફરન્સમાં બહુ ચર્ચા થઈ હતી. કેટલાકનું એમ કહેવું હતું કે કલ્પિત વાર્તાઓ તદ્દન નકામી છે, ભ્રાન્તિજનક છે, માટે હમેશાં ઐતિહાસિક વાર્તાઓ જ કહેવી, અને તે પણ કાંઈક (સ્થૂલ સ્થૂલ) કાળનો નિર્દેશ કરીને જ કહેવી. જર્મનિમાં (જ્યાં શિક્ષણશાસ્ત્ર બહુ જ ઉત્તમ દરજ્જે પહોંચ્યું છે, ત્યાં) કલ્પિત વાર્તાઓ સ્હામે કાંઈ જ વાંધો લેવામાં આવતો નથી, એટલું જ નહિ પણ બાળકની કલ્પનાશક્તિ કેળવવાનું એક ઉત્તમ સાધન મનાય છે. અમને લાગે છે કે આ વિચાર બરાબર છે. કલ્પનાશક્તિની કેળવણી મનુષ્યને બહુ જ ઉપયોગી છે, અને તે અવશ્યરીતે ઐતિહાસિક સત્યગ્રહણની વિરોધી છે એમ કાંઈ નથી. કલ્પના ખીલ્યા વિના ભૂતકાળમાં પેશી એને વર્તમાનવત્ પ્રત્યક્ષ કરવાની શક્તિ, અને એ શક્તિવિના ઇતિહાસનું જ્ઞાન, અસંભવિત છે. બીજા ધોરણથી ઐતિહાસિક વાર્તાઓ તો શરૂ થાય છે જ, માટે બાળકના મનના બંધારણને કલ્પિત વાર્તાઓ અનુકૂળ છે તો તેનો અનાદર થવો ન જોઇએ. બીજી એક સૂચના એવી હતી કે જેમ ભૂગોળમાં પાસેથી દૂર જવાનું ઠર્યું છે તેમ ઇતિહાસમાં પણ વર્તમાનથી ભૂત તરફ શા માટે ન જવું? રા. સા. માવળંકરનું આ સંબન્ધે એમ કહેવું છે કે વર્તમાનથી ભૂત તરફ જવું એ કેવું અસંભવિત છે એનો ખ્યાલ લાવવા માટે એ પદ્ધતિ ઉપર ઇતિહાસ લખવાનો યત્ન કરો, જેમાં પહેલું પ્રકરણ વિક્ટોરિયાના રાજ્યનું અને છેલ્લું વેદના કાળનું આવે! અમને આ દલીલ બરાબર લાગે છે કાળપ્રવાહ નદીવત્ છે. મૂળથી માંડી મુખ તરફ જતાં જ એની ગતિનું રહસ્ય ઠીક સમજાય છે. આરંભમાં, જેમ ભૂગોળના વિષયમાં બાળકોને દિશા ભૂતળરચના વગેરેનું જ્ઞાન આપવું ઠર્યું છે, તેમ ઇતિહાસના વિષયમાં આરંભમાં કાળ અને બનાવોનો કાંઇક ખ્યાલ મળે અને પ્રાચીન અર્વાચીનનો અર્થ સમજવામાં આવે તો પછી પ્રાચીન ઇતિહાસથી આરંભ કરવામાં બાધ નથી. ભૂગોળનું સામ્ય લઇ ઇતિહાસમાં વર્તમાન ઉપરથી ભૂત તરફ જવા સૂચના થઈ છે, પણ સ્વદેશથી માંડી પૃથ્વીના ઇતિહાસ તરફ જવાનું ઠરાવ્યું છે એમાં જ ભૂગોળ સાથે ઇતિહાસનું પૂરેપૂરૂં સામ્ય આવી જાય છે, એમ અમને લાગે છે. ત્રીજી એક સૌથી મ્હોટી ચર્ચા એ ઉભી થઈ હતી કે જન્મચરિત્રોમાં ધર્મને લગતાં—જેવાં કે શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, સ્વામીનારાયણ, હેમચંદ્ર, આદિ—મૂકી દેવાં. આ બાબત એટલું તો બરાબર જ કહેવામાં આવ્યું હતું કે આવાં ચરિત્રો બરાબર ભાવ સાથે, અને મતાન્ધતા વગર કહેવામાં આવે તો જ લાભકારી છે, નહિ તો બહુ હાનિ થવા ભય છે. પણ અમને લાગે છે કે જો હંટરકૃત ઇતિહાસમાં આ બાબત હાનિકારક નથી ગણાતી તો વાર્તારૂપે એ સ્હામે બાધ લેવાનું વાજબી કારણ નથી. ખરી વાત છે કે શિક્ષક ઉપર આના સારા નરસા ઉપયોગનો આધાર છે, પણ રાજકીય ઇતિહાસ વિષે પણ આ વાંધો તો નડવાનો જ: સારો શિક્ષક જન્મચરિત્રોદ્વારા સ્વદેશભક્તિ તથા રાજ્યભક્તિ શીખવશે, નઠારો શિક્ષક પરદેશભક્તિ તથા રાજ્યદ્રોહ શીખવશે. પણ આટલી અડચણ માટે નવી સૂચના અજમાવી પણ ન જોવી એ અમને ઠીક લાગતું નથી. ઘણા કબૂલ કરશે કે ધર્મશિક્ષણ વિના આપણી શાળા બહુ ખામી ભરેલી છે. એટલે સુધી જવું અશક્ય છે તો આપણા મહાન ધાર્મિક પુરુષો માટે લોકને કાંઇક સામાન્ય જ્ઞાન તો મળવું જ જોઇએ. હિન્દનો બાળ શંકર, રામાનુજ, વલ્લભ, કબીર, હેમચન્દ્ર વગેરેના ચરિત્રથી અજાણ્યો રહે એ થોડી શરમની વાત નથી. શિક્ષકોને ખાનગી સૂચના પણ આપી

શકાય એમ છે કે જેમ રાજ્ય વિરુદ્ધ ઉપદેશ કરવા માટે એમની ખાતાં તરફથી સખત નોંધ લેવામાં આવે છે તેમ કોઈ પણ ધર્મવિરુદ્ધ શિક્ષણ માટે પણ તેઓ શિક્ષાપાત્ર થશે.

આ ઉપરાંત નવાં ધોરણોમાં સાતમું ધોરણ દાખલ કરી એક ઉપયોગી વધારો કરવામાં આવ્યો છે. પરંતુ આ વધારો છોકરીઓ માટે નથી એ આશ્ચર્ય જેવું છે. ગુર્જર ભાષાના શિષ્ટ લેખકોના ગદ્યપદ્યાત્મક ગ્રંથ શિખવવાથી ભાષાસાહિત્યમાં આગળ વધવાની રુચિ થશે એવો ઉદ્દેશ છે. પણ માત્ર એક ધોરણ વધારવાથી જ આ ઉદ્દેશ સફલ થાય એ વિષે અમને શક છે. ખરડામાં સાહિત્યના વિષયનું મહત્ત્વ પૂર્ણ રીતે સ્વીકારાયું નથી એ બહુ શોકની વાત છે; એટલું જ નહિ પણ કૉન્ફરન્સે પણ એ વિષય ઉપર જોઇએ તેટલી ચર્ચા ઉઠાવી નહોતી એ અધિક શોકકારક છે. અમે એ પ્રસંગે સૂચવ્યું હતું કે આપણા ગુજરાતી માત્ર જાણનાર ગૃહસ્થોને કવિતા એ શું એનું ભાગ્યે જ કાંઈ પણ જ્ઞાન હોય છે, અને તેમ થવાનું કારણ હાલનું અપૂર્ણ શિક્ષણ છે. નીતિની કેળવણી માટે ઘણું કહેવામાં આવે છે, પણ એના સાધન વિષે મતભેદ છે; હવે કવિતા જેવું મનુષ્યને ઉન્નત બનાવનાર બીજું કાંઈ જ નથી એ વાત ધ્યાનમાં લેવામાં આવે તો નીતિની કેળવણી કેવી રીતે આપવી એ પ્રશ્નનું પણ એક સમાધાન હાથ લાગે છે. હાલની વાંચનમાળામાં કવિતા કોને કહેવી, એ વિષે કાંઈ જ વિચારપાક નથી; તેમજ કવિતાના ખરા નમુના પણ કોઈક કોઈક જ નજરે પડે છે. આથી અમારી સૂચના એવી હતી કે પ્રાચીન ગુજરાતી કાવ્યોમાંથી તેમ જ જગતની મ્હોટી મ્હોટી ભાષાઓ—સંસ્કૃત—ગ્રીક—અંગ્રેજી—લૅટિન—ફ્રેંચ—જર્મન—અરૅબિક—ફારસી વગેરે—ના સાહિત્યમાંથી થોડાક ઉત્તમ કવિતાના નમૂનાઓ યોગ્ય પુરુષો પાસે ભાષાન્તર કરાવી આપણી વાંચનમાળામાં મૂકવા. બાલપણથી જ સહૃદયતા—રસિકતા—કેળવવાનો યત્ન થવો જરૂરનો છે. નહિ તો પછી મ્હેતાજીઓને કવિ શેલિના “ મેઘ ” કાવ્યનો રસાસ્વાદ કરાવવો અશક્ય થઈ પડે એમાં નવાઈ શી ! વળી વિવિધ પ્રકારની શૈલીનો વાચકને પરિચય થવા માટે ગદ્યના નમૂના પણ દાખલ કરવા જોઇએ. જેમ અંગ્રેજી વાચનમાળાના વાચકને સ્કૉટ, ઍડિસન, કાર્લાઇલ વગેરેની ગદ્યપદ્ધતિનું ભાન કરાવવામાં આવે છે તેમ (ઉદાહરણ તરીકે) કાદમ્બરીમાંથી, તથા ગોવર્ધનરામ, નવલરામ, મણિલાલ, નર્મદાશંકર આદિનાં પુસ્તકોમાંથી, ઉતારા લઈ એમની લેખનશૈલીમાં જે જે વૈવિધ્ય છે એ વાચકને દેખાડી શકાય.

અત્રે બીજી એક સૂચના કરવા જેવી છે. ગુજરાતી ચોથા ધોરણ પછી સંસ્કૃત વા ફારસી-માંથી એક ભાષા તથા ( બની શકે તો ) અંગ્રેજી પણ દાખલ ન કરી શકાય ? એ ત્રણ વર્ષમાં આ ભાષાનો માર્ગોપદેશ અને કાંઈક અન્તઃપ્રવેશ પણ થઈ શકશે, જે પાછળથી કોઈ-પણ વિદ્યાર્થી બહુ સારી રીતે વધારી શકશે. અમે સારી રીતે જાણીએ છીએ કે આથી વિદ્યાર્થી ઉપર બોજો વધે એ દલીલ સામી લાવવામાં આવશે, પણ ગણિતને બદલે ઐચ્છિક વિષય તરીકે રાખવાથી અથવા બીજો કેટલોક નકામો ભાર છે એ ઘટાડી આને ફરજિયાત કરવાથી જોઇતી ગોઠવણ થઇ શકશે. ગુજરાતી સાહિત્ય સાંકડું છે. એટલામાં વિદ્યાર્થીને જો આખી જીંદગી પૂરી રાખવો હોય તો અમને લાગે છે કે ચોથા ધોરણથી આગળ જવાની બિલકુલ જરૂર નથી. અધિક ધોરણોનો એક મ્હોટો ઉદ્દેશ ‘ સામાન્ય કેળવણી ’ આપ-વાનો છે. અને એ કેળવણી આખી જીંદગી પર્યન્ત લઈ શકાય એટલામાટે એકાદ વિશાલ જ્ઞાનભંડારવાળી ભાષાની કૂંચી એને મેળવી આપવી જોઇએ.

આજકાલ હિન્દુસ્થાનમાં ‘ ઉદ્યોગ ! ઉદ્યોગ ! ઉદ્યોગ ! ’ એવો જે ચારે તરફ ( અને જે હિન્દનું દારિદ્રય જોતાં પડવો જોઇએ પણ ખરો જ )

એના જવાબમાં, નવા ખરડામાં જે ગોઠવણ કરવામાં આવી છે એ ખરેખર સ્તુતિપાત્ર છે. 'યન્ત્રશાસ્ત્ર' ( Mechanics ) 'રસાયન શાસ્ત્ર ' ( Chemistry ) 'અવાજ પ્રકાશ અને ઉષ્ણતા ' ( Sound, Light and Heat ) 'લોહચુમ્બક અને વીજળી' ( Magnetism and Electricity ) ' પ્રયોગસિદ્ધ ગણિત પદાર્થવિજ્ઞાન અને રસાયન ' ( Eexperimental Arithmetic, Physics and Chemistry ) ' પ્રાણીવિજ્ઞાનશાસ્ત્ર ' ( Animal Physiology ) ' વનસ્પતિશાસ્ત્ર,' ( Botany ) 'બાગવિદ્યા,' ( Horticulture ) ' ખેતીનાં મૂળતત્ત્વો ' ( Principles of Agriculture )—એ રીતે પાંચ પ્રકારે વિદ્યાના અભ્યાસનો ક્રમ ગોઠવી, મ્હોટાં ગામોની નિશાળોનાં ધોરણ ૨ થી ૭ ના ૫ મા વિષયમાં જણાવેલા પદાર્થપાઠો તથા વિદ્યાને બદલે, ઇચ્છા હશે તો, વિદ્યાનાં મળતત્ત્વોનો કોઈ પણ એક અભ્યાસક્રમ ચલાવી શકાશે, એમ ઠરાવ્યુંછે.

નિશાળોની બાબતમાં નીચે પ્રમાણે સુધારા વધારા કરવામાં આવ્યા છેઃ-(૧) મ્હોટાં ગામો અને ગામડાંઓ વચ્ચે પહેલાં પ્રમાણે ભેદ રાખ્યો છે. પણ આજ સુધી ગામડાંઓની ખરી જરૂરીઆત તરફ પૂરતું લક્ષ આપી ધોરણો ઘડાએલાં નહતાં. નવા ખરડામાં, બીજા અને ત્રીજા ધોરણમાં ખેતીને લગતા પદાર્થપાઠો, ચોથા અને પાંચમામાં ખેતીનાં મૂળતત્ત્વો અને પાંચમામાં આરોગ્યવિદ્યા શીખવવાનું ઠરાવ્યું છે, એ બહુ પસંદ કરવા જેવું છે. (૨) છેક ન્હાનાં ગામડાંઓ કે જ્યાં આખી નિશાળ ચલાવનારો એકલો મહેતાજી જ હોય છે, અથવા ઘણું તો એની સાથે એકાદ એસિસ્ટંટ વા મૉનિટર હોય છે ત્યાં ઘણા વર્ગો બાંધી શીખવવું અશક્ય છે. માટે નવા ખરડામાં આવી નિશાળોનો ' ન્હાની નિશાળો ' એવે નામે એક ખાસ વર્ગ પાડવામાં આવ્યો છે. પંચમહાલ વગેરે ઠેકાણે આ સુધારાની બહુ જરૂર હતી એમ જણાય છે. (૩) નવા ખરડામાં રાત્રીશાળાઓ બે પ્રકારની રાખી છે. શરુઆતની રાત્રીશાળાઓ તો હાલ છે, પરંતુ દિવસની નિશાળનો બધો અભ્યાસ પૂરો કરીને ધન્ધામાં જોડાયલા માણસોને અભ્યાસ વધારવાની સવડ કરી આપવાને નવા ખરડામાં અભ્યાસ ચાલુ રાખનારી નિશાળો ( Continuation-Schools ) ની જે યોજના કરી છે એ તદ્દન નવી છે. આ વધારો બહુ લાભદાયી નીવડશે એમાં શંકા નથી. આશા છે કે આ સુધારો લોકપ્રિય થઈ પડશે અને લોકો આનો પૂર્ણ લાભ લેવા ચૂકશે નહિ. ' ઇંગ્લંડમાં ૫૫૩૫ અભ્યાસ ચાલુ રાખનારી રાત્રીશાળાઓ છે, તેમાં ૪૩૫૬૦૦ વિદ્યાર્થી ભણે છે, અને ૫૧૬૨ ટ્રેઈન્ડ શિક્ષકો કામ કરે છે '! આવી જ લોકપ્રિય જો આપણી શાળાઓ થઈ પડે તો કેટલો બધો લાભ થાય એ કહેવાની જરૂર નથી. પ્રસંગોપાત્ત કહેવું જોઇએ કે ઇંગ્લંડ ફ્રાન્સ વગેરે દેશોમાં રાત્રિશાળાઓને મળતી 'યુનિવર્સિટિ એક્સ્ટેન્શન' 'પોપ્યુલર યુનિવર્સિટિ' વગેરે યોજનાઓથી મહેનતુ અને સામાન્ય વર્ગના લોકોને જે ઉત્તમ શિક્ષણનો લાભ અપાય છે તેવો, લાભ—અસારે તો ન્હાના પાયા ઉપર—આપણી પ્રજાને આપવામાં આવે તો 'અજ્ઞાન', 'દારિદ્ર્ય' આદિ વર્તમાન હિન્દુસ્થાનને લલાટે લખાએલા દુર્દૈવના લેખો જરૂર ભૂસી શકાય. પરંતુ આવી યોજના માટે દ્રવ્ય જોઇએ તે કયાંથી લાવવું ? ઉત્તરઃ—ફ્રાન્સની 'પોપ્યુલર યુનિવર્સિટિ'માં વિદ્વાનો વિનાપગારે ભાષણ આપી જાય છે, અને ભાષણ વિનાનો એક પણ દિવસ પડતો નથી!

ઉપલા ખરડામાં શરીર અને નીતિ અને ધર્મની કેળવણી માટે શી યોજના કરવામાં આવી છે ?—એમ સ્વાભાવિક રીતે પ્રશ્ન થશે.

શારીરિક કસરતનો ક્રમ દાખલ કરવા કમિટિએ પ્રયત્ન કર્યો હતો, પણ એને માટે જોઇતાં સાધનો નિશાળોને નહિ મળી આવે એમ ધારી એ વિષય પડતો મૂક્યો છે.

અમને લાગે છે કે જે રીતે મ્હોટાં શહેરોમાં ઇચ્છા હોય તો યન્ત્રશાસ્ત્રાદિક વિદ્યાઓ દાખલ કરવા ભલામણ કરી છે તેમ શારીરિક કેળવણી પણ ભલામણરૂપે દાખલ કરવામાં આવી હોત તો ઠીક હતું. હાલ તો શિક્ષકોને, જ્યાં બની શકે એવું હોય ત્યાં, ગામ બહાર લઈ જઈ બાલકોને રમાડવાનું કહેવામાં આવ્યું છે. એટલું પણ બરાબર અમલમાં મૂકાય તો બહુ છે. આરોગ્યવિદ્યાનું શિક્ષણ મ્હોટાં ગામોમાં છઠ્ઠા ધોરણમાં, ગામડાંઓમાં પાંચમામાં, અને છોકરીઓની નિશાળમાં ચોથા પાંચમામાં દાખલ કર્યું છે. પણ દિ૦ બ૦ અંબાલાલભાઈની સૂચના યોગ્ય હતી કે બધાં ધોરણોમાં આરોગ્યવિદ્યાનો ક્રમ દાખલ કરવો જોઇએ. આ સૂચનાને અમે પૂર્વોક્ત સાહિત્ય સંબન્ધી સૂચના જેટલી જ, બલ્કે એ કરતાં પણ અધિક મહત્ત્વની, ગણીએ છીએ, અને આ ખરડા ઉપરથી પાકાં ધોરણો ઘડાય તે વખતે આનું વિસ્મરણ નહિ થાય એમ આશા રાખીએ છીએ.

નીતિની કેળવણી શી રીતે આપવી એ મ્હોટો પ્રશ્ન છે. આ સબન્ધી એક પુસ્તક રચાવવું એવો સરકારનો વિચાર હતો. એ વાતને ઘણાં વર્ષ થયાં તેથી એમ ધારવામાં આવે છે કે આ વિચાર છોડી દેવામાં આવ્યો હશે. ઘણા વિદ્વાનોનો એવો મત છે કે નીતિનું શિક્ષણ ' સાચું બોલો ' એમ સાક્ષાત્ ઉપદેશ દેતી ચોપડીઓ દ્વારા આપી શકાતું જ નથી મહાન પુરુષોના ચરિત્રો અને શિક્ષકની વર્તણૂક દ્વારા પરોક્ષ રીતે જ બાળકોને આ બોધ આપી શકાય છે અમારી આ વિષયમાં એક નમ્ર સૂચના છે કે શિક્ષકે યોગ્ય વખતે આ વિષય લેવો; અને એકાદ મહાન પુરુષનુ દૃષ્ટાન્ત ( વાંચનપાઠમાંથી, અથવા પૂર્વે શીખેલા ઇતિહાસમાંથી, અથવા અન્ય સ્થળમાંથી ) લઈ, બાળકને ગમત પડે એવી રીતે તથા એમની નીતિ સંબન્ધી વિચાર કરવાની શક્તિ ખીલે તથા એમની કલ્પનાશક્તિ સતેજ થઈ એમને એ દૃષ્ટાન્તનું અનુકરણ કરવાનો જુસ્સો આવે એવી રીતે વ્યાખ્યાન આપવું; તથા પરીક્ષકે આ વિષયમાં આખા વર્ગની એકઠી પરીક્ષા લેવી. આ રીતે ખાસ વિષય રાખવાથી એનુ મહત્ત્વ વધશે. શિક્ષક સવિશેષ રીતે પોતાની જવાબદારી સમજશે. પરંતુ નીતિની કેળવણી માટે મુખ્ય જવાબદારી માબાપની છે એ ભૂલવાનું નથી. માબાપના શિક્ષણવિના મ્હેતાજીનું શિક્ષણ વ્યર્થ છે. ગૃહ એજ નીતિની કેળવણી માટે ખરી પ્રાથમિક શાળા છે. પણ ધર્મ વિના નીતિ—વિચાર અને અનુભવ ઉભય દૃષ્ટિએ જોતાં—નિર્બલ છે, શુષ્ક છે, અધિષ્ઠાનરહિત કલ્પના જેવી છે માટે ધર્મશિક્ષણ આવશ્યક છે. પણ અનેક ધર્મોથી વ્યાપ્ત એવા આ દેશમાં એ શિક્ષણ શી રીતે આપી શકાય ?—આ મ્હોટો પ્રશ્ન છે. એનું સમાધાન કઠિન છે અને અમે સારી રીતે જાણીએ છીએ કે હાલ એ સબન્ધી કાંઈ પણ કહેવું એ અરણ્યરુદિત જેવું છે. તથાપિ એટલું તો કહીશું જ કે જો આ પ્રશ્નની મહત્તા સર્વે તરફથી તીવ્ર અનુભવાય, પ્રજા એ તરફ પોતાનો સદાગ્રહ બતાવે અને સરકાર એને આદર પૂર્વક ઉપાડી લે, તો અમને લાગેછે કે એનું સમાધાન મેળવવું અશક્ય નથી.

નવા ખરડામા સ્ત્રીશિક્ષણ સબન્ધે કેટલોક સુધારો થયો છે. તો પણ કહેવુ જોઇએ કે એ સબન્ધમાં જોઇએ તેટલી ચર્ચા થઈ નથી. અમને લાગે છે કે આ વિષય કોઇકદિવસે એક ખાસ કૉન્ફરન્સ ભરી તપાસવા જેવો છે.

બાળકમા ઉપર સમસ્ત દેશનું હિત આધાર રાખે છે માટે આ વખત 'સુદર્શનનો વધારો' કરીને પણ આટલું સવિસ્તર વર્ણન આપ્યુછે—વાચક શ્રમ ક્ષમા કરશે.

## શ્રીમત્‌ પરમહંસ પરિવ્રાજકાચાર્ય જગદ્‌ગુરૂ શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વર શંકરાશ્રમસ્વામીની કૈવલ્યપ્રાપ્તિ.

શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય જગદ્‌ગુરુ શ્રી શારદામઠાધીશ શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વર શંકરાશ્રમ સ્વામી થોડાક વખત ઉપર કૈવલ્યપદ પામ્યા, તેથી આપણા દેશને જે એક મહાન વિદ્વાન અને સદ્-ઉપદેષ્ટા આચાર્યની ખોટ પડી છે તે માટે શોક પ્રદર્શિત કરવા તથા એમનું નિત્ય સ્મરણ રહે એવી યોજના કરવા, તા. ૨૧. ઑક્ટોબરને દિને અત્રે (અમદાવાદમાં) પ્રતિષ્ઠિત ગૃહસ્થો શાસ્ત્રીઓ અને સર્વ જ્ઞાતિઓના અગ્રણીઓની એક મ્હોટી જાહેર સભા મળી હતી. આચાર્યશ્રી ગુજરાતમાં હતા તેવામાં તેમણે લોકમાં જે ધર્મજાગૃતિ ઉત્પન્ન કરી હતી એ સર્વને સારી રીતે સ્મરણમાં છે, અને તેઓનો, આટલો જલદી, દેહત્યાગ થયો ન હોત તો ગુજરાતને એમની આચાર્યતાનો બહુ લાભ મળવા સંભવ હતો. સમસ્ત હિન્દુસ્તાનમાં પ્રાચીન ધર્મભાવનાનો બીજનિક્ષેપ પૂરો કરી જલસિંચન કરવાનો વખત પ્રાપ્ત થતો હતો તેટલામાં જ એમનો દેહ પડયો એ બહુ શોકની વાત થઇ છે. એ મહાન પુરુષમાં આનન્દી સ્વભાવ અને વિદ્યારસ ઉપરાંત, બ્રહ્મતેજ, તપશ્ચર્યા, ઇન્દ્રિયનિગ્રહ, વક્તૃત્વ આદિ પ્રતાપી ગુણો અસાધારણપ્રમાણમાં હતા, અને એમની સાથે થોડા ઘણા પણ સંબન્ધમાં આવેલા સર્વજનોને એ ગુણો ચિરકાળ પ્રત્યક્ષ રહેશે.

એક શાંકરવેદાન્તી તરીકે, અને શાંકર પત્રના તન્ત્રી તરીકે, આ શાંકર મઠાધીશના દેહત્યાગની નોંધ લેવી એ અમારી ફરજ હતી, પણ પ્રકૃત પ્રસંગે એ સામાન્ય ફરજ બજાવવા ઉપરાંત, અમારા પોતાના સવિશેષ સબન્ધથી અમે એ મહાન પુરુષના યશોવશેષને અત્રે પ્રણામ કરીએ છીએ.

# પ્રોફેસર મેક્સમૂલરનો સ્વર્ગવાસ.

આ ભૂમંડલમાં જ્યાંસુધી વેદ રહેશે—અને તે નિત્ય રહેશે—ત્યાંસુધી જેની ઉજ્જ્વલ કીર્તિ કાયમ રહેવા સંભવ છે એવા એક મહાન વિદ્વાનનો આજ સ્વર્ગવાસ થયો. સંસ્કૃત ભાષા ઉપર પ્રેમ ધરાવનારા, સરવિલ્યમ જોન્સથી માંડી આજ સુધી, પાશ્ચાત્ય વિદ્વાનો અનેક થયા છે, પણ એ ભાષાને જગત્‌પ્રિય કરવાનું માન તો પ્રોફેસર મેક્સમૂલર—આપણા શાસ્ત્રિવર્ગના "ભટ્ટ મોક્ષમૂલર" નેજ છે. એમની મનોહર ભાષા, અને એમનો વિષય પ્રતિ ભાવ અને ઉત્સાહ એ એમના લેખોમા અનુપમ આકર્ષણશક્તિ પૂરનાર તત્ત્વો હતાં, અને એ તત્ત્વોને બળે એમણે સંસ્કૃત વિદ્યાનું વિજયસંગીત દેશદેશ, ગામેગામ અને સંસ્કૃત સાથે કાંઈ પણ સમ્બન્ધ ન ધરાવનાર પુરુષોને આંગણે પણ, પ્રવર્તાવ્યું છે.

ઋગ્વેદ સંહિતાને અથાગ શ્રમથી સંશોધી મુદ્રિત કરી, અને તત્ત્વવેત્તા કેન્ટના મુખ્ય ગ્રન્થનું અંગ્રેજીમાં ભાષાન્તર રચી, એમણે પ્રાચીન અને અર્વાચીન જગતના બે મહાન કીર્તિસ્તંભો દુનીઆની દૃષ્ટિ આગળ ઉપસ્થિત કર્યા છે

"સેક્રેડ બૂક્સ્ ઑફ્ ધી ઈસ્ટ" ("પૂર્વની ધર્મગ્રન્થમાળા") નામની ગ્રન્થમાળા પ્રવર્તાવનાર આ નરરત્નનો જગત્ જેટલો ઉપકાર માને તેટલો થોડો છે. મનુષ્યજાતિના ધર્મગ્રન્થોના રહસ્ય વિષે આપણે ગમે તે નિર્ણય ઉપર આવીએ, પણ એટલું તો નક્કી જ છે કે, આ વિષયમાં પાદરીઓનું સામ્રાજ્ય તોડી, સર્વ ધર્મોનો મતાન્ધતા રહિત અને વિદ્વત્તા પુરઃસર અભ્યાસ કરવાનો માર્ગ તો પ્રો. મેક્સમૂલરની આ ગ્રન્થમાળાએ જ ઉઘાડ્યો છે.

વેદના કાળથી આરંભી, ઉપનિષદ્—સૂત્ર—ભાષ્યાદિમાં થઈ, ક્રમે ક્રમે રામકૃષ્ણ પરમહંસ પર્યન્ત આપણા ધર્મવિચારોનો પ્રેમ અને આદર પૂર્વક અભ્યાસ કરનાર, સંસ્કૃત ભાષાના પૂર્ણ જ્ઞાન સાથે શાંકરવેદાન્તનું ખરૂં રહસ્ય સમજી જગતને સમજાવનાર, અને એ ગંભીર તત્ત્વજ્ઞાન વિષે અનેક પ્રચલિત ભ્રાન્તિઓ ઉચ્ચ અને દૃઢ રવે દૂર કરનાર, આ મહાન આત્મા ચિરકાળ શાન્તિમાં વસો,

"आयुर्विश्वायुः परिपासति त्वा पूषा त्वा पातु प्रपथे पुरस्तात् ।
यत्रासते सुकृतो यत्र ते ययुस्तत्र त्वा देवः सविता दधातु

એવી આ આર્યભૂમિની આશીષ્ છે.

Reg. No B. 196

# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલએલ. બી.

( આદ્ય દ્રષ્ટા—' એક અભેદમાર્ગ-પ્રવાસી ' બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ )
( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૬. અંક ૩. ] ( માસિક. ) [ ડીસેમ્બર. ૧૯૦૦.

## શ્રાન્તિ અને શાન્તિ.

( મળેલું. )

### ઉપેંદ્રવજ્રા.

પ્રિયે ! જશે તું, હત મ્હેં વિચાર્યું,
વિયોગથી રોત નહીં કદી હું;
પરંતુ જ્યહારે તુજ સંગમાં હું,
ભુલી ગયો કે હતી મર્ત્ય તો તું. ૧

વિચાર કોદી મનમાં ન આવ્યોઃ—
થશે કદીયે તુજ કાળ પૂરો;—
ત્હને હું જોઈશ સમો જ છેલ્લો,
નહીં હસી બોલીશ તું દિને કો. ૨

અને હજીયે મુખ તે નિહાળું,
અને ફરી તે હસશે, વિચારૂં;
પરંતુ " હું તેહ વૃથા નિહાળું "
વિચાર એ તો ન મને સહું હું. ૩

હું બોલું છું તોય ન તું વદી હે
અધુરૂં જે રાખતી ના કદીયે;
અને હવે તો મનમાંહિ લાગેઃ—
નકી અહીંથી મધુરી ગઈ છે. ૪

રહે પ્રિયે ! જેવી છું તેવી જો તું:—
થયેલ આ શાન્ત શરીર હું—
પ્રશાન્ત, આલિંગું, હૃદે હું ત્હારૂં,
કપોલ ચુમ્બું સ્મિત જ્યહાં રમતું. ૫

સમક્ષ જ્યહારે શબ શીત ત્હારૂં
મ્હને તું ભાસે હજી મ્હારી છું તું;
પરંતુ જ્યહાં ભસ્મ કરૂં ત્હને હું—
રહું, હવે, હા ! કરૂં, એકલો હું ૬

પ્રિયે ! ગમે ત્યહાં વસતી હશે તું,
ન ધારૂં કે ભુલી જશે મ્હને તું;
ત્હને હૃદે હું દિન રાત ધારૂં
અને કરૂં શાન્ત હું ચિત્ત મ્હારૂં. ૭

પરંતુ ત્હારે વદને વસતુંતુ
અપૂર્વ ને દિવ્ય જ તેજ રૂડું—
ન કલ્પના દોરી સકે જ ત્હેવું,
અને ન તે આણી સકે જ પાછું. ૮ *

ભ્રમર.

---

## નૈરાશ્ય.

( ગઝલ. )

ક્ષણિક મિલન આણી એકલાં હાંકવું છે !
સ્વજન–વિરહ માટે જન્મવું ને જવું છે !
× × × × × ×
"નૈરાશ્ય" માં કડકડી સુધ ઊડવું છે !
શીકારનું પડ સુખે કંઈ જામવું છે.

તથાપિ, "કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે."

લલિત.

---

* ઇંગ્રેજી ઉપરથી.

# બ્રહ્માર્પણ.

( મઝેલું. )

"ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ "

અહા ! નાદાન પ્રેમીલા, રમત રસ રંગમાં ભીના;
અહા ! શું મસ્ત થૈ રાચે, જડ્યા શું પ્રેમના ચીલા.
હતા નાવિક જે રૂડા, ગયા કૈં તે પડે, ગમ ના;
અરે શું છેતરી ચાલ્યા, અહિં મૂકી હુકમ હકના.

વળી શી પ્રેમની ઝામો, અહા, આ દિલ બાળે છે !
પરંતુ તે બળે તો શું, બળે કે, ના, ન સક્રે છે ! !
અહા ! આવી ખુમારી તો, છજરવવી ઝીંદગીભરની !
'સુની સુની બધી આલમ, હકીકત કહે જ છગની ! '

થયો હું પ્રેમમાં ઘેલો, ગણો દુનિયાં ગમે તેવો,
ગઈ ઊડી બધી દિલની, કહાં પર્યા તણો દાવો.
જડયાં જંતુ સહુ સ્વાર્થે, લહે ના નિજ વા પરને;
કહો ક્યાંથી પછી સ્થાપે, હદે નિજમાં અનલ હકને.

ગુઝર કર યાર આંહી તો, હકીકત કાંઇ ના સાચી;
નહીં કંઇ કાર જ્યાંહાં છે, તહાં આલમ્ કહીં રાચી ?
રહો ત્યાગી થઈ રાગી, રહો રાગી થઈ ત્યાગી !
અહા એવા વળી ભેદો, રહ્યા તે શું સદા વળગી ?!

લહ્યો ના એક દિલથી તેં, રહ્યું કાંઈ વળી લવતું;
વળી કો અન્યને દેખી, તુરત ગ્રહવા તહાં ચાલ્યું.
અહીં તહિં આમ ભટકીને, બિચારૂં થાકીને બેઠું;
તથાપિ સ્વસ્થ ના થાતું, રહે તે તો સદા ભમતું.

હૃદેપટ પ્રેમથી ધોઈ, મહામસ્તાન જ્ઞાનીના
ચરણમાં પ્રીતથી અર્પી, પછીથી શાંત બન મનવા,
ઉપાધિ સર્વના ત્યાગે, પરમ રસ રંગમાં રાચે;
વ્યથા ભાગે હૃદયની ત્યાં, નિહાળી સર્વમાં નિજને.

વિશ્વવિહારી અનુજ.

---

# અષ્ટાદશશ્લોકી ગીતા.

( અનુસંધાન ગત અંકમાં પૃષ્ઠ ૫૬ થી )

૧૨

ઉપર બતાવ્યા પ્રમાણે જે ભગવદ્‌ભક્ત થયો છે તેની સ્થિતિ કેવી હોય છે એ કહે છેઃ– ભગવદ્‌ભક્તને કશી અપેક્ષા હોતી નથી. આનો અર્થ એવો નથી કે ઉપયોગી વસ્તુનો એ ઉપયોગ કરતો નથી. કોઇપણ વસ્તુને અકારણ ત્યજવી અને એમાં કૃતકૃત્યતા માનવી એવી દ્વૈતબુદ્ધિ એને નથીઃ જે માયાને બ્રહ્મથી ભિન્ન માનેછે એજ એનો ત્યાગ કરવાની જરૂર જુવે છે, અદ્વૈતવાદીને તો માયામાં પણ બ્રહ્મ સાક્ષાત્કાર જ અભીષ્ટ છે. શુદ્ધ જલથી એ પોતાનું શરીર પવિત્ર કરે છે, મધુર શબ્દોથી વાણી પવિત્ર કરે છે, અને ઉત્તમ વિચારથી મન પવિત્ર કરે છે–અર્થાત્ મન વાણી અને કાયાએ કરી એ 'શુચિ', ભગવત્–જનને અનુકૂલ સ્થિતિમાં, રહે છે. વળી આ પ્રકારે એની વૃત્તિ સર્વથા શુદ્ધ છે એટલું જ નહિ, પણ એ 'દક્ષ' કહેતાં ડાહ્યો, સમજુ હોય છે–એ જડ જેવો, મૂર્ખ હોતો નથી. છતાં, જ્ઞાનીને યોગ્ય એવું 'ઔદાસીન્ય' એટલે કે રાગદ્વેષાદિ દ્વન્દ્વ થકી વિરક્તતા, તટસ્થતા એ પાળે છે, અને આ રીતે સંસારીની જે વ્યથા–દુઃખો–તેનો તો એનામાં લેશ પણ રહેતો નથી. આ ઉત્તમ દશાનું રહસ્ય કારણ એ છે કે એણે સર્વ આરંભ–પ્રવૃત્તિઓ–સર્વ પ્રકારે પરમાત્માને સમર્પી દીધી છે. આવો જે ભક્ત તે પરમાત્માને બહુ પ્રિય છે. આ અર્થનો નીચેનો શ્લોક છેઃ—

**अनपेक्षः शुचिर्दक्ष**
**उदासीनो गतव्यथः।**
**सर्वारम्भपरित्यागी**
**यो मद्भक्तः स मे प्रियः ॥ १२ अ० १६ श्लो०** ( ભક્તિ.)

[ " અનપેક્ષ, શુચિ, દક્ષ, ઉદાસીન, ગતવ્યથ, સર્વારંભપરિત્યાગી, એવો જે મારો ભક્ત તે મારો પ્રિય છે." ]

૧૩

પ્રશ્ન થશે કે સર્વે પ્રકારના ' આરંભ ' નામ પ્રવૃત્તિઓ તે કર્યા છતાં એ માણસ 'ઉદાસીન'–તટસ્થ–છે એમ કેમ કહેવાય ? આ પ્રશ્નનો ઉત્તર આકાશનું દૃષ્ટાન્ત આપી કહેછે. જેમ આકાશ સૂક્ષ્મતાને લીધે સર્વત્ર વ્યાપી રહ્યું છે છતાં કશાથી લેપાતું નથી, તેમ આત્મા સર્વત્ર દેહમાં રહ્યો છે છતાં લેપાતો નથી. તાત્પર્ય કે નિર્લેપ રહેવા માટે આત્માએ બહાર જવાની જરૂર નથી. દેહમાં રહ્યા છતાં, વ્યવહારમાં રહ્યા છતાં, પણ સમજે તેને માટે એ નિર્લેપ જ છે. આત્મા એ કાંઈ આ દાબડીમાં હીરો પડ્યો છે, કે આ કબાટમાં ચોપડીઓ પડી છે એમ દેહમાં કે જગત્‌માં મૂકાએલો નથી. એટલે જેમ દાબડીનો મેલ હીરાને વળગે કે કબાટ સળગતાં ચોપડીઓ સળગે એમ દેહના કે વ્યવહારના ધર્મોથી આત્માને દોષ લાગે એમ નથી. એ તો દેહનું, અને વ્યવહારનું અસ્તિત્વ બન્યું રાખનાર, એ સર્વનું અંતર્યામિ, એ સર્વના અસંખ્ય ભેદવચ્ચે એક રહેનાર તત્ત્વ છે.

**यथा सर्वगतं सौक्ष्म्या—**
**दाकाशं नोपलिप्यते ।**
**सर्वत्रावस्थितो देहे**
**तथात्मा नोपलिप्यते ॥ १३ अ० ३२ श्लो०** ( પ્રકૃતિપુરુષનિર્દેશ અથવા ક્ષેત્રક્ષેત્રજ્ઞ. )

[ " જેમ સર્વગત છતાં અતિસૂક્ષ્મ હોવાને લીધે આકાશ લેપાતું નથી, તેમ સર્વત્ર દેહમાં સતો આત્મા લેપાતો નથી. " ]

૧૪

ઉપરના શ્લોકમાં જે 'આત્મા' નામનું પ્રકૃતિમાં વિરાજતું અને પ્રકૃતિ થકી પર એવું તત્ત્વ વર્ણવ્યું, એનો જેણે સાક્ષાત્કાર કર્યો છે, અર્થાત્ એને જેણે આત્મરૂપે અનુભવ્યું છે, એને ત્રિગુણાત્મક પ્રકૃતિમાં પોતાપણું રહેતું જ નથી. સત્ત્વગુણનો ધર્મ જે 'પ્રકાશ', રજોગુણનો ધર્મ જે 'પ્રવૃત્તિ', અને તમોગુણનો ધર્મ જે 'મોહ'–એ સર્વ આવ્યાં તોએ ભલે, ગયાં તોએ ભલે, એનો આત્મભાવ તો જૂદી જ વસ્તુમાં છે; એવી વસ્તુમાં છે કે જે ત્રણે ગુણથી અને ત્રણે ગુણના ધર્મોથી પર છે, જેની આગળ એ સર્વ કાંઇક માયાના પટવત્ પથરાઈ રહ્યા છે, પ્રકૃતિસમુદ્રના તરંગવત્ રમી રહ્યા છે.

**प्रकाशं च प्रवृत्तिं च**
**मोहमेव च पांडव ।**
**न द्वेष्टि संप्रवृत्तानि**
**न निवृत्तानि कांक्षति ॥ ॥ १४ अ० २२ श्लो०** ( ગુણત્રયવિભાગ. )

[ " પ્રકાશ અને પ્રવૃત્તિ અને મોહ પણ, તેની સંપ્રવૃત્તિનો, હે પાંડવ ! તે દ્વેષ કરતો નથી, કે નિવૃત્તિની ઇચ્છા કરતો નથી. " ]

૧૫

ત્યારે દેહ અને વ્યવહારના ધર્મ તો પ્રકૃતિના ઠર્યા, અને બ્રહ્મના સામ્રાજ્યનો ભંગ થયો ! આ શંકાના સમાધાનમાં કહેવાનું કે એ ધર્મો પ્રકૃતિના ખરા, પણ પ્રકૃતિ થકી સિદ્ધ નહિ: અમાસની પ્રતિજ્ઞા એ અમાસની ખરી, પણ અમાસ થકી–સ્વતઃ–સિદ્ધ નહિ, કિન્તુ રાજા થકી–**પરતઃ–સિદ્ધ**. આત્મા પ્રાણિમાત્રના દેહમાં રહ્યો છે, અને તેથી જ દેહ દેહના ધર્મો કરે છે, અન્ન પચે છે અને એથી દેહ ટકે છે; પણ એનું કારણ માત્ર પ્રાણાપાનવાયુ નથી, પણ એ વાયુ સાથે જોડાએલો જે આત્મા તે છે. કહેવાની જરૂર નથી કે આ આત્મા તે 'હું' જ નહિ, પણ મારા તમારા સર્વમાં પ્રકાશતો એક આત્મા તે છે. આ આત્માનો પ્રતિદેહ જૂદો જૂદો આવિર્ભાવ થાય છે, પણ આત્મા સ્વયં સર્વત્ર એક જ છે. માટે એને ' વૈશ્વાનર ' આત્મા કહ્યો.

**अहं वैश्वानरो भूत्वा**
**प्राणिनां देहमाश्रितः ।**

प्राणापानसमायुक्तः
पचाम्यन्नं चतुर्विधम् ॥ १५ अ०। १४ श्लो० (પુરુષોત્તમ.)

[ " હું વૈશ્વાનર થઇને પ્રાણીના દેહમાં રહું છું, અને પ્રાણાપાનસમાયુક્ત થઈ ચતુર્વિધ અન્નનો પરિપાક કરૂં છું. " ]

૧૬

આ રીતે જે પ્રકૃતિ અને પુરુષ વા પુરુષોત્તમનો સંબન્ધ સમજ્યો છે, તે કોઈ પણ કાળે પ્રકૃતિથી ન્હાસવાનો ફોકટ યત્ન નહિ કરે, પણ પ્રકૃતિમાં રહ્યા છતાં સ્વસ્વરૂપ સાચવી રાખવા તત્પર રહેશે. ત્યારે જો પ્રકૃતિમાં રહેવું જ પ્રાપ્ત થયું તો તે શા નિયમને અનુસરી રહેવું એ નક્કી થવું જોઇએ. આ વિષે ભગવાન કહે છે કે મનુષ્ય હૃદયમાં ' શાસ્ત્ર ' અને 'કામ' નો ઝગડો ચાલ્યા જ કરે છે, તેમાં જે પુરુષ 'કામ' ને સ્વીકારી 'શાસ્ત્ર' ને ત્યજે છે તે સિદ્ધિ પ્રાપ્ત કરી શકતો નથી; સુખ પણ પ્રાપ્ત કરી શકતો નથી, અને 'પરા ગતિ' તો એને શાની જ હોય ? આ વાત નીચેના શ્લોકમાં કહી છે. અત્રે એક રહસ્ય સમજવાની જરૂર છે. સ્થૂલમાર્ગી પુરુષો માટે તો 'શાસ્ત્ર' શબ્દનો અર્થ ધર્મશાસ્ત્રનાં વાક્યો છે. પણ સૂક્ષ્મવિચારી જનો માટે એનો અર્થ ધર્મશાસ્ત્રોનું છેવટનું પ્રભવસ્થાન જે પરમાત્મા તેની ઇચ્છા છે. ધર્મશાસ્ત્રનું છેવટનું પ્રભવસ્થાન પરમાત્માની ઇચ્છા શી રીતે ? આ રીતેઃ—જેમાં જેમાં મનુષ્યને કર્તવ્યબુદ્ધિ થાય છે તે તે છેવટે વિચારીજનોતાં પરમાત્માની ઇચ્છા રૂપે જ એને સમજાય છે. આવી કર્તવ્યબુદ્ધિ એક તરફ અંતઃશાસ્ત્ર ( Subjective Conscience ) રૂપે પ્રત્યક્ષ થાય છે અને બીજી તરફ બાહ્યશાસ્ત્ર ( Objective Conscience ) પણ એના જ પરિણામ રૂપે સ્ફુરે છે, ઘડાય છે. આંતર અને બાહ્ય શાસ્ત્રમાં એક જ પરમાત્માનો 'અનહદ નાદ ' વાગે છે એ વાત પ્રમાતા અને પ્રમેયમાં એક જ ચૈતન્ય (પરમાત્મા) પ્રકટ થાય છે એ વેદાન્તસિદ્ધાન્ત સમજનારને સુગમ્ય છે. આંતર શાસ્ત્ર બાહ્યશાસ્ત્રને સુધારે છે, બાહ્યશાસ્ત્ર આંતરશાસ્ત્રને નિયમમાં રાખે છે—ઉભયની સમતા એ શાસ્ત્રની ઉત્તમ સ્થિતિ છે. હૃદયની નિર્બલતા ભરેલી લાગણીથી દોરાઈ ક્ષત્રિયનો ધર્મ લોપવા બેસનાર અર્જુનને કૃષ્ણ ઉપદેશે છે કે તારે તારા હૃદયના 'કામ' ને વશ ન થતાં જે અનેક ડાહ્યા પુરુષોએ પ્રકૃતિનું સ્વરૂપ ખૂબ સૂક્ષ્મતાથી તપાસી ક્ષત્રિય માટે જે નિયમો 'શાસ્ત્ર' રૂપે બાંધ્યા છે તેનું જ સેવન કરવું જોઇએ. બાહ્યશાસ્ત્રને સુધારે એટલો જેનો ઉચ્ચ અધિકાર થયો નથી તેણે પોતાના આંતરશાસ્ત્રને પણ બાહ્યશાસ્ત્રના તાબામાં મૂકવું; કારણ, એનું આંતરશાસ્ત્ર ભૂલ ભરેલું હોવાનો બહુ સંભવ છે. ઉત્તમાધિકારીને આંતરશાસ્ત્ર વડે બાહ્યશાસ્ત્ર સુધારવાનો હક છે. આવા પુરુષો જનસમાજના શિષ્ય નહિં પણ ગુરુ કહેવાય છે, કેમકે જ્યારે સમાજ શાસ્ત્રભાવના ખોઈ બેસે છે ત્યારે જે પુરુષ ભગવદ્રૂપ થએલ છે તેનામાં એ ભાવના શુદ્ધ અને પ્રબળ રહે છે. આટલા ખુલાસા સાથે નીચેનો શ્લોક સમજવાનો છેઃ—

यः शास्त्रविधिमुत्सृज्य
वर्तते कामकारतः ।

**न स सिद्धिमवाप्नोति**

**न सुखं न परां गतिम् ॥ १६ अ० २३ श्लो०** ( દૈવાસુરસંપદ્વિભાગ. )

[ " જે શાસ્ત્રવિધિને તજી કામાચારથી વર્તે છે તે સિદ્ધિ પામતો નથી, સુખ કે પરગતિ પામતો નથી. " ]

૧૭

આ રીતે અનેક મહાન જનોના વિચારથી—એટલે મૂળમાં પરમાત્માથી—ઘડાએલી જનમંડળની વ્યવસ્થાને માન આપનાર પુરુષની જનમંડળ તરફ કેવી વર્તણુક હોય છે એ બતાવે છે. વાણી એ સર્વ વ્યવહારનું પ્રધાન સાધન છે, માટે વાણીને ઉપલક્ષણ–સૂચક–કરી એ કેવી હોવી જોઇએ એ કહે છે. કહે છે કે–"એવું વાક્ય કોઇને ઉદ્વેગ કરે એવું હોવું નથી, તથા સત્ય, પ્રિય અને હિતકારી હોય છે." દરેક વાક્ય અવશ્ય સત્ય અને હિતકારી હોવું જોઇએ એમાં તો શંકા જ નથી. પણ વિશેષમાં એ પણ સ્મરણમાં રાખવાનું છે કે જે સત્ય અને હિત ઉપર શ્રોતાનો પ્રેમ ન ઉપજે તે સત્ય અને હિત નિષ્ફલ નીવડે છે. માટે સત્ય અને હિતકારીપણા સાથે પ્રિય લાગવાપણું પણ જોવાનું જોઇએ. ઘણીવાર સત્ય હિત અને પ્રિયનો વિરોધ ઉપસ્થિત થાય છે, પણ સર્વત્ર ત્રણેનો સમન્વય કરવાની ભાવના રાખવી જરૂરની છે. એવી ભાવના રાખતાં બહુ ઉત્તમ ફળ સિદ્ધ થાય છે. જ્યાં ત્રણનો વિરોધ મટાડી શકાય એમ ન હોય ત્યાં શું કરવું ? એનો ઉત્તર પણ શ્લોકમાં 'સત્ય'–શબ્દને છેક છૂટો રાખી મુખ્ય ઠરાવી, તથા 'પ્રિય' શબ્દને સમાસના અપ્રધાન અંગરૂપે ગૌણ બનાવી, તથા 'હિત' શબ્દને સત્યથી કાંઇક પાછળ મૂકી, આપી દીધો છે. સત્ય અને હિતનો વિરોધ થવો વિરલ છે, છતાં જ્યાં એવો વિરોધ દેખાય ત્યાં સત્યને જ પ્રાધાન્ય આપવું, કારણ સત્ય એ જ પરિણામે હિત છે, છતાં સત્ય ખાતર જેટલો પ્રિયતાનો ભોગ આપવાની છૂટ છે, તેટલી હિતકારીપણું ઉપેક્ષવાની છૂટ નથી. યદ્યપિ પ્રિયહોવાપણું સૌથી ઓછા મહત્ત્વનું ગણ્યું છે તથાપિ એટલું તો મુખ્ય ઠરાવ્યું છે કે દરેક વાક્ય સ્પષ્ટ રીતે પ્રિય ભલે ન હોય, પણ ઉદ્વેગ કરે એવું તો ન જ હોવું જોઇએ. ઉદ્વેગ કર્યા વિના સત્ય અને હિત બોલી ન જ શકાય એમ નથી જ. વળી જેણે પોતાની કર્તવ્યભાવનાનો સ્વાધ્યાયરૂપે અભ્યાસ કર્યો નથી, તે અન્યપ્રતિ પૂર્વોક્ત ગુણવાળી વાણી કેમ રાખી શકે ? રાખે તોપણ તે દંભ માત્ર ઠરે. માટે "સ્વાધ્યાયના અભ્યાસ"ની પણ જરૂર છે. છેવટે 'તપ' શબ્દ ધ્યાનમાં રાખવાનો છે. અર્થાત્–એ સર્વ એક ધાર્મિક ફરજ તરીકે એટલે પરમાત્મા અર્થે કરવાનું છે; અને એ 'તપ' છે, કારણ એમાં 'કામ'નો–સ્વાર્થનો–નિરોધ છે, ત્યાગ છે. આટલું વિવરણ નીચેના શ્લોક માટે બસ છેઃ—

**अनुद्वेगकरं वाक्यं**

**सत्यं प्रियहितं च यत् ।**

**स्वाध्यायाभ्यसनं चैव**

**वाङ्मयं तप उच्यते ॥ १७ अ० १५ श्लो०** ( શ્રદ્ધાત્રયવિભાગ. )

[ " અનુદ્વેગકર, સત્ય, પ્રિય, અને હિત એવું વાક્ય, અનેસ્વાધ્યાયાભ્યસન તે વાઙ્મય તપ કહેવાય છે. " ]

## ૧૮

આ પ્રમાણે શ્રીકૃષ્ણનો સમગ્ર ઉપદેશ સાંભળી અર્જુન કહે છેઃ– " હે અચ્યુત ! તમારા પ્રસાદ થકી મારો મોહ નાશ પામ્યો, સ્મૃતિ પ્રાપ્ત થઈ, સંદેહ દૂર થઈ જઈ હું તમારી પાસે ઉભો છું. તમારા વચનાનુસાર કરીશ." અંતિમ અધ્યાયનો શ્લોક હોઈ, આ વાક્યમાં અનેક ગૂઢ તાત્પર્ય સમાયલાં છે.

અત્રે મુખ્ય ભાવાર્થ એવો છે કે મોક્ષ જ્ઞાનલભ્ય છે, ક્રિયાલભ્ય નથી–અર્થાત્ એમાં કાંઈ નવીન પ્રાપ્ત કરવાનું નથી, પણ છે તેનું જ–સ્વસ્વરૂપનું જ–અનુસન્ધાન માત્ર કરવાનું છે. આત્માનો સ્વભાવ જ એવો છે કે એનું તો જ્ઞાન જ સંભવે, એના ઉપર કોઈ પણ પ્રકારે ક્રિયા સંભવે જ નહિ. ક્રિયા તો પ્રકૃતિની—દ્રષ્ટાની નહિ પણ દૃશ્યની—ભૂમિકામાં જ રહે, અને એ ક્રિયામાં પ્રકટ થતું તત્ત્વ ક્રિયામાં હોવા છતાં ક્રિયા થકી પર હોય. ક્રિયામાંથી સ્વયં જ્ઞાન ઉપજાવી શકાતું જ નથી, પણ જ્ઞાનનો પ્રકાશ થતાં ક્રિયા નવીન ચમત્કારી સ્વરૂપ ધારણ કરે છે–માટે વેદાન્ત વૃક્ષના મૂલમાં જ અમૃત સિંચન કરે છે, અને એ સિંચન થએથી પુષ્પપલ્લવાદિ એની મેળે જ દિવ્ય રસથી ભરાઈ દિવ્ય રૂપે પ્રકાશશે એમ માને છેઃ બાકી પાંદડાં ગમે તેટલાં ધુવો, પણ જો મૂલ સૂકાવા દીધું તો એ વૃક્ષને જીવતું રાખવાનો સર્વ પ્રયત્ન વ્યર્થ છે.

હવે આ અમૃતરૂપ જ્ઞાન તે " નિસ્ત્રૈગુણ્ય " ની અવસ્થા છે, " તમોગુણ "ની અવસ્થા નથી–એટલું સ્મરણમાં રહેશે તો એ પણ સમજાશે કે કર્મરહિત જડવત્ પડી રહેવાનો યત્ન કરવામાં વેદાન્તનું તાત્પર્ય નથી, પણ કર્મને જ્ઞાનથી પ્રદીપ્ત કરી જ્ઞાનરૂપ બનાવવાનો આશય છે. આ જ ગીતાનો ' કર્મયોગ ' અને એ જ એનો ' કર્મસંન્યાસ ': ઉભય એક જ. આ રીતે ' યોગ ' અને ' સંન્યાસ ' ની એકતા જેને સમજાઈ છે તે વિનાભયે પરમાત્માના વચનાનુસાર કરેછે, એ સારી રીતે હવે સમજે છે કે જેમ આ વિશ્વતન્ત્રનો વ્યવહાર પરમાત્માને બાધી શકતો નથી, એના 'અચ્યુત'–અભ્રષ્ટ–પણાની ચ્યુતિ–ભ્રંશ–કરી શકતો નથી, અર્થાત્ પ્રકૃતિ–માયા–થકી બ્રહ્મમાં દ્વૈતાપત્તિ થતી નથી, તેમ આ દેહનો વ્યવહાર આત્માને લેપી શકતો નથી, એની પરમાર્થસિદ્ધિને બાધી શકતો નથી.

ત્રીજું–જેમ દેહ પ્રકૃતિનો અંશ છે, તેમ આત્મા પરમાત્માનો અંશ છે. પણ ચૈતન્યમાં અંશાંશિભાવ સંભવે ? ન જ સંભવે. જેમ દેહ એ પ્રકૃતિતન્ત્રમાંથી આપણી કલ્પનાએ કાપી કાઢેલો ભાગ છે, તેમ આત્મા પણ પરમાત્મામાંથી આપણી કલ્પનાએ જ કાપી કાઢેલો છે. વસ્તુતઃ જેમ પ્રકૃતિ જ દેહરૂપે છે, તેમ પરમાત્મા જ આત્મા રૂપે છે. જેમ 'હું' અને 'તમે' છીએ, એમ 'હું' (આત્મા) **અને** 'પરમાત્મા' નથી, પણ પરમાત્મા તો આપણ બ**ંનેમાં** અનુસ્યૂત તત્ત્વ છે. જેમ આ દૃશ્ય વિષયો છે તેવો એ એક વિષય નથી પણ વિષયમાત્રની વિષયતાસાધક પરમતત્ત્વ છે, એ વાતનું સંપૂર્ણ મનન કરવામાં આવે તો પરમાત્માની આત્મા થકી ભિન્નતા કેવી અસંગત છે, એનામાં દૃશ્યતા માનવી એ પરમ–સર્વ વસ્તુનો ખુલાસો કરનાર—તત્ત્વ તરીકે એનું જે પદ છે તેનો કેવો વ્યાઘાત કરે છે એ સમજાય. અર્થાત્ એક જ આત્મા–પરમાત્મા–એજ નાના આત્મા રૂપે વિલસે છે. અને આ વસ્તુસ્થિતિનું નિદિધ્યાસન એ આત્મામાં પરમાત્મભાવ સ્ફુરાવે છે, આત્મામાં નિગૂઢ રહેલી પરમાત્મતા

પ્રકટ કરે છે. આ રીતે આત્મ-અનાત્મ-પદાર્થના અવિવેક જન્ય જે મોહ તેનો નાશ, સ્વ-સ્વરૂપની જે સ્મૃતિ તેનો લાભ, એ જેને થયો છે તેને પ્રકૃતિમાં દ્વિતીયતાબુદ્ધિ થતી નથી, તથા પોતે કરતો જણાય છે તે પણ વસ્તુતઃ પરમાત્મા જ કરે છે, અને 'કરવું' એ પ્રકૃતિનો જ ભાવ હોઈ, અને પ્રકૃતિ એ પરમાત્માથી અભિન્ન હોઈ, સર્વ પરમાત્માનુ જ સ્ફુરણ છે એમ એને સમજાય છે. આનું નામ **અદ્વૈતનો અનુભવ.**

આવો અનુભવ શી રીતે પ્રાપ્ત થાય? માત્ર શ્રીકૃષ્ણરૂપી જે પરમગુરુ અને પરમાત્મા તેના નિર્મલ આવિર્ભાવ-'પ્રસાદ'-થકી જ.

આ અર્થનો નીચેનો શ્લોક છે.

**नष्टो मोहः स्मृतिर्लब्धा**
**त्वत्प्रसादान्मयाच्युत ।**
**स्थितोऽस्मि गतसदेहः**
**करिष्ये वचनं तव ॥ १८ अ० ७३ श्लो०** (સન્યાસ)

[ " હે અચ્યુત ! તમારા પ્રસાદથી મોહ નષ્ટ થયો, સ્મૃતિ પ્રાપ્ત થઈ, ગતસંદેહ ઉભો છું, તમારૂં વચન કરીશ. " ]

**यत्र योगेश्वरः कृष्ण**
**यत्र पार्थो धनुर्धरः ।**
**तत्र श्रीर्विजयो भूति-**
**र्ध्रुवा नीतिर्मतिर्मम ॥**

[ જ્યાં કૃષ્ણ યોગેશ્વર અને પાર્થ ધનુર્ધર ત્યાં શ્રી, વિજય, ભૂતિ, ધ્રુવ નીતિ ( સર્વદા છે ) એમ મારી મતિ (છે)."]

ગીતા સમાપ્ત થઈ. સંજય યથાર્થ કહે છે કેઃ—જ્યાં શ્રીકૃષ્ણ જેવા ' યોગેશ્વર ' અને અર્જુન જેવા 'ધનુર્ધર' નો વાસ છે, ત્યાં જ 'શ્રી' 'વિજય' 'ભૂતિ' અને '**સ્થિર** નીતિ' વસે છે. આ મંગળ ગુણો 'નિર્વેદ' 'કાર્પણ્ય ' ' કર્મ-અનારંભ' આદિના સહચારી નથીઃ જ્યાં ' કર્મ-યોગ ' ના નિયન્તા શ્રી કૃષ્ણનું અને આસુરી સંપતને છેદવા સ્વકર્તવ્યપરાયણ થએલા અર્જુન જેવા ધનુર્ધરનુ સ્વરૂપ છેત્યાં જ એનોવાસ છે.

અન્તે ફલશ્રુતિ છે કે—

**इति संमुह्य ते स्तोत्रं श्रोतुमिच्छति पांडव ।**
**सोहमेकेन श्लोकेन स्तुत एव न संशयः ॥**
**गीता अष्टादशश्लोका यः पठेद्भक्तिभावतः ।**
**अष्टादशाध्यायपाठस्य फलप्राप्तिं अवाप्नुयात् ॥**

---

# શેકસ્પિયરનું જીવન તથા એની કવિત્વશક્તિ.

( મળેલું. )*

વિલ્યમ શેક્સપિયર ઈંગ્લંડના શ્રેષ્ઠ કવિ તરીકે પ્રસિદ્ધ છે એટલું જ નહિ, પણ તે દુનિયાના સર્વોત્તમ કવિઓમાંનો એક છે. સંસ્કૃત કવિ કાલિદાસનું શકુંતલા નાટક માત્ર આર્યભૂમિના વતનીઓને રમ્ય થઇ પડ્યું છે એટલું જ નહિ, પણ જર્મની, વિલાયત એવા દૂર દેશોના પંડિતોને પણ રસમય ને ચિત્તવેધક લાગ્યું છે. સારો કવિ એક દેશ માટે જ નથી પણ આખી દુનિયા માટે છે, તેમ જ તે એક જમાના માટે નથી પણ તમામ જમાના માટે છે. તેવી જ રીતે શેક્સપિયર પણ દુનિયાનો કવિ છે. તેણે એકંદર ૩૭ નાટકો રચ્યાં છે અને તે ઉપરાંત છુટક કવિતાઓ પણ બહુ રચી છે. આટલું બધું અને તે વળી સઘળું રસમય—એક જ કવિએ રચ્યું એ ખરેખર વિસ્મયકારક છે. આપણા મહાકવિ કાલિદાસે માત્ર ત્રણ નાટકો તથા રઘુવંશ, કુમારસંભવ એવાં ગણ્યાંગાંઠ્યાં કાવ્ય લખ્યાં છે. ભવભૂતિએ પણ ત્રણ જ નાટક લખ્યાં હોય એમ માલુમ પડે છે. આ પ્રમાણે આપણા સંસ્કૃત નાટકકારોને શેક્સપિયરને પ્રણામ કરવાની જરૂર પડે છે, પણ તેની સાથે આપણે કહેવું જોઇએ કે જેમ હોમરે ઈલિયડ ને ઓડીસી જેવા અનુપમ ગ્રંથ લખ્યા તેવી જ રીતે આપણા વ્યાસ મુનિએ મહાભારત ને ભાગવત જેવા અપૂર્વ અને અલૌકિક ગ્રંથ લખ્યા છે; અને તે એમ બતાવી આપે છે કે ઐશ્વરી શક્તિવાળો એક કવિ પણ કેટલું બધું લખી શકે. હાલમાં મહાભારત એક હાથે લખાયેલું ન હોય એવી શંકા પાશ્ચાત્ય વિદ્વાનો કરતા જણાય છે, પણ જ્યારે શેક્સપિયરે ખુદે આટલાં બધાં નાટકો રચ્યાં એ વાત આપણે સ્વીકારવી પડે છે તો પછી વ્યાસ મુનિએ મહાભારત ને ભાગવત જેવા વિસ્મયકારક ગ્રંથો પોતાને હાથે જ લખ્યા હોય તો તેમાં શંકા લાવવા જેવું નથી. લેટિન ભાષામાં કહેવત છે કે 'કવિ જન્મે છે પણ ઘડી શકાતો નથી.' તેનામાં દૈવી અંશ જન્મથી જ હોય છે, બીજામાં વિદ્યાથી તે સંપાદન થઈ શકતો નથી. શેક્સપિયરમાં તેવો અંશ હતો એમ આપણે તેના ગ્રંથો વાંચી કબૂલ કરવું પડે છે. નહિ તો ક્યાં તેની નિશાળમાં લીધેલી અલ્પ કેળવણીને ક્યાં તેની અગાધ બુદ્ધિ !

## શેક્સપિયરનું સંક્ષિપ્ત જીવનચરિત.

વિલાયતની એવોન નદી ઉપરના સ્ટ્રેટફર્ડ શહેરમાં વિલ્યમ શેક્સપિયર ઈ. સ. ૧૫૬૪ ના એપ્રિલ માસમાં જન્મ્યો હતો. તેના વડવાઓ ઘણા પ્રાચીનકાળથી વોરિકશાયરનાં ગામોમાં રહેતા હતા, પણ આપણા કવિના બાપ જોન શેક્સપિયરે ઈ. સ. ૧૫૫૧ ના અરસાથી તે જ પ્રાંતના સ્ટ્રેટફર્ડ શહેરમાં પોતાનું વતન કર્યું. ત્યાં તે ખેતીવાડીનો, ઉન વેચવાનો તથા ખાટકીનો ધંધો કરતો હતો. તે ઇ. સ. ૧૫૫૭

---

* લખનાર—રા. રા. હરજીવન ભગવાન શુકલ, બી એ એલ એલ બી. (જૂદા જ ધોરણ ઉપર, જૂદા લેખકને હાથે લખાએલો આ લેખ ગત અંકોના શેક્સપિયર સંબન્ધી લખાણોના અનુસન્ધાનમાં લેવાનો નથી. આ કારણથી વિષયનું મથાળું પણ જૂદું જણાવ્યું છે.)

મા રોબર્ટ આર્ડન નામના પ્રતિષ્ઠિત ગૃહસ્થની નાનામા નાની દીકરી મેરીઆને પરણ્યો તે ઈ સ ૧૬૦૧ સુધી જીવ્યો, અને તેની સ્ત્રી ૧૬૦૮ સુધી જીવી બન્ને માબાપ પોતાના પ્રસિદ્ધ દીકરાની ચડતી અને ફતેહ જોવા પામ્યા હતા તેમને ચાર દીકરા ને ચાર દીકરીઓ હતા, અને તેમા સૌથી મોટો વિલ્યમ હતો પોતાના જન્મપછી તરત જ જે મોટી મરકી આવી તેમાથી તે બચી ગયો હતો સ્ટ્રેટફોર્ડની ગરીબ મારની નિશાળમા તે વગર ફીએ ભણ્યો ને લેટિન ને ગ્રીક ભાષા જેનો તે વખતે બહુ સારો અભ્યાસ થતો હતો તે થોડી થોડી શીખ્યો, પણ તે એટલે દરજ્જે નહિ કે તેમા લખાયેલા પુસ્તકો વાચી શકે પોતાના બાપની ખરાબ સ્થિતિને લીધે તેને નિશાળ અધવચ્ચથી છોડી પડી આ પ્રમાણે તેની કેળવણી અધુરી રહી, તોપણ એટલુ તો નિ સદેહ છે કે તેણે તે ખામી જાતે અભ્યાસ કરીને પૂરી પાડી અઢારમી સદીમા ટીકાકારો આપણા કવિને ઇતિહાસ, ભૂગોળ તથા કાલાનુક્રમની થોડીએક ભૂલોને લીધે ઉતારી પાડતા અને પોતાની હુશિયારીનો ફાકો કરતા પણ હમણા તો તેનુ વિવિધ વિષયોનુ જ્ઞાન બતાવવા માટે પુસ્તકોના પુસ્તકો લખાય છે કેટલાએક લેખકો તેનુ વાસ્તવિક પૌરાણિક અને સ્વાભાવિક ઇતિહાસનુ જ્ઞાન બતાવવા પ્રયત્ન કરે છે, કેટલાએક બાઇબલમા તે સારી રીતે પ્રવીણ હતો એ સાબીત કરવા મડ્યા છે, કેટલાએક તો વળી તેના અને એરિસ્ટોટલના વિચારો એક જ સરખા છે એમ બતાવવા કોશિશ કરે છે, ત્યારે બીજાઓ તો એટલે સુધી આગળ વધીને કહે છે કે તે અને તત્ત્વજ્ઞાની બેકન એક જ પુરુષ છે । વળી શેક્સપિયરના ગ્રંથોમા કાયદાની પરિભાષા તથા કાયદા સબધી હકીકતો એટલે દરજ્જે માલૂમ પડે છે કે પ્રસિદ્ધ બારીસ્ટરો પણ એમ માને છે કે તેણે વકીલની ઓફીસમા કામ કર્યું હોવુ જોઇએ, કેમકે માત્ર કોર્ટમા ચાલતુ કામ જોવાથી એટલુ બધુ કાયદાનુ જ્ઞાન પ્રાપ્ત થાય નહિ વળી આ વાત કેવળ તેની અસાધારણ અવલોકનશક્તિ પ્રદર્શિત કરે છે ઇટલીનો એક કવિ તેની ઇટલી સબધી માહીતી જોઈ એમ કહે છે કે તેણે ઇટલીમા મુસાફરી કરેલી હોવી જોઇએ, પણ આપણો કવિ જે જે વાચતો તેનુ રહસ્ય સમજી લેતો ને પોતાના હૃદયમા તેનો આબેહૂબ ચિતાર ખડો કરી તે ચિતાર ભાષાદ્વારા આબેહૂબ બહાર કાઢતો

જ્યારે આપણો કવિ ચૌદ વર્ષનો થયો ત્યારે તેના બાપ ઉપર આફત આવી પડી આથી તે દુ ખમા ઘડાયો, તેનુ મન ગૌરવને પામ્યુ ને તેના સ્વભાવમા નિશ્ચલતા આવી, તેના બાપ ઉપર સકટવાદળુ ત્રણ વર્ષ સુધી છવાઈ રહ્યુ ઈ સ ૧૫૯૨ મા જ્યારે દેવળમા ન જનારાઓના નામોની ટીપ કરવામા આવી ત્યારે જોન શેક્સપિયરના નામ આગળ એમ લખવામા આવ્યુ હતુ કે કરજને લીધે તેના ઉપર વોરટ બજવાની બીકથી તે દેવળમા આવતો નથી આ ઉપરથી જોવામા આવશે કે તેના છોકરાને બચપણથી જ પોતાનુ પેટ પોતાની મેળે ભરવાની ફરજ પડી હતી

જ્યારે કવિ ઓગણીશ વર્ષનો થયો ત્યારે તેના મોસાળ પક્ષ ઉપર આપત્તિ આવી કેમકે આર્ડન કુટુબના મુખ્ય પુરુષ એડવર્ડ આર્ડન અને પ્રસિદ્ધ અર્લ ઓફ લીસ્ટર વચ્ચે દુશ્મનાઈ ચાલતી હતી જ્યારે લીસ્ટરે ૧૫૭૫ મા પોતાના પ્રસિદ્ધ મહેલ કેનીલવર્થમા રાણી ઇલિઝાબેથને આમત્રણ કર્યું ને તે તેને વરવા પ્રયત્ન કરતો હતો ત્યારે તે

કાઉંટેસ ઑફ઼ ઇસેક્સ સાથે આડકતરો વ્યવહાર ચલાવતો હતો. પાછળથી તેણીનો ધણી ગુજરી જતાં તેને જ તે પરણ્યો હતો. કદાચ એડવર્ડ આર્ડને રાણીને કેનીલવર્થમાં આ પાપી સંબંધની વાત કરી હોય, અને રાણી એકદમ તે મહેલ છોડી જતી રહી એ તે વાતને ટેકો આપે છે. લીસ્ટરે આર્ડનનું વેર લેવા નિશ્ચય કર્યો, તેના ઉપર રાજદ્રોહનો આરોપ નાંખ્યો. અને આખરે ૧૫૮૩ માં તેને ગરદનમાર કરાવ્યો.

એમ કહેવાય છે કે આપણો કવિ પહેલી જુવાનીમાં ખરાબ સોબતમાં પડ્યો હતો અને શાર્લેકોટમાં એક વખત તેણે સર ટૉમસ લ્યુસીનાં હરણો ચોરવામાં ભાગ લીધો હતો. તેના ઉપર તેટલા માટે સર ટૉમસે ફોજદારી ચલાવી, અને તેથી તેણે તેના ઉપર વ્યાજોક્તિવાળી કવિતા લખી, જે વાંચવાથી તે શખ્સ એટલો તો ચીડવાઈ ગયો કે શેક્સપિયરને દેસના પરિણામ માટે બીક લાગતાં તે સ્ટ્રેટફોર્ડ છોડી લંડન નાસી ગયો.

આ અરસામાં કવિની ચાલચલગત સારી નહોતી. તેની પ્રથમની કવિતા ઉપરથી સાફ જણાય છે કે તે કોઈ પરણેલી સ્ત્રી સાથે જારકર્મ કરતો હતો ને તે સ્ત્રીની અપવિત્ર યારી તેની તથા તેના એક મિત્રની સંગે થઈ હતી. કેટલાએક લેખકો એમ કહે છે કે કવિની કવિતા ઉપરથી તેની નીતિ વિષે તર્ક બાંધવાનો નથી. પણ અમારો અભિપ્રાય એમ થાય છે કે શેક્સપિયર જેવો મહાન્ કવિ અનીતિની કવિતા લોકોને માટે સહજ લખે એ કરતાં તે પોતાના વર્તનની સત્યતા કવિતાના ઉભરામાં કાઢે એ વધારે સંભવિત છે. જેમ આપણામાં નર્મદાશંકર કવિએ લોકલજ્જાની દરકાર કર્યા વિના પોતાની કવિતામાં પોતાનું નીતિવિરુદ્ધ વર્તન સચ્ચાઇથી બતાવી આપ્યું છે તેવી જ રીતે શેક્સપિયરે પોતાની પહેલી કરેલી કવિતામાં કર્યું છે. મહાન પુરુષોની બુદ્ધિ એકદમ વિકાસ પામે છે. જેમ ધર્મમાં, નીતિમાં, રાજ્યમાં તથા સાંસારિક સ્થિતિમાં મોટો સુધારો મોટો વિગ્રહ થયા વિના થઈ શકતો નથી તેવી જ રીતે વિરલ પુરુષોની બુદ્ધિમાં મોટો ફેરફાર પણ દૈવી સંપત્ અને આસુરી સંપત્ વચ્ચે મહા યુદ્ધ થયા વિના થઈ શકતો નથી. આપણા કાલિદાસ કવિ પણ વિલાસી હતા, એવી દંતકથા ચાલે છે. નર્મદાશંકરનો દાખલો હજી તાજો જ છે. જર્મનીના મહાકવિ ગેટીનું પણ તેમ જ હતું.

શેક્સપિયર ઓગણીશમે વર્ષે પોતાથી સાત આઠ વર્ષ મોટી એન હેથાવે નામની સ્ત્રીને પરણ્યો. તે સ્ટ્રેટફોર્ડ પાસેના શોટરી ગામના પૈસાદાર જાગીરદારની દીકરી હતી. પોતાની તંગ સ્થિતિને લીધે કે કામના આવેશમાં કે કોઈ બીજા કારણથી તે તેને પરણ્યો હશે, પણ તેનું ચોકસ કારણ કહી શકાતું નથી. પરણ્યા પછી ૭ જ મહીનામાં તેને દીકરી અવતરી. શેક્સપિયર ઘરનો સુખી નહોતો. પોતાના વિલમાં પોતાની સ્ત્રીને તે માત્ર પોતાનો બીજા નંબરનો ઢોલીઓ આપી ગયો. "બારમી નિશા" નામના નાટકમાં ખરેખર પોતાના અનુભવથી જ તે કહેતો લાગે છે કેઃ—

"સ્ત્રીએ પોતાથી મોટો ધણી પસંદ કરવો. પોતાના સ્વામીને તે જેટલે દરજ્જે ખુબસૂરત લાગશે તેટલે દરજ્જે તે તેના હૃદયમાં રાજ્ય કરશે."

અને આ પ્રમાણના કારણમાં તે કેવી નીચે મુજબ દુઃખદ કબૂલત આપતો જણાયછે!

"કેમકે, આપણે ભલે આપણાં વખાણ કરતા હોઇએ, તો પણ આપણું મન સ્ત્રીઓના મન કરતાં વધારે તરંગી, અસ્થિર, કામાતૂર, અનિશ્ચિત, અને વધારે જલદીથી વિકાર પામે તેવું છે."

શેક્સપિયરે લંડન આવ્યા પછી પણ પોતાની આગલી રહેણી થોડા વખત સુધી સુધારી નહિ. એમ કહેવાય છે કે લંડનમાં આવ જાવ કરતી વખતે ઘણી વાર તે ઓક્સફર્ડમાં જોન ડેવનંટને ત્યાં ઉતરતો. તે અને તેની સ્ત્રી તેના ઉપર બહુ હેત રાખતાં. તેમના પુત્ર વિલ્યમનો તે ધર્મપિતા થયો હતો. અને લોકો એમ કહેતા કે ખુબસુરત અને ચાલાક મિસિસ ડેવનંટ અને કવિ વચ્ચે મિત્રાચારી કરતાં પણ વધારે નિકટ સંબંધ હતો. એક દિવસ નાનો વિલ્યમ દોડતો આવતો હતો. તેવામાં કોઇએ તેને પુછ્યું કે કેમ દોડે છે, ત્યારે તેણે જવાબ આપ્યો કે મારે મારા ધર્મપિતા પાસે જવું છે. સવાલ કરનાર બોલ્યો "તું ભલો છોકરો લાગે છે, પણ તારે વચ્ચે ધર્મનું નામ લેવા જરૂર નથી." આપણા કવિ વિષે બીજી એક એવી વાત કહેવાય છે કે એક લંડનની સ્ત્રી શેક્સપિયરના મિત્ર રીચર્ડ બરલેજને ત્રીજા રીચર્ડ નામના રાજાનો પાઠ ભજવતો જોઇને બહુ ખુશી થઈ હતી, અને તેથી તેણીએ તેને પોતાને ઘેર આવવાનું આમંત્રણ કર્યું હતું તથા તેને ત્રીજો રીચર્ડ એ નામ લઈ બારણું ઠોકવાનું કહ્યું હતું. વિલ્યમ શેક્સપિયરને આ સતલસની ખબર પડી ગઈ અને તેથી પોતાના મિત્ર પહેલાં ત્યાં પહોંચી ગયો. પોતે અંદર ગયા પછી ફરી ત્રીજા રીચર્ડનું નામ લઈ કોઇએ બારણું ઠોક્યું. પણ તે સુંદર સ્ત્રીના ભોગીએ જવાબ આપ્યો કે "વિજેતા વિલ્યમ ત્રીજા રીચર્ડની પહેલાં આવી ગયો છે." આ વાર્તાઓ સાચી હોય કે નહિ, પણ તેની ચાલચલગત વિષે વિરુદ્ધ અનુમાન બાંધવાનું આપણને તેની પ્રથમની કવિતા ઉપરથી કારણ મળેછે.

શેક્સપિયર ઈ. સ. ૧૫૮૬-૮૭ માં બાવીશ ત્રેવીશમે વર્ષે સ્ટ્રેટફોર્ડ છોડી લંડન આવ્યો હતો. ત્યાં તે જેમ્સ બરલેજની નાટક કંપનીમાં દાખલ થયો. આ કંપની તે વખતે સૌથી પ્રસિદ્ધ હતી. તેના એક્ટરો "ક્વીન્સ પ્લેયર્સ" (રાણીના નટો) કહેવાતા, ને તેમાં કેટલાએક શેક્સપિયરના શહેરના જ હતા. શેક્સપિયરના દાખલ થયા પછી કંપનીની સ્થિતિ એકદમ સુધરી. ૧૫૯૪ માં કંપની એ બીજી વિશાળ ગ્લોબ નામની નાટકશાળા બંધાવી. આ કંપનીમાં પ્રવીણ એક્ટરો શેક્સપિયર તથા રીચર્ડ બરલેજ (મેનેજરનો દીકરો) કહેવાતા. આખા લંડન શહેરમાં સૌથી સુધરેલી કંપની તે ગણાતી. નાટકનાં સીન સીનેરી બહુ સારાં હતાં. શેક્સપિયરનાં નાટકો ભજવાતાં. વૃદ્ધ લીઅર, જુવાન પેરીક્લિઝ, તથા હેમલેટ, ત્રીજા રીચર્ડ, શાયલોક, પાંચમા હેન્રિ-કુમાર તથા રાજા તરીકે-રોમીઓ, બ્રુટસ, ઓથેલો, મેકબેથ તથા કોરીઓલેનસનાં પાત્રો બરલેજ ભજવતો. સૌથી મુશ્કેલ પાત્રો તેને લેવાં પડતાં. માત્ર હાસ્યનાં પાત્રો તે કદી લેતો નહિ. શેક્સપિયર બનતાં સુધી નાનાં પાત્રો લેતો, કેમકે તેથી તેને લખવામાં ફુરસદ મળે. હેમલેટ નામના નાટકમાં હેમલેટના બાપના ભૂતનો તથા "યથારુચિ" નામના નાટકમાં વૃદ્ધ એડમનો વેશ લેતો.

પૂર્ણ કીર્તિ તથા પુષ્કળ દ્રવ્ય સંપાદન કરીને તથા તેનો ઉપભોગ લઇને શેક્સપિયર ઈ. સ. ૧૬૧૬ માં ૫૩ વર્ષની ઉમરે દેવલોક સિધાવ્યો.

અહીં અમારે કહેવું જોઇએ કે તેણે પોતાની પાછલી જીંદગીમાં પોતાનું વર્તન સુધાર્યું હતું. તેનો જીવ વધારે ને વધારે ધાર્મિક થતો ગયો. આ વાત તેનાં નાટકોમાં દર્શાવેલા વિચારો ઉપરથી પણ સિદ્ધ થાય છે. [ આગળ ચાલુ. ]

# એક મુનિનો વૃત્તાન્ત.

( મળેલું. )

૪.

ર. ર. સુદર્શનના તન્ત્રીની સેવામાં—

અમારા મિત્ર મુનશી રસિકલાલના અસંત ખંત અને ઉલ્લાસથી, અને તેમની દેખરેખ હેઠળ અને સૂચનાઓને અનુસરીને એક પ્રખ્યાત નાટક મંડળીએ "સતી સુલોચના"નું નાટક ભજવી બતાવવા કબુલ કર્યું હતું. દરેક ધાર્મિક આર્ય સ્ત્રીપુરૂષ શુદ્ધ પ્રેમલક્ષણા ભક્તિથી શ્રી રામકથા શ્રવણ કરે છે, ને સુલોચનાના નામથી કોઈ પણ અજાણ નથી. દરેક સુજ્ઞ દંપતિને એ નામ પ્રિય હોય છે. સુલોચના આર્ય મહિલાના પ્રેમનો અનુપમ ચિતાર છે અને અનુકરણ કરવા યોગ્ય નમુનો છે.

" શેષ નાગ તણી એ કુમારી, સુંદરી રૂપ શોભા સારી,
પરમ સતી શિરોમણિ મહેરી, ગુણ લાવણ્ય સાગર લેહેરી;
જેનું રૂપ જોઈ રતિ લાજે, ઉપમા નહી એને છાજે.— "

આ કારણથી સાધારણ લોકોમાં અને ખસુસ કરીને સાક્ષર વર્ગમાં આ નાટક જોવાની ઉત્કંઠા વધારે થઈ હતી. સુલોચના જેવી સતીનું નાટક અને રસિકલાલ જેવા ગૃહસ્થનો આશ્રય એ સર્વના મનને રંજન કરવાને બસ હતાં. સ્ત્રીવર્ગને વાસ્તે ખાસ એલાહિદી અને સગવડ પડતી બેઠકોની ગોઠવણ કરી રાખવામાં આવી હતી. સ્ત્રીવર્ગ પણ આ નાટક જોવાને તલપાપડ થઈ ગયો હતો. કેટલાક લોકો જે કોઈ કાળે પણ પોતાના કુટુંબને નાટક જોવા જવાની રજા આપે નહી તેમણે પણ આજ પોતાનો નિયમ બાજુપર મેલવાનું દુરસ્ત ધાર્યું હતું. અમારા પડોશમાંના ફુલચંદ કાકા જેમણે પોતાની આખી જીંદગી ભવાઈ જ જોવામાં કાઢી હતી અને જેમના ખ્યાલમાં એવું હતુ કે ભવાઈ જેવો બોધ, રસિકતા, અને ગમત કોઈ પણ પ્રકારે નાટકમા આવી જ શકે નહી, અને જેઓ નવલ કથાઓમાં સર્વોત્કૃષ્ટ પદવી "ગજરામારૂ" અને "સદેવત સાવળીગા" ની વાર્તાઓને વારંવાર આપતા, તેઓ પણ આજ નાટકશાળામાં લાકડી લઈને ખોડંગતા ખોડંગતા દાખલ થઈ ગયા હતા. છોકરાઓએ પણ નાટકમાં જવાને આજ ધમપછાડ કરી મુકી હતી. અપંગ ચંચળડોશીનો માળો સુનો થઈ જવાથી ચોરી થવાની બીકની લેશમાત્ર પણ દરકાર રાખ્યા વગર તેના તમામ પાડોશીઓ નાટક જોવા નીકળી પડ્યા હતા. અને કેટલાક હલકા વિચારના છોકરાઓએ તો તેમના ગરીબ માબાપના ઘરમાંથી પૈસા ચોરીને પણ નાટકમાં આવવું પસંદ કર્યું હતુ.

મુનશી રસિકલાલના આગ્રહથી અમારૂં સર્વ મિત્રમંડળ નાટકશાળામાં હાજર હતું. પંડિત સંતોખરામ પણ નાટકમાં પધાર્યા હતા. જાલભાઈ શેઠને તો દોઢીયાં કમાવામાંથી બિલકુલ નવરાશ હતી નહી; તેમને પણ મુનશી રસિકલાલ મારીમચડીને નાટકશાળામાં તેડી લાવ્યા હતા. લાલા રમાલાલને તો કોઈ પણ પ્રકારના આગ્રહ કે આમંત્રણની જરૂર હતી જ નહી. તેઓ તો ત્રણ દિવસ આગમચ પોતાની એકક સ્ત્રીવર્ગથી થોડે છેટે "રીઝર્વ"

કરાવી આવ્યા હતા. અને બાઇનૉકયુલર સાથે નાટક શાળામાં હાજર હતા. નાટક શાળાના માલિકોએ ખરચ કરવામાં કશી મણા રાખી નોહોતી. નવી સીનરી નવા ડ્રેસ અને નવા પડદાથી સ્ટેજને ખુબ મણગાર્યો હતો. નાટકશાળા તમાશગીરોથી ચીકાર ભરાઈ ગઈ હતી. અને એક પણ જગ્યા ખાલી રહી નોહોતી. પાછળથી આવનારાઓ ટીકીટ મળ્યા વગર નિરાશ થઈ આમ તેમ રસળતા હતા અને બમણી કિંમત કોઈ પાસ વેચનારને આપી નાટકશાળામાં દાખલ થઈ જવાનો લાગ શોધતા હતા. 'ઓર્ચેસ્ટ્રા'માં મોટા મોટા અમલદારો, શેઠ સાહુકારો, અને વકીલ બારિસ્ટરો અને નામાંકિત ગૃહસ્થો બિરાજમાન થયા હતા. ત્રીજા ને ચોથા વર્ગમાં જગાને વાસ્તે વખતોવખત હોંસાતોંસી ચાલતી, શોરબકોર થતો, અને સીસોટીયો પડતી હતી, પણ એકદમ શાંતતા કરી દેવામાં આવતી હતી. સોડાવાટર, લેમોનેડ, આઇસક્રીમ, ચાહ, કાફી, પાન, સોપારી, બીડી વેચનારાઓને સારી કમાણી જાગી હતી. તેમજ નાટક શાળાના મેનેજરને પણ સારો તડાકો પડયો હતો. નાટકની ચોપડીયો થોકડાબંધ ખપી જતી હતી. અને વેચનારના પગને લેશ માત્ર પણ વિશ્રાંતિ મળતી નહીં.

જે બાજુએ સ્ત્રીવર્ગની બેઠક હતી તે તરફ લાલા રમાલાલની આંખો આમ તેમ ફરકતી હતી. અને એમની નજર એક સરખી ઠરતી હતી નહીં. ખેલ નવીન થવાનો હતો તોપણ એમની મનોવૃત્તિ નાટકની રંગભૂમિ પરના કૃત્રિમ પાત્રોનું અવલોકન કરવા કરતાં આ સૃષ્ટિપરના ખરેખરા રમણીય અને સુંદર પાત્રોનુ અવલોકન કરવા તરફ વધારે દોરાઈ હતી. મુનશી રસિકલાલ તો રંગભૂમિ તરફ જ એકી આંખે નજર કરી બેઠેલા હતા. અને મી. વીલિયમ મીડલવેને હીંદુ નાટકનું રહસ્ય સમજાવતા હતા. જાલભાઇશેઠ આમ તેમ બગાસાં ખાતા હતા. હું અને લાલા રમાલાલ જોગજોગે આજ સાથે આવી ગયા હતા.

તરેહતરેહની નવીન રંગીબેરંગી સાડીઓ અને અમૂલ્ય અલંકારો સજ કરી કેટલીક સુંદરીઓ બેઠી હતી, કેટલીક શાંતપણે નીચી નજર રાખી મૌનથી બેઠી હતી, કેટલીક આમ તેમ વખતોવખત આંખ ફેરવતી હતી, મંદમંદ હાસ્યથી પોતાની સખીઓ સાથે ધીમે ધીમે વાત કરતી હતી. કેટલીક ચતુર અને ચકોર યુવતિઓ મશ્કરીઅને તિરસ્કારની આંખે આમ તેમ જોતી માંહોમાંહે હસતી હતી. અને કેટલીક જેમના સસ્કારો ઓર તરેહના હતા તેઓને પોતાના કટાક્ષો સાધવાની સારી તક મળી છે એમ જાણી મનમાં મલકાતી હતી. આ બધો ઠાઠ જોતાં જોતાં લાલા રમાલાલે નીચે મુજબ મારી સાથે ભાષણ કરવા માંડયું. "પેલી સ્ત્રીને જુઓ. દેખાવમાં જાણે સુંદર હોય એમ લાગે છે પણ એ બધો સુંદરતાનો ડોળ છે. ખરી સુંદરતાનો લેશ માત્ર પણ આભાસ એનામાં હોય એમ મને લાગતું નથી. તેમ એનામાં અક્કલ અને વિચારશક્તિ પણ ઓછી હોય એમ માલમ પડે છે. કયા અલંકારો એને શોભે છે અને કયા શોભતા નથી તેની એને સમજ જ નથી. બધું અંગ ઘરેણાંઓથી ખડકી નાખ્યું છે અને તેમાં જ સુંદરતા સમાયેલી છે એમ એનું માનવું છે એમ મને લાગે છે. દેખાદેખી બધી ટાપટીપ કરી છે. પેલી આગલી હારમાં કેટલીક બેઠી છે તેમને આજ કાલની નવીન ફેશનો ઉપર વધારે પ્રીતિ હોય એમ જણાય છે અને આપણી જુની વખતની રીતભાતો અને પેહેરવેશ નાપસંદ હોય એમ લાગે છે. એમનો બધો ઠાઠ અને ડોળ નવીન ઢબને આંખ મીચીને નકલ કરવા તરફ જ છે, અને સાર અસારનો એમને કંઈ વિચાર જ નથી. પરંતુ પેલે છેટે ખુણામાં જે બાળા બેઠેલી છે તેને જુવો.

એ અલૌકિક છે. આર્ય બાળાની સુંદરતા, પવિત્રતા અને સુશીલતાનો નમુનો છે. સદ્‌ગુણનો ભંડાર છે. શુદ્ધ પ્રેમથી એની સુંદરતા કેવી અલંકૃત થઈ છે! અને એની નિર્મલ કાંતિ કેવી દીપી રહી છે! આખા અંગમાં નીતિ અને મર્યાદા કેવી રગેરગ પસરી ગયલાં છે! એની આંખોમાં નિર્દોષતા કેવી તરી આવી છે! આ સૃષ્ટિના અપવિત્ર સંસ્કારોની લેશ માત્ર પણ છાયાએ એના ઉપર અસર કરી નથી. આભૂષણો પહેરવામાં એનું કેવું ડહાપણ, સુઘડતા અને ચતુરાઈ જણાઈ આવે છે! આખું સ્વરૂપ શુદ્ધ પ્રેમથી કેવું ખીલી રહ્યું છે! સદ્‌ગુણ અને સુંદરતાનું કેવું યોગ્ય સંમિશ્રણ થયું છે! આ તો મનુષ્ય નહીં પણ કોઈ દેવી હોય એમ લાગે છે. આજની સુલોચનાને પણ છક્કડ ખવડાવે છે એમ છે. ખરેખર એ એક અપૂર્વ સ્ત્રીરત્ન છે.

ભક્તકવિ નરસિંહ મેહેતાની કેટલાક લીટીઓ યાદ કરતા લાલા રમાલાલ બોલ્યાઃ—

"વશીકરણ વેણુ તમે ક્યારે ગુંથાવી સુંદરી શણગટવાળી રે,
આ ચોળી તમે ક્યાં શીવડાવી જેને મોહી છે સર્વે નારી રે;

* * * * * *

બ્રહ્માએ તો નથી ઘડી ભામની, એ આપે બનીને આવી રે,
ત્રણ લોકનું તેજ તારૂણી, એ તો છબી છબીલે જ બનાવી રે.

લાલા રમાલાલ તરફથી પતિવ્રતનું આટલું બધું સન્માન થતું જોઈ મને ઘણો જ આનંદ થયો. સદ્‌ગુણ દરેક જગાએ પોતાના જ બળ ઉપર જ પુજે છે. તેને પોતાનાં વખાણ વેચાતાં કરાવી રણસીંગડાં ફુંકાવવાં પડતાં નથી. તે સર્વત્ર વિજયી જ છે. અને સર્વે જણ તેને નમે છે. કોઈ મનુષ્યમાં પોતાનામાં ગમે તેટલી ખોડખાંપણ હોય તો પણ જો પોતાના કરતાં બીજામાં વિશેષ સદ્‌ગુણ તેને માલમ પડે તો તેવા મનુષ્ય ઉપર તેને સ્વાભાવિક રીતે પ્રીતિ અને માન ઉત્પન્ન થાય છે. નીતિ અને સદ્‌ગુણની પ્રશંસા સર્વ જગ્યાએ થાય છે. છેક જ અનીતિમાં ડુબી ગયેલા, લાજ શરમ વગરના, અને અંતઃકરણના કઠોર માણસો બીજાના સદ્‌ગુણોની અવગણના કરે છે. એવા માણસોથી શરમ પણ શરમાઈ નાસી જઈ બાર ગાઉ છેટે જઈને ઉભી રેહે છે. અને એવા મનુષ્યના જીવતરને ધિક્કાર છે.

ખેલ શરૂ થવાની ઘટડી વાગી, અને પડદો ઉપડયો. ગાયન આનંદભેર શરૂ થયું. હારમોનીયમનો મધુર સ્વર, કાનપર પડવા માંડયો. અને સર્વે જગ્યાએ શાંતતા વ્યાપી ગઈ. કુંભકર્ણ ને અતિકાયના વધ પછી ઇંદ્રજીતનું રણસંગ્રામે ચડવું, રણસંગ્રામમાં એનું અતુલ પરાક્રમ અને માયાવી ચરિત્રથી રામલક્ષ્મણને મૂર્છિત કરી નાંખવા, સંજીવની ઔષધિ લાવી તેમને સચેતન કરવાનો હનુમાનનો ભગીરથ પ્રયત્ન, સુગ્રીવના હુકમથી લંકાદહન, મકરાક્ષનો વધ, સુલોચનાની છેવટની મુલાકાત લઈ ઇંદ્રજીતનું ફરીથી રણસંગ્રામે ચડવું, દંપતિના પરસ્પર પ્રેમનો અદ્‌ભુત દેખાવ, માયાવી સીતાનો વધ અને રામવિલાપ, વિભીષણની સલાહથી વાનરોએ કરેલો ઇંદ્રજીતના યજ્ઞનો ભંગ, વિભીષણ અને ઇંદ્રજીતની મુલાકાત, અને ભત્રીજાએ કાકાને કહેલાં કર્કશ વચનો, વિભીષણનો જવાબ, લક્ષ્મણનો રોષ અને ઇંદ્રજિત અને લક્ષ્મણ વચ્ચે ચાલેલું ભયંકર યુદ્ધ, આખરે પોતાની ચૌદ વર્ષના દૃઢ અને કઠિન વ્રતની લક્ષ્મણે કરેલી સફલતા પૂર્વક ઇંદ્રજીતનો કરેલો વધ, સુલોચનાના મેહેલમાં ઇંદ્રજીતના

હાથનુ પડવુ અને પત્રદ્વારા આપેલી પોતાના મરણની ખબર, સુલોચના અને દાસીઓનો હૃદય વીંધી નાખે એવો વિલાપ, રાવણ અને મંદોદરીનું કલ્પાંત, રામસભામા સહગમન કરવા માટે પોતાના પતિના મસ્તકની સુલોચનાએ કરેલી કરુણરસિક રામપ્રાર્થના, વાનરોની સતીના વૃત્તાંત મસંધમા અશ્રદ્ધા, અને ઇંદ્રજીતના મસ્તકનુ ખડખડાટ હસવુ, લક્ષ્મણનો શોક, અને રામની દક્ષતા અને વિભીષણની ધર્મબુદ્ધિ અને છેવટે સુલોચનાનુ સતી થઈ જવુ,—આ સર્વ બનાવોએ લોકોના ઉપર ઘણી જ ઉંડી અસર કરી અને દરેક જણે પોતપોતાની મતિ પ્રમાણે બોધ ગ્રહણ કર્યો મુનશી રસિકલાલની ચોગરદમ વાહવાહ બોલાવા લાગી ગાયનોની ખુબ પ્રશંસા થઈ હર્ષના પોકારમા ખેલ સમાપ્ત થયો અને સર્વ મંડળ વિખરાઈ ગયુ

ગાડીઓની ભીડ ઘણી હતી અને પોલિસનો બન્દોબસ્ત પણ નરમ થઈ ગયો હતો—જેથી ગાડીઓ એક પછી એક ક્રમસર જવાને બદલે સાથે સાથે થઈ જતી અને એક બીજાના પૈડા માહોમાહે ભરાતા હું જે ગાડીમા બેસીને ઘેર જતો હતો તેની જોડાજોડ એક ગાડી જતી હતી તેમા કેટલીક સ્ત્રીઓ બેઠી હતી અને તેઓમા નીચે મુજબ વાતચીત ચાલી રહી હતી—

**લલિતા**—બેન કમળા, આજનુ નાટક બહુ જ સરસ થયુ તેમા રામજીની સભામા ઇંદ્રજીતનુ ડોકુ હસ્યુ એ દેખાવ તો ઘણો જ જોવા જેવો હતો પણ આજના અંગ્રેજી ભણેલાઓ એ વાત માનતા નથી અને આપણે માનીયે છીએ તેને બેવકુફ ગણી હસે છે, અને કહે છે કે મરેલા માણસના ડોકા તે હસતા હશે એ તો બધા ગપાષ્ટક ગોળા છે

**કમળા**—બેન લલિતા, અમારે ત્યા વાલ્મીકિરામાયણ વચાયુ હતુ તેમા એવુ કશુએ હતુ નહીં કદાચ પાછળથી બીજા કવિઓએ ઉમેરો પણ કર્યો હોય કેમ હરકોર કાકી તમે સાભળવામા હતા કેની?

**હરકોર**—બેટા, વાલ્મીકિરામાયણમા હોય કે ન હોય તે આજ મને યાદ નથી પણ ડોકુ હસ્યુ એ વાત ખરી છે અમારા ગડગડશંકર પુરાણીએ કથા કરી હતી ત્યારે એ વાત આવી હતી ખરી બેટા, એ બાબતમા અશ્રદ્ધા રાખીએ નહીં શુ અંગ્રેજી ભણેલા સાચા, અને આપણા ઘરડાના વખતથી ચાલતા આવતા શાસ્ત્ર અને પુરાણો જુઠા? શુ એ લોકો જાતે જઈને જોઈ આવ્યા છે કે ઇંદ્રજીતનુ ડોકુ હસ્યુ નથી? નવરા બેઠા બેઠા ખોટી ખોટી નિંદા કરવી એ શિવાય એમને કંઈ બીજો ધંધો સુઝે છે?

**લલિતા**—પણ એ લોકો એમ કહે છે કે આજ કેમ એવા ડોકા હસતા નથી, અને મરેલા માણસનો કંઈ પણ સદેશો આવતો નથી?

**હરકોર**—મૂઆઓને ખબર નથી કે આજ તો કળજુગ ચાલે છે તે વખતનો જુગ જુદો હતો તેની સાથે કળજુગનો મુકાબલો કરે છે! પોતે રામ અને લક્ષ્મણ જેવા ખરા કેની કે આપણી કને સીતા અને સુલોચના જેટલી આશા રાખે છે કેટલાક તો રાવણ અને કુંભકર્ણથી પણ નપાટ છે, કશો આચાર, વિચાર અને

ધર્મ મળે જ નહીં. ઉઘાડેછોગે બીડીનાં ઠુંઠાં ફુંકે છે અને નહીં ખાવાનું ખાય છે અને પીવાનું પીયે છે. અને કેટલાકને તો વખતસર નાહાવા ધોવાની અને માળાપૂજાની પણ બાધા છે. એ ઘડી પ્રભુનું નામ દેવાની પણ નવરાશ નહીં. અમારા પડોશી મોતીલાલનો છોકરો લખુડો જે મહાલક્ષ્મી આગળ અંગ્રેજી ભણવા જાય છે તે એમ કહેતો હતો કે, હરકોર કાકી, ઈશ્વર છે જ નહીં, અને આપણે બધા વાંદરામાંથી પેદા થયા છિયે. જુઓ આ ચોપડીમાં લખ્યું છે કે આપણા બધાના ઘરડાવરડા મૂળ વાંદરા હતા. મેં કહ્યું કે મુગો રહે. તારા ઘરડાવરડા વાંદરા હોય તો તું જાણે. પણ ખબરદાર, મારા ઘરડા વરડાનું નામ લીધું તો તારી વાત તેં જાણી. પુળો મુક તારી ચોપડી ઉપર કાલ તો અંગ્રેજી ભણેલાઓ કહેશે કે રામ પણ હતા નહીં અને દસ માથાનો રાવણ પણ હતો નહીં !

**કમળા**—હરકોર કાકી, એક યોગી અધ્યાત્મરામાયણની કથા કહેતા હતા તે તો એમ સમજાવતા હતા કે રામ તો આત્માની જગ્યાએ મુકેલા છે, અને દશ મોંહાડાનો રાવણ તે દશ ઇંદ્રિયોને વશ અંહકાર છે, સીતા એ માણસ જાતની સદ્બુદ્ધિ છે. એ પ્રમાણે અર્થ કરતા હતા. જ્યારે સીતા રૂપી સદ્બુદ્ધિ રાવણ રૂપી અહંકારના તાબામાં જાય છે ત્યારે એના પ્રિય આત્મિક સુખનો એને વિયોગ થાય છે અને દુઃખ પામે છે. અને જ્યારે અહંકારનો આ દેહમાંથી નાશ થાય છે ત્યારે સદ્બુદ્ધિને આત્માનું ફરી દર્શન થઈ આત્મિક સુખનો લાભ થાય છે, અને પરમાનંદ પ્રાપ્ત થાય છે.

**હરકોર**—બેન, તારે એવા જોગટાનું કહેવું માનવું હોય તો ભલે માન અને માળા લઈ સાધુડી થઈ જા. તું તો વળી અંગ્રેજી ભણેલા કરતાં પણ વધારે પંડિત દેખું! મારે કંઈ લાંબુ પહોળું સાંભળવું નથી. મારે તો મારા ગરબડશંકર પુરાણીના રામાયણમાં હોય તે અક્ષરેઅક્ષર ખરૂં છે.

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, એવામાં ગાડી બીજે રસ્તે ફંટાઇ, ને હું મારે ઘેર ગયો.

લી. સેવક,
**મુનિ.**

# તત્ત્વ.

( મળેલુ )

આકાશ, વાયુ, અગ્નિ, જલ, અને પૃથ્વી, એ પાંચ મૂળ તત્ત્વો છે એ તત્ત્વ તે શું છે, તે સંબંધી અત્ર થોડું વિવેચન કરીશુ વાસ્તવિક રીતે તો બ્રહ્મ અને પ્રકૃતિના સંયોગથી વિશ્વોત્પત્તિ થાય છે એ બ્રહ્મનુ સ્વરૂપ શબ્દમય કલ્પેલુ છે શબ્દ અને પ્રકૃતિ—સ્વભાવ—શબ્દના ધર્મ—અર્થાત્ શબ્દરૂપ ધર્મી અને પ્રકૃતિરૂપ ધર્મ—એ બેના સંયોગથી વિશ્વોત્પત્તિ છે એ શબ્દ તે જ મહાપ્રાણ છે પ્રાણ જ બ્રહ્મ છે એ મહાપ્રાણ પોતાની પ્રકૃતિથી યુક્ત થાય છે, અર્થાત્ પ્રાણ ગતિમાન બને છે, ત્યારે તે પ્રાણની પ્રકૃતિ પંચધા બને છે એક પ્રાણ પાંચ પ્રકારનો થાય છે એક જ પ્રાણમા પાંચ સ્વરૂપ—સ્વભાવ બને છે પ્રાણનો સ્વભાવ ગતિ છે એ ગતિ પાંચ પ્રકારની થાય છે એ પાંચ પ્રકારની ગતિ તે જ પંચતત્ત્વો કે મહાભૂતો કહેવાય છે એ પ્રાણગતિનુ પ્રથમ સ્વરૂપ **આકાશ** છે પછી ક્રમસર તેમાથી **વાયુ**, **અગ્નિ** ના **તેજ**, **જલ**, અને **પૃથ્વી** થાય છે એક પ્રાણની પંચધા ગતિ કે સ્વભાવ તે ક્રમસર શબ્દ સ્પર્શ, રૂપ રસ, અને ગન્ધ છે તેને તન્માત્રા કહે છે એ પાંચે તન્માત્રાઓના જ અધિષ્ઠાનરૂપ પ્રાણ પોતે જ આકાશ વાયુ તેજ, જલ, અને પૃથ્વીરૂપ બને છે ધર્મી–પ્રાણ–તે પંચતત્ત્વરૂપ બને છે અને ધર્મ–પ્રકૃતિ–તે પંચ તન્માત્રારૂપ છે

હાલના સાયન્સમા **આકાશ** તત્ત્વને સામાન્યરીતે **ઈથર** (ether) કહેવામા આવે છે પરંતુ એ મહાશયની વાત થઈ પછી છે કે શબ્દ (sound) ને ઈથરનો ધર્મ સાયન્સમા માનવામા આવેલો નથી તો પણ માત્ર થોડા જ સાયન્સવેત્તાઓને કંઈ ખ્યાલ આવતો છે કે આધુનિક તેજતત્ત્વનુ કારણ આકાશ છે આમા તેમની ભૂલ અતિ સૂક્ષ્મરૂપે રહેલી છે તેઓ એ તેજતત્ત્વના કારણને **રૂપાકાશ** ( luminiferous ether ) કહે છે પરંતુ એ રૂપાકાશ કંઈ ખરુ આકાશતત્ત્વ નથી, પણ તેજતત્ત્વનુ સૂક્ષ્મરૂપ છે, કેમકે પાંચ તત્ત્વોના સૂક્ષ્મ અને સ્થૂલ એમ બે રૂપ હોય છે એ રીતે તો પાંચે તત્ત્વોના સૂક્ષ્મ રૂપને આકાશ ( ether ) સંજ્ઞા આપી શકાય પરંતુ પાંચે પ્રકારના એ આકાશને ભિન્ન ઓળખવા માટે તેમના ગુણ બતાવનાર વિશેષણો લગાડવા જોઈયે, નહિ તો ભૂલ થાય તેવુ છે ત્યારે એ નામો આ પ્રમાણે આપી શકાય —

1. સૂક્ષ્માકાશ=શબ્દાકાશ ( soniferous ether )
2. સૂક્ષ્મ વાયુ=સ્પર્શાકાશ ( tangiferous ether )
3. સૂક્ષ્મ તેજ=રૂપાકાશ ( luminiferous ether ).
4. સૂક્ષ્મ જલ=રસાકાશ ( gustiferous ether )
5. સૂક્ષ્મ પૃથ્વી=ગન્ધાકાશ ( odoriferous ether )

મુખ્ય પ્રાણ ( breath ) ના આ પાંચ પ્રકારના સૂક્ષ્મ સ્ફુરણો ( vibrations ) કે એ સ્ફુરણના પરિણામમા **પ્રાણ** પોતે સ્થૂલ પંચતત્ત્વરૂપ બને છે એને તે [illegible]

---

* લખનાર—રા [illegible] ચમનરાય શિવશંકર

રૂપ સ્ફુરણથી સ્થૂલાકાશ ( ether ), સ્પર્શાકાશરૂપ સ્ફુરણથી વાયુ ( air ), રૂપાકાશરૂપ સ્ફુરણથી તેજ ( light ), રસાકાશરૂપ સ્ફુરણથી જલ ( water ), અને ગંધાકાશરૂપ સ્ફુરણથી પૃથ્વી ( earth ), બને છે. હાલનું સાયન્સ તેજતત્ત્વના સ્ફુરણ વિષે આ પ્રમાણે સમજાવે છે:—




એનું સ્ફુરણ ( vibration ) પ્રથમ મોજાની દિશાને કાટખૂણે પડે છે. એ સ્ફુરણ ઉપર ઉપર હોય છે, અને આખું સ્ફુરણ એક ત્રિકોણાકારનું બને છે. પાસેની આકૃતિમાં क ख આકૃતિ પ્રથમ મોજાની દિશા છે ख ग સ્ફુરણની દિશા છે ग क લીટી તે એ સ્ફુરણ પાછું क આગળ આવે તો કેવી રીતે મળે તે બતાવવા અર્થે છે

આ પ્રમાણે એક તેજતત્ત્વના મોજાના સ્ફુરણ વિષે સાયન્સે નક્કી કરેલું છે એ પ્રમાણે બાકીના ચાર આકાશો માટે કંઈ શોધાયું નથી. સૂક્ષ્માકાશનાં સ્ફુરણ શબ્દરૂપ છે એ શબ્દના સ્ફુરણ વિષે પણ જાણવું જોઇયે આકાશવર્ગના અવકાશ ( vacuum )માં ઘંટનો પ્રયોગ કરતા તે ઘંટ વાગતો નથી, પરંતુ એમ સિદ્ધ થયું છે કે શબ્દના સ્ફુરણનો સંચાર અવકાશમાં જણાયો છે તો પણ બીજા સાધનો, જેવાં કે પૃથ્વી અને ધાતુઓ, શબ્દને જુદે જુદે અંશે વ્યક્ત કરે છે આ ઉપરથી એમ જણાય છે કે એ અન્ય સાધનોમા શબ્દને વ્યક્તિ આપનાર કંઈ પદાર્થનું અસ્તિત્વ હોવું જોઇયે, અને એ પદાર્થ તે કંઈ જ નહિ, પણ શબ્દનું સ્ફુરણ ( vibration ) જ છે. અને તે આર્યવિદ્યામાનું આકાશ છે આ બાબતમા શબ્દવાહક યંત્ર (telephone) અને આલોકનયંત્ર (photophone)નાં દૃષ્ટાન્તો બસ થશે આલોકનયંત્રમાના શબ્દવાહક કિરણો, તે કંઈ સૂર્યનાં દૃષ્ટિગત (visual) કિરણો નથી હોતા એ વાત સ્પષ્ટ છે. એ તો ખરેખર શ્રોત્રગ્રાહ્ય ( audible ) કિરણો છે દૃષ્ટિગત કિરણો રૂપાકાશના સ્ફુરણ ( vibration ) રૂપ છે, અને શ્રોત્રગ્રાહ્ય કિરણો તો શબ્દાકાશના સ્ફુરણરૂપ છે અને એ શબ્દાકાશ તે પ્રાણમાંથી બનતું પ્રથમરૂપ આકાશ છે

આકાશની પેઠે આકાશ પણ સર્વવ્યાપક છે. ત્યારે પ્રશ્ન એટલો જ રહે છે કે આકાશ તત્ત્વ રહિત અવકાશ ( vacuum ) મા શબ્દની વ્યક્તિ કેમ થતી નથી ? આ ઉપરથી એમ જણાય છે કે વ્યક્તિ માત્રના અવ્યક્ત અને વ્યક્ત એવાં બે સ્વરૂપો હોય છે. જે વ્યક્તિનું સ્ફુરણ જાણવામા આવતું નથી છતાં હોય છે ખરૂ તે અવ્યક્ત સ્ફુરણ, અને બીજું જે વ્યક્તિનું સ્ફુરણ જાણવામા આવે છે તે વ્યક્ત સ્ફુરણ છે આકાશરહિત અવકાશમાનું નાદસ્ફુરણ અવ્યક્ત છે, અને આકાશ સહિતના અવકાશમાંનું નાદસ્ફુરણ વ્યક્ત છે. અવ્યક્ત નાદનું અધિષ્ઠાન શબ્દાકાશ અને વ્યક્ત નાદનું અધિષ્ઠાન આકાશ છે. શબ્દાકાશ તે સૂક્ષ્માકાશ, અને આકાશ તે સ્થૂલાકાશ છે. આમ સૂક્ષ્મતત્ત્વ અને સ્થૂલતત્ત્વ વચ્ચે તફાવત સ્પષ્ટ થાય છે એ જ રીતે રૂપાકાશનું સ્ફુરણ અંધકારમાં અવ્યક્ત, અને અજવાળામા વ્યક્ત હોય છે. આકાશનાં આ સ્ફુરણો ભિન્ન ભિન્ન સાધનોથી ભિન્ન ભિન્ન નાદોનું શ્રવણ કરાવે છે.

અંધાર ઓરડાની અંદર વાતાવરણના પરમાણુઓને દૃષ્ટિગત સ્ફુરણની યોગ્ય સ્થિતિમા આકાશ આણે છે, અને આપણી નજર આગળ વિસ્તૃત તેજ (પ્રકાશ) દેખાડે છે એ જ રીતે આપણા જોવામા આવતી પ્રત્યેક વસ્તુનુ પણ છે તે તે વસ્તુમા આકાશ ( ether ) વ્યાપીને તે તે વસ્તુના પરમાણુઓને દૃષ્ટિગત ગતિની યોગ્ય સ્થિતિમા મૂકે છે આપણા ગ્રહ ( planet ) મા વ્યાપ્ત આકાશ ( ether )નો સંચાર જે સૂર્ય કરે છે, તે આકાશના સ્ફુરણનુ બળ—અંધારમાના જડ પદાર્થમા એ જ સ્થિતિ ઉત્પન્ન કરવાને—પૂરતું નથી અંદરના આકાશને બહારના આકાશથી જડ પદાર્થ ભેદ પાડે છે, અને તે આ સ્ફુરણોથી કપાઈ જાય છે આથી તેમા રૂપાકાશ હોવા છતા અંધકાર રહે છે કાચની અંદરના અવકાશમાનો વીજળીનો તણખો આપણી આંખોથી દેખાય છે, કારણ કે અંદરના રૂપાકાશના સંબંધમા આવતી કાચની દિવાલમાથી દૃષ્ટિગત સ્ફુરણો પસાર થઈ શકે છે એ સ્ફુરણો પછી બાહ્યાકાશમા મળી જઈને આંખમા પહોચે છે પરન્તુ માટી કે બીજુ કાંઈ વાપરિયે તો તેમાથી એ પ્રમાણે બનતુ નથી આ રીતે જે પદાર્થો કાચ જેવામાથી દૃષ્ટિગત સ્ફુરણો પસાર થઈ શકે છે તેવા પદાર્થને આપણે પારદર્શક કહીએ છિયે

હવે પાછા આપણે શબ્દાકાશ તરફ આવિયે દરેક સ્થૂળ પદાર્થના આક્રમણે અમુક હદ સુધી પારદર્શકના હોય છે તેને શ્રોત્રઆકાશસ્ફુરણ કહે છે હવે આપણે આ સ્ફુરણોના સ્વભાવ વિષે કંઈક બોલીશુ આના સમ્બન્ધમા બે વાત સમજવાની જરૂર છે પ્રથમ એ કે એ સ્ફુરણનુ બાહ્યરૂપ કંઈક આપણા કાનના છિદ્ર જેવુ હોય છે જે પદાર્થમાથી તે સ્ફુરે છે તે પદાર્થને તે બિંદુવાળા પડના રૂપમા નાખે છે આધારનુ સપાટી ઉપર આ બિંદુઓ કંઈક ઉપસેલા હોય છે, તેવી એ પડમા સૂક્ષ્મ દર્શક યન્ત્રથી માલ જણાય તેવા ગર્ત્ત હોય છે એ ગર્ત્તોથી ગતિ પામીને તે સંક્રમણ પામે છે અને ચારે તરફ ગમન કરે છે, અને પાસેની આકૃતિ પ્રમાણે વધે જાય છે એ શબ્દાકાશના સ્ફુરણોને શ્રોત્રઆકાશસ્ફુરણ કહેવાય છે. આ આકાશો સ્થૂળ પદાર્થોમા પણ પોતાના જેવા જ સ્ફુરણો ઉત્પન્ન કરે છે એટલા માટે શ્રોત્રઆકાશસ્ફુરણો જે આકાશમા વાતાવરણની હવાને મૂકે છે, તે આકાશિક સ્ફુરણના સ્વરૂપનુ ખરૂ માર્ગદર્શક છે હાલના સાયન્સે શોધેલ વાયુના સ્ફુરણ પણ એવા જ હોય છે







હવે સ્પર્શાકાશના સ્ફુરણોવિષે તપાસિયે એ સ્ફુરણો ગોળાકારના હોય છે, અને તેની ગતિ મોજાને તિર્યક્કોણે ( acute angle ) હોય છે પાસેની આકૃતિ પ્રમાણે એ સ્ફુરણો ચાલે છે નાદગતિના સમ્બન્ધમા જે ટીકા કરેલ છે તે જ અત્ર પણ લાગુ છે



રૂપાકાશના સ્ફુરણો ત્રિભુજાકાર પડે છે એ વાત ઉપર કહેવાઈ ગઈ છે હવે રસાકાશના સ્ફુરણો અર્દ્ધચન્દ્રાકારના સ્ફુરે છે એમની ગતિ નીચે તરફ હોય છે રૂપાકાશની ગતિ ઉપર ઉપર હોવાથી રસાકાશની આ નીચેની ગતિ વિરુદ્ધ છે આથી જેમ રૂપાકાશના

સ્ફુરણો વિસ્તારવાળાં છે તેમ રસાકાશનાં આ સ્ફુરણોમાં સંકોચનો ધર્મ હોય છે. એ સ્ફુરણો નીચે પ્રમાણે હોય છે:—



આ સંકોચન કેવી રીતે થાય છે તે તત્ત્વોના ગુણ બતાવતી વખતે વિચારીશું.





ગંધાકાશનાં સ્ફુરણો ચોરસાકાર હોય છે. એમની ગતિ મધ્યભાગ તરફ હોય છે. તેની ગતિ કાટખૂણુ, તિર્યગ્કોણ, ઉપર, કે નીચે હોતી નથી, પરંતુ મોજાની ગતિની લીટી ઉપર જ હોય છે. પાંચે પ્રકારનાં આકાશોનાં સ્ફુરણો વિષે આટલું બસ.

હવે આ પાંચે આકાશોમાંનાં પ્રત્યેક—માણસોની પાંચ જ્ઞાનેન્દ્રિયોરૂપ બને છે, તે આ પ્રમાણે —

૧. શબ્દાકાશ—માંથી શબ્દ (sound) બને છે.
૨. સ્પર્શાકાશ— ,, સ્પર્શ (touch) ,, .
૩. રૂપાકાશ— ,, રૂપ (colour) ,, .
૪. રસાકાશ— ,, રસ (taste) ,, .
૫. ગન્ધાકાશ— ,, ગન્ધ (smell) ,, .

પદાર્થોત્પત્તિમાં આ પાંચે તત્ત્વો એકબીજા સાથે અનિયમિત માત્રાથી મિશ્ર થાય છે. એ રીતિને પંચીકરણ નામ આપવામાં આવેલુ છે.

બીજગણિતમાં અંક સખ્યાને માટે વર્ણચિહ્નની યોજના છે, તેમ આ પાંચે આકાશોને માટે ક્રમસર આપણે अ, व, त, ज, અને प, એ વર્ણચિહ્નોની યોજના કરીશું; તો પંચીકરણમાં તેઓનું પ્રમાણ નીચે પ્રમાણે રચાય છે:—

૧. $\text{अ} = \frac{\text{अ}}{૨} + \frac{\text{व}}{૮} + \frac{\text{त}}{૮} + \frac{\text{ज}}{૮} + \frac{\text{प}}{૮}$

૨. $= \frac{\text{व}}{૨} + \frac{\text{अ}}{૮} + \frac{\text{त}}{૮} + \frac{\text{ज}}{૮} + \frac{\text{प}}{૮}.$

૩. $= \frac{\text{त}}{૨} + \frac{\text{अ}}{૮} + \frac{\text{व}}{૮} + \frac{\text{ज}}{૮} + \frac{\text{प}}{૮}.$

૪. $\text{ज} = \frac{\text{ज}}{૨} + \frac{\text{अ}}{૮} + \frac{\text{व}}{૮} + \frac{\text{त}}{૮} + \frac{\text{प}}{૮}.$

$= \frac{\text{प}}{૨} + \frac{\text{अ}}{૮} + \frac{\text{व}}{૮} + \frac{\text{त}}{૮} + \frac{\text{ज}}{૮}.$

દરેક આકાશનો એક અણુ આઠ આઠ પરમાણુઓનો બને છે. એ આઠ પરમાણુઓમાં ચાર પરમાણુ તો મુખ્ય મૂળ આકાશના અને બાકીનાં ચાર આકાશોમાંના દરેકનો અકેક પરમાણુ હોય છે. એટલે કે ઉપરના કોઠામાં (૧) માં अ છે તે સ્થૂલાકાશનો વાચક છે. તેની બનાવટમાં अ ( સૂક્ષ્માકાશ કે શબ્દાકાશ ) ના બે પરમાણુ, व ( સૂક્ષ્મવાયુ કે સ્પર્શાકાશ ) ના આઠ પરમાણુ, તથા બાકી દરેકના આઠ આઠ પરમાણુઓ હોયછે. એ જ રીતે (૨) માં સ્થૂલ વાયુ તત્ત્વની રચના બતાવી છે, તેમાં સૂક્ષ્મ વાયુ કે સ્પર્શાકાશના બે, અને બીજા ચારના આઠ આઠ પરમાણુઓ છે. એમ દરેક સ્થૂલ તત્ત્વની રચનામાં એના એ જ સૂક્ષ્મ તત્ત્વના બે અને બીજાં સૂક્ષ્મ તત્ત્વોના આઠ આઠ પરમાણુઓ હોય છે, અને એ રીતે સૂક્ષ્મ તત્ત્વોના કુલ ચોત્રીસ ચોત્રીસ પરમાણુઓનો અકેક સ્થૂલતત્ત્વનો અણુ બને છે.

હવે નીચેના કોઠામાં પંચીકરણમાંનાં દરેક તત્ત્વોના ગુણ બતાવ્યા છે:—

| | શબ્દ. | સ્પર્શ. | રૂપ. | રસ. | ગન્ધ. |
|---|---|---|---|---|---|
| (૧). अ. | સામાન્ય. | ... | ... | ... | ... |
| (૨). व. | અતિલઘુ. | કિંચિત્ શીત. | શ્યામ. | અમ્લ. | અમ્લ. |
| (૩). त. | લઘુ. | અનુષ્ણ. | રક્ત. | ઉષ્ણ. | ઉષ્ણ. |
| (૪). ज. | ગુરુ. | શીત. | શ્વેત. | કષાય. | કષાય. |
| (૫). प. | ઘન. | કિંચિદુષ્ણ. | પીત. | મધુર. | મધુર. |

અત્ર જાણવાનું છે કે—આ સૂક્ષ્મ તત્ત્વો વિશ્વમાં ચાર અવસ્થા ( plane ) માં રહે છે. આ ચાર અવસ્થાઓમાંથી નીચેના કરતાં ઊંચી અવસ્થામાં પ્રત્યેક ક્ષણે તાત્ત્વિક સ્ફુરણોની સંખ્યા વધારે મ્હોટી હોય છે. આ ચાર અવસ્થાઓ આ પ્રમાણે છે:—

૧. પ્રાણ ( Physiological ).
૨. મન ( Mental ).
૩. વિજ્ઞાન ( Psychic ).
૪. આનન્દ ( Spiritual ).

વેદાન્તમાં જે પંચકોશ કહેલા છે, તેમાંના અન્નમય કોશને બાદ કરતાં બાકીના આ ચારે કોશ ક્રમસર છે. અન્નમયકોશ જડ હોવાથી જૂદો નહિ ગણતાં પ્રાણમાં જ ગણેલો છે.

ઉપર તત્ત્વોના મુખ્ય ગુણો બતાવ્યા છે. હવે તેમના ગૌણ ગુણો નીચે બતાવિયે છિયે:—

૧. દિશા ( space )—આ ગુણ આકાશ તત્ત્વનો છે. પ્રથમ કહેવાઈ ગયું છે કે શબ્દાકાશનાં સ્ફુરણોનો આકાર કાનના છિદ્ર જેવો છે, અને તેની અંદર અત્યન્ત સૂક્ષ્મ બિંદુઓ હોય છે. આ ઉપરથી સમજાય છે કે એ બિંદુઓ વચ્ચેના અવકાશો આકાશિક અત્યલ્પ સંખ્યા ( minima ) ને અવકાશ આપે છે, અને તેમના સંચરણ ( locomotion )ને પણ અવકાશ આપે છે.

૨. સંચરણ ( locomotion )—આ ગુણ વાયુ તત્ત્વનો છે. ગતિનું જ રૂપ વાયુ છે, કારણ કે સર્વ દિશાઓમાંની ગતિ તે વર્તુલાકાર ગતિ છે; પછી તે વર્તુલ મ્હોટી કે ન્હાની ગમે તેવી હોય. વાયુતત્ત્વનું સ્વરૂપ જ ગોળાકાર છે, જુદાં જુદાં આકાશોના રૂપને જાળવી રાખનાર ગતિ જ્યારે વાયુની અપરિવર્ત્તનીય ( stereotyped ) ગતિ સાથે મળે છે, ત્યારે સંચરણરૂપ પરિણામ થાય છે.

૩. વિસ્તાર ( expansion )–આ ગુણ તેજતત્ત્વનો છે. રૂપાકાશના સ્ફુરણને મળતી ગતિના આકાર અને રૂપમાંથી આ ગુણ ઉત્પન્ન થાય છે. આને માટે એક દૃષ્ટાન્ત લઇયે. ધારો કે घ च छ એક ધાતુનો કકડો છે. આપણે જો તેને અંગારો લગાડિયે, તો તેમાંનું રૂપાકાશ ગતિમાન થાય છે, અને તે એ ધાતુના કકડાના પરમાણુઓને પણ એ જ પ્રકારની ગતિમાં મૂકે છે. ધારો કે क પરમાણુ છે. તેના તેજરૂપ થવાથી તેનું સ્ફુરણ ग તરફ જવાનું, અને પછી




પાછું ख તરફ આવવાનું. એ જ રીતે એ ધાતુના કકડાના મધ્યબિંદુની આસપાસ પ્રત્યેક બિંદુ પોતાનું સ્થાન ફેરવે છે; અને છેવટે આખા કકડાનો આકાર घ च छ જેવો થવાનો, અને એ રીતે માત્ર તેનો વિસ્તાર પરિણામ પામે છે.

૪, સંકોચન ( contraction )–આ ગુણ જલતત્ત્વનો છે. તેજતત્ત્વથી આના સર્વ ગુણ વિરુદ્ધ છે, એમ ઉપર કહેવાઈ જ ગયુ છે.

૫ સંકર્ષક બલ ( cohesive resistance )–આ ગુણ પૃથ્વીતત્ત્વનો છે. તેજતત્ત્વથી જેમ જલતત્ત્વ ઉલટા ગુણોવાળું છે, તેવી જ રીતે આકાશતત્ત્વથી પૃથ્વીતત્ત્વના ગુણો ઉલટા છે. આકાશ જ્યારે સંચરણને અવકાશ આપે છે ત્યારે પૃથ્વી સંચરણને અટકાયત કરે છે. તે આકાશને ભરી દે છે.

૬. માર્દવ ( smoothness )–આ ગુણ જલતત્ત્વનો છે. જેમ હરકોઈ પદાર્થના પરમાણુઓ સંકોચ પામતી વખતે એક બીજાની સમીપ આવે છે, અને જલતત્ત્વનો અર્દ્ધચન્દ્રાકાર ધારણ કરે છે, તેમ તેઓ સ્હેલાઇથી એક બીજા ઉપરથી સરકી શકે છે. આને લીધે એ પરમાણુઓમાં ગતિ સરલ હોય છે.

તત્ત્વો વિષે આટલુ વિવેચન પૂરતું છે. જીવનની જુદી જુદી સ્થિતિઓમાં તેમની વ્યક્તિઓ વિષે હવે પછી ચર્ચીશું.

---

## અભેદજિજ્ઞાસા.

( મળેલું. )

### રા. રા. સુદર્શનના તંત્રી મહાશયની સેવામાં—

ગયા જુલાઈ માસના સુદર્શનપત્રમાં 'અભેદજિજ્ઞાસા' એ મથાળા નીચે અભેદવાદ સંબંધી મારી શંકાઓ પ્રસિદ્ધ કરવા આપે કૃપા કરેલી તે માટે આપનો ઉપકાર માનતાં, તે શંકાઓના જવાબ રૂપે તે પછીના અંકોમાં 'અભેદવાદવિચાર' એ મથાળા નીચે પ્રસિદ્ધ થયેલા પત્રો વાંચી જે વિચારો ઉત્પન્ન થયા તે આ નીચે મોકલું છું. હું વિનંતિ કરૂં છું કે આપ એને આપના પત્રમાં સ્થાન આપશો.

૧.

'પ્રથમ પત્ર' રા. "અભેદ–અભ્યાસી"નો છે. તેઓના ઉત્તરના સંબંધમાં મારે કહેવું જોઇએ કે એમના પત્રથી જે સિદ્ધાન્ત ફલિત થાય છે તે "અભેદ" સિદ્ધાન્ત નથી. જીવ, બ્રહ્મ અને જ-

ગત્ એ ત્રણેમાંથી કોઈ પણ તત્ત્વનો નિષેધ અવિવક્ષિત હઈ તે ત્રણેનું 'અદ્વૈત' જે વેદાન્તનો પરમ સિદ્ધાન્ત છે તે વિચારવા, તે શી રીતે સિદ્ધ થાયછે તે ઉપદેશવા, મારી વિનતિ હતી. જગત્‌ને મિથ્યા માનનાર પણ જગત્‌નું કંઈ પરમાર્થ સ્વરૂપ તો બતાવે જ છે, અને તે સ્વરૂપની સાથે બ્રહ્મનું અદ્વૈત સાધે છે, એ વાત રા. "અભેદ અભ્યાસી"ની દૃષ્ટિ બ્હાર ન જવી જોઇએ.

अ (૧) "જીવ જ્યારે જ્ઞાનનિષ્ઠાવાળો થાય **ત્યારે** સર્વજ્ઞ થાય છે" તેમ થયા પછી જ તિરોહિત આનંદાંશ આવિર્ભૂત થાય છે અને ત્યારે બેઉ સચ્ચિદાનંદમયતાની સરખી કોટિમાં આવી અભેદતામાં **પરિણમેછે,**"–એ ગ્રન્થસંદર્ભ 'અભેદ'સાધક નહિ પણ 'ભેદ' બતાવનાર છે એમ સર્વ 'અભેદવાદીઓ'ને સહજ સમજાઈ શકશે. વળી જીવ જ્ઞાનનિષ્ઠાવાળો થાય ત્યારે જ્ઞાની થાય પણ સર્વજ્ઞ શી રીતે થાય ?

બીજા પ્રશ્નના ઉત્તરમાં એઓએ જે કહ્યું છે તે કથનમાત્ર જ છે. 'બ્રહ્મ કેવલ ચેતન જ અને જગત્ કેવલ અચેતન જ છે એવો અભેદવાદનો સિદ્ધાન્ત નથી'. રા. "અભેદ-અભ્યાસી"નો એ સિદ્ધાન્ત નહિ હોય, પણ કોઈ અભેદવાદનો નથી એમ પોતે ભાગ્યે જ કહી શકશે. રા. "અભેદ–અભ્યાસી"ના કહેવા પ્રમાણે આ ત્રણે તત્ત્વોમાં અમુક અમુક અંશના આવિર્ભાવ અને તિરોભાવ હોય છે. અને તે વિશેષ આવિર્ભાવ અને વિશેષ તિરોભાવ નષ્ટ થઈ સત્ ચિત્ અને આનંદ એ ત્રણે અંશો સમાનતામાં આવે છે ત્યારે ત્રણે સચ્ચિદાનંદમય થઈ એકતામાં પરિણમે છે–આમ 'એકતા,' 'અભેદ,' એ કોઈ ક્રિયાસાધ્ય પરિણામની સ્થિતિ છે, એવો એમનો કહેવાનો ભાવ હોય એમ જણાય છે. આરંભમાં જૂદાં તત્ત્વો, અમુક પ્રસંગોને લીધે અમુક રીતે પરિણામ પામી, પછી એક થાય છે એવા "અભેદ(?)વાદ"ની સિદ્ધિ માટે મને જિજ્ઞાસા નથી.

ત્રીજા પ્રશ્નના સંબંધમાં બ્રહ્મ અને આત્માને જીવના 'જ્ઞેય' કહ્યા છે. મારૂં કહેવું એમ નથી. તથાપિ એમના ત્રીજા પ્રશ્નના ઉત્તરમાં અંશાંશિભાવનો સંબંધ (ઉપરનાં ત્રણ તત્ત્વનો) એમને વિવક્ષિત હોય એમ જણાયછે. અંશાંશિભાવ સંબંધ જડને જ હોય એમ મારૂં માનવું છે. ચેતન પરત્વે આ સંબંધ શી રીતે ઘટે ? આ પ્રશ્નના ઉત્તરમાં પણ પછી 'તે જડને ચેતન બનાવે છે'–એમ લખાયું છે. જડની ચેતનતા આમ કૃત્રિમ છે તો તે નશ્વર ઠરશે. વસ્તુતઃ એમની એકતા છે એ વાત સિદ્ધ શી રીતે થઈ શકે એ જાણવાની મારી અપેક્ષા છે. ઉપરનો ઉત્તર મારી જિજ્ઞાસા તૃપ્ત નથી કરતો એટલું જ નહિ પણ રા. "અભેદ-અભ્યાસી"ને મારી જિજ્ઞાસાનો વિષય અભેદસિદ્ધાન્ત ગ્રાહ્ય છે કે નહિ એનો પણ સંશય પડે છે. "**સજાતીયપણું પ્રાપ્ત થતાં મહાન્** તરફ **અલ્પ** આકર્ષાય છે" એ શબ્દોની પણ એ જ દિશામાં ગતિ છે.

(ब) (૧). ના જવાબમાં પુણ્ય અને પાપ સર્વજ્ઞતાની સિદ્ધિનાં સાધન અને અન્તરાય છે એમ માન્યું છે. વળી અમુક કૃત્ય એવી સિદ્ધિનું સાધન છે કે અન્તરાય એ શી રીતે જાણી શકાય ? પુણ્ય–પાપનું આ લક્ષણ 'ભેદ'વાદાનુગત છે એમ એમના લેખ ઉપરથી સ્પષ્ટ થાય છે.

વળી (ब) (૨) ના જવાબમાં "સ્વરૂપે સર્વ એક છે કેમકે એકમાંથી થયું છે, એકમાં રહ્યું છે એકમાં જ પરિણામ પામનાર છે"–એમ લખાયું છે. આ "સર્વ"માં પાપપુણ્યનો અંતર્ભાવ ખરો કે નહિ ? જો હોય તો સ્વરૂપે પાપપુણ્ય ઉભય એક છે, ન હોય તો ક્યાંથી આવે છે ? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

કર્મ અને વ્યવહાર સંબંધના પ્રશ્નના ઉત્તરમાં રા. "અભેદ અભ્યાસી" કર્મ શું છે એ બતાવે છે, પણ 'અભેદસિદ્ધાન્તમાં કર્મને શો અવકાશ ?' એ પ્રશ્નનો ઉત્તર અપાયો નથી. વ્યવહારના સંબંધમાં પણ 'વ્યવહાર અસત્ય છે એમ પ્રાચીનોનું માનવું નથી' એમ લખાયું છે. વ્યવહાર અસત્ય છે એમ કોઈ પણ પ્રાચીનોનું માનવું નથી એમ કહેવું એ દુરાગ્રહ છે. શ્રીમત્ શંકરાચાર્ય જેમને માટે રા. "અભેદ-અભ્યાસી" સંમાનપૂર્વક બોલે છે એમનું તો એ માનવું હતું જ. વ્યવહાર અને પરમાર્થ બે સત્ય છે એમ કહેવું એ વ્યવસ્થાન્તર બતાવવા જેવું છે તેથી મારી શંકાનું નિવારણ નથી થતું. જે અભેદસિદ્ધાન્ત હું સમજવા માગુંછું તેમાં વ્યવહાર અસત્ય કથાયેલો છે. 'અસત્ય હોવાથી એ સાચવવાની જરૂર શી' ? એ શંકા ઉઠે છે. એ શંકાનું નિરાકરણ એ જ સિદ્ધાન્તને અવલંબીને ન અપાય તો તે વેદાન્તને પરમસિદ્ધાન્તના પદ ઉપરથી વિચ્યુત કરે, વ્યવસ્થાન્તર બતાવાય તો વસ્તુતઃ એ સિદ્ધાન્તનું જ નિરાકરણ થાય.

ઘ (૩) ના ઉત્તરમાં લખાયું છે કે 'આનંદમાં રહેવું એ સ્વાર્થી નીતિ નથી પણ સ્વભાવ છે.' તરત જ પાછું કહેવાય છે કે 'જે પુરુષો પરાકાષ્ઠાએ પહોંચે તેનો તેવો સ્વભાવ થઈ જાય છે.' ત્યારે પ્રશ્ન એ ઉઠે છે કે સ્વભાવ **છે** કે **થાય છે ?**

પ્રશ્ન **ઘ (૪)** ના ઉત્તરમાં 'વાસના સ્વાભાવિકી છે' એ તો સ્વીકારાયું છે અને એનો અતિક્રમ સંભવે એમ કહ્યું છે તો એ સ્વાભાવિકતા કેવી ? સિવાય, એ પણ કથન માત્ર છે. સાત્ત્વિકવૃત્તિસદ્ધ ભક્તિનું અવલંબન સગુણ જીવભિન્ન ઈશ્વરની અપેક્ષા રાખે છે, જે અદ્વૈતસિદ્ધાન્ત છે ?

૨.

બીજો પત્ર રા. નરભેશંકર નામના એક ગૃહસ્થનો છે. એ પ્રશ્નના સંબંધે આરંભમાં એટલું કહેવું જોઇએ કે પારિભાષિક શબ્દોનાં લક્ષણો આપી પોતાનો લેખ લખ્યો છે એ બહુ જ ઇષ્ટ છે. સર્વ વેદાન્તલેખકો આ પ્રમાણે જ લખવાની શૈલી રાખે તો તેમાં તેમને તેમ જ વાચકવર્ગને પણ ફાયદો થાય. પરંતુ રા. નરભેશંકરના લેખથી મારો અર્થ કેટલો સધાયો છે તે જોતાં મારે બહુ જ નિરાશ થવું પડયું છે.

અ (૧) જીવબ્રહ્મની એકતાના સંબંધમાં તેઓ સાહેબ કહે છે કે "અંકોને અંકોવડે થતી પૂર્ણ સંખ્યાનું નામ તે બ્રહ્મ, ને એ સંખ્યામાં જે અંકો સમાયલા છે તે જીવ." પણ આપણે જોઇએ છીએ કે ૧૦૦=૧ નથી તેમ ૧=૧૦૦ નથી.

(૨) ચેતન અને અચેતનની અદ્વૈતતાના સંબંધમાં જે લખ્યું છે તે કથનમાત્ર છે. 'અચેતન એ ચેતનની ઉપાધિ કે વિકૃતિ છે.' ઉપાધિ અને વિકૃતિ એ ભિન્ન પદાર્થો છે અને તે બેમાંથી કયું એ કહેવું જોઇએ. "( અચેતનનું ) જ્ઞાન ( ચેતન ) જે સર્વત્ર દ્વૈતરૂપે દેખાય છે તે કેવળ લીલા છે, 'બહુ થાઉં' ના ભાવની સ્વમસ્થિતિ છે"–ઇત્યાદિ કેટલાક વેદાન્તમંત્રોનો ઉચ્ચાર માત્ર છે, તેના અર્થોનું યુકિતપૂર્વક પ્રતિપાદન નથી થયું. મારે તો તેની અપેક્ષા છે.

(૩) દ્રષ્ટા અને દૃશ્યની અદ્વૈતતા પણ સિદ્ધ કરી નથી. 'જીવમાં જ્યારે જ્ઞાન ઉદય પામે ત્યારે જ્ઞાતવ્ય આવે છે' એમ કહેવામાં આવ્યું છે. પરંતુ જ્ઞાતવ્ય હોય તો જ્ઞાન આવેછે

એમ કેમ નહિ ? વળી લખાય છે કે 'જ્ઞેય અને જ્ઞાતા એ જ્ઞાનના જ અંશ છે' અને વળી આગળ લખાય છે કે 'જ્ઞાતાનું જ્ઞેય બનેલું છે' એ ઉપર પ્રશ્ન ઉઠે છે કે એમના પોતાના જ કહેવા પ્રમાણે જે જ્ઞાનનો એક અંશ (જ્ઞાતવ્ય) છે તે જ્ઞાનના બીજા અંશ (જ્ઞાતા)નો બનેલો કેમ હોઈ શકે ? 'જ્ઞાતાનું જ જગત્ બનેલું છે' એ કથન માત્ર પણ મારે માટે નિરર્થક છે ઉપર મેં કહ્યું જ છે કે એ મર્મ વેદાન્તમંત્રોના સયુક્તિક પ્રતિપાદનની મારે ઇચ્છા છે

(૪) વ્યવહારમાં ભેદ પરમાર્થમાં અભેદ ઇત્યાદિ પ્રશ્નના ઉત્તરમાં લખાયું છે કે 'દેશ કાલ ગુણ આદિ પરિચ્છિન્નસ્વરૂપ વ્યવહારથી જીવનનો કોઈપણ પ્રકારનો હેતુ સધાતો નથી'— કોઈ પણ પ્રકારનો હેતુ સધાતો નથી એ ઉક્તિ બહુ વિષમ છે તોપણ રા નરભેશંકરભાઈને મારી વિનતિ છે કે તેઓ જીવનના કેવા પ્રકારના હેતુ માને છે અને તે તે પ્રકાર શાથી સધાય છે તે સ્પષ્ટ કરીને કહેશે તો મારા ઉપર ઉપકાર થશે આગળ જતાં લખાયું છે કે જીવન "અક્ષય આનન્દ અર્થ સર્જાયલું છે" આનું ગભીર અર્થ વાક્ય એવી રીતે મૂકવામાં આવ્યું છે કે તેમાં રહેલું વિવાદતત્ત્વ બરાબર કળાઈ શકાય નહિ પણ મારી વિનતિ છે કે 'આપણું જીવન અક્ષય આનન્દ અર્થે સર્જાયલું છે' એ એક ભારે સવાલ છે, એ મન્તવ્ય બહુ સાધનની અપેક્ષા રાખે છે અને તેના ઉપર ઘણા વિચારણીય પૂર્વપક્ષ થયેલા છે

ચ હવે કર્તવ્યવિચાર સંબંધના પ્રશ્નોના રા નરભેશંકરના જવાબ ઉપર આવીએ

(૧) પાપ અને પુણ્યના જે લક્ષણ એ ગૃહસ્થે આપ્યાં છે—"પાપ એટલે **અનાત્મ** ભાવનાવાળી પ્રવૃત્તિ," અને "પુણ્ય એટલે **આત્મભાવનાવાળી** નિવૃત્તિમય પ્રવૃત્તિ"—એ લક્ષણો પરમ ભિન્નતા દર્શાવનારાં છે પણ અદ્વૈતસિદ્ધાન્તમાં એ ભિન્નતા શી રીતે સંભવી શકે એ મારો પ્રશ્ન છે રા નરભેશંકરે ભિન્નતા સ્વીકારી, તેનો અભેદ અમુક રીતે થાય છે એમ મતલબ છે અદ્વૈતમાં અભેદ જ યથાર્થ છે એમ કથન કરી વાસ્તવિક રીતે જે ભેદ છે તે શી રીતે સંભવી શકે એ વિષયનો મારો પ્રશ્ન આ પ્રમાણે એમનો એમ જ રહે છે

(૨) અદ્વૈત અને કર્મ એ સંબંધી પ્રશ્નના સંબંધમાં પણ એવી જ સ્થિતિ છે પરમ સિદ્ધાન્તમાં કર્મ નિરસનારા છે એવું મારું સમજવું થાય છે છતાં કર્મની કર્તવ્યતા અભેદભાવ છે એ અદ્વૈતતાને માટે અવિરોધ છે, અને તે વિરોધ કેવી રીતે ભાગી શકાય એમ મારો પ્રશ્ન છે 'અનાસક્તિ અને ફલત્યાગ ભાવે જ્ઞાન ભાવના થતાં કર્મો અદ્વૈત રૂપ રહે છે' એ વાક્યથી શું વિવક્ષિત છે તે સ્પષ્ટ થવું જોઇએ અનાસક્તિ અને ફલત્યાગ એ ભેદ હોય તો જ સંભવે, કેમકે અનાસક્તિમાં સ્વથી ભિન્ન પદાર્થ ઉપરથી આસક્તિ વાળવાની છે અને ફલત્યાગમાં સ્વથી ભિન્ન ફલનો ત્યાગ કરવાનો છે

(૩) વ્યવહાર અસત્ય હોય ઇત્યાદિના સંબંધમાં પણ મારા પ્રશ્નનું સમાધાન નથી થતું વ્યવહાર સાચવવો એ અત્યુત્તમ છે માટે સાચવવો એવો ઉત્તર મારે જોઈતો નથી વ્યવહાર સાચવવો એ અદ્વૈત સિદ્ધાન્તને **અનુરૂપ** અબાધિત છે એમ સિદ્ધ કરવાની અપેક્ષા છે 'અદ્વૈતજ્ઞાનીઓ આત્મરક્ષણ અને શિક્ષણ તથા લોકહિત અર્થે વ્યવહાર સાચવે છે,' એમ જે લખાયું છે તેમાં તેઓ અદ્વૈતસિદ્ધાન્તને અનુરૂપ એ કરે છે એવું સિદ્ધ ક્યાં થયું ?

અદ્વૈતસિદ્ધાન્તીએ ખરૂં જોતાં વ્યવહારનું નહિ પણ પરમાર્થનું રક્ષણ કરવું ઉચિત છે, અને તેથી જગત્ આગળ પણ વ્યવહારના નહિ પણ પરમાર્થના દૃષ્ટાન્તરૂપ બનવાનું છે

(૪) અદ્વૈતનીતિ સ્વાર્થનીતિ નથી ? એ પ્રશ્નના ઉત્તરમાંથી કંઈક મળે છે પણ તેમાં પુન એક પ્રશ્ન ઉદ્‌ભવે છે તે એ છે કે નિસીમ અવાચ્ય આનંદ અનુભવવા માટે સ્વનો પરમાં વિલય કરવો એવો વેદાન્તવાક્યોનો અભિપ્રાય ખરો કે નહિ ? વળી અવિદ્યાનો કલ્પિત આનંદ અને જ્ઞાનજન્ય આનંદમાં શો ભેદ છે તે પણ અવિશદ જ રહેલું છે "પ્રારબ્ધ-દોષ પણ બ્રહ્માર્પણ થવાથી અવાચ્ય આનંદ અનુભવાય છે." એમ લખ્યું છે પણ ત્યાં 'બ્રહ્માર્પણ' એ સમાસથી શું વિવક્ષિત છે એ સ્પષ્ટ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી એ વિચારનું યથાર્થ ગ્રહણ ન થઈ શકે બ્રહ્મ ભિન્ન ન હોય તો અર્પણ કોને ? અને ભિન્ન હોય તો દ્વૈતાપત્તિ

(૫) વાસનાના સંબંધમાં જે લખેલું છે તે વાસનાનું એમણે જે લક્ષણ આપેલું છે તે જોતાં યદ્યપિ યથાર્થ હોય તો પણ વાસનાનું એ લક્ષણ વાસ્તવિક છે કે નહિ એ જોવાનું રહે છે એમનું લક્ષણ સ્વીકારીએ તો અદ્વૈતભાવનાનો વાસનામાં સમાવેશ થાય કે નહિ ? બીજો પ્રશ્ન એ છે કે વાસના જે સ્વાભાવિક છે તેનો નાશ એ નભનિત શી રીતે થાય ? શ્રી કૃષ્ણાદિકને પણ ધર્મસ્થાપનની વાસના સ્ફુરી હતી, અને કાલાનુસાર સ્ફુરે છે એમ આપણે માનીયે છીએ એ પ્રસંગમાં રા નરભેશંકરે જે લખ્યું છે તે ઉપરથી એમ પ્રતીત થાય છે અસદ્‌ને બદલે સદ્‌વાસનાનું સ્થાપન કરવાથી અદ્વૈત સ્થિતિ પ્રાપ્ત થાય છે સદ્‌વાસના એ પણ વાસના જ છે આ કથનથી વાસના રહિત થવું એ સ્થિતિમાં અદ્વૈત નીતિની પરાકાષ્ઠા મનાયલી છે તેનો ખુલાસો થતો નથી

રા ચમનરાયના તથા સમાલોચકમાં ઉત્તર લખનાર ગૃહસ્થના સમાધાનનું અવલોકન આવતા અંકમાં આપીશ •

લિ સેવક,

અભેદજિજ્ઞાસુ

* ઉત્તરપક્ષીઓએ, આ વિષયમાં પોતાને કાંઈ પણ નવીન કહેવાનું હોય તો જ, સ્વપક્ષસ્થાપન માટે અધિક લખવું ઉચિત છે લખવા ઇચ્છા હોય તો અમારી સૂચના છે કે હવે ઉત્તરપક્ષીઓએ પોતાનો વિષય વિવાદમાંથી કાઢી લઈ સ્વતન્ત્ર લેખદ્વારા ચર્ચવો ઠીક છે ઉભય પક્ષે વિચારવાનું શું શું છે એ આટલી ચર્ચાથી સર્વને સ્પષ્ટ થઈ ગયું છે

તન્ત્રી

# તરંગમાળા.

( મળેલું )*

## આધુનિક આર્યસૃષ્ટિ.

"यो देवोऽग्नौ योऽप्सु यो विश्वं भुवनमाविवेश ।
य ओषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमो नमः ॥"

### એક દુર્લભ સ્વપ્ન

ગઈ પૂર્ણિમાની રાત્રીએ હું મારા ગૃહ આગળના વિશાળ ચોકમાં પર્યંકપર બીછાનું નખાવી, ધીમી ગતિથી વહેતા શીતળ વાયુના તરંગ વચ્ચે હીંચકા ખાતી ઉપગતિના ઉત્સંગમાં શરીરને વહેતું મુકી, વિચારમાળાના કોઈ નિગળા પારા ગણતો હતો, અને મારી દૃષ્ટિ ક્ષિતિજના અલૌકિક ચિત્રપટ ભણી આનંદભર ખેંચાતી હતી

ક્ષિતિજરેખાના પૂર્વ છેડેથી ઉદયમાન થયેલો ચંદ્ર, તારાગણોથી નવરંગ ભાતપડેલું વસ્ત્ર લપેટી નવોઢા દીસતી વ્યોમનારી સાથે નિરંકુશ વિહાર કરતો કરતો, પશ્ચિમ છેડા તરફ પસાર થતો હતો, અને તેની ચંદ્રિકાના શીત રશ્મિઓ વડે સૃષ્ટિદેવીને ન્હવરાવી, તેને કોઈ વિચિત્ર પોશાકથી શણગારતો હતો. ધુતિ ચારેમેરથી ઉભરાઈ સૃષ્ટિનું અવનવી સામગ્રીઓથી પજન કરતી હતી, અને વિભાવરી રજનાના અધિકતર વેગમાં રેલાતી—મસ્ત બનતી હતી

આ ચિત્ર નિહાળી મારા હૃદયમાંથી તત્સબંધે એકાદ તરંગ કવિતારૂપે ઉછળી કંઠદ્વારા નીકળવા લાગ્યો.

આ નાચતા ઉડુગણો કરિ મંદ ચાળા,
ચોપાસ ચારુ દિસતા ચમકે રસાળા,
તે મધ્ય કેલિ કરતો વિચરંત વિધુ,
જોઈ ધીમુ હસતી શે નભસુંદરી શું ?

આમ લવતો હતો એટલામાં નિદ્રાદેવીએ મારી કર્ણેન્દ્રિયમાં કંઈ મંત્ર ફુકી, તેના પટકુળના એક છેડાથી મારૂં શરીર ઢાંક્યું; જેથી હું જાગ્રત્ અવસ્થામાંથી સુષુપ્તિ અવસ્થાના ઘોર પ્રવાહમાં ખેંચાયો, સૃષ્ટિ, સૃષ્ટિની વસ્તુઓ, અને સૃષ્ટિના રમ્ય આલેખો એ સર્વ મારી દૃષ્ટિથી અદૃશ્ય થયા, અને એ પ્રવાહના છેક ઊંડાણમાં ઊંડે તળીએ હું જઈ પહોંચ્યો આ ઊંડાણમાં સૃષ્ટિનાં અનેક ચિત્રો પાછાં તાદૃશપણે ઉભરાવા લાગ્યાં, અને નિદ્રાને યોગે તરવરતી સ્વપ્નદૃષ્ટિમાં પ્રતિબિમ્બ પાડવા લાગ્યાં

જાણે મારા એક મિત્રના સુશોભિત પ્રાસાદની સર્વેથી ઉચ્ચ ભાગે ઊંકિયાં કરતી અગાશીમાં હું અને મારો તે મિત્ર અનેક વિચારતરંગો હૃદયજાળ વચ્ચે ગંઠતા સામસામી

* લખનાર—ગ. રા. શિ. જે. શાહ

ખુરશીઓ ઢાળી બેઠા હતા, અને એ વિચારતરંગો પાણીના મોજા પેઠે એક પછી એક હૃદયમાંથી બ્હાર ઉભરાતા હતા.

છેલ્લે મારા મિત્રે વિવેકભ્રષ્ટ મનુષ્યો સમ્બન્ધી અનુવાદ કરતાં ઉદ્‌ગાર કર્યો કે—

> शिरः शार्वं स्वर्गात्पतति शिरसस्तत्क्षितिधरं
> महीध्रादुत्तुंगादवनिमवनेश्चापि जलधिम्।
> अधो गंगा सेयं पदमुपगता स्तोकमथवा
> विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः ॥*

આ મહાન ભર્તૃહરિના વાક્યનું શ્રવણમાં ગુંજન થતાં, મને આર્યોની ગતિ સ્મરણમાં સ્ફુરી આવી અને મારાથી કવન થયું: એવી જ રીતે આર્યો પણ સંસારપ્રવાહના ઘોર અંધકારમાં લીન થયા છે. કારણ—

જે કાળે વિદ્યાકલાનાં શ્રેષ્ઠ ક્ષેત્ર, સુખપ્રદ સ્થિતિમાં રેલાતો સંસારપ્રવાહ, નિયમિત વ્યવહાર દૃષ્ટિ અને સદ્વિચારની શુદ્ધ છાયા વચ્ચે તેઓ રમતા હતા, તે જ સમયે સત્ય, સદાચાર, નીતિ ઇત્યાદિ અનેક ગુણ તેઓના મનોરાજ્યમાં સ્વચ્છંદપણે તરવરતા હતા. જેમ જેમ આ છાયાથી તેઓ વિરક્ત થતા ગયા તેમ તેમ તેઓની દશામાં વિકૃતિનો વિસ્તૃત પટ આવિર્ભાવ પામ્યો. અનેક ધર્માધ્યક્ષોએ કીર્તિની ચિરકાળ ધુન જગવવા સ્વાનુમતે બહુધા ધર્મમાર્ગ ચલાવ્યા; એ ધર્મજાળમાં સ્વધર્મની ઉપેક્ષા કરી આર્યો આકર્ષાયા: એથી જ્ઞાતિભેદ નિષ્પન્નતાને પામ્યો અને ઐક્ય છિન્ન ભિન્ન થવા લાગ્યું. કાળબળે કરીને તેઓમાં પ્રમાદ અને વ્હેમ જાગૃત થયા અને ઈર્ષ્યાએ ગાઢ રૂપ પકડ્યું. આમ થવાથી ધીમે ધીમે વિદ્યાકળાનાં શ્રેષ્ઠ ક્ષેત્રો કરમાવા લાગ્યાં, સુખપ્રદ સ્થિતિમાં રેલાતો સંસારપ્રવાહ દુઃખપ્રદ રેલાવા લાગ્યો, નિયમિત વ્યવહારદૃષ્ટિ અનિયમિત થવા લાગી અને સદ્વિચાર વીંખાવા માંડ્યા. વળી તે સાથે તેઓના અનેક સદ્‌ગુણો દિન પ્રતિદિન ક્ષીણ થતા ગયા અને તેને બદલે અનેકધા અનાચારનાં અનિષ્ટ બીજ તેઓમાં ઊંડાં રોપાતાં ગયાં; જેના પ્રચંડ વેગમાં તેઓની અર્વાચીન સ્થિતિ કઠિન વ્હેવા લાગી.

આમ અમારા વિચાર વચ્ચે કાળક્ષય થતો હતો, પણ ફરવા જવાનો સમય થવા આવ્યો જાણી વિચાર પડતા મુકી અમે ઉભા થયા અને સૃષ્ટિના અભિનવ રંગ ભણી દૃષ્ટી કરી તો, સૂર્ય રક્ત બિમ્બ ધારણ કરી અને દિશાઓમાં સૃષ્ટિસૌંદર્યની નવીન કલ્પના કરાવતો અસ્તાચળના શિખર ભણી ધસડતો હતો; અને સૃષ્ટિ રંગ બેરંગી ચણીયો પ્હેરી લાવણ્યના પટમાં લીલાભરી કુદતી હતી; જેથી વૃક્ષો અને વનસ્પતિઓના સમુદાયવાળી

---

* જાહ્નવી, સ્વર્ગમાંથી ત્રિનેત્રના શિર ઉપર વસી, ત્યાંથી પર્વત ઉપર અને પર્વત ઉપરથી પૃથ્વી ઉપર રેલાઈ; વળી પૃથ્વી ઉપરથી પણ આળોટતી આળોટતી સમુદ્રમાં ભળી જઈ ગંગા જેમ અન્તે ક્ષીણ થઈ ગઈ તેમ વિવેકભ્રષ્ટ મનુષ્યો શતધા અધોગતિને પાત્ર થાયછે.

સિ. જે. શાહ.

ભૂમિકાઓમા, અને નદી નાળા, બાગ બગીચા વિગેરે અનેક સ્થળે જ્યા ત્યા વિલક્ષણ દેખાવ થઈ રહ્યો હતો આ ઈશ્વરની અનુપમ રચનાનુ મહિમન ગાતા ગાતા અમે નીચે ઉતર્યા અને પુલના પથ તરફ પ્રસ્થાન કર્યુ

હજી તો અમે પુલ ઓળગી સામી બાજુએ પહોચ્યા નથી એટલામા સધ્યાએ વિશ્વ પર રંગ નાખી સૂર્યને પોતાની પ્લાની નીચે દબાવ્યો, અને સૃષ્ટિને કુકુમી સાડી ઓઢાડયો

"उपसन्ध्यमास्त ननु सानुमतः ।
शिखरेषु तत्क्षणमशीतरुचः ॥ "[૨]

તદપિ અમારો વેગ લબાતો હતો લગભગ અર્ધાઢ કોશ જેટલે લાબે અમે ગતિ કરી હશે એટલામા કોઈ દિવસ નહી જોયેલુ એવુ એક દેવાલય જોઈ રમ્યા આ દેવાલયની ભીંત ઊચા આરસપહાણના નકશી કોતરકામ વાળી હતી અને તેમા ઠેકાણે ઠેકાણે ખોટા હીરા જડેલા હતા તેનો ઘુમટ વીશાળ હતો અને તે ઉપર પતગીયાના રગ જેવો રક્ત, પણ વચ્ચે કાળા કાળા ડાઘ પડી વિવર્ણ જણાતી એની પતાકા મારુતના જોસભર્યા વેગમા ફરફર ઉડતી હતી તેની આસપાસ ગાઈ ગાઈ ઠેકાણે જર્જરિત થયેલો પાકુ નરો પાષાણનો એક ઊંડું દુર્ગ હતો, અને તેનો દરવાજો તૂટી જેમનો તેમ અનવસ્થિત પડયો હતો પરતુ દેવાલયના દ્વાર બધ હતા આ જોઈ અમે આશ્ચર્ય પામ્યા અને દરવાજા આગળ પડેલી એક શિલા ઉપર વિશ્રામ લેવા બેઠા પાચેક મિનિટ નહી થઈ હશે એટલામા તો વ્યોમ વાદળાથી આચ્છાદિત થયુ અને અધકાર ચારે પાસ ફેલાયો વળી અનિલે મસ્તીમા આવી રમખાણ મચાવી મુક્યુ, અને વિદ્યુતના ચમત્કાર સાથે અમુક્રમીની ગર્જનાઓ અચીન્તી થવા માડી પળ વારમા પવનના પ્રચડ વેગથી આ દેવાલયના મોટા દ્વાર કડડડ ધ્વનિ કરી ઉઘડી ગયા અને અદરથી વાગતી ચીસો સભળાવા લાગી આથી અમને બીક લાગવા માડી અને અમારા હૃદય કપવા લાગ્યા તોપણ ધૈર્ય ન છોડતા અમે અદર પ્રવિષ્ટ થયા અને અવલોકન કરતા કોઈ અપૂર્વ આલેખ અમારી દૃષ્ટિએ પડયો

ગભારાના મધ્ય ભાગમા એક સુવર્ણના સિહાસન ઉપર દિવ્ય કાન્તિવાળી, ઝાખા સ્મિત ભાસતી, એક દેવી કઈ ઉંડા વિચારમા ગરકાવ થયેલી ઉભી હતી

તેણે પગથી તે ગ્રીવા સુધી જરીયાની સાડી ઓઢી હતી અને માથે સાચા મોતીની કલગીવાળો મણિજડિત મુગટ ધારણ કર્યો હતો તેના ચોટલાની લટો વેરણ છેરણ થઈ પાની સુધી લટકતી હતી, અને તેના જમણા કરમા સુવર્ણની મુષ્ટિકાવાળુ ખડ્ગ અનુભિને યોગે ઝાખ મારતું હતુ તેનું આનન ચિન્તાના નિમગ્ન ભાર નીચે દબાવાથી નિસ્તેજ જણાતુ હતુ, તો પણ જોનારને ક્ષોભ પમાડી મોહક સ્વભમા પ્રકેરયા વિના રહેતુ નહિ વળી કર્ણમા લટકતા કર્ણપત્રો, ગળામા પહેરેલા માણિક્યરત્નથી જડેલા સુવર્ણના વિવિધ અલકારો, હસ્તના

---

[૨] મધ્યાહ્નસમયે નાનો થતો સૂર્યના કિરણોનો સમૂહ તે જ ક્ષણે પર્વતના શિખર ઉપર બેઠો —શિ. જે. શાહ

કાંડામાં ચમકતાં કનકનાં વલયો અને પગોમાં ચમકતાં સોનાનાં નૂપુર તથા પદ્માંખલા આદિ અનેક આભૂષણો તેની સુંદરતામાં વૃદ્ધિ કરતાં હતાં

તેની સન્મુખ આધુનિક દૃષ્ટિનો કોઈ આર્યમનુજ ઉભો ઉભો તેને કંઈ શોકોદગાર કાઢી સુચવતો હતો ' રે ! આર્યજનની ! આજ તારી મુખમુદ્રા એકાએક મ્લાન શાથી થઈ ગઈ ? તારા પ્રાચીન અભ્યુદય નષ્ટ થયા છતાં પ્રસન્નતા તારા મુખ પર કંઈક સ્ફુરી રહી હતી તેમાં આજ અપ્રસન્નતા જોઈ મારૂ હૃદય દ્રવે છે તારા મહાલયની અવદશા જોઈ કોને રોવું નહીં આવે ? આ શું થયું ? કેમ ઉત્તર આપતી નથી ? ''

' પુત્ર આર્યગૃહરાજ ! એથી તું ક્યાં અજ્ઞાન છે ! '' આર્ય દેવીએ ધીમે સ્વરે ઉત્તર વાળ્યો '

'' મારા સાંપ્રત બાળકોના અનેકધા અનિષ્ટ આચરણના ઉગ્ર પાપથી, આ મહાલય ભણી ઈશ્વર સર્વદા ક્રોધભરી આંખે જુવે છે તેમાં વ્યભિચાર જેવા નિકૃષ્ટ કર્મથી તો જ વધિ આવી ગઈ છે, અને તે લગ્નબંધનની તેઓની અનિયમિત વ્યવહારદૃષ્ટિથી જીવન થવા પામ્યો છે લગ્ન કરવામાં તેઓની મર્યાદા કેવી છે ? કાંતો કુમળી વયના બાળકોને દંપતિના યોગથી સાંધી દેવામાં આવે છે, જેથી યૌવનકાળે બન્નેના સ્વભાવ ગુણની એકતા નહીં હોવાથી, કિંવા શરીરવૃદ્ધિમાં પતિ કરતાં કન્યાને વિશેષ બળ પ્રાપ્ત થવાથી બન્નેમાં અન્યો અન્ય વિરુદ્ધતા જાગૃત થાય છે કદાચિત્ યોગ્ય વયે યોગ્ય પતિ સાથે કન્યાનું લગ્ન કરવામાં આવે છે તો સ્વભાવ ગુણની પરીક્ષા થતી નથી ઊંચ જ્ઞાતિએ તો કેવળ અનીતિનો જ આશ્રય લીધો છે તેઓ લક્ષ્મીની લાલસાથી કન્યાનો વિક્રય કરી વયોવૃદ્ધ પતિ સાથે પરણાવી દે છે, જેથી તે અયોગ્ય જોડું સ્નેહ દૃષ્ટિથી અલગ રહે છે અને અલ્પ કાળમાં બિચારી કન્યાને વૈધવ્ય જોવા વારો આવે છે આવા આવા અનેક કારણોથી વ્યભિચાર આ દેશમાં સર્વત્ર પ્રસરી રહ્યો છે આ અને એવી અનેક અનીતિને પાપે મારૂ મહાલય દુર્દશાના ખાઈ અનિવાર્ય વેગમાં રમડાતું દિસે છે, અને તેમાથી નિસીમ લક્ષ્મી એ વેગના બહોળા પરમાં નિરંતર ખેંચાય છે '

---

## જ્ઞાન અને વિનોદ.

૧ બીજા ચાર્લ્સના વખતમાં લૉર્ડ વિલિઅમ રસલને રાજદ્રોહમાટે ફાંસી દેવામાં આવી તે વખતે ડૉક્ટર બર્નેટ પાદરી તરીકે ઉભો હતો રસલે ફાંસીના લાકડા પાસે આવી, ઘડી આળ બર્નેટને આપી અને કહ્યું '' આ લો હવે મારે આની જરૂર નથી ઘડીઆળ કાળ દર્શાવવા માટે છે, અને હું જ્યાં જનાર છું ત્યાં કાળ નથી ''

૨ એક આઇરિશમેને જનરલ પોસ્ટ ઑફિસમાં જઈને પૂછ્યું—'' મારા નામના કાગળો છે ? ' પોસ્ટ માસ્તરે કહ્યું—'' તમારૂં નામ ? '' પેલા આઇરિશમેને ઉત્તર આપ્યો ''કાગળો ઉપર લખેલું હશે.''

---

Reg. No B. 196

આદ્ય દ્રષ્ટા—
'એક અભેદમાર્ગ-પ્રવાસી'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલએલ. બી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૬. અંક ૪. ] ( માસિક. ) [ જાન્યુઆરી. ૧૯૦૧.

## નવો સૈકો.

( મળેલું )

### વસંતતિલકા.

લક્ષ્મીતણા અમર પદ્મની આસપાસ,
ફૂટી ખીલી ખરી જતી કંઇ પાંખડીઓ;
વર્ષોતણાં શતક તેમ અનંતતામાં,
ફૂટી ખીલી ખરી જતા વહતાં હજારો.

ફૂટી ખીલે ખરી પડે કંઈ પાંખડીઓ,
ક્ષીરાબ્ધિનું કુસુમ એકજ લ્હેર મ્હાણે;
ત્યાં ભૃંગ-જ્ઞેય ચકચૂર સુધામહીં તે—'
આ પાંખડી ફૂટી ખરી ન ગણે ન જાણે.

આત્મા અધિપતિ મધુપ અનંતતાનો,
આત્મા અમીઝરણના રસનો વિહારી;
આત્મા ગણે નહિજ તે યુગને ક્ષણોને,
ક્યાં દેશ કાળ ? મધળેજ વસંત જામી.

ક્યાં શીત ઉષ્ણ ? સઘળેજ વસંત છાઈ,
રેલે પરાગ સહુ એકજ ભૃગ કાજે;

તેને કયું નવલ છે ફુલ અર્પવાનું ?
આશીષ આ ઉછળતી હજુ કોણમાટે ?

એ ભૃંગનાંજ સહુ વારસ છો અહીંઆં,
એ પદ્મની મધુરતા બધી વારસો છે;
ગુંજો ઉડો સુખથી સૌજ પ્રવાસમાં આ,
યાત્રા પવિત્ર રમણીય સ્થલે સ્થલે છે.

વ્હાલાં : સખા, સખિ, સહોદર, બાલ ભોળાં,
લક્ષ્મીતણા કુસુમના મધુનાં વિહારી;
ઇચ્છુ કયું નવિન હું સુખ સૌ તમોને,
આ બેસતું શતક વર્ષતણુ બતાવી ?

જાણું નહીં અશુભ શું શુભ શું હશે તે,
જાણું નહીં અહિત શું હિત શું હશે વા;
જાણું નહીં સુખ સુખે અથવા દુઃખે તે,
શું ઇચ્છવુઃ નહિજ એ પણ જાણતો વા.

જાણું પરંતુ રસનાં સહુ છો વિહારી,
જાણું વળી કુસુમ એકજ છે રસાળું;
છો જો તમે કુસુમનાં કુસુમે રહો એ—
એ ભાગ્ય, એજ હિત, એ શુભ ઇચ્છવાનું.

સેવા ધરૂં નવિન શી ચરણારવિંદે ?
ગૂંથી કયાં કુસુમનો લઈ હાર આવું ?
લક્ષ્મીતણા સુમનપાસ ફુલો લજાતાં,
સ્વામી ખરે સહુજ ત્યાં કઈ ભેટ લાવું ?

લાવી ધરૂં હૃદય તો પણ આ તમોને,
લાવી ધરૂં હૃદય તે નિજ સાથ લેજો;
પીજો પીવાડી મધુ અમૃતપુષ્પનું સૌ,
બીજાંઃ ધરે પ્રભુજી તે લઈ મગ્ન રહેજો.

કલાપી.

# પ્રો. કાશીરામ સેવકરામ દવેનો પરલોકવાસ.

અમારા એક પરમ મિત્ર, ગુજરાતના એક પ્રૌઢ વિદ્વાન, અને શ્રી સ્વામીનારાયણપંથના એક અનન્ય ભક્ત, પ્રોફેસર કાશીરામ સેવકરામ દવે એમ એ એલ એલ બી એમણે ગઈ ડિસેંબર તા. ૨ માર્ગશીર્ષ શુકલ ૧૧ ( મોક્ષદાયિની એકાદશી )ની રાત્રિએ પરલોકનિવાસ કર્યો. એમના જવાથી ગુજરાતના વિદ્વન્મંડલમાં જે ખોટ પડી છે તે લાંબા વખત સુધી પૂરાવી અશક્ય છે. અમુક વ્યક્તિના જવાથી પડેલી ખોટ નહિ પૂરાય એમ કહેવું સાધારણ થઈ પડ્યું છે, પણ પ્રો. કાશીરામ માટે તો આ શબ્દો અક્ષરશઃ સત્ય છેઃ એમની સાથે સંબન્ધમાં આવેલો દરકોઈ માણસ કહી શકશે કે એમનામાં બુદ્ધિ અને હૃદયના જે તરેહના ગુણો હતા તેવા અન્યમાં ભાગ્યે જ નજરે પડ્યા હશે, વા લાંબા કાળ સુધી પડવા સંભવ છે. અમુક પુરુષે કેટલા ગ્રન્થો રચ્યા છે એ જ એની વિદ્વત્તા અને એ વિદ્વત્તાની સાર્થકતા નક્કી કરવાની ખરી કસોટી નથી. પ્રો. કાશીરામ જેવો તત્ત્વજ્ઞાનનો સાનુભવ અને પરિપક્વ અભ્યાસ ગુજરાતમાં ક્વચિત્ જ કોઇએ કર્યો હશે, અને એમ કહીએ તો પણ ચાલે કે એમનું જીવન અને તત્ત્વજ્ઞાન એક એકની સાથે વણાઈ રહ્યાં હતાં. તત્ત્વનું હાર્દ પકડી લેવાની, એને સરળ રૂપમાં ઉતારી દેવાની, પ્રતિભાશક્તિથી સાકાર કરી અન્યની દૃષ્ટિ આગળ એ તત્ત્વને આલેખવાની—ટુંકામાં, તત્ત્વને પોતાનું કરી અન્યને તેવું કરી આપવાની—એ વિદ્વાનમાં એક વિલક્ષણ શક્તિ હતી. દરેક સત્યને અનુભવમાં લેવું, અને અનુભવદૃષ્ટિએ એની સારાસારતા તપાસવી, સાધારણ અજ્ઞાન પુરુષે ઉચ્ચારેલા સિદ્ધાન્તને પણ ખોટો કહેતા પહેલાં એને પૂર્ણમાનભરી દૃષ્ટિએ અવલોકવો—એ એમની સત્યશોધનની પદ્ધતિ હતી. પણ આ સર્વ કરતાં પણ અધિક સ્મરણમાં રાખવા જેવું એ મહાન પુરુષનું હૃદય છે. એના જેવું સરલ, નિર્દંભ અને સત્ય લાગે તે કહેવાની તથા આચરવાની હિંમતવાળું હૃદય બહુ વિરલ જોવામાં આવશે.

મનુષ્યના અંતરની વૃત્તિઓનું આત્મામાં ઊંડા ઉતરી અધ્યયન કરવું, અને શમદમાદિસાધનપુરઃસર ભગવત્પરાયણ થઈ રહેવું—એમાં જ આ આત્માનો ઘણો ખરો કાળ જતો. કહેવાની જરૂર નથી કે ઐહિક પદાર્થોમાં જ ગુંચવાઈ રહેવાના વર્તમાન જમાનામાં આવી વૃત્તિ બહુ પ્રશંસાપાત્ર છે; એટલું જ નહિ, પણ એ જોઇ એ ભગવજ્જનને ચરણે શિર નમાવવાની સ્વાભાવિક પ્રેરણા ઉત્પન્ન થાય છે.

મનુષ્યે જન્મીને તત્ત્વજ્ઞાન સંપાદન કરવું, એ તત્ત્વજ્ઞાનને ધર્મ સાથે જોડી સફલ બનાવવું તથા ધર્મ સંબંધી ખંડનમંડન કરવામાં કૃતાર્થતા ન માનતાં જીવનને ધર્મમય કરવું—'ધર્મ જીવવો'—એમાં જો મનુષ્યની ખરી મહત્તા સમાઈ હોય તો આ માસમાં ગુજરાતે એક મહાન પુરુષ ખોયો છે. એને તો દેહ સજવો એ વસ્ત્ર ફેંકી દેવા જેવું હતું, પણ ગુજરાતને એની મ્હોટી ખોટ છે. એના આત્માને "અક્ષરધામ" માં અનન્તકાળ આનન્દ હો !

---

## ગ્રન્થાવલોકન.

**ફ્રાન્સીસ બેકનનું જીવનચરિત્ર***—રા. રા. મોતીલાલ છોટાલાલ દેસાઈ બી એ એલએલબીએ કરેલું, અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ તરફથી પ્રસિદ્ધ થએલું આ પુસ્તક અમારી પાસે અવલોકન માટે આવ્યું છે એમ કહેવામાં કાંઈ પણ હરકત નથી કે આટલા પરિશ્રમ પૂર્વક ગુજરાતી ભાષામાં બહુ થોડાં પુસ્તકો લખાયાં છે, અને લખાય છે: ચર્ચ, ફાઉલર, મેકોલે, ઍબટ વગેરે અનેક વિદ્વાનોના બેકન સંબન્ધી લેખોનો ઉપયોગ કરી આ ગ્રન્થ રચાયો છે, અને જો કે અત્રે એટલું કહેવું પડે છે કે આ પુસ્તક છે તે કરતાં ન્હાનું–મર્મગ્રાહી–રચાયું હોત, અથવા એના આરંભમાં ટુંકો સારસંગ્રહરૂપ ઉપોદ્ઘાત જોડયો હોત તો ઠીક હતું, તથાપિ હાલ છે એ રૂપે લેતાં પણ એ બહુ પ્રશંસાપાત્ર છે એમાં સંશય નથી. અનેક વિદ્વાનોના મતને અવલંબીને પુસ્તક રચવામાં, સર્વ મતમાં ઉત્તમ મત કયો છે એનો વિવેક પુરઃસર નિર્ણય કરવો એ બહુ જરૂરની બાબત છે. રા. મોતીલાલે આ કામ બરાબર કર્યું છે એ જોઈ સંતોષ થાય છે. વળી 'લાવણ્યતા', 'સૌન્દર્યતા', 'ઐક્યતા' આદિ કેટલાક અશુદ્ધ પ્રયોગો બાદ કરીને બોલીએ, તો કહી શકાય છે કે ભાષા પણ શુદ્ધ અને સરલ છે: શબ્દો જ્યાં જ્યાં સંસ્કૃતમાંથી લેવા પડ્યા છે ત્યાં ત્યાં એ યોગ્ય લેવામાં આવ્યા છે, અને જ્યાં સંસ્કૃત શબ્દો વગર ચાલી શકે ત્યાં સંસ્કૃત શબ્દો ખાસ દાખલ કરવાનો આગ્રહ રાખવામાં આવ્યો નથી. વાક્યરચના પણ કિલષ્ટતાવાળી નથી, છતાં અસર કરવા માટે જ્યાં જ્યાં વાક્ય લંબાવવાની જરૂર પડે ત્યાં ત્યાં તેમ કરવામાં સંકોચ પણ રાખ્યો નથી. એકંદર તાત્પર્ય કે પુસ્તક સારૂં છે અને ગુજરાતી વાચકોને એ વાંચવા અમારી સારી પેઠે ભલામણ છે.

ગ્રન્થનું નામ તો "ફ્રાન્સીસ બેકનનું જીવન ચરિત્ર" એટલું જ રાખ્યું છે (આમ કરવામાં લાઘવ શિવાય બીજું કાંઈ કારણ જણાતું નથી), છતાં એમાં એના તત્ત્વજ્ઞાનનો પણ સવિસ્તર સમાવેશ કરવામાં આવ્યો છે, અને તેથી એ વિષયના રસજ્ઞ જનોને પણ એ બહુ ઉપયોગી થાય એમ છે. બેકનનું જીવનચરિત્ર અને તત્ત્વજ્ઞાન બંને જગતને જૂદી જૂદી રીતે લાભકારક થયાં છે. એનું જીવનચરિત્ર મનુષ્યને સાક્ષાત્ ઉચ્ચતા તરફ દોરનારૂં નથી, પણ જેમ ખડક ઉપરની દીવાદાંડી નીચે રહેલા ભયનું અસ્તિત્વ સૂચવે છે, તેમ એ મહાન પુરુષનું જીવનચરિત્ર, જ્ઞાની પણ કેટલીક વાર કેવી અધમ અનીતિની જાળમાં ફસાય છે એ વાતનું જગતને સ્મરણ કરાવે છે. પણ એનું તત્ત્વજ્ઞાન તો જગતને સાક્ષાત્ લાભપ્રદ થયું છે. તત્ત્વજ્ઞાનના માર્ગમાં એ એક બેવડા માર્ગદર્શક પાટીઆની ગરજ સારે છે: એક તરફ, 'No Thoroughfare'='રસ્તો બન્ધ છે' એમ 'સ્કોલેસ્ટિસિઝમ' નામના દુષ્ટ થઇ પડેલા તર્કમાર્ગની નિરુપયોગિતા દર્શાવે છે; અને બીજી તરફ, ખરો માર્ગ કઈ દિશામાં છે એ હસ્તનિર્દેશ વડે મુસાફરને સૂચવે છે. એ માર્ગ અને એ માર્ગનું ગન્તવ્ય સ્થાન બંને અવલોકવા જેવાં છે. પણ અત્રે તે સવિસ્તર બની શકે એમ નથી.

પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના મુખ્ય બે પ્રવાહ છે, જેમાંના એકનું આપણા તત્ત્વજ્ઞાનની સાથે

---

* **ફ્રાન્સીસ બેકનનું જીવન ચરિત્ર**–તૈયાર કરનાર રા. રા. મોતીલાલ છોટાલાલ દેસાઈ બી એ એલ એલ બી. કિંમત રૂ. ૧–૪–૦.

મળતાપણું છે; પણ બીજો પ્રવાહ કાંઈક વિલક્ષણ છે, અને એને આપણા તત્ત્વજ્ઞાનમાં માત્ર ગૌણ સ્થાન મળી શકે છે. આ બીજા પ્રવાહને તત્ત્વજ્ઞાન કહો વા ન કહો પણ એનું એક વિચારશ્રેણિ તરીકે મનન કરવા જેવું છે, અને એ વિચારશ્રેણિનો એક પરમ આચાર્ય બેકન છે. આ વિચારશ્રેણિને આપણા પ્રાચીનોએ પૂર્વરંગમાં રાખી છે, તત્ત્વજ્ઞાનના મંદિરના એક આંગણા તરીકે ગણી છે, અને તેથી એ તરફ અર્વાચીન હિન્દુસ્થાનનું બહુ લક્ષ ગયું નથી. પણ વસ્તુતઃ એનો પણ ઉપયોગ ઘણો છે, અને આ બાબતમાં હાલ આપણે પશ્ચિમ પાસેથી કેટલુંક શીખવાનું છે. આ શિક્ષણની પ્રથમ દીક્ષા આપણને બેકન પાસેથી મળશે.

રા. રા. મોતીલાલનાં જ વાક્યો લઇએ તો " **ઉપયોગીપણું** અગર ફળ અને વૃદ્ધિ એ બે શબ્દોથી એના (બેકનના) મતની ખરી કુંચી મળી આવે છે. પ્રાચીન તત્ત્વવેત્તાઓ આ લોકના સુખનો અનાદર કરી પરલોકના સુખને શોધતા હતા. તેઓ વધારે સદ્‌ગુણી થઇ પોતાના આત્માની અપૂર્ણતા દૂર કરવા મથતા હતા...મનુષ્યોને પૂર્ણ કરવાનું તો બેકનના ખ્યાલમાં જ આવ્યું નહોતું. એનો ઉદ્દેશ તો માત્ર અપૂર્ણ માણસને સુખી કરવાનો હતો. તત્ત્વજ્ઞાનને પ્લેટો સૌથી શ્રેષ્ટ માનતો હતો પણ બેકન તેને માત્ર સાધન તરીકે ગણતો હતો. પ્લેટોએ નજીવી આવશ્યકતાઓનો ત્યાગ કરવાનુ શિખવ્યું છે અને બેકને એ ખોટ પૂરી પાડવાનો રસ્તો બતાવવાનો પ્રયત્ન કર્યો છે. "

આ પ્રયત્નને અંગે બેકને બે વાત બતાવી છે. (૧) યુરોપના મધ્યયુગની તર્કપદ્ધતિ ખામી ભરેલી છે, અને (૨) ધર્મ અને પદાર્થવિજ્ઞાનને ભેળસેળ કરવાથી બંનેના હકમાં નુકશાન થયું છે. આ બંને બાબતો રા. મોતીલાલે " શાસ્ત્રીય પદ્ધતિમાં બેકને કરેલો સુધારો " અને " બેકનના ધર્મવિચાર " એ બે પ્રકરણમાં સવિસ્તર વર્ણવી છે અને એમાંથી આપણા લોકોએ કેટલુંક ઉપયોગી જ્ઞાન લેવા જેવું છે. જેઓ અંગ્રેજી પુસ્તકો વાંચી શકે એમ નથી તેમને રા. મોતીલાલનાં આ બે પ્રકરણો વાંચવા અમારી ખાસ ભલામણ છે.

મનુષ્યસુખની વૃદ્ધિઅર્થે બેકને પ્રકૃતિશાસ્ત્રના અભ્યાસને લોકપ્રિય કર્યો; પરામર્શ કરતાં વ્યાપ્તિનું, અર્થાત્ શબ્દજાળ કરતાં અવલોકન અને પ્રયોગનુ, મહત્ત્વ બીજાઓના મન ઉપર ઠસાવ્યું; વિચારશકિતને કલ્પનાશકિતના મોહપાશમાંથી છોડવવા પ્રયત્ન કર્યો; વ્યાપ્તિ શી રીતે કાઢવી એ વિષે કેટલીક ધ્યાનમાં લેવા જોગ સૂચનાઓ કરી; તથા શાસ્ત્રીય શોધોનો વ્યવહારમાં કેવી રીતે ઉપયોગ કરવો, મનુષ્યસ્થિતિ શી રીતે સુધારવી વગેરે બતાવ્યું; વળી આ રીતે ભૌતિક શાસ્ત્રને ઉપકાર કર્યો એટલું જ નહિ પણ માનસિક અને નૈતિક શાસ્ત્રોનો વ્યાપ્તિદ્વારા અભ્યાસ કરવાનો માર્ગ ઉઘાડી આપ્યો. આ બેકને મનુષ્યજાતને બજાવેલી મ્હોટી સેવા છે.

બેકને પ્રકૃતિશાસ્ત્ર ઉપર જગતનું સવિશેષ લક્ષ ખેંચ્યું એ ખરી વાત છે, પણ બેકન ધર્મવિરુદ્ધ હતો એમ સમજવાનું નથી. બેકને પદાર્થવિજ્ઞાને ધર્મની વિશ્વાસુ દાસી તરીકે ગણી છે. પણ ધર્મ તરફનો માણસોનો ઉત્સાહ અત્યન્ત વધી પડે તો બીજાં શાસ્ત્રોનો નાશ થવાની બેકનને ધાસ્તી લાગે છે. અને તેથી તે ધર્મને બીજાં શાસ્ત્રથી તદ્દન નિરાળો અને મર્યાદિત રાખવા કહે છે, અને ધર્મને શ્રદ્ધા ઉપર અને પ્રકૃતિશાસ્ત્રને વિચારશકિત

૩. વિસ્તાર ( expansion )—આ ગુણ તેજતત્ત્વનો છે. રૂપાકાશના સ્ફુરણને મળતી ગતિના આકાર અને રૂપમાંથી આ ગુણ ઉત્પન્ન થાય છે. આને માટે એક દૃષ્ટાન્ત લઈયે. ધારો કે घ च छ એક ધાતુનો કકડો છે. આપણે જો તેને અંગારો લગાડિયે, તો તેમાંનું રૂપાકાશ ગતિમાન થાય છે, અને તે એ ધાતુના કકડાના પરમાણુઓને પણ એ જ પ્રકારની ગતિમાં મૂકે છે. ધારો કે क પરમાણુ છે. તેના તેજરૂપ થવાથી તેનું સ્ફુરણ ग તરફ જવાનું, અને પછી




પાછું ख તરફ આવવાનું. એ જ રીતે એ ધાતુના કકડાના મધ્યબિંદુની આસપાસ પ્રત્યેક બિંદુ પોતાનું સ્થાન ફેરવે છે; અને છેવટે આખા કકડાનો આકાર घ च छ જેવો થવાનો, અને એ રીતે માત્ર તેનો વિસ્તાર પરિણામ પામે છે.

૪. સંકોચન ( contraction )—આ ગુણ જલતત્ત્વનો છે. તેજતત્ત્વથી આના સર્વ ગુણ વિરુદ્ધ છે, એમ ઉપર કહેવાઈ જ ગયું છે.

૫. સકર્ષક બલ ( cohesive resistance )—આ ગુણ પૃથ્વીતત્ત્વનો છે. તેજતત્ત્વથી જેમ જલતત્ત્વ ઉલટા ગુણોવાળું છે, તેવી જ રીતે આકાશતત્ત્વથી પૃથ્વીતત્ત્વના ગુણો ઉલટા છે. આકાશ જ્યારે સચરણને અવકાશ આપે છે ત્યારે પૃથ્વી સંચરણને અટકાયત કરે છે. તે આકાશને ભરી દે છે.

૬. માર્દવ ( smoothness )—આ ગુણ જલતત્ત્વનો છે. જેમ હરકોઈ પદાર્થના પરમાણુઓ સંકોચ પામતી વખતે એક બીજાની સમીપ આવે છે, અને જલતત્ત્વનો અર્દ્ધચન્દ્રાકાર ધારણ કરે છે, તેમ તેઓ સ્હેલાઇથી એક બીજા ઉપરથી સરકી શકે છે. આને લીધે એ પરમાણુઓમાં ગતિ સરલ હોય છે.

તત્ત્વો વિષે આટલું વિવેચન પૂરતું છે. જીવનની જુદી જુદી સ્થિતિઓમાં તેમની વ્યક્તિઓ વિષે હવે પછી ચર્ચીશું.

---

## અભેદજિજ્ઞાસા.

( મળેલું. )

**રા. રા. સુદર્શનના તંત્રી મહાશયની સેવામાં—**

ગયા જુલાઈ માસના સુદર્શનપત્રમાં 'અભેદજિજ્ઞાસા' એ મથાળા નીચે અભેદવાદ સબંધી મારી શંકાઓ પ્રસિદ્ધ કરવા આપે કૃપા કરેલી તે માટે આપનો ઉપકાર માનતાં, તે શંકાઓના જવાબ રૂપે તે પછીના અંકોમાં 'અભેદવાદવિચાર' એ મથાળા નીચે પ્રસિદ્ધ થયેલા પત્રો વાંચી જે વિચારો ઉત્પન્ન થયા તે આ નીચે મોકલું છું. હું વિનંતિ કરૂં છું કે આપ એને આપના પત્રમાં સ્થાન આપશો.

૧.

પ્રથમ પત્ર રા. "અભેદ–અભ્યાસી"નો છે. તેઓના ઉત્તરના સંબંધમાં મારે કહેવું જોઇએ કે એમના પત્રથી જે સિદ્ધાન્ત ફલિત થાય છે તે "અભેદ" સિદ્ધાન્ત નથી. જીવ, બ્રહ્મ અને જ-

ગત્ એ ત્રણેમાંથી કોઈ પણ તત્ત્વનો નિષેધ અવિવક્ષિત હોઈ તે ત્રણેનું 'અદ્વૈત' જે વેદાન્તનો પરમ સિદ્ધાન્ત છે તે વિચારવા, તે શી રીતે સિદ્ધ થાયછે તે ઉપદેશવા, મારી વિનતિ હતી જગતને મિથ્યા માનનાર પણ જગતનું કંઈ પરમાર્થ સ્વરૂપ તો બતાવે જ છે, અને તે સ્વરૂપની સાથે બ્રહ્મનું અદ્વૈત સાધે છે, એ વાત આ અભેદ અભ્યાસી"ની દૃષ્ટિ બહાર ન રહી જોઇએ

૩ (૧) 'જીવ જ્યારે જ્ઞાનનિરાવાળો થાય ત્યારે સર્વજ્ઞ થાય છે" તેમ થયા પછી જ તિરોહિત આનંદાંશ આવિર્ભૂત થાય છે અને ત્યાર બેઉ સચ્ચિદાનન્દમયતાની સરખી કોટિમાં આવી અભેદતામાં **પરિણમેછે,'** –એ ગ્રન્થસંદર્ભ 'અભેદ'સાધક નહિ પણ 'ભેદ' બતાવનાર છે એમ સર્વ 'અભેદવાદીઓ'ને સહજ સમજાઈ શકશે વળી જીવ જ્ઞાનનિરાવાળો થાય ત્યારે જ્ઞાની થાય પણ સર્વજ્ઞ શી રીતે થાય?

બીજા પ્રશ્નના ઉત્તરમાં એઓએ જે કહ્યું છે તે કથનમાત્ર જ છે 'બ્રહ્મ કેવલ ચેતન જ અને જગત્ કેવલ અચેતન જ છે એવો અભેદવાદનો સિદ્ધાન્ત નથી' આ અભેદ અભ્યાસી"નો એ સિદ્ધાન્ત નહિ હોય, પણ કોઈ અભેદવાદનો નથી એમ પોતે ભાગ્યે જ કહી શકશે આ અભેદ–અભ્યાસી ના કહેવા પ્રમાણે આ ત્રણે તત્ત્વોમાં અમુક અમુક અંશનો આવિર્ભાવ અને તિરોભાવ હોય છે અને તે વિશેષ આવિર્ભાવ અને વિશેષ તિરોભાવ નષ્ટ થઈ સત્ ચિત્ અને આનંદ એ ત્રણે અંશો સમાનતામાં આવે છે ત્યારે ત્રણે સચ્ચિદાનન્દમય થઈ એકતામાં પરિણમે છે–આમ 'એકતા,' 'અભેદ' એ કોઈ ક્રિયાસાધ્ય પરિણામની સ્થિતિ છે, એવો એમનો કહેવાનો ભાર હોય એમ જણાય છે આરંભમાં જૂદાં તત્ત્વો, અમુક પ્રસંગોને લીધે અમુક રીતે પરિણામ પામી પછી એક થાય છે એવા 'અભેદ(?)વાદ"ની સિદ્ધિ માટે મને જિજ્ઞાસા નથી

ત્રીજા પ્રશ્નના સંબંધમાં બ્રહ્મ અને આત્માને જીવના 'ક્ષેત્ર' કહ્યા છે માત્ર હેતુ એમ નથી તથાપિ એમના ત્રીજા પ્રશ્નના ઉત્તરમાં અંશાંશિભાવનો સંબંધ (ઉપરના ત્રણ તત્ત્વનો) એમને વિવક્ષિત હોય એમ જણાય છે અંશાંશિભાવ સંબંધ જડને જ હોય એમ મારું માનવું છે ચેતન પરત્વે આ સંબંધ શી રીતે ઘટે? આ પ્રશ્નના ઉત્તરમાં પણ પછી 'તે જડને ચેતન બનાવે છે'–એમ લખાયું છે જડની ચેતનતા આમ કૃત્રિમ છે તો તે નશ્વર હશે વસ્તુત એમની એકતા છે એ વાત સિદ્ધ શી રીતે થઈ શકે એ જાણવાની મારી અપેક્ષા છે ઉપરનો ઉત્તર મારી જિજ્ઞાસા તૃપ્ત નથી કરતો એટલું જ નહિ પણ આ 'અભેદ અભ્યાસી'ને મારી જિજ્ઞાસાનો વિષય અભેદસિદ્ધાન્ત ગ્રાહ્ય છે કે નહિ એનો પણ સંશય પડે છે "**સજાતીયપણું પ્રાપ્ત થતાં મહાન** તરફ **અલ્પ** આકર્ષાય છે" એ શબ્દોની પણ એ જ દિશામાં ગતિ છે

(ઘ) (૧) ના જવાબમાં પુણ્ય અને પાપ સર્વજ્ઞતાની સિદ્ધિનાં સાધન અને અન્તરાય છે એમ માન્યું છે વળી અમુક કૃત્ય એવી સિદ્ધિનું સાધન છે કે અન્તરાય એ શી રીતે જાણી શકાય? પુણ્ય–પાપનું આ લક્ષણ 'ભેદ'વાદાનુગત છે એમ એમના લેખ ઉપરથી સ્પષ્ટ થાય છે

વળી (ઘ) (૨) ના જવાબમાં "સ્વરૂપે સર્વ એક છે ક્રમે એકમાંથી થયું છે, એકમાં રહ્યું છે એકમાં જ પરિણામ પામનાર છે"–એમ લખાયું છે આ "સર્વ"માં પાપપુણ્યનો અંતર્ભાવ ખરો કે નહિ? જો હોય તો સ્વરૂપે પાપપુણ્ય ઉભય એક છે, ન હોય તો ક્યાંથી, આવે છે? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

કર્મ અને વ્યવહાર સબધના પ્રશ્નના ઉત્તરમા શ "અભેદઅભ્યાસી" કર્મ શુ છે એ બતાવે છે, પણ 'અભેદસિદ્ધાન્તમા કર્મને શો અવકાશ?' એ પ્રશ્નનો ઉત્તર અપાયો નથી વ્યવહારના સમધમા પણ 'વ્યવહાર અસત્ છે એમ પ્રાચીનોનુ માનવુ નથી' એમ લખાયુ છે વ્યવહાર અસત્ય છે એમ કોઈ પણ પ્રાચીનોનુ માનવુ નથી એમ કહેવુ એ દુરાગ્રહ છે શ્રીમત્ શકરાચાર્ય જેમને માટે શ "અભેદ-અભ્યાસી" સમાનપૂર્વક બોલે છે એમનું તો એ માનવુ હતુ જ વ્યવહાર અને પરમાર્થ બે સત્ય છે એમ કહેવુ એ વ્યવસ્થાન્તર બતાવવા જેવુ છે તેથી મારી શકાનુ નિવારણ નથી થતુ જે અભેદસિદ્ધાન્ત હુ સમજવા માગુછુ તેમા વ્યવહાર અસત્ય કથાયેલો છે 'અસત્ય હોવાથી એ આચરવાની જરૂર શી'? એ શકા ઉઠે છે એ શકાનુ નિરાકરણ એ જ સિદ્ધાન્તને અવલબીને ન અપાય તો તે વેદાન્તને પરમસિદ્ધાન્તના પદ ઉપરથી વિચ્યુત કરે, વ્યવસ્થાન્તર બતાવાય તો વસ્તુત એ સિદ્ધાન્તનુ જ નિરાકરણ થાય

ચ (૩) ના ઉત્તરમા લખાયુ છે કે 'આનદમા રહેવુ એ સ્વાર્થી નીતિ નથી પણ સ્વભાવ છે' તરત જ પાછુ કહેવાય છે કે 'જે પુરુષો પરાકાષ્ઠાએ પહોચે તેનો તેવો સ્વભાવ થઈ જાય છે' ત્યારે પ્રશ્ન એ ઉઠે છે કે સ્વભાવ છે કે થાય છે?

પ્રશ્ન ચ (૪) ના ઉત્તરમા 'વાસના સ્વાભાવિકી છે' એ તો સ્વીકારાયુ છે અને એનો અતિક્રમ સભવે એમ કહ્યુ છે તો એ સ્વાભાવિકતા કેવી? સિવાય, એ પણ કથન માત્ર છે સાત્ત્વિકવૃત્તિસિદ્ધ ભક્તિનુ અવલબન સગુણ જીવભિન્ન ઈશ્વરની અપેક્ષા રાખે છે, જે અદ્વૈતસિદ્ધાન્ત છે?

૨

બીજો પત્ર રા નરભેશકર નામના એક ગૃહસ્થનો છે એ પ્રશ્નના સબધે આરભમા એટલુ કહેવુ જોઈએ કે પારિભાષિક શબ્દોના લક્ષણો આપી પોતાનો લેખ લખ્યો છે એ બહુ જ ઇષ્ટ છે સર્વ વેદાન્તલેખકો આ પ્રમાણે જ લખવાની રીતી નખે તો તેમા તેમને તેમ જ વાચકવર્ગને પણ ફાયદો થાય પરતુ રા નરભેશકરના લેખથી મારો અર્થ કેટલો સધાયો છે તે જોતા મારે બહુ જ નિરાશ થવુ પડયુ છે

અ (૧) જીવબ્રહ્મની એકતાના સબધમા તેઓ સાહેબ કહે છે કે "અંકોને અ કોનડે થતી પૂર્ણ સખ્યાનુ નામ તે બ્રહ્મ, તે એ સખ્યામા જે અક અસ્વતત્ર છે તે જીવ" પણ આપણે જોઈએ છીએ કે ૧૦૦=૧ નથી તેમ ૧=૧૦૦ નથી

(૨) ચેતન અને અચેતનની અદ્વૈતતાના સબધમા જે લખ્યુ છે તે કથનમાત્ર છે 'અચેતન એ ચેતનની ઉપાધિ કે વિકૃતિ છે' ઉપાધિ અને વિકૃતિ એ ભિન્ન પદાર્થો છે અને તે બેમાથી કયુ એ કહેવુ જોઈએ "(અચેતનનુ) જ્ઞાન (ચેતન) જે સર્વત્ર દ્વૈતરૂપે દેખાય છે તે કેવળ લીલા છે, 'બહુ થાઉ' ના ભાવની સ્વમસ્થિતિ છે"-ઈત્યાદિ કેટલાક વેદાન્તમત્રોનો ઉચ્ચાર માત્ર છે, તેના અર્થોનુ યુક્તિપૂર્વક પ્રતિપાદન નથી થયુ મારે તો તેની અપેક્ષા છે

(૩) દ્રષ્ટા અને દૃશ્યની અદ્વૈતતા પણ સિદ્ધ કરી નથી 'જીવમા જ્યારે જ્ઞાન ઉદય પામે ત્યારે જ્ઞાતવ્ય આવે છે' એમ કહેવામા આવ્યુ છે, પરતુ જ્ઞાતવ્ય હોય તો જ્ઞાન આવેછે

એમ કેમ નહિ? વળી લખાય છે કે 'જ્ઞેય અને જ્ઞાતા એ જ્ઞાનના જ અંશ છે' અને વળી આગળ લખાય છે કે 'જ્ઞાતાનું જ્ઞેય બનેલું છે' એ ઉપર પ્રશ્ન ઉઠે છે કે એમના પોતાના જ કહેવા પ્રમાણે જે જ્ઞાનનો એક અંશ (જ્ઞાતત્વ) છે તે જ્ઞાનના બીજા અંશ (જ્ઞાતા)નો બનેલો કેમ હોઈ શકે? 'જ્ઞાતાનું જ જગત્ બનેલું છે' એ કથન માત્ર પણ મારે માટે નિરર્થક છે ઉપર મેં કહ્યું જ છે કે એ સર્વ વેદાન્તમન્ત્રોના સયુક્તિક પ્રતિપાદનની મારે ઇચ્છા છે

(૪) વ્યવહારમાં ભેદ પરમાર્થમાં અભેદ ઇત્યાદિ પ્રશ્નના ઉત્તરમાં લખાયું છે કે 'દેશ કાલ ગુણ આદિ પરિચ્છિન્નસ્વરૂપ વ્યવહારથી જીવનનો કોઈપણ પ્રકારનો હેતુ સધાતો નથી'— કોઈ પણ પ્રકારનો હેતુ સધાતો નથી એ ઉક્તિ બહુ વિષમ છે તોપણ રા નન્બે શંકરભાઈને મારી વિનતિ છે કે તેઓ જીવનના ક્યા પ્રકારના હેતુ માને છે અને તે તે પ્રકાર શાથી સધાય છે તે સ્પષ્ટ કરીને કહેશે તો મારા ઉપર ઉપકાર થશે આગળ જતા લખાયું છે કે જીવન "અક્ષય આનન્દ અર્થે સર્જાયલું છે" આવું ગભીર અર્થવાળું વાક્ય એવી રીતે મૂકવામાં આવ્યું છે કે તેમાં રહેલું વિવાદાસ્પદ બરાબર કલ્પાઈ શકાય નહિ પણ મારી વિનતિ છે કે 'આપણું જીવન અક્ષય આનંદ અર્થે સર્જાયલું છે' એ એક ભારે સવાલ છે, એ તત્ત્વ પણ બહુ સાધનની અપેક્ષા રાખે છે અને તેના ઉપર ઘણા વિચારણીય પૂર્વપક્ષ થયેલા છે

વ હવે કર્તવ્યવિચાર સબંધના પ્રશ્નોના રા નન્બેશંકરના જવાબ ઉપર આવીએ

(૧) પાપ અને પુણ્યના લક્ષણ એ ગૃહસ્થે આપ્યા છે—"પાપ એટલે અનાત્મભાવવાળી પ્રવૃત્તિ," અને "પુણ્ય એટલે આત્મભાવવાળી નિવૃત્તિમય પ્રવૃત્તિ"—એ લક્ષણો પરમ ભિન્નતા દર્શાવનારા છે, પણ અદ્વૈતસિદ્ધાન્તમાં એ ભિન્નતા શી રીતે સભવી શકે એ મારો પ્રશ્ન છે રા નન્બેશંકરે ભિન્નતા સ્વીકારી, તેનો અભેદ અમુક રીતે થાય છે એમ બતાવ્યું છે અદ્વૈતમાં અભેદ જ યથાર્થ છે એમ કથન કરી વાસ્તવિક રીતે જે ભેદ છે તે શી રીતે સભવી શકે એ વિષયનો મારો પ્રશ્ન આ પ્રમાણે એમનો એમ જ રહે છે

(૨) અદ્વૈત અને કર્મ એ સબંધી પ્રશ્નના સબંધમાં પણ એવી જ સ્થિતિ છે પરમ સિદ્ધાન્તમાં કર્મ નિરવકાશ છે એવું મારું સમજવું થાય છે છતાં કર્મની કર્તવ્યતા પ્રબોધાય છે એ અદ્વૈતતાને મારે મતે વિરોધ છે, અને તે વિરોધ શી રીતે ભાગી શકાય એમ મારો પ્રશ્ન છે 'અનાસક્તિ અને ફલત્યાગ ભાવે જ્ઞાન ભાવના થતા કર્મો અદ્વૈત રૂપ રહે છે' એ વાક્યથી શું વિવક્ષિત છે તે સ્પષ્ટ થવું જોઈએ અનાસક્તિ અને ફલત્યાગ એ ભેદ હોય તો જ સભવે, કેમકે અનાસક્તિમાં, સ્વથી ભિન્ન પદાર્થ ઉપરથી આસક્તિ કાઢવાની છે અને ફલત્યાગમાં સ્વથી ભિન્ન ફલનો ત્યાગ કરવાનો છે

(૩) વ્યવહાર અસત્ય હોય ઇત્યાદિના સબંધમાં પણ મારા પ્રશ્નનું સમાધાન નથી થતું વ્યવહાર સાચવવો એ અત્યુત્તમ છે માટે સાચવવો એવો ઉત્તર મારે જોઈતો નથી વ્યવહાર આચરવો એ અદ્વૈત સિદ્ધાન્તને **અનુરૂપ** અબાધિત છે એમ સિદ્ધ કરવાની અપેક્ષા છે 'અદ્વૈતજ્ઞાનીઓ આત્મરક્ષણ અને શિક્ષણ તથા લોકહિત અર્થે વ્યવહાર સાચવે છે,' એમ જે લખાયું છે તેમાં તેઓ અદ્વૈતસિદ્ધાન્તને અનુરૂપ એ કરે છે એવું સિદ્ધ ક્યાં થયું?

અદ્વૈતસિદ્ધાન્તીએ ખરૂ જોતા વ્યવહારનુ નહિ પણ પરમાર્થનુ રક્ષણ કરવુ ઉચિત છે, અને તેથી જગત્ આગળ પણ વ્યવહારના નહિ પણ પરમાર્થના દૃષ્ટાન્તરૂપ બનવાનુ છે

(૪) અદ્વૈતનીતિ સ્વાર્થીનીતિ નથી ? એ પ્રશ્નના ઉત્તરમાથી કઈક મળે છે પણ તેમા પુન એક પ્રશ્ન ઉદ્ભવે છે તે એ છે કે નિ:સીમ અવાચ્ય આનદ અનુભવવા માટે સ્વનો પરમા વિલય કરવો એવો વેદાન્તનાકયોનો અભિપ્રાય ખરો કે નહિ ? વળી અવિદ્યાનો કલ્પિત આનદ અને જ્ઞાનજન્ય આનદમા શો ભેદ છે તે પણ અવિશદ જ રહેલુ છે "પ્રારબ્ધ-દોષ પણ બ્રહ્માર્પણ થવાથી અવાચ્ય આનદ અનુભવાય છે" એમ લખ્યુ છે પણ ત્યા 'બ્રહ્માર્પણ' એ સમાસથી શુ વિવક્ષિત છે એ સ્પષ્ટ જ્યા સુધી ન થાય ત્યા સુધી એ વિચારનુ યથાર્થ ગ્રહણ ન થઈ શકે બ્રહ્મ ભિન્ન ન હોય તો અર્પણ કોને ? અને ભિન્ન હોય તો દ્વૈતાપત્તિ

(૫) વાસનાના સબધમા જે લખેલુ છે તે વાસનાનુ એમણે જે લક્ષણ આપેલુ છે તે જોતા યદ્યપિ યથાર્થ હોય તો પણ વાસનાનુ એ લક્ષણ નાસ્તનિક છે કે નહિ એ જોવાનુ રહે છે એમનુ લક્ષણ સ્વીકારીએ તો અદ્વૈતભાવનાનો વાસનામા સમાવેશ થાય કે નહિ ? મારો પ્રશ્ન એ છે કે વાસના જે સ્વાભાવિક છે તેનો નાશ એ અભવિત શી રીતે થાય ? શ્રી કૃષ્ણાદિકને પણ ધર્મસસ્થાપનની વાસના સ્ફુરી હતી, અને તાનુસાર સ્ફુરે છે એમ આપણે માનીએ છીએ એ પ્રસગમા રા નર્મદેશકરે જે લખ્યુ છે તે ઉપરથી એમ પ્રતીત થાય છે અસદને બદલે સદ્વાસનાનુ સ્થાપન કરવાથી અદ્વૈત સ્થિતિ પ્રાપ્ત થાય છે સદ્વાસના એ પણ વાસના જ છે આ કથનથી વાસના રહિત થવુ એ સ્થિતિમા અદ્વૈત નીતિની પરાકાષ્ઠા મનાયલી છે તેનો ખુલાસો થતો નથી

રા ચમનરાયના તથા સમાલોચકમા ઉત્તર લખનાર ગૃહસ્થના સમાધાનનુ અવલોકન આવતા અકમા આપીશ

લિ સેવક,

**અભેદજિજ્ઞાસુ**

ઉત્તરપક્ષીઓએ, આ વિષયમા પોતાને કાઈ પણ નવીન કહેવાનુ હોય તો જ, સ્વ પક્ષસ્થાપન માટે અધિક લખવુ ઉચિત છે લખવા ઇચ્છા હોય તો અમારી સૂચના છે કે હવે ઉત્તરપક્ષીઓએ પોતાનો વિષય વિવાદમાથી કાઢી લઈ સ્વતન્ત્ર લેખદ્વારા ચર્ચવો ઠીક છે ઉભય પક્ષે વિચારવાનુ શુ શુ છે એ આટલી ચર્ચાથી સર્વને સ્પષ્ટ થઈ ગયુ છે

તન્ત્રી

# તરંગમાળા.

( મળેલુ ) *

## આધુનિક આર્યસૃષ્ટિ.

"यो देवोऽग्नौ योऽप्सु यो विश्वं भुवनमाविवेश ।
य ओषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमो नमः ॥"

### એક દુર્લભ સ્વપ્ન

ગઈ પૂર્ણિમાની રાત્રીએ હુ મારા ગૃહ આગળના વિશાળ ચોકમા પર્યંકપર બીછાનુ નખાવી, ધીમી ગતિથી વહેતા શીતળ વાયુના તરંગ વચ્ચે હીંચકા ખાતી રૂપગતિના ઉત્સંગમાં શરીરને વહેતુ મુકી, વિચારમાળાના કોઈ નિરાળા પાઠ ગણતો હતો, અને મારી દૃષ્ટિ ક્ષિતિજના અલૌકિક ચિત્રપટ ભણી આનંદભર ખેંચાતી હતી

ક્ષિતિજરેખાના પૂર્વ છેડેથી ઉદયમાન થયેલો ચંદ્ર, તારાગણોથી નવરંગ ભાતપડેલુ વસ્ત્ર લપેટી નવોઢા દીસતી વ્યોમનારી સાથે નિરંકુશ વિહાર કરતો કરતો, પશ્ચિમ છેડા તરફ પસાર થતો હતો, અને તેની ચંદ્રિકાના શીત રશ્મિઓ વડે સૃષ્ટિદેવીને ન્હવરાવી, તેને કોઈ વિચિત્ર પોશાકથી શણગારતો હતો ધુતિ ચારેમેરથી ઉભરાઈ સૃષ્ટિનુ અવનવી સામગ્રીઓથી યજન કરતી હતી, અને વિભાવરી રજનીના અધિકતર વેગમા રેલાતી–મસ્ત બનતી હતી

આ ચિત્ર નિહાળી મારા હૃદયમાથી તત્સંબંધે એકાદ તરંગ કવિતારૂપે ઉછળી કલ્લોલ નીકળવા લાગ્યો

આ નાચતા ઉડુગણો કરિ મંદ ચાળા,
ચોપાસ ચારુ દિસતા ચમકે રુપાળા
તે મધ્ય કેલિ કરતો વિચરંત વિધુ,
કોઈ ધીંગુ હસતી રે નભસુંદરી શુ ?

આમ લવતો હતો એટલામાં નિદ્રાદેવીએ મારી કર્ણેન્દ્રિયમા કંઈ મંત્ર ફુંકી, તેના પટકુળના એક છેડાથી મારૂ શરીર ઢાંક્યુ, જેથી હુ જાગ્રત્ અવસ્થામાથી સુષુપ્તિ અવસ્થાના ઘોર પ્રવાહમા ખેંચાયો, સૃષ્ટિ, સૃષ્ટિની વસ્તુઓ, અને સૃષ્ટિના રમ્ય આલેખો એ સર્વ મારી દૃષ્ટિથી અદૃશ્ય થયા, અને એ પ્રવાહના છેક ઊંડામા ઊંડે તળીએ હુ જઈ પહોચ્યો આ ઊંડાણમા સૃષ્ટિના અનેક ચિત્રો પાછા તાદૃશપણે ઉભરાવા લાગ્યા, અને નિદ્રાને યોગે તરવરતી સ્વપ્નદૃષ્ટિમા પ્રતિબિમ્બ પાડવા લાગ્યા

જાણે મારા એક મિત્રના સુશોભિત પ્રાસાદની સર્વથી ઉચ્ચ ભાગે ડોકિયા કરતી અગાશીમા હુ અને મારો તે મિત્ર અનેક વિચારતરંગો હૃદયબાળ વચ્ચે રમતા સામસામી

* લખનાર—ગ રા શિ જે શાહ

ખુરશીઓ ઢાળી બેઠા હતા, અને એ વિચારતરંગો પાણીના મોજા પેઠે એક પછી એક હૃદયમાથી બ્હાર ઉભરાતા હતા

છેલ્લે મારા મિત્રે વિવેકભ્રષ્ટ મનુષ્યો સમ્બન્ધી અનુવાદ કરતા ઉદ્દગાર કર્યો કે—

शिरः शार्वं स्वर्गात्पतति शिरसस्तत्क्षितिधरं
महीध्रादुत्तुंगादवनिमवनेश्चापि जलधिम् ।
अधो गंगा सेयं पदमुपगता स्तोकमथवा
विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः ॥*

આ મહાન ભર્તૃહરિના વાક્યનુ અન્તરમા ગુંજન થતા મને આર્યોની ગતિ સ્મરણમા સ્ફુરી આવી અને મારાથી રુદન થયુ એવી જ રીતે આર્યો પણ પ્રમાદપ્રવાહના વેગ અધઃગમા લીન થયા છે કારણ —

જે કાળે વિદ્યાકલાના શ્રેષ્ઠ ક્ષેત્ર, સુખપ્રદ સ્થિતિમા રેલાતો સસારપ્રવાહ, નિયમિત વ્યવહારદૃષ્ટિ અને સદ્વિચારની શુદ્ધ છાયા વચ્ચે તેઓ રમતા હતા, તે જ સમયે સત્ય, સદાચાર, નીતિ ઇત્યાદિ અનેક ગુણ તેઓના મનોરાજ્યમા સ્વચ્છ દર્પણે તરવરતા હતા જેમ જેમ આ છાયાથી તેઓ વિરક્ત થતા ગયા તેમ તેમ તેઓની દશામા વિકૃતિનો વિસ્તૃત પટ આવિર્ભાવ પામ્યો અનેક ધર્માધ્યક્ષોએ કીર્તિની ચિરકાળ ધુન જગતના સ્વાનુમતે બહુધા ધર્મમાર્ગ ચલાવ્યા એ ધર્મજાળમા સ્વધર્મની ઉપેક્ષા કરી આર્યો આકર્ષાયા એથી જ્ઞાતિભેદ નિષ્પન્નતાને પામ્યો અને એ ન છિન્ન ભિન્ન થવા લાગ્યુ આગળ જતાં તેઓમા પ્રમાદ અને વ્હેમ જાગૃત થયા અને ઇર્ષ્યાએ ગાઢુ રૂપ પકડ્યુ આમ થવાથી ધીમે ધીમે વિદ્યાકલાના શ્રેષ્ઠ ક્ષેત્રો કરમાવા લાગ્યા, સુખપ્રદ સ્થિતિમા રેલાતો સસારપ્રવાહ દુ ખપ્રદ રેલાવા લાગ્યો, નિયમિત વ્યવહારદૃષ્ટિ અનિયમિત થવા લાગી અને સદ્વિચાર વીખાવા માડયા વળી તે સાથે તેઓના અનેક સદ્દગુણો દિન પ્રતિદિન ક્ષીણ થતા ગયા અને તેને બદલે અનેકધા અનાચારના અનિષ્ટ બીજ તેઓમા ઊંડા રોપાતા ગયા, જેના પ્રચડ વેગમા તેઓની અર્વાચીન સ્થિતિ કઠિન વહેવા લાગી

આમ અમારા વિચાર વચ્ચે કાળક્ષય થતો હતો, પણ ફરવા જવાનો સમય થવા આવ્યો જાણી વિચાર પડતા મુકી અમે ઉભા થયા અને સૃષ્ટિના અભિનવ રગ ભણી દૃષ્ટી કરી તો, સૂર્ય રક્ત બિમ્બ ધારણ કરી અને દિશાઓમા સૃષ્ટિસૌંદર્યની નવીન કલ્પના કરાવતો અસ્તાચળના શિખર ભણી ધસતો હતો, અને સૃષ્ટિ રગ બેરગી ચણીયે પ્હેરી લાવણ્યના પટમા લીલાભરી ડોલતી હતી, જેથી વૃક્ષો અને વનસ્પતિઓના સમુદાયવાળી

---

* જાહ્નવી, સ્વર્ગમાથી ત્રિનેત્રના શિર ઉપર વસી, ત્યાથી પર્વત ઉપર અને પર્વત ઉપરથી પૃથ્વી ઉપર રેલાઈ, વળી પૃથ્વી ઉપરથી પણ આળોટતી આળોટતી સમુદ્રમા ભળી જઈ ગગા જેમ અન્તે ક્ષીણ થઈ ગઈ તેમ વિવેકભ્રષ્ટ મનુષ્યો શતધા અધોગતિને પાત્ર થાયછે

શિ જે શાહ

ભૂમિકાઓમા, અને નદી નાળા, બાગ બગીચા વિગેરે અનેક સ્થળે જ્યા ત્યા વિલક્ષણ દેખાવ થઈ રહ્યો હતો આ ઈશ્વરની અનુપમ રચનાનુ મહિમન્ ગાતા ગાતા અમે નીચે ઉતર્યા અને પુરના પથ તરફ પ્રસ્થાન કર્યું

હજી તો અમે પુન ઓળગી સામી બાજુએ પહોચ્યા નથી એટલામા સંધ્યાએ વિશ્વ પર બ્લેક મારી મંદને પોતાની પ્હાની નીચે દાબ્યો અને સવિને તુરતથી સાળુ ઓઢાડયો

"उपसन्ध्यमास्त ननु सानुमतः ।
शिखरेषु तत्क्षणमशीतरुचः ॥ "[१]

તદપિ અમારો વેગ લબાતો હતો લગભગ અરધાક ક્રોશ જેટલે લામે અમે ગતિ કરી હશે એટલામા કોઈ દિવસ નહી જોયેલુ એવુ એક દેવાલય જોઈ સ્થભ્યા આ દેવાલયની ભીંત ઊંચા આરસપ્હાણના નક્શી ભેતર ામ ાણી હતી અને તેમા ઠામઠામ ઠેકાણે ઠેકાણે મોટા હીરા જડેલા હતા તેનો ઘુમટ વીશાળ હતો અને તે ઉપર પતગીયાના રગ જેવી રમ્ય, પણ વચ્ચે કાળા કાળા ડાઘ પડી વિવર્ણ જણાતી એવી પતાકા મારુતના નેસભર્યા વેગમા ફરકતી ઉડતી હતી તેની આસપાસ ક્રોઈકોઈ ઠેકાણે જર્જરિત થયેલો પાકુરવાળો પાયાણનો એક જીર્ણ દુર્ગ હતો, અને તેનો દરવાજો તુટી જેમનો તેમ અવ્યવસ્થિત પડ્યો હતો પરંતુ દેવાલયના દ્વાર બધ હતા આ જોઈ અમે આશ્ચર્ય પામ્યા અને દરવાજા આગળ પડેલી એક શિલા ઉપર વિશ્રામ લેવા બેઠા પાચેક મિનિટ નહી થઈ હશે એટલામા તો વ્યોમ વાદળાથી આચ્છાદિત થયુ અને અધકાર ચારે પાસ ફેલાયો વળી અનિલે મસ્તીમા આવી રમખાણ મચાવી મુક્યુ અને વિદ્યુતના ચમકારા સાથે અબુકુભીની ગર્જનાઓ અચાનક થવા માડી પળ વારમા પવનના પ્રચડ વેગથી આ દેવાલયના મ્હોટા દ્વાર ખડ્ખડ ધ્વનિ કરી ઉઘડી ગયા અને અદરથી ઝગમી ચાસો ભભળાવા લાગી આથી અમને બીક લાગવા માડી અને અમારા હૃદય કપવા લાગ્યા તોપણ ધૈર્ય ન છોડતા અમે અંતઃ પ્રવિષ્ટ થયા અને અવલોકન કરતા કોઈ અપૂર્વ આલેખ અમારી દૃષ્ટિએ પડ્યો

ગભારાના મધ્ય ભાગમા એક સુવર્ણના સિંહાસન ઉપર દિવ્ય કાન્તિ વાળી, છતા શ્યામ ભાસતી, એક દેવી કઈ ઉંડા વિચારમા ગરકાવ થયેલી ઉભી હતી

તેણે પગથી તે ગ્રીવા સુધી જરીયાની સાડી ઓઢી હતી અને માથે સાચા મોતીની કલગીવાળો મણિજડિત મુગટ ધારણ કર્યો હતો તેના ચોટલાની લટો વેરણ છેરણ થઈ પાની સુધી લટકતી હતી, અને તેના જમણા કરમા સુવર્ણની મુષ્ટિવાળુ ખડ્ગ અતિસિને યોગે ઝાખ મારતુ હતુ તેનું આનન ચિન્તાના નિ મહ ભાર નીચે દબાવાથી નિસ્તેજ જણાતુ હતું, તો પણ જોનારને ક્ષોભ પમાડી મોહક ભાસમા ધકેલ્યા વિના રહેતુ નહિ વળી કર્ણમા લટકતા દતપત્રો, ગળામા પ્હેરેલા માણિક્યરત્નથી જડેલા સુવર્ણના વિવિધ અલકારો, હસ્તના

[१] સંધ્યાસમયે નાનો થતો સૂર્યના કિરણોનો સમૂહ તે જ ક્ષણે પર્વતના શિખર ઉપર બેઠો—શિ ૭ શા૭

કાંડાંમાં ચમકતા કનકના વલયો અને પગોમાં ચળકતાં સોનાનાં નૂપુર તથા પદશૃંખલા આદિ અનેક આભૂષણો તેવી સુંદરતામાં વૃદ્ધિ કરતા હતા.

તેની સન્મુખ આધુનિક દૃષ્ટિનો કોઈ આર્યમનુજ ઉભો ઉભો તેને કંઈ શોકોદ્‌ગાર કાઢી સુચવતો હતો. "રે! આર્યજનની! આજ તારી મુખમુદ્રા એકાએક મ્લાન શાથી થઈ ગઈ? તારા પ્રાચીન અભ્યુદય નષ્ટ થયા છતા પ્રસન્નતા તારા મુખ પર કંઈક સ્ફુરી રહી હતી તેમાં આજ અવસન્નતા જોઈ મારૂં હૃદય દ્રવે છે. તારા મહાલયની અવદશા જોઈ કોને રોવું નહી આવે? આ શુ થયું? કેમ ઉત્તર આપતી નથી?"

"પુત્ર આર્યગૃહરાજ! એથી તુ કયાં અજ્ઞાત છે!" આર્ય દેવીએ ધીમે સ્વરે ઉત્તર વાળ્યો." "મારાં સાંપ્રત બાળકોના અનેકધા અનિષ્ટ આચરણના ઉગ્ર પાપથી, આ મહાલય ભણી ઈશ્વિર સદૈવ ક્રોધ ભરી આંખે જુવે છે તેમાં વ્યભિચાર જેવા નિષ્ઠુર કર્મથી તો અવધિ આવી ગઈ છે, અને તે લગ્નસબધની તેઓની અનિયમિત વ્યવહારદૃષ્ટિથી ઉત્પન્ન થવા પામ્યો છે. લગ્ન કરવામાં તેઓની મૂર્ખાઈ કેવી છે? કાં તો કુમળી વયના બાળકોને દંપતિના યોગથી સાંધી દેવામાં આવે છે; જેથી યૌવનકાળે બન્નેના સ્વભાવ ગુણની એકતા નહી હોવાથી, કિંવા શરીરવૃદ્ધિમાં પતિ કરતાં કન્યાને વિશેષ બળ પ્રાપ્ત થવાથી બન્નેમાં અન્યોઅન્ય વિરુદ્ધતા જાગૃત થાય છે કવચિત્ યોગ્ય વયે યોગ્ય પતિ સાથે કન્યાનું લગ્ન કરવામાં આવે છે તો સ્વભાવ ગુણની પરીક્ષા થતી નથી. ઉંચ જ્ઞાતિએ તો કેવળ અનીતિનો જ આશ્રય લીધો છે તેઓ લક્ષ્મીની લાલસાથી કન્યાનો વિક્રય કરી વયોવૃદ્ધ પતિ સાથે પરણાવી દે છે; જેથી તે અયોગ્ય જોડુ સ્નેહ દૃષ્ટિથી અલગ રહે છે અને અલ્પ કાળમાં બિચારી કન્યાને વૈધવ્ય જોવા વારો આવે છે. આવાં આવાં અનેક કારણોથી વ્યભિચાર આ દેશમાં સર્વત્ર પ્રસરી રહ્યો છે. આ અને એવી અનેક અનીતિને પાપે મારૂં મહાલય દુર્દશાના કોઈ અનિવાર્ય વેગમાં ઘસડાતુ ઊભુ છે, અને તેમાંથી નિઃસીમ લક્ષ્મી એ વેગના બહોળા પટમાં નિરંતર ખેંચાય છે."

---

## જ્ઞાન અને વિનોદ.

૧. બીજા ચાર્લ્સના વખતમાં લૉર્ડ વિલિઅમ રસલને રાજદ્રોહમાટે ફાંસી દેવામાં આવી તે વખતે ડૉક્ટર બર્નેટ પાદરી તરીકે ઉભો હતો રસલે ફાંસીના લાકડા પાસે આવી, ઘડીઆળ બર્નેટને આપી અને કહ્યું "આ લો હવે મારે આની જરૂર નથી. ઘડીઆળ કાળ દર્શાવવા માટે છે, અને હું જ્યાં જનાર છું ત્યાં કાળ નથી."

૨. એક આઇરિશમેને જનરલ પોસ્ટ ઑફિસમાં જઈને પૂછ્યું—"મારા નામના કાગળો છે?" પોસ્ટ માસ્તરે કહ્યું—"તમારૂં નામ?" પેલા આઇરિશમેને ઉત્તર આપ્યો: "કાગળો ઉપર લખેલું હશે."

---

Reg. No. B. 196

આદ્ય કર્તા—
'એક અભેદમાર્ગ-પ્રવાસી'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલએલ. બી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૨૬. અંક ૪. ] ( માસિક. ) [ જાન્યુઆરી. ૧૯૦૨.

## નવો સૈકો.

( ભજેલુ )

### વસંતતિલકા.

લક્ષ્મીતણા અમર પદ્મની આસપાસ,
ફૂટી ખીલી ખરી જતી કંઈ પાંખડીઓ;
વર્ષોતણાં શતક તેમ અનંતતામાં,
ફૂટી ખીલી ખરી જતા વહતાં હજારો.

ફૂટી ખીલે ખરી પડે કંઈ પાંખડીઓ,
શ્રીરશ્મિનું કુસુમ એકજ લ્હેર મ્હાણે;
ત્યાં ભૃંગ-જેય મકરન્દ સુધામહીં તે—
આ પાંખડી ફૂટી ખરી ન ગણે ન જાણે.

આત્મા અધિપતિ મધુપ અનંતતાનો,
આત્મા અમીઝરણુના રસનો વિહારી;
આત્મા ગણે નહિજ તે યુગને ક્ષણોને,
ક્યાં દેશ કાળ ? સઘળેજ વસંત જામી.

ક્યાં શીત ઉષ્ણ ? સઘળેજ વસંત છાઈ,
ફૂલે પરાગ સહુ એકજ ભૃંગ કાજે;

તેને કયું નવલ છે ફુલ અર્પવાનું ?
આશીષ આ ઉછળતી હજુ કોણમાટે ?

એ ભૃંગનાંજ સહુ વારસ છો અહીંઆં,
એ પદ્મની મધુરતા બધી વારસો છે;
ગુંજો ઉડો સુખથી સૌજ પ્રવાસમાં આ,
યાત્રા પવિત્ર રમણીય સ્થલે સ્થલે છે.

વ્હાલાં: સખા, સખિ, સહોદર, બાલ ભોળાં,
લક્ષ્મીતણા કુસુમના મધુનાં વિહારી;
ઇચ્છું કયું નવિન હું સુખ સૌ તમોને,
આ બેસતું શતક વર્ષતણું બતાવી ?

જાણું નહીં અશુભ શું શુભ શું હશે તે,
જાણું નહીં અહિત શું હિત શું હશે વા;
જાણું નહીં સુખ સુખે અથવા દુઃખે તે,
શું ઇચ્છવું: નહિજ એ પણ જાણતો વા.

જાણું પરંતુ રસનાં સહુ છો વિહારી,
જાણું વળી કુસુમ એકજ છે રસાળું;
છો જે તમે કુસુમનાં કુસુમે રહો એ—
એ ભાગ્ય, એજ હિત, એ શુભ ઇચ્છવાનું.

સેવા ધરૂં નવિન શી ચરણારવિંદે ?
ગૂંથી કયાં કુસુમનો લઈ હાર આવું ?
લક્ષ્મીતણા સુમનપાસ ફુલો લજાતાં,
સ્વામી ધરે સહુજ ત્યાં કઈ ભેટ લાવું ?

લાવી ધરૂં હૃદય તો પણ આ તમોને,
લાવી ધરૂં હૃદય તે નિજ સાથ લેજો;
પીજો પીવારી મધુ અમૃતપુષ્પનું સૌ,
બીજું: ધરે પ્રભુજી તે લઈ મસ્ત રહેજો.

કલાપી.

---

# પ્રો. કાશીરામ સેવકરામ દવેનો પરલોકવાસ.

અમારા એક પરમ મિત્ર, ગુજરાતના એક પ્રૌઢ વિદ્વાન, અને શ્રી સ્વામીનારાયણપંથના એક અનન્ય ભક્ત, પ્રોફેસર કાશીરામ સેવકરામ દવે એમ એ એલ એલ બી એમણે ગઈ ડિસેંબર તા. ૨ માર્ગશીર્ષ શુક્લ ૧૧ ( મોક્ષદાયિની એકાદશી )ની રાત્રિએ પરલોકનિવાસ કર્યો. એમના જવાથી ગુજરાતના વિદ્વન્મંડલમાં જે ખોટ પડી છે તે લાંબા વખત સુધી પૂરાવી અશક્ય છે. અમુક વ્યક્તિના જવાથી પડેલી ખોટ નહિ પૂરાય એમ કહેવું સાધારણ થઈ પડ્યું છે, પણ પ્રો. કાશીરામ માટે તો આ શબ્દો અક્ષરશઃ સત્ય છેઃ એમની સાથે સંબન્ધમાં આવેલો દરકોઈ માણસ કહી શકશે કે એમનામાં બુદ્ધિ અને હૃદયના જે તરેહના ગુણો હતા તેવા અન્યમાં ભાગ્યે જ નજરે પડ્યા હશે, વા લાંબા કાળ સુધી પડવા સંભવ છે. અમુક પુરુષે કેટલા ગ્રન્થો રચ્યા છે એ જ એની વિદ્વત્તા અને એ વિદ્વત્તાની સાર્થકતા નક્કી કરવાની ખરી કસોટી નથી. પ્રો. કાશીરામ જેવો તત્ત્વજ્ઞાનનો સાનુભવ અને પરિપક્વ અભ્યાસ ગુજરાતમાં ક્વચિત્ જ કોઇએ કર્યો હશે, અને એમ કહીએ તો પણ ચાલે કે એમનું જીવન અને તત્ત્વજ્ઞાન એક એકની સાથે વણાઈ રહ્યાં હતાં. તત્ત્વનું હાર્દ પકડી લેવાની, એને સરળ રૂપમાં ઉતારી દેવાની, પ્રતિભાશક્તિથી સાકાર કરી અન્યની દૃષ્ટિ આગળ એ તત્ત્વને આલેખવાની—ટુંકામાં, તત્ત્વને પોતાનું કરી અન્યને તેવું કરી આપવાની—એ વિદ્વાનમાં એક વિલક્ષણ શક્તિ હતી. દરેક સત્યને અનુભવમાં લેવું, અને અનુભવદૃષ્ટિએ એની સારાસારતા તપાસવી, સાધારણ અજ્ઞાન પુરુષે ઉચ્ચારેલા સિદ્ધાન્તને પણ ખોટો કહેતા પહેલાં એને પૂર્ણમાનભરી દૃષ્ટિએ અવલોકવો—એ એમની સત્યશોધનની પદ્ધતિ હતી. પણ આ સર્વ કરતાં પણ અધિક સ્મરણમાં રાખવા જેવું એ મહાન પુરુષનું હૃદય છે. એના જેવું સરલ, નિર્દંભ અને સત્ય લાગે તે કહેવાની તથા આચરવાની હિંમતવાળું હૃદય બહુ વિરલ જોવામાં આવશે.

મનુષ્યના અંતરની વૃત્તિઓનું આત્મામાં ઊંડા ઉતરી અધ્યયન કરવું, અને શમદમાદિસાધનપુરઃસર ભગવત્પરાયણ થઈ રહેવું—એમાં જ આ આત્માનો ઘણો ખરો કાળ જતો. કહેવાની જરૂર નથી કે ઐહિક પદાર્થોમાં જ ગુંચવાઈ રહેવાના વર્તમાન જમાનામાં આવી વૃત્તિ બહુ પ્રશંસાપાત્ર છે; એટલું જ નહિ, પણ એ જોઇ એ ભગવજ્જનને ચરણે શિર નમાવવાની સ્વાભાવિક પ્રેરણા ઉત્પન્ન થાય છે.

મનુષ્યે જન્મીને તત્ત્વજ્ઞાન સંપાદન કરવું, એ તત્ત્વજ્ઞાનને ધર્મ સાથે જોડી સફલ બનાવવું તથા ધર્મ સંબંધી ખંડનમંડન કરવામાં કૃતાર્થતા ન માનતાં જીવનને ધર્મમય કરવું—'ધર્મ જીવવો'—એમાં જો મનુષ્યની ખરી મહત્તા સમાઈ હોય તો આ માસમાં ગુજરાતે એક મહાન પુરુષ ખોયો છે. એને તો દેહ તજવો એ વસ્ત્ર ફેંકી દેવા જેવું હતું, પણ ગુજરાતને એની મ્હોટી ખોટ છે. એના આત્માને "અક્ષરધામ" માં અનન્તકાળ આનન્દ હો !

## ગ્રન્થાવલોકન.

**ફ્રાન્સીસ બેકનનું જીવનચરિત્ર***—રા. રા. મોતીલાલ છોટાલાલ દેસાઈ બી એ એલએલબીએ કરેલું, અને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટિ તરફથી પ્રસિદ્ધ થએલું આ પુસ્તક અમારી પાસે અવલોકન માટે આવ્યું છે એમ કહેવામાં કાંઈ પણ હરકત નથી કે આટલા પરિશ્રમ પૂર્વક ગુજરાતી ભાષામાં બહુ થોડા પુસ્તકો લખાયાં છે, અને લખાય છેઃ ચર્ચ, ફાઉલર, મેકોલે, એબટ વગેરે અનેક વિદ્વાનોના બેકન સંબન્ધી લેખોનો ઉપયોગ કરી આ ગ્રન્થ રચાયો છે, અને જો કે અત્રે એટલું કહેવું પડે છે કે આ પુસ્તક છે તે કરતાં ન્હાનું—મર્મગ્રાહી—રચાયું હોત, અથવા એના આરંભમાં ટુંકો સારસંગ્રહરૂપ ઉપોદ્ઘાત જોડાયો હોત તો ઠીક હતું, તથાપિ હાલ છે એ રૂપે લેતાં પણ એ બહુ પ્રશંસાપાત્ર છે એમાં સંશય નથી. અનેક વિદ્વાનોના મતને અવલંબીને પુસ્તક રચવામાં, સર્વ મતમાં ઉત્તમ મત કયો છે એનો વિવેક પુરસર નિર્ણય કરવો એ બહુ જરૂરની બાબત છે રા મોતીલાલે આ કામ બરાબર કર્યું છે એ જોઈ સંતોષ થાય છે. વળી 'લાવણ્યતા', 'સૌન્દર્યતા', 'ઐક્યતા' આદિ કેટલાક અશુદ્ધ પ્રયોગો બાદ કરીને બોલીએ, તો કહી શકાય છે કે ભાષા પણ શુદ્ધ અને સરલ છે શબ્દો જ્યાં જ્યાં સંસ્કૃતમાંથી લેવા પડ્યા છે ત્યાં ત્યાં એ યોગ્ય લેવામાં આવ્યા છે, અને જ્યાં સસ્કૃત શબ્દો વગર ચાલી શકે ત્યા સસ્કૃત શબ્દો ખાસ દાખલ કરવાનો આગ્રહ રાખવામાં આવ્યો નથી. વાક્યરચના પણ ક્લિષ્ટતાવાળી નથી, છતાં અસર કરવા માટે જ્યાં જ્યાં વાક્ય લંબાવવાની જરૂર પડે ત્યાં ત્યાં તેમ કરવામાં સંકોચ પણ રાખ્યો નથી. એકદર તાત્પર્ય કે પુસ્તક સારૂં છે અને ગુજરાતી વાચકોને એ વાંચવા અમારી સારી પેઠે ભલામણ છે.

ગ્રન્થનુ નામ તો "ફ્રાન્સીસ બેકનનુ જીવન ચરિત્ર" એટલું જ રાખ્યું છે (આમ કરવામા લાઘવ શિવાય બીજું કાંઈ કારણ જણાતુ નથી), છતાં એમાં એના તત્ત્વજ્ઞાનનો પણ સવિસ્તર સમાવેશ કરવામાં આવ્યો છે, અને તેથી એ વિષયના રસજ્ઞ જનોને પણ એ બહુ ઉપયોગી થાય એમ છે બેકનનુ જીવનચરિત્ર અને તત્ત્વજ્ઞાન બને જગતને જૂદી જૂદી રીતે લાભકારક થયાં છે. એનુ જીવનચરિત્ર મનુષ્યને સાક્ષાત્ ઉચ્ચતા તરફ દોરનારૂં નથી, પણ જેમ ખડક ઉપરની દીવાદાંડી નીચે રહેલા ભયનું અસ્તિત્વ સૂચવે છે, તેમ એ મહાન પુરુષનુ જીવનચરિત્ર, જ્ઞાની પણ કેટલીક વાર કેવી અધમ અનીતિની જાળમાં ફસાય છે એ વાતનુ જગતને સ્મરણ કરાવે છે પણ એનું તત્ત્વજ્ઞાન તો જગતને સાક્ષાત્ લાભપ્રદ થયું છે. તત્ત્વજ્ઞાનના માર્ગમાં એ એક બેવડા માર્ગદર્શક પાટીઆની ગરજ સારે છેઃ એક તરફ, 'No Thoroughfare'='રસ્તો બન્ધ છે' એમ 'સ્કોલેસ્ટિસિઝમ' નામના દુષ્ટ થઇ પડેલા તર્કમાર્ગની નિરુપયોગિતા દર્શાવે છે; અને બીજી તરફ, ખરો માર્ગ કઇ-શામાં છે એ હસ્તનિર્દેશ વડે મુસાફરને સૂચવે છે. એ માર્ગ અને એ માર્ગનું ગન્તવ્ય સ્થાન બને અવલોકવા જેવાં છે. પણ અત્રે તે સવિસ્તર બની શકે એમ નથી.

પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના મુખ્ય બે પ્રવાહ છે, જેમાંના એકનું આપણા તત્ત્વજ્ઞાનની સાથે

---

* ફ્રાન્સીસ બેકનનું જીવન ચરિત્ર-તૈયાર કરનાર રા. રા. મોતીલાલ છોટાલાલ દેસાઈ બી. એ. એલ એલ બી. કિંમત રૂ. ૧-૪-૦.

મગતાપણું છે, પણ બીજો પ્રવાહ કાંઈક વિલક્ષણ છે, અને એને આપણા તત્ત્વજ્ઞાનમાં માત્ર ગૌણ સ્થાન મળી શકે છે આ બીજા પ્રવાહને તત્ત્વજ્ઞાન કહો વા ન કહો પણ એનું એક વિચારશ્રેણિ તરીકે મનન કરવા જેવું છે, અને એ વિચારશ્રેણિનો એક પરમ આચાર્ય બેકન છે આ વિચારશ્રેણિને આપણા પ્રાચીનોએ પૂર્વરંગમાં ગણી છે, તત્ત્વજ્ઞાનના મંદિરના એક બારણા તરીકે ગણી છે, અને તેથી એ તરફ અર્વાચીન હિન્દુસ્થાનનું બહુ લક્ષ ગયું નથી પણ વસ્તુતઃ એનો પણ ઉપયોગ ઘણો છે, અને આ બાબતમાં હાલ આપણે પશ્ચિમ પાસેથી કેટલુંક શીખવાનું છે આ શિક્ષણની પ્રથમ દીક્ષા આપણને બેકન પાસેથી મળશે

રા. રા. મોતીભાઈના જ વાક્યો લઈએ તો "ઉપયોગીપણું અગર ફળ અને વૃદ્ધિ એ બે શબ્દોથી એના (બેકનના) મતની ખરી કૂંચી મળી આવે છે પ્રાચીન તત્ત્વવેત્તાઓ આ લોકના સુખનો અનાદર કરી પરલોકના સુખને શોધતા હતા તેઓ વધારે સદ્‌ગુણી થઈ પોતાના આત્માની અપૂર્ણતા દૂર કરવા મથતા હતા મનુષ્યોને પૂર્ણ કરવાનું તો બેકનના ખ્યાલમાં જ આવ્યું નહોતું એનો ઉદ્દેશ તો માત્ર માણસને સુખી કરવાનો હતો તત્ત્વજ્ઞાનને પ્લેટો સૌથી શ્રેષ્ઠ માનતો હતો પણ બેકન તેને માત્ર સાધન તરીકે ગણતો હતો પ્લેટોએ નકામી આવશ્યકતાઓનો ત્યાગ કરવાનું શિખવ્યું છે અને બેકને એ બધી પૂરી પાડવાનો રસ્તો બતાવવાનો પ્રયત્ન કર્યો છે"

આ પ્રયત્નને અંગે બેકને બે વાત બતાવી છે (૧) યુરોપના મધ્યયુગની તર્કપદ્ધતિ ખામી ભરેલી છે, અને (૨) ધર્મ અને પદાર્થવિજ્ઞાનને ભેળસેળ કરવાથી બન્નેના હકમાં નુકસાન થયું છે આ બન્ને બાબતો રા. મોતીભાઈએ "શાસ્ત્રીય પદ્ધતિમાં બેકને કરેલો સુધારો" અને "બેકનના ધર્મવિચાર" એ બે પ્રકરણમાં સવિસ્તર વર્ણવી છે અને એમાંથી આપણા લોકોએ કેટલુંક ઉપયોગી જ્ઞાન લેવા જેવું છે જેઓ અંગ્રેજી પુસ્તકો વાંચી શકે એમ નથી તેમને રા. મોતીભાઈના આ બે પ્રકરણો વાંચવા અમારી ખાસ ભલામણ છે

મનુષ્યસુખની વૃદ્ધિઅર્થે બેકને પ્રકૃતિશાસ્ત્રના અભ્યાસને લોકપ્રિય કર્યો પરામર્શ કરતાં વ્યાપ્તિનું, અર્થાત્ શબ્દજાળ કરતાં અવલોકન અને પ્રયોગનું મહત્ત્વ બીજાઓના મન ઉપર ઠસાવ્યું, વિચારશક્તિને કલ્પનાશક્તિના મોહપાશમાંથી છોડવા પ્રયત્ન કર્યો વ્યાપ્તિ શી રીતે કાઢવી એ વિષે કેટલીક ધ્યાનમાં લેવા જોગ સૂચનાઓ કરી, તથા શાસ્ત્રીય શોધોનો વ્યવહારમાં કેવી રીતે ઉપયોગ કરવો, મનુષ્યસ્થિતિ શી રીતે સુધારવી વગેરે બતાવ્યું વળી આ રીતે ભૌતિક શાસ્ત્રને ઉપકાર કર્યો એટલું જ નહિ પણ માનસિક અને નૈતિક શાસ્ત્રોનો વ્યાપ્તિદ્વારા અભ્યાસ કરવાનો માર્ગ ઉઘાડી આપ્યો આ બેકને મનુષ્યજાતને બજાવેલી મ્હોટી સેવા છે

બેકને પ્રકૃતિશાસ્ત્ર ઉપર જગતનું અતિશય લક્ષ ખેંચ્યું એ ખરી વાત છે, પણ બેકન ધર્મવિરુદ્ધ હતો એમ સમજવાનું નથી બેકને પદાર્થવિદ્યાને ધર્મની વિશ્વાસુ દાસી તરીકે ગણી છે પણ ધર્મ તરફનો માણસોનો ઉત્સાહ અત્યન્ત વધી પડે તો બીજા શાસ્ત્રોનો નાશ થવાની બેકનને ધાસ્તી લાગે છે અને તેથી તે ધર્મને બીજા શાસ્ત્રથી તદ્દન નિરાળો અને મર્યાદિત રાખવા કહે છે, અને ધર્મને શ્રદ્ધા ઉપર અને પ્રકૃતિશાસ્ત્રને વિચારશક્તિ

ઉપર સ્થાપે છે એકનનુ આ દ્વૈત ઊંડી પરીક્ષા કરતાં કેટલું ટકી શકે એમ છે એ જૂદો પ્રશ્ન છે, પણ એટલું તો ખરૂ કે આ વિચારે જનમડળને બહુ ઉપયોગી સેવા બજાવી છે, અને એટલે અશે બેકનનો જગત્ ઉપર ઉપકાર ગણાશે

આપણે જેને ખાસ અર્થમા " તત્ત્વજ્ઞાન " કહીએ છીએ તેવુ " તત્ત્વજ્ઞાન " બેકનનુ નહોતુ " બેકન પરમાર્થશાસ્ત્રજ્ઞ નહોતો, તેમ જ એક વિચારક તરીકે પણ તે ચોકકસ અને સ્પષ્ટ હોય એમ જણાતુ નથી " છતા દુનીઆના અનુભવથી જે ડહાપણ મળે છે તે ડહાપણ બેકનમા એટલું બધુ હતુ, અને એ ડહાપણને સૂત્રરૂપે એણે એવુ તો મૂકયુ છે કે સમસ્ત જગત્મા એની તરેહનો જ્ઞાની અને લેખક મળવો મુશ્કેલ છે. ધર્મ વિષે બેકને જે વિચાર કર્યા છે તે એક તત્ત્વચિન્તકના નથી, પણ દુનીઆદારીના ડહાપણવાળા પુરુષના છે

પ્રકૃતિશાસ્ત્રને ધર્મથી સ્વતન્ત્ર રાખીને, ધર્મની બાબતમા ચાલતી રુઢિને શ્રદ્ધાપૂર્વક અવલબી રહેવુ એવી બેકનની રીત હતી રા મોતીલાલનુ કહેવું યથાર્થ છે કે " બેકનનો જન્મ એવે વખતે થયો હતો કે એનાથી પરમાર્થશાસ્ત્રને લગતા પ્રશ્નોમા ભાગ લઈ શકાય એમ નહોતુ એ પ્રશ્નોને સ્કૂલમેનોના હાથે જે રૂપ આપવામા આવ્યુ હતુ તે કેવળ શબ્દ-વાદ જેવુ હોવાથી તેના ઉપરથી લોકોનો ભરૂસો ઊઠી ગયો હતો " આ કારણથી બેકને જોકે તત્ત્વજ્ઞાનના ઊંડા પ્રશ્નો ઉપર કાઈ જ વિચાર કર્યા જણાતો નથી, તથાપિ એના જેવો મહાન અને વિચારશીલ પુરુષ આ વિષયમા શુ માનતો એ જાણવાની સ્વાભાવિક ઇચ્છા થઈ આવે છે ગુજરાતી વાચકને રા મોતીલાલના પુસ્તકમાથી આ સબન્ધે બહુ સરળ ભાષામા બહુ સારી માહિતી મળી શકશે એનો જ ટુકામા સાર આપીએ તો, (૧) બેકન " વિશ્વની ઉત્પત્તિ અભાવ અગર શૂન્યમાથી પરમાત્માની અગાધ શક્તિવડે થઇ છે એવો ખ્રિસ્તિ ધર્મના પુસ્તકોમા આપેલો સિદ્ધાન્ત સ્વીકારે છે " (૨) " સાધારણ રીતે બેકન ચેતન અને જડ પદાર્થનો તફાવત સ્વીકારી લે છે " (૩) " આત્માના જન્માન્તર અગર દેહાન્તર પ્રવેશમા બેકન માનતો હતો " વળી એ જણાવે છે કે " મનુષ્ય-આત્મા બે પ્રકારનો છે આત્માનો પહેલો પ્રકાર જેને તે બુદ્ધિવિશિષ્ટ આત્મા એવુ નામ આપે છે તે મનુષ્યનો વિશેષ આત્મા છે, અને તેની ઉત્પત્તિ પરમાત્મામાથી થઇ છે બીજા પ્રકારનો આત્મા જે મનુષ્ય અને બીજા પ્રાણીઓને સામાન્ય છે અને જેને તે બુદ્ધિરહિત આત્મા એવુ નામ આપે છે તેની ઉત્પત્તિ તત્ત્વોમાથી થઇ છે ટુકામા કહીએ તો આત્માના બે ભાગ કરી તે એકને મનુષ્ય-આત્મા અને બીજાને પશુ-આત્મા તરીકે ગણે છે...એ બન્ને આત્મામા માત્ર અશનો તફાવત નહિ છતા જાતનો તફાવત છે-તેઓ વિજાતીય છે બુદ્ધિરહિત આત્મા અગ્નિ અને હવાનો બનેલો છે અને મનુષ્યમા તે બુદ્ધિવિશિષ્ટ આત્માના સાધન તરીકે જ રહે છે " [ આ વિચારો બેકન પાસે ગ્રીકતત્ત્વજ્ઞાનની અસરવાળા ક્રિશ્ચિઅનતત્ત્વજ્ઞોદ્વારા છેક પ્લેટો પાસેથી આવ્યો છે. અને પાદરીગોરામદ્વારા પ્લેટો ઉપર વેદાન્તની અસર માનીએ તો સર્વનું પ્રભવસ્થાન વેદાન્ત છે એમ ઠરે છે આપણવેદાન્તીઓને કેટલાક ફેરફાર સાથે આ સિદ્ધાન્તમા આપણો સિદ્ધાન્ત નજરે પડશે, અને લાગશે કે આ સિદ્ધાન્તને વધારે ચોકસ અને વિચારયુક્ત કર્યો હોત તો વેદાન્ત-સિદ્ધાન્તમા જ એ પરિણમત આ વાત બતાવવા યત્ન કર્યો હોય તો તે બહુ રસ ઉપજાવે એવો થઇ પડે ]

(૪) "આપણને બુદ્ધિવિશિષ્ટ આત્મા અને નૈતિક નિયમો સંબન્ધી જે જ્ઞાન મળે તે ઈશ્વર પ્રેરિત છે." (૫) "નીતિશાસ્ત્રનો ઉદ્દેશ મનોવૃત્તિઓને એવી રીતે ગોઠવવાનો છે કે તેઓ વિચાર શક્તિની તરફેણમાં લડે અને તેના સામા હૂમલો કરે નહિ." (૬) "ઇષ્ટ અગર સુખ.... બે પ્રકારનું છેઃ જનસમૂહનું સુખ અને માણસનું પોતાનું સુખ." માણસના જે સુખનો સંબન્ધ જનસમૂહ સાથે છે તેને બેકન **ધર્મ** અગર **કર્તવ્ય** એવું નામ આપે છે, અને જેનો સંબન્ધ પોતાની જાત સાથે જ છે તેને તે **સદ્‌ગુણ** કહે છે." "**કર્તવ્ય**ના તેણે બે ભાગ કર્યા છે–(૧) રાજ્યતા અગર જન સમૂહમાંનાં એક માણસ તરીકે દરેક માણસનું સામાન્ય કર્તવ્ય; અને (૨) પોતાના ધંધા, જગ્યા અગર સ્થિતિના આધારે દરેક માણસનું વિશેષ કર્તવ્ય."

છેવટે એક વાત કહેવી રહેછે. તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં બેકનનું સ્થાન ક્યાં છે એ સમજાવવા માટે રા. મોતીલાલે "તત્ત્વજ્ઞાનનું ઐતિહાસિક વૃત્તાન્ત" એ નામનું એક પ્રકરણ કર્યું છે. એ પ્રકરણમાં આખા જગતના તત્ત્વજ્ઞાનનો બેકન અને ડેકાર્ટના સમય પર્યન્તનો ઇતિહાસ આપવા યત્ન કર્યો છે. આ ઇતિહાસને અંગે હિન્દુસ્થાનના તત્ત્વજ્ઞાનનો ઐતિહાસિક ક્રમ પણ બતાવવામાં આવ્યોછે, જે વર્ણન બિલકુલ ટુંકું, અસંતોષકારક છે એમ અમારે દિલગીરી સાથે જણાવવું પડે છે. "કપિલનું સાંખ્ય એ શુદ્ધ જડવાદ છે" એમ કહ્યું છે એ પણ એક વિલક્ષણ ભૂલ છે, અને એ ભૂલ કેમ થઈ હશે એ સમજવું પણ કઠણ પડે છે. પરંતુ યુરોપના તત્ત્વજ્ઞાન વિષે જે કહેવામાં આવ્યું છે તે વધારે સંતોષકારક છે, અને આની જોઇએ તેટલી હકીકત ટુંકાણમાં રા. મોતીલાલે ઠીક આપી છે એમ કહેવામાં વાંધો નથી. છેવટે ફરીથી એકવાર રા. મોતીલાલનું આ પુસ્તક વાંચવા અમે વાચકને ભલામણ કરીએ છીએ.

***શબ્દચિન્તામણિ**—આ નામનો એક સંસ્કૃત–ગુજરાતી શબ્દકોષ રા. રા. સવાઇલાલ છોટાલાલ વોરાએ રચ્યો છે, અને તે રા. રા. દોલતરામ મગનલાલ શાહે છાપી પ્રસિદ્ધ કર્યો છે. સંસ્કૃત શબ્દોનો ગુજરાતી ભાષામાં રચેલો મ્હોટો કોષ આ પ્હેલવ્હેલો જ છે, અને તે માટે ગુજરાતી વાચક "યોજક" નો તેમજ "પ્રસિદ્ધકર્તા" ઉભયનો આભારી છે. વાચસ્પત્ય (બૃહત્), શબ્દકલ્પદ્રુમ, શબ્દસ્તોમમહાનિધિ વગેરે અર્વાચીન કોષોનો, તથા અમર હેમચન્દ્ર વિશ્વ મેદિની વગેરે પ્રાચીન કોષોનો આશ્રય લઈ આ કોષ રચાયો છે એમ પ્રસ્તાવનામાં કહ્યું છે. પણ આ આશ્રય બહુ વિવેક કે વિદ્વત્તા પુરઃસર લેવામાં આવ્યો હોય એમ લાગતું નથી. આ ગ્રન્થમાં જે શ્રમ અને ખંત નજરે પડે છે તે જોતાં એમાં કાંઈ પણ દોષ કાઢવો એ અકૃતજ્ઞતા જેવું લાગે છે. આપણા દેશમાં આવા યત્નને હજી જોઇએ તેટલું ઉત્તેજન મળતું નથી છતાં કાળ દ્રવ્ય આદિ સામગ્રીમાં સંકોચ ન રાખી આવો ભગીરથ પ્રયત્ન પાર ઉતારવો, એ જેવી તેવી વાત નથી. આટલી પ્રશંસા પૂર્વક એ ગ્રન્થની એક બે ખામીઓ દેખાડવામાં આવે તો એમાં દોષૈકદૃષ્ટિ કરી નહિ ગણાય.

આ કોષમાં (૧) અર્થો બરાબર ગોઠવાએલા નથી. (૨) ઘણે ઠેકાણે, જ્યાં જરૂર નથી ત્યાં પણ અર્થપ્રદર્શક પ્રયોગો ઉતાર્યા છે, જ્યાં જરૂર છે ત્યાં એ આપવા રહી

---

* યોજક—રા. રા. સવાઇલાલ છોટાલાલ વોરા. પ્રસિદ્ધકર્તા. રા. રા. દોલતરામ મગનલાલ શાહ. વડોદરા. રૂ. ૧૨–૦–૦.

ગયા છે, અને કેટલેક ઠેકાણે તો અર્થ અને પ્રયોગ વચ્ચે સંબન્ધ પણ સમજાતો નથી. અર્થો સામટા આપ્યા છે, અને એકાદ અર્થનો પ્રયોગ છેવટે મૂક્યો છે–ઇત્યાદિ ઘણી અવ્યવસ્થા નજરે પડે છે. (૨) શબ્દોની વ્યુત્પત્તિ કેટલીકવાર ગતાનુગતિક અપાએલી છે, કેટલીક વાર બિલકુલ અર્થનું સૂચન જ કરતી નથી, અને કેટલેક ઠેકાણે નિષ્પ્રયોજન છે. વળી કેટલેક ઠેકાણે એનું ગુજરાતીમાં ભાષાન્તર આપવાની પણ જરૂર હતી. (૩) અર્થો આપવામાં પણ પારિભાષિક અર્થો જેવા વિસ્તારથી અને પ્રયોગ સાથે આપવા જોઇએ તેવી રીતે બિલકુલ અપાએલા નથી. કોઈ કોઈ પ્રસિદ્ધ શબ્દ નજરે પડતો નથી, જો કે નકામા શબ્દો પુષ્કળ છે.

આ દોષો 'અનવસ્થા', 'પ્રત્યક્ષ', 'સમવાય', 'નિત્ય', 'સમાધિ, 'માયા', 'બ્રહ્મ', 'સહોઢ', 'પ્રત્યગાત્મન્', 'મૃગ,' 'વિહંગ,' 'મહિમન્' 'સમાન' ઇત્યાદિ [ આ શબ્દો લખતી વખતે સ્મરણમાં હોવાથી, આ નોંધ્યા છે; એ કરતાં વધારે નિશ્ચાયક અને વધારે સંખ્યામાં ઉદાહરણ આપી શકાય એમ છે. ] એ ચાર કે દસ શબ્દોમાં નહિ પણ ઘણે ઠેકાણે અમને નજરે પડ્યા છે,

અમે ફરી કહીએ છીએ કે પંદર વર્ષ સુધી નિતાન્ત ધૈર્ય અને ખંત રાખી લખાએલા અને પુષ્કળ ધન ખરચી પ્રસિદ્ધ કરેલા આ ગ્રન્થમાં દોષ દેખાડવાનું અમને ગમ્યું નથી, પણ સત્ય ખાતર આટલું કહેવું પડ્યુ છે. અમને લાગે છે કે રા. રા. દોલતરામે મિ. આપ્ટેના કોષનુ ગુજરાતી ભાષાન્તર કરાવ્યુ હોત તો ગુજરાત ઉપર અધિક ઉપકાર થાત.

---

## રા. રા. જગજીવન વલ્લભજી શાહનો વિજય.

અમારા મિત્ર રા. રા. જગજીવન વલ્લભજી શાહ. બી એ, એલએલ બી. એમણે થોડાક દિવસ ઉપર 'એમ. એ'ની તત્ત્વજ્ઞાન ( Philosophy )ની પરીક્ષામાં જે વિજય મેળવ્યો છે તે એવો તો અપૂર્વ છે કે તત્ત્વજ્ઞાન ઉપર સવિશેષ પ્રેમ ધરાવનાર આ માસિક એની નોંધ લેવી ઉચિત છે. રા. શાહ ફર્સ્ટક્લાસમાં એકલા વિરાજે છે, અને ચૅન્સેલરનો તથા કાશીનાથ ત્ર્યંબક તેલંગનો એમ બે સોનાના ચાંદ મેળવે છે; એટલું જ નહિ પણ મુબાઈ યુનિવર્સિટિમાં એમના જેવો તત્ત્વજ્ઞાનનો અભ્યાસી પૂર્વે જોવામાં આવ્યો નથી એવો મત એમના પરીક્ષકોએ દર્શાવ્યો છે. આ માન બહુ જ અસાધારણ છે, અને તે માટે અમે રા. શાહને પ્રેમ અને આનન્દથી ઉભરાતા અન્તઃકરણે અભિનન્દન આપીએ છીએ.

'સુદર્શન'ના વાચકો જાણી આનન્દ પામશે કે રા. શાહને આપણા તત્ત્વજ્ઞાન ઉપર બહુ મમત્વ છે, અને તેઓ વખતોવખત આ પત્રદ્વારા ગુજરાતી વાચકોને પોતાના જ્ઞાનનો લાભ આપશે એમ સભવ છે.

---

# અશોક.

( મળેલુ )*

“ अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ”  भ० गी०

“ नास्त्येतादृशं दानं यादृशं धर्म्मदानं धर्म्मसंस्तवो वा धर्म्मसंविभागो वा धर्म्मसंबंधो वा, तत्रेदं भवति दासभृतके संमतिपत्तिर्मातरि पितरि साधु शुश्रूषा मित्रसंस्तुतज्ञातीयेभ्यो ब्राह्मणश्रमणेभ्यः साधु दानं प्राण्यनालम्भः ”

अ० शासन. ११.

ભારતવર્ષમાં આજસુધી થઈ ગયેલ ચક્રવર્તિ રાજાઓમાં મહાન્ અશોક પ્રથમ વર્ગમાં ગણાવાના અધિકારી છે. રામકૃષ્ણયુધિષ્ઠિરાદિકની પુરાણપ્રસિદ્ધ પ્રભુતા ઇતિહાસતત્ત્વદષ્ટિએ જ્યાં સુધી સદેહશૂન્ય ન થાય ત્યાં સુધી કાલરેખામા અશોક મહારાજને પ્રથમ પદ આપવુ પડશે. અશોકના કાલ પછી થઈ ગયલા ભારતવર્ષના મહારાજાઓમાં એક ઇતિહાસકાર વિક્રમ અને અકબરને જ આની સમાન કોટિમાં મૂકેછે. આ મહારાજને મહાન્ ચંદ્રગુપ્તે પ્રવર્તાવેલા રાજ્યનો વિસ્તાર વધારવાથી અથવા પોતાના રાજ્યતંત્રને સુવ્યવસ્થિત કરવાથી જ આવું ‘મહાન્’ પદ અર્પાય છે એમ નથી. પરંતુ તેના સહજ કઠોર હૃદયે પ્રાપ્ત કરેલી અતીવ કોમલતા, જેનાથી પ્રેરાઇ અહિંસાપ્રધાન બૌદ્ધધર્મનો પોતે સ્વીકાર કર્યો; તેના ધર્મ ચારિત્ર્યનો અસાધારણ વેગ અને ઉચ્ચગ્રાહ, જેથી તેણે તે ધર્મ દેશદેશાન્તરમાં ફેલાવવા અપૂર્વ યત્ન કર્યો; પોતાની પ્રજાને સદાચરણમાં ચલાવવાનો અદ્વિતીય ઉત્સાહ, જેથી પોતાના મહાન્ અર્થને સારુ શાન્તિભર્યાં અભિનવ અને આકલ્પસ્થાયી પગલાં ભર્યાં;—તે બધાં સારુ, જેના પ્રતાપથી ભૂગોલના એક મોટા ભાગ ઉપર બૌદ્ધ ધર્મનો પ્રસાર થયો તે સારુ, મહાન્ અશોકને આવા ઉચ્ચપદના અધિકારી ગણ્યાછે. આનું કંઇક યથામતિ વિવરણ કરવા માટે આ યત્ન છે.

ભારતવર્ષના પ્રાચીન રાજાઓમાં પોતાના સદ્રાજ્યનો કંઇ પણ અવિશ્રાન્ત પુરાવો મૂકી જનાર અશોક મહારાજ પહેલવહેલા છે. આ પુરાવો તે ભારતવર્ષમાં જૂદે જૂદે ઠેકાણે કોતરાવેલા તેમના શિલાલેખો છે. હાલમાં પીસતાળીસ ઠેકાણે આવા શિલાલેખો માલુમ પડેછે, પણ દંતકથા કહેછે કે એ મહારાજે હજારો શિલાલેખો કોતરાવેલ હતા. આ શિલાલેખો સિવાય અશોકના રાજ્યનો વૃત્તાંત જાણવા માટે બીજો કોઈ પણ નિતાન્ત વિશ્વાસ-

* લખનાર—રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી. બી. એ. એલ. એલ. બી.

આ લઘુ લેખ મુદ્રાંકિત થઈ ગયા પછી રા. રા. વાસુદેવ ગોવિંદ આપ્ટે બી. એ. એ. મરાઠી ભાષામાં લખેલ ‘ અશોક અથવા આર્યાવર્તના પહેલા ચક્રવર્તિ રાજાનું ચરિત્ર’ એ નામના એક અસંત શ્રમસિદ્ધ ગ્રંથ ઉપર મારા એક વિદ્વાન મિત્ર તરફથી મારૂં ધ્યાન ખેંચવામાં આવ્યું. જો પ્રથમથી આ ગ્રંથ મારા જોવામાં આવ્યો હોત તો એ વિદ્વાનના શ્રમનો લાભ મારાથી લઈ શકાત. ઉ૦ કે૦ ત્રિ.

તે પ્રમાણે ' એ ભાગ ' લેવાનું સામર્થ્ય સર્વરીતે અશોકમાં હતું. મનના અને બુદ્ધિના અસાધારણ બલ વિના કોઈ પણ કાલમાં કોઈ પણ કાર્યમાં વિજય મેળવાતો નથી. અને અમુક વ્યક્તિનાં એવાં અસાધારણ મનોબલ અને બુદ્ધિબલ, વૃત્તિવશાત્ જે કાર્યમાં તે વ્યક્તિ પડે છે તેમાં, પ્રત્યક્ષ થાયછે. અશોકની વૃત્તિ જ્યારે વિજયાભિમુખ હતી ત્યારે જે ઉગ્ર માનસિક બલે તેણે પોતાની ગાદી નિષ્કંટક કરી, તે જ ઉગ્ર નિશ્ચય અને પરાક્રમની સહાયતાથી તે આખા ( ઉત્તર ) હિંદુસ્તાનમાં અને સૌરાષ્ટ્રથી કલિંગ પર્યંત પોતાનું રાજ્ય જમાવવાને તથા દક્ષિણમાં કૃષ્ણા નદી સુધી અને પશ્ચિમમાં કાબુલ કંદહાર અને બેકટ્રીઆના પ્રદેશ સુધી પોતાનું સામ્રાજ્ય સ્થાપવાને શક્તિમાન્ થયો. ધર્માભિમુખ વૃત્તિ થતાં એને પોતાને બૌદ્ધધર્મનો સ્વીકાર કરાવનાર તથા તે ધર્મનો જગતમાં પ્રચાર કરવામાં અપૂર્વ યોજનાઓ સુઝાડી પરમવિજય અપાવનાર પણ આ જ મહાર્ઘ મનોબળ હતું.

## અશોકની બૌદ્ધધર્મદીક્ષા.

અશોક બૌદ્ધધર્માનુયાયી શીરીતે થયો તે ઇતિહાસ અનિશ્ચિત છે. 'બૌદ્ધગ્રંથો ઉપરથી જણાયછે કે સુષીમનો પુત્ર, જેને અશોકનાં આરંભનાં પાપાચરણોથી ચાણ્ડાલને ત્યાં વાસ કરવાની અને ભિક્ષુ થવાની જરૂર પડી હતી, તેના ઉપદેશથી રાજ્યાભિષેક પછી ચારે વર્ષે અશોકે બૌદ્ધધર્મની દીક્ષા લીધી. કલિંગદેશને સર કરવામાં જે મોટી ખુનરેજી અને ક્રૂરતા ચલાવવાની જરૂર પડી હતી તે ઉપરથી વિચાર થતાં ધર્મ તરફ એનું વલણ થયું હતું એમ એના લેખપદના એક શાસન ઉપરથી નીકળેછે. ગમે તેમ હોય પણ એનો બૌદ્ધધર્મ આગન્તુક હતો એટલું નિઃસંશય છે. આરંભમાં તેના પિતા બિન્દુસારની પેઠે અશોક પણ વર્ણાશ્રમી હતો અને પાછળથી કલિંગના યુદ્ધમાં થયેલા પાપાચરણના પશ્ચાત્તાપ સમયે બૌદ્ધધર્મના અહિંસાતત્ત્વથી ખેંચાઇ એણે એ ધર્મને રાજ્યાશ્રય આપ્યો હોય એમ જણાય છે. આ ઉપરથી આટલું જણાઇ આવે છે કે અશોકના કાલમાં બૌદ્ધધર્મનું સ્વારસ્ય સારી રીતે પ્રચાર પામ્યું ન હતું, અને ભિક્ષુ ભિક્ષુણીઓના સંઘ સિવાય અન્ય સ્થલે પૂર્વની પેઠે જ હિંસાદિક પાપકર્મો થયે જતાં હતાં. અશોકના તીક્ષ્ણ પશ્ચાત્તાપે બુદ્ધદેવના ઉપદેશનાં નીતિતત્ત્વો ઉપર તેને દૃઢ આસ્થા કરાવરાવી અને તે નીતિજીવનની ઉત્તમતાનો પોતાના મનમાં નિશ્ચય થયાની સાથે જ તે માર્ગ તેણે સ્વીકાર્યો અને અન્યને અસાધારણ વેગથી બોધ્યો. આ વાત અશોકના શિલાલેખો ઉપરથી આપણને સ્પષ્ટ થાય છે પણ તે ઉપર આવતાં પહેલાં તે શિલાલેખોના પ્રેરયિતા અશોક મહારાજ હતા તે કેમ નિશ્ચિત થયું એ જોઇ લઇએ.

## ' પ્રિયદર્શી ' = ' અશોક '

શિલાલેખોમાં ' દેવાનાં પ્રિય પ્રિયદર્શીરાજા 'આજ્ઞા કરે છે કે ' એવા શબ્દો છે. આ ' પ્રિયદર્શી ' તેજ અશોક ? એ પ્રશ્ન સહજ થાય. ' અશોક ' એ નામ બૌદ્ધધર્મના ગ્રંથોમાંથી આપણને મળેલું છે. મહાવંશ નામના ગ્રંથોમાં બુદ્ધદેવના કાલથી બૌદ્ધધર્મનો ઇતિહાસ આપેલોછે. તેમાં ચંદ્રગુપ્તના બિન્દુસાર અને બિન્દુસારના અશોક એ રીતે 'ક્રમ આપ્યો છે. અશોકના સંબંધમાં લખ્યું છે કે આ રાજા પ્રથમ વર્ણાશ્રમી હતો અને પછી બૌદ્ધ થયો; અને તેણે પોતાના મુલકમાં તેમ પરદેશમાં તે ધર્મનો પ્રચાર કરવા

શિલાલેખો ઇત્યાદિ સાધનોથી ભગીરથ પ્રયત્ન કર્યો. આ બધી હકીકત સીલોન સીવીલ સર્વીસના એક અમલદાર મી. ચાર્લ્સ ટરનુરે બૌદ્ધધર્મગ્રંથોનો અભ્યાસ કરી બહાર આણી અને આ ઇતિહાસને આધારે મગધરાજાઓનું એક વંશવૃક્ષ કરી તે જ ગ્રંથની ગણતિ પ્રમાણે ચંદ્રગુપ્તાદિના સંવત્સરો પણ નિર્માણ કર્યા, જેમાં અશોકને માટે અમુક સંવત્સરો નિર્માયા. અત્યાર સુધી પ્રિયદર્શીના શિલાલેખો વિદ્વાનોની બુદ્ધિને અગમ્ય હતા. પણ આ અરસામાં મી. જેમ્સ પ્રીન્સેપે કેટલાક તામ્રપટોના અંતભાગમાં અમુક બે અક્ષરોની સમાનતા જોઇ, તે બે અક્ષરો 'દાન' એ અર્થના હશે એવી કલ્પના કરી, તે લિપિના અક્ષરો સમજવાની એક કુંચી શોધી કહાડી, અને તે દ્વારા ચમત્કારિ કલ્પનાશકિતનો ઉપયોગ કરી તે લિપિ તે ભાષા અને તેના વ્યાકરણ સબંધે પણ તરત સારૂ ખપ જેટલી યોજના યોજી લીધી. અને તે યોજનાનુસાર શિલાલેખોના અર્થ બંગાળાની રોયલ એશીઆટીક સોસાઇટી દ્વારા પ્રસિદ્ધ કર્યા. મી. ટરનુરને કાને રાજા પ્રિયદર્શીના શિલાશાસનોમાંથી ઉકલતી હકીકત જતાંની સાથે આ પ્રિયદર્શી તેજ અશોક એવો તર્ક તે મહાશયના મનમાં ઉત્પન્ન થયો. થોડોક કાલ આ તર્ક, તર્કમાત્રની સ્થિતિમાં જ રહ્યો, પણ પાછળથી તપાસ કરતાં દ્વીપવંશનામના ગ્રંથમાં જ્યાં જ્યાં મહાવંશમાં અશોક લખેલું ત્યાં ત્યાં પ્રિયદર્શી એવું નામ આપેલું જોવામાં આવ્યું! આ ઉપરથી નિશ્ચય થયો કે 'પ્રિયદર્શી'ના જે લેખો છે તે અશોકના જ છે.

## અશોકના શિલાલેખો.

અશોકના ચૌદશાસનનો એક મહાપટ્ટ સર્વથી વધારે પ્રસિદ્ધ છે. આ ચૌદશાસનો એણે જૂદે જૂદે ઠેકાણે કોતરાવેલાં છે જેમાં ગિરનાર એ એક સ્થાન છે. થોડા વર્ષ ઉપર ભાવનગરના મર્હૂમ મહારાજે કાઠિઆવાડના પ્રાચીન લેખોનું એક પુસ્તક છપાવરાવ્યું છે જેમાં ગિરનારના શિલાલેખોની મૂળ લિપિ, તેનું દેવનાગરી લિપિમાં અક્ષરાન્તર તથા તેનું સંસ્કૃત અને ઈંગ્રેજી ભાષાન્તર સારા વિદ્વાનોને હાથે કરાવી પ્રસિદ્ધ કર્યું છે. ગિરનાર લેખો બધા પરિપૂર્ણ ઉકલતા નથી, અને બધાં અભિલેખ્યનોમાં કઈક કંઈક અપૂર્ણતા જણાય છે. પણ બધાની સરખામણીથી પાશ્ચિમાત્ય વિદ્વાનો એ લેખોના નિશ્ચિત અર્થ કરી શકયા છે. આ ચૌદ લેખો સિવાય બીજા પણ પ્રિયદર્શીએ પ્રેરેલા લેખો હિંદુસ્તાનના બીજા ભાગોમાંથી મળી આવેલા છે. આ લેખો ધર્માનુશાસન માટે અશોકે પ્રસિદ્ધ કરાવ્યા છે. એમાં ધર્મનું લક્ષણ, ધર્મ પાળવા પળાવવાની આવશ્યકતા, તે સંબંધે પોતાનું કર્તવ્ય, પોતાની પ્રજાની વૃત્તિ ધર્માભિમુખ થાય અને એકવાર થયા પછી પાછી ધર્મવિમુખ ન થાય એ સારૂ પોતે કરેલ બંદોબસ્ત, એ બધું કોતરાવેલ છે. આ લેખોમાંથી અશોકના રાજ્યનો તથા આંતર જીવનનો કંઇક ઇતિહાસ અને જનવર્તનની કંઇક હકીકત સહસા મળી આવે છે.

### જનવર્તન.

અશોકના ધર્માનુશાસનનાં સર્વ અંગો સમજવાને માટે તેના કાલની જનવર્તનની જે સ્થિતિ આપણને મળી આવે છે તે પહેલી સમજવી જોઇએ. આ શાસનો ઉપરથી જણાય છે કે તેના વખતમાં યજ્ઞાદિકને માટે તેમ જ ભોજનસમારંભ સારૂ પશુહિંસા ઘણી

થતી. આવા સમારંભો પણ ઘણા થતા અને રાજમહાલયોમાં આ સારૂ હમેશાં સંખ્યાતીત પશુઓનો ઘાણ વળતો[1] આ સ્થિતિ સેંકડો વર્ષોથી ચાલી આવતી હતી સર્વ ઠેકાણે મદવાડમાંથી ઉઠતાં, પુત્રપુત્રીઓના વિવાહપ્રસંગે, પુત્રજન્મના ઉત્સવમાં લોકો નાના પ્રકારનાં હિંસાકર્મ કર્યા કરતા.[2] માતાપિતા ઉપર અનાદર, વૃદ્ધોનો તિરસ્કાર, દાસજનો ઉપર કરતા, અને બ્રાહ્મણશ્રમણો ઉપર અનાસ્થા તેના કાલમાં બહુ હોવાનું જણાય છે[3] રાજાઓ મૃગયાપરાયણ રહેતા, વર્ણાશ્રમી બૌદ્ધોની નિંદા કરતા, બૌદ્ધો વર્ણાશ્રમીની નિંદા કરતા,[4] સંઘના ભિક્ષુઓ માંહોમાંહ્ય લઢતા. ટુંકામાં પશુહિંસા બુદ્ધદેવના વખતના જેટલી જ હતી. સંઘારામની એટલે વિહારો અને મઠોની વસતિ વધી પડેલી હતી. બુદ્ધદેવના ઉત્તમ સિદ્ધાન્તો પ્રશસ્ય છતાં તે ધર્મની અવ્યવસ્થાની ખરાબ અસરો દૃષ્ટિગોચર થવા માંડી હતી આમ શાસનો ઉપરથી અનુમાન કરતા, જનવર્તન સારી સ્થિતિમાં હોય એમ લાગતું નથી.

અશોકની વૃત્તિ ધર્માભિમુખ થતાં તેની નજર પ્રથમ પશુહિંસા તરફ ગઇ હોય એમ જણાય છે પરંતુ ધર્માનુશાસનનાં વધારે અગત્યનાં શાસનો પ્રસિદ્ધ કરતી વખતે જનવર્તનની આ બધી સ્થિતિ તેના ધ્યાન ઉપર આવી હોય એમ જણાઇ આવે છે. કેમકે પહેલાં બે શાસનમાં જ્યારે પશુહિંસાનો નિષેધ માત્ર જ કર્યો છે ત્યારે પાછળનાં શાસનોમાં માતા પિતા ગુરુજનો ઉપર ભક્તિ, દાસજન ઉપર કરુણા, બ્રાહ્મણ શ્રમણ ઉપર આસ્થા ઇત્યાદિ સર્વ ઉપદેશેલું છે.

## શાસનોક્ત ધર્મ.

ગિરનારપટ્ટના અગીઆરમા શાસનમાં ધર્મનું સ્વરૂપ શું તે સમજાવ્યું છે.

> "દાસ ભૃતક તરફ સંપ્રતિપત્તિ, માતા પિતાની સારી શુશ્રૂષા, મિત્ર સગાં સંબંધી અને બ્રાહ્મણશ્રમણ ને દાન, પ્રાણીનો અનાલંભ અને ધર્મનું દાન આ ધર્મ અનન્તપુણ્યદાતા છે."

આ ધર્મ ઉપદેશવા માટે પોતે પોતાના રાજ્યમાં, તથા સામ્રાજ્ય અને પ્રાંત પ્રદેશોમાં જૂદે જૂદે સ્થલે આ લેખો કોતરાવ્યા ઉપરાંત 'ભેરિઘોષ, વિમાનદર્શન, હસ્તિદર્શન, અગ્નિસ્કંધ,' ઇત્યાદિ દ્વારાએ આ ધર્મઘોષ કર્યાનું જણાવ્યું છે. વળી દર પાચ પાંચ વર્ષે સભાઓ ભરી, આ ધર્મનું અનુશાસન કરવા પોતાના પ્રાદેશિકોને આજ્ઞા કરેલી છે. પરંતુ સહુથી વધારે પ્રશસ્ય તો એ છે કે એક શાસનમાં સર્વદાનમાં ધર્મદાન એ સહુથી શ્રેષ્ઠ છે એમ કહી માતા પિતા ભાઇ ભાંડુ સર્વને પ્રસંગ આવ્યે "આ ધર્મ છે માટે આમ કરો" એવી સલાહ અન્યોન્યને આપવાનું ફરમાવ્યું છે. અને આ પ્રમાણે ધર્મનો પ્રચાર કરવામાં આ લોક પરલોકમાં પરમ કલ્યાણ થાય છે એવી પરમ રુચિકર ફલશ્રુતિ ટાંકેલી છે. રાજ્ય તરફથી પણ 'ધર્મમહામાત્યો' એ સંજ્ઞાના નવા અધિકારીઓ નીમી તેમને ચારે તરફ ધર્મપ્રચાર સારૂ મોકલ્યાનું જણાય છે. સિવાય આ ધર્મ પ્રમાણે વર્તનારાને પ્રોત્સાહન

૧ જુઓ શાસન ૧, દત્ત પાનું ૪૬૨. ૨ જુઓ શાસન ૯.
૩ જુઓ ગિરનારપટ્ટ શાસન ૪, દત્ત પાનું ૪૬૨-૪૬૩.
૪. શાસન ૧૨, શાસન ૬

કરવા ધર્મનીતિ ઉપર તથા સામાન્ય નીતિ ઉપર દેખરેખ રાખવા સારૂ 'સ્ત્રી-અધ્યક્ષો' વિગેરે નીમ્યાનું આ લેખોમા જણાવ્યું છે. ।

બીજા શાસનોમાથી સર્વ ધર્મ ઉપર અશોકની સમદૃષ્ટિ અને તેનાં કારણો મળી આવે છે. સાતમા શાસનમાં લખે છે કે—

"અમારી એવી ઇચ્છા છે કે સર્વ સ્થલોમાં સર્વ ધર્મો અબાધિત રહે. ઇન્દ્રિયોનો નિગ્રહ અને અતઃકરણની શુદ્ધિ કરી આત્માની પવિત્રતા સિદ્ધ કરવી એ સર્વ ધર્મ સંપ્રદાયોનો સમાન હેતુ છે"

બારમા શાસનમાં આની સાથે સન્યાસી અને ગૃહસ્થ બન્નેને સમાન ગણવાનું ફરમાવ્યું છે

"અમે સસારી તથા સંન્યાસી અને સર્વ ધર્મવાળાઓને સરખુ માન આપીએ છીએ. અમે પંડે દાન સારી પેઠે કરીએ છીએ છતા દાનમાન આપવા કરતાં અમારી પ્રજાની નીતિબુદ્ધિની વૃદ્ધિ કરવાનો યત્ન કરવાનું અમે વધારે જરૂરનુ માનીએ છીએ સર્વ સંપ્રદાયોમા અમુક અમુક મતભેદ હોય તોપણ હૃદયની અને વાણીની કોમલતા સર્વને ઇષ્ટ છે. પરધર્મની નિંદા કરી પોતાના ધર્મની પ્રશંસા કોઇએ કરવી નહિ, એટલું જ નહિ પણ પરધર્મવાળાને માન ઘટે ત્યાં માન આપવું. આ પ્રમાણે કરવાથી તે પોતાના ધર્મનો પણ ઉત્કર્ષ સાધે છે. બીજી રીતે વર્તે તો પોતાના અને પારકા બન્નેનો અપકર્ષ જ થાય છે. સંપ જ પુણ્ય છેઃ અમારી પ્રજામાં સર્વ કોઇને અમે જણાવીએ છીએ કે તમારો ધર્મ ગમે તે હો પણ દાન અને બહારના આચરણ કરતાં સારભૂત નીતિસિદ્ધાન્તોનો પ્રચાર અને ઇતર સંપ્રદાયો ઉપર માનબુદ્ધિ એ બે વસ્તુઓને વધારે મહત્ત્વ આપીએ છીએ."

આ ધર્મઘોષ સર્વ કાલમાં સર્વ સદ્ધર્મને પરમ રુચિકર છે. આજ ધર્મભાવના અશોકને 'મહાન્' પદનો અધિકારી કરે છે બૌદ્ધધર્મની વર્ણાશ્રમ સામેની વિરુદ્ધતા આથી હઠી જાય છે. અને કેટલેક અંશે એક સર્વસંમત ધર્મનો પાયો નાખવાનો મહાન્ યત્ન અશોકે કર્યો છે એમ કહી શકાય. બુદ્ધદેવે પ્રચારેલા ધર્મમાં અને આમાં કંઈ વૈશિષ્ટ્ય પણ આપણને માલમ પડશે. જ્યારે બુદ્ધદેવ સંસાર દુઃખી અને મલિન માનતા અને સંસાર છોડવાથી જ મોક્ષ મળશે એમ ઉપદેશી સંઘસંખ્યા વધારતા ત્યારે અશોકમહારાજે સંસારમાં રહી નીતિજીવન ઉપર ભાર મૂકી લોકોને પોતાના કર્તવ્યનું પ્રતિપાલન કરવાની, સંસારનો દુઃખભાર સહીને જ મોક્ષાર્થે યત્ન કરવાની જરૂર જણાવી. બુદ્ધદેવના ઉપદેશથી મોક્ષાતિરાગ વૃદ્ધિ પામ્યો હતો. ભિક્ષુઓ અને પરિવ્રાજિકાઓથી વિહારો મઠો ઉભરાઈ ગયા હતા અને બ્રાહ્મણ તથા શ્રમણને દાન આપવાનું અશોકના શાસનોમાં વારવાર પ્રોત્સાહન કરવામા આવ્યું છે તે ઉપરથી એમ પણ કહી શકાય કે બીચારા ભિક્ષુઓને ભિક્ષાના પણ સાંસા પડતા હશે. અશોક મહારાજે બૌદ્ધધર્મના તત્ત્વોનો સ્વીકાર કર્યો, પણ ગૃહસ્થ વર્ગ ઉપર સન્માનબુદ્ધિ રાખવા રખાવવાના શાસનોથી માતાપિતાની અને સ્થવિરોની શુશ્રૂષા કરવાની આજ્ઞાથી તથા તેઓ પણ ધર્મનાંનીતિ તત્ત્વો પાળ્યાથી પરમ

કલ્યાણ પ્રાપ્ત કરશે એવા પ્રત્યક્ષ ઉપદેશથી બુદ્ધદેવના ધર્મ સંબંધી ઉત્પન્ન થયેલી ગેરસમજણ દૂર કરી એમ કહી શકાય. અને એટલે સુધી પણ કહેવાય કે શાસનોદ્વારા જે ધર્મ અશોકે ઉપદેશ્યો છે તે બૌદ્ધદીક્ષાનો નિરપેક્ષ હતો, અને એવી રીતે નિરપેક્ષ રાખવાનો એનો આશય પણ હશે. આમ કેવલ શાન્ત, અને આજ્ઞારૂપે નહિ પણ બોધરૂપે, બૌદ્ધધર્મનો પ્રચાર કરવાથી સમસ્ત પ્રજાના મનનું સમાધાન થયું હશે એમ આ શાસનોના ક્રમશઃ અભ્યાસ ઉપરથી માની શકાય છે.

## ધાર્મિકતાનો પ્રથમાઙ્કુર.

કલિંગ દેશ જીત્યા પછી એનો પશ્ચાત્તાપ એક મહાન્ હૃદયને છાજે તેવો છે. લખે છે કે—

> " કલિંગના યુદ્ધમાં લાખો માણસોનો સંહાર કર્યો, લાખોને દાસત્વમાં નાંખ્યા; આ ત્રાસજનક બનાવ પછી મારૂં હૃદય ધર્માભિમુખ થયું. મને હવે સ્પષ્ટ સમજાય છે કે પારકાનો મુલક જીતવામાં—એટલે અસંખ્ય માણસોનો સંહાર કરવામાં મેં ઘણું પાપ કર્યું છે. જેને માટે મારૂં અંતઃકરણ શોકાક્રાન્ત થાયછે. દરેક દેશમાં બ્રાહ્મણો અને શ્રમણો રહે છે. દરેક ઠેકાણે નીતિમત્તા, માતાપિતાની આજ્ઞાકારિતા, મિત્રો અને ભાઈ ભાંડુ ઉપર પ્રેમ, દાસભૃતક ઉપર સદ્ભાવ અને પ્રેમમાં એકભક્તિ જોવામાં આવે છે. આવો ધર્મ પાળનાર સારા માણસો મૃત્યુ વશ થાય, તેમને સગાંવ્હાલાંઓથી વિયુક્ત કરવાં પડે એ પાપ જ છે. જગત્માં કોઈ દેશ એવો નથી કે જ્યાં બ્રાહ્મણો અને શ્રમણો રહેતા નથી, જ્યાં લોકો કોઈ એક સંપ્રદાય પ્રમાણે ધર્મ પાળતા નથી અને આવા નિષ્પાપ દેશના લોકોનો મેં સંહાર કર્યો તેથી મારો શોક સહસ્ત્રગણો થયો છે."

આ વિચારો ગમે તે કાલના તત્વચિંતક માન આપે તેવા છે. અને વિશેષે કરીને આરંભમાં ઉચ્છૃંખલ વર્તનથી દેશવટો ભોગવનાર, ગાદીએ બેસતી વખત લોહીની નદી રેલાવનાર એક ચક્રવર્તિ મહારાજના મનમાં આ વિચારોની સંક્રાન્તિ એ ખરેખર પ્રભુનો અને સદ્ધર્મનો એક નિરતિશય ચમત્કાર જ ગણાય. આ જ શાસનમાં અશોક મહારાજે કોતરાવેલ છે કે—

> "આ લેખ કોતરાવવાનો મારો હેતુ એવો છે કે મારા પુત્ર પૌત્રાદિકો આ ઉપરથી સમજે કે પરદેશનો વિજય કરવો એ નિરર્થક છે. સંહારથી કરેલી જીતને ' વિજય ' એ પવિત્ર સંજ્ઞાથી વ્યવહરવી એ યોગ્ય નથી. ધર્મ સંબંધે જે વિજય થઈ શકે તે સિવાય બીજો વિજય એ વિજય જ નથી. આવા વિજયની આ લોકમાં તેમ જ પરલોકમાં કિંમત છે. મારા પુત્ર પૌત્રાદિકો આવા ધર્મવિજયમાં આનંદ માને એ મને ઇષ્ટ છે."

રાજતત્વચિંતકોમાં માર્કસ ઑરેલીઅસ સાથે ' આ મહાન્ રાજાની સરખામણી થઈ શકે.

(પૂર્ણ.)

# શેક્સપિયરનું જીવન તથા એની કવિત્વશક્તિ.

( મળેલું ).*

( અનુસંધાન પૃ૦ ૮૭ થી )

## કવિત્વશક્તિ.

કવિ તરીકે શેક્સપિયર તો **"न भूतो न भविष्यति"** એમ તેનાં નાટકોના વાંચનારાઓથી સહજ બોલાઈ ગયા વિના રહેવાતું નથી. મહાભારત વિષે કહેવાય છે કે **"पर्वपर्व रसाधिकम्"** તેના એક પર્વથી બીજા પર્વમાં એમ ઉત્તરોત્તર અધિક રસ છે. તેવી જ રીતે શેક્સપિયરના પહેલા નાટક કરતાં બીજામાં એમ ઉત્તરોત્તર અધિક રસ છે. તેનાં નાટકો આબેહુબ જનમંડળનો ચિતાર છે. કેવી કેવી રીતનાં માણસો થાય છે, ને આસુરી સંપત્‌નું જેનામાં વધારે જોર હોય અગર દૈવી સંપત્ જેનામાં વધારે પ્રબલ હોય તે કેવી રીતે વર્તે એ સઘળાનો તેણે પૂર્ણ અભ્યાસ કરીને તથા જનસ્વભાવનું અસાધારણ અવલોકન કરીને તેણે નાટક રચ્યાં હોય એમ લાગે છે.

પ્રથમ જે છુટક છુટક કવિતાઓ તેણે રચી છે તેમાં તેણે પોતાના હૃદયનો ઉભરો બહાર કાઢયો હોય એમ જણાય છે. પણ શેક્સપિયર પોતાની લાગણી જ પ્રદર્શિત કરી શકે એવો કવિ નહોતો. અમુક સ્થિતિમાં અમુક માણસના હૃદયમાં કેવા તરંગો ઉઠે તે માટે પોતાને જાણે તે સ્થિતિમાં મુકતો હોયની તેવી રીતે તે તેવા પુરુષના ઉદ્‌ગારો નાટકમાં બતાવે છે. તેની કવિતામાં એક જ રસ છે એમ નથી, પણ શૃંગાર, કરુણ, હાસ્યાદિ તમામ રસો તેમાં જોવામાં આવે છે. સૌ સૌ પાત્રના મોઢામાં યથાયોગ્ય શબ્દો મૂકાયા છે. તેનાં નાટકો વાંચતાં જાણે આપણે ખરી દુનિયા નિહાળતા હોઇએ, જાણે તે દુનિયાના માણસો સુખ દુઃખ અને અનેક એબપણાઓથી આપણી નજર આગળ તરફડીઆં મારતા તથા પોતાની બુદ્ધિનું સમાધાન કરતા હોય એમ આપણને ભાસ થાય છે. કવિની શક્તિ એવી તો અગાધ હતી કે તે મનુષ્ય હૃદયની છેક ઉંડાણમાં પહોંચી શકતી ને ત્યાં આપણી ચર્મચક્ષુને અદૃશ્ય પ્રદેશો જોઈ શકતી. આપણે જાણીએ છીએ કે સામાન્ય કવિઓ હમેશાં નાટકનાં નાયકનાયિકાને અંત–ભાગમાં સુખી દેખાડે છે. દરેક નાટકની સમાપ્તિમાં સાધારણ વાર્તાઓની પેઠે " ખાધું પીધું ને રાજ્ય કર્યું " એવી હકીકત હોય છે. પણ સંસારમાં હમેશાં તેમ નથી બનતું. અમુક કારણનું હમેશાં અમુક પરિણામ આવે છે. કારણની હયાતી બતાવ્યા પછી તેનું નિઃસંદેહ પરિણામ રોકી રાખવું ને તેને બદલે પોતાને રુચિકર પરિણામ બનાવવું એ કેવળ કવિની નબળાઈ બતાવે છે. ભરતમુનિના સંકુચિત નિયમોને તાબે થવા કરતાં સંસારના ઐશ્વરી નિયમોનો આબેહુબ ચિતાર આપવો એ કવિનું કર્તવ્ય છે.

અલબત્તાં શેક્સપિયરે પોતાનાં નાટકોનું વસ્તુ ઇતિહાસ તથા વાર્તાઓમાંથી ઘણે ભાગે લીધેલું છે, અને તેથી જ આપણે તેના મગજની આટલી બધી સંતતિ જોઇએ છીએ. જો શૂન્યથી તેણે શરૂ કર્યું હોત તો ખરેખર આવી મોટી શક્તિની ઘણીખરી ખુબીઓ થી આ-

---

* લખનાર—રા. રા. હરજીવન ભગવાનજી શુકલ. બી. એ. એલ્ એલ્. બી.

પણે હમેશાં અજાણ્યા રહ્યા હોત. એક નવી વાર્તા રચવા કરતાં સાંભળેલી વાતમાંથી તાત્પર્ય ગ્રહી તેને યથોચિત વસ્તુનું સ્વરૂપ આપવું એ જો કે સ્હેલું કામ નથી તો પણ તે નવી જ વાર્તા જોડી કાઢવા કરતાં સ્હેલું છે. પણ ઘણા મહાકવિઓએ પણ આગળના લેખકોના લખાણમાંથી અમુક વિષયો લઇને તેને પોતાની દૈવી શક્તિથી અલૌકિક બનાવી દીધા છે. કાલિદાસ કવિએ શકુંતલાનાટકનુ વસ્તુ મહાભારતમાંથી લીધું છે. ભવભૂતિ ઉત્તરરામચરિતના વસ્તુ માટે આદિ કવિ વાલ્મીકિનો કરજદાર છે. પણ તેમનાં નાટક સાથે જો મૂળ ગ્રંથોમાં લખેલી વાત મેળવશો તો ખાત્રી થશે કે કવિએ એક સાદી વાતને કેવું રસમય સ્વરૂપ આપ્યું છે! મહા પુરુષો નવીન વસ્તુ પ્રકટ કરવા કરતાં જુની વસ્તુઓનો યથોચિત વિસ્તાર કરવા માટે જ પ્રસિદ્ધ છે. અસાધારણ બુદ્ધિ પણ તેના પૂર્વજોની હમેશાં ઋણી હોય છે. મહાકવિ દરેક બાજુએથી આવતું તેજ પોતાના પરિધમાં સંગ્રહી રાખે છે; પગે કચરાતા હીરાને તે પારખી લઈ તેની આસપાસની મલિનતા દૂર કરી તેને ચળકતો કરી મુકુટનું સ્થાન આપે છે. ગ્રીસના કવિ હોમરે, ઇંગ્લંડના પ્રાચીન કવિ ચોસરે તથા ઇરાનના કવિ સાદીએ પણ તેમ જ કર્યું હતું. હીરો જે સ્થળે તેમને જડે છે ત્યાં તેની કશી કીમત હોતી નથી, પણ તે કેવળ પથ્થરમાં ખપે છે, પણ જ્યાં તેઓ તેને મુકે છે ત્યાં તે અમૂલ્ય રત્ન ગણાય છે. સાહિત્યમાં માત્ર આટલો જ નિયમ રાખવાની જરૂર છે કે જે લેખક નવીન વિચારો પ્રથમ બતાવી શકે તેને પૂર્વ ગ્રંથોના વિચારો બુદ્ધિપૂર્વક લેવા દેવા. વિચાર સમેડે તેનું શસ્ત્ર છે, માત્ર સમેડતાં આવડવું જોઇએ. સાધારણ લેખક બીજાના વિચારોને પોતાના કરવા જતાં બગાડી દેશે; પણ જે પોતાના કરી શકશે તેનાં લખાણમાં તે થીગડાં તરીકે નહિ જણાય, પણ તેનો સમગ્ર લેખ એક વસ્ત્રની પેઠે દૃષ્ટિએ પડશે.

શેકસપિયરનાં નાટકો જેમ હાથમાં આવ્યાં તેમ વાંચવાને બદલે જે ક્રમમાં તે લખાયાં હતાં તે જ ક્રમમાં વાંચવાથી વધારે ફાયદો થશે. એમર્સન લખે છે કે શેકસપિયરનું જીવનચરિત લખનાર શેકસપિયર પોતે જ છે. તેના ગ્રંથોથી જ તેના આંતર જીવનનું આપણને ભાન થાય છે. જન્મમરણ, પ્રેમ, સ્હડતીપડતી, દુનિયાના ઇષ્ટ પદાર્થો, ને તે મેળવવા માટે સાધનો, માણસોની જુદી જુદી પ્રકૃતિઓ તથા તેમના ભવિષ્ય ઉપર અસર કરતી શુભ તથા અસિદ્ધ શક્તિઓ, અને આપણા જ્ઞાનને અલક્ષ્ય એવી અદશ્ય પિશાચણીઓ તથા આપણા સૌથી સુખી જીવનની વખતે પણ તેઓએ બતાવેલી તેમની દુષ્ટતા—એ વિગેરે વિષયો ઉપરના સવાલો જેનું નિરાકરણ કરવા માટે દરેક હૃદય મથે છે તે ઉપરના આ અસાધારણ કવિના સિદ્ધાંતો આપણે તેના ગ્રંથોમાં વાંચીએ છીએ. શું વિચારો એ જ તેનું જીવન નહોતું? કયા ક્રમમાં ઉપરના વિચારો તેનામાં પ્રકટ થયા એ તેનાં ક્રમવાર પુસ્તકો વાંચવાથી જ જણાશે. એમર્સન કહે છે કે અર્વાચીન ઇતિહાસના પુરુષોમાં આપણને સૌથી જાણીતો પુરુષ શેકસપિયર છે. નીતિ, રીતભાત, રાજ્યનીતિ, તત્ત્વજ્ઞાન, ધર્મ, રસ ઇત્યાદિ કયા વિષય ઉપર તેણે પોતાનો મત નથી આપ્યો? માણસનો કયો પ્રદેશ તેના જોયા બહાર રહી ગયો છે? સૌને તેના પુસ્તકમાંથી શીખવાનું છે. રાજાને પણ તેમાંથી રાજ્યનીતિ શીખવાની છે, કુમારિકાને પોતાનાથી પણ અધિક લાવણ્ય વિનય ને સુશીલતા શીખવાનાં છે, પ્રેમીને પણ પોતાનાથી અધિક પ્રેમ શીખવાનો છે; જ્ઞાનીને પોતાનાથી અધિક જ્ઞાન શીખવાનું છે; ને ગૃહસ્થે પોતાના આશ્રમના ધર્મ શીખવાના છે. ડાર્વિન, જવોહનસ જેવા વિ-

દ્વાનોએ કયા ક્રમમાં ને કેવી રીતે શેક્સપિયરનાં પુસ્તકો વાંચવાં એ બતાવ્યું છે. તેમાં ડાઉડનની સહાયતાથી શેક્સપિયરના ગ્રંથો વાંચવા અમે ભલામણ કરીએ છીએ. તેથી તેનું મન ઉત્તરોત્તર કેવી વૃદ્ધિને પામતું ગયું એ સ્હેલાઇથી સમજી શકાશે.

શેક્સપિયરની ખરી કીમત તેના વખતનું સાક્ષરમંડળ કરી શકયું નહોતું. પર્વત નજીકથી જોઇ શકાતો નથી. શેક્સપિયર મહા કવિ છે એવી ભાવના સો વર્ષ કેડે થઈ, ને એ શતક ગયા પહેલાં તેના ગ્રંથોનું યોગ્ય અવલોકન પણ થયું નહોતું. જ્યારે જર્મન ભાષામાં તેમનો તરજુમો થયો ત્યારે જ તેની ખરી કીમતની ખબર પડી. આ ગ્રંથોએ જર્મનીમાં નવીન સાહિત્યને જન્મ આપ્યો. ઓગણીશમી સદી સુધીમાં શેક્સપિયરના હેમલેટ નાટકના તો "વાહવાહ!" એવા ઉભરાથી વાંચનારા સહૃદયો પણ મળ્યા નહોતા. હવે તો તેની બુદ્ધિની મર્યાદા બહાર કોઈ જોઈ શકતું નથી, તથા તેની કવિતાથી આપણી શ્રવણેંદ્રિય સંગીત માટે યોગ્ય થાય છે એમ આપણે માનવું પડે છે.

અલબત્તાં આપણા કવિની તેના કાળના કવિ બેન જોનસને સ્તુતિ કરી છે. ઇ. સ. ૧૬૦૧ માં તેણે "અલ્પકર્ણ" એ નામનું પુસ્તક લખ્યું, તેમાં રોમન કવિ વર્જીલની તેણે સ્તુતિ કરી છે, પણ તે વિષે એમ માનવામાં આવે છે કે તે શેક્સપિયરની તે વખતની કીર્તિ તથા ભવિષ્યની તેથી પણ વધારે કીર્તિને ઉદ્દેશીને લખેલી છે.[1] શેક્સપિયર ગુજરી ગયા પછી ઇ. સ. ૧૬૨૩ માં તેણે તેની સ્તુતિમાં નીચેની મતલબની કવિતા લખી:—

"મારી બ્રિટન ભૂમિ, તું વિજયોત્સવ કર. યુરોપના સઘળા પ્રદેશો જેને નમસ્કાર કરે એવો એક કવિ તું બનાવી શકે છે: તે એક જમાના માટે નહિ, પણ તમામ માટે થઈ ગયો. અને જ્યારે સરસ્વતી દેવીનો તેના ઉપર પૂર્ણ પ્રસાદ હતો ત્યારે તે અમારા કાનને સૂર્યદેવની પેઠે ઉષ્ણ કરવા, અગર નારદ મુનિની પેઠે મોહ ઉપજાવવા આવ્યો હતો.

---

[1] તે સ્તુતિ નીચે મુજબ છે:—

That which he has writ
Is with such judgment labour'd and distilled.
Through all the needful uses of our lives,
That could a man remember but his lines,
He should not touch at any serious point,
*But he might breathe his spirit out of him.*
His learning savours not the school-life gloss,
That most consists in echoing words and terms,
And soonest wins a man an empty name;
Nor any long or far-fetched circumstance
Wrapped in the curious generalities of arts;
But a direct and analytic sum
Of all the worth and first effects of arts
And for his poesy, 'tis so ramm'd with life,
*That it shall gather strength of life with being,*
And live hereafter more admired than now.

તેની રચનાથી કુદરતને પોતાને પણ આનંદ થતો, ને તે ખુશીથી તેના કવિતારૂપી વસ્ત્રો ધારણ કરતી તે વસ્ત્ર એવી તો ઉમદા વસ્તુના બનેલા હતા ને એવી ખુબીથી વણેલા હતા કે હવેથી કોઈ પણ બીજા સાળવી ઉપર તે પ્રસન્ન થાય એ સંભવિત નથી...... પણ મારે બધું કુદરતને જ આરોપવું નહિ જોઇએ મારા કોમળ શેકસપિયર, તારી કળાને પણ શાબાશીમાં ભાગ આપવો જોઇએ કેમકે, જોકે કવિની વસ્તુ કુદરત છે તો પણ તેની કળા તેને સ્વરૂપ આપે છે કારણ કે, જેમ સારો કવિ જન્મે છે તેમ બની પણ શકે છે, અને તું તે મુજબ હતો જેમ બાપનો ચ્હેરો તેની સંતતિમાં અમર રહે છે તેવી જ રીતે શેક્સપિયરના મન તથા વર્તનની છબી તેની અચ્છી રીતે કોરી કાઢેલી કડીઓમાં ચમત્કૃત રીતે પ્રકાશે છે દરેક કડીમાં તે અજ્ઞાન સામે ભાલું સમેડતો હોય એમ જણાય છે એવોનના પ્રિય હંસ, અમારી નદીઓમાં હજી તું તરતો હોય અને ટેમ્સ નદીના કીનારા ઉપર ઇલિઝાબેથ રાણી અને અમારા જેમ્સ રાજાના સાનંદાશ્ચર્ય વચ્ચે હજી આગળ માફક ઉડતો હોય તો કેવો રમણીય લાગે ! પણ રહે, હું તને સ્વર્ગમાં ગયેલો તે ત્યાં નક્ષત્ર તરીકે રહેલો જોઉં છું ! હે કવિવર, ત્યાં તું પ્રકાશ, અને અહીંથી તારા ઉડી ગયા પછી જે રંગભૂમિ રાત્રીની પેઠે શોકમય થઈ ગઈ છે ને તારા ગ્રંથના તેજ શિવાય દિવસની આશા છોડી પડેલી છે તે લથડીઆ ખાતી રંગભૂમિને ગુસ્સાથી ઠપકો આપ, અગર અનુમોદનથી આનંદિત કર "

આ સ્તુતિ કાંઈ જેવી તેવી નથી પણ એવી સ્તુતિ કરનાર શેકસપિયરના સમકાલીનોમાં બેન જોનસન એક જ છે લોર્ડ બેકને તો તેનું નામ માત્ર પણ કોઈ સ્થળે લખ્યું નથી એમર્સન વળી એમ માને છે કે જો કે બેન જોનસનની સ્તુતિ તેની ઉદાર બુદ્ધિ સૂચવે છે તો પણ તે આપણા કવિ કરતાં પોતાને વધારે મોટો કવિ ગણતો, અને તેને આપણા કવિની હાલની આગલી મોટી કીર્તિનું ખરેખરૂં ભાન નહોતું

મિલ્ટન ખ્રિ. ઇ. સ. ૧૬૩૦ માં એટલે કે પોતાની ૨૨ વર્ષની ઉમર હતી ત્યારે લખે છે કે —

' મારા શેકસપિયરને તેના પવિત્ર અસ્થિ માટે એક યુગની મહેનતથી બંધાયેલી સમાધિની શી જરૂર છે, અગર આકાશને ચુંબન કરતી પીરામિડ નીચે તેના શબને સંતાડવું શા માટે જોઇએ ? યાદશક્તિના પ્યારા પુત્ર, કીર્તિના મહાન્ વારસ, તારૂં નામ અમર રાખવા માટે આવા નમાલા ચિહ્નોની તારે શી ગરજ છે ? તેં તારે માટે અમારા આશ્ચર્ય અને અચંબામાં અચળ કીર્ત્તિસ્થંભ સ્થાપ્યો છે કેમકે, જ્યારે જ્યારે ધીમે ધીમે પ્રયત્ન કરતી કળાને શરમીંદ કરવા માટે તારા સરલ પદો વહેતા રહેશે, અને દરેક હૃદય તારા અમૂલ્ય ગ્રંથના પૃષ્ઠોમાંથી તારી જ્ઞાનરસથી ભરપુર કડીઓ સચોટ ગ્રહણ કરશે, ત્યારે ત્યારે તું અમારી કલ્પનાશક્તિનું હરણ કરીને અમને તારા ગંભીર વિચારોનું ચિંતવન કરતા કરતા, આરસ જેવા કરી મુકીશ આ પ્રમાણે તારી કબર એવી તો રમણીય છે કે તેને માટે રાજાઓ પણ મરવા ઇચ્છે "

પણ જોનસન અને મિલ્ટન કેવળ અપવાદરૂપે છે સાધારણ રીતે બોલતા શેકસપિયરની આગર મહિમાની ખરી તુલના ૧૮ મા ને ૧૯ મા સૈકામાં જ થવા માંડી છે

અહીં અમારે કહેવું જોઇએ કે શેક્સ્પિયરના ગ્રંથોમાં તેના વિચારોનું જ પ્રાધાન્ય છે, નાટકનું સ્વરૂપ કેવળ ગૌણ છે. આથી અમે એમ કહેવા નથી માગતા કે તેની નાટકની ગોઠવણી અતિ રસિક નથી, પણ એટલું જ કહેવા માગીએ છીએ કે તેના વિચારોને હરકોઈ આકારમાં મૂકો, ગમે તો નાટકના કે નવલકથાના કે નિબંધના આકારમાં, તો પણ તે વિચારો ખરેખર જાતે જ કીમતી છે. કોઈ બીજો કવિ પણ નાટકની ગોઠવણી સારી રીતે કરી શકે, પણ બુદ્ધિનું મહત્ત્વ તેમાં નહિ પણ વિચારમાં રહેલું છે. માટે અમે શેક્સપિયરના વિચારોને પહેલું પદ આપીએ છીએ ને તેની નાટકકળાને બીજું. રાજાની આજ્ઞા ગમે તેવા કાગળ ઉપર લખાયેલી હોય તો પણ માનનીય છે તેવી જ રીતે મહત્ત્વવાળા વિચારો ગમે તે આકારમાં દર્શાવેલા હોય તો પણ તેના આકારનો ખ્યાલ કર્યા વિના જાતે જ સ્વીકારવા યોગ્ય છે.

શેક્સપિયરની નાટયશક્તિ પણ કમ નહોતી: સર્વ અવયવમાં ખામી વગરનું, ન્યૂનાધિકતા રહિત, આખું ચિત્ર કાઢવાની તેનામાં શક્તિ હતી. અમુક અવયવ ઉપર જોઇએ તે કરતાં વધારે રંગ જોવામાં આવતો નથી. એક રંગ જોઇએ તે કરતાં મોટું ને બીજું જોઇએ તે કરતાં નાનું નથી. દરેક અવયવ યથોચિત છે ને સમગ્રનો દેખાવ અવયવોના યોગ્ય પ્રમાણથી એક જાતની મોહની પેદા કરે છે. મોટી વાતને તે મોટું સ્વરૂપ આપે છે, ને નાનીને નાનું. તેની કવિતારૂપી આરસીમાં કોઈ પણ ચીજ ઝાંખી કે નાની મોટી થઈ જતી નથી. તેનાં પાત્રો જાણે આપણાં ઘરમાં હરતાં ફરતાં હોયની તેવાં દેખાય છે, ને દુનિયામાં આપણને જીવતાં માણસો મળે છે તે કરતાં તે આપણા ઉપર વધારે ઉંડી અસર કરે છે.

તેનાં નાટકોનાં ભાષણોમાં ને છુટક કડીઓમાં પણ એવી ખુબી રહેલી હોય છે કે તેના લાલિત્યનો અનુભવ લેવા માટે આપણા કાનને તેમના ઉપર થોભવાનું મન થાય છે. છતાં દરેક વાક્યમાં એવો તો ગંભીર અર્થ રહેલો હોય છે અને તેના પ્રથમનાં ને પાછળનાં વાક્યો સાથે એવું તો તે જોડાયલું હોય છે કે મોટો નૈયાયિક પણ તેથી સંતોષ પામે. તેનો જે હેતુ હોય છે તેને બંધ બેસતાં જ સાધન તે ગ્રહણ કરે છે. બે વિરુદ્ધ ચીજોનો સબંધ કરવા માટે તે એવી યુક્તિથી ગૌણ ભાગ ઘડી કાઢે છે કે તે પણ કાવ્યમય થઇ જાય છે તેના અશ્વો તેને લઇને અમુક દિશામાં છેક દોડી જતા હોય ત્યારે તેને નીચે ઉતરીને ચાલવાની જરૂર પડતી નથી. તે તેતો હમેશાં અશ્વારૂઢ જ રહ્યા કરે છે.

**એમર્સન** કહે છે કે આ દુનિયામાં કવિથી જેટલે ઉંચે શિખરે પહોંચી શકાય ત્યાં સુધી શેક્સપિયર પહોંચ્યો હતો. તેનું જ્ઞાન અપરિમેય છે, બીજાનું પરિમેય છે. સારો વાચક ગ્રીસદેશના ફીલસુફ **પ્લેટો**ના મગજમાં પ્રવેશ કરી તે સ્થળેથી વિચાર કરી શકે; પણ તેનાથી શેક્સપિયરના મગજમાં પ્રવેશ કરી શકાશે નહિ. ત્યાં તો આપણને હમેશાં દ્વારની બહાર જ રહેવું પડશે.

---

# સર્ગ.

( મળેલું. )*

તત્ત્વો વિષે આપેલા વિચાર ( theory ) અનુસાર તે ઉપરથી મનુષ્યોત્પત્તિ તથા વિશ્વની રચના થતી જોવામાં આપણને અસંત આનંદ થવા સંભવ છે. આપણે પૂર્વે જોયું છે તેમ તત્ત્વો—**સ્વર**નાં રૂપાન્તરો છે. **સ્વર** સમ્બન્ધી "**સ્વર** શાસ્ત્ર" માં કહેલું છે કે.—"વેદો અને **શાસ્ત્રો** **સ્વર**માં છે, અને **સ**ંગીત (પણ) સ્વરમાં છે. અખિલ વિશ્વ **સ્વર**માં છે, (અને) **સ્વર** પોતે **આત્મા** છે." હવે આ **સ્વર** શબ્દનો યથાર્થ અર્થ 'જીવનગતિ' છે જીવનગતિ એક તરગમય ગતિ છે, અને સૃષ્ટિક્રમના અવ્યાકૃત ઉપાદાન ( matter )-માંથી વ્યાકૃતસૃષ્ટિના આવિર્ભાવ ( evolution ) નુ એ તરગમય ગતિ કારણ છે. એવી જ રીતે આ વ્યાકૃતસૃષ્ટિના મૂલ અવ્યાકૃત સ્થિતિમાં થતા તિરોધાન ( involution )-નુ પણ તે કારણ છે આ પ્રમાણે **સ્વર** અથવા જીવનની તરગમય ગતિમાંથી જ અખિલ સૃષ્ટિ આવિર્ભાવ પામે છે અને પાછી તેમાં જ તિરોધાન પણ પામે છે. આમ વારવાર નિરતર એ ગતિનુ વહન ચાલ્યા કરે છે

હવે ત્યારે પ્રશ્ન એ થાય છે કે એ **ગતિ** ક્યાંથી ઉત્પત્તિ પામે છે ? ઉપર કહેલું જ છે કે આ ગતિ તે **આત્મા** પોતે જ છે. **આત્મા** શબ્દનો ધાત્વર્થ 'અકુંઠિત ગતિ' એવો થાયછે. એ શબ્દનો ધાતુ સસ્કૃતમાં **अत्** (=નિત્યગતિ ) છે. આ પ્રમાણે **આત્મા** નિત્ય એટલે અનાદિ અને અનન્ત છે, અને અનાદિ છે માટે તે સ્વયભૂ છે એમ પણ નહિ પણ નિત્ય છે જ—તે કશામાંથી થયેલ નથી જ. વળી આ **अत्** ધાતુને મળતો જ એક બીજો ધાતુ **अह्** ( શ્વસન ) છે, તથા ત્રીજો ધાતુ **अस्** (હોવું) છે. આમ **अस्** (હોવું) ઉપરથી પણ **આત્મા**ની નિત્યતા સિદ્ધ થાય છે, અને **अह्** ( શ્વસન ) ઉપરથી આત્મા તે જ **સ્વર** એમ સિદ્ધ થાય છે, એ હવે જોઇયે. વળી **अह** અને **अस्** ધાતુઓનો **आत्मा** શબ્દની વ્યુત્પત્તિમા શો સમ્બન્ધ છે તે પણ તપાસિયે

સ્વર શાસ્ત્રની અદર ઉચ્છ્વાસ ( inspiration ) ને માટે પારિભાષિક લિગ ( symbol ) **स** છે, તથા નિશ્વાસ ( expiration ) ને માટે પારિભાષિક લિગ **ह** છે. આ બને લિગો—**स** અને **ह** નો **अस्** અને **अह्** ધાતુઓ સાથે કેવો સંબન્ધ જોડાયો છે એ જોવું સરલ છે. હવે જીવનની તરગમય ગતિનુ પારિભાષિક નામ **हंसचस** (=**ह** અને **स** ની ગતિ ) એવું છે. આ પ્રમાણે **हंस** શબ્દ, કે જેનો અર્થ 'ઈશ્વર' થાય છે, તે જીવનગતિની આ બે નિત્ય પ્રક્રિયા ( processes ) **ह** અને **स** નુ માત્ર પારિભાષિક સ્વરૂપ છે. આવી રીતે **अस्** તથા **अह्** ધાતુઓનો **स** અને **ह** ( ઉચ્છ્વાસ અને નિશ્વાસ) સાથેનો સંબન્ધ, તેમ જ એ **स** અને **ह**ના સયોગથી બનેલ **हंस** શબ્દનું **आत्मा** સાથેનુ ઐક્ય, તથા **आत्मा** અને **स्वर** નુ ઐક્ય,—એ ત્રણે સમબાજુ ત્રિકોણવત્ સ્પષ્ટ મઝાય છે.

ત્યારે, જીવનતરંગની આદ્યગતિ, તે, મનુષ્યમાં ફેફસાં ( lungs ) ની ઉચ્છ્વાસ

---

* લખનાર—રા રા. ચમનરાય શિવશંકર.

અને નિઃશ્વાસરૂપ ગતિરૂપે આવિર્ભૂત છે; અને સૃષ્ટિના આવિર્ભાવ તિરોભાવનું સર્વવ્યાપક મૂલ પણ તે જ છે. **સ્વર** શાસ્ત્રમાં લખેલું છે કેઃ—" સૃષ્ટિના વિભાગોના પ્રથમ ઉપચય ( accumulation ) ને સ્વરૂપ આપનાર એ **સ્વર** જ છે, **સ્વરથી** જ આવિર્ભાવ અને તિરોભાવ થાય છે. **સ્વર** પોતે જ ઇશ્વિર અથવા વાસ્તવિક રીતે **મહેશ્વર** છે." એ ઇશ્વિરી શક્તિ, કે જે માણસમાં પોતાના જ્ઞાનરૂપે રહેલી જણાય છે, તે શક્તિના જડ (matter) ઉપરના સંસ્કારના પરિણામ (impression )નો પ્રાદુર્ભાવ ( manifestation ), તે **સ્વર** છે. આ શક્તિનો વ્યાપાર (કર્મ) કદાપિ બંધ પડતો નથીજ. તે નિત્ય ચાલ્યા જ કરે છે, અને તેના અવિકારી અસ્તિત્વનું પ્રમાણ આવિર્ભાવ અને તિરોભાવ છે.

આ **સ્વરની** બે સ્થિતિઓ હોય છે. (૧) જીવનની શારીરિક અવસ્થા (physical plane ) ની અને તેને **સૂર્યસ્વર** કહેછે, અને ( ૨ ) **ચંદ્રસ્વર** કહેવાય છે; તો પણ આપણે એ બંને પ્રકારના **સ્વરોને** સગવડ ખાતર **ચિત્** ( positive ) અને **અચિત્** ( negative ) શક્તિયો કહીશું. જે બિંદુએથી ગતિ આરંભ પામેલી હોય છે તે બિંદુએ તે ફરીને પાછી આવે છે, ને દરમિયાનના વખતને **પરબ્રહ્મનાં** દિવસ તથા રાત્રી કહે છે; અર્થાત્ સ્વરગતિનો આરંભથી અંત પર્યન્તનો કાલ, તે **પરબ્રહ્મનાં** રાત્રી દિવસ છે, અને તેમાં પણ સૂર્યસ્વર અથવા ચિતશક્તિનો સમય, કે જે વળી આવિર્ભાવનો સમય પણ છે, તે **પરબ્રહ્મનો** દિવસ,—અને ચંદ્રસ્વર અથવા અચિત્ શક્તિનો સમય, કે જે વળી તિરોભાવનો સમય છે, તે **પરબ્રહ્મની** રાત્રી કહેવાય છે. આવાં તેનાં રાત્રી દિવસો એક પછી એક—એમ અખંડ ચાલ્યા જ કરે છે. આ કાલના વિભાગોમાં **અસ્તિત્વ** અથવા **સત્** ( existence )ના સર્વ અવભાસો ( phases ) સમાયલા છે, અને તેટલા માટે અત્ર આર્યશાસ્ત્રાનુસારે કાલનું માન અત્ર આપવાની જરૂર જણાયછે.

**( કાલમાન ).***

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | પરમાણુ | = | ૧ | અણુ. | ૩ | અણુ | = | ૧ ત્રસરેણુ. |
| ૩ | ત્રસરેણુ | = | ૧ | ત્રુટિ. | ૧૦૦ | ત્રુટિ | = | ૧ વેધ. |
| ૩ | વેધ | = | ૧ | લવ. | ૩ | લવ | = | ૧ નિમેષ. |
| ૩ | નિમેષ | = | ૧ | ક્ષણ. | ૫ | ક્ષણ | = | ૧ કાષ્ઠા. |
| ૧૫ | કાષ્ઠા | = | ૧ | લઘુ. | ૧૫ | લઘુ | = | ૧ નાડિકા. |
| ૨ | નાડિકા | = | ૧ | મુહૂર્ત. | ૩¾ | મુહૂર્ત | = | ૧ યામ. |
| | | | | | | | | ( માનવ રાત્રિદિવસ ). |
| ૮ | પ્રહર | = | ૧ | યામ. | ૧૫ | યામ | = | ૧ પક્ષ. |
| ૨ | પક્ષ | = | ૧ | માસ (પિતૃયામ) | ૨ | માસ | = | ૧ ઋતુ. |
| ૩ | ઋતુ | = | ૧ | અયન. | ૨ | અયન | = | ૧ વત્સર |
| | | | | | | | | ( માનવ વર્ષ ). |
| ૧૦૦ | વત્સર | = | ૧ | આયુષ્ય (માનવ). | ૧ | વત્સર. | = | ૧ દિવ્યયામ. |
| ૪૮૦૦ | દિવ્ય વર્ષ | = | ૧ | કૃતયુગ. | ૩૬૦૦ | દિવ્યવર્ષ. | = | ૧ ત્રેતાયુગ. |

*. જુવો "શ્રી ભાગવત," સ્કન્ધ ૩, અધ્યાય ૧૧ મો.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૪૦૦ દિવ્ય વર્ષો | = | ૧ દ્વાપર યુગ. | | ૧૨૦૦ ,, | = | ૧ કલિયુગ. |
| ૧૨૦૦૦ ,, | = | ૧ ચતુર્યુગી. | | ૭૧ ચતુર્યુગી | = | ૧ મન્વન્તર.* |
| ૧૦૦૦ ચતુર્યુગી. | = | ૧ બ્રાહ્મયામ (કલ્પ). | | ૧૪ મન્વન્તર | = | ૧ બ્રાહ્મ યામ. |
| ૫૦ કલ્પ | = | ૧ પરાર્દ્ધ. | | ૨ પરાર્દ્ધ | = | ૧ મહાકલ્પ |
| ૧ મહાકલ્પ | = | ૧ પૌરુષ નિમેષ.† | | | | (બ્રાહ્મ કલ્પ). |

આ પ્રમાણે દિવસો અને રાત્રિયો અવિચ્છિન્ન એક પછી એક એમ ચાલ્યા જ કરે છે, અને તેથી આવિર્ભાવ પણ અવિચ્છિન્ન—નિત્ય ચાલ્યા જ કરે છે.

હવે આવાં રાત્રિ દિવસાદિ કાલમાનો છ પ્રકારનાં ગણાય છેઃ—

(૧). **પરબ્રાહ્મ** ( = **પરબ્રહ્મ**ના આયુષ્યનાં ).
(૨). **બ્રાહ્મ** ( = **બ્રહ્મ—પુરુષ—**નાં ).
(૩). **દિવ્ય** ( = અન્ય દેવતાઓનાં ).
(૪). **પિતૃજ** ( = પિતૃઓનાં ).
(૫). **માનુષ** ( = **મનુષ્યો**નાં ).
(૬). **માન્વતર** ( = **મન્વતર**નાં ).

**પરબ્રહ્મ**નાં રાત્રિ દિવસ આદિ અંતરહિત ચાલ્યા કરે છે. પ્રલયમાં દિવસ અથવા ચિત્‌શક્તિનો સમય અને રાત્રિ અથવા અચિત્‌ શક્તિનો સમય, અગર **સૂર્યપ્રાણ** ( ઉચ્છ્વાસ ) અને **ચંદ્રપ્રાણ** ( નિઃશ્વાસ ), એ બન્ને **સુષુમ્ણા** ( conjunctive period ) અથવા સંધિ સમયમાં લીન થાય છે; અને એ જ રીતે દિવ્યાદિ બીજાં રાત્રિ દિવસો પણ પોતપોતાના **સુષુમ્ણા** સમયમાં લીન થાય છે. કાલના આ વિભાગોમાં સર્વ પ્રકારના દિવસો તે ચિત્‌શક્તિ વા **સૂર્યપ્રાણ**ના સમય હોવાથી તે **ઉષ્ણગતિ** કહેવાય છે, અને સર્વ પ્રકારની રાત્રિયો અચિત્‌ શક્તિ વા **ચંદ્રપ્રાણ**ના સમય હોવાથી તે **શીતગતિ** કહેવાય છે. નામ તથા રૂપનાં જ્ઞાનો તથા તે જ્ઞાન ઉત્પન્ન કરનારી શક્તિ **સત્**ની ચિત્‌ શક્તિરૂપ અવસ્થામાં રહેલ છે. **સત્**ની અચિત્‌ શક્તિરૂપ અવસ્થામાંથી નિવૃત્તિ (શાન્તિ) પેદા થાય છે.

**પરબ્રહ્મ**ની અચિત્‌ શક્તિરૂપ અવસ્થા થાય છે ત્યારે,—અથવા **પરબ્રહ્મ**ની રાત્રિ થાય છે ત્યારે,—અથવા **પરબ્રહ્મ**નો **ચંદ્રપ્રાણ**—નિઃશ્વાસ—ચાલે છે ત્યારે,—**પરબ્રહ્મ**ની પાછળ તેની છાયારૂપે અનુસરતી પ્રકૃતિ, આવિર્ભાવના શમન સહિત ગળી જાય છે ( saturated ), અને પાછી ઉષ્ણગતિ—દિવસ—**સૂર્યપ્રાણ**—ચાલવા માંડે છે, ત્યારે તે પાછી વિકાર પામે છે અને વિકૃતરૂપમાં તે પાછી દેખાવ આપે છે. આવિર્ભાવની ચિત્‌ ગતિની પ્રથમ છાપ જે પ્રકૃતિ ઉપર પડે છે, અથવા **પ્રકૃતિ—માયા—**માં આવિર્ભાવનું પ્રથમ પ્રતિબિમ્બ જે પડે છે, તે **આકાશ** ( ether ) છે. અને પછી એક પછી એક, એમ બીજાં આકાશો—સૂક્ષ્મભૂતો—ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે **પ્રકૃતિ**નાં પ્રથમ રૂપાન્તરો—પ્રથમાવસ્થાનાં—સૂક્ષ્મ—આકાશો કે ભૂતો છે.

* ૧ **મન્વતર**ની ૭૧ **ચતુર્યુગી** કહેલ છે અને તેથી ૧૪ **મન્વંતર** અથવા ૧ કલ્પની ચતુર્યુગી કુલ ૯૯૪ થાય, પણ ૭૧ **ચતુર્યુગી**નો જ **મન્વંતર** આશરે કહેલોછે, તેથી ૧૦૦૦ **ચતુર્યુગી**નો કલ્પ કહેલોછે **તે** વાસ્તવિક છે.

† એ જ રીતે પાછા પુરુષના **નિમેષ**થી વર્ષો પર્યંત કાલ ગણાય છે. આમ કાલ અનંત છે.

આ પાંચ આકાશો હવે કાર્યાવસ્થા ( objective plane ) માં આવે છે, ત્યારે મહાપ્રાણની ગતિરૂપ ક્રિયા ચાલવા માંડે છે, અને આવિર્ભાવ વિશેષ વિસ્તાર પામવા લાગે છે. જુદા જુદા પરમાણુઓ ઉત્પન્ન થાય છે અને તેમને આકાશ સંચરણ ઉત્પન્ન કરનાર રૂપોમાં મૂકે છે. વાયુ તત્ત્વનો આરંભ થઈને આ સૂક્ષ્મ આકાશો ગોળાકાર ધારણ કરે છે. આ પ્રમાણે ( જગતની ) રચના શરુ થાય છે, તેને **સ્થૂલીકરણ** ( solidification ) કહે છે.

આ ગોળાઓ તે આપણાં બ્રહ્માંડો છે. તેમાં આકાશો દ્વિતીય વિસ્તાર પામે છે, અને **પંચીકરણ** નામની ક્રિયા થવા લાગે છે; પરતુ આ બ્રહ્માંડ ગોલમાં નવાં આકાશોને સંચરણ માટે પુષ્કળ સગવડ છે, તેમાં હવે તૈજસતત્ત્વ ઉદ્ભવ પામે છે, અને પછી જલતત્ત્વ થાય છે. પ્રત્યેક તાત્વિક ગુણ આ ગોલોમાં તેમની ગતિયોથી ઉત્પન્ન થાય છે અને પોષાય છે. જલતત્ત્વ બન્યા પછી રચના સંપૂર્ણ થઈ રહે છે. કાલના ક્રમમાં મધ્ય બિન્દુ અને વાતાવરણ હોય છે. આ ગોલ એક સ્વાનુભવી સૃષ્ટિ ( self-conscious universe ) છે.

એ જ ક્રિયા પ્રમાણે આ ગોલમાં એક ત્રીજી આકાશની સ્થિતિ ઉત્પન્ન થાય છે. એ મધ્યબિંદુએથી ખમેલ શીતલ વાતાવરણમાં મધ્યબિંદુઓનો બીજો પ્રકાર ઉત્પન્ન થાય છે, તે પદાર્થની બ્રાહ્મી સ્થિતિના બે વિભાગો પાડી નાખે છે. આની પછી પદાર્થની ત્રીજી સ્થિતિ ઉત્પન્ન થાય છે, તેનાં મધ્યબિન્દુઓ **દેવતાઓ** અથવા **સૂર્યો** કહેવાય છે.

આ પ્રમાણે વિશ્વમાં સૂક્ષ્મ પદાર્થની ચાર સ્થિતિયો જણાય છે:—

(૧). પ્રાણ ( જીવન[1]તત્ત્વ ), તેનું મધ્યબિન્દુ **સૂર્ય** છે ).
(૨). મન ( માનસિક[2]તત્ત્વ, તેનું મધ્યબિન્દુ **મનુ** છે ).
(૩). વિજ્ઞાન ( આધ્યાત્મિક[3]તત્વ, તેનું મધ્યબિન્દુ **બ્રહ્મ** છે ).
(૪) આનન્દ ( આત્મિક[4]તત્ત્વ, તેનું અનંત અધિષ્ઠાન **પરબ્રહ્મ** છે ).

પ્રત્યેક ઉચ્ચ સ્થિતિ—નીચ સ્થિતિના સંબન્ધમાં ચિદ્રૂપ ( positive ) છે, અને ઉચ્ચ સ્થિતિની ચિદ્રૂપતા (positivity) અને અચિદ્રૂપતા (negativity) ની રચનામાંથી પ્રત્યેક નીચ સ્થિતિ ઉત્પન્ન થાય છે.

૧—**પ્રાણ**—ઉપર બતાવેલા કાલના વિભાગોમાંનાંત્રણ પ્રકારનાં રાત્રિદિવસ પ્રાણના સમ્બન્ધનાંછે:-

( अ ). આપણાં સાધારણ રાત્રિદિવસો.
( ब ). માસના શુકલ અને કૃષ્ણ પક્ષો, અથવા પિતૃઓનાં રાત્રિદિવસો.
( क ). વર્ષનાં ઉત્તર અને દક્ષિણ એ બે અયનો દેવોનો દિવસ અને રાત્રિ છે.

આ ત્રણે રાત્રિયો પાર્થિવ પદાર્થના સંબન્ધમાં આવે છે ત્યારે જીવનતત્ત્વની શીતલ—અચિત્‌-છાયારૂપ અવસ્થાની શાન્તિ તે પદાર્થમાં ઉત્પન્ન કરે છે. પાછળથી ક્રમસર દિવસો આવે છે ત્યારે તેમના ઉપર આ રાત્રિયોની છાપ પડે છે. આ પ્રમાણે પૃથ્વી પોતે એક સજીવ વસ્તુ બને છે, અને તેને ઉત્તર અને દક્ષિણ એમ બે ધ્રુવો ( poles ) હોય છે. ઉત્તર ધ્રુવમાંની મધ્યસ્થ શક્તિ ( central force ) સોઇને તે તરફ આકર્ષે છે, અને

---

૧, Life-matter. ૨. Mental matter.
૩. Psychic matter. ૪. Spiritual matter.

દક્ષિણ ધ્રુવમાં ઉત્તર ધ્રુવની છાયારૂપ શક્તિ મધ્યસ્થ થાય છે. વળી નિરન્તર સૂર્યની શક્તિ પૂર્વાર્દ્ધમાં મધ્યસ્થ થાયછે, અને તેની છાયારૂપ ચન્દ્રની શક્તિ પશ્ચિમાર્દ્ધમાં મધ્યસ્થ થાયછે.

પૃથ્વી સ્થૂલ અવસ્થામાં આવે તે પહેલાં આ મધ્ય બિન્દુઓ ખરેખરે અસ્તિત્વ પામે છે. આવી જ રીતે વળી બીજા ગ્રહોનાં મધ્યબિન્દુઓ પણ અસ્તિત્વ પામે છે. જ્યારે સૂર્ય પોતે મનુ સમીપસ્થ થાય છે ત્યારે, જે સ્થિતિમાં સૂર્ય રહે છે અને ગતિ કરે છે, તે સ્થિતિ બે પ્રકારની થાય છે—એક ચિત્ ( positive ) અને બીજી અચિત્ ( negative ). કેટલાક સમય સુધી સૂર્યપ્રાણ અચિત્‌ની છાયારૂપ સ્થિતિમાં રહીને પછી તેની ગતિમાન સ્થિતિમાં તેના ચિદ્દભાસના મૂળને આશ્રયે જાય છે, ત્યારે તેના ઉપર મનુની છાપ પડે છે. આ મનુ તે વિશ્વનું મન છે, અને સઘળા ગ્રહો–પોતામાંના નિવાસીઓ સહિત–તેના અસ્તિત્વના અવભાસ ( phases ) રૂપ છે. આ વિષે વિશેષ વિચાર આગળ થશે, પરંતુ અત્ર તો આપણે જોઇયે છિયે કે—પાર્થિવ જીવન ( earth-life ) અથવા ભૌતિક ( terrestrial ) પ્રાણની શક્તિનાં ચાર મધ્ય બિન્દુઓ હોય છે.

જ્યારે તે અચિત્ ગતિથી શીતળ થાય છે, ત્યારે ચિદ્દભાસ તેના સંબન્ધમાં આવીને તેના ઉપર છપાય છે, અને પાર્થિવ જીવન વિવિધ રૂપોમાં ઉત્પન્ન થાય છે. પ્રાણ વિષે બોલતાં આ બાબત વધારે સ્પષ્ટ કરીશું.

૨—મન—પ્રાણનો સંબન્ધ જેમ સૂર્ય સાથે છે, તેમ મનનો સંબન્ધ મનુ સાથે છે. આ મધ્ય બિન્દુઓની આસપાસ સૂર્યો પોતાનાં સર્વ પ્રાણનાં વાતાવરણો સહિત ભ્રમણ કરે છે. આ વ્યવસ્થા ઉપરથી લોકભાવના અથવા જીવનરૂપ ગોલો( spheres )ની ભાવના જન્મ પામે છે, કે જેનો એક પ્રકાર ગ્રહો પણ છે.

આ લોકો યોગસૂત્રો ઉપરની પોતાની ટીકામાં વ્યાસે ગણાવેલા છે. યોગસૂત્ર ( ૩–૨૫ ) આ પ્રમાણે છે:—

ભુવનજ્ઞાનં સૂર્યસંયમાત્ ॥

આનો અર્થ એમ છે કે—સૂર્યનું ધ્યાન કરવાથી ભુવનજ્ઞાન ( knowledge of the physical creation ) થાય છે. આ ઉપરની ટીકામાં ભુવન ગણાવતાં વ્યાસ સપ્ત લોક વિષે કહે છે. એ લોકો નીચે પ્રમાણે છે:—

(૧). ભૂર્લોક—મેરુ પર્વત સુધીમાં.

(૨). ભુવર્લોક અથવા અંતરિક્ષ લોક—મેરુથી તે ધ્રુવ ( pole star ) સુધીનો લોક. તેમાં ગ્રહો, નક્ષત્રો, અને તારાઓ આવી જાય છે.

(૩). સ્વર્લોક—મહેન્દ્રનો લોક છે. ( તેના પાંચ ભાગો છે, તેમાંનો પ્રથમ સ્વર્લોક જ છે અને બાકીના ચાર નીચે લખેલા છે. )

(૪). મહર્લોક—પ્રજાપતિનો છે.

(૫). જનલોક.
(૬). તપોલોક. —આ ત્રણ બ્રહ્મના છે.
(૭). સત્યલોક.

આ લોકોના અર્થો અત્ર બતાવવાની જરૂર નથી, પરંતુ અત્ર તો એટલું જ કહેવું

બસ છે કે—ગ્રહો, તારાઓ, અને નક્ષત્રો, એ સર્વ,—જેવી રીતે પૃથ્વીનાં યંત્રો સૂર્યની ભાવના ( impression ) રૂપ છે, તેવી રીતે,—મનુની ભાવનાઓ છે. સૂર્ય પ્રાણમાં આ ભાવનાઓ મન્વન્તરની રાત્રિ પર્યન્ત રહે છે.

૩.—**વિજ્ઞાન**—બ્રહ્મનાં દિવસ રાત્રિ.

૪.—**આનંદ**—પરબ્રહ્મનાં દિવસ રાત્રિ.

આ પ્રમાણે જણાશે કે ગમે તે જીવનની અવસ્થા ( plane ) ઉપર-પણ સૃષ્ટિરચનાની સર્વ ક્રિયા—સ્વાભાવિક રીતે પાંચ તત્ત્વો તેના ચિત્ અને અચિતરૂપ બે પ્રકારના રૂપાન્તરોથી કરે છે. આ વિશ્વમાં એવું કંઈ જ નથી, કે જે પ્રાણના સાર્વત્રિક નિયમને તાબે ન હોય.

---

## ચમત્કાર.

### એક વાર્તા.

( મળેલું )*

અંગ્રેજી કેળવણીના પ્રસારથી જે પરિણામો નીપજ્યાં છે તેમાં યોગક્રિયા પર અશ્રદ્ધા એ એક મુખ્ય અને ખેદકારક પરિણામ છે. કહેવાના નવીનો જાણતા નથી કે માનસશાસ્ત્રના મુખ્ય નિયમો સંબંધી તેઓ કેટલા બધા અજ્ઞાત છે. ગુર્જર વાચકોને એ નિયમોનો કંઈક ખયાલ રા. મણિલાલના ' પ્રાણવિનિમય ' ઉપરથી આવશે. એના વાચકોને સુવિદિત છે કે યોગ એ માત્ર ક્રિયા છે અને તેનો આશય એના ઉપાસકના 'પ્રાણ'ને પ્રબળ કરવાનો છે; આટલા પરથી એ ફલિત થાય છે કે ચમત્કાર માત્ર યોગીઓ કરી શકે એમ માનવું એ ભૂલ ભરેલું છે. ઓધવજીના સંબંધમાં સવાલ માત્ર એટલો જ છે કે એ શક્તિ એનામાં શી રીતે આવી. કેટલાકનું માનવું એવું છે કે એનામાં જન્મથી જ એ હતી; પણ એ બિના સંભવિત નથી; કારણ તે ત્રીસ વર્ષનો થયો ત્યાં સુધી જબરો નાસ્તિક હતો અને ' ચમત્કારોની અશક્યતા અને પુરાણોનાં ગપોડાં 'એ તેનો નિરંતર વાદનો વિષય હતો. તેની એ શક્તિનું ભાન પણ તેને અચાનક થયું હતું.

વાંચનાર કહેશે કે આ ઓધવજી વળી કોણ ? ઓધવજી વસંતપુરનો રહેવાસી હતો; તેની સ્થિતિ ગરીબ હતી; કુટુંબમાં કોઈ માણસ હતું નહીં અને આટલી મોટી વય છતાં હજી અવિવાહિત હતો; એક વિધવા ફઈ તેની સાથે રહેતી અને ઘરનું કામકાજ કરતી તે શરીરે ઠીંગણા બાંધાનો, રંગે ઘઉંવર્ણો અને કોઈ પણ જાતના ભાવરહિત ચહેરાવાળો હતો; અને ઝવેરી પૂનમચંદ સાકરલાલની પેઢીમાં વાણોતર હતો. પોતે જબરો નાસ્તિક હોવા ઉપરાંત પોતાનો મત બીજાના મનપર ઠસાવવાનો આગ્રહ રાખતો અને એ આશયથી

---

* લખનાર—રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ-એમ. એ.—અંગ્રેજી ઉપરથી.

મ્હોંટથી બોલવું, બોલતાં બોલતાં જમીનપર હાથ પગ પછાડવા, પોતાનાથી વિરુદ્ધ જાય તેઓની મૂર્ખ, આંધળા વગેરે ઉપનામોથી સરભરા કરવી, વગેરે દરેક યોગ્યાયોગ્ય રસ્તાનો ઉપયોગ કરવા તે ચૂકતો નહીં; અને સારી તર્કશક્તિના અભાવે વાદવિવાદમાં એવો પ્રયોગ તેને વારંવાર કરવો પડતો

ઓફીસના કામથી પરવારીને તે શેઠ મણિધરપ્રસાદ દુર્ગાપ્રસાદને ત્યાં ઘણું ખરું જતો. મણિધરપ્રસાદે અંગ્રેજી કેળવણીનો પ્રસાદ લીધો હતો. અને તેથી પોતાને ત્યાં મિત્ર-મંડળ એકઠું કરી જુદા જુદા વિષય ચર્ચવાનો તેમને શોખ હતો, જૂદા જૂદા મતના લોકો ત્યાં એકઠા થતા અને વાદવિવાદ ચલાવતા હતા. મણિધરપ્રસાદ પોતે ઘણું ખરું તેમાં મુખ્ય ભાગ લેતા નહી અને તેનું કારણ કેટલેક દરજ્જે એ પણ હતું કે મહત્વના વિષયો ઉપર તેમણે કંઈ દૃઢ સિદ્ધાંત હજી બાંધ્યા નહતા. પોતાને સુધારાવાળા તરીકે ઓળખાવા માગતા હતા પરન્તુ હજી સુધીમાં તેમના 'સુધરેલા' મનની ઝાંખી કરવાનો જ્યારે પ્રસંગ આવેલો ત્યારે તેઓ 'વ્યવહાર'ને અધીન થઈ ગયા હતા અને વિદ્યાનો ઉપયોગ માત્ર પોતાની સગવડો સાચવવામાં જ કરતા હોય એવો બીજાને ભાસ થતો હતો. પૈસે ટકે પોતે સુખી હતા એટલે મિત્રમંડળ ઠીક મળતું હતું.

પણ જે દિવસ સબંધી આપણે બોલીએ છીએ તે દિવસે મંડળ જરા નાહાનું હતું. દીવાનો વખત થઈ ગયો હતો. અને ફક્ત ત્રણ ચાર મિત્રો જ હાજર હતા. આજે મણિધરપ્રસાદ પોતે જ વાદમાં ઉતર્યા હતા. વાદનો વિષય 'ચમત્કારો'નો હતો અને ઓધવજી જુસ્સામાં આવી પોતાની દલીલો આપતો હતો.

મણિધરપ્રસાદને એવી ખસલત હતી કે બનતાં સુધી પોતે બંધાઈ ન જાય. આથી તેઓ પોતાનું ચાલે ત્યાં સુધી ઉડાવનારા જવાબો આપતા હતા: ઓધવજીનું આથી પાણી આવતું હતું. સામો માણસ આપણી દલીલની હા કે ના કાંઈ જ ન કહે ત્યાં સુધી એ વાદ આગળ ચાલવો મુશ્કેલ છે. ઓધવજી પણ એથી જ મૂંઝાતો હતો. આખરે તે ચીઢાઈ જઈ બોલ્યો! 'જુવો, મણિધરપ્રસાદ, તમારે આમ વાત ઉડાવવી હોય તો હું કાંઈ નહીં બોલું. નહીંતર આપણે ચોખી વાત કરીએ. હું કહું છું કે દુનિયાંમાં ચમત્કાર થઈ શકે જ નહીં. હવે મુખ્ય સવાલ એ છે કે 'ચમત્કાર' એટલે શું? ચમત્કાર એટલે કોઈ પણ વ્યક્તિની માત્ર ઇચ્છાને અધીન થઈ કુદરતના નિયમથી વિરુદ્ધ જે બનાવ બને તે. કહો એ વ્યાખ્યા તમારે કબુલ છે?'

'વારુ. પણ પછી તમે શું કહેવા માગો છો?'

'પછીની વાત પછી, એ વ્યાખ્યા તમારે કબૂલ છે?'

કેટલીક આનાકાની સાથે મણિધરપ્રસાદે એ વ્યાખ્યા કબુલ રાખી.

'દાખલા તરીકે,' ઓધવજી બોલ્યો; 'આ સામે દીવો બળે છે તે ઉંધો લટકીને તો સ્થિર ન જ બળી શકે; ખરું ના?'

'હા. ભાઈ. હા. પણ પછી શું?'

'પછી એ કે ધારો કે હું મ્હારા પ્રાણની બધી શક્તિ એ દીવા પર લગાડી અને પ્રબળ ઇચ્છા કરી એને હુકમ કરું કે "અરે એ, તું છે ત્યાં ને ત્યાં જ ઉંધો રહીને સ્થિર બળ્યા કર" તો—અરે!'

એટલામાં તો બધા બૂમ પાડી ઉઠ્યા. જે અશક્ય, ન માની શકાય તેવું હતું તે જ બધાની નજર આગળ તરતું હતું. અવકાશમાં સ્થિર તે દીવો ઉંધો લટકીને બળતો હતો. દીવા ઉપર કંઈ જાદુ અજમાવ્યું હોય એમ સંભવ નહતો, કારણ એ તો મણિધરપ્રસાદના ઘરમાં લાંબા વખતથી વપરાતી એક ચીમની માત્ર હતી. ઓધવજીની આંગળી દીવા તરફ લાંબી કરેલ હતી અને હમણાં જ મહાપ્રલય થવાનો હોય એવો ભયભીત ચહેરો થઈ ગયો હતો. મણિધરપ્રસાદ અને બીજા મિત્રો પણ આશ્ચર્યથી હેબક ખાઈ ગયા હતા. લગભગ ત્રણ મિનીટ સુધી દીવો સ્થિર બળ્યા કર્યો. ઓધવજી જાણે અસહ્ય બોજા તળે કચરાઈ જતો હોય તેમ એક હાય મારી બોલ્યો; 'હવે એને મ્હારાથી ટકાવી નહીં શકાય!" તે એકદમ ખુરસી પર ફસાઈ પડ્યો; દીવો ધબ લઈ હેઠે પડ્યો અને ચીમનીના ભૂકેભૂકા થઈ ગયા.

સુભાગ્યે ચીમની એકદમ ઠરી ગઈ, નહીંતર આગ લાગવાનો ભય હતો: ઓરડામાં અંધારૂં થઈ રહ્યું અને થોડીવાર તો બધા ચૂપ બેસી રહ્યા. પછી મણિધરપ્રસાદ બોલ્યા અને તેમનાં ભાષણમાંથી નિરુપયોગી વિશેષણો કાઢી નાખતાં સાર એટલો હતો કે ઓધવજી આવો પાજી માણસ હશે એમ તેમને ખબર નહતી. આવા ગંભીર આરોપમાંથી પોતાનો બચાવ કરવાની પણ ઓધવજીને વૃત્તિ ન થઈ; તે તો આભો બની ગયો હતો. તે પછી જે વાત થઈ તેથી તેના મગજ પર કંઈ નવું અજવાળું ન પડ્યું. બીજાઓનો મત મણિધર પ્રસાદના મતને મળતો જ હતો; ફક્ત તેમણે આપેલાં વિશેષણો વધારે રસદાર હતાં. આખરે ગુસ્સામાં મણિધરપ્રસાદે તેને બાવડે ઝાલીને બહાર કાઢવાનો પોતાના નોકરને હુકમ આપ્યો ત્યારે તેણે વગર બોલ્યે ચાલ્યે ચાલતી પકડી.

તેના મગજમાં અતિશય ઘોટાળો થયો હતો. રસ્તે જતાં તે બ્હીકથી દરેક ફાનસ ધ્યાનથી તપાસતો હતો. આખરે તે જેમ તેમ કરી ઘેર પહોંચ્યો ને તરત જ ઓરડાનાં બારણાં બંધ કરી એકાંતે વિચાર કરવા બેઠો.

વિચાર કરતાં તેને સૂઝ્યું કે જ્યારે તેણે તે દીવાને ઉંધો લટકવાનો હુકમ કર્યો હતો ત્યારે તેણે અચાનક કંઈ ખાસ હેતુ સિવાય પોતાના પ્રાણની બધી શક્તિ એ બનાવ પર લગાડી હતી; અને વળી જ્યારે તેણે તે દીવો અધર હવામાં બળતો જોયો ત્યારે પણ તેને ભાસ્યું હતું કે એને એમને એમ ટકાવી રાખવાની શક્તિ પણ તેના પોતામાં હતી. જો કે એમ શા માટે હોવું જોઇએ તેનો ચોક્કસ ખુલાસો હજી સુધી તેને મળ્યો નહતો. દરેક વિષયમાં જેટલી સ્પષ્ટ વાત હોય તે ગ્રહણ કરી બાકીની બીનાને પડતી મેલવાની તેને આદત હતી; તે તેને આ વારે ઉપયોગી થઈ પડી હતી. તેની એટલી ખાત્રી થઈ કે મ્હારામાં કાંઈ અજબ શક્તિ આવી છે; અને તેપરથી એ શક્તિનો ઉપયોગ કરી જોવાનો તેણે નિશ્ચય કર્યો.

ઓરડામાં આવીને સામેના ટેબલપર મીણબત્તી સળગતી મૂકી હતી તે તરફ તે ધ્યાનથી જોઈ રહ્યો. પછી ગંભીર સ્થિર સ્વરે તેણે હુકમ કર્યો: 'ઉંચી થા.' તરત મીણબત્તી હવામાં ઉપડી અને એક મિનીટ સુધી સ્થિર રહી: પણ ઓધવજીની સ્થિરતા રહી નહીં. કષ્ટથી રીબાતો હોય તેમ તેણે એક હાય મારી; મીણબત્તી તરત હેઠે પડી બૂઝાઈ ગઈ અને ઓરડામાં અંધારૂં વ્યાપી ગયું.

દશેક મિનીટ સુધી તે એમનો એમ બેસી રહ્યો. 'આ શું થાય છે તે ખબર નથી પડતી.' ધીરે ધીરે તે ઉઠ્યો અને દીવાસળાની પેટી શોધવા લાગ્યો; 'પેટી કોણ જાણે ક્યાંય મૂકી હશે!' તે બબડ્યો; ઘણાં ફાંફાં માર્યાં પણ કંઈ વળ્યું નહીં. આખરે કંઈ યાદ આવ્યું અને તરત ઓરડાની અધવચમાં તે ઉભો રહ્યો અને પોતાનો હાથ લાંબો કરી બોલ્યો: 'મ્હારા હાથમાં એક દીવાસળી આવો.' તરત જ કંઈ હલકી વસ્તુ તેની હથેળીમાં પડી અને તેણે ખાત્રી કરી કે તે એક દીવાસળી હતી. ટેબલપર બે ત્રણવાર ઘસ્યા છતાં પણ તે સળગી નહીં. એટલે તેને લાગ્યું કે એ તો ફક્ત પેટીની બાજુપર જ સળગે એવી 'સેફ્ટી' દીવાસળી હતી. એટલે તેને તેણે નાખી દીધી. પણ સાથે યાદ આવ્યું કે દીવાસળીની ફીકટ ભાંજગડ કરવાની કઈ જરૂર નથી. મીણબત્તીને હુકમ કર્યો કે 'સળગી ઉઠ.' તરત જ જમીનપર મીણબત્તીને બળતી દીઠી. એકદમ ત્યાંથી ઉપાડી લીધી પણ પવનના જોરથી તે ઠરી ગઈ. તેની શક્તિનો વિસ્તાર તેને વધારે મોટો થતો હોય એમ લાગ્યું. વાલસેટ શોધી કાઢી તેમાં મીણબત્તી મૂકીને તેને સામેના ટેબલપર મૂક્યું અને પછી તેને સળગી ઉઠવાનો હુકમ કર્યો એટલે વાલસેટ સ્થિર બળવા લાગ્યું. મીણબત્તી પડી હતી તે જગ્યાએ જાજમમાં કાણું પડ્યું હતું ને તે ઠેકાણેથી ધુમાડા નીકળતા હતા તે તરફ થોડીવાર તે જોઈ રહ્યો. અને ત્યાંથી નજર ઉપાડી સામે ટેબલ પર અરીસો હતો તેમાં પડતા પોતાના પ્રતિબિંબ તરફ નાંખી. એમ એક જગ્યાએથી બીજી જગ્યા તરફ જોતો જોતો તે ઉંડા વિચારમાં પડ્યો. આખરે જરા આનંદમાં આવી પોતાના પ્રતિબિંબ સામું જોઈ તે બોલ્યો: 'કેમ, હવે ચમત્કાર વિષે શું ધાર્યું?'

ઓધવજીના તે પછીના વિચારો ગુંચવણભરેલા અને અસ્પષ્ટ હતા. અત્યાર સુધી બધુ તેના હુકમ પ્રમાણે થતું આવતુ હતું ખરુ; પણ તેમ શા માટે થતું હતું તેનો તેને ખુલાસો મળતો નહતો અને ત્યાં સુધી તેનું મન સ્થિર થયું નહીં. અત્યાર સુધીના અનુભવપર વિચાર કરવાની જરૂર હતી અને તે માટે થોડીવાર વિશ્રાંતિ લેવાનો તેને વિચાર થયો છતાં કેટલાક નવા ચમત્કાર કર્યા સિવાય તેનાથી રહેવાયું નહીં. પ્રથમ ટેબલપર પડેલા એક કાગળને અધર ઉપાડ્યો, પછી એક ગ્લાસમાં નિર્મળ પાણી ભર્યું; તેને લાલ રંગ આપ્યો; લાલમાંથી પાછો લીલો રંગ કર્યો; એક મોટો કાનખજૂરો બનાવ્યો અને પાછો ચમત્કારથી જ તેનો નાશ કર્યો; અને છેવટે પોતાને માટે સુંદર તપખીરની ડાબલી બનાવી. પાછલી રાતના ઠંડા પહોર સુધી આવી રીતે ચમત્કારો કરતો તથા તેમના પર વિચાર કરતો તે બેસી રહ્યો. એટલું તો નક્કી થયું કે 'તેનામાં કોંઈ અજબ' શક્તિ આવી છે; આ બાબતનો વહેમ તેને ઘણા વખતથી રહ્યા કરતો હતો તેની આજે ખાત્રી થઈ; અને એથી કરી સ્વાભાવિકરીતે તે જરા મગરૂર બન્યો. 'દૂરથી ત્રણ વાગ્યાના ટકોરા સાંભળી સ્હવારે મોડું ઉઠાશે તો નોકરીપર વખતસર હાજર નહીં થઈ શકાય એથી બ્હીકથી સુવાની તૈયારી કરવા લાગ્યો. ચમત્કારથી પોતાની નોકરીનું કામ કરી શકાય કે નહીં એ સવાલ જ તેના મને ન કર્યો. પહેરણનાં બટન કાઢી માથામાંથી કાઢતો હતો ત્યાં એક નવો વિચાર સુઝ્યો અને તે બોલ્યો: 'હું ઈચ્છું છું કે હું પથારીમાં સુઈ જઉં.' તેમ તો થયું પણ અર્ધું કાઢેલું પહેરણ હજી તેમનું તેમ જ હતું એટલે વળી બોલ્યો; 'મ્હારૂં પહેરણ બહાર નીકળી જાઓ.' પાછલા પહોરના ઠંડા પવનથી ટાઢ વાગવા લાગી એટલે બોલ્યો: 'મ્હારે ઓઢવામાટે

એક અસલ કાસ્મીરી શાલ આવે;' તેની હુંફ વળી એટલે આનંદથી બોલ્યો 'હાશ! હવે બસ મને નીરાંતે ઉંઘ આવી જાઓ.'

હમેશને વખતે તે ઉઠયો પણ કામમાં તેનુ મન ચોંટું નહીં. તેને વહેમ આવ્યા કરતો હતો કે કદાચ ગઈ રાત્રીના તેના અનુભવો સ્વપ્ન તો નહીં હોય! જમી કરીને તે નોકરી પર ગયો પણ હજી તેનું મન બહુ જ અસ્થિર હતું; પોતાની અજબ શક્તિના જ્ઞાનમાં તે કાંઈ કામ કરી શકયો નહીં. આખરે છેલ્લી દશ મિનીટમાં આખા દિવસનું કામ પોતાની નવી શક્તિના પ્રભાવથી કરી નાખ્યું.

જેમ જેમ તે વધારે વિચાર કરતો ગયો તેમ તેમ તેનું આશ્ચર્ય જોઇને અભિમાન આવવા લાગ્યું, મણિધરપ્રસાદને ત્યાં બનેલા બનાવના ખબર તેના જોડીયાઓને મળ્યા હતા અને તેઓએ તે પરથી તેની ટોળ પણ કરી; પણ તે તેણે ગણકારી નહીં. તેને એટલું લાગ્યું કે એ શક્તિ અજમાવવામાં અસાધારણ સાવધાનીની જરૂર છે. પ્રથમતો તેણે પોતાને માટે નાની નાની શોખની ચીજો બનાવવાનો વિચાર કર્યો અને એ ઇચ્છાનુરૂપ પોતામાટે કફનાં સોનાનાં બટન બનાવ્યાં; પણ તેટલામાં તેના શેઠને પોતાની બેઠક તરફ આવતા જોઇ તેનો તરત જ નાશ કરી નાખ્યો. તેને બ્હીક લાગી કે કદાચ શેઠને વહેમ આવશે કે આ ભાઇ પાસે સોનાનાં બટન ક્યાથી? આવા બનાવથી તેને ચોકસ થયું કે પોતાની શક્તિના ઉપયોગમાં સાવધાન રહેવાની અને દૂરદર્શી થવાની ખાસ જરૂર છે. પણ એ ઉપરાંત કાંઇ વધારે મુસ્કેલી હોય એમ લાગ્યું નહીં. મણિધરપ્રસાદને ત્યાં જવાની વૃત્તિ ન થવાથી રાતે જલદી વાળુ કરી લઇ ગામના એક એકાંત રસ્તાપર જઇ વધારે પ્રયોગો કરી જોવાની ઇચ્છા થઇ.

આ અલૌકિક શક્તિ બાદ કરીએ તો ઓધવજીનુ મગજ તદન સાદી પ્રતિનો નમુનો માત્ર હતુ; તેનામાં સબળ વિચારશક્તિ કે વેગવાન તર્કશક્તિના અંશ હતા નહીં. પ્રથમ તો શું કરવું તેનો જ તેને વિચાર થઇ પડયો! વિચાર કરતાં થોડા રોજપર કોઇ જાદુગરના ખેલની જાહેરખબર તેણે ન્યુસપેપરોમાં વાંચેલી તે યાદ આવી એટલે તેનું અનુકરણ કરવાનો વિચાર કર્યો. પોતાના હાથમાં સુંદર મલાક્કાનેતરની સોટી હતી તે રસ્તાપર ખોડીને તેને સુગંધી પુષ્પવાળું ગુલાબનું ઝાડ થઇ જવાની આજ્ઞા કરી. તરત જ હવામાં ગુલાબની ખુશબો પથરાઇ રહી અને પોતાના ગજવામાંથી દીવાસળી કાઢી સળગાવીને તેના અજવાળાથી ખાત્રી કરી કે પોતાના હુકમનો અમલ બરોબર થયો છે. પણ તેટલામાં પોતા તરફ આવતાં પગલાં સાંભળી તે ગભરાયો. પોતાની શક્તિ કવખતે જાહેર થઇ જવાની તેને બ્હીક લાગી; અને એ ગભરાટમાં તેણે એકદમ લાકડીને હુકમ કર્યો; "પાછી જા." તેના મનમાં તો 'પાછી થઇ જા' એમ કહેવાનું હતું પણ ઉતાવળમાં તેનાથી ભૂલ થઇ ગઇ. લાકડી એકદમ જોરથી પાછી હઠી અને અંધારામાં ગુસ્સાભરેલ અવાજ આવ્યો; 'એ કોણ હરામખોર તોફાન કરે છે?'

ઓધવજી બોલ્યો; 'ભાઇ સાહેબ માફ કરજો.' પછી શું કહેવું તે ન સુઝવાથી ચુપ રહ્યો. સામેથી ફોજદાર હસનખાં આવતો હતો.

'કોણ એ કાંટા ફેંકે છે ? હેં કોણ ઓધવજી કે! કાલે મણિધરપ્રસાદને ત્યાં ચીમની તમે જ ફોડી કે સાહેબ ?'

ઓધવજી મારી માગતો હોય તેમ દીન સ્વરે બોલ્યો; 'મ્હારો ઇરાદો કંઇ તમને મારવાનો ન હતો.'

'ત્યારે શા માટે કાંટા ફેંક્યા ?'

'શા માટે ? અમસ્થા જ.'

'હેં ! અમસ્થા જ. તમને ખબર છે કે એ કાંટા વાગે છે ? એ ધ્યાન બહાર ગયું હશે.' ઓધવજીને શું બોલવું તે સુઝયું નહીં અને તેથી તેણે ચુપકીદી પકડી. તેને ચુપ જોઇ હસનખાં વધારે ચીડાયો ને ગુસ્સાના આવેશમાં બોલ્યો, 'તમને ખબર ન હોય તો હું કહુંછું કે આવી રીતે પોલીસપર હુમલો કરવામાં તમને લાભ નથી.'

'હસનખાં, હું બહુ દીલગીર છું; પણ વાત એમ છે કે—'

'શું—'

તે જુઠુ બોલી શક્યો નહીં 'હું ચમત્કાર કરી જોતો હતો.'

'શું ? ચમત્કાર કરી જોતા હતા ? વાહ, તમે મને બનાવોછો કે શું ? તમે તો મોટા નાસ્તિક થઇને ફરો છો ને ચમત્કારને માનતા નથી ને ? મને તો લાગે છે તમે લોકોને ઠગવા માગો છો અને આ પણ તમારા જાદુનો એક નમુનો છે. પણ હું તમને સાફ કહી દઉછું કે–'

પણ હસનખા શું કહી દેવા માગતો હતો તે ઓધવજીએ પૂરું સાંભળ્યું નહીં. તેને તરત ભાસ્યુ કે પોતે મોટી ભૂલ કરી છે, અને પોતાનો અમૂલ્ય ભેદ એક બે બદામના સીપાઇને કહી દીધો છે આથી તે ઉશ્કેરાઇ ગયોને ગુસ્સામાં ને ગુસ્સામાં બોલી ઉઠયો. 'હવે કલાં, કલાં; જાદુની રમત લાગતી હોય તો તુ પણ જોઇ લે એના સપાટા. જા જહાન્નમમાં, જા, ચાલ્યો જા'

તે એકલો થઇ રહ્યો

તે રાતે ઓધવજીએ વધારે ચમત્કાર અજમાવ્યા નહીં, તેમ પોતાની લાકડીનું શું થયું તેનો વિચાર પણ ન કર્યો. તે ધ્રુજતો થરથરતો ઘેર આવ્યો, અને ફફડતે હોઠે બબડયો:'અહો ! આતો અજબ શક્તિ છે. એટલું બધું મારા ઇરાદામાં પણ નહતું ! ઇશ્વર જાણે જહાન્નમ વળી કેવુંય હશે.'

સુવાની તૈયારી કરતાં કરતાં તેને વિચાર સુઝી આવ્યો એટલે હસનખાંને તેણે સીકંદરાબાદ મોકલી આપ્યો અને પછી સ્વસ્થતાથી ઉઘી ગયો. ઉંઘમાં તેણે હસનખાંને પોતાની સાથે કજીઓ કરતાં જોયો.

બીજે દિવસે ઓધવજીએ બે નવી ખબરો સાંભળી. એકતો એ કે વસતપુરના પાછલા ભાગપર આવેલા એકાંત રસ્તાપર કોઇએ સુંદર ગુલાબનું ઝાડ વાવ્યું હતું. અને બીજી એ કે હસનખાં જમાદારના ગુમ થઇ જવાથી રંગમતી નદીમાં તેના શબ માટે શોધ કરાવવાની હતી.

સંપૂર્ણ.

Reg. No. B. 196

આદ્ય દ્રષ્ટા—
'એક અભેદમાર્ગ-પ્રવાસી'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલએલ બી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૬. અંક ૫. ] ( માસિક. ) [ ફેબ્રુઆરી. ૧૯૦૧.

## જીવન-માળા.

( મળેલું )

( ૧ )

### ઝુલ્ણા-ગઝલ.

જગતમાં અચળ કંઈ સદા ના રહ્યું છે,
પલકમાં થયુ ને પલકમાં ગયુ છે. —ટેક.

દશાવાદળું આ દિસે જળભરેલું;
અરે જોતજોતાં વિખેરાઈ ગયું છે. જગત૦

ધનુષ્ય રંગ પલટાય ઘડીએ ઘડીએ;
દશા રંગનું નૂર બદલી રહ્યું છે. જગત૦

ઉછળતા સમુદ્રે ઉઠે છે તરંગો;
વિપળમાં થશે તે થયું ના થયુ એ. જગત૦

વસંતે ખીલેલાં તરૂઓ રસીલાં;
ઋતુ રંગ જાતાં, કંઈ ના રહ્યુ તે. જગત૦

દશાની દડી જે ચડી તે પડી છે;
કદી ગઈ બિંદુ, ગગન શુ ગયું છે ? જગત૦

સમજ, મન! મદાંધી ભ્રમતમાં મરે કાં ?
હતું ના હતું થઈ, જશે તું વહ્યું રે. જગત૦

## ( ૨ )

### બિહાગ-પદ.

મૂરખે મન માન્યું, જૂઠ જગત, સત્ય જાણ્યું-ટેક.
મૃગજળને મોતી પરમાણ્યું,
પતગ તેજ અખડ પિછાણ્યું;
કથીરને કુન્દન કરી માન્યું,
સઘળું સાર વિનાનું— મૂરખે૦

### સાખી ( દોહરો. )

જીવ મુસાફર જગતમાં, કરે કર્મ વેપાર;
પાપ પોટલી હાથ લઈ, ગોથાં ખાય ગમાર.

### સાખી ( હરિગીત. )

કોનાં, સગાં વ્હાલાં અને કોનાં શિશુ સંસારમાં !
આશા ધુમાડાના બધા છે, બાચકા અગારમાં,
ભવકમળમાં, જનભ્રમર, મુઝાઇ મરે પળવારમાં,
સુગંધમાં સપડાયલો સમજે શું સાર અસારમાં?

મૂરખે૦

## ( ૩ )

### ધન્યાશ્રી-પદ.

નથી અચળ સુખરંગ જગતમાં, પતંગસમ પરમાણ;
નાહક આશ-પતગ ઉડાવે, જશે પલકમાં પ્રાણ— ટેક
પ્રભાતમાં ઝાકળબિંદુસમ, જનજીવન જગ જાણ;
મોતીસમ માની મન મૂરખ હંસ, ભૂલે ક્યમ ભાન?
મધુકર, કમળ પર ડોલે—માયાસુગંધી તો લ્હે;
પસ્તાઇ આખર બોલે-' તું ટ્હે, પ્રભુ ? તને બોજે-
જો ધરીશ જન્મ જગખાણ, કદિ નહિ ભૂલીશ ભગવતભાન. '
કળી ખીલી જગબાગમાં, લાગી પવનની લ્હેર;
માયામાં મુઝાઇને, આખર થઈ સે મેલ.
તજ ગમાર-ગર્વ-ગુમાન, કર્મમાં આખર કાળો પ્હાણ.

નાહક૦ નથી૦

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

---

## નૂતન વર્ષની ભેટ.

### -સ્નેહસુમનોંજલિ-

( મળેલું. )

પ્રિય બન્ધુ × × ×.

૧.

**શિખરિણી.**

પડી કાલાબ્ધિમાં, વરષસરિતા લુપ્ત જ થતી,
સ્ફુરાવી વૃત્તિને, જીવનમલ સાથે લઈ જતી;
પરન્તુ એમાં જે, પ્રણયસુરભી વ્યાપ્ત જ દિસે,
ખરે પ્રેમાંશીને, સ્વરગ સુખમાં લુબ્ધ જ કરે.

× × ×

૨

**હરિગીત.**

મુજ હૃદયમાંહી જે વહન્તુ સ્નેહનું ઝરણું સખે,
તુજ હૃદયચન્દ્ર પ્રભાથકી દેદીપ્યમાન દિસન્તુ તે;
ચિતશાન્તિથી, આનન્દથી, સ્વીકારી લઈએ વારિને,
શુધ પ્રેમનિર્ભર આત્મને સદ્ભાવથી સંતોષજે.

૩

કાળે કરી બદલાય છે મનવૃત્તિયો સંસારીની,
જે લાગતું પ્રિય કાલ તે'' અપ્રિય છે આજે નકી;
સુખ દુઃખમાં વર્ષો ગયાં પણ સ્નેહ તુજ પલટ્યો નહિં,
એ ઉચ્ચ વૃત્તિ તાહરી ઉન્નત કરે મુજને અહિં.

૪

ગત વર્ષને વિસરી જઈ નૂતન તણા આહ્‌લાદમાં,
સ્વધર્મમાં અનુરક્ત રહીં આનંદ કરજે પ્રેમમાં;
થઈ વિજયવન્ત સ્વકાર્યમાં રહે જે સદા બન્ધુ સહે,
વિશ્વાસ રાખી ઈશપર જગસૌખ્યમાં તું રાચજે.

× × ×

૫

**મન્દાક્રાન્તા**

કાલારણ્યે પરમસુખમાં ઈશકૃપા થકી હે,
પાડ્યાં, બન્ધુ ! વરષસિકતાને વિશે પાદ મ્હેં જે;
કીધા યત્નો તદપિ જ ભુસ્યાં દૈવટોળીયે તે,
ભૂંસાશે હા ! યદપિ શું નવાં કેટલાંયે સખા હે.

૬

લીધાં સૌખ્યો સુહૃદ મમ હે ! સ્નેહથી તુજ સંગે,
સ્મૃતિ ત્હેની, હૃદય મહિ કો દિવ્ય આનંદ આપે;
આવાં સૌખ્યો નૂતન વરષે પ્રેમથી એક બાથે,
સત્કાર્યોમાં વિજય કરીને આપજે શાન્તિ સાથે.

સુબન્ધુ.

---

# ઉપદેશ.

( મળેલું. )

વખતસર ચેતજેરે.—ટેક.

કુમળુ વૃક્ષ જેમ વાળે તેમ વળશે
નશીબ હશે તેમ માળી મળશે
ચેત ચેત તું માળી વખતસર ચેતજેરે—
વખતસર ચેતજેરે–(૨)

પવન ઝપાટા–સંગ સપાટા–
થી બચિ સસ્કારબીજ રે
ફૂલી ફાલી વૃક્ષ ઉછળવા
બોધવારિ તું સિંચજેરે
વખતસર ચેતજેરે–(૨)

સુસંગની તો વાડ જ કરજે
વિવેકબુદ્ધિ ક્યારો રે
ઈશપ્રસાદ રૂપી તું વર્ષા
હાથ જોડીને યાચજેરે,
વખતસર ચેતજેરે–(૨)

વેદ.

---

# અશોક.

( ભાષાંતર )*.

( અનુસન્ધાન ગત અંકના પૃષ્ઠ ૧૨૧ થી ).

## અશોકની રાજ્યનીતિ.

અશોકની રાજ્યવ્યવસ્થા પ્રજાની દૈહિક તથા ધાર્મિક ઉન્નતિને પોષણ કરનારી પરમ વાત્સલ્યવાળી હતી. પોતાના રાજ્યમાં સર્વ સ્થલે ચિકિત્સાલયો સ્થાપ્યાં હતાં અને પશુ તથા મનુષ્ય ઉભયને ઉપયોગી ઔષધિઓનો પ્રચાર કર્યો હતો. કોઈ ઔષધિ કોઈ સ્થલે ન મળતી હોય તો અન્ય સ્થલેથી લાવી ત્યાં તે રોપાવાતી. અર્ધે અર્ધે કોશે પાન્થોને તૃષાનિવૃત્તિ માટે કુવા ખોદાવવામાં આવ્યા હતા, ધોરી રસ્તાઓ ઉપર છાયાને માટે વૃક્ષો વવરાવ્યાં હતાં, અને સ્થલે સ્થલે આંબાવાડીયાં રચાવ્યાં હતાં તથા ધર્મશાલાઓ સ્થાપી હતી. દેહાન્તદંડની શિક્ષા કર્યા પછી ગુન્હેગારને ધર્મોપાર્જન કરવા માટે ત્રણ દિવસનો અવકાશ આપવાની આજ્ઞા કરી હતી. ધર્મપ્રચાર, ધર્મોપદેશ તથા લોકની નીતિ ઉપર દેખરેખ રાખવા સારૂ ધર્મામાત્યો, ધર્મોપદેષ્ટાઓ અને ધર્મોપદેશકો રાખ્યા હતા ધર્મ સંબંધી સર્વ આજ્ઞાઓ મહારાજ પોતે પોતાની મેળે જ આપતા અને કોઈ ઠેકાણે અવ્યવસ્થા ન થાય તે માટે બહુ કાળજી રાખતા. તેમના ધર્મોપદેષ્ટાઓ યવન ગાંધાર સૌરાષ્ટ્ર વિગેરે પ્રજાઓ સાથે હળીમળીને ધર્મોપદેશ કરતા, તેઓ ક્ષત્રિય તથા બ્રાહ્મણો સાથે ગરીબ તથા તવંગર સાથે ભળતા, તથા તેમના કલ્યાણ સારૂ પ્રવર્તતા. †સ્થવિરો—વૃદ્ધજનો—દુઃખી ન થાય એ જોવાનું આમનું એક ખાસ કામ હતું. સ્વધર્મ પાળવામાં કોઇને કોઈ પ્રકારની હરકત હોય તે દૂર કરવાની અને એમને દરેક રીતે સુખ શાન્તિમાં રાખવાની આમની ફરજ હતી. ઉપરાંત, પોતાની આ વ્યવસ્થા નિરર્થક ન થાય તે સારૂ પોતે પણ આમાં ઘણો વખત રોકતા. પોતાના અધિકારીઓને પોતાને ગમે તે સ્થલે અને તે વખતે મળવાની અને જનમંડલવિષે ખબર આપવાની છૂટ હતી. ભોજનકાલે, આરામને વખતે, અંતઃપુરમાં વા શયનગૃહમાં, બાગબગીચામાં કે એકાન્ત નિવાસમાં પણ રાજકાર્ય માટે આવવાનો પ્રધાનોને પ્રતિબંધ ન હતો. *એક સ્થલે કોતરાવ્યું છે કે—*

> " પ્રજાનું ભલું કરવું એ મારો ધર્મ છે. આમાં નિરંતર પ્રવૃત્તિ રાખવી અને ઈન્સાફ બરાબર રીતે આપવો એ એમાં જ જનકલ્યાણનું મૂલ રહેલું છે."

આ વિચારો અને આ વર્તન આપણા દેશી રાજાઓમાં કેટલે અંશે જોવામાં આવેછે !

## ધર્મ અને રાજ્ય.

અશોકના રાજ્યતંત્રનાં બીજાં અંગોની વ્યવસ્થા શી હતી તેના સંબંધમાં કંઈ પુરાવો એના શાસનોમાંથી મળતો નથી. તોપણ ચંદ્રગુપ્તના વખતની વ્યવસ્થાનું જે ચિત્ર આપણને મેગેસ્થીનીસે આપ્યું છે તે ઉપરથી આટલું કહી શકાય કે તે કાલમાં રાજ્ય-

---

* લખનાર—રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, બી. એ. એલ્. એલ્. બી.

† ઈંગ્લંડમાં વૃદ્ધોને સહાયતા કરવાની યોજના હજી વિચારમાં જ છે.

વસ્થા ઉંચી શિષ્ટતાને પહોંચેલી હતી. પ્રત્યેક શહેર અને પ્રાન્તોમાં જૂદાં જૂદાં ખાતાંના અમલદારો અને તજવીજદારો (અધ્યક્ષો) નીમેલા હતા અને તેઓ વ્યાપાર, કારીગરી, કરગ્રહણ, જન્મમરણની નોંધ, ચારચેષ્ટા, સરભરા, બંદર, દેવસ્થાન, વિગેરે ઉપર યોગ્ય દેખરેખ રાખતા પ્રાન્તિક અમલદારોના હાથમાં જમીન માપવાનું, નદીઓની ગતિ સરોવરો તથા નહેરો ઉપર દેખરેખ રાખવાનું, કૃષિની નિરીક્ષા કરવાનું તથા ખેતરોમાં ઝેરી (પાકને નુકશાન કરે એવાં) જીવડાંઓનો જમાવ ન થવા દેવા સારૂ પગલાં લેવાનું કામ હતું. સૈન્યવ્યવસ્થામાં પણ એ જ રીત હતી. જરૂરીયાતોનું પુરૂં જ્ઞાન, તે પુરી પાડવા માટે કાર્ય વિભાગના ધોરણે નાના મોટા કાર્યભારીઓની યોજના, અને તે બધામાં કેન્દ્રસ્થાને સ્થાપેલા પ્રધાનમંડળની જવાબદારી, આ રીતિ ઉપર રાજ્યતંત્રની વ્યવસ્થા તે કાલમાં હતી એમ સમજી શકાય.*

અશોકે રાજ્યતંત્રમાં ધર્મનિરીક્ષણનો અંતર્ભાવ કરી રાજ્યતંત્ર સંપૂર્ણ કર્યું. ધર્માધ્યક્ષો ધર્માચાર્યો અને ઉપદેષ્ટાઓ જ્યારે રાજરક્ષિત હોય ત્યારે વિદ્યાની વૃદ્ધિ થાય છે, વિચારને ઉત્તેજન મળે છે, અને ધર્માચાર્યોનાં જનપરત્વે સ્વાતંત્ર્ય અને મહત્તા સચવાઈ રહેતાં, લોકોનું ધર્મજીવન સુવિનીત થાય છે. ધર્મૈક્યને લીધે લોકમાં અમૂલ્ય એકતા બંધાય છે. સિવાય પ્રજાની ધર્મસંસ્થા ઉપર રાજદૃષ્ટિ હોવાથી ધર્માચાર્યોની નીતિ ઉપર અંકુશ રહી શકે છે. અને રાજ્યતંત્ર તથા ધર્મતંત્રનું પરમ અધિષ્ઠાન એક હોવાથી રાષ્ટ્રનીતિ સુરચિત થાય છે. રાજ્યથી સ્વતંત્ર હોય તેવા ધર્માચાર્યો શુદ્ધ હોય તો પણ જનમંડળમાં અને રાજવર્ગમાં પણ ધર્માતિરાગ-ઉપજાવે જેને પરિણામે અર્થકામની સ્થિતિ નિકૃષ્ટ થાય અને જનજીવન તથા રાષ્ટ્રજીવન નિર્માલ્ય અને પરમેધ થાય. વળી આચાર્યો પણ નિરંકુશ રહેતાં નીતિભ્રષ્ટ થવાનો પણ ભય રહે. બીજી તરફથી જનતાના સ્વચ્છંદ ઉપર ધર્મની સ્થિતિ રાખતાં ધર્મવિદ્યા અપુષ્ટ રહે, વિદ્વાનોની સંસારયાત્રા વિષમ થાય અને અર્થકામની પાછળ તણાતો ધર્મ નષ્ટ થાય. ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થોની જે જીવનપ્રકાર અને રાષ્ટ્રનીતિમાં સમતા રહે તે જ જનજીવન અને રાષ્ટ્રનીતિ નિરવદ્ય કહેવાય. અને તે સારૂ ધર્મને રાજ્યનો આશ્રય અને અંકુશ બન્નેની અપેક્ષા સ્વીકારાય છે. છતાં ધર્મસંસ્થા, રાજ્યસંસ્થા અને જનસંસ્થા એ ત્રણેની એકલક્ષ્યતા રહેવા સારૂ ત્રણે એક એકના આશ્રિત અને એક એકથી અંકુશિત રહેવા જોઇએ એમ પણ સ્મરણમાં રાખવું જોઇએ. અશોકના તંત્રમાં આ સર્વની એકલક્ષ્યતા કેટલે સુધી રહી હતી તે બીજે પ્રસંગે તપાસીશું.

અશોકરાજની કીર્તિ તેની ધાર્મિકતા અને ધર્મમંત્રય ઉપર રહેલી છે. ઉત્તર વયમાં તેનો ધર્માનુરાગ એટલો બધો વધ્યો હતો કે વિજયયાત્રા, તથા વિહારયાત્રાઓનો ત્યાગ કરી ધર્મયાત્રાઓમાં જ તે આનંદ માનતો અને આમાં બ્રાહ્મણ શ્રમણનાં દર્શન અને દાન, સ્થવિરોનાં દર્શન અને દાન, જાનપદનાં દર્શન અને દાન, ધર્માનુશાસન અને ધર્મપરિપૃચ્છા, એ એનાં કાર્યો હતાં. આ ઉપરથી આપણે કહી શકીયે કે અશોકનો ધર્મરાગ અસાધારણ વૃદ્ધિને પામ્યો હતો. છતાં ગૃહસ્થવર્ગને જે ગૃહનીતિનો એ બોધ કરતો તેવા જ પ્રકારની કર્તવ્યપરાયણ રાજ્યનીતિનો પોતે પણ અઙ્ગીકાર કર્યો હતો. અશોકે બોધેલા ધર્મના સંબંધમાં ઉપર કહ્યું છે કે તે પૌઢદીક્ષાનો નિરપેક્ષ, નીતિપરાયણ ધર્મ જ હતો પોતાના રાજ્યના અઠાવીસમા

* વિસ્તાર માટે જુઓ વ્હીલર—ખંડ ૩ જો.

વર્ષમાં સ્થાપેલ એક શિલાલેખ, જેમાં એણે બુદ્ધદેવનું, ધર્મનું, અને સંઘનું શરણ સ્વીકાર્યાનું પ્રસિદ્ધ કર્યું છે, તે લેખ ઉપલબ્ધ ન હોતતો એણે કોઇ દહાડો બુદ્ધદીક્ષા સ્વીકાર્યાનું આપણને શાસન ઉપરથી જ્ઞાન ન થાત. આ લેખ એણે બૌદ્ધસંઘને સંબોધીને કોતરાવેલ છે તેથી એણે એમાં આવું સ્પષ્ટીકરણ કરેલું છે અને અન્યમાં તો ગમે તે સંપ્રદાયની દીક્ષા હોય છતાં, ગૃહનીતિ પાળવાની આવશ્યકતા બોધી છે, એ વાત જોતા એની પ્રજારંજનની ઉત્સુકતાને માટે પણ આપણને માનબુદ્ધિ ઉત્પન્ન થાય છે. અને આવી રીતે જનસમારાધનની નીતિનું અવલંબન કર્યાથી જ અશોક પોતાના સત્કાર્યમાં–નીતિપ્રધાનધર્મનું સ્થાપન કરવામાં–વિજયી થયો એમ કહી શકાય..

## અશોકની ધર્મસેવા.

અશોકે રાષ્ટ્રધર્મ તરીકે બુદ્ધદેવના ધર્મનાં નીતિતત્ત્વોનો પ્રચાર કર્યો અને તે સાર ધર્મનું વિવેચન કર્યું; તે ધર્મનું શાસનોદ્વારા અનુશાસન કર્યું; પોતાના રાજ્યતંત્રમાં તેણે ધર્માઙ્ગનો અંતર્ભાવ કર્યો, તે ધર્મનો પ્રચાર કરવા દેશ પરદેશમાં ધર્મોપદેશકો મોકલ્યા અને બૌદ્ધધર્મગ્રંથોનું પ્રમાણભૂત ઉલ્લેખન કરાવ્યું. બુદ્ધદેવે પોતે પોતાના મતને અવ્યવસ્થિત મુકયો હતો તેને અશોકમહારાજે ધર્મગ્રંથના ઉલ્લેખનથી પ્રમાણવાન કર્યો, ગૃહસ્થોને અવકાશ આપી પ્રતિષ્ઠાવાન કર્યો, અને રાજ્યતંત્રમાં ધર્મને સ્થાન આપી સંપ્રદાયશુદ્ધિ સિદ્ધ કરી.

ઇ. સ. પછી છઠ્ઠા સૈકામાં કોન્સ્ટેન્ટાઇને ખ્રીસ્તધર્મને માટે આવી જ સેવા કરી હતી. પરંતુ કોન્સ્ટેન્ટાઇનની તે સેવા રાજ્યનીતિના એક પરમઇષ્ટ સાધ્યને અવલંબીને પ્રેરાઇ હતી. કોન્સ્ટેન્ટાઇને છેક મરણસમયે જ પોતે ખ્રીસ્તધર્મનો સ્વીકાર કર્યો હતો. અને પોતાની પ્રજા ઉપર ધર્મભેદને લીધે પડતાં અસંખ્ય દુઃખનું નિવારણ કરવાના હેતુથી એણે સમદષ્ટિ રાખી હતી. મીલેનના શાસનમાં ખ્રીસ્તધર્મ ઉપર મિત્રદષ્ટિ રાખવામા બે કારણો એણે આપેલાં છે. એક તો પ્રજાની સુખ શાન્તિના ઉપાય તરીકે અને બીજું સ્વર્ગમાં વિરાજતા દેવને પ્રસન્ન કરવા માટે— અહીં 'દેવ' એટલે 'બહુદેવને માનનાર પેગનધર્મના દેવોમાંના એક' એવો અર્થ કરેલો છે. તેથી એવા અનુમાન ઉપર અવાયું છે કે હજી સુધી કોન્સ્ટેન્ટાઇન ઉભયાન્વયી હતો. ગમે તેમ હોય પણ તેના વર્તનમાં છેક સુધી ખ્રીસ્તી ધર્મનાં નીતિતત્ત્વોની સંક્રાન્તિ જોવામાં નહોતી આવતી. અને તે ધર્મ ઉપર પોતાની પ્રીતિ છે એમ એણે જે પોતાની પ્રજામાં દેખાડયું તે આરંભમાં તો વિજયરાગથી જ પ્રેરિત હતું. ખ્રીસ્તી ધર્મગુરુઓએ અને ખ્રીસ્તી પ્રજાએ એની ઘણી સહાયતા કરી હતી, એની ઘણી ખુશામત કરી હતી, અને વિજયાનુરાગથી આદરેલી એક સ્વાર્થવૃત્તિ, સ્તુતિ, અધ્યાસ, અને સંગના પ્રાબલ્યથી અંતે ધર્મવૃત્તિમાં પરિણામ પામી હોય એમ પણ કહેવાય છે. પરંતુ આપણે જોયું છે કે અશોક તો અંતઃકરણથી જ ધાર્મિક હતો, ધર્મવૃત્તિ એના શરીરમાં રગે રગે જામી હતી; અને પ્રજારંજન માટે જો એણે કંઇ કર્યું હોય તો તે શરૂઆતની ઉત્કટ ધર્માશાઓનો સંકોચ હતો.

અશોકના શાસનોક્ત ધર્મનું વર્ણાશ્રમ ધર્મ સાથે સાધર્મ્ય વૈધર્મ્ય તપાસવાનો અહીં પ્રસંગ લેવા અવકાશ નથી. તો પણ આટલું તો કહેવું જોઇએ કે બ્રાહ્મણ શ્રમણ બન્નેને સરખું માન દાન આપવામાં, ગૃહસ્થવર્ગને પણ ધર્મસિદ્ધિ પ્રાપ્ત થાય છે એમ અનુમોદન આપવામાં, માતપિતાની ભક્તિ તથા સ્થવિરોની શુશ્રૂષા કરવાની આવશ્યકતા ઉપર વિશેષ ભાર મૂકવામાં,

એણે મોક્ષાતિરાગથી જન્મ પામેલી જનજીવન અને રાષ્ટ્રજીવનની અવ્યવસ્થા કંઇક અંશે મટાડી. મોક્ષ, કર્મકતા અગર સંન્યાસમાં રહેલો છે એમ નહીં પણ જે સ્થિતિમાં મૂકાયા હઇએ તેમાં કોઇ પણ સંપ્રદાય કે દીક્ષાથી નિરપેક્ષ, માતા પિતાની સ્થવિરાદિની ભક્તિ શુશ્રૂષા આદિ ગૃહધર્મનું પ્રતિપાલન કરવામાં અને ઈંદ્રિયનિગ્રહ અને ભાવશુદ્ધિમાં રહેલ છે એમ પ્રતિપાદન કર્યું. અને આમ કરવામાં વર્ણાશ્રમ ધર્મના એક પરમ શ્રેયસ્કર તત્વનો ઇષ્ટ સમુદ્ધાર જ એને હાથે થયો એમ કહી શકાય.

એના ધર્મસ્વરૂપના આ અંશને જ, એના ધર્મવિચારના અને એની ધર્મનીતિના વિજયનું માન ઘટે છે. એના મનની ઊર્મિનું, અને નિશ્ચયનું બળ અસાધારણ હતું. જનસમાજની ધાર્મિક ઉન્નતિને માટે ચિંતા રાખનાર અને તે ઉન્નતિ સિદ્ધ કરવામાં દેશકાલાનુસાર અપૂર્વ અને કાર્યોચિત પગલાં લેનાર હિંદુસ્તાનના મહારાજાઓમાં એ પ્રથમ જ હતો. અને આમ કરવામાં એણે પ્રજા તરફની અદૃષ્ટપ્રેરિત ફરજ બજાવી હતી. "મારી પ્રજાને હું ખરા માર્ગ ઉપર લઇ જવા શાં શા સાધનો યોજું ?" એમ પૂછવામાં એની અત્યંત ઉત્સુકતા, ખરો પ્રેમ, ખરી કર્તવ્યભક્તિ જણાઇ આવે છે. એની ધર્મરાજ્યનીતિ દિલ્હી અગાડી આવેલ એક લેખસ્તંભમાં એણે દર્શાવી છે. જેમાંથી સર્વે ધર્મ ઉપર સમાનદૃષ્ટિ, અંતઃકરણની શુદ્ધ નિર્મલવૃત્તિ, અને તદનુસાર માતા પિતા વિગેરે તરફ કર્તવ્યનું પ્રતિપાલન, ઇત્યાદિ ધર્મનું તેણે માનેલું સ્વરૂપ, હિંસાનો અને હિંસાદ્વારા પરદેશનો જય સાધવાનો—યુદ્ધાદિકનો—નિષેધ, વિગેરે અશોકના ધર્મની પરમ ઉત્કૃષ્ટતા, પરમ રાજ્યનીતિ રાષ્ટ્રનીતિપ્રવીણતા, હસ્તામલકવત્ દેખાય છે. લોકારાધનતત્પરતા પણ તેનામાં ઘણી તીવ્ર હતી એ પણ એ ઉપરથી સ્પષ્ટ થાયછે. અશોકે કોતરાવેલ છે કે "મેં ઘણા સુખસાધક કાર્યોથી મારી પ્રજાના સુખમાં વૃદ્ધિ કરીછે, મારી પ્રજાને ધર્મના ખરા માર્ગ ઉપર મૂકવાના એક હેતુથી જ મારી સમસ્ત નીતિ રચાયલી છે. આટલા માટે જ મેં બધા ધર્મના, ગૃહસ્થો વા પરિવ્રાજકો ઉપર, બ્રાહ્મણો વા શ્રમણો ઉપર, નિરીક્ષણ રાખવા સારૂ તેમને ધર્મના, દાનના, શીલના માર્ગમાં પ્રેરવા સારૂ, ધર્માધ્યક્ષો નીમ્યાછે. આવી રીતે મારા રાજ્યમાં ધર્મનું ધર્માચરણનું એટલે દયા, દાન, સત્ય, શૌચ, અક્રોધ, અદ્રોહ, ઇત્યાદિનું મારી પ્રજામાં, મારાં સગા સંબંધીઓમાં સંવર્ધન થાયછે. મારાં પોતાનાં કાર્યો દૃષ્ટાંતરૂપે રહેછે અને તેથી જ માતાપિતાની ભક્તિ, સ્થવિરોની શુશ્રૂષા, બ્રાહ્મણ અને શ્રમણો ઉપર સદ્ભાવ, અને દાસાનુચર ઉપર મમતા ઇત્યાદિ શુભ ગુણો પ્રચાર પામ્યા છે. ધર્મપ્રચારસારૂ જનસમાજના અંતઃકરણમાં ધર્મજીવનનો ઉત્સાહ ઉત્પન્ન કરવો એ જ ખરો ઉપાય છે. અંતઃકરણની વૃત્તિની ગતિ બદલાયાથી જ ધાર્મિક જીવન સિદ્ધ થઈ શકે છે. રાજશાસનો નિરર્થક છે!" ધર્મનીતિનું આ બંધારણ, સ્પષ્ટીકરણ, આ ખ્રીસ્તાબ્દની ઓગણીસમી સદીને અંતે પણ આજે આપણા ઉત્તમમાં ઉત્તમ રાજ્યકર્તાઓનું અભિમાન છે.

## ઉપસંહાર.

અશોક સંબંધે આ લેખમાં આપણે જોયું કે ધર્માભિમુખ વૃત્તિ થયા પછી અશોકનાં કાર્યો, અશોકનાં વચનો, અને અશોકનું નિત્યજીવન, એ સહુ સર્વે દેશકાલમાં સ્તુતિ કરવા યોગ્ય હતાં. ધર્મસંબંધી અનુપમ ઉત્સાહથી અને તેના પ્રચારમાં જોરજુલમથી નહિ પણ સબલ ઉપદેશથી, વૈયાકરણોની નહિ પણ લોકની ભાષાના ઉપયોગથી, અશોક

મહારાજ પોતાના કાર્યમાં ફાવી શક્યા. એ જ ઉત્સાહે ધર્માનુશાસન માટે અપૂર્વ શિલાપટ્ટાદિ યોજનાઓ અને દેશદેશાન્તરોમાં ધર્મપ્રચારકો મોકલવાની યુક્તિ જગતના ઇતિહાસમાં પહેલવહેલી સૂઝાડી. અને તેને જ પ્રભાવે અત્યારે જગતમાં સર્વ ધર્મોમાં એ ધર્મના અનુયાયીઓ સંખ્યાના સંબંધમાં પ્રથમતા ભોગવેછે. હિંદુસ્તાનમાં પણ તેના કાળ પછી સાત આઠ સૈકા સુધી વર્ણાશ્રમધર્મ અને બૌદ્ધધર્મ એ બે,—એક એકના મિત્ર અને પ્રતિકારરૂપે રહ્યા અને અંતે બન્નેના મિશ્રણવાળો પુરાણોક્ત ધર્મ ઉત્પન્ન થયો. આપણા દેશમાં બૌદ્ધધર્મની સ્થિતિ ગતિ અને પરિણામનો ઇતિહાસ બહુ રસિક છે પણ તે કોઇ બીજે પ્રસંગે: અહીં અનપેક્ષિત છે.

---

# એક મુનિનો વૃત્તાન્ત.

( મળેલું )

## ૫.

રા. રા. સુદર્શનના તન્ત્રીની સેવામાં—

એક દિવસ અમારા સ્નેહીમંડળમાં હીંદુધર્મપર ચર્ચા ચાલતી હતી, અને તે સંબંધમાં પંડિત સંતોખરામને કેટલાક પ્રશ્નો પૂછવામાં આવતા હતા; અને તેનો ખુલાસો યથાશક્તિ પંડિત સંતોખરામ આપતા હતા. એટલામાં લાલા રમાલાલ એકદમ બોલી ઉઠ્યા કે "રામાવતારમાં તો મને કંઇક શ્રદ્ધા બેસે છે, પરંતુ કૃષ્ણાવતારમાં મને બિલકુલ શ્રદ્ધા નથી. કૃષ્ણાવતારમાં કેવળ ઢોંગ અને ધતીંગ શિવાય બીજું કશું છે જ નહી."

પંડિત સંતોખરામ હસતા હસતા બોલ્યા "લાલા, આપના પ્રશ્નથી મને નવાઈ લાગે છે. મારા મનમાં તો એમ લાગતું હતું કે આપને તો કૃષ્ણાવતારમાં ખસુસ કરીને સંપૂર્ણ શ્રદ્ધા હશે, અને આપ તો શ્રીકૃષ્ણને પૂર્ણાવતાર ગણી પુરુષોત્તમ માનતા હશો. પણ શા કારણથી આપને અશ્રદ્ધા ઉત્પન્ન થઈ છે તે જણાવવા કૃપા કરશો?

"એ તે શી મોટી વાત છે? પંડિતજી, રાસલીલાનો શો ખુલાસો આપો છો?" લાલા રમાલાલ બોલ્યા.

સંતોખરામ—રાસલીલાનું વર્ણન શેમાં કર્યું છે તે અવશ્ય આપને યાદ હશે જ.

રમાલાલ—અલબત; ભાગવતમાં.

સંતોખરામ—શ્રીમદ્ભાગવત પરીક્ષિત્ રાજાને કેવે પ્રસંગે શુકદેવજીએ શ્રવણ કરાવ્યું હતું તે આપને ખબર છે કેની? પરીક્ષિત્ રાજા પો[illegible]મોક્ષને સારુ તેના મૃત્યુ પહેલાં છેલ્લા સાત દિવસમાં ભાગવતની કથા [illegible] હતી તે આપ જાણો છો કેની? પરીક્ષિત્ રાજાને પણ શંકા ઉત્પન્ન થ[illegible] અને તેનું સમાધાન શુકદેવજીએ કર્યું હતું એ હકીકત પણ શ્રીમદ્ ભાગવતમાં લખેછે કેની?

રમાલાલ—હા.

સંતોખરામ—શુકદેવ જેવો ગર્ભયોગી પરીક્ષિત્ રાજાની અણીને વખતે—જ્યારે તેને મોક્ષપ્રાપ્તિની ઈચ્છા હતી તે વખતે—નિંદાને પાત્ર એવી રાસલીલાનું શ્રવણ કરાવે ,એવું આપનું માનવું છે?

રમાલાલ—એ જરાક ગુચવાડા જેવું લાગે છે ખરૂં.

સંતોખરામ—શ્રીકૃષ્ણે દાવાનળ પીધો હતો એ વાત આપે ભાગવતમાં વાંચી છે?

રમાલાલ—એ વાત અસંભવિત છે. કોઈ દિવસ બની શકે તેવી નથી.

સંતોખરામ—કેમ ભાગવતમાં જ લખેલી છેને?

રમાલાલ—તેમાં શું થઈ ગયું? ભાગવતમાં લખ્યું તે કંઈ પ્રમાણ જ છે કે શું?

સંતોખરામ—રાસલીલા સબંધી હકીકત પણ ભાગવતમાં છે. એક બાબતમાં ભાગવતને પ્રમાણમાં ગણવું અને બીજીમાં નહી ગણવું એમાં આપની તર્કશક્તિની અને બુદ્ધિની વિલક્ષણતા જણાઈ આવે છે. નહીં, લાલા?

રમાલાલ—એક વાત સંભવિત છે અને માની શકાય એવી છે. દાવાનળ પીવાની વાત કેવળ અસંભવિત અને માની શકાય તેવી નથી.

સંતોખરામ—દાવાનળની અસંભવિત કેવી રીતે છે?

રમાલાલ—કોઈ પણ માણસથી દાવાનળ પી શકાય જ નહીં.

સંતોખરામ—પણ શ્રીકૃષ્ણ કેવળ માણસ નોહોતા; સાક્ષાત્ વિષ્ણુના અવતાર હતા.

રમાલાલ—એ હકીકત હું માન્ય રાખતો નથી.

સંતોખરામ—ત્યારે માણસ જાતથી દાવાનળ પી જવાય એ વાત અશક્ય છે અને અ-સંભવિત છે તે કારણથી આપ માનતા નથી—ખરૂં કેની?

રમાલાલ—હા.

સંતોખરામ—શ્રીકૃષ્ણે ગોકુળ કેટલા વરસની ઉમ્મરે છોડ્યું?

રમાલાલ—અગીયારમે વરસે.

સંતોખરામ—ઠીક ત્યારે. આઠ કે દશ વરસની ઉમ્મરના બાલકે પોતાની મોરલીના ગાનથી આખા ગોકુલ ગામની ગોપીઓને એવી વિહ્વલ કરી નાંખી કે તેઓ પોતાનાં માબાપ ધણી છોકરાંઓ સગાંવાહલાં સર્વસ્વ તજી દઈને જેવી સ્થિતિમાં હતી તેવી સ્થિતિમાં શ્રીકૃષ્ણ પાસે દોડી ગઈ; અને શ્રીકૃષ્ણે પોતે નાના બાલક છતાં, જેટલી ગોપીઓ હતી તેટલાં સ્વરૂપ ધારણ કરી, તેમની સાથે રાસક્રીડા કરી. એ હકીકત આપને સંભવિત કેમ લાગે છે? અસંભવિત જ લાગવી જોઇએ. બાળકથી આ બધુ બની શકે?

લાલા રમાલાલથી ઉત્તર દઈ શકાયો નહીં

સંતોખરામ—શ્રી કૃષ્ણનું બીજું નામ "મદનમોહન" છે તે તો આપ જાણોછો, નહીંવાર?

રમાલાલ—હા.

સંતોખરામ—પ્રેમાનંદની કડી આપને યાદ હશે જ:

"આ કામે જગત સર્વ રમાડ્યું શ્રી કૃષ્ણે રમાડ્યો કામને."

એ 'મદનમોહન'નો અર્થ છે. શ્રીમહાદેવજીએ તો રોષથી કામને બાળી ભસ્મ કરી નાંખ્યો; પરંતુ શ્રીકૃષ્ણે દયા લાવી, તેટલે દરજ્જે નહીં જતાં, કામદેવને

મોહ પમાડી, દીન કરી, રમકડાં જેવો બનાવી, પોતાની આગળ પુતળાં માફક નચાવ્યો; અને એમ બતાવ્યું કે તારી અનેક ચેષ્ટા 'અચ્યુત' ઉપર વિજય મેળવવા અસમર્થ છે. રાસલીલા કંઈ કામક્રીડા હતી નહીં, પણ યોગમાયાને આધારે રચેલી બ્રહ્મલીલા હતી. અને ત્યાં ગોપીઓએ પરમાત્મ-સુખને પ્રાપ્ત થઇને પોતાનું સર્વ પ્રકારનું દેહાભિમાન છોડી દઈને એક અ-ખંડાકાર સર્વવ્યાપક પ્રેમમૂર્તિ એવા શ્રીકૃષ્ણ ભગવાનને સમર્પણ થઈ સાક્ષાત્ બ્રહ્માનંદ અનુભવ્યો હતો. શ્રીકૃષ્ણપરમાત્મા ઇશ્વરી પ્રેમની મૂર્તિ છે. રાસ-લીલા જીવાત્મા અને પરમાત્માના ઐક્યનું રૂપક છે. હવે સમજ્યા ?

રમાલાલ—ખુલાસો કંઈ બરાબર નથી.

સંતોખરામ—ગોપીઓને અહંકાર થયો ત્યારે શ્રીકૃષ્ણ અંતર્ધાન થઈ ગયા એ વાત સાંભરે છે ને ?

રમાલાલ—હા.

સંતોખરામ—જીવાત્માને જ્યાંલગી અહંકાર છે ત્યાંલગી પરમાત્માની પ્રાપ્તિ નથી એ એનો અર્થ છે. શરીરમાંથી અંહકાર દૂર થયે કામવાસના રહી શકતી નથી.

રમાલાલ—તે કેવી રીતે ?

સંતોખરામ—જે સ્થિતિમાં 'હું' એ નથી અને 'તુ' એ નથી, ત્યાં કામવાસના કોને કોના ઉપર રહી ?

રમાલાલ—એ સ્થિતિ કેવા પ્રકારની હશે ?

સંતોખરામ—જેમાં કેવળ બ્રહ્મનો સાક્ષાત્કાર રહે છે અને પરમાનંદ વિલસે છે, ત્યાં કોઈ પણ પ્રકારની વાસના કે ઉપાધિનો આભાસ પણ નથી, પણ કેવળ સ્વાત્માનુભવ જ છે.

રમાલાલ—ત્યારે શું રાસલીલા સંબંધી કોઈ પણ પ્રકારની શંકા ઉઠાવવી ગેરવાજબી છે ?

સંતોખરામ—અલબત. રાસલીલા એ બ્રહ્મલીલા જ છે. આપે શ્રીમદ્ભગવદ્ગીતાનો શ્લોક તો વાંચ્યો હશે કે "જે કર્મમાં અકર્મ જુએ છે અને અકર્મમાં કર્મ જુએ છે તે મનુષ્યોમાં બુદ્ધિમાન, યુક્ત અને સર્વ કર્મ કરનાર છે." ?

રમાલાલ—અહીંઆં આ શ્લોક કેવી રીતે લાગુ પડે છે ?

સંતોખરામ—રાસલીલા એ 'કર્મમાં અકર્મ'નો દાખલો છે.

રમાલાલ—તે શી રીતે ?

સંતોખરામ—શ્રીકૃષ્ણ પરમાત્માને જગતમાં કોઈ પણ પ્રકારનું કર્મ નથી. તે સર્વ જ-ગત્ અને પ્રાણીમાત્રના આત્મા છે. આખું વિશ્વ તેમનામાં દોરામાં મણકાની માફક પરોવાયલું છે. તે આત્મરતિ જ છે; તે આત્મતૃપ્ત તથા આત્મ-સંતુષ્ટ છે; તેથી તેમને કંઈ પણ કર્તવ્ય નથી. તેને કર્મ કરવાથી કે ન કર-વાથી કંઈ પ્રયોજન નથી. કારણ કે તેમને સર્વ ભૂતમાં કંઈ પણ પ્રયોજનનો સંબંધ નથી. રાસલીલાથી 'આત્માવડે આત્માને સંસ્તંભીને કામરૂપી દુર્જય્ શત્રુને હણવા'નું બતાવ્યું છે.

રમાલાલ—તે શી રીતે ?

સંતોખરામ—સર્વ વાસનાનું મૂળ મનુષ્યજાતિમાં અહંકારમાં સમાયલું છે. માણસને એ અહંકારને લીધે સર્વ પ્રકારની વાસના એટલે કામ ઉત્પન્ન થાય છે; અહંકારથી આ દુનીયામાં માણસ મારૂં તારૂં માને છે; તેને સ્વાર્થ ઉત્પન્ન થાય છે; પોતાનું સાચવવાનો યત્ન કરે છે; બીજાનું ખુંચવવાનો ઇરાદો રાખે છે. કોઇને સ્ત્રીવાસના, કોઇને રાજ્યલોભ, કોઇને દ્રવ્યવાસના ઉત્પન્ન થાય છે: અહંકાર સર્વ વાસનાનું મૂળ છે. પણ જ્યારે બ્રહ્મસાક્ષાત્કાર થાય છે ત્યારે આ સૃષ્ટિ કેવળ બ્રહ્મમય, પ્રેમમય, શ્રીકૃષ્ણરૂપ દીસે છે: શ્રીકૃષ્ણ શિવાય બીજું કાંઈ છે જ નહીં એમ લાગે છે. માતા પિતા ધણી પુત્ર પુત્રાદિક સગાંવાહાલાં એક ભ્રમ છે એમ અનુભવાય છે. જીવાત્માનું સમર્પણ પરમાત્મામાં થાય છે. આ રીતે પરમાત્મામાં લીન થઈ જવામાં કોઈ પણ પ્રકારની વાસના રહેતી નથી; પરંતુ એથી ઉલટું, સૃષ્ટિની સર્વ વાસનાઓ ઉપર એ તો એક વિજય થયો.

રમાલાલ—પરંતુ તેમાં શ્રીકૃષ્ણની વાંસળીએ શી મોટી ધાડ મારી કે ગોપીઓ તે સાંભળી ગાંડી થઇને દોડી આવી ?

સંતોખરામ—લાલા, આપ તો સંગીતના ખાં થઈ આમ સંગીતનો કેમ અનાદર કરોછો? લોર્ડ લબોક પ્લેટોનો મત સ્વીકારે છે કે "સંગીત એ એક કર્તવ્યના નિયમરૂપ છે." આ બ્રહ્માંડને સંગીત આત્મા અર્પે છે, મનને પાંખો આપે છે, કલ્પનાશક્તિને ગગન પર ચઢાવી દે છે, સર્વે જગતને આનંદમય કરે છે. સંગીત નીતિનિયમ અને સુંદરતાનું રૂપક છે. મૃગ ઉપર ગાયન કેવી અસર કરેછે તે તો આપ જાણો છો કેની ?

રમાલાલ—આપણે તો માણસ છીએ. ગોપીઓ પણ માણસ હતી.

સંતોખરામ—ગ્રીક લોકોમાં ઑર્ફ્યુસની વેણુની હકીકત આપે વાંચી હશે કે જ્યારે તે વાગતી હતી ત્યારે સર્વજણ—સ્ત્રી, પુરૂષ, પશુ પંખી, ઝાડ વગેરે સર્વ—સ્તબ્ધ થઈ પોતાનો જાતિસ્વભાવ છોડી દઈ તે ગાનમાંજ એકલીન થઈ જતાં હતાં. ડ્રાઇડનનું Ode on St. Cecelia's Day આપે વાંચ્યું છે. અને ત્યાં સંગીતથી મહાન સિકંદર ( Alexander the Great ) ઉપર શી અસર થઈ હતી તે આપ જાણોછો ને ?—ગાયન આ સૃષ્ટિનું હોય એમ લાગતું નથી, પણ કંઈક અલૌકિક દિવ્ય સૃષ્ટિનું હોય એમ ભાન કરાવે છે.

" ... ... ... ... ...a tone
Of some world far from us.—
When music, moonlight and feeling are one."

લાલા રમાલાલ ! જે માણસના હૃદયમાં સંગીતનો અંકુર નથી તે માણસ નથી પણ હેવાન છે. શેક્સપીયરે તેવા માણસનો કેવો તિરસ્કાર કર્યો છે !

> " The man that hath no music in himself,
> Nor is not moved with concord of sweet sounds,
> Is fit for treasons, stratagems and spoils."

લાલા રમાલાલ—પંડિતજી ! ગોપીઓ સગાંવાહાલાં, ધણી, માબાપ, છોકરાંઓ સર્વને તજીને શ્રીકૃષ્ણકને જાય એ વાત કેવી અચંબા જેવી છે! એ ધોરણે આ સૃષ્ટિ ચાલી શકે ખરી ?

સંતોખરામ—માણસને જ્યારે દૃઢ વૈરાગ્ય ઉત્પન્ન થાયછે અને એ સંન્યાસ ગ્રહણ કરેછે ત્યારે શું કરે છે?

રમાલાલ—સંસારનો ત્યાગ કરેછે.

સંતોખરામ—દેશ ઉપર શત્રુ ચઢી આવ્યો હોય ત્યારે દરેક માણસનું કર્તવ્ય છે કે નહીં—કે પોતાના સગાંવાહાલાં અને નિરાધાર સ્ત્રી પુત્ર માબાપ વગેરે વાહાલામાં વાહાલું સર્વ તજી દેઇને દેશની રક્ષા કરવી. અને તેમાં પ્રાણત્યાગ થાય તો તે સર્વથી શ્રેષ્ઠ ધર્મ છેઃ એ વાત આપ કબુલ કરો છો કે નહીં?

રમાલાલ—દરેક શૂરવીર દેશભક્તની અલબત એ ફરજ જ છે.

સંતોખરામ—પતિવ્રતા સ્ત્રી પોતાના શિયળના રક્ષણ ખાતર પ્રાણત્યાગ કરેછે કે નહીં?

રમાલાલ—હા.

સંતોખરામ—ધર્મના કારણસર લાખો માણસે પ્રાણ ત્યાગ કર્યા છે અને પોતાના સગાંવાહાલાંને તજી દીધાં છેઃ ખરું કે નહીં?

રમાલાલ—હા.

સંતોખરામ—ત્યારે એવે પ્રસંગે આ સૃષ્ટિના વ્યાવહારિક નિયમો તજી દઇ તેથી વધારે ઉત્કૃષ્ટ ઈશ્વરી નિયમોને અનુસરવામાં મનુષ્યનું કર્તવ્ય અને ભૂષણ ખરે કેની?

રમાલાલ—અલબત.

સંતોખરામ—આ જીંદગીનું કર્તવ્ય શું?

રમાલાલ—મોક્ષપ્રાપ્તિ—પરમાત્મપ્રાપ્તિ.

સંતોખરામ—ગોપીઓનું પણ તે જ કર્તવ્ય હતું. શ્રીકૃષ્ણ પરમાત્માનો તેમને સાક્ષાત્કાર અનુભવ કરવો હતો. જ્યારે શ્રીકૃષ્ણ પરમાત્માનો સાક્ષાત્કાર અનુભવાય છે ત્યારે આ સર્વ બ્રહ્માંડ શ્રીકૃષ્ણરૂપ પ્રેમમય લાગેછે. શ્રીકૃષ્ણ શીવાય ત્યાં બીજું કંઈ ભાસતું જ નથી. પોતાના દેહનો, જાતનો, પુત્ર પુત્રાદિક સગાં સંબન્ધીનો ભ્રમ મિથ્યા લાગેછે. અને સર્વ જ્યાં કૃષ્ણમય ભાસે છે ત્યાં કોણ કોને ત્યજે ? એ તો જ્યારે પરમાત્મા ( Higher self ) રૂપી ખરા આત્માનો અનુભવ થાયછે ત્યારે અંતઃકરણાવચ્છિન્ન ચૈતન્ય(જીવ)રૂપી આભાસ એની મેળેજ, આપોઆપ, તજી દેવાય છે, વિલય પામી જાય છે.

રમાલાલ—પંડિતજી ! રામલીલાની આપે ઠીક હીમાયતી કરી. આપ જો કાયદો શિખ્યા હોત તો ભલભલા બારિસ્ટરોને પણ ટક્કર મારત.

(અપૂર્ણ.)

# આત્મચિંતન.

( મળેલું. )*

"तं सन्तः श्रोतुमर्हन्ति सदसद्व्यक्तिहेतवः ॥"

કવિવર કાલિદાસ.

દરરોજ પ્રભાતમાં એટલી વાત યાદ લાવવાની ટેવ આવશ્યક છે કે, રાત્રિ પડતાં પૂર્વે આપણે કેટલા ઉદ્યોગી, કૃતઘ્ન, નિંદક, કપટી, ઈર્ષ્યાલુ, અગ્રાહ્ય, અને એવાં અન્ય જનો સાથે પ્રસંગ પડવાનો આપણા ભાવિમાં નિર્માયલો હશે. તેમના આ સર્વ કૌટિલ્યનું કારણ, સદા સત્યના અજ્ઞાન શિવાય અન્ય સંભવી શકતું નથી; સત્કાર્યની નૈસર્ગિક ખુબી અને અસત્કાર્યની અધમતા જાણવાનું આપણા ભાગ્યમાં છે તેથી, તથા અપકાર કરતો પુરુષ પણ આપણો સંબંધી છે, અને સર્વે એક રૂધિરના નથી, તથાપિ આપણાં મન ચૈતન્યાંશ હોવાથી, સર્વે માંહોમાંહે નિકટ સંબંધ ધરાવીએ છીએ; તેથી ખાત્રી થાય છેકે, કોઈપણ મનુષ્ય, આપણને વસ્તુતઃ ભાગ્યેજ દુઃખ દેઈ શકે છે; કારણકે, કોઈપણ આપણને આત્મદ્રોહ કરવાને દોરવી શકવા કદાપિ પણ સમર્થ થઈ શકશે નહી; તથા આપણું મન પોતાની જાત અને સબધિઓને, ધિક્કાર અથવા ક્રોધ યુક્ત દૃષ્ટિથી ભાગ્યેજ જોશે. હસ્તપાદાદિ અન્યોન્યનાં સહાયક નિવડે છે, તેમજ આપણું પણ અન્યોન્યના સહાયક થવા માટે જ અત્ર આવવું થયુંછે; આથી ફલિત થાયછે કે, વિરોધ કરવો અથવા સામે થવું, એ તદ્દન અસ્વાભાવિક છે. આ પ્રકારની મિત્રદ્રોહી વૃત્તિ, ક્રોધ અને અપ્રીતિમાં પ્રત્યક્ષ પ્રતીત થાયછે.

આ મ્હારૂં સ્વરૂપ—એનું જે જે છે તે સર્વ સાથે લેતાં—માંસ, પ્રાણ, અને ચેતનાંશથી બનેલું છે. ત્યારે તો આપણાં પુસ્તકોને કોરાણે મૂકો. મનને જરા પણ વિશેષ ભટકવા દો નહી. એમ કરવા દેવાની રજા નથી. આપણા શરીરનું, આ પળેજ અવસાનવેળા આવી લાગી હોય તેથી લેશ પણ વધારે મૂલ્ય નથી. કેમકે તે શું છે? ચર્મરુધિરાદિના સમૂહ સિવાય કંઈ નહીં; આંતરડાં, નસો આદિ એકત્ર થઇને, એક યંત્રરૂપ છે. પ્રાણ વિશે પણ વિચારવું જોઇયે: તે વાયુનો એક અલ્પ ભાગ છે, અને તે પણ અનિત્ય; જે દેહસાંધાસ બહાર નીકળે છે એને અંદર આવેછે. આપણામાં ત્રીજો અંશ તે ચેતનાંશ છે. હવે વિચારો કે, આપણે વૃદ્ધ મનુષ્ય છીયે; તેટલાથી જ, આપણા જીવનનો તે ભાગ, લેશ પણ ઉદ્વેગમાં ગાળવા યોગ્ય નથી; સ્વાર્થી વૃત્તિઓના પ્રવાહથી લેશ પણ ઠગવાનું નથી; ભાવિ સાથે કલહ કરવાનો નથી; વર્તમાનમાં અસંતોષી થવાનું નથી; અથવા ભવિષ્યથી જરા પણ ભડકવાનું નથી.

સાત્વિક પ્રકૃતિઓનાં કૃત્યોદ્વારા, કર્તાનો મહાન પ્રકાશ પ્રકાશે છે. કિસ્મતનાં કાર્યો પણ પ્રકૃતિ ઉપર આધાર રાખ્યા શિવાય ઉદ્ભવી શકતાં નથી, કેમકે એ કર્તાથી નિર્માયલી કાર્યકારણની સાંકળના પરિણામરૂપ જ હોયછે. ખરેખર, આ જ નિર્ઝરમાંથી સર્વ વસ્તુઓનું વહન થાયછે; તેમ થવું આવશ્યક પણ છે, તથા તેમાંજ સમગ્ર બ્રહ્માંડનું, અને તેના એક

* માર્કસ ઑરેલિઅસના લેખને અનુસરી લખનાર રા. રા. વિશ્વવિહારિ અનુજ.

અંશ આપણું પણ હિત સમાયલું છે. હવે જે સાર્વજનીન પ્રકૃતિના આધાર અને આધેય બને રૂપે છે તે, તેના પરિણામ રૂપે, પ્રત્યેક અંશને ફલદાયી નિવડવું જ જોઇએ; પણ સંસાર તો વિકૃતિથીજ જીવનને ધારણ કરેછે; અને સાદાં તત્ત્વની વિક્રિયા, પદાર્થોનું મિશ્રણ અને એકપ્રકારે ગુમાવેલું અન્યપ્રકારે મેળવે છે, તે ઉપર ટકી રહે છે. આવા વિચારોથી આપણને સંતોષ વળવા દો, અને તેનો જીવિતમાં પણ પ્રકાશ પડવા દો. પુસ્તકોની તૃષ્ણાને દૂર કરો, કે જેથી બડબડ કરતા નહીં પણ આનંદિત હૃદયે મરણ શરણ થવાય, અને આપણે જે જે પ્રાપ્ત કર્યુંછે, તે માટે વિભુનો ઉપકાર માનવાને અવકાશ મળે.

પરમાત્માથી પ્રાપ્ત થતા કેટલા પ્રસંગો આપણે ગુમાવ્યા છે! સ્વકાર્યમાં લક્ષ પણ કેટલીવાર અપાયું નથી?–ઇત્યાદિ યાદ લાવવાની જરૂર છે. દુનિયાનાં કેવા પ્રકારના ભાગમાંના, આપણે એક ભાગ છીયે તથા તેના કયા સંબંધથી આપણો ઉદ્‌ભવ છે, ઇત્યાદિ પણ વિચારવું આવશ્યક છે. આથી, આપણો ભજવવાનો વેશ નિશ્ચિત થાયછે; અને આપણે આપણી જાતેજ તેને પ્રકાશિત કરી સુધારવા પ્રયત્ન કરીયે નહીં, તથા આપણા વિચારોને અનિયમિત રાખીએ તો તે સમય ત્વરાથી જતો રહી અપ્રાપ્યવત્ થશે.

આટલું અહર્નિશ યાદ કરવું કે, આપણે મનુષ્ય છીયે, અને તેપણ વળી આર્ય, અને તેથી જ આપણાં સર્વ કૃત્યો, સંપૂર્ણ રીતે અકૃત્રિમ ગૌરવ, કરુણા, સ્વાતંત્ર્ય, તથા નીતિ સહિત થવાં જોઇયે. એટલું પણ નિશ્ચિત થાયછે કે, આ ગુણોને બાધ કરતા નિવડે એવી કોઇપિણ પ્રકારની વાસનાને લેશ પણ અવકાશ આપવો યોગ્ય નથી. જો આપણે સર્વ કાર્યો અંતનાં હોય એમ સમજી કર્યા કરીએ, વાસના અને વૃત્તિઓ તર્કને બાધ ન કરે, ક્રોધથી દૂર રહીએ, અશ્રદ્ધા અને અધ્યાસથી અધમ ન થઇયે, અને ભાવિનો દોષ ન ગણીએ, તો આમ થવું એ સહજસિદ્ધ છે. દૈવી જીવન ગાળવાને મનુષ્યને, ઘણાં થોડાં સાધનની અપેક્ષા છે, એમ આપણે જોયુ. કારણકે, જે આટલે સુધી આવી પહોંચ્યો છે, તે તો, અમર્ત્ય શક્તિઓ તેની પાસે જેજે કરાવા માગેછે તે પ્રમાણે જ વર્તે છે.

ક્વચિત્ આપણે આપણી જાતે જ આત્મદ્રોહી નિવડીએ તો, આપણા જીવનને ઉચ્ચમાર્ગોમાં વહન કરવાને, ભાગ્યે જ અવશેષ સમય રહેશેઃ કારણકે, દરેક મનુષ્યજીવનનો એકદમ અંત આવેછે. આમ હોવા છતાં પણ આપણે આપણી જાતને સુધારવાનો દુર્લક્ષ કરીને આપણા સુખનો આધાર અન્યજીવન ઉપર આવી પડે એ અત્યંત શોચનીય છે.

આપણા વિચારો આકસ્મિક બનાવોથી અથવા બાહિર્ પદાર્થોથી લેશ પણ ડહોળાવા જોઇયે નહીં; પણ મનને શાંત, દાંત, રાખવાથી એકસ્થાનથી અન્યસ્થાનમાં ભટકવાનું વિદૂર થઈ, ઉચ્ચ દૈવીજીવનનું રહસ્ય જાણવાને અવકાશ પ્રાપ્ત થાયછે. એક અન્યપ્રકારનું ભ્રમણ પણ દૂર કરવા યોગ્ય છે; અને તે એજ કે, કેટલાક પુરુષો, મહા ઉદ્યોગીની પેઠે, કાર્ય કર્યાં જાયછે, તથાપિ તેઓ કંઇપિણ કરી શકતા નથી, તેમજ તેઓ થાકીને કંટાળી જાયછે, તથા અમુક વાત હાથ પણ ધરી શકતા નથી, અને તેમનાથી લેશ પણ નવીન કાર્ય કે વિચાર થઈ શકતો નથી.

અન્યના વિચારો ન જાણવાથી, ભાગ્યે જ આપણે દુઃખી થઇયે છીયે; પણ જે નિજ વિચારની ગતિને લક્ષપૂર્વક અવલોકતો નથી તેજ ખરેખરો દુઃખી છે.

મારા પિંડના તથા બ્રહ્માંડના સ્વરૂપનો, તથા તે બંન્નેના સંબંધનો, અને તે કયા પ્રકારનો અંશ છે, તથા તેને સમગ્ર સાથે શો સંબંધ છે, તથા કોઈપણ મનુષ્ય, જે સમગ્ર સતનો હું એક અંશ છું તે સત્‌ને અનુકૂલ બોલવાને, મને લેશ પણ અટકાવવા સમર્થ નથી, ઇત્યાદિ સમ્યક્ પ્રકારે વિચારવું; તથા આવા જ વિચારો, સતત પ્રવૃત્ત થવા આવશ્યક છે.

એક મહાત્મા, પાપની ન્યૂનાધિકતા વિચારતાં, એમ મત પ્રદર્શિત કરેછે કે, ઇચ્છાથીજ થતી ગેરવર્તણુક, ક્રોધદ્વારા થાય તેના કરતાં, વધારે ભીતિપ્રદ છે; આ તેનું કથન એક તત્ત્વવેત્તાને છાજતું છે, તથા તે એમ પણ કારણ આપેછે કે, ક્રોધાવેશમાં આવેલો મનુષ્ય, નિજવિચારશક્તિનો, દુઃખથી જ ત્યાગ કરી શકેછે, તથા પોતાને જ્ઞાત પણ નથી હતું તે પૂર્વે નીતિનિયમનો પણ ભંગ કરી ચૂકેછે; પણ, જે ઇચ્છાશક્તિદ્વારાજ આમ વર્તે છે તે, આનંદાવેશમાં, વિચારપરિવર્ત અનુભવે છે, તથા કર્તવ્ય પ્રતિબંધનો પણ ભંગ કરી બેસે છે. જે મનુષ્ય ખુશીથી જ દુઃખને બદલે, પાપ આચરે છે, તે જ સર્વથા ધિક્કારને પાત્ર છે; કારણ કે, જ્યારે પહેલો તે દુઃખી થાયછે, ગુંચમાં આવી પડેછે, તથા મહામુશીબતે જ આવેશના પ્રદેશમાં પ્રવેશ કરેછે. ત્યારે બીજો ખુશીથી તેમ કરેછે, તથા વિચારપૂર્વક ધારીને જ પાપાચરણ કરેછે.

આપણાં મન, કર્મ, વાણી આવા વિચારોથી જ દોરાવા દો, કારણકે જીવનનો અંત ગમે તે ક્ષણે આવી પડશે. અરે, પણ મરણશરણ થવું એ શી મોટી વાત છે? જો દેવતાઓ હયાતી ભોગવતા હોય તો તેઓ તેમ ન વર્તતા હોવાથી ભાગ્યેજ લેશ પણ દુઃખ દેશે. કદાચ તેઓ નહોય અથવા માનવીની સંભાળ ન લેતા હોય તો—અરે! પણ દેવ અથવા પ્રભુ રહિત દુનિયાં મનુષ્યને જરાપણ વસવા યોગ્ય રહેશે નહીં. વસ્તુતઃ દેવનું અસ્તિત્વ અને મનુજ કાર્યો સાથે સંબંધ નિર્વિવાદિત છે; અને તેઓએ જ મનુષ્યને કોઈપણ યથાર્થ દુઃખ ન ખમવાની શક્તિ સંપૂર્ણ અર્પેલી છે. વળી અન્ય કહેવાતાં દુઃખોનો, જો તેઓ વસ્તુતઃ ખોટાં જ હોત તો, તેઓએ તેનો ત્યાગ કરવાની શક્તિ મનુષ્યને આપી હોત. પણ જેનાથી મનુષ્ય અધમ થઈ શકતો નથી, તો તેનાથી તેની જીંદગી એવી કેમ થઈ શકશે? મને કદાપિ પણ એમ માનવાને કારણ મળશે નહી કે, વિશ્વવ્યાપક પ્રકૃતિએ, જ્ઞાનની ન્યૂનતાને લીધે આ સર્વેનો દુર્લક્ષ કર્યો, અથવા હજુ પણ તેનામાં, તેને સુધારવાની અથવા અટકાવવાની શક્તિ નથી; શું, પ્રકૃતિ પ્રાબલ્ય અથવા ચાતુર્યના અભાવને લીધે એવો અપરાધ કરતી હશે કે, સદ્‌ગુણી અને દુર્ગુણી મનુષ્યો ઉપર અનુક્રમે અધમ અને ઉત્તમ વસ્તુઓનો, ઉપરાઉપરી વરસાદ વરસાવે? પણ જરા વિચારો—મરણ જીવન, માન અપમાન, સુખ દુઃખ, સમૃદ્ધિ દારિદ્ર્ય,—અને એવાં અન્ય દ્વંદ્વો, સદ્‌ગુણી તથા દુર્ગુણી સર્વેનો સમાન વારસો છે. કારણકે, તેમાં વસ્તુતઃ લેશપણ સારૂં વા નરસું હોતું નથી; અને તેથી જ યથાર્થ કહીયે તો તેઓ ઉત્તમ તથા અધમ એકપણ કોટિમાં જરાપણ આવી શકે તેમ નથી.

આપણને આનંદમાં ગરકાવ કરતી, દુઃખમાં રડાવતી, તથા પ્રતિષ્ઠામાં પ્રીતિ કરાવતી, ઇન્દ્રિયોના સમૂહનો વિચાર પણ કર્તવ્ય છે. વિચારશક્તિ મનુષ્યને સ્પષ્ટ દર્શાવે છે કે, આ દુનિયાના પદાર્થો કેટલા બધા નિર્જીવ ધિક્કારપાત્ર તથા નકામા છે, તથા તેઓ કેટલી ઝડપથી પૃથક્ થઈ મરણશરણ થાયછે. વળી તેને પ્રતીત થશે કે, કેવા પ્રકારનાં મનુષ્યો ઉપર ઉચ્ચ અભિપ્રાય તથા કીર્તિના અસ્તિત્વનો આધાર રહેલો હોયછે; મરણની ખુબી કે જે, ભીતિજનક વિચારોથી દૂર કરી વિલોકતાં, **मरणं प्रकृतिः शरीरिणां**। એ વિના અન્ય સાબિત થતું

નથી, તે પણ પ્રતીત થાયછે. જે પ્રકૃતિના વહનમાર્ગથી ભડકે છે તે એક બાલકસમાન છે: તેનું કાર્ય આટલામાં સમાવેશ પામતું નથી, પણ તે તેને લાભપ્રદ છે. આપણા અસ્તિત્વના કયા અંશથી, તે અંશની કેવી સ્થિતિથી, આપણો તથા પરમાત્માનો સબંધ છે તે પણ વિચારવું જરૂરનું છે.

જે મનુષ્યની જિજ્ઞાસા સર્વત્ર પ્રસરી રહે છે તથા, એક કવિ કહેછે તેમ 'નવીન શોધ માટે ભૂમિ ખણ્યાં કરે છે,' તેના જેવો દુ:ખી અન્ય સંભવી શકતો નથી; એટલે, તે અન્યના વિચારોમાં પોતાનો માર્ગ અટકળવાને અદ્‌ભુત રીતે પ્રવૃત્ત થાય છે, પણ એટલો વિચાર કરતો નથી કે ભીતરમાં વસતી દૈવી પ્રકૃતિની સેવા પૂજા જ સંપૂર્ણ છે. આકસ્મિક આવેશથી, અધમ પ્રીતિથી, અવિચાર અને વૃથા ગર્વથી તથા મનુષ્ય અથવા દેવપ્રતિના સર્વ પ્રકારના અસંતોષથી વિદૂર રહેવાય તો, એ પૂજા સહજ થઈ શકે છે. કારણ કે દેવોનો સર્વ કાર્યભાર ઉત્તમ ગણાઇને જ માન્ય થવો જોઇયે; અને મનુષ્યને તો અન્યોન્યના સામાન્ય સંબંધને લીધે જ, કાર્યો ઉદ્દ્લવી શકે છે; વળી તે સત્યાસત્યના અજ્ઞાનને લીધે પણ દયાપાત્ર છે. નીતિના ગુણોમાં ભેદ જોવાની અશક્તિ, કાળું ધોળું ન સમજનાર અંધની ખામી કરતાં લેશ પણ ઘટતી નથી.

જો આપણે, ત્રણ હજાર અથવા ગમે તો ત્રીસહજાર વર્ષ પર્યંત જીવીએ, તોપણ એટલું યાદ રાખવું કે જે જીંદગી આપણે જીવીએ છીએ તે જ ગુમાવીશું, તથા આથી અન્યમાં આપણું જીવન ઉચ્ચ કરવાના પ્રસંગો મળશે કે નહીં એ મહત્ત્વનો સવાલ છે. આથી સમજાશે કે આપણે જેને દીર્ઘ આયુષ્યવાળા કહીએ છીએ તે, તથા અલ્પ વાળા પણ, સરખા પ્રમાણમાં જ આવી શકે છે; કારણ કે "વર્તમાન" સર્વથા, સર્વત્ર, તેનો તે જ છે. આથી સર્વને સરખું નુકશાન છે તથા વર્તમાનથી પાર, પણ થઈ શકતું નથી, કારણ કે કોઈ પણ ભાગ્યે જ ભૂત અથવા ભવિષ્યતને ગુમાવે છે. કારણ કે વસ્તુતઃ જેની પાસે કાંઈ હોતું નથી તેને શું ખોવાનુ છે? આ સંબંધમાં બે વિચાર સ્મરણીય છે. એક તો એ કે, પ્રકૃતિ વર્તુલાકારમાં ગમન કરે છે,—અનંતતાના સમગ્ર માર્ગમાં તેનો તે જ દેખાવ દીધાં કરે છે; અને તેથી જ મનુષ્ય ગમે તો સો, બસો, અથવા અનંત વર્ષો પર્યંત જીવન ધારણ કરે, તથાપિ તે સર્વ સરખું જ છે; કારણ કે, તેને જે પ્રાપ્ત થાય છે તે તેના તે જ પદાર્થો પુનઃ પુનઃ આવી પડે છે. અન્ય એ છે કે, દીર્ઘ અથવા અલ્પ આયુષ્યવાળાના મરણથી, સરખું જ નુકશાન છે. ફક્ત 'વર્તમાન' જે તેનો હોય છે તે ગુમાવે છે; કારણ કે, જેના પાસે જે ન હોય તેણે તે ખોયું છે એમ કદાપિ કહેવાય નહીં.

એક નિવૃત્તિમાર્ગનો તત્ત્વવેત્તા એમ કહે છે કે, સર્વ પદાર્થ માત્ર મતપ્રદર્શન જ છે: તેનું આ કથન પણ જેટલું તે યથાર્થ છે, તેટલું જ ગ્રહણ થવાથી ઉપયોગી થાય એમ છે.

મનુષ્યને પોતાની જાતને, આત્મદ્રોહ કરવાના વિવિધ પ્રકારો હોય છે: [illegible]

કોઈ અમુક કાર્યમા, આપણે શુ કરવું તેની સુજ પડતી નથી તથા જરા પણ વિચાર કે યુક્તિ વિના, અત્ર તત્ર દોડયા કરીએ છીએ, ત્યારે પણ તે જ પરિણામ આવે છે; બાકી, એક જરા જેવા કાર્ય માટે પણ, તેનો ઉદ્દેશ, પ્રથમથી જ નિશ્ચિત કરવો આવશ્યક છે દરેક વિવેકી મનુષ્યનુ પરમ પવિત્ર નગર તથા તેના બધારણના, તર્ક તથા કાયદા પ્રમાણે વર્તવાનુ અતિમ ઉત્તમ કર્તવ્ય છે

મનુષ્યજીવનનો વિસ્તાર સ્વલ્પ છે; તેના પદાર્થો સતત પ્રવાહમા વહન કર્યા કરે છે તેના દેખાવો ઝાખા છે, તથા શરીરનુ સર્વ બધારણ પ્રતિપળે વિનાશને નમતુ ચાલે છે. જીવાત્મા એક આવર્ત રૂપ છે, ભાવિ નિશ્ચિત નથી, અને કીર્તિ અદૃશ્ય છે,—ટુંકામા પતાવીએ તો શરીર સાથે સબધ ધરાવતુ સર્વ સરિત્પ્રવાહરૂપ છે, તથા જીવાત્માનુ જે જે છે તે તે સર્વ સ્વપ્નવત્ તથા બુદ્બુદ સમાન છે જીવન એક સવારી અથવા મુસાફરીના માર્ગ જેવુ છે, અને પશ્ચાત્ ભાવિની કીર્તિ પણ વિસ્મરણ રૂપ જ છે ત્યારે મનુષ્યને વળગી રહે છે તે શુ છે? કઈ જ નહી—ફક્ત આત્મજ્ઞાન આપણા અતરાત્માને હાનિ અને શોકથી દૂર, સુખ-દુ:ખથી પર, વ્યર્થ કઈ પણ ન આચરતો, ઢોંગ રહિત, તથા અન્યની પ્રેરણાથી સ્વતત્ર રાખવામા આવે તો, એ જ્ઞાન સિદ્ધ થવુ સહજ વાત છે. વળી, જેમ જેમ બનાવો બનતા ચાલે છે તેમ તેમ મનને ઘડતા શિખાય છે, તેના પરિવર્તનના વિવિધ પ્રકારોથી જ્ઞાત થવાય છે, કારણ કે સર્વની ઉત્પત્તિ એક જ કારણમાથી હોય છે. આ સર્વ કરતા ઉત્તમોત્તમ લાભ તો એ છે કે, શરીર જે તત્ત્વોનુ બનેલુ છે તે વિખેરાતાં હોવાથી મરણથી લેશ પણ બીવાનુ રહેતુ નથી આપણે જોતા આવ્યા છીએ કે, તત્ત્વો કદાપિ પણ નિયમિત માર્ગથી અવળુ વહન કરતા નથી, તથાપિ એ સર્વ બદલાય અથવા નાશ પામે તો પણ શુ? આવાં પરિણામ સાથે આપણો સબધ શા કામનો છે? આ સર્વ પ્રકૃતિનુ કાર્ય છે, અને તે કદાપિ હાનિકર્તા નીવડતી નથી

चलं वित्तं चलंचित्तं चले जीवितयौवने ।
चलाचले च संसारे धर्म एको हि निश्चलः ॥

---

## આરોગ્યવિદ્યા.

( મળેલુ )*

### ૧—જીવનની જરૂરિયાતો.

આપણા શરીરની સુખાકારી માટે આપણી આસપાસની બહારની કેઈ સ્થિતિયો વધારેમાવધારે અનુકૂળ છે એ જાણવાનુ સાધન **આરોગ્યવિદ્યા** છે એ વિદ્યાથી રોગોના કારણો શોધી કઢાય છે અને તેને મટાડી કે અટકાવી શકાય છે.

માણસની સુખાકારી આ બહારની બહુ ગુચવાડાભરેલી સ્થિતિયોથી નિયમાયલી છે, અને તેમની વચ્ચેના સબન્ધોને જુદા પાડવાનું કામ સહેલુ નથી તો પણ તેઓ એક બીજી

* એક અંગ્રેજી લેખને અનુસરી લખનાર રા. રા. ચમનરાય શિવશંકર વૈષ્ણવ

ઉપર પરસ્પર આધાર રાખતી જણાય છે આ સ્થિતિના આપણે નીચે પ્રમાણે ભાગ પાડી શકિયે —

૧—હવાની સ્વચ્છતા
૨—શીતોષ્ણતાનુ પરિમાણ તથા વાતાવરણના દબાણની અમુક સ્થિતિ
૩—સૂર્યનો પ્રકાશ
૪—પાણીની પૂરતી છત અને શુદ્ધિ
૫—નુકશાન કરનારી વસ્તુઓથી રહિત જમીન
૬—ખોરાકની છત તથા સારી જાત
૭—આપણા શરીર, રહેવાના ઘર, અને આપણા વ્યવહાર-ધંધામાથી નીકળતા કચરા અને દુષ્ટ પદાર્થોને દૂર કરવાના સાધનો

(क) હવા—વાતાવરણની હવા[1]માથી આપણે ઑક્સિજન (oxygen) શ્વાસમા લેયે છિયે અને શરીરમાથી સ્વાસમા કાર્બન ડાયોક્સાઈડ (carbon dioxide) બહાર કાઢિયે છિયે ઑક્સિજનમા મળીજઈને તેની શક્તિ નરમ પાડવામા હવામાનો નાઈટ્રોજન (nitrogen) તો ઉપયોગી છે, કેમકે ઑક્સિજન શુદ્ધ સ્થિતિમા ઝેર છે

લોહીમાથી થોડો થોડો ઑક્સિજન છેક વપરાઈ જાય છે ત્યા સુધી નવા બહારના ઑક્સિજન વગર ચાલી શકે છે આ ક્રિયા એટલી તો ઝડપથી ચાલે છે કે ઑક્સિજનની કિચિત્ પણ ખોટથી તત્કાળ મરણ નીપજે છે વાતાવરણમા ઑક્સિજનનુ વધારે ઘાટુ રૂપ જે ઓઝોન (ozone) કહેવાય છે ત બહુ જ અલ્પ હોય છે, તે અતિ બલવાન દુર્ગંધીનાશક (disinfectant) છે

કાર્બન ડાયોક્સાઈડ નહોટા જથ્થામા ઝેરી છે તેને વનસ્પતિનો લીલો ભાગ વાતાવરણમાથી ઓછો થતો અટકાવે છે એ લીલો ભાગ તડકાના તેનુ પૃથક્કરણ કરે છે, પોતામાથી ઑક્સિજન બહાર કાઢી નાખે છે, અને હાઈડ્રોજન (hydrogen) તથા ઑક્સિજન સાથે કાર્બનને મિશ્ર કરીને સ્ટાર્ચ (starch) અથવા સાકર (sugar) બનાવે છે

---

[1] વાતાવરણની હવાના ૧૦૦૦૦ ભાગમા પાણીની વરાળ સિવાય નીચે પ્રમાણે પદાર્થો હોય છે —

૭૯૦૧ ભાગ નાઈટ્રોજન
૨૦૯૫ ભાગ ઑક્સિજન
૪ ભાગ કાર્બોનિક આસિડ
૧૦૦૦૦

બહારથી શ્વાસમા લેવામા આવતી હવા કરતા અંદરથી બહાર નીકળતી હવા વધારે ગરમ હોય છે, તેમા નીચે પ્રમાણે હોય છે —

૭૯૪૨ ભાગ નાઈટ્રોજન
૧૬૨૦ ભાગ ઑક્સિજન
૪૩૮ ભાગ કાર્બોનિક આસિડ
૧૦૦૦૦

બળવાન અને બહુ જ બાગી- ફુગ ( fungoid ) જાતિના હોય છે, તેઓ ચીરાવાળી ફુગ ( fission-fungi ) અથવા બાકટીરિયા ( bacteria ) કહેવાય છે

ઘણા બાક્ટીરિયા તો નુકશાનકારક હોતા નથી અને લાભ કરનારા એવાં પણ થોડાં નથી, અને કેટલાક તો આડકતરી રીતે માણસને જરૂરના પણ છે, પરંતુ પ્રથમ વર્ગનાની પેઠે ઘણા તો દૂધ વગેરેમા સડો ઉત્પન્ન કરે છે, અને ઘણા શરીરમાં ઝડપથી વૃદ્ધિ પામીને તેમાં રોગનાં કારણ થાય છે બાકટીરિયાની શરીરમા વૃદ્ધિ થવાથી અને તેમણે કરેલા ઝેરથી થતા રોગોમાં ગડમાળ ( tuberculosis ), ચૌદ દિવસનો તાવ ( typhus ), કોલેરા ( cholera ), વાતરક્ત ( leprosy ), કફજ્વર ( influenza ), ફેફસાંનો વરમ ( pneumonia ), કંઠનો વરમ ( diphtheria ), કાળજ્વર ( anthrax ) ઇત્યાદિ છે

લાલતાવ ( scarlet fever ), ઓરી ( measles ), શીળી ( small pox ), અને બીજા ચેપી રોગો છે કે જેના ખાસ કારણો હાલ સુધી જાણવામા આવેલાં નથી

આ રોગોમાના ઘણાખરાની બાબતમા એમ જ ધારવુ જોઈએ કે તેઓ સાધારણ રીતે હવાદ્વારા ફેલાય છે રોગને ઉત્પન્ન કરનારા જન્તુઓ અત્યાર સુધીમા ખુલ્લી હવામાથી મેળવી તથા ઓળખી શકાયા નથી પરન્તુ કાળજ્વર ફેફસાનો વરમ, અને ગડમાળના બાકટીરિયાઓ ઓરડાની હવામાથી મેળવી શકાયા છે

મોટાં શહેરોમા હવાની શુદ્ધિ—વિસ્તીર્ણ અને સ્વચ્છ રસ્તાઓ ખુલ્લી જગાઓ, અને વળી ઘરબારિયાની યોગ્ય રચના ઉપર આધાર રાખવાથી જ—જાળવી શકાય છે

હવાની શુદ્ધિકરનારમા અત્યંત અગત્યના તો વરસાદ, વાયુ, અને બરફ (કરા આદિ) છે આને લીધે સૂક્ષ્મ જન્તુઓ જમીન, સમુદ્ર, અને નદીઓમા વસડાઈ જાય છે એ જગાઓમાં સાર્વત્રિક દુર્ગંધીનાશક તડકો તેમનો નાશ કરી નાખે છે

**( ખ ) વાતાવરણનુ દબાણ અને ગરમી**—આપણી અવલોકનશક્તિ પ્રમાણે હવાનુ દબાણ અને તેના ફેરફારો આપણી તનદુરસ્તી ઉપર કંઈ અસર કરતા નથી તો પણ જ્યા હવા પાતળી હોય છે એવા ઊંચાણ ઉપર ઝડપથી અને થાકી જવાય તેવી રીતે ચડી જનાર લોકોને નબળાઈ, શ્વાસની અડચણ, ચક્કર ( vertigo ), બેશુદ્ધિ, ઉલટી, ઇત્યાદિ થાય છે

બલૂનમા ઊંચે ચડનારને શ્રમ નહિ પડતો હોવાથી ૪૫૦૦ મીટર ઊંચે ચડે છે ત્યા સુધી તેને આ અડચણો નડતી નથી

આપણા વાતાવરણની હવાની હદમાનુ શીતોષ્ણતાનુ પરિમાણ પણ તનદુરસ્તી ઉપર બહુ અસર કરતુ નથી તો પણ વળી જ્યા સુધી હવામા અત્યંત ભીનાશ હોતી નથી ત્યા સુધી તેના ફેરફારથી કશું નુકશાન થતુ નથી હવામાં ભીનાશ થાય છે ત્યારે શીતોષ્ણતાના પરિમાણમાંનો વધારો તુરત નુકશાનકારક થઈ પડે છે, અને તેમા પણ જે માણસ બહુ શ્રમ લે છે તેને તો ગરમીનુ માથાનું દર્દ ( heat-apoplexy ) કે જે સાધારણ રીતે લૂ કહેવાય છે તે થાય છે

ગરમી, ભીનાશ, ઇત્યાદિ વાયુચક્રની ( meteorological ) સ્થિતિયોનુ એકંદર પરિણામ, મરણના પ્રમાણના આંકડા બતાવે છે તે પ્રમાણે, સાધારણ તનદુરસ્તી ઉપર બહુ અસર કરે છે સઘળી પૃથ્વી ઉપરના શીતોષ્ણતાના પરિમાણમાંના નિયમના થતા મહાન્ ફેરફારોની માઠી અસરોથી પોતાનુ રક્ષણ કૃત્રિમ સાધનોથી કરવાની માણસને ફરજ પડે છે આ કૃત્રિમ સાધનો તે (૧) વસ્ત્ર અને (૨) ઘરો છે, આ સાધનોવડે માણસ સઘળી હવાઓમા

રહી શકે છે, અને આપણી પૃથ્વીના શીતળમાં શીતળ પ્રદેશોમાં પણ નિરંતર રહી શકે છે.

૧. **વસ્ત્ર**—જે પદાર્થોના આપણાં વસ્ત્રો બને છે તે પદાર્થો પોતે (શણ, રૂ, ઊન, રેશમ) ગરમીને વહન કરનારા હોતા નથી. તેમની વણાટની રીતિ એવી હોય છે કે તેમના તંતુઓ વચ્ચે હવા ભરાઈ રહે છે, અને તે કારણથી ગરમી એથી પણ ઓછી વહન થાય છે. જુદી જુદી જાતના કાપડો, જો તેમાં સરખી જ હવા ભરાઈ રહેલી હોય તો તેઓ સૂકી સ્થિતિમાં આ બાબતમાં સમાન કીમતી છે, પરંતુ વરસાદ કે પરસેવાથી તે ભીંજાય છે ત્યારે એથી ઉલટું થાય છે કારણ કે વણાટની ગરમી વહન કરવાની શક્તિ ભીનાશથી વધે છે, અને વનસ્પતિના રેસાઓની વણાટના કપડા તો, પોતે ચુસી લીધેલ પ્રવાહી પદાર્થને વરાળરૂપે ઝડપથી ઉડી જવા દે છે, અને તેથી તે શરીરની ગરમીને બહુ ઓછી કરી નાખે છે, માત્ર ઊન જ બહુ ધીમે ધીમે ભીનાશને વરાળરૂપે નીકળવા દે છે.

વળી કપડાઓ શરીરના સમ્બન્ધમાં આવવાથી ચામડીમાંના ઘણી જાતના કચરાને લેઈ લે છે અને એ રીતે શરીરને સ્વચ્છ રાખે છે. વનસ્પતિના રેસાઓના વણેલા કપડા અંદર પહેરી ઊનના કપડા ઉપર પહેરવાની હાલની રીતિ તનદુરસ્ત માણસોને માટે લાભકારક છે, પરંતુ જેમને પરસેવો થવાની ટેવ હોય છે અને જેના સન્ધાનતુઓ કોમળ હોય છે, તેઓ-ને માટે તો અંદર પહેરવાના કપડા ઊન વગેરેના વાપરવા એ જ સલાહકારક છે, તથા વળી લાંબી મુસાફરી, લશ્કરી નોકરી, ઇત્યાદિ અતિશય શ્રમ કરનાર થોડા કોમળ લોકોને માટે પણ એ જ નિયમ યોગ્ય છે. મેકિંટોશ વગેરે કપડાઓમાંથી હવા બિલકુલ પસાર થઈ શકતી નથી, તેવા કપડા લાંબા વખત સુધી પહેરવા તે નુકશાનકારક છે, કેમકે તે પરસેવાને જતો અટકાવે છે. કપડાની અંદર રહેલી હવા સાધારણ રીતે બહુ સૂકી હોય છે તો પણ જો માણસને પરસેવો બહુ જ નીકળતો હોય તો આ હવા એકદમ પુષ્કળ ભીની થઈ જાય છે, તેટલા માટે તે કપડા ગરમીને વહન કરનાર બને છે, અને ચામડીમાંથી ભીનાશને વરાળરૂપે નીકળવા દેતા નથી.

આ રીતે ગરમીની ખામી સિવાય વળી તેજના કિરણોથી પણ ગરમીનો પુષ્કળ જથ્થો શરીરમાંથી જાય છે. ગરમીના શોષણની પેઠે આને કપડાના પદાર્થસાથે બહુ થોડો સમ્બન્ધ હોય છે પરંતુ તેમના રંગ સાથે બહુ વધારે સમ્બન્ધ હોય છે. ધોળા કરતા કાળા કપડા બમણી ગરમી શોષે છે, વાદળી રંગના પણ લગભગ બમણી શોષે છે, પીળા અને રાતા કપડા ધોળા કરતા દોઢ ગણા વધારે ગરમ હોય છે. રાત્રીએ કપડાનું કામ પથારી સારે છે. અત્ર પણ પથારીના વસ્ત્રોમાં રહેલી હવા જ શરીરને ગરમ રાખે છે. અપૂરતા અને બહુ ગરમ કપડાઓ તથા પથારીઓ પણ રોગ ઉત્પન્ન કરે છે, વિશેષે કરીને શરદી—શ્લેષ્મ—કરે છે. મુખ્ય ભૂલ તો કપડા બહુ તંગ રાખવાની હોય છે. શ્વાસને અડચણ આવે, અથવા રુધિરાભિસરણને હરકત આવે, અથવા ઉદર ઉપર દબાણ આવે, એવા કપડા નહિ જોઇયે. એથી તનદુરસ્તીમાં અમુક વખત સુધીની કે લાંબા વખત સુધીની હરકતો કે ખામીઓ થાય છે. પગો ઉપર કપાશિયા (corns) થાય છે તે પગમાં તંગ જોડા પહેરવાનું પરિણામ છે.

બીજાએ પહેરેલા કપડા અને બીજાના સુતેલા બિછાનાનો ઉપયોગ તેને સારી પેઠે ધોઇને સાફ કર્યા વગર અથવા તેમાં પેદા થયેલાં દરદ ઉત્પન્ન કરનાર જંતુઓનો દુર્ગંધીનાશક પદાર્થથી નાશ કર્યા વગર કદી પણ વાપરવા નહિ.

(અપૂર્ણ.)

# શામળભટની કવિતા.

( મળેલું )*

સમર્થ કવિ પોતાના એક વ્યાખ્યાનમાં કહે છે કે કવિની પરીક્ષા એકબીજા સાથે સરખાવીને કરી શકાતી નથી અર્થાત્ એક કવિને બીજા કવિ સાથે સરખાવવો અને કવિઓના ગુણદોષને એકત્ર કરી તેમને ઉંચા નીચા વર્ગમાં મૂકી સારા નરતા કહેવા એવું સારા, કુદરતી કવિત્વશક્તિવાળા કવિઓને વિષે સંભવતું નથી એ વિષે જ વિદ્વાન પ્રોફેસર ટેગોર કવિ ટેનિસન સાહેબ× કહેતા — કવિઓ કાંઈ રેલગાડીના પાર્સિંજર નથી કે તેને બીજા ત્રીજા ક્લાસના કે પહેલા ક્લાસના એમ જુદા પાડી શકાય જે કોઈની અંદર સત્ય કવિત્વ થોડું પણ ઝળકી રહ્યું હોય, જેને ભવ્ય વિશ્વની અકળ ઘટનાની કૃતિ નિહાળી વિશ્વેશ્વરના સામર્થ્ય અને તેની સૃષ્ટિના સૌંદર્ય વિધિના અજ્ઞાન હેતુ થકી થતા અણજાણ્યા લાભો અને હાનિઓ જનસમાજની જુદી જુદી વ્યક્તિમાં વ્યક્ત થતા ભિન્ન ભિન્ન ગુણદોષ, તથા જડ પદાર્થ અને ચેતન પ્રાણીની વિસ્મયકારી ખુબીઓથી પ્રસન્ન થઈ, ઉંડી તીવ્ર લાગણીથી આર્દ્ર બની, સ્વયંભૂ ઉદ્ગારોમાં નીકળતું હોય તેવા દરેક હૃદયના ઉભરાઓ કવિતા તરીકે એક સરખી રીતે જ અભિનંદન પામે છે

આ સિદ્ધાંતની વિચારતા જાણી શકાય છે કે કવિઓના જુદા વર્ગ પડી શકે એમ સંભવતું નથી તેથી કરી કવિઓના કયા વિભાગમાં શામળભટ્ટને મૂકી શકાય તે વિવેચન કર્યા વિના જ આપણે તેની કવિતા, તેથી થએલી અસર, મનુષ્યના હૃદયની કેળવણી કેવી રીતે થાય છે તે બતાવવામાં તેની ઉપયોગિતા ગુર્જર ગિરામાં તેણે રેડેલો નવો રસ, કવિતાના વિષયપ્રવાહને બતાવેલો જુદો માર્ગ, તથા ઈશ્વરસ્તવનની એકતામાં તેણે પાડેલો ભંગ, એ વિષે જ જોવાનું રાખશું તો પણ તેની કવિતાવિષે યત્કિંચિત્ જ્ઞાન સારી રીતે મળી શકશે

આપણા દેશનો ઇતિહાસ સારી રીતે જાણવા રાજકીય પ્રકરણના જ્ઞાનની જેટલી જરૂર છે તેટલી જ જરૂર સામાજિક તથા વિદ્યા સંબંધી જ્ઞાનની પણ છે કારણ, રાજ્યકારી પ્રપંચોના જ્ઞાનથી પ્રજાના માત્ર નાના ભાગ વિષે જ માહેતી મળે છે, પરંતુ સામાજિક સુધારા વધારા તથા વિદ્યા સંબંધી જ્ઞાન ઉપર સમગ્ર પ્રજાની સંપૂર્ણ ઓળખનો આધાર છે પણ સામાજિક સુધારા વધારાનો પ્રારંભથી ઇતિહાસ રૂપે લખાયલો હેવાલ મળવો અશક્ય છે અને તેથી કાવ્ય કવિતાઓ પર જ તે સંબંધી જ્ઞાન મેળવવાનો મુખ્ય આધાર રહે છે અને આ રીતે જોતાં કવિતા જો કે સામાન્ય રીતે વિનોદનો જ મોદો ગણાય છે છતાં તેના પરથી અન્ય

---

* ગયા નવેમ્બરના અંકમાં છપાએલી પારિતોષિકની જાહેર ખબર પ્રમાણે અમારી પાસે બે લેખો આવ્યા છે બન્ને લેખો એક પછી એક પ્રસિદ્ધ થશે બન્ને પ્રસિદ્ધ થઈ ગયા પછી એમની તુલનાનો પ્રશ્ન વિચારીશું અત્રે, અમારા મિત્ર તરફથી તેમજ સુદર્શન પત્ર તરફથી બન્ને ગૃહસ્થોનો અમે ઉપકાર માનીએ છીએ

આ લખનાર—રા. રા. "ગુર્જર ભાષાના અભ્યાસી"—તન્ત્રી.

× જે થોડા વખત સુધી વડોદરા કોલેજમાં હતા અને હાલ બનારસની એક કોલેજમાં, માનવતી પદવીએ વિરાજે છે તે લે.

વિષયોમા મળતુ જ્ઞાન ખરેખર બહુ કિમતી જ છે અને વિશેષે કરી આપણા જેવા દેશમા ઇતર ઐતિહાસિક લખાણોનો અભાવ હોવાને લીધે સમગ્ર પ્રજાના માનસિક લક્ષણો અને તેમા થયેલા ફેરફારનુ કઈ કઈ ઉપરછલુ ભાન આપવામા કવિતા અને નાટક ઉત્તમ સેવા બજાવે છે તેમા પણ આ બાબતની માહેતી આપનાર સર્વ લેખકોમા શામળભટ અગ્રપદે બિરાજે છે

સતત ચાલ્યા આવતા વિષયમા એવુ બધુ બહુ નહોતુ કે જેમાથી મનુષ્યની રહેણી કરણી, ગૃહવાસમા થતા રગરાગ તથા જનસમાજમા પ્રવર્તી રહેલ વિચાર આચારનુ કોઈ પણ રીતે નિદર્શન થઈ શકે અલબત, આ ઉપરથી ગતકાળમા થયેલા મહાન લેખકો તરફ ત્ય્રસ્કાર કે આક્ષેપ જેવુ કાઈ નથી જ—પરતુ વાસ્તવિક બીનાનુ અવલોકન કરતા સૌ કોઈ એમ કબૂલ કરશે કે સાસારિક વ્યવહાર કરતા પ્રથમ ભાગમા ધર્મવિષયક લખાણો ઘણા હતા—ઘણુ ખરૂ ધર્મ વિષય જ ગ્રહાયેલો છે—સાસારિક વર્ણનતો તેમા ગાણ ભાગે ક્યાઈ ક્યાઈ નજરે પડે છે—અને જ્યા છે ત્યા પણ ધર્મ સબધી તાનથી તેને કાઈ અનેરો પટ લાગી ગયો છે આમ હોઈ તે કાળના લેખક અને લખાણ વ્યાવહારિક ઇતિહાસ વિષે જ્ઞાન આપવામા બહુ સહાયભૂત થઈ શકે એમ બનવાનુ નથી

ત્યારે શામળભટ વિષે બોલતા આપણે એટલુ તો વગર દલીલે માન્ય કરવુ પડે છે કે કવિતાના વિષયમા નવીનતા ઉમેરી તેણે કવિતાને વધારે વિશાળ ક્ષેત્ર બક્ષ્યુ સસારની ઘટમાળના યથાસ્થિત પ્રતિબિબ પાડી ઐતિહાસિક જ્ઞાનને દઢતર કરવામા બહુ ઉપયોગી તત્ત્વ ઉમેર્યુ અને ભવિષ્યમા કવિતાને સ્વતત્ર રીતે કલ્પિત અને સાસારિક વિષયો પર રચાની સોપાનશ્રેણીનુ પ્રથમ પગથીયુ બનાવ્યુ ભટ ના ઉપનામથી જ પરિચિત થયા કવિ શ્રી શામળે કવિતાને ઉત્તમ જ્ઞાનના ભડારરૂપ બનાવી છે એમ પણ કહેવામા ભાઈક જ આનાકાની કરવા તત્પર થશે પરપરાથી ચલાતા વિષયો બધા પૌરાણિક કે તે પરથી કલ્પિત અથવા તે વિષયને લગતા, તેમને પોષનાર કે સદૃષ્ટાત કરનાર જ હતા ગુર્જર ભાષાની શરૂવાતમા તેવા જ વિષયો કવિઓના હૃદયમા રમી રહ્યા હતા કુદરતી નિયમાનુસાર કવિતાની શરૂવાત અગમ્ય તત્ત્વોમા ઈશ્વરત્વ ઉમેરવાની સાથે જ થયેલી છે અને ઘણ ભાગે તે ઈશ્વરત્વના સ્તવનાર્થે કવનો ગવાયા છે આમ હઈ, ઘણા કાળ સુધી તે જ ક્ષેત્રમા ગુર્જર ભાષાના કવિઓ રમી રહ્યા હતા અને તે કુડાળામાથી જરાતરા બ્હાર ઉડી પડતા નાકરના જેવા કોઈ કોઈ કવિઓ બીજા વિષયોમા ભડપી પડેલા—પરતુ આવા દાખલા અપવાદરૂપે જ છે

આ વિષયમા શામળભટે નવી જ ભાત મેળવી ધર્મ સબધી જ્ઞાન આપી ધર્મના જુદા જુદા તડ વાળાને જ માન્ય થાય તેવા પદો રચવાનો કાળ કઈ કઈ તેણે વિતાવી દીધો, અને સર્વને માન્ય થઈ શકે એવી હિંદુ કે મુસલમાન જૈન કે વૈષ્ણવ, ઉચ્ચ કે નીચ સર્વ વર્ણને સમાન રીતે એકસરખો આનદ ઉપજાવનાર વાર્તાઓ લખવાનો રીવાજ શામળભટે જ દાખલ કર્યો એમ કહીયે તો ખોટુ નહિ ગણાય કવિતા આજ સુધી ધર્મનુ જ્ઞાન આપનાર અથવા ભક્તિમા દઢતા અપાવનાર હતી તેને શામળભટે વ્યાવહારિક વિષયોની ચર્ચા ચલાવવામા તુરત બુદ્ધિના કૌશલ્યદર્શનમા અને બહુ જ પરિચિત વસ્તુઓમા રહેલા ગૂઢ દોષોને વ્યક્ત કરવામા કામે લગાડી તેના છપ્પા ગામડામા ચોરે ભેગા થયેલા અભણ લોકોમા બોલાતા સાભળવા એ કાઈ નવુ નજ ગણાય ખરૂ કહીયે તો વગર ભણેલામા હાજર જવાબ ત્રિજ્ઞાન ને સમસ્યાપૂર્તિનુ ચાતુર્ય બક્ષવામા શામળભટના પ્રશ્નોત્તર જેટલા

સહાયભૂત થયેલ છે તેટલી ભાગ્યે જ બીજી કોઈ કવિતા થઈ હશે. તેની સામાન્ય હકીકત અને વ્યાવહારિક જ્ઞાનથી દાબી દાબીને ભરેલી વાર્તાઓ ગ્રામ્ય અને નિશાળનુ નામ પણ ન જાણનારાને એટલી બધી તો ઉપયોગી થઈ પડેલ છે કે નિશાળ વિના, વિનોદ સાથે જ્ઞાન આપવામાં ખરેખરી રીતે જયવંત થયેલ તે કવિતા વિના ભાગ્યે જ કાંઈપણ ઉપાય કામે લાગ્યા હોત. આ વિષયે વિચાર કરતાં જણાશે કે જેને ખરેખરા જ્ઞાનની ખાસ જરૂર છે, જે પદ્ધતિસર કેળવણી લેવામાં એટલો બધો પછાત છે, જે પોતાના મહેનતુ ધંધામાંથી પોથામાં એક મિનિટ પણ ગાળવા અશક્તિમાન છે, છતાં જે વસ્તીનો બહુ જ વિશાળ ભાગ છે અને તેથી જેની કેળવણી ઉપર આખા દેશની ઉન્નતિનો આધાર છે ને પત્તનવાસીયોને જ્ઞાન મળે, અજાણતાં ગોળ ભેગું ભળેલું જ્ઞાન મળે, તેવી કવિતાઓ રચનારે પોતાના દેશની ઉત્તમોત્તમ અને ખાસ જોઈતી સેવા બજાવી છે એમ કહેવામાં ભાગ્યે જ કોઈ શકમંદ થશે.

શામળભટે કવિતાના વિષયને નવો આકાર આપી જન હૃદયમાં મોટો ફેર અને તેથી ઉદ્ભવતો અનન્ય લાભ આપેલ છે, તેની કવિતામાં ટુંકામાં દાખીભરેલ વ્યવહારિક જ્ઞાન મૂકી કર્તવ્ય અચ્છી તરેહસેં પાર પાડેલ છે અને તે બધા ઉપરાંત અસલ લક્ષ્ય સાંધી, બહુ જ જોઈતી અને ખરી ખોટ પૂરી પાડી, સામાન્ય વર્ગમાં કેળવણી આપી જે સેવા બજાવી છે તેનો વિચાર કરતાં તેનું નામ આટલું બધુ પ્રિય થઈ પડયુ છે તે સપ્રયોજન છે એમ ભાન થાય છે.

આ ઉપરાંત શામળભટની કવિતા શામળભટ પોતે કવિ તરીકે નહિં પણ એક માણસ તરીકે કેવા ઉચ્ચ ગુણ સંપન્ન હતા તે પણ બતાવવામાં સહાયભૂત થાય છે. જેણે અગણિત પ્રશ્નોત્તર અને છપ્પા દુહા સમેત સવાસો પુસ્તકો લખ્યાં કહેવાય છે તે પુરૂષ કેટલો બધો શ્રમશૂરો અને અડગ હિમ્મત તથા સ્થિર હૃદયવાળો હોવો જોઈએ ? પોતાને પોષનાર અને પોતાની કવિતાને વધાવનાર પટેલ શ્રી રખીદાસ માટે તેનુ ઉપકારમય હૃદય કેટલું બધું દ્રવતું હતું તે તેમના દીકરાઓને રીઝવવા કવિએ કરેલા પ્રયાસથી પ્રત્યક્ષ બનેછે.

આવી રીતે કવિની કવિતાએ કવિતામાં પાડેલી ભાત, અજ્ઞ વર્ગમાં કવિતાનો શોખ વધારવામાં મેળવેલુ સાફલ્ય, અયોગ્ય અને વાંછિત સ્થળે સફળતાથી જ્ઞાન આપી કરેલી દેશસેવા, અને તત્કાલીય વસ્તુઓનું પાડેલું ચિત્ર, એ બધાથી ગુર્જર ભાષામાં અને તેના તથા ગુર્જરનિવાસીઓના ઇતિહાસમાં જે ભાગ લીધો છે તે ખરેખર અતિ ઉત્કૃષ્ટ જ છે.

સામાન્ય રીતે તે કવિતાનું આ પ્રમાણે દિગ્દર્શન કર્યા પછી હવે કવિએ પોતે ચર્ચેલા વિષયમાં કેટલું સાફલ્ય મેળવ્યું છે, તેની કવિતા કેટલે અંશે સત્ય કવિત્વથી ઝળકી રહી છે, તેની રચનાશક્તિ અને વિષયશોધકવૃત્તિ કેવી તેજદાર છે, તથા તેની શૈલી, ભવ્યતા અને સુશ્લિષ્ટતા કેટલી અસરકારક છે, વગેરે વિષયોનું યથાવકાશ વિવેચન કરવું યોગ્ય છે.

પ્રથમમાં તેણે ચર્ચેલા વિષય તરફ ફરતાં જણાશે કે પ્રાયશઃ તેમણે સ્ત્રીચરિત્ર વિષે જ લખેલું છે. અલબત, કેટલાક ઉપયોગી અને વખતે વખતે વિદ્વત્તાભર્યા વિષયો પણ ઉપાડેલા છે ખરા, પરંતુ તે તો ઘણું કરી મુખ્ય વિષયની અંદર અંતર્ગત થયેલા જ માલમ પડે છે. જુદી જુદી વાર્તામાં સ્ત્રીઓની જુદી જુદી પ્રકૃતિનું સ્પષ્ટીકરણ અને તેનાં જુદાં જુદાં તત્ત્વોનું પૃથક્કરણ બહુ ઝીણી નજર અને ઉંડી ચતુરાઈથી થયેલું માલમ પડે છે. પરંતુ એટલું તો ખરૂં કે શામળભટે લીધેલા વિષયો નાગરિકોને બહુ રસભર્યા અથવા તો

જ્ઞાનપ્રદ લાગી શકશે નહિ. તેમની અંદર રસ નથી તેમ નહિં—રસ છે ખરો અને કેટલેક ઠેકાણે તો તે રસ શ્રેષ્ઠતાએ પહોંચેલો જણાઈ આવે છે અને કવિનાં ચાતુર્યને પ્રદર્શિત કરેછે, છતાં એટલું તો નિશ્ચિત જ કે તેના વિષયો માત્ર ગામડીયા કે સુતાર લુહાર વગેરે હલકા અને મોટી ઉમર ભોગવતાં છતાં જ્ઞાન વિષયે જોતાં તો બાલ્યાવસ્થામાં જીંદગી પૂરી કરનાર લોકોને જ રુચિકર લાગે. અને આમ હઈ તેનો રસ પણ તેના વિષયોને અનુસરણ કરનારો જ છે.

ઉક્ત રીતે એક જ વિષય હાથ પકડેલો હઈ, અને વળી તે વિષય પણ કુદરતી રીતે જ મનુષ્યજાતિની સ્વામવૃત્તિઓ દેખાડવામાં જ સાર્થકતાને પામતો હઈ, તે સર્વમાન્ય કે સર્વને રુચિકર ન જ નીવડે એ સ્વાભાવિક જ છે. કવિને પોતાને જ પોતાના વિષયનાં વૈચિત્ર્ય અને તેની કાંઈ નઠારી અસર થવાના સંભવનું ભાન હોય એમ લાગે છે અને તેથી જ તેણે એક ઠેકાણે એવું કંઈ કહેલું છે કે સજ્જન હોય તે ગમે તેવી બાબત હોય તેમાથી સારૂં જ શોધી ગ્રહે છે અને દુર્જન હોય તે વિવેક નહિં કરી શકવાથી દુષ્ટ વાતને પકડી લે છે અર્થાત્ **मेध्यादपि कांचनं ग्राह्यं** એ સૂત્રની પેઠે ખરાબમાંથી પણ સારૂં ગ્રહવું એ સુજનનુ કામ છે. અલબત, એમાં એ ખોટા નથી જ. પરંતુ કવિનું કામ—અને વિશેષે શામળભટનું કામ તો પોતાથી અંતર સાથે હોય છે અને આમ જાણતે છતે શ્રોતાઓ પાસે એક દુષ્ટ કે અયોગ્ય ચિત્ર મૂકી તેમાંથી વિવેક કરવાને અશક્તિમાનને વિવેક કરવાનું કહેવુ એ કેટલે દરજ્જે હાસ્યપ્રદ ગણાય ?! અલબત, એક દુષ્ટ ચિત્ર આલેખી, તેની દુષ્ટતાનાં તેને મળેલ ફલોને તેજ્જ્દાર કલમે લખી, રાક્ષસી દુષ્ટતાનાં દુઃખદાયક પરિણામની ભયંકરતા બતાવી દુષ્ટને તેથી બ્હીવા અને ચેતવા કહેવું એ ઉચિત ગણાય ખરું, પણ એક પછી એક એમ બધા લેખ તેવા જ કરવા એ કાંઈ ઇષ્ટ કહેવાશે નહિ.

જેવી રીતે વિષયની પસંદગીમાં આપણે જરા આડા ઉતર્યા તેમ જ તેની શોધકવૃત્તિ માટે પણ કહેવું પડે તેવું ભાસે છે. આ વિષયે બહુ વિવેચન ઇષ્ટ નથી તેમ અભ્યાસીને માટે શક્ય પણ નથી, છતાં તે સંબંધે એક બોલ અવશ્ય જ છે. પોતાના વિષયો તેણે કેટલાક સંસ્કૃતપરથી લીધેલા છે, અને કેટલાક હિંદી ભાષાપરથી પણ ગ્રહણ કરેલાછે અને કવિશ્રી નર્મદાશંકર સૂચવે છે તેમ વખતે કેટલાક ફારસીમાંથીએ લીધેલા હોય. અમુક ઠેકાણેથી તે લીધેલા છે તેનો અર્થ એવો નથી કે સાવેસાવ તેનું જ અનુકરણ છે. માત્ર વસ્તુનો મુખ્ય ભાગ તે તે ઠેકાણેથી લીધેલો હશે. અને તેમાં એ સ્વરુચિ અનુસાર કેટલેક ઠેકાણે ફેરફાર પણ કર્યો છે. અંદરનાં વર્ણનો, નાયકનાયિકા વચ્ચે એક બીજાનાં ચાતુર્યપરીક્ષણ માટે ચાલતા સંવાદો, પરસ્પર બુદ્ધિની તીવ્રતા અને કુશાગ્રતા ચકાસવા પુછાતા પ્રશ્નોત્તરો, અને છેવટે તે તે વિષયોપર કવિએ પોતે આપેલી અસરકારક અને ગંભીર છતાં સુલભતાથી સેય ચર્ચાઓ, એ તો કવિનાં પોતાનાં જ છે. જો કે વિષયની ચુંટણી વિષે વિચારતાં, "કહ્યું કથે તે શાનો કવિ, કાઢી વાત શાની તે નવી" એ કવિની પોતાની જ ઉક્તિ કાંઈક વધારેપડતી ગણાય ખરી. કારણ કે જો કે કવિએ કહેલી વાર્તાઓ ગુજરાતીમાં નહોતી કહેવાણી, તોપણ સંસ્કૃત કે હિંદીમાં તો કહેવાયેલી'જ હતી, તોપણ અંદરના ઉમેરા અને સુધારા વધારા તથા દેશકાળને અનુસરતા કરેલા ફેરફાર અને દાખલ કરેલ અનેક નવાં તત્ત્વોથી તેની વાર્તાઓ મૂળ કરતાં ન્યારૂં જ રૂપ પકડે છે એમાં તો કાંઈ શક નહિ. ઉપર કહ્યું તે પ્રમાણે સાંસારિક અને વ્યાવહારિક વિષયને કવિતામાં લેનાર

શામળભટ પોતે જ હઈ તેની પહેલાં બહુ વાત કહેવાનો સંભવ હતો જ નહિ. અને તેથી જે તે કહે અથવા કવે તે બહુધા નવું જ હતું. જો કે કવિએ પોતે કાઢેલી ગર્વયુત ઉક્તિને અક્ષરશઃ ખરી માની શકાય તેવું તો નથી છતાં એટલું તો ખરૂં કે અંગ્રેજ કવિ પોપને વિષે ડોક્ટર જૉન્સન જે કહે છે તે વચન આપણા કવિને માટે પણ વાપરી શકાય અને આપણે કહી શકીયે કે પરિચિત વસ્તુને. નવીનતા આપવાનો લેખક તરીકેનો ઉત્તમ ગુણ એમાં ઘર કરી રહ્યો હતો. તેના દરેક છપ્પામાં સુજ્ઞાત સત્યને પણ એવી નૂતન રીતે અને સચોટ પદ્ધતિથી કહેવામાં આવેલ છે કે તે સત્યોને જન્મ આપનાર ક્રમ જાણે તે પોતે જ હોય એમ ભ્રાંતિ થાય છે. પોતાની આસપાસ થતા સંસારના સર્વ પ્રસંગોને તે તીક્ષ્ણ દ-ષ્ટિથી જોઈ શકતા અને તેમાંથી ભરાઈ રહેલાં સત્યોને પોતાના અનુભવથી ખેંચી કાઢતા અને શબ્દોમાં મૂકી અમર કરતા. ઉપર નામ દીધેલ અંગ્રેજ કવિ સાથે આ કવિનું કંઇક અંશે સામ્ય આપણને દૃશ્યમાન થાય છે. જેમ પોપે કરેલું છે તેમ આ કવિએ પણ મ-નુષ્ય ચરિત્રના જુદાં જુદાં પડો બતાવ્યાં છે, અને જેમ પોપની કેટલીક લીટીઓ કહેવત જેવી સામાન્ય ઉપયોગમાં હરહમેશ વપરાતી થઈ પડી છે તેમ આ કવિની પણ ઘણી લી-ટીઓ અને ઘણાં પદો સામાન્ય વાતચીતમાં દાખલ થઈ ગયાં છે. 'પેટ કરાવે વેઠ, પેટ વાજાં વગડાવે', 'જીવતો નર ભદ્રા પામે', વગેરે કેટલાંક વચનોનો મૂળ લેખક શામળભટ જ છે. આવી કેટલીક ઉક્તિઓ તો એટલીબધી પરિચિત થઈ ગઈ છે કે હાલના વખતમાં તો તેના વાપરનાર પણ ભાગ્યે જ તેનું મૂળ જાણતા હશે. ઘણીખરી આવી બધી કહેણીઓ શામળભટમાંથી ઉતરેલી છે.

છેવટ હવે કવિની કવિત્વશક્તિ, તેની ભાષા, શૈલી વગેરે વિષે ટુંકી નોંધ લેવી બાકી રહે છે. અને લખનારને દીલગીરી સાથે લખવું પડે છે કે તેના બાળક મત પ્રમાણે ખરાં અને સંશુદ્ધ કવિત્વનાં ઝાઝાં બીજો શામળભટમાં ભાગ્યે જ જડી આવશે. શામળભટની કવિ-તામાં ઝડઝમક, વિચારો, સૌમ્યતા, જ્ઞાન વગેરે છે ખરાં—પરંતુ હાલ આપણે જેને કવિ ક-હીએ તેવી ખરી કવિતા તેનામાંથી ઝાઝી મળવી મને તો મુશ્કેલ લાગે છે. આ વિષયે ખાસ નોંધ લેવી પડે છે કે લખનાર 'કવિતા' એ શબ્દમાં હાલના છણાયેલા વિચારનો જ સમા-વેશ કરે છે. રાગમાં શીખામણ દીધી કે ગાઇને વાર્તા કહી તેમાં કાંઈ આવી કવિતા આવી જતી નથી. કવિતાનો વિષય તદ્દન ન્યારો જ છે. વાંચનારાઓને તે શું છે તે વિષે લખનાર અન્ય વિષયમાં પોતે લખેલા જ શબ્દો ઉતારી પ્રકૃત વિષયપર આગળ ચલાવશે. "કવિતા આવો વિશ્વવિખ્યાત અને વિશ્વમાન્ય વિષય તો છે જ છતાં તેનું ખરૂં રૂપ વિચારમાં રમેલા અને જ્ઞાનમાં મચેલા મહાત્માઓ પણ ભાગ્યે જ કહી શકયા છે. ખરે! તેનું રૂપ અગમ્ય તો નથી જ, પણ અકથ્ય તો છે જ. ઓછાં વત્તાં ભાનથી તેનો ભાવ કાંઇક હૃદયમાં સમજાય છે ખરો પણ કાગળપર તો ચિતરાતો નથી જ." આમ હઈ હાલને માટે લેખક એટલું જ કહે છે કે પાશ્ચાત્ય કેળવણી અને તેથી વધેલ સંસ્કૃત ભાષાના જ્ઞાનથી પુનિત થયેલ વાચકો ખરી કવિતા કોને કહેવી તે તો જાણતા જ હશે. આવી વિશ્વરંજની અને સ્વર્ગીય પ્રમોદ-દાયિની કવિતા શામળભટમાં નથી એમ કહું તો હું ધારૂં છું કે તેના દૃઢ ભક્તો પણ તે ખોટું નહિ કહે. પછી તો "સૌ જનનાં મન હોય ન સરખાં મન મનની રુચિ નોખી" જ હોઈ એ વિષયે વધારે લંબાણ અનુપયોગી અને અનુચિત જ ધારૂં છું.

છતાં એટલું તો નક્કી કે શામળભટની અદરપ્રિય લાગતી ઉત્કૃષ્ટ કલ્પના કે રમ્ય લાગતી દિલચમન 'fancy' જવલે જ વાચકને આશ્ચર્ય પમાડે છે તેમ તેની વાર્તાઓમા જુદા જુદા રસનુ ઉપરછલુ કાઇક આલેખન હોવા છતા એકે રસની ખીલવણી કે એકે રસની જમાવટ ભાગ્યે જ માલમ પડે છે, અને સુબોધ આપવા કેટલીક વખત તે તુરતાતુરત ઉતરી પડે છે પણ તે સુબોધ પણ 'વાર્તા કથનના રસ નીચે દબાઈ રહે છે' અને તેની અમર ચિરસ્થાયી થતા અટકે છે અલબત, આવુ હોવા છતા પણ કબુલ કરવુ પડશે કે તેણે છપ્પા વગેરેમા જે છુટક જ્ઞાન આપ્યુ છે તે અમુલ્ય છે અને વળી એ પણ નિર્વિવાદ જ છે કે તેણે જે જ્ઞાન કવિતાના રૂપમા આપ્યુ છે તે જો તેમ ન આપ્યુ હોત તો તેના શબ્દો સ્યાગના ભૂતકાળના ઉંડા ખાડામા પડી અધકારમા નષ્ટ થયા હોત

શામળભટની શૈલીની સરલતા અને અકૃત્રિમતા, તેનુ સર્વ દિશાએથી ભેગા કરી મેળવેલુ શબ્દનુ જ્ઞાન અને તેનો ભડાર, તેની ભાષાની સલુણાઈ અને તેની છટાની ખુબી વખાણવા જોગ જ છે જે વર્ગને માટે અને જે કાળમા તે લખતા તેને માટે તેની પદ્ધતિ અને તેની રીતિ વળી ઉચિત અને યથેષ્ટ જ હતી અને તેથી શામળભટની કવિતાને ભવભૂતિના નાટકોની પેઠે તે કાળમા વાચનાર ખોળવા જવા પડે તેવુ નહતુ પણ તેને તો ઉલટુ એથી ઉલટુ થતા કઇક સભવ ખરો જેમ જેમ વખત જતો જશે તેમ આદિથી અત સુધી તેની વાર્તાઓ વાચનાર ઘટતા જશે એમા લખનારને મનાયભરેલુ લાગતુ નથી

લિખિત બાબતોનુ સિહાવલોકન કરતા મારે કહેવુ જોઇએ કે કવિની પરીક્ષા તેનો કાળ ધ્યાનમા રાખી કરવી જોઇએ કારણ તેને તે દેશકાળમા જ રહેવા લખવાનુ હોવાથી જનસમાજના આચરણો તથા તેની રુચિની છાપ તેની કવિતામા પડે એ સ્વાભાવિક જ છે અને એ રીતે તપાસતા શામળભટની કવિતાને લખનારે જે સ્થાન આપ્યુ છે તેમા વખતે તેને ફેરફાર કરવા પડે માટે તેની કવિતાની ઉપયોગિતા અને અમરને જુદા જ વર્ણવી તેની કવિતા વિષે તદન નિરાશા જ એ બોલ કહેલા છે અને તેમ કરવાનુ કારણ એ જ કે ખરી રીતે ખરા ધર્મની, ખરી નીતિ અને ખરી મસ્તતાની દેશકાલથી હદ બધાતી નથી તેમ લખનારના ધારવા પ્રમાણે ખરી કવિતાને પણ દેશકાળની અમર થતી નથી કાલિદાસના નાટકો અને કાવ્યો શેક્સ્પીયરના નાટકો, અને હોમરની ઇલીયડ સર્વ દેશમા ને સર્વ કાળે કવિતા મટી અન્યતા અપાવાના નથી માટે જ કવિતાનુ કવિતા રૂપે જ પરીક્ષણ કરવુ ઉપયુક્ત ધાર્યુ છે

આમા જણાવેલ વિચાર જણાવનારના જ છે. તે બીજાને રુચે યા ના રુચે, પણ તેમા કાઈ તેના વિચાર ધરાવનારનો દોષ નથી કારણ કે

न रम्य नारम्यं प्रकृतिगुणतो वस्तु किमपि ।
भवेद्रम्यत्वं वेतरदितरतद्ग्राहकवशात् ॥

વળી અભ્યાસી અભ્યાસમા લાગેલો છે અને જે કાઈ અવકાશ અને પ્રસગ મળે ત્યારે પોતાના અભ્યાસના શુ પ્રયાસ થયો છે તે જાણવા માટે જ આવા પ્રસગોમા ભાગ લેવા પ્રારભ કરેલ છે અને તેથી તેના વિચારમા સુધારો વધારો કરવા તે તત્પર જ છે

———

## મહર્ષિ શ્રી મહાદેવ ગોવિન્દ રાનડેનો પરલોકવાસ.

"In Mr Ranade's death the country has lost a most distinguished and faithful public servant, conspicuous alike by the profundity of his learning, the sobriety of his judgment and the manly independence of his character"

—Bombay G. R

"A great and good man whose loss can be reckoned as little short of a public calamity the example to us all of a simple, guileless, and a noble life"—Sir Lawrence Jenkins




"He held the lamp so high that its light extended, far beyond his own immediate circle"—Times of India.

जन्म-शके १७५३ माघ शु० ८ शुक्रवार सूर्यास्तनन्तर २ घटी ३१ पळ कृत्तिका २२।२८; रोहिणी नक्षत्र

"We can see, like the forms of a Greek statue, severely pure in their bath of southern light, all his extraordinary gifts and virtues his manly force tempered with gentleness, . .. and love his intense devotion to duty his pursuit of the practical, with an unfailing thought of the ideal his combined allegiance to beauty and to truth the elevation of his aims, with his painstaking care and thrift of time, and methodizing of life, so as to waste no particle of his appliances and powers. His exact place in the hierarchy of bygone excellence it is not for us to determine but none can doubt that it is a privilege which, in the revolutions of years, but rarely returns, to find such graces and such gifts of mind, heart, character, and person, united in one and the same individual, and set so steadily and firmly upon a pedestal of such giddy height, for the instruction and admiration of mankind"—Gladstone on the Prince Consort

"This World's no blot for us,
Nor blank, it means intensely and means good"

R Browning.

"If I stoop into a dark tremendous sea of cloud,
It is but for a time, I press God's lamp
Close to my breast, its splendour, soon or late,
Will pierce the gloom *I shall emerge one day*"

R Browning

આ પત્રમાં વખતોવખત અનેક ગૌરવજનક મરણોની નોંધ લેવામાં આવી છે પણ આજનો પ્રસંગ તો અસાધારણ જ છે

ગઈ તા ૧૬ મી જાન્યુઆરી–પોષ કૃષ્ણ ૧૧–ની રાત્રિએ દશ વાગ્યાને સુમારે એક મનુજ–હૃદયનો છેલ્લો ધબકારો બન્ધ થતાની સાથે હિંદુસ્થાનનું પચાસ વર્ષનું ભાવિ બદલાઈ ગયું!

જે મહાન પુરુષના પરલોકગમન વિષે આ લખવામાં આવે છે એની ખોટ અમુક પ્રાન્તને કે કોમને અમુક વિષયને કે સમ્પ્રદાયને જ, નથી, પણ સમસ્ત હિન્દુસ્થાનને, એની સમસ્ત પ્રવૃત્તિઓમાં, અને તે પણ લાંબા કાળ સુધીની એવી એક મહાન આફતરૂપ ખોટ છે. આ મહાત્માનું નામ હિન્દની હરેક તરેહની—ધાર્મિક, આર્થિક, સાંસારિક, રાજકીય સર્વ—હિલચાલ સાથે જોડાએલું હતું, અને એમ કહીએ તો પણ ચાલે કે હિન્દુસ્થાનના ઉદયનો છેલ્લાં ત્રીસ વર્ષનો ઇતિહાસ એ મહર્ષિના જીવનનું અધ્યયન કર્યાવિના સમજવો અશક્ય છે.

'નવીન હિન્દુસ્થાન' ના પિતા—અને આચાર્ય રૂપે વિરાજનાર આ મહર્ષિશ્રીના દેહત્યાગની વાત સાંભળી હજારો નયનો અશ્રુથી ભરાયાં છે, હજારો હૃદયો સ્તબ્ધ થઈ નિઃશ્વાસ નાંખી રહ્યાં છે, તથાપિ એમના ઉપકારનો વિસ્તાર જોતાં તો એ સર્વ શોક પણ અલ્પ જ છેઃ જ્યારે આ ત્રીસ કોટિ હિન્દુસ્થાનની પ્રત્યેક અબળા, પ્રત્યેક વિદ્યાર્થી, પ્રત્યેક ખેડૂત, પ્રત્યેક દુકાનદાર, પ્રત્યેક કારીગર અને પ્રત્યેક મજૂર અવિરત આંસુએ રૂએ ત્યારે જ આ મહાત્માના ઉપકારનું પૂરેપૂરૂ માપ આવ્યું ગણાય! મનુષ્ય અખંડાકાર હોઇ એનો સર્વ સુધારો પણ અખંડાકારે જ થવો જોઇએ એ સિદ્ધાન્તને અનુસરી એમણે હિન્દુસ્થાનના હિત સંબન્ધી સર્વ પ્રશ્નોને પોતાની ભવ્ય અને સર્વગ્રાહી બુદ્ધિનો પ્રસાદ આપ્યો છે અને એ રીતે જનમંડલના પ્રત્યેક વર્ગને પોતાના દેશોપકાર રૂપી કબીરવડની છાયામાં મૂકયો છે.

અત્રે અમે મહાદેવ ગોવિન્દ રાનડેને "મહર્ષિ શ્રી" કહ્યા, તે માત્ર ભક્તિના આવેશમાં કે શબ્દવૈચિત્ર્ય ખાતર કહ્યા છે એમ નથી. એમના જીવન ઉપર મનન કરતાં સહજ ખાતરી થશે કે હિન્દુસ્થાનના કાલત્રયના આ મહાન દ્રષ્ટા અને એના ઉદ્ધારનાં સાધન યોજવા નિર્માએલા **અવતારી પુરુષને** "મહર્ષિ શ્રી" નું ઉપપદ સર્વાંશે યોગ્ય છે.

પોતાના જમાનાની જરૂરીઆતો સમજવી, જનમંડલની દૃષ્ટિ આગળ ઉચ્ચ અને નવીન ઉજ્જવલ ભાવના ઉત્પન્ન કરવી, તથા એ ભાવના સિદ્ધ કરવા તરફ જનમંડલને દોરવું એ જે "અવતારી" પુરુષનાં લક્ષણ તે એમનામાં જોઇએ તેવાં હતાં. અને ૧૮૧૮ માં પેશવાઈ ગઈ ત્યારથી લોક અને રાજા વચ્ચે મધ્યસ્થનું કામ કરનાર સરદારવર્ગ નકામો થઈ ગયો હતો, રાજ્યકારભાર કરવાથી જે ઉત્તમ ગુણો વિકસિત થવા પામે છે તે સર્વ દબાઈ ગયા હતા, જૂના સદ્ગુણોને નવીન સમયમા અવકાશ નહતો, નવા હજી અંગ્રેજી કેળવણીના પૂરતા પ્રચારને અભાવે ઉત્પન્ન થયા નહતા,—ટુંકામાં, વરસાદ આવતા પહેલાં પવનનો સંચાર બન્ધ થવાથી જેવી જગતની સ્થિતિ થાય છે તેવી સ્થિતિ મહારાષ્ટ્રની થઈ રહી હતી;—એવે પ્રસંગે નવીન કેળવણીનો લાભ પામી, નવીન સમયને અનુકૂલ યોજનાઓ ઉપજાવવાનું, અને એ યોજનાઓની આસપાસ સ્વદેશબન્ધુઓને એકત્ર કરી એમનામાં ઐક્ય અને અભિવૃદ્ધિની ભાવના પ્રસારવાનું અસાધારણ માન મહાદેવ ગોવિન્દ રાનડેને છે.

તેમજ વળી, "ઋષિ" પદથી ભૂત ભવિષ્ય અને વર્તમાન હસ્તામલકવત્ જોવાની—દ્રષ્ટૃત્વ-શક્તિ તથા તે ઉપરાંત, જીવનની જે ઉચ્ચતા—ધાર્મિકતા, સાધુતા, પવિત્રતા— સૂચવાય છે તે બંને એમનામાં સંપૂર્ણ હતીઃ એ હૃદયે કપટ, ક્રોધ, પરુષતા એ ભાવો તો કદી જોયા જ નથી. હિન્દુસ્થાનના ભૂતકાળની ભવ્ય ઇમારત, શિખરથી તળીઆ સુધી, એમની પ્રતિભાને બળે એમની દૃષ્ટિ આગળ ખડી થઈ રહી હતી; એનું સુન્દર ભવિષ્ય એમની ધાર્મિક શ્રદ્ધા અને અમર આશાના પ્રભાવે એમનાં દિવ્ય નેત્ર આગળ આલેખાઈ રહ્યું હતું; અને એમના વ્યાવહારિક ડહાપણને લીધે વર્તમાન હિન્દુસ્થાનની ખરી જરૂરીઆતો એમના સમજવામાં આવી ગઈ હતી. માટે અમે એમને એક ઋષિ—"દ્રષ્ટા"—કહીએ છીએ

વળી આ સર્વ અસાધારણ દૃષ્ટિબલના નિદાનરૂપે એમની ધાર્મિકતા સમજાય છે. ધર્મ એ એ મહાત્માની સર્વ પ્રવૃત્તિઓમાં પરોવાએલું સૂત્ર હતું. એમણે એમનું સમગ્રજીવન પરમાત્માને સમર્પેલું હતું, પણ એ સમર્પણ જગત્ તરફ નિર્વેદ કે ઉદાસીનતારૂપે ન કરતાં, સંસારનાં અસંખ્ય કર્તવ્યોના આચરણપુરઃસર જે ભગવદ્ભક્તિ થઇ શકે છે તે રૂપે—અર્થાત્ શ્રીમદ્ભગવદ્ગીતાના " કર્મયોગ " રૂપે—કર્યું હતું. આમ હોવાથી, સાંસારિક રાજકીય આદિ સર્વ પ્રશ્નો પોતે ઉત્સાહ પૂર્વક હાથમાં લેતા, અને એ સર્વેના ઉપર એમની ધાર્મિકતાની મુદ્રા સ્પષ્ટ અંકાઇ રહેતી. માટે અમે એમને પૂર્ણ અર્થમાં એક 'મહર્ષિ' કહીએ છીએ.

મ૦ રાનડેની સર્વ પ્રવૃત્તિઓને ગતિ આપનાર જે એમની " hopefulness "—ઉદયની આશા-મનાથ છે તેપણ વસ્તુતઃ—આ ધાર્મિકતાનું જ પરિણામ હતું. હિન્દુસ્થાનનું ભવિષ્ય સારૂં છે અને એના ઉપર પરમાત્માનો સવિશેષ પ્રેમ છે એવી દૃઢ શ્રદ્ધાથી ઉત્તેજિત થઈ દેશોદય માટે એમણે સર્વ પ્રયત્નો કર્યા છે, અને આ શ્રદ્ધા એમનામાં કેવી પ્રબલ હતી અને એમાં ધાર્મિકતા કેવી પ્રવેશી રહેલી હતી એ એમના પ્રત્યેક ઉદ્ગારમાં પ્રત્યક્ષ થઇ આવે છે.

ધાર્મિકતાની સમાનકોટિની, આરંભમાં એ કરતાં પણ ચઢતી અને પાછળથી એના સુન્દર તેજથી છવાએલી, એવી આ મહાન હૃદયની બીજી વૃત્તિ તે **સ્વદેશભક્તિ** છે. સર્વેને સુવિદિત છે કે મ૦ રાનડેએ એમની વિદ્યાર્થી કૉલેજ અને યુનિવર્સિટિમાં અસાધારણ યશ સંપાદન કર્યો હતોઃ પણ તેઓ જેવા વિદ્વાન હતા તેવાજ—બલ્કે એથી પણ અધિક—વિચારક હતા. અને તે એટલે સુધી કે આજ સમસ્ત હિન્દુસ્થાનના વિચારકો એમને એક ગુરુરૂપે પૂજે છે. પણ વિદ્યા અને વિચાર ઉભય કરતાં પણ એમનામાં સ્વદેશભક્તિ વિશેષ હતી. આમ હોવાથી એમણે ઉભયને આરંભથી જ સ્વદેશસેવામાં નિયોજ્યાં હતાં. અને એનું ફળ આપણે અનેકવિધ દેશોન્નતિ માટે ઉત્પન્ન થએલી સંસ્થાઓ રૂપે આજ જોઇએ છીએ. પણ મ૦ રાનડેની સ્વદેશભક્તિનું સંપૂર્ણ સ્વરૂપ સમજવા માટે, સને ૧૮૭૩માં પોતે પુનામાં પ્રિન્સિપાલ સદર અમીન થઈને આવ્યા તે સમય ઉપર દૃષ્ટિ નાંખવાની જરૂર છે. છેલ્લાં દસ પંદર વર્ષમાં પથરાઇ રહેલા એમના દેશસુધારારૂપી ભવ્ય વૃક્ષથી આપણું ધ્યાન સવિશેષ ખેંચાયું છે, અને ખેંચાય એ સ્વાભાવિક છે, પણ જો એ વૃક્ષનું યથાર્થ જ્ઞાન મેળવવું હોય તો એના બીજકાલ અને અંકુરકાલ ઉપર લક્ષ દેવાની આવશ્યકતા છે. આ અધ્યયન અતીવ રસ ઉપજાવે એવું છે એટલુંજ નહિ, પણ એમાંથી એક અનુપમ બોધ મળેછે, અને તે એ કે ખરી સ્વદેશસેવા આરંભથી જ સમસ્ત દેશ ઉપર હવા માફક ફરી વળતી નથી, પણ એક વૃક્ષની પેઠે ધીમે ધીમે ઉગેછે અને વિસ્તરે છે. મ૦ રાનડેની સ્વદેશસેવાનો આરંભ પૂના અને મહારાષ્ટ્રથી થયો હતો અને તેથી જેમ એક તરફ આપણે એમને સમસ્ત હિન્દુસ્થાનના પુરુષરૂપે ઓળખીએ છીએ, તેમ બીજી તરફ તેઓ પુનાના અને મહારાષ્ટ્રના ગણાય છેઃ બંને ગણના યોગ્ય છે. આથી એમની દેશભક્તિનો જરાપણ સંકોચ થએલો સમજવાનો નથી. જે દેશભક્તિ સહસા વિસ્તરી જવાની ત્વરા દર્શાવે છે તે ભાગ્યે જ ગંભીર અને દૃઢ હોય છે. મ૦ રાનડેમાં એણે એવું સ્વાભાવિક સ્વરૂપ લીધું હતું, અને તેથી જ એનામાં આટલું ગાંભીર્ય અને બલ આવેલું જણાય છે.

વળી પૂર્વોક્ત ધાર્મિકતા અને સ્વદેશભક્તિ ઉભયના ફળરૂપે મ૦ રાનડેમાં એક અપૂર્વ

ઐતિહાસિક સત્ય દૃષ્ટિ આવી હતી. જ્યાં સુધી મનુષ્યની દૃષ્ટિ સંકુચિત હોય છે ત્યાં સુધી એને સત્ય નજરે પડતું નથી; દૃષ્ટિ વિસ્તાર પામતાં, એના એ જ વિષયો પણ એને જૂદા જ અર્થથી ભરેલા લાગે છે. અત્યંત ખેદની વાત છે તથાપિ સત્ય છે કે કેટલાકોની દૃષ્ટિ, ઉપર બતાવેલાં બે તત્ત્વોને અભાવે, એવી વિપરીત થઈ ગએલી હોય છે કે એમને સર્વ જ્ઞાન અને ડહાપણનો ભંડાર વર્તમાન સમયમાં જ, અને તે પણ પરદેશમાં જ, ઉઘડેલો નજરે પડે છે. મ૦ રાનડેની ધાર્મિકતા અને સ્વદેશભક્તિએ એમના આત્માને ઉદાર કર્યો હતો, અને તેથી તેઓ હિન્દુસ્થાનના ભૂતકાળના મહર્ષિઓ સન્તો અને રાજ્યકર્તાઓનો ખરો મહિમા સંપૂર્ણ સમજી શકતા. પ્રાચીન બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓના જીવનની ખરી ખુબી એમણે છેલ્લી લાહોરમાં મળેલી સંસારસુધારાનીસભાને શ્રવણ કરાવેલા લેખમાં સ્પષ્ટ કરી આપી છે. આજથી બે વર્ષ ઉપર મદ્રાસમાં આપેલા ભાષણમાં એમણે બ્રાહ્મણોએ હિન્દુસ્થાનને કરેલી સેવાની જેવી પ્રશંસા કરી હતી તેવી આજ પર્યન્ત કોઇએ પણ કરી નથી. એ મહાત્માને કબીરની માફક બ્રાહ્મણ શૂદ્ર હિન્દુ મુસલમાન સર્વમાં એક જ મનુજ આત્મા નજરે પડતો, અને તેથી બ્રાહ્મણોનું તેટલું સ્વાર્થ સંકોચ અને વહેમનું જ ભરેલું એ ભ્રાન્તિ એમના હૃદયમાં કદી પણ પ્રવેશ કરી શકી નહતી. જ્યાં જે ખરૂં અને સારૂં લાગે ત્યાં તે ઉદાર ભાવે કબૂલ કરવું, એને એનું દેશકાલાનુસાર એના જીવન્ત સ્વરૂપમાં ગ્રહણ કરવું, એ એમની રીતિ હતી. આવી ઉદાર દૃષ્ટિ જ નિષ્પક્ષપાત થઈ શકે છે, અને એમના “ મરાઠાના ઇતિહાસ ” માં એમણે પ્રાર્થનાસમાજનાં બન્ધનો તોડી રામદાસ તુકારામ આદિની મૂર્તિપૂજા માટે જે ભાવ દર્શાવ્યો છે તે એ મહાન પુરુષના ઉદાર હૃદયને ઘટે તેવો છે. મહારાષ્ટ્રની ધાર્મિક જાગૃતિના અજ્ઞાનને લીધે, શિવાજીના સંબન્ધમાં તેમ જ આખો મહારાષ્ટ્રનો ઇતિહાસ સમજવામાં અગ્રેજ ઇતિહાસકારોએ કેવી ભૂલ કરીછે એ એમણે ઉપર કહેલા પુસ્તકમાં બહુ સારી રીતે બતાવીઆપ્યું છે—અને આમાં પણ એમની ધાર્મિકતા અને સ્વદેશભક્તિ એમની ઐતિહાસિક સત્ય દૃષ્ટિની પાછળ વિરાજે છે.

આ રીતે અસંખ્ય બોધથી ભરપૂર એવા આ મહાન જીવનનાં—અવકાશને અભાવે-માત્ર બે ત્રણ તત્ત્વોનું જ સ્મરણ કરી અત્રે વિરમવું પડે છે. એ મહર્ષિના સિદ્ધાન્તોનો ગુજરાતી વાચકને સવિસ્તર પરિચય કરાવવાનો ઉપક્રમ આ પત્રમાં કેટલાક વખતથી શરૂ થઈ ચુક્યો છે. તો અત્ર એ વિષે વિશેષ ન લખતાં એટલું જ કહેવું બસ થશે કે મહર્ષિ શ્રી મહાદેવ ગોવિન્દ રાનડેની સમસ્ત હિન્દુસ્થાનને અસહ્ય ખોટ છે, જે ખોટનું પૂરેપૂરૂં સ્વરૂપ માત્ર હૃદય જ અનુભવે છે, અને જેમાં કાંઈપણ દિલાસો રહે છે તો તે એટલો જ કે ગ્લૅડસ્ટન એક પ્રસંગે કહે છે તેમ—

“ These examples of rare intelligences yet more rarely cultivated, *with their great duties greatly done*, are not lights kindled for a moment, in order then to be quenched in the blackness of darkness. While they pass elsewhere to attain their consummation, they live on here in their good deeds, and their venerated memories in their fruitful example. ”

મહારાષ્ટ્રના સન્તો—રામદાસ તુકારામ આદિ—ની સાથે, એ મહાન પુરુષ પરમાત્માના ચરણકમલમાં નિત્ય નિરન્તર વસો એટલી આ ભારતભૂમિની આશીષ્ છે.

---

Reg No B 196

આદ્ય દ્રષ્ટા—
'એક અભેદમાર્ગ-પ્રવાસી'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ એ એલ્એલ્ બી

( ધર્મ-ગૂઢ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्

પુસ્તક ૧૬. અંક ૬. ] ( માસિક. ) [ માર્ચ. ૧૯૦૧.

## જીવન.

( મળેલ )

તોટક

જગમાં જનમી હસિયે રડિયે,
વળી યૌવનમાંહિ પ્રીતિ કરિયે,
ફરી જર્જરિતાંગ જરા વળગે,
તન મૃત્યુ તણે શરણે જઇયે ૧

કયમ આ જગમાં હસિયે, રડિયે ?
કયમ આ જગમાં ડરિયે, મરિયે ?
ગતિ ગૂઢ બધી કળવા કોણ સકે ?
નવ જાણું, અરે !, મનુ હું કહિયે ૨

કયમ ચંપકપુષ્પકળી ફુટતી,
જન મર્ત્ય થકી વણદીઠી મીંચી ?
કયમ આ મધુરી ઋતુઓ સઘળી
ક્ષણ કલ્પન દે મનહારી વળી ? ૩

* ઇંગ્રેજી ઉપરથી

ક્યમ મૂઢ, રહે, મન આ, વળગી,
અહિં વસ્તુ અનિત્ય પરે સઘળી ?
ગતિ ગૂઢ સકે બધી કોણ કળી ?
નવ જાણું હું તો સકું કાંઇ વળી. ૪

દુખ પીડની મધ્ય રહી મથીયે,
લડીયે, પછી નાશી જતા રહિયે,
કરિયે પ્રીતિ, ખોઈ વળી રહિયે,
પછી છેવટ મૃત્યુપથે જઇયેઃ— ૫

આ, જીવન !, તુજ ગાન આ
    જીવન દુઃખનું પૂર
જીવનમાં રહેવું સદા,
    અન્તે મૃત્યું જરૂર. ૬

અમર.

---

## વિસ્મૃતિજનિતક્ષોભ.

( મળેલું. )

જ્યારે થશે વિસ્મૃત તું રસીલી, અગાધ કાલોદધિની ગુહામાં,
ત્યારે થશે ભગ્નકપોલ-ચિત્ત. ઉડે જીવ્યું જે સ્મૃતિ-પાંખની તવ.
અયી રમા જે સમયે વિદીર્ણ થશે મણિ-મંદિર તુ-સ્મૃતિનું,
વિલુપ્ત થાશે મમ શુષ્ક દેહ, પછી મળીશું અયિ રે ક્યહાં ક્હે.

અવગાહન સ્મૃતિ-સરમાં કરતો વ્હાલી ત્યહાં દઉં અર્ધ્ય
શિવશક્ત્યાત્મક સર્વે ત્યાં દેખું તવ મૂર્ત્તિ સહે રમ્ય.
અરુણ-કિરણ ત્યાં વિલસે ઉષા, પ્રમોદે સ્નાન કરી પામું.
અબોધ બુદ્ધિ તણો હું, ગ્રહી ઉરોબ્જે કિરણ તિમરહરનું.

કોનેય ભેટી ને હવે ક્હેની સખી ક્હેને કંઈ.
"**सत्य परं धीमहि**" શબ્દોની મચાવિશ તાન હું;
કોનીય રમ્ય મૃણાલકટિને ગોદમાં લપટાઈ હું
સાધીશ એનું ઐક્ય ને વિલસીશ દિવ્ય પ્રદેશમાં.

કોનાય પ્રાણો હું અહીં સરિસરી નચવે લાસ્યમાં
ઉલ્લાસમાં, પરમાત્મમાં, દિવ્યાનનાના રાસમાં.
ઓ રમ્ય પુતલી પ્રેમની તરછોડીને શિદ ચાલી જા.
આ પ્રેમવલ્લી સોમવલ્લી પાઇને ફેંકી શું જા.

કોનીય પાંખે ઉડિને પરમાત્મતા પામીશ હું,
કોને સખી નિરખી રહી મારૂં સહુ માનીશ હું.
કોનીય છાતીએ જડાઈ દિવ્ય ગાન સુણીશ હું,
ને સર્વ વિસ્મરિ તવ પ્રગાઢ પ્રમોદમાં વિલસીશ હું.

ઓ રે સખી તવ સ્હોડના પ્રેમી કલાય મહીં ગુંથી
આ દેહને આ આત્મને લટકાવતી શું ચાલી જા.
પાઉં કોને આ ઉકાળા ઊરના, કે રેડું ક્યાં,
કે શબ દિસે જગ તે મહીં બનિને વણિક્ વિહરીશ હું.

મૃત્યુને અટકાવી શકવા ખ્યાલ મેં બાંધ્યો હતો.
અભિષેકસિંચન શંભુ પર કરી મત્ર મૃત્યુંજય ભણી–
મંત્રશાસ્ત્રીઓ ઘણા તવ આયુવૃદ્ધિ સાધવા–
ક્ષણ એકમાં પણ જે_થયું તે, ના થયું થાશે નહીં.

ધારી હતી મમ શક્તિ જે કંઈ તે બધી ઊડી ગઈ
તવ દિવ્યતા મમ ક્ષુદ્રતા ને પામરત્વ પ્રકાશિયું.
તારી છબી વિલસે બધે સૌંદર્યમાં આ વિશ્વના,
તારા વિનાના દેખું કંઈ કે ચક્ષુ તવમય તેં કરી.

બેભાનને બેહાલ દેખી સર્વ કોઈ ખસે હુંથી
ને અન્ય વીતે મુજ શિરે તે જોઇ ના અનુકંપતી.
દેવી અધિષ્ઠાત્રી, મ્હારા હૃદયની, ઉપાસના,
તારી કરી, તે સર્વ વિફલા જોઇને ફાટે કલા.
આ હૃદય, તે સમયે સખી ઉગારશે અનુગ્રહ કરી,
કેના હવે હૈડા મહીં તારા કશું મમ છે નહીં.
યોગી મળે કો ઓલીયા કે જ્યોતિષીના પુસ્તકે,
પૂછું ક્યહાં રસ્તો હમારો પ્રેમનો યા દર્દનો.

ભાવી ઉકેલે કો નહીં અકળાઈ ઉર આલિંગીને,
તૂંને પુછે શું કરૂં સખી કંઈ તો અયી ક્હેને કંઈ.
અવનવાં સત્યો તું પાસે પામિયો પામ્યો નહીં,
પણ સ્ફિંક્સ જેવી તું સદા બેસી રહી બોલે નહીં.
આ હૃદય સળગી ઉગ્ર આન્દોલન થકી બની ક્લાન્તને,
રેડું તહારા ચરણમાં ઊર્મી તણા પ્રસ્રવણને.
આ હૃદયના ભાવો બધા વાચ્યા છતાં ક્હેતી નહીં,
દારૂણ દમતી ઉર હમારૂં, વિવશને અશરણ કરી.
મૃદુ પૂર્વના સર્વે પ્રસંગો હૃદયવીણાતારને,
ઝણુણાવી ભરતા વિશ્વની બાહ્યાંતરે તવ ચેતના.

દૈવાર્ત.

---

# મહારાણી શ્રીવિક્ટોરિયાનો સ્વર્ગવાસ.

હિન્દના એક મહાન પુરુષના પરલોકગમનની નોંધ લેવાઈ રહી નથી, એટલામાં બીજા અત્યન્ત મહત્ત્વના બનાવે ચોતરફ ખેદની છાયા પ્રસારી મૂકી છે. મહારાણી શ્રી વિક્ટોરિયાનો સ્વર્ગવાસ એ સાધારણ બનાવ નથી· હિન્દને માટે સાધારણ નથી એટલું જ નહિ, પણ સમસ્ત ભૂમંડળ ઉપર પણ આવો મહત્ત્વનો બનાવ કોઈક જ કાળે બને છે.

એમના જવાથી જાણે સમસ્ત જગત્ નવીન યુગમાં સંક્રાન્ત થયું હોય એવો ભાવ આજકાલ સર્વત્ર ઉપજી રહ્યો છે. મહારાણીશ્રી તરફ અત્રસ્થ આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષ સર્વેની નિ:સીમ ભક્તિ હતી, અને અન્ય પ્રજાઓમાં પણ એમને માટે એટલું જ માન હતું એમના જવાથી હિન્દુસ્થાનમાં સર્વત્ર એક માયાળુ અને પૂજ્ય માતાના જવાથી જેવું દુ:ખ થાય તેવું દુ:ખ થયું છે, અને એમ કહીએ તો પણ ચાલે કે એમના નામનો હિન્દુસ્થાનમાં સર્વેને એવો મહવાસ પડી રહ્યો છે, કે એમનું પરલોકગમન કલ્પનામાં ચઢવું પણ અશક્ય છે.

મહારાણીનું રાજ્ય વીજળી તાર વગેરેના અસંખ્ય ભવ્ય ચમત્કારો માટે હંમેશ પ્રસિદ્ધ રહેશે એટલું જ નહિ, પણ રાજધર્મ સ્ત્રીધર્મ આદિ અનેક ઉજ્જ્વળ ભાવનાઓના સંગ્રહરૂપ એ વ્યક્તિ જગત્ આગળ એક બેનમૂન નમૂનારૂપે ઉપસ્થિત રહી એની ઉન્નતિમાં સહાયકારી થશે એ નિ:સન્દેહ છે

મહારાણીશ્રીના રાજ્યમાં મનુષ્યે પ્રકૃતિ ઉપર બહુ અગત્યનું સામ્રાજ્ય મેળવ્યું છે, પ્રજાનો દીનવર્ગ વિશેષ હકવાળો અને સુખનો અધિકારી ગણાયો છે, તથા જનસમાજની પરોપકારવૃત્તિ વધારે સાધારણ અને સર્વમાન્ય થઈ છે. પ્રજાના દિનપરદિન વધતા સ્વાતન્ત્ર્યમાં એમના અનુકૂલ થવાથી કેવલપ્રાકૃતજનસત્તાક રાજ્ય તરફ એક વખત ઉત્પન્ન થએલી યૂરોપની વૃત્તિ મન્દ પડી છે, અને એ રીતે જગત્ બહુ ભયકર પરિણામોમાંથી બચી ગયું છે

જ્યારે ઇ. સ. ૧૮૫૭ ના બળવા વખત વૈર ક્રોધ અને ધર્માન્ધતાની સલાહ સંભળાવા લાગી હતી તે વખતે એમણે પ્રેમ દયા ક્ષમા અને પરધર્મસહિષ્ણુતાના ઉદાર ભાવથી પ્રેરાઈ, પૂર્ણ દીર્ઘદૃષ્ટિ અને ડહાપણ પૂર્વક હિન્દુસ્થાનને એનો "મૅગ્ના ચાર્ટા"— એક મહારાણીને યોગ્ય ગાભીર્યવાળો, તેમ જ 'એક સ્ત્રીને શોભે એવો' મૃદુ ભાષા અને મૃદુ લાગણીથી ભરેલો પ્રજાહકનો લેખ—આપ્યો છે.

જ્યારે લૉર્ડ મેલ્બર્ને એક પ્રસંગે એમને કહ્યું કે અમુક પગલું ભરવું સગવડભરેલ છે, ત્યારે એમણે જવાબ દીધો: "હું સગવડ-અઘવડ સમજતી નથી. મને તો માત્ર સારૂં શું અને ખોટું શું-કર્તવ્ય શું અને અકર્તવ્ય શું-એ ભેદ જ સમજાવવામાં આવ્યો છે." આ રીતે સુખદુ:ખનો અનાદર કરી કર્તવ્યભાવના સિદ્ધ કરવામાં જ એમણે સ્વજીવનનું સાર્થક્ય માન્યું હતું

સ્ત્રીતરીકે પણ એમની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે: પતિ ઉપર અનુપમ પ્રેમ દર્શાવી સમસ્ત પ્રજાને એમણે સ્ત્રીપુરુષના સંબન્ધનો ઉત્તમ બોધ આપ્યો છે એમ આખી બ્રિટિશ પ્રજા એકે અવાજે કહી રહી છે. એમના વૈધવ્યકાળની વૃત્તિ તો ખરેખર આપણી આર્યભાવનાને સંપૂર્ણરીતે સન્તોષે એવી છે. પતિની હયાતીમાં જે અનેક આનન્દ

પ્રસંગોમાં મ્હાલેતાં, તે જ મહારાણી વૈધવ્યદશા પ્રાપ્ત થતાં એક પ્રકારના એકાન્તવાસ અને વૈરાગ્યમાં જ કાળ નિર્ગમન કરવા લાગ્યાં; અને તે જ સાથે, પ્રજા રૂપી બાળકપ્રતિ પોતાની ફરજો બજાવવામાં પણ જરાએ ન્યૂનતા રાખી નહિ! હિન્દુસ્થાનને આ અલૌકિક અને ઉચ્ચ ભાવનાને સ્પર્શનારી વૃત્તિ અસાધારણ પ્રેમ ઉપજાવે એમાં શું આશ્ચર્ય?

પરમાત્મા એમના આત્માને શાન્તિ આપો એવી હિન્દની ખરા હૃદયની પ્રાર્થના છે.

" May children of our children say,
She wrought her people lasting good;

Her court was pure; her life serene;
God gave her peace, her land reposed;
A thousand claims to reverence closed;
In her as Mother, Wife, and Queen. "

( Tennyson. )

---

## મુંબાઈ યુનિવર્સિટિની 'એમ. એ'ની પરીક્ષામાં ચાલુ દેશી ભાષાઓનું દાખલ થવું.

હાલ થોડાક દિવસ ઉપર મુંબાઈ યુનિવર્સિટિની સેનેટે બહુ અગત્યનું પગલું ભર્યું છે: 'એમ. એ'ની પરીક્ષામાં સાહિત્યના વિષયમાં અંગ્રેજી ઉપરાંત સંસ્કૃત આદિ પ્રાચીન ભાષાઓ લેવામાં આવે છે તેને બદલે ચાલતી દેશી ભાષાઓ—ગુજરાતી, મરાઠી અને કાનડી ભાષાઓ—પણ લઈ શકાય એવો ઠરાવ થયો છે. સર્વના જાણવામાં છે કે આજથી કેટલાક વખત ઉપર આ દેશી ભાષાઓને યુનિવર્સિટિ પાસે યોગ્ય સત્કાર અપાવવાનો ઉપક્રમ મ૦ રાનડેએ કર્યો હતો, અને એમનો પૂર્ણ આગ્રહ હતો કે આ ભાષાઓ કૉલેજના અભ્યાસક્રમમાં સર્વત્ર દાખલ થવી જોઇએ, પણ કેટલાક પારસી તથા અંગ્રેજ ગૃહસ્થોના મત વિરુદ્ધ પડવાથી એમની દરખાસ્ત પસાર થઈ શકી નહતી. વિરુદ્ધ દલીલ એવી હતી કે આ ભાષાઓમાં પૂરતું સાહિત્ય નથી, તથા પારસી વગેરે કોમોને આથી અન્ય વર્ગની સરખામણીમાં બહુ અન્યાય થવાનો સંભવ છે. આમાંની પ્રથમ દલીલના ઉત્તરમાં મ૦ રાનડેએ મરાઠીનું સાહિત્ય કેવું વિશાળ છે એ જાતે એક લેખ લખી બતાવી આપ્યું હતું, તથા ગુજરાતી સાહિત્યની વિશાળતા પણ એના વિદ્વાનોને મુખે સિદ્ધ કરી આપી હતી. બીજી દલીલ નજીવી હતી તથાપિ એ ઉપર સ્હામા પક્ષનો બહુ આગ્રહ જોઈ, એમણે એવો માર્ગ સૂચવ્યો હતો કે આ ભાષાઓ 'એમ. એ'ની પરીક્ષામાં પસંદગીના વિષય તરીકે દાખલ કરવી, જેથી કોઇપણ તરેહની અડચણ રહેતી નથી. પરલોકવાસી મહર્ષિશ્રીનો આ વિચાર એમના પરલોકગમન પછી પણ પાર પડેલો જોઈ આપણ સર્વે ખુશી થઇએ છીએ, અને આ નવા ધારાને પરિણામે આપણી ચાલુ દેશી ભાષાઓ વિકાસ અને ઉત્કર્ષ પામે એમ આશંસા રાખીએ છીએ.

" भाषा साखा है सही, संस्कृत सो ई मूल
मूल रहत है धूलमें शाखामें फल फूल ॥ "

આ વાક્યમાં ઘણું સત્ય છે. સંસ્કૃતઆદિ પ્રાચીન ભાષાનો અભ્યાસ અર્વાચીન દેશી ભાષાને ઉપકારક છે એમાં સંશય નથી, અને જેઓ આ દલીલથી પ્રાચીનભાષાના અભ્યાસનું સમર્થન કરે છે તેઓનું કહેવું વજનદાર છે એમ ગ્રીક અને લૅટિન ભાષાદ્વારા ખીલેલી અંગ્રેજી વગેરે ભાષાના ઇતિહાસ ઉપર લક્ષ દેતાં સહજ સમજાય છે. પરંતુ આ વાતની સાથે એ પણ સ્મરણમાં રાખવાનું છે કે યુનિવર્સિટિ જ્યાં સુધી ચાલતી દેશી ભાષાઓની ઉપેક્ષા કરશે ત્યાં સુધી તે ભાષાઓમાં ગૌરવ આવવા સંભવ નથી અને તે વિના એ કેળવાવાની નથી અને કેળવાયા વિના એ ખીલવાની નથી. હિન્દુસ્થાનમાં યુનિવર્સિટિઓએ માત્ર વિદ્યાના અલકારગૃહરૂપે ન રહેતાં વિદ્યાને લોકોપયોગી કરી આપવામાં સહાય થવાનું છે, અને આ રીતે દેશના જીવનને સજીવ કરવામાં એક સાધનભૂત જે અર્વાચીન દેશી ભાષાઓની ખીલવણી તે સંબન્ધી કર્તવ્ય બજાવવાનું છે.

અમને લાગે છે કે કૉલેજના 'પ્રિવિયસ'થી માંડી 'બી. એ' વા 'એમ. એ' પર્યન્તના અભ્યાસક્રમ માટે આ યોજના થઈ હોત તો ખરેખર લાભ થવા સંભવ હતો, પરન્તુ "**अकरणान्मन्दकरणं श्रेयः**" એ ન્યાયાનુસાર હાલ જે થયુંછે તેટલાથી સન્તોષ માનવાનોછે.

ગુજરાતીનો અભ્યાસ 'એમ. એ'ની પરીક્ષાને યોગ્ય થવા માટે કાંઇક નીચે પ્રમાણે પેપરોની સામાન્ય ગોઠવણ થવી જોઇએ એમ અમારો નમ્ર અભિપ્રાય છે:—

(૧) પેપર (પ્રશ્નમાલા)—૧. અતિપ્રાચીન (જૈન) ગુજરાતીનો એક ગ્રન્થ.
૨. પ્રેમાનન્દ, શામળ.
૩. નરસિંહમહેતા, અખો, ભોજો, દયારામ.
૪. દલપત અને નર્મદ.

ધ્યાનમાં રાખવાનુ કે—આ કવિઓના સર્વ ગ્રન્થો ભાષાંશમાં સારી રીતે સમજવા, અને ઉપરાન્ત પ્રત્યેકનો બહોળીરીતે અભ્યાસ કરવો: જેમકે, પ્રેમાનન્દનાં આખ્યાનો મૂળ મહાભારતપુરાણાદિક સંસ્કૃત ગ્રન્થો સાથે; તથા એનાં નાટકો સંસ્કૃત નાટ્યશાસ્ત્ર સાથે; સામળ પણ યથાસંભવ મૂળ સંસ્કૃતગ્રન્થો સાથે; તથા એના સમયના સંસારચિત્ર સાથે; અખા વગેરે, શંકરાચાર્ય વલ્લભાચાર્ય આદિ તથા એમના અનુયાયિઓના સવિસ્તર વેદાન્તસિદ્ધાન્ત સાથે, તથા જ્ઞાન ભક્તિ આદિની ધાર્મિક પ્રવૃત્તિઓના ઇતિહાસ સાથે; દલપત નર્મદ એ અર્વાચીન સમયના સંસારસુધારા સાથે—અવલોકવા.

૨. પેપર (પ્રશ્નમાલા)—(૧) ગુજરાતી ભાષાનો ઇતિહાસ.
(૨) ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ.

ધ્યાનમાં રાખવાનુ કે—(૧) માં વૈદિક, સંસ્કૃત, દેશ્ય, અપભ્રંશ, પ્રાકૃત, ગુજરાતી અને તત્સમ મગધી ફારસી આદિનું જ્ઞાન આવશ્યક છે. (૨) માં અતિપ્રાચીન ગુજરાતીનો તેમજ તે તે સમયના ગુજરાતના ઉપયોગી ઇતિહાસનો પણ સમાવેશ થાય છે.

૩. પેપર (પ્રશ્નમાલા)—નિબન્ધ.

# ગ્રન્થાવલોકન.

*વેદાન્તવિચાર અને પરચુરણ પ્રબોધ*—આ ગ્રન્થને રચી પ્રસિદ્ધ કરનાર ગૃહસ્થ "રા. રા. લલ્લુભાઈ પ્રભાશંકર ( કુબડથલકર ), રાયકવાળ બ્રાહ્મણ, રહેવાશી શહેર વ- ડોદરા, હાલ વસ્તી શ્રી સિદ્ધપુર ક્ષેત્ર, કડી પ્રાન્ત–જિલ્લે વડોદરા " છે. " 'હું' અને 'તું' એ શબ્દ જૂદા છે, યદ્યપિ વાચકવર્ગને 'તું' રૂપે ઓળખાવવા સૂચકરૂપે 'હું' મૂકું છું " ઇત્યાદિ ભવ્ય અર્પણપત્રિકાથી ગ્રન્થારંભ થાય છે. ત્યાર પછી "પ્રૂફશીટસ તપાસવા તથા કાગળ પત્રો લખવા વિગેરેમાં મદદ કરનારનાં મુબારક નામોની યાદી" "શુદ્ધિપત્ર" ઇત્યાદિ આવે છે. ગ્રન્થકારનો ઉદ્દેશ પ્રસ્તાવનામાં નીચે મુજબ જણાવવામાં આવ્યો છેઃ—

"આ ગ્રન્થમાં જે જે હકીકત દાખલ કરેલી છે તે કાંઈ ફક્ત માન મેળવવા અથવા શ્રેષ્ઠપણું બતાવવાના હેતુથી છે એમ કોઇએ પણ સમજવું નહિ, પરંતુ સર્વ મનુષ્યોનો ધર્મ છે કે સારમાં સાર જે વસ્તુ હોય તે કરવી. એ પ્રમાણે **આખા જગત્‌માં શોધ કરતાં** તથા **મનશક્તિથી** વિચાર કરતાં સાર વસ્તુ ઇશ્વરનું જ્ઞાન ,જણાયુ તેથી તે ઉપર મન લગાવી હમેશ મનન થવાને વાસ્તે આ હકીકતનો સમુહ કરેલો છે." ( ધ્યાન ખેંચનાર ટાઇપો અમારાં છે. )

"મૂલ ગ્રંથ મોટો છે એટલે તે વાંચવા તરફ સજ્જન વાંચનારનું લક્ષ લાગી રહેલ હશે માટે હવે ગ્રંથ સરૂ કરૂં છું માટે વાંચનારનું લક્ષ તે તરફ જવું જોઇએ." એમ "સજ્જન વાંચનાર" ઉપર કૃપા કરી પ્રસ્તાવના સમાપ્ત કરી છે.

જે ઉપર " વાંચનારનું લક્ષ લાગી રહેલ હશે " એમ ગ્રન્થકાર માને છે તે વિષય હવે શરૂ થાય છે—જેમાં "તત્વજ્ઞાન" 'વિવેક' 'વિરાગ' 'આત્મા વિષે જૂદા જૂદા મત' 'સંસાર' 'ધર્મ' 'ઇશ્વરનું અસ્તિત્વ તથા તેનું સ્વરૂપ' ઇત્યાદિ ગંભીર વિષયોની સાંપ્રદાયિક મનાતી, પણ વસ્તુતઃ શ્રવણમનનનિદિધ્યાસન અને અનુભવ સર્વાંશે શૂન્ય એવી, ચર્ચા ચાલે છે. એ ચર્ચાને અન્તે ગ્રન્થકાર કહે છે કે એમણે બતાવેલી "સ્થિતિઓ ક્રમશઃ પ્રાપ્ત કરી લઇએ તો પૂર્ણ બ્રહ્માનંદમાં મળી ગયા એટલે આત્મા પરમાત્મા એક થઈ ગયો એમાં કંઈ પણ સંશય રહે નહીં." કેવો આનન્દ! પણ ગ્રન્થકારને પોતાને એની સુલભતા વિષે શંકા ઉત્પન્ન થતાં પોતે બ્રહ્મની સમાધિમાંથી નીકળી "નિર્વિઘ્ને અને હોંશીઆરીથી સંસાર પસાર કરવાની" વાત ઉપર એકાએક ઉતરી પડેછે. કહેછે કે " પણ ઉપર પ્રમાણે પણ જો બની શકે નહીં તો માત્ર સંસાર નિર્વિઘ્ને અને હોંશીઆરીથી પસાર કરવા માટે નીચે બતાવેલી કહેવતો છે તે અનુભવવી એટલે સંસાર બીન અડચણે પસાર કરી શકશો એમ 'અમારી ખાત્રી થએલી છે" ' એક ઇષ્ટને ભાવ રાખીને ભજવો ' ' ગર્ભશ્રીમંતાઈ રાખવી,' ઇત્યાદિથી માંડી આશરે ત્રણસોએક કહેવતોનું લિસ્ટ ચાલે છે—જેમાં ' ખરી મહેનતથી દ્રવ્ય જોડવું ' 'દુઃખ આવે ડરવું નહીં ' એની સાથે ' સ્ત્રીને સાચું કહેવું નહીં ' ' દેવું કરીને પણ દીકરો પરણાવવો' 'પાનની બીડી તપાસીને ખાવી' 'હરેક બાબતમાં નાક બારી રાખવી' ઇત્યાદિનો પણ સમાવેશ થાય છે. નીચેનું બ્રહ્મસૂત્ર પણ હંમેશ પાઠ કરવા જેવું છે.

---

* કિંમત " એક રૂપીઓ પાંચ આના કલદાર."

" ચક્ર સેવ્યં, વક્ર સેવ્યં, ન સેવ્યં કેવલ નૃપ;
ચક્ર વક્ર અપ્રસાદેન, બ્રાહ્મણો ભવતી રાક્ષસા "

ત્યાર પછી "મનુષ્યના જન્મનું સાર્થક" ચાલે છે—જેને અંગે મિ. કુર્બાડથલકરે પ્રસંગોપાત્ત આપણા અજ્ઞાન ગ્રેજ્યુએટોએ શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવા જેવી એક બાબત બનાવી છે. તે એ કે "કાળીયો સર્પ શ્રીકૃષ્ણને વંદન કરીને જમનાની નદીમાંથી નીકળી અમરક દ્વીપમાં પશ્ચિમ બાજુએ એક અખાતમાં પોતાનુ રેહાણ કરીને રહ્યો. ને કાળીયાના નામ ઉપરથી તે અખાતને 'ગલ્ફ ઑફ કાલીફૉર્નીયા' કહે છે. અમરક આ શબ્દનો અપભ્રંશ થઇને તેને હાલ અમેરિકા કહે છે એમ લાગે છે" !!! છેવટે "સર્વ સુખનો સંગ્રહ જે પરમેશ્વર તેના પ્રત્યે આપણી સર્વે ચિત્તવૃત્તિ સ્થાપન કરવી એટલે તે સર્વે વૃત્તિને વિષયને જે એક ઇશ્વરને જ એમ કહીને દેહાંતે તેમનો લય ઇશ્વર સ્વરૂપમાં કરવો એ જ મનુષ્યજન્મનું ખરૂં સાર્થક છે" એમ આ પ્રકરણનો ઉપસંહાર થાય છે.

પછી તુરત પાનું ફેરવતા જ "યાદી બાઇરિને ઉકાળાની વીગત નીચે પ્રમાણે સુવાવડવખતે—

| | |
|---|---|
| જ ૧ ભાર દેવદાર પાકો | જ ૧ ધમાસો. |
| જ ૧ વજ ખુરાસાંની | × × × × × × |
| જ ૧ વતાકડીની જડ | જ ૧ કાકડાસિંગી. |

× × × × × ×

જુમલે જ ૨૦ ) જુના ભાર"

ઇત્યાદિ આવે છે. અમે પહેલાં કોઇક પરોપકારી વૈદ્યની આપેલી આ જાહેરખબર હશે એમ ધારેલું, પણ એ અમારી ભૂલ હતી: ગ્રન્થનો જ આ ભાગ છે.

આગળ ચાલીએ એટલે "અગાઉથી ગ્રાહક થનારનાં મુબારક નામોની યાદી અનુક્રમવાર" આવે છે. ત્યારપછી ૨૨ "મદર પુસ્તકના એજન્ટોનાં નામની યાદી," ત્યારપછી અંગ્રેજી Errata આવે છે. Errata નું Errata આપવું રહી ગયું જણાય છે—જે ખામી બીજી આવૃત્તિ વખતે પૂરી પાડવામાં આવશે એમ અમે આશા રાખીએ છીએ.

હજી આટલેથી સમાપ્તિ થતી નથી. હવે અંગ્રેજી લેખ શરૂ થાયછે. "Certain Sayings about the Existence of God..." "The Mahatmas" ઇત્યાદિ મથાળા નીચે પ્રો. મૅક્સમૂલરના "રામકૃષ્ણ પરમહંસ" ના કેટલાક ઉતારા—અત્રસ્થ કૉમ્પોઝિટરના સુધારા વધારા સાથે—દર્શન દે છે.

આ પ્રમાણે ગ્રન્થનું સ્વરૂપ છે. આટલું સ્વરૂપવર્ણન જ બસ છે. અને ગ્રન્થકાર તેમજ વાચક કબૂલ કરશે કે આ સ્વરૂપવર્ણન કરવામાં અમે જરા પણ સ્થલમ કાચને આડો આવવા દીધો નથી. "આખા જગતમાં જોઇએ છીએ તો કેટલાક લોકો પોતાની આંખમાંનું રહેલું મુસળું નહીં દેખતાં બીજાની આંખમાં તરખલું દેખે છે, અને લાગલા જ સામા માણસની નિન્દા કરવા માંડે છે. એનું કારણ તો એટલું જ જણાય છે કે માથાના વિકારમાં ગરક ? ખરી વાતની સમજણ તેમને પડતી નથી" એ પ્રસ્તાવનામાં આપેલો ગ્રન્થકારનો ઉપદેશ સારી રીતે સ્મરણમાં રહેવાથી એમના ગ્રન્થ સંબંધી વિવેચન કરવા અમારી ઇચ્છા થતી નથી. આટલી જ નોંધ બસ છે.

રા. લલ્લુભાઈના આ પુસ્તકે અમને અધઘડી બહુ આનન્દ આપ્યો છે, અને તેમાટે અમે એમનો પૂર્ણ ઉપકાર માનીએ છીએ.

પારકાની નિન્દા કરવામાં, અનીતિથી દ્રવ્યોપાર્જન કરવામાં, આળસુ થઈ પડી રહેવામાં, કે અનિષ્ટ નવલકથાઓનો કચરો ઉત્પન્ન કરવામાં કાલનિર્ગમન કરવા કરતાં આ પ્રમાણે ઉચ્ચ વિષય ઉપર ખરાખોટા બે અક્ષરો સન્મતિપૂર્વક લખવા એ બેશક સારૂ છે, અને આવા ગ્રન્થ રચવામાં વખત કાઢવો તે કરતાં પણ "હરિ"નું બે અક્ષરનું નામસ્મરણ કરી સંસારસમુદ્રમાં વિહરવું, અને આખરે એ સમુદ્રને તરવો એ અધિક સારૂં છે.

---

## સામળભટની કવિતા.

( મળેલું. )*

વાર્તાના લખનાર તરીકે સુપ્રસિદ્ધ મહાકવિ સામળભટથી ગુજરાતી વાંચનાર ભાગ્યેજ અજાણ્યા હશે. કવિ સામળભટની કવિ તરીકે ખ્યાતિ ગુજરાતમાં વધવાથી માતર પ્રગણાના સુંઝ ગામનાં પટેલ રખીદાસે તેમને તેડાવીને પોતાની સમીપ રાખી આજીવિકા ચાલવા જોગ પસાયતું આપી, પોતાની ઉદારતા બતાવી; ઉદરનિર્વાહાર્થે અન્ય પ્રયાસ કરવાની ચિંતા કવિ સામળભટને મટવાથી તેમણે પોતાની કવિત્વશક્તિ બતાવવાનો આરંભ કર્યો; અને નવનવીન કાવ્યો અને વાર્તાઓ રચી પોતાના આશ્રયદાતાને, તેમ ગુજરાતી વાંચનારને પ્રસન્ન કરવાને શ્રમ લેવા માંડ્યો. અને તેમનો તે શ્રમ સર્વથા સાર્થક પણ થયો છે.

કવિ સામળભટ કવિવર્ય પ્રેમાનંદના સમકાલીન છે, અને જે અરસામાં ઉભય કવિ ગુજરાતમાં આરોગ્ય હતા, તે વખતની ગુજગતની બહાર એક ઓર પ્રકારની હતી. કવિ પ્રેમાનંદની શાંત ઉચ્ચ પ્રકારની રસિક કવિતા એક તરફ આનંદથી ગવાતી હતી, અને વાચકને છક કરી નાંખતી હતી; ત્યારે કવિ સામળભટની કવિતા ગુજરાતીઓને પોતાના તરફ આકર્ષતી હતી. અર્વાચીન સમયમાં જેમ કવિ નર્મદાશંકરની મસ્ત વાણી, અને કવિ દલપતરામની સૌમ્ય વાણીથી ગુજરાતીઓ રસાસ્વાદ લેવાને ઉત્સુક જણાતા હતા, તદનુસાર કવિ પ્રેમાનંદ અને કવિ સામળભટની કવિતાને રમ્ય ગુજરાતી મંડળતરફથી અભિવંદન અપાતું હતું, અને તેના પરિણામે ગુજરાતી ભાષામાં કવિ સામળભટ તરફથી સારું સાહિત્ય વારસામાં રહ્યું છે.

એ તો નિર્વિવાદ ઠરી ચૂક્યું છે કે, કવિવર્ય પ્રેમાનંદની કવિતા ઉચ્ચ પ્રકારની હોવાથી તેઓ મહાકવિની પદવીને સર્વથા લાયક છે, તેમ કવિ સામળભટ પણ પોતાના અસંત કાવ્યોના પ્રભાવે કવિ પ્રેમાનંદથી કંઈ ઉતરતા પરંતુ પદ્ય વાર્તાકાર તરીકે સર્વથા ગુજરાતીઓને પ્રિય થઈ પડેલા છે, એટલું જ નહિ પણ તેમના અપૂર્વ કાવ્યચાતુર્યના યોગે તેમને પણ મહાકવિ તરીકે ઓળખ્યા છે. કવિ સામળભટની કવિતા લખવાની શરુઆત થયા પછી કેટલેક સમયે ઉત્તેજન મળવાથી તેમનો પ્રયાસ તે દિશામાં અધિકાધિક થવા માંડ્યો,

---

* સુદર્શનના પારિતોષિક મુજબ લખનાર—"ગુર્જરગિરાન્કર્ષેચ્છુ" રા. રા. અંબાશંકર મહાશંકર ભટ્ટ.

અને તેના પરિણામે તેમણે સારાં સારાં વાર્ત્તાનાં પુસ્તકો, સમસ્યાઓ, પ્રાસ્તાવિક કાવ્યો, અને એવા ગ્રંથો લખવા માંડયા. સાંપ્રત કાલમાં જ્યારે સ્થળે સ્થળે નવલકથાઓ વાંચવાનો પ્રચાર માલૂમ પડે છે, ત્યારે તે સમય પદ્યબંધ વાર્ત્તાનો હતો. અને તે લોકરુચિને તૃપ્ત કરવાના હેતુથી સામળભટ તરફથી વાર્તાનાં પુસ્તકો ઘણાં રચાયાં હોવાં જોઇએ. આ વાર્તાઓનું વસ્તુ ઘણું કરીને ફારસી, હિંદી, સંસ્કૃત અગર મ્હોઢે સાંભળેલી ગાથાઓ છે, અને તે લઇને તેને ચતુરાઈથી યથાર્થ રૂપ આપી, ઓપ ચઢાવી, તદન નવા રૂપમાં ગુજરાતી વાંચનારની સમક્ષ મૂકી વાંચનારને મોહિત કરી નાખ્યા છે. મહાકવિ પ્રેમાનંદની આખ્યાનો લખવાની ઢબ, ઢાળ, રામગ્રી, મેવાડો, કેદારો, બિહાગ, બિલાવર, કડવાં આદિ રાગો પસંદ કરવાની હતી. ત્યારે આ કવિની પસંદગી તદન અન્ય પ્રકારની છે, અને તે છંદની છે. મૂલ સંસ્કૃતમાં નહીં પણ હિંદી ભાષામાં લખાયલા છપ્પય, ચોપાઈ, દુહા, સવૈયા, કવિત, વગેરે ગુજરાતી ભાષામાં અપ્રચલિત છંદોને લખી ગુજરાતી કાવ્યને એક નવીન પ્રકારનું ગૌરવ અર્પી વાંચનારને પણ તદન નવી કૃતિ દર્શાવવાનું માન કવિ સામળભટને ઘટે છે, અને તેની તમામ કાવ્યરચના દોહરા, ચોપાઈ, છપ્પા, મનહર, ઝૂલણા આદિ છંદોમાં છે.

મડાપચીશીની વાર્તામાં સામળભટે વિક્રમની ચતુરાઇનો યથાસ્થિત ભાસ વાંચનારને થાય તેવા પ્રશ્નો વાર્તાના રૂપમાં રચી, પ્રત્યુત્તર તેની પાસે કઢાવી પોતાનું ચાતુર્ય બતાવ્યું છે. કવિ પ્રેમાનંદે પ્રાચીન ઐતિહાસિક, અને પૌરાણિક ગાથાઓ લઈ આખ્યાનો ગ્રથિત કરી ધર્મમાર્ગ બતાવ્યો છે. તેનો બોધ સર્વદા ઇશ્વરભક્તિનો આશય લક્ષમાં લઇને છે, ત્યારે કવિ સામળભટની સંસારના કર્તવ્યમાં કુશલતા, પોતાના વાંચનારને કરી આપવી એ પ્રતિ પ્રવૃત્તિ છે; અને પ્રધાન હેતુ તેમનો એ છે એટલે બન્ને કવિનો પ્રયાસ વિપક્ષે સર્વોત્તમ, કિંબહુના ? સર્વોત્કૃષ્ટ છે !

કવિ પ્રેમાનંદની પૌરાણિક ગાથાઓ રચવાને મતિ પ્રેરાઈ તેનું કારણ પોતે કથા કરતા હતા; તેથી પોતાના ધંધાને પોષાય એ દિશા તરફ પ્રયત્ન કરતા હતા. ત્યારે સામળભટનો આશય સભારંજનનો પ્રધાન હોવાથી વાર્તાકાર તરીકે, બારોટની ગોઠે તેમનો પ્રયાસ હતો. તેમને સભારંજક થઈ માન મેળવવું હતું, જેથી નૂતનકૃતિ દર્શાવવા તરફ ખંતથી પ્રયત્ન કરતા હતા. સભારંજન માટે વાર્તા વાંચવાનો શોખ લગાડનાર ગુજરાતી કવિમાં અગ્રગણ્ય કવિ સામળભટ છે. અને ગુજરાતના ઘણા ભાગમાં તેમની કવિતા સુપ્રસિદ્ધ છે. ત્યારે આપણા મહાકવિ પ્રેમાનંદકવિનાં ઉત્તમ કાવ્યો, આખ્યાનો, ધાર્મિકજનોના હૃદયને અત્યંત પ્રીતિકર છે.

કવિ સામળભટ સ્ત્રીચરિત્રના વિષય ઉપર ઘણા ઉતરી પડ્યા છે, અને તેનાં દુષ્કૃત્યો બતાવવા તરફ પોતાની સખત કલમ ચલાવી છેઃ—

अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता ।
अशुचिर्निर्दयत्वं च स्त्रीणां दोषाः स्वभावजाः ॥

ઉપરના શ્લોકમાં જે દુર્ગુણો જણાવેલા છે તે સ્ત્રીઓમાં સ્વાભાવિક હોય છે તેનું દિગ્દર્શન તેમણે પોતાના કાવ્યમાં વિવિધરીતે બતાવી સ્ત્રીની અધમતા સાબીત કરી આપી છે.

કવિ સામળભટના કાવ્યમાં આ ઉપરથી તદ્દન અનીતિ જ દૃષ્ટિગોચર થાય છે એમ નથી. પરંતુ એવા વિવેચન અંતે નીતિ સ્થાપિત કરવાનો સ્તુસ ઉદ્દેશ જણાય છે. અને તેનું એક મજબૂત ઉદાહરણ તે દળદાર વાર્તાનું પુસ્તક ' શુકબહોતેરી ' ઉર્ફે ' સૂડાબહોતેરી ' છે. આ વાર્તામાં પોપટે બોહોતેર વાર્તાઓ પોતાના શેઠની સ્ત્રી જારકર્મ કરવા જતી હતી તેને કહેલી તે છે અને તેનું વસ્તુ આ પ્રમાણે છે:—

મેના અને પોપટ એ પક્ષીઓને સુપ્રત કરી એક શેઠ વાહાણવટી થઈ વિદેશ કમાવા જાય છે; તેની નવયૌવના સ્ત્રી પતિવિરહથી કામાતુર થતાં જારકર્મ કરવા જવાને તૈયાર થાય છે, તે જોઈ મેના સહન ન થઈ શકવાથી તેને કટુ શબ્દો તિરસ્કારયુક્ત કહેછે. જેથી ક્રોધાવેશમાં ' **कामांधो नैव पश्यति** ' એ સૂત્રાનુસારે પેલી કામાંધ સ્ત્રી મેનાને મારી નાંખે છે. એ પ્રકાર જોઈ પોપટ ચેતી જઈ તેને અટકાવવાને યુક્તિ કરે છે, અને શેઠાણીને અનુકૂળ થઈ તેની દુર્મતિનું નિવારણ કરે છે, કામાવેશમાં આવી સ્વચ્છંદ જાર રમવા જતી યૌવનાને સંબોધી તે અમુક કાર્યમાં કુશળ છે કે કેમ ? આદિ પૂછી તે જાણવા તેની ઉત્કંઠા ઉત્પન્ન કરે છે, અને તેથી તે પોપટને પૂછે છે કે એ શી રીતે ? એટલે પોપટ વાર્તા શરુ કરે છે, અને એવી જારિણી સ્ત્રીઓની કૃતિ દર્શાવે છે વાર્તામાં ને વાર્તામાં રાત્રિ વ્યતીત થતાં પ્રાતઃકાળે તે ઘરકામમાં લાગે છે, અને બીજે દિવસે સજ્જ થઈ જતી વખતે વળી પોપટ પૂછીને તેને રોકે છે અને અમુક સ્ત્રીના જેવું ચાતુર્ય જાર કરનારીને જોઇએ આદિ કહીને તેને લલચાવે છે અને તેથી તે સાંભળવામાં રોકાય છે. એ રીતે બહોતેર દિવસ પર્યંત વાર્તા કરીને જારકર્મ માટે જવા પ્રવૃત્ત થએલી સ્ત્રીને તે રોકી રાખે છે. મુદત પૂરી થતાં તેનો પતિ આવે છે, અને તેઓ દંપતી પ્રેમથી જોડાય છે. એ રીતે પોપટ, ચાતુર્યથી તે સ્ત્રીના શિયળનું રક્ષણ કરે છે. એકંદરે આ વાર્તાના ગ્રંથમાંથી વાંચનારને જોવાનું, જાણવાનું, અને સમજવાનું ઘણું મળી આવે છે. તેમ કવિ સામળની અદ્દભુત કૃતિની પ્રતીતિ પણ થાય છે. વસ્તુસંકલના એવી તો ઉત્તમ છે કે, વાંચનારની ઉત્કટ ઇચ્છા ગ્રંથનું છેલ્લું પૃષ્ઠ હાથમાં આવ્યા સિવાય તૃપ્ત થતી નથી, તેમ તેનો શ્રમ પણ સર્વદા સાર્થક થાય છે !

'સિંહાસનબત્રીસી'માં પણ રાજા વિક્રમનું પરદુઃખભંજનપણું, તેની ઉદારતા, તેની કુલીનતા, તેનું પરાક્રમ આદિ સદ્દગુણનું વર્ણન પૂતળીઓના મુખે કરાવી તેની યોગ્યતાવાળાને માટે આ સિંહાસન છે, અન્યને માટે નથી, આદિ જણાવી વાંચનારને પોતાની કુશળ બુદ્ધિથી દંગ કરી નાંખે છે.

કવિ સામળભટે ઉત્તમ અને અધમ બન્ને પાત્રો પોતાની વાર્તામાળામાં ગુંથી—આલેખી—બતાવવામાં બાકી રાખી નથી, તેને વાર્તાનો આલેખ સર્વથા જનપ્રિય નિવડ્યો છે. આ જ તેની કૃતિનું બીજું દૃષ્ટાંત તે 'પંચદંડ' છે. નગરચર્યા જોતાં વિક્રમના જોવામાં એક કુલટા સ્ત્રી સતી થતી જોવામાં આવી, તેથી તેને અટકાવતાં, સ્ત્રીએ કહ્યા ઉપરથી તપાસ કરતાં ' પોતાના પગ તળે રેલો ' આવ્યા જેવું જણાયું—આદિ પ્રસંગ, પંચદંડની પ્રાપ્તિ વગેરે અદ્દભુત વર્ણન, તેના અધમ પાત્રોને ચિત્રી બતાવી સ્ત્રીઓની અધમતા સાબીત કરી આપી છે, તેમ અબળા આગળ પુરુષ કંઈ હિસાબમાં નથી, તે પણ બતાવી આપ્યું છે.

કવિ સામળભટે પણ પોતાની કૃતિમા સાર્થકતા મેળવી છે એટલે ઉત્તમ પ્રશસાને પાત્ર છે પ્રકૃત વિવેચન કવિ સામળભટની કવિતા સબધે છે, એટલે પ્રધાન હેતુ તેમની કવિતાનુ દિગ્દર્શન કરાવવુ તે છે અને તેથી ઉપસહારના બે બોલ લખી આ વિષય સપૂર્ણ કરવો ઉચિત ધારૂ છુ

કવિ સામળભટની કવિતામા ઘણીખરી કવિતાઓ ઉત્તમ અને મનોવેધક છે, તેથી તેમના પ્રત્યેક ગ્રથમાની તેવી કવિતાઓ ચુટી કાઢી આ વિવેચનમા ઉમેરવાનો મ્હારો ઇરાદો હતો પરતુ તેમ કરતા અસત વિસ્તાર થાય એમ ધારી તે વિચાર જવા દઈ માત્ર ગ્રથના સબધે ટુકામા બે બોલ કહી પતાવી દીધુ છે

આ કવિની કવિતામા જુસ્સો ઘણો માલૂમ પડે છે અને તેના વેગમા તેણે અમા ધારણ છૂટ લઇને હિદી, સસ્કૃત, ફારસી, અરબી વગેરે ભાષાઓના શબ્દો મારીમચરડીને બધબેસતા કરી દીધા છે, તો પણ તેમણે ગુજરાતી ભાષાની ઝમક કાયમ રાખી ગોભાવી છે

આ કવિના 'છપય' છદ ઘણા ઉત્તમ છે અને જેમ હિદુસ્તાની ભાષામા 'ચદ છદ પદ સૂરકો દુહો બિહારીદાસ' આદિ ઉક્તિની તેના અમુક વૃત્તમા ઉત્કૃષ્ટતા દર્શાવી છે, તેમ ગુજરાતી ભાષામા કવિ સામળભટના છપ્પા તે છાપા જ છે એમ એક અવાજે સર્વ કબૂલ કરે છે આ છપય છદોમા ઘણાખરા સસ્કૃત શ્લોકોનો સાર આપ્યો છે તેમ કહેવતોનો ઉપયોગ કર્યો છે '**जीवितो भद्र पश्यति**' એ મૃગવાક્ય લઇને 'જીવતો નર ભદ્રા પામશે' લખ્યુ છે અને તે વાક્ય તો એક કહેણીરૂપ ગુજરાતી ભાષામા થઈ પડયુ છે વળી તેના છપ્પા ઘણાખરાને જિહ્વાગ્ર હોય છે અને પ્રસગોપાત્ત બોલી પણ બતાવે છે સારાશ કે તેમની કવિતા લોકપ્રિય નિવડી છે

જે સમયે સસ્કૃત, અને હિદી ભાષાનુ જ્ઞાન, તેમ કેળવણીનો પ્રસાર પણ ઝાઝો નહી, તે પ્રસગે ઉત્તમ કાવ્યથી શ્રોતાઓના મનરજન કરનાર બાહોશ કવિ સામળભટ સર્વદા માનને પાત્ર છે તે સમયને અનુકૂળ તે કવિ નિવડયો હતો તે બદલ તો કહેવા જેવુ જ નથી જો કે કાળેકરીને લોકરુચિ બદલાતી જાય છે હાલનો સમય વળી નવલ કથાનો છે, તેનો જ વા વાયો છે, અને તે જ્યા ત્યા જોવામા આવે છે, ત્યારે કવિ સામળ ભટનો સમય વાર્તાનો હતો અને તે ઘેર ઘેર વચાતી હતી, ને તે સર્વને રૂચિકર પણ થતી હતી વાર્તાદ્વારા સુબોધ આપવાનો ઉદ્દેશ પણ ઘણે અશે પાર પડે છે અને તે આ કવિના વાર્તાના ગ્રથોપર લોકરુચિથી સિદ્ધ થાય છે તે સમયના લોકો કવિ સામળભટની શુક-બહોતેરી, વિદ્યાવિલાસિની, બરાસકસ્તુરી, અને મદાપચીશીની વાતો આનદભેર વાચતા હતા અને મગ્ન થતા હતા વાતો વાચવાનો શોખ ગુજરાતી આલમને લગાડનાર કવિ સામળભટ છે આબાલવૃદ્ધ તેના કાવ્યને પ્રીતિપૂર્વક શ્રવણ કરતા હતા અને વાચનારને એક રસિકની પક્તિમા ગણી તેનો સત્કાર કરતા હતા આ વાર્તાના ગ્રથોથી લોકોને બોધ પણ મળતો તે સમયે ગુજરાતી પ્રજાનુ વાચન તે સામળભટના કાવ્ય અને કવિ પ્રેમાનદ વગેરેના કાવ્યો હતા અને અદ્યાપિ પણ કેટલેક સ્થળે તેના કાવ્યો વચાય છે અભણ અને ભણેલો ઉભય વર્ગ તેના કાવ્યોને એકાદ વખત પણ વાચે છે ખરો! અભણને તેમાથી નવનવી વાર્તાઓનો આનદ મળે છે, ત્યારે શિક્ષણ પામેલા વર્ગને પણ તેની કવિત્વશક્તિ આદિ ગુણોનુ અવલોકન કરવાનુ મળે છે મતલબ કે સામળભટની કવિતા વાચનારને કોઈ રીતે

નિરાશ થવા જેવું બનતું નથી. પોતાની શૃંગારિક વાર્તાઓની અસર વાંચનારને વિપરીત થશે એ કવિ પોતે સમજતા હતા, અને તેથી પોતે એક દોહરો લખી વાંચનારને શીખામણ આપી છે. એ તો નિર્વિવાદ છે કે એક તીવ્ર શસ્ત્ર શસ્ત્રધારીની હુમગમથી તેના શત્રુના હાથમાં જાય અને તેથી તેને જોખમ થાય તેમાં શસ્ત્રધારીની જ ભૂલ છે, શસ્ત્ર બનાવનારની નથી; તદ્વત્ વાંચનાર વાંચવાહાથમાં લીધેલા ગ્રંથનો સારાંશ ન સમજતાં વિપરીત માર્ગે દોરાઈ જાય તો તેનો દોષ ગ્રંથકારને દેવો એ ઉચિત નથી. કવિ નર્મદાશંકરે અને કવિ દયારામભાઇએ પણ શૃંગારિક કાવ્યો લખી વાંચનારને સંબોધીને સદુપયોગ કરવા કહ્યું છે. અને તે રીતે કવિ સામળભટે પણ પોતાની ફરજ અદા કરી છે.

નર્મદાશંકર કવિચરિત્રમાં એમની કવિતા સબધમાં લખે છે કે—" કવિ સામળભટની કવિતા સાહિત્ય અલંકારથી તેજદાર છે." એકંદરે આ કવિના કાવ્ય વિષે કવિ નર્મદાશંકરના બોલોમાં કહીયે તો " કવિ સામળ ભટની કવિતા–એ ગુર્જરી સ્થિતિ પ્રદેશમાં એક રંગમંડપ હોયની શું ! તેવી શોભે છે; કે જેમાં સ્ત્રી પુરુષો અનીતિ, મૂર્ખાઈ, વગેરેનુ હાસ્યજનક નાટક જોઈ, દૃષ્ટાંત, કથન સાંભળી સુબોધ–શિક્ષા ગ્રહણ કરે છે."

કવિ સામળભટની કવિત્વશક્તિ વધવાનું, આટલા બધા ગ્રંથો લખવાની પ્રવૃત્તિ થવાનું કારણ પટેલ રખિયલદાસની ઉદારતા છે. ક્ષત્રિય રાજાની જૂની રસમને અનુસરી, દરબારી ભાટની માફક પોષી તે દ્વારા પોતાની કીર્તિ અમર કરી છે. તેમ નવીન ગ્રંથો રચાયા છે. જેથી રખિયલનું નામ કવિ સામળભટની કવિતાના અસ્તિત્વ સુધી ગુર્જર ભૂમિમાં સદાકાળ ગવાશે.

વિદ્વાનોને અને કવિઓને આશ્રય આપી કાવ્ય અને બીજા ગ્રંથ, રચાવાનો પ્રાચીન રિવાજ માન્ય કરી આધુનિક કાળમાં પાશ્ચાત્ય દેશી વિદ્વદ્વર્યે કિલોક ફાર્બસ સાહેબે કવિ દલપત્તરામ દ્વારા ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ શોધી ગુજરાતના નષ્ટપ્રાય લેખો તેમ ઇતિહાસને જાળવી રાખી અમર કીર્તિ કરી છે, અને ગુજરાતી ભાષાને શણગારવામાં પણ મણા રાખી નથી ! એવા એક વિદેશીય પણ દેશદાઝવાળા પુરુષનું અવિચળ નામ ગુર્જરગિરાના અસ્તિત્વ સુધી રહેશે. પ્રભુ ! અમારા ગુર્જરભૂમિના મહાન્ ભૂપતિયોને એવી શુભ મતિ પ્રેરો અને તેઓ ગુર્જર કવિરત્નને આશ્રય આપી તે દ્વારા નવીન ગ્રંથો રચાવી ગુર્જરગિરાનો વિજયધ્વજ દસ દિશે ફરકાવે !

આ લઘુ લેખ પૂરો કરતાં મ્હારે જણાવવું જોઇએ કે, કવિ સામળભટના કાવ્યગુણોનું દિગ્દર્શન મ્હારા તરફથી યથાશક્તિ કરવામાં આવ્યું છે પરંતુ તેમની ખામી તરફ લક્ષ આપ્યું નથી. અને તે આપવું એ ઉચિત પણ નથી. મનુષ્યમાત્ર દોષને પાત્ર છે. તદનુસાર કવિ સામળભટની કૃતિ નિર્દોષ નહીં હશે, પરંતુ તેમનો પ્રયાસ તો ગુજરાતી ભાષાને આભારી છે અને તેથી સર્વદા ધન્યવાદને પાત્ર છે.

આપણા દેશના પ્રખ્યાત પુરુષોનાં જીવનચરિત્ર લખાવાના અભાવે તેમના સંબધી વિપુલ માહિતી મળી શકતી નથી, અને તેથી કેટલીક વખત નિરાશ થવું પડે છે. આ કવિના સબધમાં પણ તેમ જ થયલું જણાય છે અને તેથી તેમના કવિતાના આ વિવેચનમાં વધુ લખવા બની શકયું નથી તેને માટે આ સ્થળે દિલગીરી પ્રદર્શિત કરી આ ટુંક લેખ પતાવી દેવાની રજા લઉ છું.

---

# એક મુનિનો વૃત્તાન્ત.

## ( મળેલું. )

( અનુસન્ધાન ગત અંકથી. )

પંડિતસંતોષરામ—આ તો મારે આપે મારી મશ્કરી કરી એમ સમજવું કે મારા અલ્પ પ્રયત્નની આપે મહાભારત સ્તુતિ કરી એમ સમજવું? લાલારમાલાલ, હું આપનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનુંછું કે આપે આ ચર્ચા ચલાવી—જેથી મને થોડોક ખુલાસો કરવાનો પ્રસંગ આવ્યો. કેટલાક વખતથી મારા મનની અંદરનો ભરાઈ રહેલો ઉભરો કાઢવાની મને આજ ઠીક તક મળી છે. આ બ્રહ્માંડના અધિપતિ શ્રીકૃષ્ણ પરમાત્માની કેટલેક ઠેકાણે નિંદા થાયછે તે જોઇને મને અત્યંત ખેદ થાયછે. આપણાં ધર્મપુસ્તકોમાં લખ્યું છે કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાયછે અને અધર્મનો વધારો થાયછે ત્યારે સાધુઓના રક્ષણને વાસ્તે, દુષ્ટોના વિનાશાર્થે, અને ધર્મની સ્થાપના કરવાને વાસ્તે ભગવાન્ વિષ્ણુ અવતાર લે છે. શ્રીકૃષ્ણપરમાત્માનો આ જગતમાં અવતાર લેવાનો હેતુ જ જો અધર્મનો નાશ કરવાનો હતો તો તે પોતે જ અધર્મ પ્રતિપાદન કરે એ કેમ સંભવે ? જે ભગવાનને તેમની પાસે રહેલી સાક્ષાત્ લક્ષ્મીની પણ દરકાર નથી તે ભગવાન નિંદિત કર્મ કેમ કરે? શ્રીકૃષ્ણપરમાત્માઉપર કેટલાક લોકો પ્રપંચ અને કપટનું દૂષણ મુકેછે. તેમનાપર એવો દોષ મુકવામાં આવ્યો છે કે જ્યારે અર્જુનને કુરુક્ષેત્રમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો અને યુદ્ધ કરવાને એ નારાજ થયો હતો તે વખતે શ્રીકૃષ્ણે ઊંધુંચતું સમજાવી પ્રપંચથી તેના સગાંવાહાલાંનો નાશ કરાવ્યો. પરંતુ પાંડવો તરફથી એ ધર્મયુદ્ધ જ હતું. શ્રીકૃષ્ણે ફક્ત અર્જુનને પોતાનો યોદ્ધા તરીકે શો ધર્મ છે એ શિક્ષણ ગીતામાં આપ્યું છે, અને પોતાની ફરજ બતાવવા સૂચવ્યું છે. જ્યાં ધર્મને અનુસરીને ફરજ જ બજાવવાની છે, જ્યાં સગાવાહાલાં બાજુપર રહે અને રહેવાં જોઇએ, ત્યાં તે સબંધની દરકાર કશી કામ લાગતી નથી. આપણા વિજયી સેનાપતિ લૉર્ડ રૉબર્ટ્સનો એકનો એક દીકરો લદાઈમાં માર્યો ગયો તે વખતે તેમના દુઃખનો પાર હતો જ નહીં, અને કેવળ શોકસાગરમાં ડુબ્યા હતા, અને આ સસાર પણ તેમને સ્વપ્નવત્ નિરર્થક લાગ્યો હશે. તેમ છતા સ્વદેશની કીર્તિની ખાતર તે યોદ્ધા તરીખે પોતાની ફરજ બજાવવાને ચુક્યા નહીં, અને પુત્રના મરણ પછી ત્રીજે જ દિવસે 'બે ખડો ઓળંગીને' હજારો માઈલ દૂર, દુ:ખમાં ગરકાવ છતાં, રણસંગ્રામે જવાને ચઢ્યા, અને શૂરવીર તરીખે પોતાનો ધર્મ બજાવી પોતાની તથા સ્વદેશની કીર્તિને અમર કરી. આ સૃષ્ટિમાં માણસ જે સ્થિતિમાં જન્મે લોછે તે સ્થિતિને અનુસરીને એણે પોતાનો ધર્મ પાળવાનો છે, આ એક શ્રીમદ્ભગવદ્ગીતાનું શિક્ષણ છે—જે શિક્ષણ ઉપર પશ્ચિમ દેશના મોટા મોટા વિદ્વાનો પણ સાનન્દાશ્ચર્યથી જુએછે, અને જેને શ્રીમતશંકરાચાર્ય વગેરે સર્વ આચાર્યોએ પ્રમાણ રાખી પોતાના સિદ્ધાંતો તેને જ આધારે પ્રતિપાદન કર્યા છે. તે શિક્ષણ કોઈ યતિ કે સંન્યાસીને આપવામાં આવ્યું નોહોતું, કોઈ જ્ઞાની કે યોગી કે પંડિતને આપવામાં આવ્યું નોહોતું, પણ આ સૃષ્ટિના એક વ્યાવહારિક યોદ્ધાને આપવામાં આવ્યું હતું. આ સૃષ્ટિમાં જ રહીને પોતાના આશ્રમને અનુકૂળ કર્તવ્ય કર્મ કરવામાં જ ધર્મ સમાયલો છે એમ એમાં બતાવવામાં આવ્યું છે. બીજા આશ્રમનો ધર્મ અંગીકાર કરવો એ વાજબી નથી એમ સૂચવ્યું છે. કોઈપણ પ્રકારના ફળની

ઇચ્છા વગર પોતાનો ધર્મ બજાવવો એજ ઇશ્વિરપરાયણ થવા રૂપ છે એમ જણાવ્યું છે. શ્રીકૃષ્ણનાં અદ્‌ભુત પરાક્રમો મહાભારત ભાગવત વગેરે ગ્રંથોમાં બતાવ્યાં છે તે બાજુપર મૂકતાં એમનાં સાધારણ પરાક્રમોમાં પણ એમનું કેવું ચાતુર્ય જણાય છે? રાજસૂર્યયજ્ઞ કરાવવામાં, શિશુપાળનો વધ કરવામાં, જરાસંધનો વધ કરાવવામાં, દુર્યોધન આગળ વિષ્ટિ લઈ જવામાં એમનું રાજકીય વિષયમાં કેવું કળાકૌશલ્ય જણાઈ આવેછે. કોઈ વેળા એમણે અધર્મનો પક્ષ કર્યો નથી પણ સદા ધર્મમૂર્તિ પાંડવોના પક્ષમાંજ રહી તેમને અનેક સંકટોમાંથી ઉગારેલા છે. પાંડવોના હિતાર્થે ગાંધારીનો શાપ પોતે માથે લઈ પાંડવોની રક્ષા કરીછે. અર્જુન તરફ ખરી મિત્રતા બતાવી મિત્ર તરીખે માણસના શા ધર્મ છે તેનો અલૌકિક અનુકરણ કરવાયોગ્ય નમુનો આપ્યો છે. પાંડવોને એક વખત જે પોતાના કહ્યા તે કોઈ વખત તજી દીધા નથી. અર્જુનનું, રણસંગ્રામમાં અક્ષૌહિણી સેના પોતાની પાસે છતાં, સારથિપણું અંગીકાર કરવામાં હલકાઈ ગણી નથી. કર્ણે જે શસ્ત્ર અર્જુનનો વધ કરવા રાખી મૂક્યું હતું તે કેવી યુક્તિથી ઘટોત્કચ ઉપર નખાવી, તેને નિરર્થક કરી, શલ્ય રાજાકનેથી કર્ણનુ સારથિપણું કબુલ કરવાનું વચન લેવામાં તેની કેવી અદ્‌ભુત શક્તિ માલમ પડે છે! સુદામા તરફ કેવી મિત્રતા બતાવી છે, તેનો દાખલો હું પૂછુ છું કે આજના કેટલાક બડેજાઓ મહેરબાન સાહેબો નકલ કરશે? અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી પાંડવોનું કેવું રક્ષણ કર્યું છે! ઉત્તરાના ગર્ભમાં પરીક્ષિતની કેવી રક્ષા કરી છે! અને પરીક્ષિતને જન્મ પછી જીવતો કરી, પોતે સદા બાળબ્રહ્મચારી જ છે એ કેવું આબેહૂબ ધર્મરાજાની સભામાં બતાવી આપ્યું છે! કર્ણ પાંડવોનો મોટો ભાઈ હતો માટે તેનો નાશ ન થાય તે કારણ તેને પાંડવના પક્ષમાં લેવામાં કચાશ રાખી નથી. અને કર્ણ જ્યારે અધર્મના પક્ષમાં ગયો ત્યારે જ તેનો વિનાશ થવા દીધો છે. ભીમની પ્રતિજ્ઞા સફલ કરાવી, દુઃશાસનની તથા દુર્યોધનની તેમની દ્રૌપદીની નિન્દિત અને નિર્લજ્જ મશ્કરી કરવા બદલ કેવી ભયંકર શિક્ષા કરાવી છે! અર્જુન અને યુધિષ્ઠિરને માંહોમાંહે કજીયો થયો અને યુધિષ્ઠિરે અર્જુનનું જે અપમાન કર્યું તે અર્જુનથી સહન થયું નહીં અને પોતાની પ્રતિજ્ઞા મુજબ અર્જુન યુધિષ્ઠરનો વધ કરવાને તૈયાર થયો તે પ્રસંગે કેવું ડાહાપણ અને સમયસૂચકતા વાપરી શ્રીકૃષ્ણે અર્જુનના મનનું સમધાન કરી બંનેને શાંત પાડ્યા હતા! કંસનો વધ કરી દ્વારકાના રાજા થવા કરતાં ઉગ્રસેનનું મંત્રી થવાનું એમણે વધારે પસંદ કર્યું હતુ. મહાભારતના યુદ્ધમાં શ્રીકૃષ્ણનો જાતનો સ્વાર્થ હતોજ નહીં. એ પ્રસંગે શ્રીકૃષ્ણને પોતાને ચક્રવર્તી થવું મુશકેલ હતું નહીં, તેમ છતાં યુદ્ધ પૂરૂં થયા પછી પોતે દ્વારકા તરફ જ ચાલ્યા ગયા છે. દ્રૌપદીએ એક અલ્પ સેવા બજાવી હતી તેનો બદલો કેવે પ્રસંગે કેવી અલૌકિક રીતે વાળ્યો એ તો મશહૂર જ છે. એ ઉપરથી એમની કેટલી કૃતજ્ઞતા જણાઈ આવે છે! પોતાની સર્વે પટરાણીઓનું મન સાચવવામાં અને તેમને રાજી રાખવામાં એમનું કેવું ચાતુર્ય માલમ પડે છે! સત્યભામાને કેટલોક બોધ આપવાની જરૂર હતી તે પોતે જાતે નહીં આપતાં દ્રૌપદીદ્વારા કેવી ખુબીથી અપાવ્યો છે! બાર વરસ પાંડવો વનમાં ગયા ત્યાં તેમની કેવી રક્ષા કરી છે! આ બધાં પરાક્રમો મારી નજરમાં માનુષી નહી પણ ઇશ્વિરી લાગે છે. જ્યારે અલ્પ કાર્યોમાં યાદગીરી તાજી રાખવા બદલ આ જમાનામાં 'સ્મારક ફંડો' અને બાવલાં સ્થાપવાનો દસ્તુર થઈ પડ્યો છે ત્યારે આવા પુરુષને આર્યપ્રજા અવતારી પુરુષ ગણી પરમેશ્વરની માફક પૂજે તેમાં શી નવાઈ છે? શ્રીકૃષ્ણને

કેટલીક જગ્યાએ વર્ણવવામાં આવેછે એવા એ નિન્દિત પુરુષ હોત તો શ્રીમત્ શંકરાચાર્ય જેવા પરમ યોગી તેમને ઇશ્વિરી અવતાર તરીખે માન્ય રાખત જ નહી. અને જ્ઞાનેશ્વર, એકનાથ, ચૈતન્ય, સુરદાસ, તુકારામ, નરસિંહ મેહેતા, નામદેવ વગેરે સંતો, શ્રીમદ્‌વલ્લભાચાર્ય અને રામાનુજાચાર્ય જેવા આચાર્યો તેમના પર પૂજ્યભાવનાથી ફિદા થઈ ગયા ન જ હોત. આખા ભરતખંડમાં એક છેડેથી બીજે છેડે લગી શ્રીકૃષ્ણ વિષ્ણુના પૂર્ણાવતાર તરીખે પૂજાય છે, અને જન્માષ્ટમી જેવો આર્ય લોકોનો એક પણ પવિત્ર તેહેવાર નથી. જ્યારે યુરોપના પણ કેટલાક વિદ્વાનો એમની શ્રીમદ્‌ભગવદ્‌ગીતા તરફ પૂજ્યભાવનાથી જુએ છે ત્યારે આપણી આર્ય પ્રજામાંના કેટલાક ભાઇઓ તેમના તરફ તિરસ્કારની આંખે જુએ, એ શું થોડી ખેદકારક વાત છે! તેઓ જડવાદી છે એમ માનવામાં પોતાનું ભૂષણ સમજે છે. ખાઓ પીઓ અને ચમન કરો, કેમકે કાલે આપણે મરી જવાના છીએ! આત્મા અને મરણોત્તર જીંદગી એ મિથ્યા ઢોંગ છે એમ સમજે છે, અને પોતે નાસ્તિક ગણાવામાં મગરૂરી માને છે. કેન્ટે કહ્યું છે કે "એ ચીજ મને હેરત પમાડે છે! મારી ઉપરના આકાશમાંના તારા અને ગ્રહમંડલ, અને મારા અતઃકરણની અંદર રહેલી કર્તવ્યબુદ્ધિ." આ સૃષ્ટિ અમુક નિયમોને અવલંબીને ચાલે છે, અને કેવળ આકસ્મિક બનાવોના સમૂહ રૂપ નથી. પાણી ઓકસીજન અને હાઇડ્રોજનના અમુક ભાગ એકઠા થયા વિના પેદા થતું નથી. દરેક રસાયનતત્ત્વનું અમુક પરમાણુ–વજન હોય છે, અને એક તત્ત્વ બીજા સાથે અમુક વજનને ધોરણે જ મિશ્રિત થાય છે. વીજળી, તાપ પ્રકાશ, મેગનેટિઝમ (લોહચુંબકશક્તિ), અવાજ, એ સર્વે પોતપોતાના નિયમોને અનુસરે છે. શક્તિસંરક્ષણ (Conservation of Energy) અને દ્રવ્યઅવિનાશ (Indestructibility of matter) ના નિયમો સર્વવ્યાપક છે. આપણી તર્કશક્તિનું ધોરણ પણ કાર્યકારણતા અને વ્યાપ્તિ (Law of Causation and General Uniformity of Nature) ના નિયમપર રહેલું છે. આ બધા ઉપરથી જણાયછે કે આ પૃથ્વી એકલીજ નહીં પણ આખું સૂર્યમંડળ પણ નિયમોને આધીન જ છે.

આ સૃષ્ટિમાં કેટલાક સદ્‌ગુણો જેવા કે સ્વદેશભક્તિ, સત્યતા, પ્રામાણિકતા, દયા, ન્યાય, ઉદારતા, ઇશ્વિરશ્રદ્ધા એ બધાંને વાસ્તે માણસો પોતાના દેહનો ત્યાગ કરેછે તેનો ખુલાસો Materialism યાને જડવાદ આપવા અશક્ત છે. હીંદના આ દુકાળમાં અમેરીકા, જરમની અને બીજી યુરોપની પ્રજાઓને હીંદને મદદ કરવામાં દયા અને મનુષ્યત્વ શિવાય બીજું કશું કારણ હતુંજ નહીં. આ સદ્‌ગુણો જડવાદનું ખંડન કરેછે. આપણું અંતઃકરણ સારા નરતા કામની પરીક્ષા કરેછેઃ સારા કામની પ્રશંસા કરેછે, અને નઠારૂં કામ કરતી વખતે ચચરે છે. એ શક્તિ આપણામાં છે એ બતાવી આપે છે કે આ સૃષ્ટિમાં નીતિનિયમ (Moral Law) તથા એ નિયમવડે સૃષ્ટિનું નિયમન કરનાર (Moral Governor) છે. જડવાદ (Materialism) આપણી નીતિબુદ્ધિ (Moral sense) નો નાશ કરવાનો યત્ન કરેછે, પણ ખરૂં જોતાં તે સ્વીકાર્યા શિવાય છુટકોજ નથી. ઇતિહાસનું અવલોકન કરો તો જણાશે કે જેજે પ્રજાએ અનીતિ અખત્યાર કરી તેમનો નાશ થઈ ગયેછે, અને જે પ્રજાઓ નીતિને રસ્તે ચાલી છે તેમની આબાદી થઈ છે અને યશ વધ્યો છે. એજ નીતિનિયમ (Moral Law)નો વિજય બતાવી આપેછે અને તે નિયમ તવારીખની ચોપડીમાં કોતરાઈ રહ્યોછે. આપણી સાધારણ સૃષ્ટિના વ્યવહારો પણ નીતિ વગર ચાલી શકતા નથી. આપણા વેહેપારનું ધોરણ પણ પરસ્પરના

વિશ્વાસથી અને પ્રામાણિકતા ઉપર બંધાએલું છે. જેની credit યાને આબરૂ સારી હોયછે તેને નાણાં સહેલાઇથી અને ઓછે વ્યાજે મળી શકેછે, અને આબરૂ વગરના માણસને બે દોકડે વ્યાજે પણ નાણાં બજારમાં મળતાં નથી. અજ્ઞેયવાદ (Agnosticism) એ જડવાદ અને નાસ્તિકવાદના સમીપમાં ડોલાં ખાયછે. જડવાદથી એ વધારે બીકણ છે કેમકે અનિશ્ચિત છે. માણસ જાતની હૃદયની અંદરની આશા, શ્રદ્ધા, અને ધર્મના નિયમોની લાગણીને એ લૂછી કરી નાંખેછે, તથા કર્તવ્યબુદ્ધિ અને હૃદયની વૃત્તિનો અનાદર કરેછે. "**संशयात्मा विनश्यति**" એ જે શ્રીકૃષ્ણપરમાત્માનું વચન છે એ એનું ભવિષ્ય છે. અજ્ઞાન અશ્રદ્ધાવાન અને સંશયાત્મા વિશેષે નાશ પામેછે ! તેને આ લોક નથી, પરલોક પણ નથી. સંશયાત્માને સુખજ નથી.

Oh weary life ! Oh weary death!
Oh spirit and heart made desolate!
Oh damned vacillating state!

આ સૃષ્ટિમાં સદ્ગુણને અવલંબીને મનુષ્યનું વર્તન થાયછે તે ઉપરથી એ સર્વ સદ્ગુણોને નિયમમાં રાખનાર તથા અને તેની આપણા હૃદયમાં પ્રેરણા કરનાર એક અલૌકિક ઇશ્વરી સત્તા માન્ય કર્યા શિવાય આપણો છુટકો નથી. એ નિયમોને વળગી રહેવામાં જ ધર્મ સમાયલો છે. અને તે ધર્મ સ્થાપન કરવાને શ્રીકૃષ્ણ ભગવાને અવતાર ધારણ કર્યો હતો, અને અધર્મરૂપી દુર્યોધન, દુઃશાસન, કીચક, જરાસંધ, શિશુપાળ વગેરેનો નાશ કર્યો છે. પાંડવો જે હમેશાં ધર્મથી ચાલતા હતા તેમને વિજયી કરી ધર્મપતાકાનો ઝંડો ઉંચો કર્યો છે. આપણે વર્તન કરવાને અનુપમ ગીતારૂપી અમૃત અર્જુનને શ્રવણ કરાવ્યું છે. કામરૂપી દુશ્મનોનો નાશ કરવા સૂચવ્યું છે. કામ ક્રોધ અને લોભ નરકનાં દ્વાર છે એમ બતાવ્યુ છે. અહંકાર, બળ, દર્પ, કામ તથા ક્રોધનો આશ્રય કરી જે અવરનો તેમજ ઇશ્વિરનો દ્વેષ કરે છે તેમની નરકગતિ સૂચવી છે. દૈવી સંપતનો આસુરી સંપત્ ઉપર વિજય બતાવ્યો છે. સત્ત્વગુણી થવાને આગ્રહ કર્યો છે. સત્ય, ધૈર્ય, મૈત્રી, નિરભિમાનતા, પ્રામાણિકતા, પવિત્રતા, અહિંસા, શાંતિ, દયા, દાન, અક્રોધ, ઉદારતા, નમ્રતા, વિવેક, જ્ઞાન, ક્ષમા, ધૈર્ય એ ઇશ્વિરી ગુણ છે, અને તેથી જ મોક્ષ છે એમ સૂચવ્યું છે. અહંકાર દંભ વગેરેનો ત્યાગ કરવાનો બોધ કર્યો છે. અને "**तत्त्वमसि**" આ વાક્યની અંદર જ્ઞાન અને નીતિની પરિસીમા કહીછે. એવા શ્રીકૃષ્ણ ભગવાનને હું વારંવાર નમસ્કાર કરૂછું. એ ભગવાનના ચરણારવિંદને નમન કરવામાં મારૂં મહાભાગ્ય અને મારી જીંદગીની સફળતા સમજુંછું અને સંજયના શબ્દોમાં કહુંછું કે—

**" यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।**
**तत्र श्री र्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम" ॥**

" જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ અને ધનુર્ધર અર્જુન છે ત્યાં શ્રી, વિજય, ભૂતિ, ધ્રુવ નીતિ સર્વદા છે એમ મારી મતિ છે."

આટલું ભાષણ કરી પંડિત સંતોખરામ શ્રીકૃષ્ણને સાષ્ટાંગ નમસ્કાર કરી મૌન પ્રાપ્ત થઈ ગયા, અને લાલારમાલાલે વધુ પ્રશ્નો કરવા યોગ્ય ધાર્યું નહીં.

લી. સેવક,

# આરોગ્યવિદ્યા.

( મળેલું. )

( અનુસંધાન ગત અંકથી. )

**૨. ઘરઃ કૃત્રિમ ગરમી**—જે ઘરમાં માણસ પોતાનો ઘણો વખત ગાળે છે તે પણ તેની તનદુરસ્તી ઉપર મુખ્ય અસર કરે છે. ઘરનું સ્થળ, કદ, અને રચના (બાંધણી) નક્કી કરવામાં આરોગ્યવિદ્યાના નિયમો એ પ્રથમ વિચારમાં લેવાની બાબત છે. રૂહેવાનુ ઘર તનદુરસ્તીવાળી એટલે કે મલિનતા વગરની જગોમાં અને હવા આવીશકે એવા પદાર્થોનું બાંધવું જોઇયે; અને જો બની શકે તો પોચી જમીનમાં બાંધવું. ભોંતળિયા નીચેની પૂરણીમાં સડે તેવા કોઈ પણ પદાર્થો પૂરવા નહિ. નવાં બાંધવામાં આવેલાં ઘરો બરોબર સુકાઈ જાય નહિ ત્યાં સુધી તેમાં રૂહેવા જવું નહિ.[1] બને ત્યાં સુધી ઘર તડકાવાળી જગોમાં પસંદ કરવું જોઇયે.[2] ઘણાં ઘરો અને ઓરડાઓ–વળી સારા સારા માણસોનાં પણ–બહુ ન્હાનાં હોયછે.[3] રૂહેવાના ઘર માટે થોડામાં થોડી દર માણસ દીઠ ૩૫૦ ઘન ફૂટ જગા તો જોઇયે જ. ગરીબ લોકોનાં ઘરો તો એટલાં બધાં ગીચ વસેલાં હોય છે કે તેમાં વસનારાંની તનદુરસ્તીને મહા ભયમાં નાંખવાનો પ્રસંગ આણે છે. વળી તવંગર લોકોથી વપરાતા ઓરડાઓ પણ તનદુરસ્તીના નિયમોનો વિચાર કરીને વાપરવામાં આવતા નથી. રૂહેવાને માટે તથા સૂવાને માટે મ્હોટામાં મ્હોટા અને પુષ્કળ પ્રકાશવાળા ઓરડાઓ વાપરવા જોઇયે. ન્હાના અને ખરાબ જગોમા આવેલા ઓરડાઓ થોડા વપરાતા કામ માટે રાખવા જોઇયે.

ઓરડાઓમાંનો સામાન સરંજામ એવો હોવો જોઇયે કે તેના ઉપરની રજ સ્હેલાઈથી સાફ કરી શકાય. ભીંતો ઉપર ચોડવાના કાગળો આવે છે તેમાં રજ બહુ ભરાઈ રૂહે છે. માંદા માણસના ઓરડામાં રંગેલી દિવાલો કે જે સ્હેલાઈથી ધોઈ શકાય છે તે પસંદ કરવા યોગ્ય છે.[4]

રહેવાના ઘરમાં અસંત કાળજીવાળી સ્વચ્છતાની જરૂર છે, કે જે વિષે ઉપર જે કંઇ

---

૧ આપણા દેશમાં તો ઘર હજી પૂરૂં બંધાઈ પણ રહ્યું ન હોય ત્યાં જ તેમાં રૂહેવા જવામાં આવે છે. તેમણે આ વાત ધ્યાનમાં લેવી જોઇયે.

૨ હમેશાં મ્હોટા લોકો ઘરની આસપાસ પુષ્કળ ઝાડ અને વેલો રોપાવી આખા ઘરને ઢાંકી દેઇને અંધારૂં તથા અસંત શીતળ કરી મૂકે છે. યુરોપિયનો તેમ જ દેશીઓના બંગલા આવા વધારે હોય છે, તેમણે પણ આ વાત વિચારમાં લેવી યોગ્ય છે. આ જ કારણને લીધે આપણા શિલ્પશાસ્ત્રમાં પૂર્વાભિમુખ ઘર ઉત્તમ ગણેલું છે.

૩ આપણા દેશમાં કાઠિયાવાડ વગેરેમાં જ્યાં પથ્થરનાં ઘરો હોય છે તેને બાદ કરતાં બાકીનાં તમામ ઘરોના માળો બહુ નીચા હોય છે, અને ત્રણ ત્રણ ચાર ચાર માળો ઉપર-ઉપર ખડકવામાં આવે છે. આના કરતાં બે જ માળનાં પણ ઊંચા માળવાળાં ઘરો બાંધવામાં આવતાં નથી. કાઠિયાવાડ કરતાં ગુજરાતનાં ઘરો બહુ સાંકડવાળાં હોય છે.

૪ આ દેશમાં પૂર્વે વિવાહાદિપ્રસંગે ભીંતે ચિત્રો કાઢવામાં આવતાં, તેને બદલે હવે કેટલેક સ્થળે ચિત્રેલા કાગળો ચોડાય છે, તેમણે આ વાત ધ્યાનમાં લેવી જોઇયે.

કહેવામાં આવ્યું છે તે સિવાય બીજું ભાગ્યે જ કહેવાની જરૂર છે. ઘરમાં જ લાંબો સમય પડી રહેવું તે પણ શરીરમાં નબળાઈ લાવે છે. ભેજવાળાં ઘરો શરદી અને ફેફસાંનાં દરદો કરે છે. ગટરની ખરાબ રચના પણ વારંવાર અઉદ દિવસનો તાવ લાવે છે.

ઇંગ્લંડમાં ઓરડાઓમાં ગરમી લાવવાનું કામ મુખ્યત્વે કરીને ખુલ્લા ચૂલાઓથી પાર પાડવામાં આવે છે. અને યુરોપના બીજા દેશોમાં શગડીઓનો ઉપયોગ કરવામાં આવેછે. ખુલ્લા ચૂલાઓમાં બળતો અગ્નિ ગંમત આપેછે, પણ તેમાં ખર્ચ વધારે લાગેછે. તેના ઉપર પવન સારી રીતે લાગે છે, પણ તેના પ્રમાણમાં તે ઘરમાં ગરમી થોડી આપે છે. ઢાંકણવાળા ચૂલાઓ જોકે ધીમે ધીમે ગરમી આપે છે, તો પણ તે સગવડપડતા અને કરકસરવાળા છે.

કેટલાંક વર્ષોથી મ્હોટી ઇમારતોમાં મધ્યમાં ગરમીનાં યંત્રો રાખવામાં આવે છે, તેમાં હવા, વરાળ, કે ગરમ પાણીથી ગરમી લાવવામાં આવે છે; પરંતુ રજવગરની અને જોઇયે તેટલી ભીનાશવાળી હવા આવી શકે એવી ગોઠવણ જો કરવામાં ન આવી હોય તો એ ગોઠવણો નકામી ગણવા જેવી છે.

માણસ જાતની સુખાકારી માટે, જે હવામાંનો ઑક્સિજન શ્વાસોશ્વાસમાં વપરાયલો અથવા અગ્નિથી બળી ગયો હોય તે હવાને દૂર કરીને તાજી સ્વચ્છ હવા પૂરી પાડવી, એ બહુ જરૂરનું છે. કૃત્રિમ ગરમીથી ઉત્પન્નકરેલ શીતોષ્ણતાના વધતા ઓછાપણાનો ઉપયોગ કરવાથી પવનની છુટ સારી થાય છે. ખુલ્લી બારીઓમાંથી પણ સારી હવા આવે છે; પરંતુ એથી પણ વધારે સારો રસ્તો તો ધૂમાડિયાંની ચીમની કે જેમાંથી નિરતર ગરમ હવા નીકળ્યા કરે છે તે છે. હવા આવવાનાં દ્વારો પૂરતાં મ્હોટાં જોઇયે, અને તે બે જોઇયે. ઉનાળાને માટે એક ઊંચું જોઇયે અને બીજું શિયાળાને માટે નીચું જોઇયે. જો ગરમીની નળીઓનો ઉપયોગ કરવામાં આવે, તો હવાની ગતિ હવાનાં દ્વાર પાસે અગ્નિ રાખવાથી થઈ શકેછે.

(ग). અજવાળું—તનદુરસ્તી જાળવવાને માટે સૂર્યનું અજવાળું જરૂરનું છે. વળી વિસ્તૃત દિવસનો પ્રકાશ અને એથી પણ વિશેષ સૂર્યનો સીધો તડકો સૂક્ષ્મ જંતુઓનો નાશ કરે છે. વળી તડકાની તનદુરસ્તી ઉપર સીધી અસર પણ છે, અને તાજી હવામાં રહેનારની પેઠે તડકાવાળી જગોમાં રહેનારા લોકોની તનદુરસ્તીઓ સારી જણાય છે, એ વાત આપણે ભૂલી જવી જોઇયે નહિ. ઉત્તર ધ્રુવ તરફના મુસાફરોના અનુભવો ઉપરથી આ વાત સાબીત થાય છે. અને સાઇબીરિયાનાં કેટલાંક સ્થળોની અત્યંત ટંડી ( ૬૩ અંશ સેંટીગ્રેડ ) પણ વગર અડચણે સહન કરી શકાય છે, કારણ કે ત્યાં સૂર્ય દરરોજ શિયાળામાં થોડો જ વખત પણ ઊગે છે; તો પણ શિયાળાની ચાલુ રાત્રીના આરંભ પછી, જો કે ટાઢ થોડી હોયછે તોપણ સૂર્ય ન હોવાને લીધે ધ્રુવના પ્રદેશોમાં તનદુરસ્તીમાં ભયંકર બગાડ થાય છે. ચામડી વૃદ્ધિ પામેલા પાંડુરોગ ( Anæmia ) ના જેવી ફીકી અને જરા લીલી પીળી થાયછે, અને વળી જ્ઞાનતંતુનાં દરદો, ઊંઘ નહિ આવવી, પિત્તપ્રકોપ, અને ઉદ્વેગ પણ થાય છે. વળી એ સ્પષ્ટ સિદ્ધ થયું છે કે અજવાળાનો ગુણ જે રંગ છે, તે માનસિક તેમ જ શારીરિક બંને સ્થિતિઓ ઉપર અસર કરે છે.

અજવાળાની ખામીથી આંખ ઉપર અસર થાય છે. બહુ થોડા અજવાળાની પેઠે બહુ ઘણું અજવાળું પણ નુકશાનકર્તા છે. જે બરફ ઉપર સૂર્યનો તાપ પડ્યો હોય તે બરફ ઉપર

ચાલવાથી બરફનો અંધાપો (Snow-blindness) થાય છે. તેમાં અમુક વખત સુધી અં-ધાપો રહે છે, અને આંખોમાં પીડાકારક સોજો આવે છે. અપૂરતા અજવાળાને લીધે આંખોમાં પીડાકારક સોજો આવે છે. અપૂરતા અજવાળાને લીધે આંખોને ખેંચવી પડે છે તેથી તેમાં વારંવાર પીડા થાય છે. આથી કરીને જોવાની વસ્તુને આંખની વધારે નજીક લેઈ જવી પડે છે, અને તેથી દૃષ્ટિના તંતુઓને ખેંચાણ થાય છે. આમ વારંવાર કરવામાં આવે તો તેથી ટૂંકી નજર થઈ જાય છે.

સાંઝરે સૂર્યના તડકાને બદલે કૃત્રિમ પ્રકાશ હોય છે. સારા કૃત્રિમ અજવાળા માટે નીચે પ્રમાણેની જરૂરિયાતો છે:—

૧. પૂરતો અને એકસરખો પ્રકાશ પૂરોપાડવો.
૨. ગરમી થોડી ઉત્પન્ન કરવી.
૩. જેમ બને તેમ થોડા નુકશાનકારક ગ્યાસો નીકળવા દેવા. લાલ કાચની છાયા-વાળા પ્રકાશથી ત્રણ જરૂરિયાતો સારી રીતે પૂરી પડે છે.

ગ્યાસના દીવાની ઉપયોગી રીતિ પણ સગવડપડતી છે, પરંતુ નાનાં ઘરોમાં તે યોગ્ય નથી; તે પુષ્કળ ગરમી ઉત્પન્ન કરે છે, અને હવામાં ઘણા નુકશાનકારક પદાર્થો પેદા કરે છે. આ પાછલી ખામી જાત જાતના શ્વેત ગ્યાસના દીવાઓથી ઓછી થાય છે. કેરોસીન (petroleum) પણ ઉત્તમ પ્રકાશ આપે છે, અને જો પૂરતી શગ હોય તો કાળજી રાખીને કરેલા દીવાઓનો ઉપયોગ ભય વગરનો છે. ગ્યાસના કરતાં કેરોસીન હવાને થોડી બગાડે છે; અને વીજળીના દીવાથી બીજે નંબરે પણ બીજા બધા સાધારણ રીતે વપરાતા કૃત્રિમ દીવાઓમાં હવાને થોડી બગાડે છે. મીણબત્તી થોડો પ્રકાશ આપે છે, અને જો કે તે થોડી ગરમી આપે છે તોપણ સારા કેરોસીનના દીવા કરતાં અપૂર્ણ દહનની નુકશાન-કારક પેદાશ સાતગણી વધારે હવામાં ઉત્પન્ન કરે છે.

છેવટે રસ્તાઓ અને ઘરોમાં અજવાળું લાવવાના સંબન્ધમાં વિચાર કરવો જોઈએ. ઊંચામાં ઊંચાં ઘરોની ઊંચાઇની બરોબર રસ્તાની પ્હોળાઈ ઓછામાં ઓછી હોવી જોઇયે. ઘરો પણ બહુ ઊંચાં નહિ હોવાં જોઇયે, તથા એકએકથી જેમ બને તેમ જુદાં જુદાં હોવાં જોઇયે. રસ્તાઓ પૂર્વ પશ્ચિમના હોવા નહિ જોઇયે, કેમકે તેમાં આવેલા ઓરડાઓમાં જોઇયે તેટલો સૂર્યનો પ્રકાશ આવી શકતો નથી. નગરમાં તથા તેની આસપાસ બની શકે તેટલી પુષ્કળ ખુલ્લી જગો જાહેર બગીચાઓ માટે રોકાવી જોઇયે.

**(ઘ). પાણી**—આપણા જીવન માટે પાણી પણ હવાના જેટલી જ અગત્યની વસ્તુ છે. આપણા આખા શરીરમાં આશરે ૭૦ ટકા પાણી છે; આપણા અત્યંત અગત્યના ખો-રાકોમાં પાણીનો જથ્થો ૦ થી ૭૫ અથવા વધારે ટકા હોય છે.

શરીરમાંથી દરરોજ આશરે પાંચ રતલ પાણી બહાર નીકળી જાય છે. આની ખોટ ખોરાકમાંના તથા પીવાના પાણીથી પૂરાય છે. તેમાં પણ ખોરાકમાં આવતું પાણી પીવાના કરતાં વધારે હોય છે. પીવાની વસ્તુઓ દોષરહિત હોય તોપણ અત્યંત પીવાની ટેવ બહુ ખરાબ છે.

જે પીવાનું પાણી કુદરતી ઝરણાંઓમાં આવે છે તે અસ્વચ્છતા વગરનું હોય છે, પ-રંતુ બાંધેલા કૂવાઓમાંનું પાણી કેટલીકવાર મલિન હોય છે, તથા તેમાં ચૌદ દહાડાનો તાવ,

કોલેરા, ઇત્યાદિનાં જંતુઓ પણ હોય છે; તેટલા માટે એવાં સ્થળોનાં પાણી બહુ સાવચેતીથી વાપરવાં જોઇયે. જે નદીના કાંઠા ઉપર વસ્તીવાળાં ગામો હોય છે તે નદીઓનાં પાણી, તેમ જ વળી ભરી રાખેલી ટાંકીઓનું પાણી વાપરતાં પ્હેલાં તો વળી વધારે સાવચેતી રાખવાની જરૂર છે.

જમીન નીચે ગમે તેટલે-દૂર ચાલતા કુદરતી પાણીમાં છૂટા પાણી સાથે ભળેલારૂપે કેટલાક પદાર્થો રહેલા હોયછે. એ પ્રવાહીમાં ચૂનો ( lime ) અને મેગ્નેશિયાના કાર્બોનેટો, નવસાર(ammonia)નાં લવણો, અને કંઇક સેન્દ્રિય (organic) દ્રવ્ય હોયછે; મળીને રહેલા પદાર્થોમાં તનદુરસ્તીને અત્યંત અગત્યના પદાર્થો સૂક્ષ્મ જન્તુઓ હોય છે. લવણોમાંનાં કેટલાંક તનદુરસ્તીના સંબન્ધમાં અગત્યનાં નથી. એમોનિયા, નાઇટ્રિક આસિડ અને નાઇટ્રસ આસિડનાં મિશ્રણો જે જથ્થામાં હોય છે તેમાં તેઓ ઝેરી નથી હોતાં, પરંતુ જે જગોમાં સેન્દ્રિય દ્રવ્યો સડેલાં હોય છે તેવી જગોમાંથી પાણી પસાર થયું છે, અને તેથી તે દુષ્ટ પદાર્થના સંગમાં આવેલું છે, એવી ભયની ઉપયોગી અગમચેતી તેઓ આપે છે. પાણીની અંદર ચૂનો અને મેગ્નેશિયાનાં લવણો તનદુરસ્તીને નુકશાન કરનારાં નથી, પરંતુ તેઓ તેમાં ખટાઈ લાવે છે, તેથી તે ઘણા ગેરલાભો કરે છે. નળીઓ, બોઇલરો, અને રાંધવાનાં વાસણોમાં પાણીના જેમ થરો ચઢે છે ( ઉકળવાથી ઉપર નીચે થાય છે ) તેમ નહિ થતાં રાંધવામાં ખારૂં પાણી બહુ ઉપયોગી નથી, અને તે અન્નને ગાળી ( નરમકરી ) શકતુ નથી. વળી ધોવાના તથા ન્હાવાના ઉપયોગમાટે પણ યોગ્ય નથી, કારણ કે ચૂનો અને મૅગ્નેશિયાનાં આ લવણો સહિત સાબુની ચરબીમય ખટાઇમાંથી ગળી ન શકે તેવાં મિશ્રણો બને છે, અને એ રીતે તેની શુદ્ધિ કરવાની ક્રિયાને અટકાવે છે. ચૂનાના કાર્બોનેટની ખટાઈ ઉકાળવાથી તુરત જતી રહે છે, પરંતુ મૅગ્નેશિયા વગેરેના સલ્ફેટોની ખટાઈ માટે રસાયણી ક્રિયાઓ કરવી પડે છે. પાણીમાંના સેન્દ્રિય પદાર્થો સીધી રીતે દુઃખનું કારણ બને છે એમ કંઈ નથી, પરંતુ તેઓ બાક્ટીરિયાની વૃદ્ધિ કરનાર અને તેમના નિવાસસ્થાનરૂપ હોવાથી તેમનાથી સાવચેત રહેવું જોઇયે.

ઘણી જુદી જુદી જાતનાં છવ જંતુઓની મ્હોટી સંખ્યા પાણીમાં હોયછે. બાક્ટીરિયા સિવાય નિરપરાધી તેમ જ દરદ ઉત્પન્નકરનારી બીજી ફુંગો ( fungi ) ક્ષુદ્ર લીલા છોડવાઓ ( algæ ), બારીક એક છિદ્રવાળાં પ્રાણીઓ ( infusoria ), નાનાં કડણ પડવાળાં પ્રાણીઓ ( crustacea ) અને છવડાંઓ (કૃમિઓ), તેમ જ ચત્રસ અને બીજા આકારવાળાં ઇંડાંઓ, તેમાં ભેગાં હોય છે. આ છવાતોમાંની મ્હોટી સંખ્યા તો માણસને એકે નુકશાનકારક નથી જ; પરંતુ કેટલાંક બાક્ટીરિયામાંનાં ચૌદ દિવસના તાવનાં અને અલ્પવિરામ ચિહ્ન ( comma ) જેવા આકારનાં કોલેરાનાં બૅસિલસો ( bacilli ), તથા પ્રસંગોપાત પાણીમાં મળી આવતાં ઝેરી તાવની હવા ( malaria ) ઉત્પન્નકરનારાં સૂક્ષ્મ જન્તુઓ વગેરે માણસની તનદુરસ્તીના કટ્ટા શત્રુઓ છે. પીવાના પાણી દ્વારા આપણા શરીરમાં ઘણી ઘણી જાતનાં રક્ત પીનારાં ( parasites ) છવડાં પણ દાખલ થાય છે. આ બધી ખરી વાતો ઉપરથી બ્હીકણ લોકોએ ભય પામવાની જરૂર નથી, પણ દરેક જણને આ હકીકત સહાયકારક થઈ પડવી જોઇયે. જનમંડળની તનદુરસ્તીને શુદ્ધ પાણીના નિરંતરના ખોરાકની કેટલી બધી જરૂર છે, તે આ ઉપરથી સમજાય છે. વસતીવાળા ભાગોની પાડોસની જમીન સૈકાઓથી વસાયલી હોવાને લીધે એટલી બધી ગંદી હોય છે

કે તે માણસજાતને પીવાના પાણીને માટે પસંદ કરેલી જમીન તરીકે વાપરવા માટે છેક અયોગ્ય છે, એથી એવાં શેહેરોમાંનું પાણી વધારે અગત્યનું તેમ જ વધારે ખરાબ પણ બની શકે છે.

શેહેરમાં પૂરું પાડવાના પાણીનો ઉત્તમ જથ્થો દેશના ઊંચા ભાગમાં આવેલા ઝરાઓમાંથી લીધેલા નળોનો છે. છેક એટલો જ સરસ પણ મેળવવો તથા જગોએ લેઈ જવો વધારે મુશ્કેલ જથ્થો—ગદકી વગરની જમીનમાંથી આણેલા જમીન નીચેના પાણીનો છે. જો નદીમાંથી પાણી મેળવાયું હોય તો જ આ છેવટના ઉપાય તરીકે છે.

શંકાપડતાં સ્થળોમાંથી આવતા પાણીને ગાળવું ( filter ) જોઇયે. એમ કરવાથી સૂક્ષ્મ જંતુઓ સહિત શંકાવાળા પદાર્થો તેમાંથી દૂર થઈ શકે છે. એ ગાળવાનો સંચો પણ વારવાર સાફ કર્યા કરવો એ પણ અત્યંત જરૂરનું છે, નહિ તો સૂક્ષ્મ જંતુઓને તે અંદર દાખલ થવા દેઇને રોગનું કારણ ઉત્પન્ન કર છે. સહુથી વધારે જરૂરનું તો એ છે કે સચો જે રીતે ગાળવાની ક્રિયા કરે છે તે રીતિ પણ તે વાપનારે સમઝી લેવી જોઇયે. એથી તે સારી રીતે વાપરી શકાય છે, કેમકે કેટલાક ઉત્તમ સંચાઓમાં અમુક ભાગો જ સાફ કરવના તથા અમુક ભાગો એમના એમ રૂહેવા દેવાના હોય છે.

[તનદુરસ્તીના નિયમોની દૃષ્ટિથી જોતાં પાણીમાં નીચે પ્રમાણે સ્થિતિઓ હોવી જોઇયેઃ—

૧. તે સ્વચ્છ હોવું જોઇયે. એની ખાત્રી એ છે કે તે રંગ વગરનું હોય છે; તો પણ રંગ વગરનાં પાણી સ્વચ્છ હોય એમ કંઈ નથી.

એક લિટર (૨.૨ રતલ) પાણીમાં ક્રમસર પદાર્થોની જે વૃદ્ધિ જણાય છે, તેનો વધારામાં વધારો નીચેની સંખ્યાથી જણાય છે;—

કચરો ( sediment ) ૬.૭૭ ગ્રેન.

નાઇટ્રિક આસિડ ( મિશ્ર ), .૦૬૭૭ ગ્રેન.

સેન્દ્રિય પદાર્થો, .૬૭૭ ગ્રેન.

ક્લોરાઇન ( મિશ્ર ), .૩૩૮૫ ગ્રેન.

સલ્ફ્યુરિક આસિડ (મિશ્ર), .૪૦૬૨ ગ્રેન.

તેમાં એમોનિયા અથવા નાઇટ્રસ ( nitrous ) આસિડ હોવાં નહિ જોઇયે, તથા તેમાં બાક્ટીરિયાની સંખ્યા દર સેંટીમીટરે ( આશરે .૪ ઈંચ ) ૨૫૦ થી વધારે હોવી નહિ જોઇયે; અને રોગ પેદાકરનારાં જંતુઓ તો એક પણ નહિ જોઇયે. ]

૨. પાણીનો જથ્થો પૂરતો હોવો જોઇયે, એટલે કે માથા દીઠ આશરે ૮૦ લિટર (આશરે (૧૭.૫ ગ્યાલને ) જોઇયે.

૩. પાણી સોંઘુ હોવું જોઇયે.

૪. ઘરોના છેક ઉપરના માળ સુધી પહોંચી શકે એટલું દબાણ પાણી ઉપર રાખવું જોઇયે.

૫. પાણીમાં કંઈ પણ નુકશાન કરનાર તત્ત્વોને દાખલ ન કરે એવી નળીઓ મારફત પાણી લાવવું જોઇયે; એટલા માટે સીસાની કે લોઢાની નળીઓ નહિ જોઇયે.

૬. તે સ્થાયી જોઇયે કે જેથી ટાંકીઓમાનો જથ્થો દૂર થઈ શકે.

( અપૂર્ણ. )

# સુંદર સાંતીડું.

( મળેલ )*

દયો મયો બે બળદીઆ રે, તારાં પુનનાં જોતર વાળ,
વાલીડા પુનનાં જોતર વાળ;
રાશ તો જ્ઞાનની કરીએ, સતપરોણો[1] ગ્રહો હાથ,
સાથીડા જોડીને સભાળીએ—ટેક
પેહેલે ગુણ પધારીએ રે, તારા કાળના ગુડા[2] કાહાડ,
વાલીડા કાળના ગુડા કાહાડ;
બીજ વાવીએ નીજ નામનુ રે, તારે પાપ સમળાં જાય;
સાથીડા જોડીને સભાળીએ.

ત્રીજી ગણુતી ત્રીકમ નામની રે, તારી તૃષ્ણા એટલી ટાળ વાલીડા
ચોથી ગણુતી ચતુર્ભુજ નામની રે, તારૂ ખેતર આવ્યું હાથ. સાથીડા.
ખેતર આવ્યું તારે મોહોંક થયો રે, તારા મનનો બાળો બાધ. વાલીડા.
આ ગોફણુ તો જ્ઞાનની કરીએ, પ્રેમના ગોળા ફેંકાડ. સાથીડા.
ધણી તો આવ્યો હાળવા રે, તારી હાલ ભલેરી હોય. વાલીડા
ખાઓ પીઓ ધન વાવરો, એના ભોગ ભગવાનને હોય. સાથીડા.
કેહે અખો તમે ચેતજો રે, અરે એતો નરને નાર. વાલીડા
આ ધન જોબનને જરા એ, ન જાતાં લાગે વાર સાથીડા

( અખો. )

આપણે ઉપરનાં સાંતીડાને તેના બોધદાયક સ્વરૂપને લઇને "સુંદર સાંતીડું" એવુ નામ આપીશું તો અયોગ્ય નહીં ગણાય. પૃથ્વી ઉપર મનુષ્ય અવતાર પામ્યા પછી દરેક મનુષ્યે પોતાનું આયુષ્ય કેવી રીતે ગાળવું—એ ઉપર લખેલ પદમાં કેવા સુંદર અને સાદા શબ્દોમાં સ્પષ્ટ કરેલું છે તે હરકોઇને જણાશે. વ્યવહારક્ષેત્ર ખેડવા માટે અર્થાત્ વ્યવહારમાં ફતેહમંદ થવામાં ઉપરનાં સાંતીડાનો ઉપયોગ આપણે કરવો જોઇએ કે જેથી પાક સારો થાય; એટલે કે, વ્યવહારમાં વિજયી થઇએ અને વળી આપણું કર્તવ્ય કર્યું કેહેવાય. ઉપર લખેલ પદથી એટલું તો સહજ સમજાશે કે જનસમૂહના સસર્ગમાં રહીને પણ જો કોઈ મનુષ્ય ઉચ્ચ-

* લખનાર રા. રા. સાકરલાલ મોતીલાલ. બી, એ.

૧. ખેડુત વર્ગ વાંમની લાકડી વાપરે છે તે.—સા૦

૨. 'તારા કાળના ગુડા કાહાડ'—આ લીટી સ્પષ્ટ સમજાતી નથી. 'ગુડા' એ શબ્દ ગ્રામ્ય ભાષામાં 'પગ'ના અર્થમાં વપરાય છે; જેમકે 'તેના ગુડા ગળી ગયા છે.' 'કાળના ગુડા કાહાડ' એટલે વખત જે દોડયો જાય છે તેના પગ કાઢી લઈ તે ધીમે ચાલે એમ કરવાને એટલે કે તેનો બરાબર ઉપયોગ કરવાને યત્ન કરવો જોઇએ. આવો અર્થ મરડી મચરડી બેસાડીયે તો થાય.—સા૦

આહી જીવિત ગાળવા ઇચ્છે, પ્રયત્ન કરે, તો તેમ કરવું એ અશક્ય બાબત નથી. મહાન્ તત્ત્વવેત્તા બેકન તેના એક પુસ્તક ( "Adv. of Learning" )માં પ્રવૃત્તિમાન જીવિત ( Active life as opposed to Passive life. ) માટે જે પક્ષપાત દર્શાવે છે તે ઉપર લખેલ પદમાંના વિચારો સાથે કાંઈક સામ્ય ધરાવે છે એમ કહી શકાય.

આ શીખભર્યાં અને સચોટ ઉપદેશ આપનારાં નાનકડાંક સરલ પદોની જૂદી જૂદી લીટીઓ પણ કેટલા બધા ગંભીર છતાં સ્ફુટ અર્થથી ભરપૂર છે તે વાંચકવૃંદને સહજ જણાશે. સદ્વર્તનથી વ્યવહારમાં ફતેહમંદ થવા માટે કયા કયા ઉપાયો કેવી રીતે યોજવા એ વિશે કવિ બોધ કરે છે કે "હે વાલીડા"–હે ભાઈ, પ્રથમ તો "સાંતીડું જોડીને સંભાળીએ" એટલે કે જીંદગી શરૂ કર્યા પછી પણ ત્હારામાં શું શું વિકૃતિઓ સારી નહારી થયા કરે છે, કામ ક્રોધાદિ કેટકેટલે અંશે વત્તાંઓછાં થતાં જાય છે, ત્હારી નીતિમાં સુધારો થતો જાય છે કે દિનપ્રતિદિન બિગાડ થતો જાય છે ઇત્યાદિ સર્વ સૂક્ષ્મ બાબતોનું ત્હારે લક્ષપૂર્વક અવલોકન કરવું જોઇએ. ત્હારાં સાંતીડાને "દયો મયો" એવા "બે બળદીઆ" જોડ; અર્થાત્, સર્વ કૃત્યોમાં સર્વ સાથે સમાન દયાભાવ તથા પ્રેમથી વર્તવું, પરંતુ તે દયા તથા પ્રેમ રૂપી બળદીઆઓને "જોતર પુનનાં" હોવાં જોઇએ; એટલે કે જેવી રીતે જોતર બળદને અંકુશ રૂપે છે તેવી રીતે ત્હારા આ "બળદીઆ"ઓ દયા તથા મયા આડે રસ્તે ન જતાં યોગ્ય સ્થાને–પાત્રે–જાય, એટલે કે સત્કૃત્યો કરનાર તરફ જ દયા તથા પ્રેમની લાગણી દર્શાવાય એ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. બળદીઆઓ–દયા તથા મયા—આડે માર્ગે ન જાય તે અર્થે જ્ઞાન રૂપી "રાશ" રાખવી એટલે કે દયા તથા પ્રેમ દર્શાવતાં વિવેકબુદ્ધિનો સારી રીતે ઉપયોગ કરવો જોઇએ, અને સત્ય રૂપી લાકડીથી તેમને હાંકવા જોઇએ. પ્રથમ તો "ગુણ પધારીએ" એટલે કે વ્યવહારક્ષેત્રમાં ક્ષેમકુશળ પહોંચવા સદ્ગુણો સંપાદન કરવા, અને કાળે કરી ખેતરમાં જે જે ખુંપરાં અને નકામા છોડવા ઉગ્યા હોય તે કાહાડી નાંખવા, એટલે કે જે જે દુર્ગુણો જાણ્યાં અજાણ્યાં ગ્રહણ થઈ ગયા હોય તે સર્વે નિર્મૂલ કરી નાંખવા. આવી રીતે ભોંય શુદ્ધ કર્યા પછી તેમાં જે વાવીએ તેનો જ સારો પાક થાય; મતલબ કે વૃત્તિઓ શુદ્ધ કર્યા પછી જ જ્ઞાન, શ્રવણ ઇત્યાદિની સજ્જડ અસર મન ઉપર થઈ શકે છે. વૃત્તિઓ શુદ્ધ થયા કેડે "નીજ નામનું બીજ વાવોયે" એટલે કે દૃશ્ય શરીરથી ભિન્ન એવા સત્ય સ્વરૂપ આત્માનું યથાર્થ ભાન થાય, અર્થાત્ શરીર એ હું નહીં પરંતુ આત્મા એ જ હું એવી સચોટ લાગણી થાય ત્યારે જ એ બીજમાંથી ' હું પરમાત્મા છું ' એ વિચારરૂપી વૃક્ષનો પ્રાદુર્ભાવ સંભવે છે, અને ત્યારે જ સર્વ પાપની શાંતિ થાય છે. આ "નિજ નામ"નું બીજ વાવ્યા પછી, એટલે આત્માના સત્ય સ્વરૂપનું ભાન થયા કેડે, જો કે કર્મ ઇત્યાદિકની જરૂર નથી તો પણ કવિ કહે છે કે "ત્રીજી ગણુતી ત્રીકમ નામની રે," અર્થાત્ પરમ કૃપાળુ પરમેશ્વરનું ભજન કરવું આવશ્યક છે; પરંતુ તફાવત માત્ર એટલો જ છે કે આત્માને ઓળખ્યા પછી જે ભજન થાય તે તૃષ્ણારહિત કરવું ઉચિત છે, સંભવે છે. "ચોથી ગણુત્રી ચતુર્ભુજ નામની રે" એ લીટીથી પણ કવિ એમ સૂચવે છે કે આત્માને ઓળખ્યા છતાં પણ જનસમૂહના સંસર્ગમાં રેહેવાથી કુદરતી રીતે માનુષી વૃત્તિઓ પ્રબળ ન થઈ જાય એટલા માટે ચતુર્ભુજ ઇત્યાદિ નામનું રટણ–ભક્તિ–કરવાની[3] જરૂર છે, અને તે વડે જ "ત્હારૂં ખેતર આવ્યું હાથ" એટલે કે ત્હારૂં જીવિત સફલ થવા સંભવ

[3] Love અને Devotion માં સામ્ય હોવાનો વિચાર આપણામાં પણ જૂનો છે.–સ્રા૦

છે એમ નક્કી જાણુજે પરંતુ આ ખેતર પાકીને તેમાં "પોહોક થયો," એટલે કે આગ ગીને જ્ઞાન થયું ત્યારે "મનનો માળો બાંધવાની"—આ જ્ઞાન નિરંતર રહે એ અર્થ મનને સ્થિર કરવાની ઘણી જરૂર છે આવી રીતે મનને સ્થિર કર્યા છતાં પણ કામ ક્રોધાદિ ષડ્રિપુ જે હરહમેશ અંત સુધી મનુષ્યવર્ગને પીડા કર્યા કરે છે એ રૂપી પક્ષીઓ પોહોક ખાઈ ન જાય અર્થાત્ ઉપદ્રવ ન કરે તેટલા માટે જ્ઞાન રૂપી "ગોફણ" પાસે જ રાખવી કે જેવું "પક્ષી' એમે (જેના કામ ક્રોધાદિ ઉત્પન્ન થાય) કે તુરત જ્ઞાન રૂપી "ગોફણ"થી એટલે કે સંયમથી તેને ઉગડી મ ત્રુ આ 'ગોફણ'નો ફક્ત જોઇતો જ ઉપયોગ કરવો એમ નહીં, પરતુ "ફેંકા ' એટલે કે ખુબ વખતોવખત એ કરવો આવી રીતે આત્મસુધારણા એ એક અતિ દુર્ઘટ કર્તવ્ય છે, અને અહર્નિશ ચેતતા રેહેવાથી તથા અનવરત અવલોકનથી જ પાર પડી શકે છે આવી રીતે યત્નો કરવાથી જ્યારે "ધણી દાગના આવશે' એટલે કે જ્યારે મહાન્ પરમેશ્વર પાપાપાપનો નિમતાણો[1] લેશે ત્યારે ' તારી દાન ભનેરી હોય " એટલે કે તારા કર્તવ્યનો તું ઘણો ચોખ્ખો હિસાબ આપી શકીશ આવી રીતે કર્તવ્ય કરવામાં મનુષ્યને સંયમ સિવાય બીજું કાંઈ કષ્ટ ભોગવવું પડતું નથી એ વાત કવિ " ખાઓ પીઓ ધન વાવરો ' એ લીટીથી સ્ફુટ કરે છે આનંદથી ખાવું પીવું, પૈસાનો સદુપયોગ કરવો પરંતુ એ સર્વનું હું કરૂં છું અને હું ભોગવું છું એવા વિચારથી નહી, પણ " એના ભોગ ભગવાનને હોય " એટલે કે પરમેશ્વર નીત્યાર્થે છે એમ માની કરવું ત્યારે જ કર્યું કેહેવાય છેલ્લી બે લીટીઓ તો સ્પષ્ટ છે

છેવટમાં માત્ર એટલું જ કેહેવું બસ થશે કે આવી સાદી રીતીમાં તથા સરળ શબ્દોમાં આવું ઉત્તમ પ્રકારનું જ્ઞાન કવિએ આપ્યું છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે ગમે તે વિષય હોય તો પણ ભાષામાં આજકાલ આડંબરનું વલણ છે તે કર્યા સિવાય—ભાષા સંસ્કૃતમય કર્યા સિવાય—સરળ ભાષામાં પણ દરેક જાતનું જ્ઞાન આપી શકાય છે, આધાર માત્ર લેખ ના લખનારના ઉપર જ રહેલો છે

---

## આર્યબાલબોધપત્રિકા.

( મળેલું )*

૪

**પ્રિય બાલકો,**

આગળ આપણે કહ્યું હતું કે અહિં સામાન્ય ઉપયોગમાં લેવાતા એકાદ બે શ્લોકો લઈ તેનો ઉચ્ચાર કરતાં કયા વિચારો આવવા જોઇએ કે જેથી આપણું શ્રેય થાય, તેનો વિચાર કરીશું પણ તેમ કરતા પેહેલા એકાદ બે વાત સમજી લેવાની જરૂર જણાય છે એટલે તેનો વિચાર પેહેલો કરીશું અને ઉપર કહેલા શ્લોકો આગળપર રાખીશું ત્યા આ

---

[1] 'નીમતાણો' એક રેવેન્યુ ખાતામાં વપરાતો શબ્દ છે ખળામાં અનાજના સરખા માપના ઢગલા કર્યા હોય છે તે બરાબર વજનના છે કે કેમ તે ચોક્સ કરવા ઉપરી અમલદાર એકાદ બે ઢગના તોળાવે તેને 'નીમતાણો લેવો' કહે છે—સા૦

* ભાષાન્તર લખનાર—રા રા પાન્ય

પણે બ્રહ્મા, વિષ્ણુ, અને રુદ્ર એ ત્રિમૂર્તિનો વિચાર કરતા હતાં. એ ત્રિમૂર્તિ શું છે અને એ દરેકને શું શું કરવાનું છે તે આપણે જોઈ ગયા છીએ. બ્રહ્મા જે વિશ્વના ઉત્પન્નકર્તા છે તેની બ્રાહ્મીશક્તિવડે જ વસ્તુમાત્રના અણુઓ એક બીજા સાથે અનુસ્યૂત રહે છે; અને વિષ્ણુની વૈષ્ણવીશક્તિને લીધે જ રૂપમાત્ર રૂપરૂપે રહી શકે છે. આ વિચાર કરતાં જે ત્રણલોક અને ત્રણ શરીર–સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ જે એ દરેક લોકના પદાર્થમાંથી એક એક ઉત્પન્ન થયેલાં છે તેને ભૂલી જવાં જોઇએ નહિ. જેમ સૃષ્ટિના આરંભકાળમાં બ્રહ્માએ એ ત્રણે લોકના પદાર્થને ઉપજાવ્યા તેમ વૈષ્ણવીશક્તિવડે જ એ દરેક લોકનાં રૂપો રૂપરૂપે રહે છે. એટલે વિષ્ણુ પણ એ ત્રણે લોકમાં ક્રિયા કરેછે જ. હવે એ બધાં શરીરોમાં જે જીવાત્મા છે તેનું કાર્ય શું છે તે જરા વિશેષ સમજી લેવાની જરૂર છે. એ બરાબર સમજવા માટે મૃત્યુ પછી મનુષ્યની સ્થિતિ કેવી થાય છે તે સમજવાની અપેક્ષાછે.

જ્યાં સુધી એક સ્થૂળદેહ બન્યો રહે છે ત્યાં સુધી તે દ્વારા જીવાત્મા બાહ્યવિશ્વના સંબંધમાં આવી સ્થૂલ સૃષ્ટિમાંના અનુભવોનો સંગ્રહ કરે છે. દરરોજ એવા એવા અનુભવ દરેકને થાય છે કે જેમાથી કાંઇનું કાંઈ નવું શીખવાનું મળે છે. એમાંના કેટલાક અનુભવ દુ:ખ આપે છે, કેટલાકથી દીલગીરી પેદા થાય છે, અને વળી કેટલાકથી કાંઈ દરદ પણ થાય છે. બીજા કેટલાક અનુભવ એવા થાય છે કે જેથી એમ સમજાય છે કે આ કાર્ય કરવાને યોગ્ય છે અને આ અયોગ્ય છે; આ વિચાર કરવા જેવા છે અને આ ન કરવા જેવા છે. કારણ કે કેટલાક વિચાર પણ એવા છે કે તે આવતાં જ આપણને દુ:ખ થાય છે, કેટલીકવાર તેથી આપણું ચિત્ત અસ્વસ્થ થઈ જાય છે, અને તે આપણને ક્રૂર બનાવે છે, અને એમ થવાથી આપણા સંબંધમાં આવનારને પણ આપણે દુ:ખ કરીએ છીએ. હવે જે જીવાત્મા આપણા દેહમાં રહી, તે દ્વારા પોતાનો વિકાસ સાધી લેછે, તે આ બધા અનુભવોને કામમા લેછે. એ બધા અનુભવોને તે બરાબર તપાસે છે, અને તે દ્વારા શાથી સુખ થાય છે અને શાથી દુ:ખ થાય છે તે સમજી લેછે. આવા આવા અનુભવોપરથી એ જીવાત્મા સ્મરણશક્તિ, મનોભાવ, અને કામનાઓ ઉપજાવી લેછે; અને એ સર્વેમાંથી તેનો સ્વભાવ બંધાય છે. એટલું યાદ રાખવું બહુ કામનું છે કે આ જીવાત્મા તે શિવની રૌદ્રીશક્તિનું જ એક રૂપ છે. આગળ આપણે એને ઈશ્વરી અંશ કહ્યા છે તેછે. અને તે ખરૂં છે. મનુષ્યનો જીવાત્મા ઉપજાવવો એ શિવના કાર્યમાંનું એક કાર્ય છે. આખી સૃષ્ટિમાં જુદી જુદી ક્રિયાઓ ઇશ્વર જ કરેછે. પણ એ ઈશ્વર જુદે જુદે સ્થળે જુદી જુદી ક્રિયા કરે છે. અને એ બધાંની જે ત્રણ મુખ્ય ક્રિયા છે તે ત્રિમૂર્તિરૂપે આપણે જોઈ ગયા છીએ. એ વિચાર કરતાં એ જે કાંઈ કહ્યું છે તે રૂપ માત્રને, પથ્થર, વનસ્પતિ, પ્રાણી માત્ર એ સર્વને લાગુ પડે છે. અણુ પરમાણુઓમાં પણ જીવ છે; રૂપ માત્રમાં પણ જીવ છે; એ જીવને અમુક રૂપનો ઉપયોગ ન રહે એટલે તેનો ભંગ પણ એ બધાંમાં જ થાય છે; અને તેમ થવાથી તે જીવ બીજું કોઈ રૂપ ધારણ કરે છે. પણ જ્યારે આપણે મનુષ્યનો વિચાર કરીએ છીએ ત્યારે તેમાં કાંઈ વિશેષતા જણાય છે. મનુષ્યમાં જીવાત્મા વિશેષ છે. જેથી કરી આપણે તે આપણે છીએ અને આપણે બીજા નથી એવું ભાન રહે છે, જેથી આપણે વિચાર કરવાની શક્તિ આવે છે, સારાસાર વિવેક કરી શકીએ છીએ, સારૂં માઠું સમજી શકીએ છીએ, અને આપણા કરતાં કાંઈ ઉચ્ચતર તત્ત્વની પ્રાપ્તિ તરફ આપણું મન દોડે

છે, આ બધું જેને લીધે થાય છે તે જીવાત્મા આપણામાં છેએટલી આપણામાં વિશેષતા છે. એ જ રૌદ્રીશક્તિનું સ્વરૂપ છે. શિવને જે જે કાર્ય કરવાનાં છે તેમાંનું એક કાર્ય એ પણ છે કે રૂપમાત્રની ઉન્નતિ થતાં થતાં તેઓ અમુક સ્થિતિએ પહોંચે કે તેમાં પોતાના અંશદ્વારા આ જીવાત્માને ઉપજાવવો. પાશ્ચાત્ય શોધકોમાંના એક મોટા વિદ્વાન નરવીર ચાર્લ્સ ડાર્વિને રૂપના વિકાસ સંબંધે કહ્યું છે કે રૂપ માત્રને વિકાસ થયાં કરે છે. છેક કનિષ્ઠમાં કનિષ્ઠ રૂપથી માંડી દરેક રૂપની ઉત્તરોત્તર વૃદ્ધિ થયાં કરે છે; અને અંતે મનુષ્યનાં રૂપ ઉદ્ભવે છે. તેથી જ મનુષ્ય પ્રાણીઓમાંથી, ઉદ્ભવ્યું મનાય છે. આ વાત તમારામાંના કેટલાક તો જાણતા હશો જ. તેનું આ કહેવું કેટલેક અંશે સત્ય છે. એમાં એટલું ખરૂં છે કે યુગોના યુગો સુધી વૃદ્ધિ થતાં થતાં રૂપો એવી સ્થિતિએ પહોચ્યાં કે તેમાં ચિત્તનો ઉદ્ભવ થયો; અને કેટલાંક પ્રાણીઓમાં તો બુદ્ધિ પણ કેટલેક અંશે ઉદ્ભવેલી જણાય છે. પણ અહિં એટલું યાદ રાખવું જોઇએ કે, એ અમુક સ્થિતિએ પોંહોચ્યા પછી તેમાં શિવની રૌદ્રીશક્તિને પ્રકાશ પડતાં જ એ દરેકમાં જીવાત્માની ઉત્પત્તિ થઇ. આ વાત સમજવી જરાક કઠણ છે. એ વાતપર બહુ વિચાર કરવાની જરૂર છે. કારણ કે પ્રથમ જ એ એકદમ સમજી શકાય એમ નથી. વિચાર કરતાં આ વાત કાંઈ કાંઈ સમજાશે. અને પછી જેમ જેમ તમે મોટા થતા જશો, અને વધારે વધારે વિચાર કરશો તેમ તેમ એ વધારે સમજાશે. આ પ્રમાણે પથ્થર, વનસ્પતિ, અને પ્રાણીઓમા રૌદ્રીશક્તિનું આ સ્વરૂપ હજી જોવામાં આવતું નથી: પણ દરેક મનુષ્યમાં તો તે છે જ અને તેથી જ આપણામાં અને એ બધામાં આટલો બધો ફેર જણાય છે. શિવને અંશ આપણામાં છે એ વાત કેવી ભવ્ય છે!

જીવ છે તે શિવ જ છે એટલે શું તે સમજ્યા? આપણા દરેકમાં એવી સત્તા છે કે જેથી આપણે દરેક શિવ સ્વરૂપ થઈ રહીશું. શિવ સ્વરૂપમાં જે સૌંદર્ય, ભવ્યતા, વીર્ય, શુદ્ધિ, દયા અને અનેક પ્રકારની દિવ્યતા છે, જેનું વર્ણન કરવુ જ અશક્ય છે તે તેને અંશ જે આપણામાં છે તેમાં અંતર્ભૂત છે અને સમય જતાં એ સર્વ આપણામાં આવિર્ભૂત થશે. આપણને જે દુઃખો વેઠવાં પડે છે, તેનું સ્વરૂપ જ આ વિચારથી કેવળ બદલાઈ જાય છે જ્યારે દુઃખ માત્ર આ દિવ્યતાને ઉદ્ભવવાનું સાધન છે એમ સમજાય ત્યારે તેમ થવા માટે દુઃખ થાય તો પણ શું થયું ! પાપ કરવાથી–ન કરવાનું કર્યાથી–દુઃખ થાય છે અને એ દુઃખ દ્વારા—આપણો જીવાત્મા શિખામણ લે છે, અને એ દુઃખના ભોગને પરિણામે એ જીવાત્માની શક્તિ વધે છે. આપણને જે જે અનુભવ થાય છે તેમાંનો એક પણ એવો નથી કે જેથી જીવાત્માની ઉન્નતિ ન થાય, અને દિવ્યત્વ પ્રાપ્ત કરવામાં સહાય ન કરે. આ પ્રમાણે દરેક અનુભવવડે આપણે આપણા દિવ્ય સ્વરૂપની પાસે જતા જઇએ છીએ. આપણને દુઃખ થાય છે એ કહેવું, એ વ્યાવહારિક રીત છે; પણ ખરૂં જોતાં જેને દુઃખ થાયછે તે આપણે નથી. દુઃખ માત્ર ઉપાધિને છે. પણ ઉપાધિ તે જ આપણે એમ ધારીએ છીએ તેથી એ દુઃખ આપણને થતું જણાય છે. આગળ આપણે જોયું છે કે જે ઈશ્વરી અંશ–શિવાંશ, આપણામા છે તે એવાં અશુદ્ધ શરીરોથી આવૃત થયો છે કે તેનો પ્રકાશ આપણાથી દેખાતો નથી અને તેથી ઘણીવાર એમ જ માનીએ છીએ કે તે આપણામાં છે જ નહિ; અને એવા અજ્ઞાનને આધીન થઈ, આપણાં દેહ અને મન તે જ આપણે છીએ એમ માનીએ છીએ; અને તેથી જ, તેમને થતાં દુઃખો આપણને થાય છે એમ પણ

માનીએ છીએ. ખરૂં જોતાં આપણે એમ જ વિચારવું જોઇએ કે જે દુઃખ થાય છે તે દેહને છે તેમ જ મનને પણ છે; અને તેમને દુઃખ થાય છે ત્યારે જીવાત્મા તો તેથી નિર્લેપ રહી ધીરજ રાખી શીખામણ મેળવ્યા કરે છે. હવે આમ છે ત્યારે, જ્યારે જ્યારે કાંઈ દુઃખ થાય ત્યારે, 'અરે! હું કેવો અભાગિયો છું કે આ દુઃખ આવ્યું!' એવા અને એના જેવા વિચાર કરી શોક કરવો નહિ. એવું દુઃખ આવે ત્યારે તમારે વિચાર કરવો કે 'કાંઈ અજ્ઞાનને લીધે કે કાંઈ પાપકર્મને લીધે આ દુઃખ આવ્યું છે; વળી એ દુઃખ ઉપાધિને છે, મને નથી. એથી મારે ડરવાનું નથી. એથી મારી તો વીર્યની વૃદ્ધિ થાયછે. એથી ન ડરતાં મારે તો ધૈર્ય રાખી આગળ જ ચાલવાનું છે. ભવિષ્યમાં તેમ ન થાય તેની સંભાળ રાખવાની છે.' આવા વિચાર કરવાથી, આ લોકમાં ભોગથી ઉત્પન્ન થતી જે કામનાઓ, મનોભાવો અને સ્મૃતિ કે જે વિષે આગળ કહ્યું છે તે સર્વે તમારી મદદે આવશે અને તમારો ઉત્કર્ષ કરવામાં સહાય કરશે.

એમ કરતાં કરતાં એક વખત એવો આવશે કે કે જીવાત્મા જે શરીરમાં રહી આ લોકના ભોગ ભોગવતો હોય છે તેને એ શરીર ઉપયોગનું રહેતું નથી, એ દ્વારા વિશેષ અનુભવ મળી શકે નહિ. આવું થાય ત્યારે એ દેહનું શું કરવું? એક ઘર બાંધનાર કડીઓ શું કરે છે? પ્રથમ તો તે પાયો નાંખે છે; કેમ ખરૂં કે'ની! ઠીક. એ પાયા માટે પ્રથમ તો જમીનને એક સરખી કરવી પડે છે. અને તેમ કરી તેપર ઇંટ ચણવા માંડેછે. હવે જમીનને એકસરખી સપાટ કરવા માટે તેને અમુક ઓજારની જરૂર પડે છે. વળી તેમ કર્યા પછી ઇંટ ચણવા માટે તેને જૂદાં જ ઓજારનો ખપ પડે છે. ત્યારે જમીન તૈયાર થઈ કે તે માટેનાં ઓજારો તે ઉંચાં મૂકી દે છે. કારણ કે તે ઓજારો હવે તેને કામનાં નથી. તે હવે બીજાં જ ઓજારો લે છે. એ ઘરનો પાયો અને દીવાલ ચણી રહ્યા પછી જ્યારે બારી અને બારણાં મૂકવાનો વખત આવે છે ત્યારે તેને વળી એથી પણ જૂદાં ઓજારોનો ખપ પડે છે. આ પ્રમાણે દરેક નવું કાર્ય કરવા માટે જૂદાં જ ઓજારનો ખપ પડે છે; અને તે કામ પૂરૂં થતાં તેને ઉંચા મુકી દે છે. એ જ પ્રમાણે સ્થૂલ શરીર-દ્વારા જેટલું કરવાનું હોય તેટલું કરી રહેછે, તે દ્વારા જે અનુભવ મેળવવાના હોય છે તેટલા મેળવી લે છે કે, તેનો ત્યાગ કરે છે. સ્થૂલ દેહનો ત્યાગ થયો કે તે દેહ શિવની સંહારક શક્તિવડે નાશ પામે છે. એ દેહ છોડ્યા પછી જીવ સૂક્ષ્મ શરીરમાં રહેછે. તેમાં તે થોડો કાલ અંતરિક્ષ લોક, ભુવર્લોકમાં રહે છે. સ્થૂલશરીર સાથે પણ જીવ સૂક્ષ્મ-દ્વારા જ તેનાપર ક્રિયા કરતો હતો. પણ એ વખતે એ સૂક્ષ્મદેહ ઉપાધિરૂપે કરતાં, વિચાર, કામનાઓ, મનોભાવો વિગેરેના સંસ્કારોના સંગ્રહસ્થાનરૂપે વિશેષ ઉપયોગનો હતો. હવે સ્થૂલદેહનો ત્યાગ કીધા પછી કાંઈ નવા અનુભવ મેળવવાના હોતા નથી; પણ તે દ્વારા મેળવેલા અનુભવોના સંસ્કાર એમાં છે ખરા. એ સંસ્કારોના ભોગ હવે અહીં જીવ ભોગવે છે. ભુવર્લોકમાં, જીવે જીવતાં જે કામના આદિનો સંગ્રહ કીધોહોય છે તેવાં જ ભોગવતો રહે છે. જરા વિચાર કરતાં સમજાશે કે જૂદા જૂદા માણસો ત્યાં જૂદી જૂદી સ્થિતિમાં રહે છે. જીવના જો એ બધા સંસ્કારોને પોષ્યા હોયછે, કામનાઓ અને રાગદ્વેષાદિને ખીલવા દીધાં હોય છે, તો તેઓ આપણે સૂક્ષ્મશરીરમાં રહીએ છીએ તે વખતે બહુ સબળ થાય છે અને દુઃખ આપે છે. પણ જીવતાં જો એ સર્વેને

નિયમમા રાખવાનો પ્રયત્ન કીધો હોય અને શુભ કામનાઓને જ સ્ફુરવા દીધી હોય છે તો મુઆ પછી ભુવર્લોકમા તે આપણને કોઈ પણ રીતે નડતા નથી કારણ કે તેમનું પ્રાબલ્ય ઓછું થયુ હોય છે, અને તેથી આપણને નિરાત રહેછે થોડો વખત ત્યા રહ્યા પછી જીવ સ્વર્ગમા જવાની તૈયારી કરે છે જીવ જ્યારે ત્યા જાયછે ત્યારે ભૂર્લોકમા જેમ સ્થૂલશરીરનો ત્યાગ કીધો હતો, તેમ ભુવર્લોકમા સૂક્ષ્મશરીરનો ત્યાગ કરેછે.

આ સમજવુ પાછુ જરા કઠિન છે આગળ જે મે કહ્યુ છે કે સૂક્ષ્મ શરીરમા કેટલાક અણુઓ, ભુવર્લોકના પદાર્થના છે અને કેટલાક સ્વર્લોકના નીચલા ભાગના છે, એ વાત તો તમને યાદ હશે જ આથી કરી સૂક્ષ્મદેહના બે ભાગ હોય એમ ધારવુ પડેછે. આમાનો જે ભાગ ભુવર્લોકના પદાર્થનો બનેલો છે તેમા સર્વ અશુદ્ધ સંસ્કાર અને સ્વાર્થી કામનાઓનો સંગ્રહ થયેલો હોયછે, અને જે ભાગ સ્વર્લોકના પદાર્થનો છે તેમા સર્વ ઉચ્ચ ભાવનાઓ—ઉત્તમ વિચાર, અને ઉચ્ચ અભિલાષાઓના સસ્કારો સગ્રહાયેલા હોયછે હવે આ બેમાનો જે કનિષ્ટ ભાગ છે તેનો પ્રથમ ત્યાગ થાયછે. એનો ત્યાગ કરી જીવ સ્વર્લોકમા જાયછે અને ત્યા સૂક્ષ્મદેહના ઉત્તમ પ્રકારના ભાગમા રહેછે

જે સૂક્ષ્મશરીરનો ત્યાગ થયોછે તેના રૂપનો જ માત્ર ભગ થાયછે, પણ તેમા, જે જે કામનાઓના સસ્કાર હોયછે તે સવનો તો જીવમા સગ્રહ જ થાયછે સ્વર્લોકમા એમનો અનુભવ—ભોગ—જીવને થતો નથી, ત્યા તો તેઓ તિરોભૂત જ રહેછે તેનો ભોગ થવા માટે ભુવર્લોકના પદાર્થની અપેક્ષા છે. પણ તે કાંઈ ત્યા હોતો નથી એટલે તેઓ માત્ર સસ્કાર રૂપે જ, બીજ અવસ્થામા ત્યા પડી રહેછે આથી કરીને જ સ્વર્ગ લોકમા સુખ અને આનંદ જ ભોગવાયછે જો આજે જ તમારે કાંઈ ઇચ્છવાનું રહ્યુ નહોય, તમારી આસપાસ બધે પવિત્રતા અને પ્રેમ જ પ્રસરી રહ્યો હોય, અને તમારા બધા મનોભાવ પણ શુદ્ધ જ હોય તો તમને કેટલુ સુખ થાય અને તમે કેટલો આનદ અનુભવો તેનો સહજ વિચાર કરો જે વખતે તમને કાંઈ ભવ્ય વિચાર આવ્યા હોય, જે વખતે તમે કાંઈ બહુ જ શ્રેષ્ઠ કર્મ કરવાને તત્પર થયેના હો, ઈશ્વરના અગાધ પ્રેમ અને દયાની કાંઈક ઝાખી થઈ હોય, અને તેથી કરી ઈશ્વરના વિશેષ પ્રેમને યોગ્ય થવાનુ પ્રયત્ન કરવાનો ઉત્સાહ આવ્યો હોય, તે વખતની તમારી સ્થિતિ વિચારો, જે વખતે દુનિઆના સર્વે દુખો વિસરાયા હોય અને કોઈ પવિત્ર અને ભવ્ય વિચારમા નિમગ્ન થયા હો, તે વખત તમારી સ્થિતિ કેવી હતી તેનુ સ્મરણ કરો એ વખતે તમે જે અનુભવ્યુ હશે તે સ્વર્ગલોકના આનદનુ માત્ર પ્રતિબિંબ છે—ભાસ છે એ સ્વર્ગલોકમા જીવના સર્વ પવિત્ર વિચારો અને શુદ્ધ ભાવનાઓ સતેજ થાયછે, અને અહિં સ્વપ્ને પણ નહિ અનુભવેલા એવા ઉત્તમોત્તમ સુખ અને આનદ જીવ ત્યા જ અનુભવે છે. આથી કરી સ્વર્ગલોકમા રેહેવાથી, જીવની અહિં આવી નવા અનુભવ મેળવવાની શક્તિ વધેછે, અને એ અનુભવોની ખરી કિમ્મત શુ છે તે જાણવાની શક્તિ પણ વધેછે પણ ત્યાથી ફરીને અહિ આવતા પેહેલા હજી એક બીજી સ્થિતિ થવાની બાકી છે એ લોકમા કેટલોક કાળ રહ્યા પછી એ સૂક્ષ્મદેહના શુદ્ધ ભાગની પણ જરૂર રેહેતી નથી. કારણકે ગત જન્મમા સંગ્રહ કરેલા શુદ્ધ વિચાર અને ભવ્ય ભાવનાઓ જેટલી બળવાન થઈ શકે તેટલા થઈ રહેછે એટલુ ખૂબ યાદ રાખવુ કે મૃત્યુ પછીની સ્થિતિ, એક સ્થૂલ શરીર છોડયા પછી બીજો ગ્રહણ કરતા સુધીની જીવની

સ્થિતિનો સર્વ આધાર એ જીવતાં કરેલાં જીવનાં કર્મ ઉપર છે; તે જીવનાં આ લોકમાંના જીવનપર આધાર રાખેછે. જીવતાં જો આપણે આપણી અશુદ્ધ કામનાઓ, અને રાગદ્વેષાદિને મજબુત થવા દઇએ તો આપણે ભુવર્લોકમાં વધારેવાર રેહેવું પડેછે, જેટલા સ્વાર્થી વિચાર વધારે તેટલું ત્યાં વધારે રેહેવું પડેછે. જીવતાં જો આપણે સર્વપર પ્રેમ રાખીએ, આપણી વૃત્તિઓ પરમવસ્તુપરાયણ હોય, તો આપણે ભુવર્લોકમાં વધારે કાળ રેહેવું પડતું નથી, અને સ્વર્ગલોકમાં લાખો કાળ રહી શકાય છે. પણ એ સ્વર્ગમાં રેહેવાની મુદત પણ પૂરી થાયછે. તેમ થતાં સૂક્ષ્મ શરીરનો આ ઉચ્ચ ભાગનો ત્યાગ કરી જીવ કારણદેહમાં રહેછે અને સ્વર્લોકના ઉચ્ચ પ્રદેશમાં જાયછે. પણ એ સ્થિતિનું વર્ણન જ કરી શકાય એમ નથી. ત્યાં જે સુખ અને જે આનંદ ભોગવાયછે તે શબ્દદ્વારા વર્ણવી શકાય નહિ, એટલું જ નહિ પણ તેનો વિચાર પણ આવી શકતો નથી. એ જ સુખ અને એ જ આનદ આપણે પણ એકવાર, આજે નહિ તો આગળ પણ, ભોગવીશું; અને તે પણ નિત્યને માટે જ્યારે આ ભૂલોકપર રેહેવાની કાંઈ જ જરૂર નહિ રહે ત્યારે જ એ આનંદ અનુભવાશે, ત્યાર પેહેલાં નહિ. આપણા ત્રણે દેહોમાંનો કારણદેહ જ એવો છે કે જેનો ભંગ થતો જ નથી. અનેક જન્મોમા તે એકનો એક જ રેહે છે; અને તેથી જ જીવને થયેલા સર્વે અનુભવો સંગ્રહાય છે, તેમાંથી એકે નાશ પામતો નથી. એ સર્વેના સંસ્કાર આ કારણશરીરમા રહે છે. જ્યારે જીવ જાણે છે કે નવો જન્મ લેવાનો સમય થયો છે ત્યારે તે આ સ્વર્ગલોકના ઉચ્ચ પ્રદેશમાંથી તેના નીચલા પ્રદેશપર આવે છે કારણદેહ તો તેને હોય જ છે, પણ એ પ્રદેશમાં આવી ત્યાંના પદાર્થમાંથી પોતાનો સૂક્ષ્મદેહ ઉપજાવી લેછે અને પછી તેમાં ભુવર્લોકના પદાર્થને પણ આકર્ષે છે. આ પ્રમાણે નવો સૂક્ષ્મદેહ ધારણ કીધા પછી તેને માટે તૈયાર કરેલા સ્થૂલ દેહમાં તે પ્રવેશ કરે છે. મૃત્યુ પછી ઉચ્ચતર લોકોમાં જતાં જે જે ભૂલો અને પાપકર્મોનો તે ત્યાગ કરતો ગયો હોય તે બધા તેને પાછા, પાછાં ફરતાં તેને ફરીને લઈ લેવા પડે છે. સૂક્ષ્મશરીરનાં નીચલા ભાગનો ભંગ થતાં જે અશુદ્ધ કામનાઓ તિરોભૂત થઈ હતી તે પાછી ભુવર્લોકમાં આવતાં જ આવિર્ભૂત થાય છે—જાગે છે; અને તેથી તે કામનાઓને અનુકૂળ પદાર્થમાંથી જ તેનો સૂક્ષ્મદેહ બંધાય છે. આ પ્રમાણે નવો જન્મ થાય છે ત્યારે તે જીવમાં આગલા જન્મોમાં જે વાસનાઓ હતી, જે વૃત્તિઓ હતી, જે કામનાઓ હતી, અને જે સ્વભાવ હતો તે બધાં સાથે જ જન્મે છે. તેમ જ તે જીવને એટલું પણ યાદ હોય છે કે અમુક કામનાઓથી દુઃખ થયું હતું માટે તેને નિયમમાં રાખવી જોઇએ આવી સ્મરણશક્તિને આપણે અંતઃકરણ કે અંતર્દીપ કહીએ છીએ. જ્યાં સુધી જીવ નવા દેહમાં હોય છે ત્યાં સુધી આ દુઃખના પ્રસંગ આદિનું ભાન રહેતું નથી, છતાં એનું પરિણામ જે આ અંતર્દીપ તેનો પ્રકાશ તો તેના નવા દેહને કામ લાગે છે. એ પ્રકારો જેઓ દોરવાય છે તેઓ જન્મોજન્મ આગળ વધતા જાય છે.

જીવાત્મા પોતાના ત્રણ દેહમાં શું શું કરે છે તેનો સંક્ષેપ આ પ્રમાણે છે. અહિં જે કહ્યું છે તે જો બરાબર સમજ્યા હશો અને જો તે ધ્યાનમાં રાખશો તો સમજાશે કે એ આપણા દેહોને શુદ્ધ કરવાની કેટલી બધી જરૂર છે. કારણ કે અમુક જન્મમાં આપણે જેવા આચાર વિચાર રાખીશું તેવી જ તે જન્મ પછીની મરણોત્તર સ્થિતિ થશે

Reg. No. E. 196

આદ્ય દ્રષ્ટા—
'એક અભેદમાર્ગ-પ્રવાસી'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલએલ. બી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૬. અંક ૭. ] ( માસિક. ) [ એપ્રિલ. ૧૯૦૧.

## વસંત.

( સ્વેહ્યું. )

( રાગ—વસંત વા કાફી. )

વામા વિમલ વસંત—લોકો વિલોકો કો આ—વામા. ધ્રુ.
નીલ તરૂ વલી વલ્લિ લતાની, શીર સાડી સોહંત;
પુષ્પ પરિમલ વાળા બાળા-વેણી માહિ અનંત લોકો.

નિકટ જલાશય આશય અંદર, વસતી વામ વસંત,
ઉજ્જ્વલ આ આદિત્ય નભે રહી, નારી નિહાળી હસંત. લોકો.

પચરંગી રંગોની રશ્મિ, વરકરથી વરસંત;
કેસર કેશુડાં રડાં લૈ, સ્વામી પરે અરપંત લોકો.

કોકિલ કંઠે કલરવ કરતી, હરતી હલકે કંપ,
વાદ્યુંવાદ્ય ગ્રહી કોમલ કર, મંદ મંદ નાચંત. લોકો.

શીત સુયુક્ત સુગંધી સમીરે, ડોલાવ્યાં દિલતંત;
પૂર્ણ વિલાસરસે રમતી, તે-સંગ રવિ રસવંત. લોકો.

અંગ ઉમંગ રસે રંગાયા, રતિ સ્વામી રતિવંત,
અવનિ વન રન જન મન હીરા, વસંત થકી હરખંત. લોકો.

હીરા.

## આભાસ.

( મળેલું )

**વસંતતિલકા.** પાછો ફરી ફરી અહીં મુજ ઘેર પેઠો,
જૂને અને પરિચિત સ્થળ આવી બેઠો;
ને તેજ છાંય ઘડી આવી ઘડી જતાં રહે,
જ્યાં હું વિચાર મહિં લીન થયો સ્થળે તે. ૧

**શિખરિણી.** પરંતુ વેલીયો વધી ગઇ વસતે બહુ અહીં,
ચઢાવી શાખાઓ ઉંચી ઉંચી વિટી બ્હારી સઘળી;
પરાગી પુષ્પો આ પવન થકી નીચાં નમી રહ્યાં,
ઘણું જૂદું ભાસે પ્રથમ કરતાં સર્વ અહિંયાં. ૨

**વસંતતિલકા** તે સ્થાનમાં તરુ પ્રયત્ન કરે શું એવો—
સૂર્યપ્રકાશ ન પ્રવેશ કરે સમૂળો;
આનન્દપૂર્ણ ગૃહ જે હતું એક વાર,
તે શોકપૂર્ણ કરવા મથી રહે શું આમ ! ૩

**શિખરિણી.** અને દ્વારે ઊભાં પ્રિય જન થયેલાં ગત ઘણાં,
સુણ્યા મીઠા સ્વરો, શ્રવણ મહિં તે તો રમી રહ્યા;
અને તે સૂરોએ પ્રિયતર જગાવ્યા સ્વર ચિતે,
પ્રિયા કેરા, હાવે રહી રસિલી જે મૌન ધરીને. ૪

**માલિની.** પ્રથમ સરિખ હર્ષે પૂર્ણ સૂરેથી ભાવે,
પ્રિય મન ગમતાં જે ગીતડાં બાલ ગાયે;
મનહર પ્રિય ત્હેને પુષ્પ ચમેલીનાં જે,
નવ નવ ગજરાઓ તે ફુલોના ગુથે છે. ૫

**ઉપજાતિ.** પથે પ્રિયાનાં પગલાં અધીરાં,
લજ્જાસ્મિતો ધારી ઉભી, રસીલાં;
મુગ્ધા તણા, હર્ષથી, શબ્દ ધીમા,
સ્મરૂ હું તે, ને, ભણકાર વાગ્યા. ૬

**ઉપજાતિ.** ભૂલી ગયો શોક બધો હું ભારે,
કંઈ મનોદ્વેગ પડયો વિસારે;
મને થયું કે હમણાં ગઈ છે,
અને અહીં સદ્ય જ આવશે એ. ૭

**વંશસ્થ.** કદાચ્ સુવેણી ગુથવા રહી હશે,
વિલંબ તેથી પગનો થતો હશે;
અવાજ ત્હેના નવ સાળુનો સુણું—
છને સુણુંછું પગલું વળી ધીમું, ૮

શિખરિણી. અધીરા બાપુડા હૃદય ! પણ ધીરૂં ધડૅક તો,
દબાવી દેને તું યદિ તુજ રહેલો જ ઉભરો,—
પ્રિયા આવે તેથી હરખ તણું જે પૂર યદિ રૂહે,
કપોલે, તે દેખે તલસી મુજ આ નેત્ર જ રખે ! ૯

ઇંદ્રવજ્રા. ધોબી ઘણું એ,—કીધી આ શી વાર !—
હા—શબ્દ, ખુલ્લાં, સુણું, દ્વાર બ્હાર;
દેખાય પેલો પડછાય કાંઈ,
સૂર્યપ્રકાશે સરતો જ આંહીં ૧૦

વસંતતિલકા. હા ! એ ઝીણા સ્વરથી તો તરુ પેલું બોલે,
ને પેલી વેલી પ્રતિ છાય જ આ સરે છે;—
ધીરા હૃદે હજ્ય તેહની વાટય જોવી,—
લાંબો વિલંબ કીધ માટ ન કહેવું કાંઈ. ૧૧

શિખરિણી પરંતુ મ્હારૂં આ હૃદય ગયું થાકી બહુ હવે,
અને વાટયો જોઈ બહુ બહુ સમે મંદ થયુ છે:
સદાયે ત્હેનાં તો સુણું હું પગલાં દ્વાર ઉમરે,
પરંતુ ઓળંગે નહિં જ ઉમગે એ કદિ, અરે ! ૧૨*

ભ્રમર

---

# હોળી.

ગઝલ-( સોરઠ. )

( મળેલું. )

ફાગ-શરીર ખબ ખીલ્યું છે, હોળી જ્ઞાનની પ્રકટાવવી.

શો પ્રેમ ગુલાલ બની ઉડે,
ધૂલ મસ્તીની કંઈ શીર્ ચડે;
વળી રંગ શા નવલા વધે,
બધે પ્રેમ-જ્ઞાનની લ્હાણ છે.—ફાગ શરીર૦

સમિધ કંઈ કંઈ ભાતનાં,
સ્થૂલ સૂક્ષ્મ કારણથી બન્યાં;
હશે સ્થૂલ દૃષ્ટિથી લાકડાં,
ગગને અડી જઈ જ્વાલ તે.—ફાગ શરીર૦

---

* ઇંગ્રેજી ઉપરથી.

નિજ કર્મના પરિપાકથી,
મળી કર્મ-ભૂ, સઘળે રહી;
બની સર્વમય મ્હા પ્રેમથી,
ચિતા સર્વવ્યાપી જમાવી છે,—કાર્ગ શરીર૦

પૂર્ણ શન્ય-પ્રાપ્ત થતાં પછી,
ભભુકી ઉઠી મહા ત્યાં દ્યુતિઃ
અહા! જ્વાલ પૂર્ણ તે પ્રેમની,
સહુ વિશ્વમાં પસરી રહી—કાર્ગ શરીર૦

પ્રજાળે ઉજાળે તે વિશ્વને,
ગાતા-વદતા-શ્રોતા-સર્વને,
અધે જ્ઞાનપુંજ ખુલ્લી કરે,
વિરલા કોઈ મર્મ સાધી લે—કાર્ગ શરીર૦

વિશ્વવિહારી અનુજ.

---

## જળ ભરી જતી કામિની.

( મઝેલુ ).

હો કામણગારી ચોરી ચિતડાં લઇને ચાલી. ટેક.
હે સુંદરી તેં પ્હેરી ફકીરી, કીધા ફકીર કંઇ કંઇને;
રણકો થાએ ચરણ ઉપરે, મન જનનાં નમનાં પડે,
રોળાતાં ન પાછાં ફરે—હો૦

મુક્યા મસ્તકે કનકકલશ બે અબુથી ભરપૂર,
રમિકોની દૃષ્ટિરૂપ ચલીઆં જળ રસ પીએ છે ખુબ
વળી કરે હૃદય ચકચૂર—હો૦

કુંભ દ્વય નીચે કરી ઉંચા મુક્યા મેળવી હાથ
સહજ અનુપમ પયોધરો તેની થવા દેવા ન શું હાર
આતુરતા તુજ જણાય—હો૦

જોવાના કુતુહળથી દોડી પેશવા નયન ત્યાં કરે
કસી કસી કંચુકી બાંધી જ્યાં સમીર નવ સંચરે
ત્યાં માથાં મારે શું વળે—હો૦

ચક્રવાક સ્થિર પંખી બેઠા પાંખ અર્પી જન ચિતને
ઉડે ઉડે પણ પડી પાંસ ચંચૂના પ્રહારો પામે
બહુ ધવાયલાં રડવડે—હો૦

બગલ નીચેથી કટાક્ષ આવી ગિરિ સાથે અફળાય
ચડે પડે વળી સ્તંભે સાં ને પથે પુઠ પળાય
ત્યારે દૈવદોષ કહાય—હો૦

ગઈ નજરની સીમામાં યદિ પેઠી મંદિર દ્વાર
છંદની કંઈ જો શક્તિ હોય તો બીલાડો કો નવ થાય
પુઠ કો નીડર નહીં જાય—હો૦

વિરલા છે કો સૃષ્ટિમાં જે રમણીમાં નહીં ફસ્યા
બને ફરત કોઈ વિદ્યુતના ચમકારાથી ન ડર્યા
ઘનતિમિર ભેદી નિસર્યા—હો૦

**પુરુષ.**

---

## " ચાંદલિયો "

" ઓ પેલો ચાંદલિયો મા મુને, રમવાને આલો;
નક્ષત્રથી ચૂંટી લાવી, મારે ગુંઝડલે ઘાલો. ૧

રુવે રૂવે ને શતડો થાએ, ચાંદા સામું જૂવે;
માતા રે જશોદાજી હરિનાં, આંસુડાં લ્હુવે ૨

લોકનાં અનેરાં છૈયાં, ઘેલો તું કાં થાય;
ચાંદલિયો આકાશે વ્હાલા, કયમ કરી લેવાય ૩

થાળીમાં જળ ભરિયું માંહિ, ચાંદલિયો દાખ્યો;
નરસૈંનો સ્વામી શામળિયો, રડતો રે રાખ્યો ૪

આ ચાર કડીઓ કવિ નરસિંહ મેહેતાની છે, અને ગુજરાતમાં સ્ત્રીઓને મુખે અનેકવાર બહુ ભાવથી ગવાતી સંભળાય છે. એમાં એક બાલકના મુગ્ધત્વનું ચિત્ર છે, અને એ ચિત્ર અત્યન્ત સુન્દર પ્રતિભાની પીંછીથી આલેખાયુ છે એમ હરેક સહૃદયનું હૃદય સ્વીકારે છે. આ કાવ્યનો વિવક્ષિત અર્થ તો આટલો જ છે, અને આટલો જ અર્થ લેતાં પણ જગતનાં પ્રથમ પંક્તિનાં સંગીતકાવ્યોમાં એનું સ્થાન સ્થપાઈ રહે છે. પરન્તુ એક શાન્ત–મનોહર ચન્દ્રિકાની પાછલી રાત્રિએ ઉપરનું કાવ્ય સ્મરણ કરતાં કરતાં, એ મધુર 'હૃદયવીણા'માંથી જે ઉચ્ચતર અને ગભીરતર સૂરો આ કર્ણે પડ્યા હતા એનો વાચકને કાંઇક પરિચય કરાવવાનો અત્રે ઉદ્દેશ છે

" ઓ પેલો ચાંદલિયો મા મુને રમવાને આલો;
નક્ષત્રથી ચૂંટી લાવી મારે ગુંઝડલે ઘાલો. "

આ પ્રમાણે પરમાત્મારૂપી **" ચાંદલિયા "** ને પોતાનો કરવા ઇચ્છતા—'ગુંઝડલે

ધાલવા,' ન્હાની સરખી આત્મગુહામાં સાક્ષાત્ અનુભવવા ઇચ્છતા—મનુજઆત્માનું ઉચ્ચ *રુદન છે, અને જેમ જેમ પરમાત્મા સામું એ અધિક જોતો જાય છે તેમ તેમ એ રુદન શમવાને બદલે અધિકતર થતું જાય છે.

'રુવે રૂવેને રાતડો થાએ, ચાંદ સામુ જૂવે"

એ પંક્તિ ભક્ત હૃદયની ભગવત્-પ્રાપ્તિ માટે તીવ્ર ઇચ્છા બોધે છે. યશોદા–માયા–ઠીક જ કહે છે કેઃ–

"ચાદલિયો આકાશે વ્હાલા, કયમ કરી લેવાય ?"

'પરમાત્મા તો આપણુ–ઉભય થકી બહુ પર છે તે કેમ લેવાય ?' પરન્તુ આ ઉત્તરથી ભક્ત હૃદય શાન્ત થતુ નથી. આખરે યશોદા થાળીમાં પાણી ભરી એમાં 'ચાંદલિયો' દેખાડે છે મનુષ્યના અન્તઃકરણમાં પરમાત્માનુ પ્રતિબિંબ પડે છે, અને એ પ્રતિબિંબનું દર્શન એના હૃદયને શાન્તિ આપે છે.

આ રીતે ઉપરનું કાવ્ય (૧) મનુષ્ય–આત્માને પરમાત્માની કેવી આવશ્યકતા છે એ બતાવે છે; તથા (૨) એક તરફથી પરમાત્માની પરતા અને બીજી તરફથી પ્રતિબિંબ રૂપે એની પ્રસક્ષતા દર્શાવે છે. આ બંને સિદ્ધાન્તોનુ વિશેષ વિવેચન કરવા જેવું છે.

જીવાત્મા પરમાત્મા માટે ઉત્સુક બની "રુવે" છે એ સિદ્ધાન્તમાં ધર્મના સ્વરૂપ સમ્બન્ધી કેવો અનુપમ બોધ સમાએલો છે! ધર્મ મનુષ્યને લાભકારી છે,–એથી એનુ ઐહિક જીવન સુખી થાય છે અને પરલોકમાં પણુ સ્વર્ગાદિક સુખ મળે છે–એવા હેતુથી ખરા ધાર્મિક આત્માની ધર્મમાં પ્રવૃત્તિ થતી નથી. તેમજ, ધર્મ એ ઇશ્વરે મનુષ્ય ઉપર મૂકેલી ફરજ છે, એ ફરજ અદા ન કરીએ તો ઇશ્વરના ગુન્હેગાર થઇએ, એ વિચાર પણુ પૂર્ણ ધાર્મિકતાનો નથી· એકમાં નફા–તોટાનો હિસાબ હોઈ, ધર્મનું ખરૂ તત્ત્વ જે સ્વાર્પણુ એનો સર્વથા અભાવ છે, બીજામાં શુષ્કતા કઠોરતા તાબેદારીના ભાવો આવી, ધર્મના સ્વરૂપમાં આવશ્યક ઉલ્લાસ આનન્દ અને વિશુદ્ધ સ્વાતન્ત્ર્ય એની ખોટ રહે છે. આ બ ને કરતાં જૂદો જ સિદ્ધાન્ત ઉપરના કાવ્યનો છે, અને એ જ સંતોષકારક છે. જીવાત્મા પરમાત્મા માટે 'રુવે' છે–અર્થાત્ એની સર્વ ભાવના પરમાત્માભિમુખી છેઃ એની બુદ્ધિ પરમાત્માના સ્વીકાર વિના સંતોષ પામતી નથી, એનુ હૃદય પોતાનો પ્રેમરસ સંપૂર્ણ અનુભવવા માટે પરમાત્માને અવલમ્બે છે; એની કર્તવ્યભાવના પણુ બીજે તેમ જ ફરજ રૂપે ધર્મની અપેક્ષા કરે છે.

આ વિશ્વ જેમ લાંબુ પહોળુ—અમુક આકૃતિવાળુ—છે તેમ જ એના મુખ ઉપર ચૈતન્યની છાયા વ્યાપી રહી છે, એની આકૃતિનો અર્થાત્ એના સંયોગવિભાગાદિ જડધર્મનો ખુલાસો જેમ જડશાસ્ત્ર કરે છે, તેમ એ ચૈતન્યની છાયાનો ખુલાસો, એના અંતરમાં વિરાજતા પરમાત્માના સ્વીકાર દ્વારા, બ્રહ્મવિદ્યા કરે છે.

જે નિરીશ્વરવાદી એમ કહે છે કે ખુલાસો શોધવા જવું એ જ વ્યર્થ નિઃસાધ્ય પ્રયત્ન છે, એને તો એટલું જ કહેવું બસ છે કે એ રીતે તો કોઇપણુ વિષયમાં—'સાયન્સ'ના વિ-

* "Wherefore hidest thou thyself ?" "O that I knew where I could find him!"—The Old Testament.

પથમાં પણ ખુલાસાની શોધ ભ્રાન્તિમૂલક છેઃ જો બ્રહ્મવિદ્યા અશક્ય છે, તો ભૌતિકશાસ્ત્રો પણ એટલાં જ અશક્ય છે. અને આ રીતે જો શાસ્ત્રમાત્ર અશક્ય ઠરાવવામાં આવે તો એનો અર્થ તો એટલો જ કે વિનાકારણ બુદ્ધિરૂપી દીવાને જ હોલવી નાંખી સર્વત્ર અંધારૂં છે, અને કોઈ પણ પદાર્થ છે જ નહિ એમ કહેવું! આવો પ્રયત્ન બુદ્ધિને માટે આત્મઘાતી છે.

બીજો નિરીશ્વરવાદી કહે છે જગતના તે તે પદાર્થમાં તો કાર્યકારણભાવ છે, અને તેથી એક કાર્યનો એના કારણદ્વારા ખુલાસો આપવો એ ખોટું નથી, પણ સમસ્ત જગતનું એની પહેલાં આદિકારણ માનવું એ તો અનવસ્થા ઉપજાવનાર પગલું છે; વળી કાર્યકારણભાવ જગતમાં જ અનુભવાય છે, માટે જગતમાં જ એ પૂરાઈ રહેવો જોઇએ. આ શંકા યોગ્ય છે, અને જેઓ ઈશ્વરે જગતને અમુક કાળે ઉત્પન્ન કર્યું એમ માને છે તેમના સિદ્ધાન્તને બાધકારક છે. પણ જેઓ એને અધિષ્ઠાનકારણરૂપ સ્વીકારે છે તેમને આ દલીલ સ્પર્શી શકતી નથીઃ વેદાન્તનું બ્રહ્મ એ કાર્યકારણરૂપી સાંકળનો પહેલો અકોડો નથી, પણ એ સાંકળને અસ્તિત્વ અર્પનારૂં, એના ઉપાદાનરૂપે રહેલું, એવું સુવર્ણ છે.

ત્રીજો નિરીશ્વરવાદી કહે છે કે જડપ્રકૃતિના સ્વીકારથી જ સમસ્ત જગતનો ખુલાસો થઈ શકે છે. પણ આ સિદ્ધાન્તને સૂક્ષ્મતાથી તપાસતાં જણાય છે કે જેમ જાદૂગર સોનાની મ્હોર ચાલાકીથી તમારા ખીસામાં નાંખી દઈ ત્યાંથી કાઢી આપ્યાનો ડોળ કરે છે તેમ આ નિરીશ્વરવાદી જડપ્રકૃતિમાં વિશ્વચૈતન્ય કલ્પી લઈ એમાંથી જ પાછું કાઢી બતાવે છે! વસ્તુતઃ—જડમાં દૃક્શક્તિ નથી, અને તેથી દૃક્શક્તિને યોગ્ય જે વિશ્વવ્યવસ્થા તે સ્વતઃ કરવા એ અસમર્થ છે. વિશ્વ એ ગમે તે રીતે ગમે તે માર્ગે પ્રવર્ત્યું જાય છે એમ નથી, પણ એનો ઉદ્દેશ—એનું ગન્તવ્યસ્થાન—એની આગળ ચળકી રહ્યું છે, અને એને અનુકૂલ માર્ગે એની પ્રવૃત્તિ ચાલેછે. આ ઉદ્દેશની અમુકતા ચેતનનું અસ્તિત્વ સિદ્ધ કરે છે. ડાર્વિન વગેરે 'ઇવોલ્યુશન'વાદીઓ પણ 'Adaptation' અને 'Natural Selection' આદિના નિયમોદ્વારા જગત્-વ્યવસ્થાનો ખુલાસો કરવામાં પણ વસ્તુતઃ ચેતનશક્તિના સ્વીકારની જ પરિભાષા વાપરે છેઃ પ્રત્યેક પદાર્થ પોતપોતાને અનુકૂલ પરિ-સ્થિતિ પ્રાપ્ત કરેછે, એને યોગ્ય પોતે થાય છે, અનેકમાંથી એક પસંદ કરી લેછે ઇત્યાદિ ભાવો ચેતનની પ્રવૃત્તિની સાથેજ બન્ધબેસતા છે. વર્તમાન જડશાસ્ત્રો ચેતનશક્તિનો નિષેધ કર્યાનો દંભ રાખે છે, પણ એ જ જડશાસ્ત્રોએ બળજબરીએ ચેતનશક્તિની અધિકાધિક સિદ્ધિ કરી છે.

જડવાદીથી તદ્દન વિરુદ્ધ, છતાં ઇશ્વરને ન માનનારો એવો, ચોથો નિરીશ્વરવાદી કહે છે કે 'સમસ્ત જગત્ એ મ્હારી જ કરેલી સૃષ્ટિ છે.' વળી આજકાલ કેટલેક ઠેકાણે આ સિદ્ધાન્ત શાંકર-વેદાન્તને નામે ચાલે છે એટલે એ વાદે કેટલીક પ્રતિષ્ઠા પણ પ્રાપ્ત કરીછે. પણ વસ્તુતઃ શંકરાચાર્યનો વા એમના મુખ્ય મુખ્ય અનુયાયિઓનો પણ આ સિદ્ધાન્ત નથી-એમ અમે પૂર્ણ આગ્રહથી પૂર્ણ વિચાર કરીને પ્રતિપાદન કરીએ છીએ. આ વાદની નિર્બળતા સ્વતઃસિદ્ધ છે. કોણ કહેશે કે સમસ્ત જગત્ એ 'મ્હારી' શબ્દ અંતર્ગત 'હું' શબ્દના સંકુચિત અર્થમાં "મ્હારી" જ કરેલી સૃષ્ટિ છે? એ 'હું' જ શું એક રીતે એ સૃષ્ટિનો ભાગ નથી? એ સૃષ્ટિમાં પ્રત્યક્ષ થતા અનેક નિયમોથી 'હું' અનેક રીતે નિયમિત છું એમ પગલે પગલે અનુભવ થાયછે. આ અનુભવનો વ્યાઘાત કરી 'હું' જ આ જગતનું કારણ છું એમ

માનવું એ તો શાંકર વિજ્ઞાનવાદ રૂપી મધુર અને મનોહર દ્રાક્ષાને કહોવડાવી, સડાવી, એની મદિરા કરી, પી, મસ્ત બની યથાર્થવસ્તુનું ભાન ભૂલી જવું એ શિવાય બીજું કાંઈ જ નથી. વળી જોવાનું છે કે 'હું' શિવાય સર્વને ઉડાવી દેતાં 'હું' પણ ઉડી જાય છે, અને અધિષ્ઠાન શિવાય બીજું કાંઈ પણ અવશેષ રહેતું નથી; અને આ અધિષ્ઠાન એ તો 'હું' માં છતાં 'હું' થી પર એવો પદાર્થ !—અર્થાત્ બ્રહ્મ, 'હું' નહિ !

આ રીતે આપણે જોયું કે નિરીશ્વરવાદ બુદ્ધિને સર્વથા અગ્રાહ્ય છે. પણ જેમ બુદ્ધિને અગ્રાહ્ય છે તેમજ—અને એક રીતે કહીએ તો એ કરતાં પણ વધારે—હૃદયને અગ્રાહ્ય છે. આ વાત જગતના પ્રથમ કવિ અને તત્ત્વચિન્તકથી માંડી છેક ટેનિસન અને સિજવિક જેવા વર્તમાન સમયના શાન્ત અને નિષ્પક્ષપાત કવિ અને તત્ત્વચિન્તક પર્યન્ત અનેક મહાન પુરુષોના ઉદ્ગારોથી સિદ્ધ કરી અપાય એમ છે.* આ વિષે ભાગ્યે જ બહુ મતભેદ નજરે પડે છે, એટલે ઉપર બુદ્ધિની બાબતમાં જેટલા વિસ્તારથી ઉત્તર આપવો પડ્યો તેટલા વિસ્તારની અત્રે અપેક્ષા નથી. તથાપિ એટલું વિચારવું જરૂરનું છે કે પરમાત્માને બદલે 'સત્ય' 'સૌન્દર્ય' અને 'સાધુતા'ની ભાવનાઓ જ પૂજવામાં આવે તો તેથી શું હૃદયને સન્તોષ ન થાય ? વિચાર કરતાં જણાય છે કે આ ભાવનાઓ બાવિસ્થિતિની કલ્પના માત્ર હોય તો તે હૃદયને અવલંબ ન અર્પી શકે; એ અવલંબ મળવા માટે એ ભાવના **નિત્ય સિદ્ધ** હોવી જોઈએ—અને ભાવનાની નિત્યસિદ્ધતા એ જ પરમાત્માની સિદ્ધિ ! 'સત્ય' નથી તે ઉત્પન્ન કરવું એમ નહિ પણ 'સત્ય' છે તે ખોળી કાઢવું એવા ઉદ્દેશથી સત્યાન્વેષીઓની પ્રવૃત્તિ થાય છે. અને આ સત્ એ ચિત્તને સાપેક્ષ હોઈ સત્યજ્ઞાનસ્વરૂપ પરમાત્માનું અસ્તિત્વ બતાવે છે. સૌન્દર્ય—નો ઉત્તમોત્તમ નમૂનો પણ સૌન્દર્યની પૂર્ણતાથી વિદૂર રહે છે, અને ઐહિક સૌન્દર્ય—નું ધ્યાન કરતાં કરતાં, એ સૌન્દર્યનું અધિષ્ઠાન—માશુક—ધ્યાતાની આગળ પરમાત્મરૂપ બની જાય છે એ એજ બતાવે છે કે નિઃસીમ સૌન્દર્ય જ—પર અને પરમ સૌન્દર્ય જ—હૃદયનો રસ પૂરેપૂરો ઝીલી શકે છે, એ જ એને સંતોષી શકે છે. વળી સાધુ પુરુષોનાં ઉત્તમોત્તમ દૃષ્ટાન્તો લેશો તો એમાં પણ જણાશે કે જ્યારે સાધુતા જોડે બ્રહ્મભાવ જોડાય છે, ત્યારે જ એ સાધુતા હૃદયને પૂરેપૂરી સંતોષપ્રદ થાય છે: જૂઓ કે કૃષ્ણ બુદ્ધ ક્રાઈસ્ટ આદિ પુરુષો બ્રહ્મભાવે—ઇશ્વરરૂપે—જ જગતમાં પૂજાયા છે ! પણ

* "Speak to him thou for He hears, and Spirit with Spirit can meet.—
Closer is He than breathing, and nearer than hands and feet."

*Tennyson.*

"*In Memoriam* had impressed upon him (Prof. Sidgwick.) the ineffaceable and ineradicable conviction that humanity will not and cannot acquiesce in a godless world."

*Mind* ( January 1901 ) p. 4.

વૉલ્ટેર તો ત્યાં સુધી કહે છે કે "If there were no God, it would be necessary to invent one." ( ઇશ્વર છે, પણ કદાચ ન હોય તો કલ્પી 'ની જરૂર છે. )

આ સાથે એ સ્મરણમાં રાખવાનું છે કે ભાવનાની પૂર્ણતા આ જગતથી તદ્દન વ્યતિરિક્ત સ્થાને—જગતથી ભિન્ન ઇશ્વિરમાં—સિદ્ધ છે એમ નથી: જગતથી પર હોવા છતાં એ જગતમાં જ સિદ્ધ છે. અર્થાત્ જે ભાવના જગતથી પર છે તે જ ભાવના જગતનાં સત્ય સૌન્દર્ય અને સાધુત્વમાં કુસુમોમાં સૂત્રની માફક કે તણખામાં અગ્નિની માફક પ્રવેશી રહી છે: અર્થાત્ આ જે જે સત્ય સૌન્દર્ય અને સાધુત્વનું દર્શન થાયછે એ વસ્તુતઃ એ પરમાત્મારૂપી સત્ય સુંદર અને સાધુ પદાર્થનું જ દર્શન છે: માત્ર તે તે સત્ય સુન્દર અને સાધુ પદાર્થોને તે તે રૂપે ન ભજતાં એક અખડ સત્-ચિત્-આનન્દ પરમાત્મરૂપે ભજવો, એનો સાક્ષાત્કાર કરવો, એ જીવનનો, અસ્તિત્વનો પરમ ઉદ્દેશ—એમાં જ જીવનનું જીવનપણું, અસ્તિત્વનું અસ્તિત્વપણું.

બુદ્ધિ અને હૃદય પરમાત્માનું અસ્તિત્વ માગી લેછે એ આપણે જોયું. કર્તવ્યભાવના પણ એની જ અપેક્ષા કરે છે એ હવે જોઇએ. કર્તવ્ય કર્મ કરવું જ જોઇએ એ વિધિ ક્યાંથી આવ્યો ?

એ વિધિ જનસમાજે કર્યો ? 'આખો જનસમાજ અમુક બાબતમાં વિપથગામી છે, અને એ કહે છે તે નહિ પણ મારૂં માનવું સત્ય છે' એમ આગ્રહપૂર્વક અનેક મહાન પુરુષોએ કહ્યું છે, દુઃખ વેઠયાં છે, અને જનસમાજનો ઉદ્ધાર કરવા યત્ન કર્યો છે. એમની કર્તવ્યભાવના બતાવે છે કે વિધિનિષેધ જનસમાજમાંથી નહિ પણ બીજે જ કોઇક સ્થાનેથી આવે છે. વળી એ પણ જોવાનું છે કે વિધિ નિષેધ જનસમાજમાંથી જ સિદ્ધ થતા હોય તો જનસમાજની ઉત્તરોત્તર વૃદ્ધિ જ ન સભવે· જનસમાજમાં જે ચૈતન્ય પ્રત્યક્ષ સિદ્ધ થએલું હોય છે એ કરતાં અધિક અને પરતર ચૈતન્યશક્તિ છે કે જે એ જનસમાજની જરૂરીયાતો તૃપ્ત કરવા માટે અને ઉન્નત ભૂમિકાએ ચઢાવવા માટે એના અગ્રણી મહા પુરુષોના અંતરમાં વિધિનિષેધ પ્રેરે છે. આ ચૈતન્યશક્તિ તે જ પરમાત્મા.

આ કર્તવ્યભાવના પ્રકૃતિમાંથી આવે છે ? પ્રકૃતિ તો સુખદુઃખના રાગદ્વેષ ઉત્પન્ન કરી શકે, એ રાગદ્વેષનો અનાદર કરવાની આજ્ઞા પ્રકૃતિમાંથી મળતી નથી. કેટલીકવાર સુખનો અનાદર કરવાનું એ આપણને કહે છે એમ લાગે છે, પણ જોશો તો એમાં પ્રયોજન એ એટલું જ બતાવે છે કે એ સુખ પરિણામે દુઃખરૂપ જ છે માટે; અર્થાત્ સુખદુઃખ કરતાં અન્ય દ્વન્દ્વાતીત પરમ ઉદ્દેશ દર્શાવવાની પ્રકૃતિમાં શક્તિ નથી, અને કર્તવ્યભાવના તો એ અતીત દશા પ્રાપ્ત કરવામાં જ રહેલી છે, માટે કર્તવ્યભાવના પ્રકૃતિજન્ય ન હોઈ શકે.

હજી એક કલ્પના સંભવે છે. એ વિધિ 'મેં'જ કર્યો એમ નહિ ? 'મેં' જ કર્યો હોય તો એ વિધિરૂપ કેમ અનુભવાય ? ઇચ્છારૂપ અનુભવાવો જોઇએ ! વિધિનું વિધિત્વ એના અન્ય તરફથી વિહિત થવામાં, ઉતરી આવવામાં, સમાએલું છે. માટે સિદ્ધ છે કે આ વિધિ 'મેં' ઉત્પન્ન કરેલો નથી. પરંતુ આ વિધિની વિલક્ષણતા જોતાં, જીવમાં એથી અત્યન્ત ભિન્ન એવો ઇશ્વિર એ ભાવના ઉત્પન્ન કરે છે એમ પણ કહી શકાતું નથી. આ વિલક્ષણતા તે એ કે કર્તવ્યભાવના વિધિરૂપ છે, ઇચ્છારૂપ નથી, છતાં પણ એ એક રાજાના હુકમ જેવો વિધિ નથી. એ વિધિ આચરવામાં આત્મા દબાણ અનુભવતો નથી પણ સ્વાતન્ત્ર્યનો આનન્દ માને છે, 'હવે જ હું મ્હારા ખરા તત્ત્વમાં આવ્યો' એમ અનુભવે છે.—અર્થાત્ જીવથી પર અને

જીવમાં એવો કોઇક પદાર્થ આ ભાવના પ્રેરે છે. એ જ રીતે સમાજના ચાલતા નીતિનિયમો ઉપર મનન કરતાં એમાં પણ કેટલીક કર્તવ્યભાવના સિદ્ધ થએલી છે, તથા થવી બાકી રહે છે. પ્રકૃતિ પણ કર્તવ્યભાવના સિદ્ધ થવાનું સ્થાન છે, એટલું જ નહિ પણ એમાંથી પણ એ સંબન્ધે ઉપયોગી બોધ મળે છે. આ રીતે જેમાંથી એ ભાવનાનો અવતાર છે એ તત્ત્વ સર્વથા જીવ સમાજ અને પ્રકૃતિથી ભિન્ન નથી, પણ તત્-પર છતાં તત્-રૂપ છે. આ વાત ઉપનિષદોમાં અનેક સ્થળે દર્શાવી છે.

આ પ્રમાણે મનુષ્યઆત્મા—એની બુદ્ધિ, એનું હૃદય, એની કર્તવ્યભાવના—સર્વાંશે પરમાત્માની અપેક્ષા કરેછે, આપણા કાવ્યનો શબ્દ વાપરી બોલીએ તો એને માટે એ ઉત્સુક બની "**રુવેછે**", એને પોતાનો કરવા યત્ન કરેછે. પણ એને પોતાનો કરી શકેછે ખરો?—એનો ઉત્તરઃ

'ચાંદલિયો આકાશે વ્હાલા, કયમ કરી લેવાય?' ન જ લેવાય. આગળ કવિ કહેછેઃ

"થાળીમાં જળ ભરિયું માંહિ ચાંદલિયો દાખ્યો,
નરસૈંનો સ્વામી શામળિયો રડતો રે રાખ્યો."

માયામાં બ્રહ્મનું પ્રતિબિમ્બ પડી બ્રહ્મ સગુણ બનેછે, ત્યારે જ એને મનુષ્ય ગ્રહી શકેછે, વિષય કરી શકેછે. પણ નિર્ગુણ અને સગુણ એવી બે ભિન્ન વસ્તુઓ નથી. એક જ વસ્તુનું બે રૂપે કથન છેઃ સ્વસ્વરૂપમાં, પરમાર્થ સ્વરૂપમાં જે નિર્ગુણ છે તે જ આપણાં જ્ઞાન ભક્તિ આદિના વિષયરૂપે સગુણ છે. એક જ વસ્તુનાં બે રૂપ છે એમ પણ નથી, કારણ એક અખંડ બ્રહ્મમાં બે રૂપ હોવાનો સંભવ જ નથી. એક વસ્તુનું બે રૂપે કથન માત્ર છે. એમાં પણ સગુણ જ મુખ્ય કથનવિષય છે, નિર્ગુણ અધિષ્ઠાન માત્ર હોઇ '**नेति नेति**' આદિ વાક્યોવડે માત્ર લક્ષણાદ્વારા કથાય છે. પણ આમ જો એ નિષેધમુખે જ સિદ્ધ હોય તો દ્વૈતાપત્તિ થાય; કારણકે એક સગુણ, અને બીજું સગુણ નહિ તે—અર્થાત્ નિર્ગુણ—એમ બે ઠરે. માટે શ્રુતિ '**अयमात्मा ब्रह्म**' '**ऐतदात्म्यमिदं सर्वं**' '**साक्षात् अपरोक्षात् ब्रह्म**' ઇત્યાદિ વાક્યોવડે એને ભાવસ્વરૂપે પ્રતિપાદન કરેછે, અને નિર્ગુણ એ જ સગુણ છે એમ વર્ણવેછે. આ રીતે '**सर्वगन्धः सर्वरसः**' ઇત્યાદિ વાક્યોનો **अशब्दमस्पर्शमरूपमव्ययं** ઇત્યાદિની સાથે પૂર્ણ સંગતિ છેઃ સંગતિ છે એટલું જ નહિ પણ એક બીજા વિના દ્વૈતાપત્તિ ઉત્પન્ન કરેછે. આ રીતે સગુણ નિર્ગુણનો સંબન્ધ સમજી લેતાં અનેક ભ્રાન્તિઓ દૂર થશે. એક તો એ સમજાશે કે સગુણ એ માણસને ભય દેખાડી ધર્માચરણમાં રાખવા માટે ઉભો કરેલો પદાર્થ છે, એમ નથી. એક 'કલ્પિત' છે અને બીજું 'વાસ્તવિક' છે એમ કહેવાય છે ખરૂં પણ (૧) વેદાન્ત આવે પ્રસંગે જે 'કલ્પિત' શબ્દ વાપરેછે તેમાં **મૂલ** અવિદ્યા થકી 'કલ્પિત' એમ કહેવા ઇચ્છે છે. (૨) 'કલ્પના' વસ્તુના દેખીતા સ્વરૂપની છે, અર્થાત્ ગુણોની છે, ગુણોથી પર ગાજતા **પરમાર્થ** અધિષ્ઠાન-રૂપ ઉર્દાધને એ સ્પર્શી શકતી નથી. તાત્પર્ય કે આ રીતે જીવ જગત્ મિથ્યા ઠરેછે, પણ બ્રહ્મ નિર્લેપ સત્ય અબાધિત રહેછે. (૩) ત્યારે બ્રહ્મ (નિર્ગુણ બ્રહ્મ) તો કદી જણાવાનું જ નહિ? ન જણાય, જો એ જીવ અને જગત્‌ની પેલી પાર જ હોય તો. પણ જેમ એ પર છે તેમજ એ પ્રત્યક્ષ છેઃ **પ્રત્યક્ષથી પર એવી વસ્તુ છે; અને પર એ જ વસ્તુ પ્રત્યક્ષ છે.** આ વસ્તુસ્થિતિ જાણવી, અનુભવવી એ વેદા-

ન્તનુ પરમ બ્રહ્મ છે મનુષ્ય રૂપેછે એવો જ પરમાત્મા છે, અથવા તો એ નિત્ય અન્ધ કારમા વીંટાએલો કોઈ મનુષ્યથી જણાઈ શકે એવો જ નથી, ઉભય સિદ્ધાન્ત ખોટા છે પણ ઉભયના યોગ્ય અશોનો જેમા સમાસ થાયછે તે આપણો વેદાન્તસિદ્ધાન્ત છે અને તે ઉપરના વાક્યમા બતાવ્યો છે પ્રોફેસર નાઇટ એક સ્થળે ઠીક જ કહેછે કે "We need not reject a single anthropomorphic notion, but utilize each one, and then transcend them all, nay, we may use them, with the view of transcending them, and then returning to their use"

"तद्दूरे चान्तिकेऽपि तत्"

એ વાક્યવા ય પણ એ જ પ્રતિપાદન કરે છે

---

## "દિવસ શી રીતે ગાળવો."

( મળેલુ )*

" દિવસ એ એક ન્હાનુ જીવન છે જેમ જીવન પોતે એક મોટો દિવસ છે તેમ દિવસ તે એવમ છે, કે જેનુ મોગમા મોટુ જીવન બનેલુ છે આખા માટે ' આખુ ભાગોનુ બનેલુ છે ' અને ' આખાનો ગુણ ભાગોના ગુણથી નિર્ણીત થાય છે ', એ સિદ્ધાન્ત પ્રમાણે '**દિવસ શી રીતે ગાળવો**' એ પ્રશ્નનો આપણે ગામ્ભીર્યથી વિચાર કરવો ઘટેછે જો જીવનના એક દિવસને અનુશાસનાર સૂત્ર આપણે આમ કરીએ જો તેની અન્દર આપણા વર્તનને નિયમનાર સિદ્ધાન્તો આપણે સ્પષ્ટ દૃષ્ટિ સન્મુખ રાખીએ તો આપણને માત્ર દિવસનો નિયમ નહીં પણ જીવનનો નિયમ સુદ્ધા મળે છે ' અમા દિવસ અમને એવી રીતે ગાળતા શિખવ, કે જેથી અમે અમારા હૃદયને જ્ઞાનમા જોડીએ '

' અને તેમ કરવાને માટે જ્યારે દિવસ શરૂ થાય ત્યારે આપણે જ્ઞાનના સવિતા× તરફ દૃષ્ટિ કરી જોઇએ, અને તેની અન્દર એવુ કશુ થવા દેવુ જોઇએ નહીં કે જે પ્રભુની પાસે જતા આપણને અટકાવે, અથવા જે દિવસ પૂરો થાય ત્યારે તેના તરફ ફરી આપણા વિચારો અને પ્રાર્થનાઓને દોરતી વેળાએ આપણને શરમાવે

' બધુ ખરૂ સુખ ધર્મની સાથે સમ્બદ્ધ છે, કારણકે જે આનન્દ જીવન ઉપર રસ નાખેછે તે ધર્મને બાધક નથી, જીવનને સશોક કરવાનો આપણને કશો હક નથી, અહીંના જીવનના માર્ગમા પુષ્કળ પરીક્ષણો અને પ્રલોભનો છે, એટલે અનાવશ્યક શોક સરજાતુ પ્રયોજન નથી નિર્દોષ અને ધર્માભિરૂપ આનન્દ આધારા રીતે ધરાય છે તે કરતા આપણને

---

* લખનાર—ન રા "कान्त"

× "तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात्"

ગાયત્રીમન્ત્ર

અને બીજાઓને પણ વધારે મદદ આપેછે તો આપણી વાતચિત આનન્દી થવા દો આપણા મનુષ્યબન્ધુઓ એવા પુસ્તકો છે, કે જેમા આપણે રસ અનુભવવો જોઇએ, અને તે રસ અનુભવવા માટે આપણે પણ સારી વસ્તુઓનો આપણો હિસ્સો જમણવારમા લાવવો ઘટેછે, જે બુદ્ધિની વાતચિતથી હમેશા થશે

'વ્યાવહારિક જીવન આપણ બધાને ખાસ કરીને કમે છે એ આપણા ગુણોને બહાર લાવેછે એ દુનિયામા સફળ પ્રવૃત્તિ માટે સજ્જ કરનારી બાહ્ય ટેવો માત્રને રૂપતુ નથી, એ આન્તર ગુણોને સુદ્ધા પ્રકટ કરેછે, કે જેનો જો આપણે લાભ લઇએ, તો દૈવી જીવનને માટે પણ સજ્જ થઇએ વસ્તુત પૃથ્વીનુ જીવન અને સ્વર્ગનુ જીવન પરસ્પર એવા સમ્બદ્ધ છે, કે પૃથ્વીના જીવનનો ઉદ્દેશ સ્વર્ગના જીવન માટે ગોગ્ય કરવાનો છે, અને જો આપણે તેનો બરાબર ઉપયોગ કરીએ, તો તે પ્રમાણે થાય

'બીજાઓને માટે લાગણી આપણામા અવશ્ય હોવી જોઇએ આપણને જે કોઈ મળે તેનામા—ભૂલતામા પણ—આપણે પોતાને જે મનુષ્યત્વમા આપણો સાથે ભાગ છે તેને જોવાનો યત્ન કરવો જોઇએ દર્શન અને સ્પર્શમા પ્રકટ થતી લાગણી બધા હૃદયોનુ આપણી તરફ વલણ કરનો દયા શ્રેષ્ઠ પ્રકાર આમ બતાવાય છે, દામ્ભિક દાનદક્ષિણામા નહીં બીજાઓને આપણ કઈ હિત કરી શકીએ તે માટે તેમને માટે સમભાવની ગ્રન્થિ પ્રથમ દૃઢ થવી જોઇએ એ દૃઢ થાય એટલે માણસ પોતે જેને સર્વાપરિ અને પ્રિયતમ માનતો હોય તે બીજાઓની આગળ પરીક્ષા માટે મૂકવાને તેને ભવ્ય પ્રસગો મળેછે, અને તે તેમની સ્વતત્રતા તથા બુદ્ધિને બાધ કર્યા સિવાય

"એવા બનાવો બનવાના, કે જેમા આપણામા જેઓ સારામા સારા હોય તેમના સ્વભાવ પણ કસોટીમા આવે છતા આપણે ક્રોધ કે જે 'અલ્પ ઉન્માદ' કહેવાય છે તેને અધીન થવુ જોઇએ નહીં જો આપણો સ્વભાવ બધી કસોટીઓ ખમી શકે નહીં તો એમ સમજવુ કે તેને નિરોધ તથા અધીનતામા લાવવા માટે ઉપર પહેરો રાખવાની ખાસ જરૂર છે માણસના મિજાજ કે સ્વભાવમા નિશ્ચય ન હોય તેવુ કશુ તેને અવિશ્વસ્ય કરનારુ નથી અને આપણે ખાત્રીથી સમજવુ, કે 'દ્વિજ' મનુષ્ય શાન્તિ અને સ્વસ્થતાની એવી ઉચ્ચ કોટિઓએ પહોચેલો હોયછે, કે જે ગમે તેવા પ્રતિકૂલ બાહ્ય બનાવો કે સ્થિતિઓથી ડગે નહીં,+

"સુખો બધાને જોઇએ, અને તેની મના નથી દરેકને પોતાનુ વહાલુ સુખ હોય છે સગીત, રમત ચિત્રશાલા, પુસ્તક, સમાગમ, ઇત્યાદિ બધાના પ્રશસકો છે તેણે આપણો એટલો વખત રોકવો જોઇએ નહી, અથવા આપણા અનુરાગોને એટલા વશ કરવા જોઇએ નહીં, કે જેથી જ્યારે કર્તવ્યના બોલાવવાથી જરૂર પડે ત્યારે આપણે તેને તજી ન શકીએ તેને અનુસરતા પણ આપણે સમજવુ જોઇએ, કે તે પૃથ્વીપરના અને સ્વર્ગમાટેના બન્ને

* सर्वभूतस्थमात्मान सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शन ॥ ભગવદ્ગીતા

\+ " योगस्थ कुरु कर्माणि सग त्यक्त्वा धनजय ।
सिद्ध्यसिद्ध्यो: समो भूत्वा समत्व योग उच्यते ॥" ભગવદ્ગીતા

જીવનની ઉચ્ચતર પ્રવૃત્તિઓને અધીન છે. પણ કર્તવ્ય કર્યા પછી જેમ આપણે નિર્દોષ સુખાનુભવ વધારે કરીએ, તેમ 'આપણી અન્દરનું બાલક' વધારે સુરક્ષિત રહેશે, આપણી અન્દરની વસન્ત ગ્રીષ્મ અને શરદ્‌ની સાથે વધારે જોડાશે; અને આ પ્રમાણે આપણી અન્દર ખરી દૈવી સ્થિતિ વધારે પૂર્ણતાથી પ્રસ્ફુટિત થવા લાગશે.

"વખતોવખત પ્રલોભનો આપણા ઉપર હુમલો કરવાનાં: જેને આકર્ષવામાં કે દૂર કરવામાં બાહ્ય સ્થિતિઓનું કશું કાર્ય નથી; જેની અન્દર તે વખતને માટે દુનિયાનાં સુખોમાં આપણને કશો સ્વાદ લાગતો નથી. આમાંથી માત્ર સ્વર્ગમાં આપણને આશ્રય મળી શકે, માત્ર પ્રભુ તરફ વિશ્વાસ અને પ્રાર્થનામાં દૃષ્ટિ કરવાથી મદદ મળી શકે તેનાં વચનોને વળગી રહીશું,* તો તે વખતે આપણી આસપાસ ગમેતેટલો અન્ધકાર સંચિત થશે, તો પણ આપણે દેખાવ બદલતો જોઇશું, વાદળાંઓ વિખરાશે, તોફાન નરમ પડશે, સ્વર્ગનું વદન અને નીતિનો સૂર્ય ફરી દેખાશે, અને આત્મા ઉપર સ્વાસ્થ્ય તથા શાન્તિ ઉતરશે. આ અનુભવ દરરોજનો નથી, પણ જે માણસ સ્વર્ગના માર્ગને અનુસરવાને યત્ન કરતો હશે તેને તે કોઇક દિવસ મળ્યા વગર રહેશે નહીં.

"સ્વપરીક્ષા આપણે માટે આવશ્યક છે; જો હમેશાં નહી, તો વેપારીની માલમેળવણીની માફક હફતે હફતે પણ. ચાલો આપણે માત્ર આવતા દિવસની અન્દર આપણું વર્તન સર્વોપરિ સિદ્ધાન્તોને આગ્રહથી અનુરૂપ કરવાનો નિશ્ચય કરીએ, અને આપણાં પરિચત પાપોમાં પડી ન જવાય તે માટે ચોકી રાખીએ જો આપણે ઈશ્વરી મદદ તરફ દૃષ્ટિ કરીએ અને તેના પર આધાર રાખીએ, તો એ પ્રમાણે યથાયોગ્ય બની શકે. દિવસને અન્તે ફરી એ પ્રમાણે કરવાનો, ચાલો, આપણે નિશ્ચય કરીએ. જેમ જેમ આપણે અકર્મથી વિમુખ થઇએ, અને કર્તવ્ય કર્મ કરીએ, તેમ તેમ ફરી તેજ કરવાનું આપણને વલણ થાય છે. દરેક કાર્ય ટેવ પાડવામાં મદદ કરે છે. અને નિશ્ચિત ટેવ એ લક્ષણ છે; અને જે લક્ષણ આપણે આપણા માટે બનાવીએ તેથી આપણી શાશ્વત સ્થિતિ નિર્ણીત. અને જે ઉદ્દેશને માટે આપણે સરજાએલા છીએ તે સફલ થાય છે"

---

× × ×

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

× × ×

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वास्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति " ॥ ભગવદ્‌ગીતા.

* " अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः " ભગવદ્‌ગીતા.

# અભેદજિજ્ઞાસા.

( મળેલું )

ગ રા 'સુદર્શન'ના તન્ત્રી મહારાયની સેવામા—

મ્હારી 'અભેદ' જિજ્ઞાસાના ઉત્તરમા ત્રીજો લેખ ગ ગ ચમનરાય શિવશંકરનો છે

૩

૧. રા રા. ચમનરાય લખે છે—"અદ્વૈતસિદ્ધાન્ત જીવ અને જગત્ બને પદાર્થના ઉપાદાનકારણરૂપ બ્રહ્મને માને છે કારણ અને કાર્ય વચ્ચે જેમ અભેદ છતાં ભેદ છે, એવી રીતે આ પણ છે કારણ અને કાર્ય બને એક જ હોવા છતાં બનેનાં વિશેષણો પરસ્પર વિરુદ્ધ જ હોય છે" અને આ વાતના સમર્થનમા બતાવે છે કે વસ્ત્ર એક જ હોય છે છતા "વ્યવહારમા અંગરખો, કોટ, ટોપી, પાઘડી વગેરેને માટે એ સર્વ જુદાં જુદા નામો નહિ વાપરતા માત્ર **વસ્ત્ર** નામ જ વાપરવામા આવે તો કશું સમન્વય જ નહિ, માટે વ્યવહાર ખાતર જ એક જ વસ્ત્રના જુદા જુદા નામો પાડી લેવામા આવ્યા છે" વળી 'એક દીવો છે, તેને ચિમનીના કાચમા પૂરવામા આવે, એ કાચના આવરણ ઉપર એક સૂતનો ડબ્બો ચઢાવવામા આવે...અત્ર આવરણ તે આકારરૂપ જ છે, દીવા ત્રણે કાળમા સ્થિર છે, અને ચિમની આદિ આકૃતિયો, અને તેને લીધે પડતા તેનાં નામો માત્ર જુદા જુદા તથા અસ્થિર છે," તેમજ વળી "એક જ માણસ પાસે ડેપ્યુટી કલેકટરની જગોનો તેમ જ સીટી માજીસ્ટ્રેટનો એમ બે ચાર્જ હોય, અને તે માણસરૂપ વસ્તુ એક, પણ ડેપ્યુટી કલેકટર અને સીટી માજીસ્ટ્રેટ એ બે જુદી જુદી વ્યક્તિ ગણવામા આવે છે તેવું આ પણ છે"

આ ઉપર મારે નીચે પ્રમાણે કહેવાનુ છે—

( ૧ ) આથી બહુમા બહુ એટલુ સિદ્ધ થયુ ગણાય કે એક વસ્તુ અનેક નામરૂપ વાળી **હોઈ શકે** પણ **બ્રહ્મ** એ એવી વસ્તુ છે એ સિદ્ધ થવુ બાકી રહે છે દુનીઆમા લાલ રંગવાળી વસ્તુ હોઈ શકે એટલા ઉપરથી કાગડો લાલ છે વા આ ઘોડો લાલ છે એ સિદ્ધ થતુ નથી; એક માણસ પાસે ૧૦૦૦૦૦૦૦૦૦૦ રૂપીઆ હોઈ શકે માટે રમશંકર પાસે એટલા રૂપીઆ છે એમ સિદ્ધ થતુ નથી

(૨) પણ ઉપર કહ્યુ તેટલુ પણ સિદ્ધ થયુ માની શકાય એમ નથી. અંગરખાને વસ્ત્રરૂપે આપણે જોયો છે, દીવાને આવરણ વિના જોયો છે, એક જ માણસને ( આકૃતિ વિશેષને ) કલેકટર અને સીટી માજીસ્ટ્રેટ તરીકે જોયો છે, માટે જ વસ્ત્રને, દીવાને, અને અમુક માણસને આપણે વસ્તુ ( મૂળ સ્વરૂપ ) તરીકે માનીએ છીએ અને અંગરખુ, ચિમની કલેકટર આદિને આપણે 'નામરૂપ' ગણી શકીએ છીએ આપણે બ્રહ્મને એના નામરૂપથી અળગુ સ્વસ્વરૂપમાં કદી પણ જોયુ છે? નથી જોયુ, તો એ એનુ વાસ્તવિક (મૂળ) સ્વરૂપ છે એમ શા આધારે કહી શકાય?

(૩) વળી એ પણ સિદ્ધ કરવુ જોઈએ કે—

(क) જડ (બાહ્ય) જગતમા જે જે પ્રતીત થાય છે તે નામરૂપ છે, અને એની પાછળ એ નામરૂપવાળો એક પદાર્થ છે. તેમ જ,

(ख) ચેતન (આન્તર) જગતમાં પણ જે જે અનુભવાય છે તે તે નામ-રૂપ છે અને એની પાછળ એ નામરૂપવાળો એક પદાર્થ છે; અને
(ग) બંનેની પાછળનો એક જ પદાર્થ છે.
અર્થાત્—મારો પૂર્વનો પ્રશ્ન તદવસ્થ રહે છે કે—
(क) જગત્ અને બ્રહ્મનું,
(ख) જીવ અને બ્રહ્મનું,
(ग) જીવ-અને જગતનું—અદ્વૈત શી રીતે સાધી શકાય?

રા. ચમનરાયે મારા પ્રશ્નનું સ્વરૂપ બદલી નાંખ્યું ન હોત તો એમાં રહેલી મુસ્કેલીઓ કદાચ જલદી નજરે આવત.

૨. રા. રા. ચમનરાય કહે છે. "અદ્વૈત સિદ્ધાન્તમાં વાસ્તવિક પાપ પુણ્ય કે કશો ભેદ છે જ નહિ. અવાસ્તવિક રીતે જ છે," મારે જ પ્રશ્ન છે કે આવો સિદ્ધાન્ત સંતોષકારક ગણાય ખરો? ખરેખર, એમના તરફથી યોગ્ય જ કહેવામાં આવ્યું છે કે "ભેદદષ્ટિ છે ત્યાં સુધી જ કર્તવ્યો છે." પણ કર્તવ્યવાળી સ્થિતિ સારી કે કર્તવ્ય વિનાની? ઉચ્ચ આત્માને એમાંથી કઈ દશા પસંદ પડશે?

૩. "ઉપર પ્રમાણેની વાસ્તવિક દૃષ્ટિ જેને થઈ છે એવા અભેદીને કર્મનો પણ અવકાશ નથી. જ્યાં ઉપર પ્રમાણે બે પ્રકારની દૃષ્ટિનો સ્વીકાર થાય ત્યાં અદ્વૈત અને કર્મ એ બે વચ્ચે વિરોધ રહેતો નથી." આ વાક્યનુ તાત્પર્ય હું બરાબર સમજી શકતો નથી. "કર્મનો પણ અવકાશ નથી?" કે કર્મ અદ્વૈતથી "વિરુદ્ધ" નથી? એકમાં કર્મનું ન હોવાપણું, બીજામાં હોવાપણું આવે છે. રા. ચમનરાય કહે છે "અભેદીને તો કર્મ બાધક છે જ નહિ. તે તો તે કરતો જ નથી." અત્રે "તે તો તે કરતો જ નથી" માટે બાધક નથી એમ વિવક્ષિત છે? કે કર્યા છતાં એને કર્તૃત્વાભિમાન નથી માટે બાધક નથી એમ તાત્પર્ય છે? પ્રથમ પક્ષમાં કર્મનું અસ્તિત્વ જ નથી, ભેદવાળાની દૃષ્ટિએ પણ નથી. દ્વિતીય પક્ષમાં અસ્તિત્વ તો છે, પણ એ પોતે કર્યા છતાં જાણતો નથી, વા પોતે દ્રષ્ટા માત્રછે, અને કર્મ તો અન્ય પદાર્થમાંથી જ ઉદ્ભવે છે. જાણતો ન હોય તો એ એજ અજ્ઞાન. અન્ય પદાર્થમાંથી ઉદ્ભવતું હોય તો તે શેમાંથી ઉદ્ભવે છે એ જણાવવું જોઈએ. પ્રકૃતિમાંથી? ત્યારે શું એનાથી ભિન્ન—પ્રકૃતિ—એવું છે ખરૂં?

રા. રા. ચમનરાય કહે છે "વ્યવહાર અસત્ય છે જ એને સાચવવાની કશી જ જરૂર નથી. પરંતુ આપણે પોતાથી જ છોડતા નથી એ પરમ આશ્ચર્ય છે! આપણને વ્યવહાર સાચવતાં સુખ જોઈએ છે, પરંતુ અસત્યથી સુખ કદી મળવાનું નથી જ." પણ કોઈને વ્યવહારમાં સુખ નહિ પણ દુઃખ જોઈતું હોય તો કેમ? સ્વકર્તવ્ય કરતાં અનેકવાર દુઃખ આવે છે, અને જેને કર્તવ્યથી પાછું હઠવું નથી તેને દુઃખ સ્હેવાનાં જ છે. જો વ્યવહાર અસત્ય હોય તો આ દુઃખ સ્હેવાની શી જરૂર? આ દુઃખ સહન કરવા રૂપ વ્યવહાર સાચવવાની અદ્વૈત વેદાન્તીને કશી જરૂર જણાતી ન હોય તો એ જ "પરમ આશ્ચર્ય" છે!

૪. રા. ચમનરાય કહે છે—"જ્યાં પર જ નથી. તેમ જ જ્યાં સ્વ પણ નથી ત્યાં સ્વાર્થ પરાર્થ જ નથી. નિર્જન સ્થાનમાં બેસી એક માણસ જમતો હોય અને તેની પાસે કોઈ

અતિથિ હાજર ન જ હોય તો પછી તેને 'કોઇને આપ્યા વગર પોતે એકલો જ ખાય છે માટે-તે સ્વાર્થી છે,' એમ કેમ કહેવાય? બીજા ભેદદૃષ્ટિવાળા વ્યાવહારિકની દૃષ્ટમાં તો તેનું કર્મ સ્વાર્થી છે." ત્યારે વ્યવહારમાં આપણે જેને 'સ્વાર્થી' કહીએ છીએ એવું તો એનું કર્મ ખરૂં જ? એમ હોય તો એ ઉપર મારો પ્રશ્ન રહે છે કે "અદ્વૈત વેદાન્તની નીતિને સ્વાર્થી નીતિ કેમ ન કહેવી?" રા. ચમનરાયે નિર્જન સ્થાનમાં એકલા બેશી જમનારનું દૃષ્ટાન્ત આપ્યું તે ઉપર મારો પ્રશ્ન થાય છે કે અતિથિ હાજર હોય તો? હાજર હોય છતાં એ ન જાણતો હોય તો એ નિર્દોષ ઠરે ખરો, પણ અતિથિ હાજર હોય છતાં એ હાજર નથી એવું જ્ઞાન સંપાદન કરવા માટે અતુલ શ્રમ લીધો હોય તો? સ્વાભાવિક રીતે નિર્જનસ્થાનમાં આવી પડી ત્યાં ખાતો હોય તો એ સ્વાર્થી ન કહેવાય, પણ જો બુદ્ધિ પુરઃસર શ્રમપુરઃસર આંખો મીંચી કે બારણાં વાસી ખુણે બેસી ખાતો હોય તો? અભેદવાદી અભેદાનુભવમાં સહજ રીતે પડેલો નથી, પણ યત્નપુરઃસર ભેદમાંથી અભેદમાં જાયછે.

વળી જ્યાં 'પર'જ નથી તેમ જ્યાં 'સ્વ' પણ નથી ત્યાં ખાવું પણ કોને માટે? અર્થાત્ નિર્જનસ્થાનમાં એકલા બેસીને ખાનારનું નહિ પણ ભરવસતીમાં ન કોઇને ખવરાવતો અને પોતે ભૂખે મરતો એવો પુરુષ દૃષ્ટાન્તરૂપે આપવો જોઇતો હતો. તાત્પર્ય-કે જ્યાં 'પર' જ નથી તેમ 'સ્વ' પણ નથી ત્યાં કર્મનો અવકાશ જ નથી. છતાં પોતે આનંદમાં રહેવું—"એકલા બેસીને ખાવું"—એ અદ્વૈત નીતિનું કર્તવ્ય મનાય છે એ "પરમ વિરોધ" છે. આ બે સિદ્ધાન્તનો વિરોધ અદ્વૈતવેદાન્તીના લક્ષમાં આવતો જણાતો નથી.

૮.

આ સંબન્ધમાં ચોથો ઉત્તર રા. રા. હીરાલાલ વ્રજભૂખણદાસ શરાફ બી. એ. નામના ગૃહસ્થનો "વેદાન્તશાસ્ત્ર-અદ્વૈતમીમાંસા (પ્રચલિત માસના સુદર્શનના શંકોદ્ધારરૂપ)" એવા મથાળા નીચે ગયા જૂલાઈ માસના સમાલોચક પત્રમાં પ્રસિદ્ધ થયો છે. નિખાલસ દિલથી મારે કબૂલ કરવું જોઇએ કે એક બહારના લેખકની જિજ્ઞાસાને સુદર્શનની શંકારૂપે ગણી કાઢનાર ગૃહસ્થની વિવેકબુદ્ધિ બહુ મનનના માનને પાત્ર નથી એમ મારી પ્રથમ વૃત્તિ થઈ હતી. આખરે આ અનૈચ્છિક પાછું ખેચી લેવાની ફરજ એક ગૃહસ્થ તરીકે રા. શરાફ ઉપર રહે છે એમ જોઈ, સત્યાન્વેષણના મહાન્ કાર્યમાં આવી બાબત આડે આવવા દેવી ન જોઇએ એમ નિશ્ચય થતાં, એ લેખ ઉપર જે જે વિચાર થયા તે અત્રે ટુંકામાં દર્શાવુંછું.

૧. મારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે "શંકોદ્ધારરૂપ" લખાએલા આ લેખથી મારી એક પણ શંકા ઉદ્ધરતી નથી. "મીમાંસા" ઘડી કાઢવાને બદલે મ્હારા પ્રશ્નોનું રહસ્ય સમજી લઇ એનો ટુંકામાં ઉત્તર આપવા યત્ન કર્યો હોત તો એ વધારે સફળ નીવડવા સંભવ હતો એમ મને લાગે છે. રા. શરાફને મ્હારી, તેમજ હું ધારૂં છું કે આ જમાનાની, માગણીનો ખ્યાલ જ હોય એમ લાગતું નથી: જે જે વિષય સંબન્ધી મ્હારા પ્રશ્નો છે તે ઉપર પાશ્ચાત્ય તેમજ અત્રત્ય ફિલસુફોએ ઘણું ઘણું લખ્યું છે, જેમાં "મીમાંસા" ઉમેરવાનો ભાગ્યેજ અવકાશ છે અને જેમાં હું માનુંછું કે મ્હારા પ્રશ્નોનો ખુલાસો પણ થઈ ગયો છેજ. પણ એ સર્વેનું સન્દોહન કરી, એ વિચારોને પોતાના કરી લઈ,

સારરૂપે અને યુક્તિપુરઃસર કાંઇક કહેવામાં આવે, તો આપણી વર્તમાન તત્ત્વજિજ્ઞાસા તૃપ્ત થાય. આ ઉદ્દેશથી મેં અમુક પ્રશ્નો વિદ્વાનો આગળ યોગ્ય ચર્ચા કરવા મૂકયા છે. આ રીતે અવલોકતાં રા. શરાફનો લેખ અતીવ અસન્તોષ ઉપજાવનારો છે, અને એમના શ્રમ માટે હું ખરેખર દિલગીર છું.

૨. ઉપોદ્ઘાતમાં રા. શરાફ કહે છે કે " **વેદાંત** શબ્દ **વેદ** અને **અંત** એ બે શબ્દો મળીને થયો છે, " " **અદ્વૈત** શબ્દ પણ **અ** અને **દ્વૈત** એ બે શબ્દો મળીને થએલો છે. " આવાં બાલકયોગ્ય વચનો ઉચ્ચારવામાં રા. શરાફનો શો ઉદ્દેશ હશે એ સમજવું કઠણ છે. જો એમની " મીમાંસા " માં સાંગોપાંગતા લાવવાનો ઇરાદો હોય તો મારે જણાવવું જોઇએ કે એ ઉદ્દેશ ખરી રીતે પૂરો પાડવા માટે તો વર્તમાન સમયમાં એ વિષે શું શું કહેવામાં આવેછે, અને એ કહેવામાં કેટલી યથાર્થતા છે એ વિચારવાની ખરી જરૂર હતી. ઉદાહરણ તરીકે, " વેદ એટલે ( '**विद्**' એટલે જાણવું એ ધાતુ ઉપરથી ) **જ્ઞાન...અંત** એટલે **સાર-નિશ્ચય-સિદ્ધાંત**" એ શબ્દો તો અસંખ્યવાર ઉચ્ચારાઈ, ગોખાઈ ચૂકયા છે. નવીન વિચારવાનું ઉત્પન્ન થાય છે તે એ જ કે 'ઓરિયન્ટલ સ્કૉલર્સ' બતાવે છે તેમ ઉપનિષદ્ભાગને વેદનો કાલિક ક્રમમાં "અન્ત" નામ છેલ્લો ભાગ માનવામાં કેટલું સત્ય છે. તેમ જ, " **सप्रयोजनत्वे सति अज्ञातज्ञापकं शास्त्रम् ॥** સપ્રયોજન હોઇ પ્રમાણાન્તરથી જે અજ્ઞાત તેનું જ્ઞાપક-પ્રકાશનાર જે તે શાસ્ત્ર " એ વાકય પણ જૂનું છે. એ ઉપર હવે નવીન પ્રશ્ન એ થાય છે કે વેદાન્તમાં કહેલી વસ્તુ જો શાસ્ત્રથી જ જણાય એવી છે તો "અદ્વૈતમીમાંસા" માં મનન-યુક્તિ-દર્શાવવા જે યત્ન થયો છે તે આ વાતની સાથે કૃવી રીતે સંગત છે? મને ભય રહે છે કે મારા આ પ્રશ્નના ઉત્તરમાં રા. શરાફ " શ્રુત્યનુકૂલ તર્ક " ગ્રાહ્ય છે એવું પ્રાચીન વચન ઉતારશે. પુનઃ એનો ઉત્તર મારે કરવાનો ન રહે માટે અત્રે કહી લઉં છું કે " અદ્વૈતમીમાંસા" માં જે તર્ક આવે છે એમાં શ્રુતિની કાંઈ પણ અપેક્ષા રહે છે ખરી? રહે છે તો કયાં રહે છે? અને રહે છે તો પછી મારી શંકાનો કેવલ તર્કાનુસારી ઉદ્ધાર કેમ સંભવશે? વળી તર્ક એ શ્રુતિને અનુકૂલ કેવી રીતે હોઈ શકે? જે શ્રુતિથી બતાવવામાં આવે તે જ તર્કવડે સ્થાપવામાં આવે એમ બને, પણ એનો અર્થ તો એટલો જ થાય કે એક જ વસ્તુ શ્રુતિ **અને** તર્ક ઉભયથી સિદ્ધ થાયછે. અર્થાત્ શ્રુતિના "અજ્ઞાતજ્ઞાપકત્વ" રૂપી પ્રતિજ્ઞાને જ વિરોધ આવે! " ઉપોદ્ઘાત " માટે આટલું બસ છે. હવે " અદ્વૈતમીમાંસા " ઉપર આવીએ.

૩. રા. શરાફ કહે છે કે " અજ્ઞાન અનાદિ છે. 'હું અજ્ઞ છું'એ સંસ્કાર પણ અનાદિ છે. એવા સંસ્કાર પણ અજ્ઞાનથી જ થએલા છે. અનાદિ કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે એનું આદિ, એનું મૂળ, અમને જડતું નથી. એ કયારથી થયું? વા કયાંથી થયું? એ અમે કહેવાને સમર્થ નથી. તેમ એ જાણવાથી ફળ પણ નથી. છતાં ભાસે છે એ સિદ્ધ વાત છે ત્યારે એને દૂર કરવામાં જ-એ છે પણ નહીં અને કોઇને એ થયું પણ નથી એમ સમજવામાં જ—પુરુષાર્થની સિદ્ધિ છે. કોઈ એનું આદિ હજુ સુધી બતાવી શકયું નથી તેથી અમે એને અનાદિ કહેવું ઠીક ધાર્યું છે."

રા. શરાફના આ શબ્દોએ મારા મનમાં એક નવી જ જિજ્ઞાસા ઉત્પન્ન કરી છે. અજ્ઞાન-

અનાદિ છે એ વેદાન્તસિદ્ધાન્ત મારા જાણવામાં હતો, પણ એનુ આદિ **નથી** માટે નહિ પણ કોઈ એનું આદિ હજુ સુધી **બતાવી શક્યું નથી** માટે અજ્ઞાન 'અનાદિ છે એવો જો વેદાન્તસિદ્ધાન્ત હોય તો એ મારે માટે નવીન જ છે, અને હું આશા રાખુ છું કે રા. શરાફ આ વાત સ્થાપવા એમની "અદ્વૈત-મીમાંસા" માં એકાદ અધ્યાય જરૂર રચશે વેદાન્ત આ રીતે 'અનાદિ' શબ્દ મુખ્ય અર્થમાં નહિ પણ ગૌણ અર્થમાં વાપરે છે એ સિદ્ધ કરવાનો બોજો પણ સ્વાભાવિક રીતે એમ કહેનારને જ શિર રહે છે.

પણ ઉપરના શબ્દોનો સિદ્ધાન્ત જેટલો આશ્ચર્યકારક છે એ કરતાં પણ વધારે આશ્ચર્યકારક એની તર્કશ્રેણિ છે.

અત્રે વિષયના ગાંભીર્યની છાયામાં સંતાઈ રહેલા તર્કદોષોનું ખરૂં સ્વરૂપ બહાર લાવવા માટે એ ગાંભીર્યથી રહિત પણ એ જ તર્કદોષથી ભરેલુ અને તુરત અસરકારક એવું એક ઉદાહરણ લેવાની જરૂર છે. ગયા દુકાળમા હું મારા મિત્રોની સાથે ગામડાંમાં ફરતો હતો. એવામાં અમારી નજરે એ બાળક પડ્યુ એ બાળકનાં માબાપ જડતાં નહતાં, એટલુ જ નહિ પણ બિચારૂ બાળક એટલે એ પણ પોતાના માબાપ વિષે કાંઈ જાણતું નહતુ એ બાળકને જોઈ અમારી આંખમાં આંસુ આવ્યાં-પણ એ પ્રસંગે અમે નીચે પ્રમાણે દલીલ કરી હોત તો ? ]

આ બાળકનુ 'આદિ, એનુ મૂળ અમને જડતું નથી.'

'છતાં ભાસે છે એ સિદ્ધ વાત છે.'

∴ 'એ (બાળક) છે પણ નહીં અને કોઇને થયું પણ નથી!!—એમ સમજવામાં જ પુરુષાર્થની સિદ્ધિ છે'!!!

અમુક પદાર્થનુ કારણ ન **જડે** માટે તે પદાર્થ ભાસતો હોય છતા એ **નથી** એમ સમજવું; એટલુ જ નહિ પણ અજ્ઞાન ભાસે છે, છતાં એ કોઇને **થયું જ નથી** એમ માનવું—એ કેવું વિરુદ્ધ! વિશ્વમાં અસખ્ય પદાર્થો છે કે જેનું મૂળ કોઇને જડ્યું નથી, એ ક્યાંથી આવ્યા વા ક્યારથી થયા એ કહેવાને કોઈ પણ સમર્થ નથી. પણ એટલા ઉપરથી એ પદાર્થો જ **નથી** એમ કહેવું એ દલીલ તો વિલક્ષણ જ છે. અને રા. શરાફ તો એ કરતાં પણ આગળ વધે છે અને કહે છે કે 'હું અજ્ઞ છું' એમ અનુભવ થાય છે, અને છતાં એ અજ્ઞાન છે પણ નહી અને કોઇને થયું પણ નથી! અનુભવને આધારે, અજ્ઞાન છે એમ બતાવે છે, અને એ જ અજ્ઞાન વળી **નથી** એમ મનાવવા ઇચ્છે છે! આ સંબન્ધમાં રા. શરાફનું નીચેના ઉતારા ઉપર હું ધ્યાન ખેંચું છું—

"The consciousness which a man has of any state of mind at the moment when he experiences it, is not sufficient to inform him whether the state be simple or complex, original or derivative.........but it is sufficient to establish beyond doubt that there is such a fact in the mental experience of the individual. The most thorough scepticism cannot challenge its evidence when limited to this sphere."—Flint.

તાત્પર્યાર્થ કે કોઈ પણ આન્તર અનુભવના સ્વરૂપ પ્રકાર યા કારણ સંબન્ધી ગમે તેટલી શંકા ઉઠે, પણ એ આન્તર અનુભવના અસ્તિત્વ માટે—એ અનુભવ થાય છે, એ બાબતમાં—એ અનુભવ સ્વતઃપ્રમાણ છે. પ્રકૃતમાં બતાવવાનું કે, અજ્ઞાન છે એમ જો અનુભવ થાય છે (રા. શરાફ પોતે જ કહે છે) તો એ અજ્ઞાનના અસ્તિત્વ વિષે શંકા લઈ શકાતી જ નથી—અર્થાત્ એ અજ્ઞાન છે તો પછી એ નથી એમ કહેવાતું નથી.

૪. સારપછીના પેરેગ્રાફમાં "પરમાત્મા" સંબન્ધી વિચાર છે. રા. શરાફ લખે છે: "પરમાત્માને અનાદિ કહેવાનું તાત્પર્ય એટલું જ કે તે ત્રણે કાળે છે છે ને છે જ...કાલની જ સિદ્ધિ એને લીધે છે. એ ન હોય તો કાલની કલ્પના ક્યાં થાય?" પરમાત્મા "ત્રણે કાળે છે છે ને છે જ" એ ઉક્તિ "કાલની જ સિદ્ધિ એને લીધે છે" એ ઉક્તિની સાથે અસંગત છે. પરમાત્મા "ત્રણે કાળે" હોય તો **કાળ** પરમાત્માની પેલી તરફ (presupposition) ઠરે, અને "કાલની જ સિદ્ધિ એને લીધે" હોય તો **પરમાત્મા** કાલની પેલી તરફ ઠરે.

વળી આગળ જતાં રા. શરાફ લખે છે: "પિતાથી પુત્ર સિદ્ધ થાય છે તો પુત્ર પિતાને સિદ્ધ શી રીતે કરી શકે? કારણ, પિતા પહેલાં પુત્ર હતો નહીં. જે જેને સિદ્ધ કરે તે તેનાથી પહેલાં હોવું જ જોઇએ. જે જેનાથી સિદ્ધ થાય તે તેના પછી જ હોય. આ પ્રમાણે છે એટલે પરમાત્મા જે સિદ્ધ પદાર્થ છે તેની સિદ્ધિથી જ બીજા બધા પદાર્થોની, બીજી અનેક કલ્પનાઓની, સિદ્ધિ થાય છે, પણ તેમાં તે પદાર્થો નથી, તેમાં તે કલ્પનાઓ પણ નથી. સૂર્ય ભગવાનથી રાત્રિની અને દિવસની સિદ્ધિ થાય છે. એ ન હોય તો રાત્રિની વા દિવસની કલ્પના સંભવે નહીં. પણ સૂર્યમાં રાત્રિ એ નથી અને દિવસે નથી. સૂર્યને રાત્રિનો એ અનુભવ નથી અને દિવસનો એ અનુભવ નથી." આ ઉક્તિ પણ, સાંપ્રદાયિક રીતિએ બોલતાં, જે 'અવિચારિત રમણીય' કહેવાય તેવી છે. જેમ પિતાથી પુત્ર સિદ્ધ થાય છે તેમ પુત્રથી પિતાનું પિતૃત્વ પણ સિદ્ધ થાય છે જ. પણ એમ કહેવામાં આવશે કે પિતાનું પિતૃત્વ પુત્રથી સિદ્ધ થયું ખરુ, પણ પિતા—દેવદત્ત—તે પહેલાં પણ હતો જ. પણ આનું કારણ એટલું જ કે પિતૃત્વ શિવાય અન્યધર્મવિશિષ્ટ વ્યક્તિ રૂપે એ પહેલાં હતો જ. પરમાત્મા એનાથી સિદ્ધ પદાર્થોના સબન્ધ વિનાનો પણ હતો જ એમ રા. શરાફે સિદ્ધ કરવું જોઇએ. બીજું—પિતાથી પુત્ર સિદ્ધ થાય છે, પુત્રથી પિતા સિદ્ધ થતો નથી એનું કારણ કે પિતા પહેલો હતો, જે વખતે પુત્ર ન હતો. રા. શરાફ શી રીતે કહી શકશે કે પરમાત્મા—જેનાથી કાલની સિદ્ધિ છે એમ પોતે જ કહે છે તે—કાલની **પહેલાં** હતો!—અર્થાત્ જે કાલે કાલ ન હતો તે કાલે તે હતો? મતલબ કે અત્રે પુન. એમના સંપ્રદાયસિદ્ધ શબ્દો લઈ બોલતાં, જે "સ્વસ્કન્ધારોહણન્યાય" વા "આત્માશ્રય" કહેવાય તે દોષ પ્રાપ્ત થાય છે. રા. શરાફ કહે છે કે "એના પ્રકાશથી બધું પ્રકાશે છે" પણ એમ પણ કેમ નહીં કે બધાના પ્રકાશથી એનો પ્રકાશ છે?—બધું ન હોત તો એ છે એમ કેમ જણાત—અર્થાત્ એ કેમ પ્રકાશત? રા. શરાફે સૂર્ય અને રાત્રિદિવસનું દૃષ્ટાન્ત પણ વિચારીને આપ્યું હોય એમ લાગતું નથી. 'સૂર્ય ન હોય તો રાત્રિ અને દિવસની કલ્પના સંભવે નહિ. પણ સૂર્યમાં રાત્રિ એ નથી અને દિવસે નથી.' પણ આમ થવાનું કારણ શું?

સૂર્ય એ રાત્રિ દિવસનું નિમિત્ત કારણ માત્ર જ છે માટે. પણ પરમાત્મા પ્રપંચનું નિમિત્ત કારણ **માત્ર** છે એ સિદ્ધાન્ત વેદાન્ત સ્વીકારશે ? દિશા —'દેશ'—એવી વસ્તુ છે તો ' રાત્રિ અને દિવસની સિદ્ધિ થાય છે." 'દેશ' " ન હોય તો રાત્રિની વા દિવસની કલ્પના સંભવે નહી. 'દેશ'ને ' તો રાત્રિનો એ અનુભવ નથી અને દિવસનો એ અનુભવ નથી." હવે 'દેશ'માં અને પરમાત્મામાં શો ફેર ?

**૫.** આ પછીના પેરેગ્રાફમાં " માયા " સંબન્ધી વિચાર છે એમાં પણ અનેક બાબતો અસિદ્ધ છતાં સિદ્ધવત્ માની લેવામાં આવી છે. અને તર્કપદ્ધતિ પણ બહુ ખામી ભરેલી છે.

રા. શરાફના કહેવા પ્રમાણે " માયા " એ "અજ્ઞાનની કલ્પના કરાવનાર" પદાર્થ છે. 'હું અજ્ઞ છું' એ અનુભવને આધારે અજ્ઞાન છે એમ રા. શરાફે બતાવ્યું છે, પણ (૧) એ અજ્ઞાન કલ્પના માત્ર છે એમ એમણે સિદ્ધવત્ માની લીધું છે. (૨) વળી માયા એ અજ્ઞાનની કલ્પના કરાવે છે એમ એક તરફથી કહી, બીજી તરફથી કહે છે કે માયા પણ પરમાત્મામાં કલ્પેલી જ છેઃ અર્થાત્ એક તરફ માયાને અજ્ઞાનનુ કારણ માનેછે, અને બીજી તરફ અજ્ઞાનને માયાનું કારણ બનાવે છે !—અને આ રીતે અન્યોન્યાશ્રય દોષ આવે છે. (૩) રા. શરાફ લખે છે કે "સૃષ્ટિની પૂર્વે જે વખતે **सदेव सौम्य इदमग्र आसीत्** પરમાત્મા જ એકલા હતા તે વખતે" માયા નહોતી. રા. શરાફને હુ પૂછું છું કે ત્યારે એવો 'વખત' હતો ખરો કે જ્યારે માયા નહોતી વા નહિ હોય ?-અર્થાત્ કાલ પછી માયા આવેછે, અને છતાં કાલની કલ્પના માયાથી છે એમ કહોછો ! કેવો વિરોધ ! (૪) વળી " માયાનું સ્વરૂપ એના કાર્ય ઉપરથી પ્રતીત થાય છે. જ્યાં સુધી જગત્ ભાસે છે ત્યાં સુધી એ સ્વીકારવી જ પડશે. વંધ્યાપુત્રમાંથી કાંઈ ઉત્પત્તિ થાય ? ત્યારે એ છેક શૂન્ય નથી." એમ એક સ્થળે કહે છે. તુરત જ આગળ જઈ કહેછે " સિદ્ધાન્ત એવો છે કે માયા સ્વરૂપથી શૂન્ય છે." આવા પરસ્પરવિરોધી વિચારો રા. શરાફ કેમ સ્વીકારી શકતા હશે એ સમજાતું નથી. (૫) રા. શરાફ કહે છે " કાર્ય મિથ્યા એટલે એનું કારણ માયા તે પણ મિથ્યા જ." માયારૂપી કાર્ય મિથ્યા એટલે એનું કારણ બ્રહ્મ પણ મિથ્યા જ એમ કહું તો શો બાધ ? (૬) આ પેરેગ્રાફમાં મુખ્ય પ્રતિપાદ્ય વસ્તુ જે માયાનું મિથ્યાત્વ એ સંબન્ધે રા. શરાફ લખે છે " ત્યારે હવે સમજો કે એ **અનિર્વચનીય** છે, એટલે જેનું કોઈ પણ રીતે નિર્વચન થતું નથી તેવી છે. નથી પરમાત્માથી ભિન્ન સિદ્ધ થતી નથી, તેમ નથી પરમાત્માથી અભિન્ન સિદ્ધ થતી, તેમ નથી ભિન્નાભિન્ન સિદ્ધ થતી. આનુ જ નામ મિથ્યા." આ પ્રમાણે સમજવાની રા. શરાફની આજ્ઞા કરતાં વસ્તુસ્થિતિ માટે અમને વધારે માન છે. કોઈ પણ રીતે નિર્વચન ન થાય તો એટલાથી મારી નિર્વચનશક્તિની ખામી સિદ્ધ થાય, પણ એટલાથી એ પદાર્થ મિથ્યા છે એ કેમ સિદ્ધ થાય ? પદાર્થ વસ્તુસ્થિતિમાં ભિન્ન હોય વા અભિન્ન હોય, ભિન્નાભિન્ન ન હોય તેમ જ ભિન્ન નહિ અને અભિન્ન પણ નહિ એવો પણ ન હોય. વળી બુદ્ધિએ યથાર્થ( યથા અર્થ )તા પામવા માટે વસ્તુસ્થિતિને અનુસરવું જોઈએ-માટે જો એ એક રીતે ભિન્ન ઠરે અને બીજી રીતે અભિન્ન ઠરે તો ભિન્નાભિન્નપણામાં વ્યાઘાત માનવાને બદલે ભિન્નાભિન્નપણાને જ વસ્તુસ્થિતિ માની લેવાની ફરજ છે. અમારું તો માનવું છે કે તમારી દલીલોમાં જ દોષ છેઃ દોષ ન હોય તો પદાર્થ ભિન્નાભિન્ન હોઈ

શકે એમ નીકળે છે, પણ તમે ચોથો માર્ગ બતાવો છો એ સ્વીકારવાની આવશ્યકતા જણાતી નથી. વળી તૃતીય અને ચતુર્થ પક્ષમાં ફેર પણ શો છે? ભિન્ને નહિ (અભિન્ન) અને અભિન્ને નહિ (ભિન્ન) એ ભિન્નાભિન્ન નહિ તો બીજું શું? વળી કહેવામાં, 'નિર્વચન' માં, ગમે તેટલા વાંધા આવે, પણ એથી પદાર્થનું સ્વરૂપ કાંઈ એ વાંધા સ્વીકારે? એ તો ભિન્ન હોય વા અભિન્ન હોય; તમારો વ્યાઘાત એ તો માત્ર "વદતો" વ્યાઘાત, બોલતાં વ્યાઘાત; પદાર્થ તો બેમાંથી એક જ હોય-ભિન્ન હોય વા અભિન્ન હોય. વળી તમારા સિદ્ધાન્ત પ્રમાણે તો પરમાત્માનું પણ નિર્વચન થઈ શકતું નથી: નથી એને 'સ્થૂલ' કહેવાતો, નથી 'સૂક્ષ્મ' કહેવાતો, નથી 'દૂર' કહેવાતો, નથી 'પાસે' કહેવાતો-છતાં એને તમે મિથ્યા નથી માનતા. તાત્પર્ય કે કોઈ પદાર્થ અનિર્વચનીય હોય માટે એ મિથ્યા છે એ વ્યાપ્તિ સદોષ છે.

૬. ત્યાર પછી શ્રીમદ્‌ભાગવત અને એની શ્રીધરી ટીકામાંથી કેટલાક ઉતારા આવે છે. શ્રીધરીનો અર્થ રા. શરાફે બરાબર કર્યો છે કે કેમ એ વિષે મારે કાંઇક કહેવાનુ હતું, પણ પ્રસંગાન્તર થવાના ભયથી એ વાત જવા દઉં છું.

આગળ ચાલતાં રા. શરાફ કહે છે "પણ તમે પૂછશો પરમાત્મા અને માયા એ બે જૂદાં તત્ત્વો છતાં અદ્વૈત કેમ?" હવે જુઓ એમનો આ શકાનો ઉત્તર: "ભાઈ, માયા ઉપર કહી ગયા તેમ કાંઈ તત્ત્વ નથી...તત્ત્વ એટલે તત્ જે પરમાત્મા તેનું સ્વરૂપ. માયા કાંઈ તત્‌નું પરમાત્માનુ-સ્વરૂપ નથી."!! આ ઉત્તર ઉપર આશ્ચર્ય ચિહ્ન મૂક્યા વગર ચાલતું નથી. માયા એ પરમાત્માનું સ્વરૂપ હોય તો પછી દ્વૈતાપત્તિ ક્યાં રહી? માયા એ પરમાત્માનું સ્વરૂપ નથી, માટે જ દ્વૈતનો પ્રસંગ આવે છે. અમે દ્વૈતાપત્તિ માટે જે કારણ બતાવીએ છીએ તે જ રા. શરાફની અદ્વૈતસાધક યુક્તિ છે!-સ્હામા પક્ષની દલીલો એ કેટલી થોડી સમજી શક્યા છે તેનું આ ઉદાહરણ છે.

૭. ત્યાર પછી 'અદ્વૈત' શબ્દના અર્થ વિષે કેટલુંક કથન છે. ઉપોદ્ઘાતમાં "**અદ્વૈત** શબ્દ **અ** અને **દ્વૈત** એ બે શબ્દો મળીને થએલો છે. **અદ્વૈત** એ સમસ્ત પદ છે. અને એ બહુવ્રીહિ સમાસ છે" એમ પૂર્ણ ગંભીરતાથી પ્રતિપાદન કર્યા પછી, અત્રે "**અદ્વૈત**=દ્વૈત નહીં તે." એમ તત્પુરુષ સમાસ બતાવવો એ કેવું લાગે છે! વળી '**અદ્વૈત**' શબ્દને લાક્ષણિક શબ્દ કહેતા પહેલાં એનો શક્યાર્થ શો છે અને લક્ષણા શી રીતે ઉપજે છે, એ પણ બતાવવું જોઇતું હતું.

આ લક્ષણા એક બે ઉદાહરણો લઈ રા. શરાફે સમજાવી છે. એક ઉદાહરણ 'આ નહિ' 'આ નહિ' એમ નવ પુરુષોના નિષેધ પૂર્વક દસમા પુરુષને સખી પ્રત્યે મૌનવડે ઓળખાવનાર સ્ત્રીનું છે. પણ એમાં જોવાનું એ છે કે એ સખી તો દસમા પુરુષને જોઈ શકતી હતી, એને પતિરૂપે ઓળખાવવાનું જ બાકી હતું. અત્રે તો મુમુક્ષુને 'દસમા પુરુષ' પરમાત્માની ખબર જ નથી. એમ કહેવામાં આવશે કે આત્મા એ જ પરમાત્મા છે, તો એનો ઉત્તર કે આ હજી સિદ્ધ કરવાનું બાકી છે. બીજું ઉદાહરણ હિન્દુસ્થાની (?) માં, અને એક અરેબિયન નાઇટ્સની વાર્તા જેવું,-મેદાનમાં છતાં મેદાનમાં જવા ઇચ્છનાર ભ્રાન્ત પુરુષનું છે. એમાં પણ ધ્યાનમાં રાખવાનું છે કે મેદાનથી ઉલટો બાગ એવો

પદાર્થ જ જ્યાં સુધી ન હોય ત્યાં સુધી 'મેરેકું મેદાન બતાવ' એવી જિજ્ઞાસા જ ન ઉદ્ભવે. ઓછામાં ઓછું, એણે 'મેદાન' એવો શબ્દ પણ સાંભળેલો હોવો જોઇએ. પણ 'બાગ' (પ્રપંચ) ઉત્પન્ન થતાં પહેલાં, અને દ્વિતીયને અભાવે,'મેદાન' (બ્રહ્મ) જાણવાની ઇચ્છા શી રીતે સંભવે ?

છેવટે રા. શરાફ લખે છે કે "આપણી અજ્ઞ-નિરક્ષર-સ્ત્રીઓ. પણ ઘરમાં સ્વભાવથી, પ્રાચીન સંસ્કારથી, દેખાદેખી, શુદ્ધ ગુજરાતી બોલે છે, અર્થાત્ તેને ભાષાનું સામાન્ય જ્ઞાન તો છે પણ તેમાં કર્ત્તા એ શું, ને ક્રિયાપદ એ શું, ને કર્મ એ શું, તે એ સમજતી હોતી નથી. તેમ અમુક વાક્ય ખરૂં વા ખોટું તેનો એમને વિવેક પણ હોતો નથી. જો વિવેક હોય તો તે સુધારી શકે, અર્થાત્ તેમને ભાષાનું વિશેષ જ્ઞાન હોતું નથી. તેમ પ્રાણિમાત્રને પરમાત્માના સત્સ્વરૂપનુ તો '**अहमस्मि**' એ રૂપે જ્ઞાન છે પણ **चिदहं, आनंदोहम्** એ વિશેષ જ્ઞાન નથી." આ ઊપર પ્રશ્ન થાયછે કે—(૧) ભાષાનું 'વ્યાકરણ' અર્થાત્ પૃથક્કરણ વિવેચન એમાં જેમ કર્તા કર્મ આદિ નિકળે છે, તેમ '**अहमस्मि**' એ અનુભવનું 'વ્યાકરણ' કરતા એમાંથી '**चिदहम्**' '**आनन्दोहम्**' શી રીતે નીકળે છે ? (૨) બહુમાં બહુ તો **चित्** અને **आनन्द** એ મ્હારૂં સ્વરૂપ છે એમ ઠરે, પણ એટલાથી મારી પરમાત્મતા કેમ સિદ્ધ થઈ ગણાય ? **चित्** અને **आनन्द** એ મ્હારા ધર્મ નથી, પણ પરમાત્માના છે પરમાત્મસ્વરૂપ છે એમ ગ શરાફે બતાવી આપવું જોઇએ

લિ. આપનો,

અભેદ —જિજ્ઞાસુ.

---

## મુંબાઈ યુનીવર્સીટી અને છેલ્લી "કોનવોકેશન" સભા.

( મળેલું* )

ગતમાસમાં મુંબાઇના સરસ્વતી—મંદિરની ભવ્ય સભાના સિંહાસન ઉપરથી ઉતરેલા ગંભીર વિચારો, સત્ય, સમયોચિત અને અધ્યયન કરવા લાયક, તેમજ સિંહાસન ઉપર વિરાજનાર પુરૂષની રાજ્યનીતિનુ સ્ફુટ દર્શન કરાવનારા હતા. દેશોન્નતિ ઇચ્છનારા પુરૂષોએ તો તેનું વિસ્મરણ કરવું એ દોષિત થવા સરખું છે.

આપણી યુનીવર્સીટીના જન્મને તો આજ અર્ધો સૈકો થઈ ગયો છે. પરંતુ લોકોની સંખ્યા તેમ જ દેશના વિસ્તારના પ્રમાણમાં તેણે આરંભેલું મહાન કાર્ય યતકિંચિત્ પણ વિજયી નીવડયું નથી. પચાસ વર્ષ જેવા દીર્ઘ કાળમાં તો દેશનુ સ્વરૂપ, ભાષાનુ સ્વરૂપ, રીતરીવાજનું સ્વરૂપ વિકૃત થઈ જાય અને પૂર્વ સ્વરૂપનું ચિત્ર આલેખવું પણ મુસ્કેલ થઈ પડે; પરંતુ સ્વરૂપ તો જેનું તે દૃષ્ટિએ પડે છે; અને એ જ આપણા મહાન વિદ્યાલયની

---

* લખનાર—રા. રા. "ય."

નિર્બલતા અને ખોડ છે. વિદ્યા માત્ર અંતઃકરણની વૃત્તિઓને રસિક બનાવવા માટે તથા પ્રાચીન અર્વાચીન ઇતિહાસો વાંચી કેટલીક જીજ્ઞાસાઓ તૃપ્ત કરવા માટે જ યોજવામાં આવી હોય તો પછી આપણી યુનીવ્હર્સીટીનો વિજય અદૃશ્ય નથી—અર્થાત્ દૃશ્ય છેજ. કિંતુ દેશની જરૂરીયાતો પૂરી પાડવામાં, દેશને અન્ય સુધરેલા દેશોની પંક્તિમાં મુકી આપવામાં, લક્ષ્મીની વૃદ્ધિ કરી આપવામાં, સામાન્ય મનુષ્યોના સાંસારિક રીતરીવાજો ઉચ્ચ બનાવવામાં સાધનભૂત થવા માટે જ વિદ્યાની ખીલવણીની જરૂર હોય તો આપણા હિંદુસ્થાનનું દરેક વિદ્યાલય નિષ્ફલ નીવડયું છે.

'આપણા દેશમાં કઈ ઋતુના કયા પાક ઉતરે છે અને જુદા જુદા પાક કેવી જમીનમાં પાકે છે?' આવા સામાન્ય પ્રશ્નનો જવાબ પણ આપણો હાલનો ગ્રેજ્યુએટ નહીં આપી શકે એ સત્ય છે; આ કાંઈ ઓછું શોચનીય નથી. કેળવણીનુ બીજ પ્રથમથી જ નિર્બલ ભૂમિમાં રોપાય છે અને તેને પોષનાર અન્ય પણ નિર્બલ ભૂમિની જ ઉત્પત્તિ હોય છે. આમ હોવાથી ઉચ્ચ પ્રકારની વૃદ્ધિ કેમ જ સભવે?! ત્રણેક વર્ષ ઉપર મી. ગાંધીએ અમદાવાદ નગરમાં "અમેરિકા ઉપર મ્હારા વિચારો" એ વિષય ઉપર અંગ્રેજીમાં ભાષણ આપ્યું હતુ. અને તેના શ્રોતાઓને યાદ હશે કે અમેરિકાની શિક્ષણપદ્ધતિ ઉપર તે વિદ્વાન માણસે કરેલ વિવેચન કેટલુ મનન કરવા લાયક હતુ. ત્યાંનાં બાળકોની પ્રાથમિક કેળવણી માબાપ પોતે જ ઉપાડી લે છે. જે જે પદાર્થો, જે જે મનુષ્યો, પશુઓ કે નાના પ્રકારની વનસ્પતિઓ બાળકની તીક્ષ્ણ દૃષ્ટિ આગળ પડે છે તે તે ઉપર વિવેચન કરી માતા બાળકનાં કુમળાં પણ સર્વગ્રાહી મગજમાં ઠસાવે છે. અને આ રીતે ત્યાં તો વ્યાવહારિક કેળવણીની રચના મોટી વયે થવાને બદલે પ્રારંભમાં જ થાય છે આપણે ત્યાં એથી ઉલટું જ છે. આપણી પ્રાથમિક કેળવણી જ કેટલી સદોષ છે તે અર્થે જ આ રીમાર્ક થએલ છે. માર્ગ છોડી બીજે રસ્તે ચલાયું નથી.

ત્યારે પ્રમુખનું ભાષણ કેટલે અંશે દેશને લાભકારી છે તે તપાસીએ આપણી હાલની સ્થિતિનો પૂર્ણ ભાસ તો તેને થઈ ચુકયો છે. પૈસા સબંધી સ્થિતિમાં આપણે કેવા આશ્રિત અને પરતંત્ર છીએ એનુ આપણામાં તો ઓછું ભાન જણાય છે. આપણો ગ્રેજ્યુએટ કે *યુનીવ્હર્સીટીનાં દ્વારમાં પ્રવેશ કરી આવેલ સુશાન્ત કોટ 'ટોપી' કે બીજી એવી સભા* સમયે, મોજાં, બૂટ ચઢાવી પોતે કેવો જણાય છે એ નિરખતો નિરખતો ચાલ્યો જશે. પરંતુ એ સમયે તેના મનમાં જરાપણ વિચાર ઉદ્ભવશેજ નહીં કે જે વસ્ત્રો અને આભૂષણોથી હું શોભું છું તે વસ્ત્રો અને આભૂષણો કયાં બન્યાં, શેનાં બન્યાં, કેવી રીતે બન્યાં, આપણા લોકો એવાં બનાવી શકે ખરા કે, તો પછી તેને માટે કેવાં સાધન યોજવાં જોઇએ?!!

'દુકાળમાં, બીજા દેશો કરતાં હીંદુસ્થાનને વધારે શોષવું પડે છે તેનું કારણ સુધારી શકાય ખરૂં કે? આવે સમયે બીચારાં લાખો મનુષ્યો નિરાશ્રિત અને ભિક્ષાહારી થઈ જાય છે તેમની સ્થિતિ હમેશને માટે ફેરવી શકાય ખરી કે?' આવા અનેક પ્રશ્નોનું નિરાકરણ કરવું, આપણી યુનીવ્હર્સીટીની કેળવણી લઈ સંસાર-વિહારી થએલને તો કંટાળા ભરેલું જણાતું હશે. કેળવણી લેવી એ તો માત્ર, ખરૂં કહીએ તો, ગુજરાનનું જ પોષક થઈ પડયું છે. પાઠશાળા કે શાળા છોડી સંસારમાં પડ્યા પછી તો બીચારા શેક્સ્પીઅર અને કાલિ-

દાસ-ભવભૂતિ સરખા-જેઓ વિદ્યાભ્યાસ વખતે તો અતિરસિક અને આલ્હાદક લાગતા તેઓ પણ એક ખૂણે ગોથાં ખાતા હોય, ત્યાં આવા દેશોન્નતિના વિચારોને તો ક્યાંથી અવકાશ મળે ? । દેશમાં જ નોકરી શોધી ગુજરાન ચલાવવું એ એક રીતે જોતાં દેશ-લક્ષ્મીનો ક્ષય કર્યા સરખું છે. એથી ઉલટું કોઈ ખેડુત રાત્રિ અને દિવસ અથાગ શ્રમ લઈ પોતાનો પાક ઉત્તમ ઉતારવામાં મંડ્યો રહે તેણે તો દેશ-લક્ષ્મીમાં વૃદ્ધિ કરી જ કહેવાય. આપણી યુનીવ્હર્સીટીને કૃષિ-શિક્ષણ માટેની જો કે એક પાઠશાળા પણ છે તો પણ તે તરફ આકર્ષણ સતત: નથી જ. રજીસ્ટ્રારના રીપોર્ટમાં છે કે "સ્કુલ-ફાઈનલ" માં વેપાર બાબતનું જ્ઞાન મળે એવો *કાંઈ ઉપાય યોજવામાં પણ આવશે. આમ આપણી મુંબાઈની* યુનીવ્હર્સીટી (વિદ્યા-સમાજ) આપણા યુવાનોને "ગાડરીયા પ્રવાહ" માંથી મુક્ત કરવાને પ્રયત્નો કર્યે જાય છે. પરન્તુ આકર્ષણના વિષય ઘણા થોડા છે. આર્ટ્સ લાઇન તરફ પ્રતિવર્ષે કેટલા યુવાનો ખેંચાય છે તે આપણાથી અજાણ્યું નથી. માટે જો યુનીવર્સીટી જ એવા કેટલાક દેશોપયોગી વિષયો અભ્યાસમાં દાખલ કરે, અથવા તેવા વિષયોનો શિક્ષણ અર્થે નિરાળી શાળાઓ જ પોતાના હસ્તકમા લઈ વિદ્યાર્થીઓને પદવી એનાયત કરે, અથવા તેવા વિષયો શિખનારને માટે કાંઇક જુદીજ જાતનાં મહાન આકર્ષણો રજુ કરે તો જ અને ત્યારે જ તે સમાજના પ્રયત્નો ફળીભૂત થાય અને દેશનો ઉદય સત્વર થાય. આ ઉપરથી યુનીવ્હર્સીટીએ પોતાની આધુનિક શિક્ષણ-પદ્ધતિ ઉપર અભાવ બતાવવો એમ પણ આપણા પ્રમુખનું કહેવું નથી. પરંતુ ઉભય શાખામાં રસ ઉત્પન્ન કરી તે રસનો પ્રવાહ એવી રીતે પ્રવર્તાવવો કે દેશના ઉદયને તે પોષનાર થઈ પડે.

યુનીવ્હર્સીટીઓ બીજાં શિક્ષણની સાથે ઐચ્છિક (Voluntary) વિષય તરીકે ચિત્રકળા અને સંગીતકળા સરખા પણ વિષયો દાખલ કરે તો પણ જન-સમાજની વૃત્તિ ઉચ્ચ બનશે; અને યુનીવ્હર્સીટીની જે ઉદાર કેળવણી કહેવાય છે તે સર્વાંશે સત્ય નીવડશે.

આપણે ત્યાં કેટલીક (જો કે બહુ થોડી) સ્ત્રીઓ પણ યુનીવ્હર્સીટીનાં ચાલતાં શિક્ષણનો ઉપભોગ લે છે, તે જો કે ખરાબ નથી, તો પણ સ્ત્રીઓ માટે નવાં જ ધોરણ ઉપર નવી જ યુનીવ્હર્સીટીઓની સ્થાપના થાય તો એ મહાન કાર્યથી દેશને તેમ જ સંસાર-સુખને અતિ લાભ થઈ પડે, આ વિષયો પણ ચાન્સેલરે મનન કરવા જેવા છે.

અન્તભાગે કહેવાનું કે લૉર્ડ નૉર્થકોટે યુનીવર્સીટી તેમ જ બીજા જન-સમાજને આપેલો બોધ વિસ્મૃત કરવા જેવો નથી. તેમાં જ દેશની આબાદી છે અને દેશનો ઉદય છે.

માત્ર ચાન્સેલરના ભાષણ તરફ વાચક વર્ગનું ધ્યાન ખેંચવાનો આશય હોઈ અત્ર વિસ્તારથી વિષય ચર્ચવામાં આવેલ નથી. કોઈ અન્ય પ્રસંગ ખાસ શોધવા લેખકનો વિચાર છે.

# ॥ सरस्वती विजयते ॥

અથવા

## અદ્‌ભુત સ્વપ્ન.

( મળેલું. )×

એક દિવસ હું મારા મિત્રવૃંદ સાથે સ્ત્રીશિક્ષણ, ન્યાત, આધુનિક ચાલતી રૂઢિઓનું સારાસારપણું એવા વિવિધ વિષયોપર વાદ ચલાવીને ગૃહ આવ્યો. હું આ સુહૃદ્વર્ગમાં એક ધર્મચુસ્ત અને હમણાં ગણાતા 'સુધારા'નો વિરોધી ગણાઉં છું. મારી કલ્પના પ્રમાણે તે દિવસના સંસ્કારને લઇને આજે મને એક અદ્‌ભુત સ્વપ્ન થયું. વાંચનાર કદિ કહેશે કે હમણાં કયાંથી બધાને જથાબંધ સ્વપ્ન થવા માંડયાં છે! પણ તેણે હમેશાં એટલું સ્મરણમાં રાખવું કે અનેક લોકહિતની પ્રવૃત્તિઓનું મૂલ સ્વપ્નના સૂચિત વિચારો થઈ પડયા છે. આ સત્યને અવલંબી સ્વપ્નવૃત્તાંત કથવાની આકાંક્ષા આ લેખરૂપે બહિર્ દર્શન આપે છે. સ્વપ્નમાં જે કંઈ બોલાઈ ગયેલું, જોયલું અને સ્મૃતિરૂપે જીવતું રહી જેનું જાગ્રદવસ્થામાં મનન થયલું તે નીચે પ્રમાણે છે.

"અહો આ શહેરે શહેર, ગામે ગામ, દોડાદોડ શી થઈ રહી છે! જ્યાં ત્યાં નવી સભાઓ મળે છે, વિવિધ પ્રકારના શાસ્ત્રીય વાદ ચાલી રહ્યા છેઃ અરે વાદ શું—મહા રસાકસી ચાલી રહી છે; દુનિઆમાં મોટો ફેરફાર થઈ જવા બેઠો છે! કોઈ કહે છે કે શાસ્ત્ર બધાં પાણીમાં બોળાવાનો સમય આવ્યો છે, ત્યારે કોઈ કહે છે કે હા હા હવે જ ખરેખરાં શાસ્ત્રનો ઉદ્ધાર થવાનાં ચિહ્નો સમીપ જણાય છે. મોટા મોટા અંગ્રેજી ભણેલા તેમ જ સંસ્કૃતમાં અતિશય નિપુણ સર્વશાસ્ત્રવિશારદ એવા પંડિતો વિચારમાં ગરકાવ થઈ ગયા છે. કોઇકને નવી હિંમત આવે છે તો કોઇક થાકી જઈ સ્તબ્ધ બને છે. મગજ ફાટી જવાની તૈયારી પર આવી રહ્યું એમ લાગે છે. કંઇક મહાન જ સવાલના નિરાકરણમાં સર્વનાં ચિત્ત લાગ્યાં છે. સત્ય નજર આગળ ખડું થાય છે. ભવિષ્યના લાભ નજર આગળ દેખાય છે. અરે એટલું શું, નવી સૃષ્ટિ નવી સૃષ્ટિ! આ શું થવા બેઠું છે? કોઇક વિચાર કરે છે કે એ પાર પડશે કે નહીં તે કદાપિ પાર પડે તો યુરોપવાસીને કહો કે તેની સાયન્સનું અભિમાન મૂકી દે. તે લોકો પાસે શીખવાનું બહુ થોડું જ રહેશે. અહીંની વિદ્યા બધી જાગૃત થશે. નવી વિદ્યા સર્વ અહીં જ વાસ કરશે. શું વિદ્યાદેવી, તમારે આ વસવા લાયક સુંદર ભૂમિ નથી? આ બધી નવી પ્રવૃત્તિ કયાંથી? કંઇ સમજાતું નથી. ચાલ જીવ, કોઇને પૂછ તો ખરો. અરે પેલો મિત્ર જ આવેછે ને! ભાઈ, આ બધી ધાંધલ શી છે? આ દુનિઆમાં શી ઉથલપાથલ થવા બેઠી છે. તારપર તાર વિદ્વાન લોકોના છુટતા ચાલ્યા જાય છે, ને દેશના કલ્યાણનું બીજ જાણે આજેજ કંઈ હસ્તગત થયું હોય તેમ તેને રોપવાને આ બધી સામગ્રી ત્વરાએ કરવામાં આવે છે. તકનો લાભ લેવા વિદ્વાન ચૂકતા નથી. વરસાદ પડે એટલે ઓરણી થાય છેજ. શું તકરૂપી વરસાદ કંઈ આ વર્ષે જ પડયો? દુષ્કાલ તો ફક્ત ગયું વર્ષ જ હતો.

× લખનાર—ગ, ના. "પુરુષ."

મિત્ર ના ભાઈ, એમ નથી પણ દુષ્કાળ પડયો ને પછી અકળાવી અકળાની બહુ વરસાદ આવ્યો, એટલે પહેલા તો જાણે પડતો જ નહતો એમ લાગવાથી આ કામ પણ જોરાથી ઉપડ્યુ છે

આનન્દી—પણ કહે તો ખરો કે ભગીરથ કાર્ય એ શુ છે?

મિત્ર—તને તે ટુકમા શુ કહુ? એક અજબ આર્ટિકલ કોઈ માસિકમા પ્રકટ થયો છે અને તેને આર્ટિકલ શુ કહીએ? જાણે બળભદ્રે ભૂમિમા બધાને પૃથ્વી ખેડી આપવા હળ ન માર્યું હોય એવા બનાવ રૂપ તે થઈ પડયો છે લખેલુ તો બહુ ટુકુ છે પણ હજારો ગ્રથથી વિશ્વપર અસર ન થાય તેના કરતા વિશેષ અસરકારક છે વિદ્વાન બહુ મહેનત કરે ત્યારે કોઈ સિદ્ધાંત તેને પ્રાપ્ત થાય છે પણ આથી તો તેમને મહામન્ત્ર મળ્યો, કસ્માત ખોવાએલુ પણ ચિરકાળવિસ્મૃત મણિ તેને ફરીથી દેખાડી આપ્યુ

આનન્દી—મિત્ર, મારૂ ધૈર્ય રહેતુ નથી એવુ શુ લખ્યુ છે? મને જલદી કહી દો

મિત્ર—સાભળ ત્યારે—પણ આટલુ તો પહેલાથી જ કહુ છુ કે નવા બ્રાહ્મણોનો ઉદય થયો તુ કઈ ભણ્યો છે એટલુ તો ઠીક છે, નહિ તો અવદના થાત અભણ હવે બ્રાહ્મણ કહેવાશે નહી

આનન્દી—બહુ માડીને કહે—કોઇએ તારી મજાક કરી હોય એમ લાગે છે

મિત્ર—આવો મોટો ધાટો કાઢી હસ ના લે સાભળ બધિરના પણ કાનના પડદા ઉઘાડી નાખે એમ છે અજ્ઞ કરતા પણ જ્ઞાનલવદુર્વિદગ્ધ પુરુષોના હૃદય પર એ આર્ટિકલ નિજ સત્યતાની છાપ અકિત કરવા શક્તિમાન છે હઠે ખેંચી રાખેલી દોર એ મૂકાવશે, બાપનો કૂવા હનસીબુદ્ધ સરખા વિચારથી નહિ બાંધેલો છતા પોતાનો જ માની ખેમનારને એ કૂપમાથી ખેંચી કાઢી બચાવશે

આર્ટિકલમા પ્રથમ તો આ સુવિદિત મત્ર લખેલો હતો

॥ ब्राह्मणोस्यमुखमासीद्वाहू राजन्यः कृत.
ऊरू तदस्य यद्वैश्य पद्भ्या शूद्रो अजायत ॥

બ્રાહ્મણ એનુ (આદિ પુરુષનુ) મુખ હતા અર્થાત્ બ્રાહ્મણો મુખમાથી ઉત્પન્ન થયા હસ્ત જાગ ને પાદમાથી ક્ષત્રિય વૈસ્ય ને શૂદ્રો થયા મત્રનુ તાત્પર્ય જોઇએ તો એમ સ્ફુટ થશે કે જેને મુખનો—વાણીનો પ્રધાનપણે ઉપયોગ છે તે બ્રાહ્મણો, બાહુબળનો, જાગનો ને ચરણનો, તે ક્ષત્રિય વૈસ્ય ને શૂદ્રો બુદ્ધિને રહેવાનુ સ્થાન જે મસ્તક તે મુખની પાસે વધારે છે, જાગના કરતા હસ્ત પાસે વધારે, ને પગને તો સૌથી દૂર જ એ પ્રમાણે દરેકમા અનુક્રમે ઓછીવત્તી બુદ્ધિ પહોંચાયથી હોય છે મુખ, હસ્ત, જાગ ને પાદ સવ સમાન રીતે બુદ્ધિથી પ્રેરેલા કર્તવ્ય કરે છે પણ દરેકના કર્મપરિણામ જોઇએ તો એક એકથી ઉતરતા આવે છે કેવળ પણ વાણી અને બુદ્ધિથી પારકા મનોને જે મનુષ્ય આધીન રાખે છે તેને બાહુબળથી જે વીરો કેવળ અન્યના શરીર પર અધિરાજ્ય ભોગવે છે તેના કરતા ચડિઆતા ગણે છે આ ઉપરથી ફલિત થતા દરેક વર્ણના ધર્મનુ અવલોકન કરવાનુ તે લેખમા શરૂ કર્યું છે

ભારતવર્ષના આર્યનામથી સ્તુત થયલા હિંદુઓમા જ્ઞાત મુખ્ય ચાર છે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, ને શૂદ્ર પહેલી ત્રણમા સર્વ પ્રકારનો એટલે સાથે બેસી જમવાનો, કન્યા લે

વાનો તેમ જ આપવાનો પૂર્વે વ્યવહાર હતો. પણ પહેલી ત્રણમાંથી બ્રાહ્મણ બધાની કન્યા લઈ શકે; આપે તો ફક્ત પોતાનીમાંજ. ક્ષત્રિય પોતાનીમાંથી તથા ઊતરતી બે પંક્તિમાંથી લઈ શકે, ને પોતાનીમાં તેમ જ ઊપલી એટલે બ્રાહ્મણજાતિમાં આપી શકે. વૈશ્યો બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યને પોતાની દુહિતા આપી શકે, પણ લેઈ શકે શુદ્રમાંથી, તેમ જ પોતાની ન્યાતમાંથી. શુદ્ર, ક્ષત્રિય વૈશ્ય ને પોતાની ન્યાતમાં પુત્રી આપી શકે, પણ લે તો માંહોમાંહીથી જ. ન્યાત એટલે વર્ગ. બ્રાહ્મણ એટલે સરસ્વતીસુતો. ક્ષત્રિય તે સમરભૂમિકુમારો. વૈશ્ય તે લક્ષ્મીતનયો. ને શુદ્રદાસીપુત્રો. ક્ષત્રિય તો લડી શકે, ક્યાંનો રાજ્ય કરી શકે. રાજ્યતંત્રો ભણી શકે પણ વ્યાપાર કરી શકે નહીં, તેમ જ સાહિત્ય ધર્મ તત્ત્વજ્ઞાનપર વધારે ધ્યાન આપી શકે નહીં. બહુ કરે તો ભણી શકે, પણ ભણાવવાનું તો અસંભવિત જ. સેવા કરે તે પણ ઉચ્ચ પ્રકારની જ. વૈશ્ય વ્યાપાર કરે, લડવામાં કોઇક જ કામ લાગે, પણ તેથી વ્યાપાર મંદ પડે, માટે તે પોતાનાં કાર્યમાં જ પ્રવૃત્તિ રહે એ જ શ્રેયસ્કર. સેવા કરે તે પણ ઘણી સારા પ્રકારની, જેમકે રાજ્યમાં હીસાબી બાબતોમાં તે વધારે પ્રવીણ નીવડે એ નિશ્ચય. તે ભણે ને વ્યાપારને ઉપયોગી જ. ધર્મ તત્ત્વજ્ઞાન સબંધી તો વૃદ્ધાવસ્થામાં જ વૈશ્ય તેમજ ક્ષત્રિય સારી રીતે અધ્યયન કરી શકે. શુદ્ર દરેક પ્રકારની ચાકર નોકર તરીકે સેવા કરે, કલાની વૃદ્ધિ કરે, વ્યાપારને માટે વસ્તુઓ તૈયાર કરી આપે અને વૈશ્યો દેશપરદેશ વેચે. તેમની પાસે પોતાના ધંધા ઉપરાંત વધારે જ્ઞાનની આશા રાખવી એ વ્યર્થ કોઈ કહેશે કે શુદ્ર વ્યાપાર શા માટે નહીં કરે તેનો ઉત્તર એટલો જ કે જ્યારથી તેનામાં વ્યાપાર કરવાનું સામર્થ્ય આવ્યું ને વ્યાપારની બુદ્ધિ સ્ફુરી ત્યારથી તે શુદ્ર ફીટી વૈશ્ય થયો. બ્રાહ્મણ તો ભણે ને ભણાવે, નવું શોધે ને તેનો પ્રસાર કરે. દરેક પ્રકારના જ્ઞાનની અભિવૃદ્ધિ બ્રાહ્મણ કરી શકે. બ્રાહ્મણ લડાઇમાં થોડા જ ઊતરી શકે, પણ તે તો વિદ્યાનું સેવન કરે એ જ યોગ્ય છે. તે રાજ્યસેવા કરી શકે જેમકે ન્યાયખાતામાં કેળવણી ખાતામાં વીગેરે. તે રાજાઓને ઠેકાણે રાખી શકે, દેશના સુખનાં ઉપાયો દર્શાવી શકે, દરેક પ્રકારનાં ઐહિક તેમ જ પારમાર્થિક સુખની પગથી ઊપર પ્રજાને ચડાવી શકે. એવા બ્રાહ્મણો બધા ભણેલા જ જોઇએ. તો જેટલા અહીંની વિદ્યાથી તેમ જ પાશ્ચિમાત્ય વિદ્યાથી સંસ્કાર પામેલા છે તે બધા બ્રાહ્મણો હાલ ન્યાતોની સંખ્યા પરિમિત નથી. દેશકાલને લીધે પણ બંગાળી, પંજાબી, ગુજરાતી, મરાઠા, કર્ણાટકીઓ પોતપોતાને જુદા જુદા ગણે છે. એ બધાનું સંમિલન શી રીતે થાય ?—ઐક્ય શી રીતે થાય ?—વિદ્યાના સંબંધથી જ. આપણે જોઇએ છીએ કે કોઈ ઘાંચી વા દરજી કોઈ બીજી ઉતરતી કોમોમાં વિદ્વાન માણસો નીકળે છે ત્યારે તેને પોતાની પુત્રી ખરેખર ઘાણીપર બેસતા ઘાંચીને, તથા પીને મસ્ત થઈ શીવવા બેઠેલા દરજીને આપવી પડે છે ત્યારે કંઠે પ્રાણ આવે છે. જે કન્યાઓ રોજ ગાડીમાં બેશી ભણવા જઈ વિદ્યા મેળવી પવિત્ર થઈ છે, તે રંભા જેવી સુંદર નાગકન્યાઓ રાભા જેવા અપવિત્ર ગંદા સ્થૂલ ને જડમોબ્રાહ્મણબુદ્ધિના માણસને પોતાનું હૃદય શી રીતે આપી શકે ? તેને તો કોઈ પાત્ર વિદ્વાન જ જોઇએ. મણિ તો સુવર્ણની વીંટીમાં જ શોભે. આવી પવિત્ર કન્યાઓ પણ બંધનોને લીધે દુર્દૈવે મનગમતા સ્વામી ન મળવાથી દુષ્ટ રાક્ષસ (વ્યભિચાર) નો ભોગ થઈ પડે છે. શું આધુનિક આવી સ્થિતિ કોઇના લક્ષમાં નથી ? ના, છે; પણ સર્વે જોઈ શરમથી આંખ મીંચે છે. બ્રાહ્મણની કન્યા ક્ષત્રિય વૈશ્ય શુદ્રમાં ન જવાનું એ જ કારણ. પણ ક્ષત્રિય,

વૈશ્ય, શૂદ્રની કન્યા તે બ્રાહ્મણની સાથે પરણવા—ઊંચી સ્થિતિમાં જવા—હમેશાં ખુશી જ થાય, માટે પૂર્વજોએ કરેલો ધર્મ કેવો સરલ છે, યોગ્ય છે, એ સહજ સમજાશે. હમણાં બ્રાહ્મણની બાલિકાઓ પણ અભણ બ્રાહ્મણને ત્યાં જવા ખુશી નથી. તેનાં માતપિતા ક્યાં આપવાના વિચારથી અકળાય છે. કંઈ પણ માર્ગ ન સૂઝતાં પોતાની કન્યારૂપી ગાયને જ્યાં ત્યાં આપી દેછે. પણ પાછળથી દુઃખમાં ડુબેલી તેને જોઇને અહર્નિશ પશ્ચાત્તાપરૂપી દાવાગ્નિમાં સેકાય છે. માણસોના નાના ન્યાતરૂપી જથા થઈ ગયા છે. તેમાં કોઈ કોઈ સારા વિદ્વાન મોટા સંભાવિત ગૃહસ્થ થવા પામે છે. તેને સર્વ વ્યવહાર એક બાંધેલા વાડારૂપી જથામાં કરવાનો હોવાથી તેમાંથી, છુટવા મથે છે, પણ કાંતો માર્ગ સુઝતો નથી ના સુઝેલા માર્ગપર ચડવાને હીંમત નથી.

શું બ્રાહ્મણો એટલે વિદ્વાન સમુદાય (Nation of the learned) એ નામની પ્રજા અત્રનિવાસી સરસ્વતીવંશજો ન થઈ શકે? સર્વ વ્યવહાર અન્યો અન્યમાં શરૂ કરવા શા માટે તેઓએ ખંચાવું જોઇએ? શું તમારે કોઇથી ડરવાનું છે? કોઈ તમને ન્યાતબહાર મુકનાર છે કે તમે અભણોને ન્યાત બહાર મુકો છો? નવી ન્યાત ઉત્પન્ન કરવાનો વિચાર નથી, પણ એ કેવડી મોટી પ્રજા થઈ શકે? એ એકમેક થએલી હોય તો દેશને અવશ્ય લાભ થાય એમાં શું સંશય? વિદ્વાનની પુત્રીઓ વિદ્વાનને ત્યાં જાય એટલે તો એની મેળે જન્મથી જાણે તે બધી ભણેલી જ હોય તેવી થઈ રહેશે. પછી સ્ત્રીશિક્ષણ વધારો એ બૂમ રહેશે નહીં. ઉભય વિદ્વાનયુગલનાં ખી દેશમાં કેવાં કેવાં ઉત્પન્ન થશે ને તેથી દેશમાં વિદ્યા કેવી રીતે ઊભરાઈ રહેશે એ દેખાવ દીવવાળી ચક્ષુઓ જોઈ શકે તેમ નથી. સર્વ ભણેલાની એક પ્રજા થયા પછી એ સર્વે આચરણમાં ઊંચામાં ઊંચા બ્રાહ્મણ થવું એવી આશા રાખવામાં આવે છે. અપવાદ તો ચાલુ ન્યાતોમાં ક્યાં નથી કે આ નવી પ્રજામાં હોય તેની બીક રહે? પણ ફેર તો દેખીતો પડશે કે જ્યારે હાલની ન્યાતોમાં સારા માણસો અપવાદરૂપ છે, ત્યારે આ પ્રજામાં નઠારા અપવાદરૂપ થઈ પડશે.

પ્રથમ તો આ પ્રજાના બંધારણ માટે દરેક ગામમાં નાની મંડલીઓએ મળી કેટલા તેમાં દાખલ થવા યોગ્ય છે તે નિશ્ચય કરવો. તેણે શેહેરનાં મોટાં મંડલની સંમતિ પ્રમાણે ચાલવું. શેહેરનાં મોટાં મંડલોને એકમેકની સાથે મોટી બાબતોમાં અભિપ્રાય લઈ પ્રવર્તવું. આથી નવા ભણેલાઓ આટલા મંડલમાંથી જ રાજ્ય ચલાવતાં શીખશે. ન્યાતમાં એકલોજ કોઈ ભણેલો હોવાથી તેને પ્રસિદ્ધિમાં આવતાં જેટલી અડચણ પડે છે તે આ નવા મંડલમાં પડશે નહીં. યોગ્ય માણસોની કન્યા તો સમોવડીઆં કુટુંબોમાં જ જશે. ભણેલા હોવું એ જ એક મોટો સદ્‌ગુણ થઈ પડશે. સર્વ કોઈ ભણેલા થવા ઇચ્છશે. કન્યા કે પુત્ર ભણવા ઇચ્છા રાખશે. અતિશય અભણ અને દુર્ગુણી જે મંડલને માલમ પડે તેનો સંસર્ગ તજવો. ને નવા ઉછરતાં કુટુંબોને અંદર આણવાં. યુરોપમાં હાલ છે તેમ હીંદુસ્તાનમાં પહેલાં એક દેશના રાજાની કન્યા તેમ જ અન્ય વર્ણની કન્યા બીજા દેશના પોતાનાં સમોવડીઆ પાત્ર જનોને આપવામાં આવતી હતી. તે જ ક્રમ આ નવાં ઉદ્ભવ પામેલાં મંડલથી પુનઃ ઉજ્જીવિત થશે. કન્યાની આપલેનું ક્ષેત્ર વિશાળ થશે.

આટલું યોગ્ય લાગે ને નહી થઈ શકે તો, વિદ્વાનો, પાર્લામેન્ટ આપણને આપી નથી

તેને માટે માગણી કરવી એ વ્યાજબી નથી આવી નાની મંડળીઓ ભરી પ્રથમ આના કામમા હીમત નથી ચલાવી શકાતી, વિદ્યાનો સારો ઉપયોગ કરી ઐક્ય નથી સધાતુ તો ચૂંટણીની (election) ખટપટો શી રીતે થશે ? તમે પોતપોતાને નાલાયક ગણાવનારા ના લાયક ન થશો, પણ બતાવી આપો કે હમે કંઈ કરી શકીએ એમ છીએ, કમતાકાત નથી, સર્વ વાતે લાયક છીએ એવી બતાવશો નહી પણ કરી બતાવજો નહી તો આ જ વિચાર ઠીક છે કે આપણી પ્રજાએ સૃષ્ટિમા ભજવવાનો ભાગ પૂરો કીધો છે, હવે તે વૃદ્ધાવસ્થામા જઈ ચુકી છે માટે હવે તો એનુ કાલક્રમે મૃત્યુ જ આવવુ જોઇએ. સારે તો બાકી શ્રી રામ શ્રીરામ કરવું રહ્યુ આ વિચારમા વિદ્વાનો, તમે જો દૃઢ હો તો મુગા બેસી રામરામ જ કરજો નવી પ્રવૃત્તિ થતા નવી વાસના એટલે પડયા લક્ષ ચોર્યાશીના ફેરમા નિવૃત્તિને ખોશો નહી ઉછરતી બાલકપ્રજાઓને બાધે વર્ગ કરજોને પરશુરામે પોતાનુ તેજ જેમ રામના આકર્ષણને અધીન થવા દીધુ તેમ તમે પણ તમારુ સત્ત્વ નવીન પ્રજાઓને આપી દેજો

ઉપરનો લેખ "સર્વ માણસો એક ઈશ્વરના છોકરા છે" આ ફ્રેન્ચ રીવ્યુ રૂમોની નૈસર્ગિક સ્થિતિ—"સર્વ માણસો સમાન છે"—આવા સિદ્ધાતપર રચાયલો નથી પણ જેને ઐતિહાસિક રીતિ કહે છે તે ઉપર આ સર્વ વિચારોનુ અવલંબન છે

નભમંડલના કીલ્લા બાંધવા, ગેટેર ખડા કરવા ને તેનુ વર્ણન કરવુ હોય તો મનની કલ્પનાશક્તિ પ્રબલ જોઇએ, એટલે પાનાને પાના ભરાય પુસ્તકો લખાય, પણ એ મિથ્યા કલ્પનાનુ ચિત્ર આપવાનો અત્ર વિચાર નથી એ કિલ્લા કોટ વીગેરેને ભૂમિપર ઉતારી દૃઢ કરવાના છે આ લેખ ઉપર સર્વ વિદ્વાનો વિચાર કરશે એવી આશા છે

આ લેખ સબધી જે કંઈ તેના લખનારપર ધર્મમાથી વાતર્ક બલથી લખવુ હોય તો તેને નીચેને શીરનામે લખવુ—

"દેશહિતચિંતક—સુદર્શન ઓફીસ અમદાવાદ" નિ દેશહિતચિંતક-

ભાઈ, સાભળ્યુ હવે ?

આકાંક્ષી—હા, ભાઈ, તારો બોલો ઉપરથી હવે સમજાયુ કે તો હેરાન જ પામી ગયો આ શુ લખે છે ! ઠીક, એની વિરુદ્ધ દલીલ હમણા ગોઠી કહાડુ છુ ત્રિક, એમા કઈ સત્ય ભાસે છે ખરુ ખબ વિચાર કરતા એ દૃઢ થયુ ને પછી એની તરફેણમા જ વિચારોની પરંપરા ચાલી ને સદમા આ દેશમા શુ એ ન બની શકે એમ બોલી એકદમ ઉઠવા જતા, આખ ઉઘડી ગઈ એવી જ રીતે સર્વની આખ ઉઘડો ! તથાસ્તુ

---

## આરોગ્યવિદ્યા.

(મળેલુ)*

અનુસન્ધાન ગત અંકથી

(ચ) **જમીન**—જે જમીન ઉપર આપણે રહેતા હોઇયે તે જમીનની અસર પણ આપણી સુખાકારી ઉપર છે. જમીનની નીચેનો ભાગ આપણી તનદુરસ્તી ઉપર અગત્યની

---

* લખનાર—રા રા ચમનરાય શિવશંકર વૈષ્ણવ

અસર કરે છે એ જમીનના નીચેના ભાગના ગુણો સડો ઉત્પન્ન કરવા લાયક પોચાઈ ( porosity ) અને વિસ્તાર ( capacity ) ના પ્રમાણો છે જમીનની નીચેનો ભાગ જેમ થોડો પોચો તેમ તેમા વધારે પાણી ભરાઈ રહે છે, અને પછી એ પાણી સડવાનું કારણ બને છે

બહુ કઠણ જમીન કચરાને ઉત્પન્ન કરે છે કચરાવાળા પ્રદેશો આતરિયા તાવો (inter mittent fevers ) અને મેલેરિયાના ઘર છે ઇંગ્લડ અને અમેરિકામા કચરાવાળી જમીનમા વિસ્તીર્ણ ક્ષેત્રફળમા ગટરો કર્યા પછી મેલેરિયાનુ દર્દ ઘટી ગયુ છે

તો પણ બહુ અગત્યની તો જમીનનીચેના પાણીની સપાટી છે જમીનના ભેજવાળા થરો ( strata ) મા વળી સેન્દ્રિય પદાર્થો હોય છે, તેમા બાકટીરિયાની વૃદ્ધિ ખાસ કરીને થાય છે. જમીનનીચેના પાણીમા પોતામા કોઈ પણ જાતે બાકટીરિયા માલમ પડતા નથી, પરંતુ જો પાણી ઊંડુ જાય છે તો જે થર પાણીની બહાર નીકળે છે તે હજી ભીનો હોય તેટલામા તેમા ઝડપથી બાકટીરિયા વૃદ્ધિ પામી જાય છે, અને તેમા રોગ ઉત્પન્ન કરનારા બીજો ( germs ) પણ હોય છે જમીનનીચેના પાણીની સપાટીમાની વધઘટ સામાન્ય તનદુરસ્તી ઉપર જે ઝેરી અસર કરે છે, તેનુ આ પ્રમાણે વર્ણન કર્યું છે ભેજ વાળી જમીનમા મેલેરિયા, ધનુર્વાત ( tetanus ) અને ત્રિદોષનો તાવ ( typhus ) અને વળી કદાચ કોલેરાના પણ બાકટીરિયા માલમ પડે છે તેઓ આપણા શરીરમા ઘણે રસ્તેથી પીવાના પાણી સાથે અથવા જમીનના રજકણો ખોરાક સાથે ચોટી રહીને તે દ્વારા દાખલ થાય છે, અથવા જમીનના ઉપરના થરોની રજતી મારફત મગજને અને ફરીને પાછુ શરીરમા દાખલ થાય છે

જમીનમા રહેલી હવા પણ ગરમ રાખેના ઓરડાઓમા અંદર કરીને, વિશેષે કરીને શિયાળામા, આપણા ઘરોમાની હવાને બગાડે છે એવી હવાના નારવાર એમોનિયા, સલ્ફ્યુરિક આસિડ ગ્યાસ, અને કાર્બન ડાયોકસાઈડ હોય છે, પરતુ એ પદાર્થો તેમા નુકશાન કરી શકે એટલા જથ્થામા કદી હોતા નથી ગટર અને કોલ ગ્યાસ ( કોલસાની હવા ) કદાચ ગંદી જમીનમાથી પસાર થઇને તેમાથી દરદ પેદા કરનારા બીજોને લેઇને વાતાવરણમા મળે, તો તે રોગનો ફેલાવો કરે છે, તો પણ છેક અર્વાચીન પ્રયોગો ઉપરથી જાણવામા આવેલુ છે કે એવી ગ્યાસો બાકટીરિયા બહુ જ થોડાં લેઈ જાય છે જમીનમાથી ઉપર જતી હવા પોતે બીજોથી રહિત હોય છે

ઘટતી સાવચેતી રાખવાથી ઉપર કહેલા ઘણા ખરા ભયોને સારી રીતે હઠાવી શકાય છે

પ્રથમ તો માણસ, પ્રાણીઓ, અને વનસ્પતિના સડી જનારા નકામા કચરાઓના મ્હોટા જથ્થાને માણસજાતના રહેઠાણથી દૂરની જમીનમા નાખવા જોઇયે, કે જેથી એક દમ તેના સડી જવાથી જે જમીન ઉપર આપણે વસતા હોઇયે તે જમીનને તેની અસર થતી જેમ બને તેમ અટકે એ રીતે નાખવામા આવેલ એ નકામો કચરો જાતજાતના બાકટીરિયાનો ભોગ બને છે, અને તેઓ તેનુ નુકશાનકારકપણું દૂર કરી નાખે છે કચરો કાઢવાની આ રીતિ સર્વત્ર વપરાવી જરૂરની છે

ઘર તથા માર્ગોનો સઘળો કચરો, જે જગોએ શુદ્ધિ કરનારાં બાકટીરિયા પોતાની નાશકારક રમત પૂરી રીતે રમતા હોય તે જગોએ, લેઈ જવો એ ગટરોની સારી વ્યવસ્થાની ખાસ જરૂર છે

રસ્તાઓમાં અને ચોકોમાં ચોરસાં જડવાથી પણ જમીનમાંથી સેંદ્રિય પદાર્થનું બહાર નીકળવું અટકે છે. શેહેરની જમીન નીચેના ભાગને તેમાંના સડાથી રહિત પણ કરી નાંખે છે. આ પ્રમાણે એમ જણાય છે કે ઘણાં શેહેરોમાં ગટરોના આ પ્રમાણેના સુધારા દાખલ થયા પછી ચઉદ દિવસના તાવથી થતાં મૃત્યુનું પ્રમાણ ઘણું જ ઓછું થઈ ગયું છે. દાખલા તરીકે મ્યુનિચ શેહેરમાં ઈ. સ. ૧૮૫૮ માં ૧૦૦૦૦૦ માણસની વસતીમાંથી ૩૩૩ માણસો ચઉદ દિવસના તાવથી મરણ પામ્યાં હતાં. બીજે વર્ષે એ શેહેરમાં ગટર બાંધવામાં આવી, તથા પર્વતનાં ઝરણોમાંથી પીવાનું પાણી પૂરૂં પાડવામાં આવ્યું, ત્યાર પછીથી આ સંખ્યા અત્યંત ઘટી ગઈ, અને હાલ ત્યાં ૧૦૦૦૦૦ માણસે ચઉદ દિવસના તાવથી દર વર્ષે ભાગ્યે જ ત્રણ મરણ નીપજે છે. ( અપૂર્ણ. )

---

# સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપવા માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કરેલી નવીન યોજના.

## ( સ્ત્રીશિક્ષણ પરીક્ષા. )

ગયા બુદ્ધિપ્રકાશના અંકમાં "સ્ત્રીશિક્ષણ" માટે નીચે પ્રમાણે યોજના પ્રસિદ્ધ કરવામાં આવી છે.—

"૧. નિશાળ છોડ્યા પછી સ્ત્રીઓને પોતાનો અભ્યાસ વધારવાને ઉત્તેજન મળે અને સ્ત્રી-ઉપયોગી જ્ઞાનની સ્ત્રીઓમાં વૃદ્ધિ થાય એ હેતુથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ "**स्त्रीशिक्षण-परीक्षा**" લેવાની યોજના કરી છે.

૨. એ પરીક્ષા વરસમાં એક વખત નવેમ્બર માસમા અમદાવામાં લેવામાં આવશે. મુકરર દિવસની જાહેરખબર યોગ્ય મુદત પહેલા આપવામાં આવશે.

૩. પરીક્ષાનાં ધોરણ અને વિષય ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી વખતો વખત ઠરાવશે.

૪. પરીક્ષાનાં હાલ બે ધોરણ ઠરાવવામા આવ્યાં છે —

**૧ ઉંચું ધોરણ.** **૨ નીચુ ધોરણ**

૫. બન્ને ધોરણોમાં બબે પ્રશ્નપત્રો આપી ગુજરાતી ભાષામાં લેખી પરીક્ષા લેવામાં આવશે.

૬. **૧ લો પત્રઃ**—ભાષા સંબંધી સામાન્ય જ્ઞાન, નીતિજ્ઞાન, તથા મુકરર કરેલાં પુસ્તકોનું જ્ઞાન તપાસવાનો.

**૨ જો પત્રઃ**—મુકરર કરેલાં પુસ્તકોનુ જ્ઞાન તપાસવાનો.

૭. સન ૧૯૦૧ ની સાલ માટે નીચેનાં પુસ્તકો મુકરર કરવામાં આવ્યાં છેઃ—

### ઉંચા ધોરણ માટે.

**૧ લો પત્રઃ**—ગૃહવ્યવસ્થા અને આરોગ્યવિદ્યા. ( ડૉ. ત્રીભોવનદાસ મોતીચંદ શાહ કૃત. )

**૨ જો પત્રઃ**—૧ અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય. ( ડૉ. ધનજીભાઈ હોરમસજી મહેતા કૃત. )

છોકરાંઓની આરોગ્યતા. ( રા. દોલતરામ કાશીરામ પંડિત કૃત )

**નીચા ધોરણ માટે.**

**૧ લો પત્રઃ**—૧ શિક્ષાવચન. ( ગુ. વ. સોસાઇટીએ છપાવેલી. )
૨ આરોગ્યતા અને સ્વચ્છતા. ( ડૉ ત્રીભોવનદાસ મોતી-ચંદ શાહ કૃત. )

**૨ જો પત્રઃ**—૧ અકસ્માત વખતે મદદ અને ઇલાજ. ( ડૉ. નીલકંઠરાય ડાહ્યાભાઈ છત્રપતિ કૃત. )
૨ માંદાની માવજત ( ડૉ. નીલકંઠરાય ડાહ્યાભાઈ છત્રપતિ કૃત.)

૮. શાળાઓમાં શિખવતી સ્ત્રીશિક્ષક, ફીમેલ ટ્રેનીંગ કૉલેજમાં શિક્ષક થવા માટે ભણનારી સ્ત્રીઓ, અને પરીક્ષા પહેલાં એક વરસ અગાઉ શાળા છોડી હોય તેવી કન્યાઓ અથવા સ્ત્રીઓ તથા શાળામાં નહિ જનારી કે નહિ ગયેલી હરકોઇ સ્ત્રીને આ પરીક્ષાઓમાં દાખલ કરવામાં આવશે

૯. નીચા ધોરણમાં પાસ થયા વગર ઉંચા ધોરણની પરીક્ષામાં દાખલ કરવામાં આવશે નહિ. ( આ નિયમ ૧૯૦૧ ના વર્ષ માટે લાગુ નથી. )

૧૦. પરીક્ષાના દિવસ પહેલાં નિદાન ૧૫ દિવસ અગાઉ પરીક્ષા આપવા આવનાર ઉમેદવારે નીચેની હકીકત તથા સર્ટીફીકેટ સોસાઇટીના સેક્રેટરીને મોકલવાં—

* * * *

૧૧. પરીક્ષામાં પાસ થનાર સર્વેને સર્ટીફીકેટ આપવામાં આવશે; તથા પાસ થયાના અનુક્રમ પ્રમાણે તેમનાં નામ 'બુદ્ધિપ્રકાશ'માં પ્રસિદ્ધ કરવામાં આવશે.

૧૨ અગ્રેજી ચોથા ધોરણ ઉપરાંત અભ્યાસ નહિ કર્યો હોય તેવી જે સ્ત્રીઓ ઉંચે નંબરે પાસ થશે તેમને માટે નીચે પ્રમાણે ઇનામો ઠરાવવામાં આવ્યાં છેઃ—

| ઉંચા ધોરણ માટે | | નીચા ધોરણ માટે. | |
|---|---|---|---|
| ૧ લુ | રૂ. ૩૦ નુ. | ૧ લુ | રૂ. ૨૫ નું. |
| ૨ જું | રૂ. ૨૫ નુ. | ૨ જુ | રૂ. ૨૦ નું. |
| ૩ જુ | રૂ. ૨૦ નુ. | ૩ થી ૬ સુધી દરેક | રૂ. ૧૫ નું. |
| ૪ થુ. | રૂ. ૧૫ નુ. | ૭ થી ૧૨ સુધી દરેક | રૂ. ૧૦ નુ. |
| ૫ મુ. | રૂ ૧૦ નુ | ૧૩ થી ૧૯ સુધી દરેક | રૂ. ૫ નું. |
| ૫ | ૧૦૦ | ૧૯ | ૨૦૦ |

૧૩ પરીક્ષા વખતે પરીક્ષા લેવાના હૉલમાં બનતાં સુધી ફક્ત સ્ત્રીઓજ રહેશે, પુરુષો હાજર રહેશે નહિ."

આ નવીન ઉપક્રમ માટે આપણે સોસાઇટિને ધન્યવાદ આપીશું, તથાપિ એટલું પૂછીશું કે સ્ત્રી એ માત્ર "ગૃહવ્યવસ્થા" કરવા, "અકસ્માત અને એના તાત્કાલિક ઉપાયો" લેવા, અને "છોકરાંઓની આરોગ્યતા" સાચવવા જ નિર્માએલી છે ? એને હૃદય, આત્મા એવી કાંઈ વસ્તુ નથી ? એને સાહિત્ય, ઇતિહાસ ( વિશેષે કરી પ્રાચીન હિન્દુસ્થાનનો ઇતિહાસ ), અને ભગવદ્ગીતા જેવા એકાદ ધર્મપુસ્તકની અધિકારિણી માની હોત તો ખોટું હતું ?

---

Reg. No. B. 196

આદ્ય દ્રષ્ટા—
'એક અભેદમાર્ગ-પ્રવાસી'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલએલ. બી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૬. અંક ૮. ] . ( માસિક. ) [ મે. ૧૯૦૧.

## ભજનમાળા.

( મળેલું )+

મેરારામ મળીયા રે આંટી ત્રિવિધની ટળી,
નવે તત્ત્વની રે વાસના લિંગ ગળી—ટેક.

આ વિશ્વ આ વિશ્વ વંધ્યાસુત છે—
આ લોક ને પરલોક,
વિના સમજે સાચું કરી માને—
દુષ્ટ પદારથ કોક,
સતગુરૂ શબ્દે રે અંતર ગાંઠ ગળી. ૧

જપ તપ તીરથ વેદ પુરાણો—
શું પડવાનું છે કામ,
સાધના જોગ કલ્પના છુટી ત્યારે—
સઘળે સરખા છે રામ,
આવરણ મટીયું રે ખટપટ સર્વે બળી. ૨

અંધકાર આથમિયો સર્વે—
હુવો અર્ક ઉજાસ,
સાધન જોગ સમાવ્યા સિદ્ધાન્તે—
પ્રગટયો બ્રહ્મપ્રકાશ,
સુરતી ઉડી ચાલી રે શક્તિ નહી જાય ચળી. ૩

+ પ્રાચીન ભજનોનો આ સંગ્રહ એક ગૃહસ્થ તરફથી આવે છે. તેમનો અત્રે ઉપકાર માનવામાં આવે છે.

દમ તમ નહીં હે જગતને જંત્ર—
મેખ ટેક નહીં ભાર,
રવિદાસ કહે અપાર આઘત—
મહાતેજ અંબાર,
બલિ બલી જાઊ રે મૂર્તિ આજે સફળ ફળી. ૪

---

## જીવન-માળા.

( મળેલું. )

### જીલ્લા-ગજલ.

( મહુરૂ ગુલાબ જોઈ દીલ બન્યું નહિ જે દિવાનું ) રાગ.

રસિક હૃદયકમળ[1] રસજ્ઞજને[2] નહિ પિછાણ્યું;
જગતમાં જન્મ લઈ કંઈ તેણે જન્મી ન જાણ્યું. ટેક.

ઉપવનમાં[3] જઇને કલ્પતરુ[4] જો નિહાળ્યું;
કરી નહિ કામના[5] પૂરી અકર્મી-કર્મે કાણું. ૧

ગયો ગંગાકિનારે[6] પણ નહિ અંગે નવાણું[7];
ધર્યું બગ-ધ્યાન બની ભક્ત, ગાયું ભક્તિગાણું. ૨

બગીચામા[8] ખીલેલાં પુષ્પ પરાગે[9] ભરેલાં;
સુગંધી શ્વાસે[10] ભરી નહિ કરમાયે[11] સુંઘાણું. ૩

પ્રીતિનાં પુષ્પતી[12] મીઠી મજામાં મન ન માન્યું;
પ્રેમીના[13] પ્રેમનું શું મૂલ્ય કહો ને અંકાણું. ૪

નાજુક[14] નખે[15] સીતાર[16] તારમાં[17]રમાડયું ગાણું[18];
ગુણી[19] થઈ નહિ પિછાણ્યું, સુર[20]-ખરે, ગમાર જાણું. ૫

જુવો જ્યાં જ્યાં જણાયે ત્યાં સદા ધર એક ભાણું[21];
તથાપિ જાત[22] પિછાણી ન તેણે શું પિછાણ્યું ! ૬

પડયો પ્રીતકુંડમાં[23] ભૂલ્યો ભ્રમર કમળ[24] સેવાનો,
નહિ રસભેદ[25] જાણ્યો, તો શું પિછાણ્યું-પ્રમાણ્યું. ૭

---

૧ આત્મા. ૨ મુમુક્ષુ. ૩ સંસાર. ૪ માહાત્મ્યેચ્છા. ૫ મુક્તિ. ૬ સત્સંગ. ૭ મુક્તિ-પ્રદાન. ૮ તીર્થ. ૯ જ્ઞાન. ૧૦ જીવન. ૧૧ અવશાન. ૧૨ ભક્તિ. ૧૩ મુમુક્ષુ. ૧૪ જોબન. ૧૫ મદ. ૧૬ મૂર્તિ. ૧૭ રસ. ૧૮ રમણ. ૧૯ વિદ્વાન. ૨૦ મોહિની-માયા. ૨૧ ભક્તિ. ૨૨ જ્ઞાન. ૨૩ કામક્રીડામાં. ૨૪ વિષયતૃપ્તિ. ૨૫ સ્વાદ—ભેદ.

અજબ જગત પટોળીયે[૨૬] પડેલું ભાત—વાનું[૨૭];
પિછાણી બાંધણી[૨૮] કે ભાત[૨૯], નહિ શું પિછાણ્યું. ૮

અનુભવના[૩૦] ઉદયમાં[૩૧] રત્ન[૩૨] ચળકતું[૩૩] નિહાળ્યું;
ઝવેરી[૩૪] આંખે[૩૫] અંજાણું તો પછી શું પરખાણું. ૯

પ્રભુનું સત્ત્વ[૩૬] અને તત્ત્વ પુરાણે[૩૭] પ્રમાણ્યું;
નહિ વેદાન્ત[૩૮]તણું જ્ઞાન જાણ્યું શું વખાણ્યું. ૧૦

ભણીને[૩૯] ભોગવ્યું તથાપિ ગણીને[૪૦] ન જાણ્યું;
કહો સંસાર મહિં સાર[૪૧]સમુ શું પિછાણ્યું!— ૧૧

કહે અસાર[૪૨] જગત—તેને પુછો કે શું જાણ્યું!
કહે છે સાર[૪૩]—સકળ તેને કહો શું પિછાણ્યું? ૧૨

ભુલ્યો ભવાટવીમાં ભ્રમર[૪૪], આશ કમળ[૪૫]મહિં!
કહોની માર લીધો શું સુખદનાં સ્વપ્ને—જાણ્યું! ૧૩

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

---

## ચિત્રમાળા.

( મળેલ )*

### ગંગાભીષ્મ.

**શન્તનુ**—તનય નાંખીશ ના નદીનાં જળે,
બહુ હણ્યા, ન ગણ્યા, જવું તો ભલે;
ફરી જુવે, શું હવે, કહુ શું પ્રિયે!
**ગંગા**—છુટી હું શાપથી, આપ રહો સુખે. ૧

### સરસ્વતી.

મયૂરાસનપર બેસાડી સજી કમલભૂએ તુજને જ્યારે,
મોહ્યા તારસુરેથી સતાર સહિત તુજ ગાન સુણીને રે;
તેમ જ આરાધી કવિ તુજને પામી પીયૂષ પ્રસાદી રે,
પ્રાદુર્ભાવ થતે તુજ મોહે ફરી ફરી વાંચી પ્રિયવાણી રે. ૨

---

૨૬ સંસારમાં. ૨૭ સ્ત્રીજાતીય. ૨૮ ઉચ્ચ ગુણ. ૨૯ જન્મ. ૩૦ કેળવણી. ૩૧ સાર. ૩૨ તેજસ્વી. ૩૩ જ્ઞાની. ૩૪ માયા. ૩૫ કુદરતી. ૩૬ ઇતિહાસ. ૩૭ ઈશ્વર—દત્ત. ૩૮ પરીક્ષક. ૩૯ વર્તન. ૪૦ તત્ત્વમસિ. ૪૧ તત્ત્વનથી ( યોગી ). ૪૨ સંસારી. ૪૩ અનુભવસ્થાન. ૪૪ જન્મવાદી. ૪૫ ગર્ભ—સ્થાન. ( પુનર્જન્મ. )

* પ્રસિદ્ધ ચિત્રકાર રવિવર્માનાં ચિત્રોથી સૂચિત.

## સીતા સુવર્ણમૃગ.

લીલી વેલીઁ દ્રુમે અલંકૃત પૂર્યાં પુષ્પે બહુ રંગ જ્યાં,
એવી રમ્ય અરણ્યભૂમિ મહિં આ લાવણ્યમૂર્તિ સીતા;
ઊભાં પર્ણકુટી સમીપ મૃગને, સપ્રેમ બોલાવતાં,
રોપ્યું દાનવનાશબીજ હૃદયે આવી કુરંગે તદા. ૩

## નાગદમન-લીલા.

નંદના આનન્દ કંદ, બલ બતાવી પાદદંડ,
કરી નાગમાનભંગ ફણી ફેણ શોભતા;
કાન્તિ ચંદ્રિકા શી ખીલી, મયૂર પિચ્છ શિર વળી,
હસ્તને પ્રસારી રહી મુકુંદ વિરાજતા.
માતા ન જોઈ વીર, બની રહી બહુ અધીર,
ધાયાં કાલિન્દીતીર, ગોપ સૌ તટે મળ્યા.
ગોપી મુકી લોકલાજ, રુદન કરતી આજ,
કરો માત પ્રિય સાથ નિર્ભય હે શામળા. ૪

## ઇંદિરા.

પ્રફુલ્લ તુજ વદનામ્બુજ, નયનભિલિંદો આકર્ષે સૌનાં,
અનિમિષ દ્રષ્ટિણ્ સ્મિત વળી હૃદય પ્રણયથી કરેછ ભરપૂર. ૫

## કચ્છપ.

ભર્યાં રત્ને રત્નાકર અસુર સુરો નિરખીને,
પડી લોભે કીધી જલધિ મથવા મંદર રવૈ;
સ્તવ્યા વિષ્ણુ દેવે ગિરિતલ થીરી ભૂતલ ગયે,
પૂરી વાચ્છા પીઠ પીઠપર સહી કચ્છપ રૂપે. ૬

## મત્સ્ય.

ચારે વેદોરૂપી આ સ્તુતિ શિશુની શુણીને અંબુધિ ઊર્મિભોગ,
કાંતે સિંધુસુતાના જળચર બનીને પાંખમાં ધારી રક્ષ્યા;
દેખી દુઃખે ડુબેલા અવર પુરુષને સંત કર્તવ્ય શું તે,
દર્શાવ્યો માર્ગ જેણે નમન કરુ હુ તે મત્સ્યમૂર્તિ શુભાને. ૭

## *વસ્ત્રહરણ.

વીણાગાનથી જ્ઞાનનું કરી દાન સુંદરીવૃંદને,
ગોપાંગના રૂપ જીવનાં અજ્ઞાનપટ વસ્ત્રો હરે;
કાળ વિશ્વે ગાળવા માંગેછ વસ્ત્રો એ બધાં,
લજ્જા કરી બેઠા કદંબે કૃષ્ણમાં સૌકો ભળ્યાં. ૮

પુરુપ.

*આ રવિવર્માની નહિ પણ એક અસલના જમાનાની જુની છબી છે.

# ઇંગ્રેજી કવિ મેથ્યુ આર્નોલ્ડના લખાણ ઉપરથી.*

(મળેલું.)

આવે અને હર્ષ વળી ખમે છે,
આશા વહે રેલ અગાધ ઓટે;
સમુદ્રવીચીસમ આ બધુ છે,
અનિત્ય ને ચંચલ તે સ્વભાવે. ૧

સંસારમાં જે બધ ભૂરિ ભાસે,
ન્યૂનાધિકે માનુષ જાતિ રહે છે;
મનુષ્યનું ધૈર્ય તથા જ વીર્ય,
કમી કરે ને કદિ નાશ પામે. ૨

પ્રીતિ કદાપિ જગસ્વાદકારી,
સ્હુ કરે જીવિનને તથાપિ,
જે હાસ્ય આવે બહુ દુખદાયી,
અંતે વિરમે અતિ ખેદરૂપે. ૩

પ્રીતિ તથા હાસ્ય બધું સમાણા,
સ્થાને જશે નિર્જીવ થૈ સ્વરૂપે:
મનોરથોનો અતિ વેગ આશા,
ઉગ્યા પહેલાં વળી અસ્ત પામે. ૪

દૃષ્ટિ વિષે આવી અગોચરી રહે,
અનિત્ય તે જીવિત માત્ર દીસે;
મિત્રો હસે ને વળી મર્ણ પામે,
આજે ગમે કાલ વિરમ પામે. ૫

વસંતનાં પુષ્પ ખીલેછ જેમ,
ખીલે અને તે કરમાઈ જાયે;
સંસારમાં સાર જરા ન ભાસે,
અસાર છે જીવિત માત્રમાં રે. ૬

મમત્વ ધારી અતિ સાર માને,
અંતે બને તે અનિસાર ફરે;
મોકાણ જાણે બની જીંદગીની,
રોળે મળી લોક કરે ચિતાગ્નિ. ૭

* લખનાર—એક ગ્રેજ્યુએટ-ભાવનગર.

સંસાર તે દુઃખ તણી કથા છે,<br>
આયુષ્ય ટુંકું વળી રોગ ઝાઝા;<br>
ચિંતાગ્નિ શોષે અતિક્રૂર ભાવે,<br>
મૃત્યુની પૂર્વે દૃઢ શોક શેકે. ૮

આશાતણું મર્ણ થયા પછી જે,<br>
આશાતણો નાથ ચિતા બનાવે;<br>
મનોરથોને કડુ અશ્રુ - સાથે,<br>
મૂકે ચિતામાં પછી વેગળો રૂહે. ૯

ચિંતા થકી ગ્રસ્ત થયો મનુષ્ય,<br>
ત્રાસે કર્યો રોગસમેત તેને;<br>
વિરાગ થયો ચિત્ત વિષે સમગ્ર,<br>
આયુષ્યની તે ગણતો ઘડીને. ૧૦

આયુષ્યની સર્વ ગણે ઘડીઓ,<br>
મનોરથો માત્ર કર્યા છ મિથ્યા,<br>
મિથ્યા અને તે વળી ભ્રાંતિકારી,<br>
માયાતણા યંત્ર વિષે ભમે છે. ૧૧

મનોરથો માત્ર વિરામ પામ્યા,<br>
મનુષ્યના મર્ણ મહિં સમાયા;<br>
હર્ષો તણો ભાવ અતીવ ઝાંખો,<br>
અસ્પષ્ટરીતે ઉપભોગ થાયે. ૧૨

મિત્રો હસંતા મુખથી અને તે,<br>
સહાસ્ય પામ્યા ઝટ મર્ણ શર્ણું;<br>
આશાતણો જન્મ થયો છ અત્ર,<br>
પ્રણાશ પામી પલ એકમાં તે ૧૩

અતે બધુ ચંચલ ને અનિત્ય,<br>
સસાર પ્રાણી કડવાં બને છે;<br>
આવી દશામાં ચિત ચિતવાયે,<br>
પ્રીતિતણું પાત્ર અંમુત્ર જોયું. ૧૪

# * વૃંદાવનમાં રાસ.

અથવા

## અપરોક્ષાનુભવગમ્ય વેદાન્ત.

( મળેલું. )‡

( આશાગોડી, અથવા ભજનની ધૂનમાં )

કોઈ સમજે સંત સુહાગી,
કદમપર મધ્યે મોરલી વાગી;—ટેક.

સોળ સહસ્ર સો આઠ ગોપિયો,
પ્રેમરસ પીવા જાગી;
વૃંદાવનમાં રાસ રમ્યાં સારે,
કુલમરજાદા ત્યાગી.—કદમપર.

ૐકાર કૃષ્ણ, વૃત્તિ ગોપિયો
શબ્દ મોરલી વાગી,
પ્રકટ ખેલ નિત્ બને પિંડમા,
ગુરુગમસેં ભ્રાંતિ ભાગી.—કદમપર.

---

* સરખાવો:—

"શ્રી કૃષ્ણ, એ–ઉત્તમાંગમાં આવેલા સહસ્રદલપદ્મ નામના સપ્તમ આધ્યાત્મિક ચક્રગત, વિશ્વાત્મા–પરમાત્મા–સંજ્ઞક છે; સમાધિ સમયે યોગીઓને ગૂઢ પ્રણવનાદશ્રવણ સંભવે છે તે, તેના મુરલીનાદ સંજ્ઞક છે સહસ્રદલપદ્મ સહિત મસ્તિક, હજારો વનોપવનો સહિત વૃંદાવનનું સૂચન કરે છે. મનશ્ચક્ર–કે જે સહસ્રદલપદ્મના અધોભાગમાં આવેલું છે, તેની સોળ હજાર પાંખડીઓ, (૧૬૧૦૮ ?) કૃષ્ણની સોળ હજાર એકસો ને આઠ ગોપિકાઓનું ભાન કરાવે છે. કૃષ્ણનો પ્રેમ, એ જ યોગાનુભવીઓને સુવિદિત અમૃતસ્રાવ છે. તેની આઠ સખિયો સહિત કૃષ્ણની પરમ પ્રિય નાયિકા રાધિકા પરા પ્રકૃતિનું સૂચન કરે છે; તેમ જ કૃષ્ણની અન્ય પ્રિયતમા ચંદ્રમુખી, તેની આઠ સખિયો સહિત અપર પ્રકૃતિનું ભાન કરાવે છે. કૃષ્ણની અન્ય પ્રિયતમાની સખિયોનાં સંસ્કૃત નામ માત્રથી જ મનની અધોવૃત્તિયો સૂચવાય છે; તથા રાધિકા અને તેની આઠ સખિયો મનુષ્યની ઉત્તમ વૃત્તિયોનું ભાન કરાવે છે. આવા પ્રકારની વિચારપરંપરાએ વિચારતાં કૃષ્ણ પરમાત્માનો પરમ પ્રેમ રાસલીલા-દ્વારા સહસ્રદલપદ્મમાં અહર્નિશ પ્રવર્તતા આત્મિક નાટકનું ઉત્તમોત્તમ રૂપક રૂપે ભાન કરાવે છે. વળી કૃષ્ણ, એ શબ્દનો ધાત્વર્થ વિચારતાં પણ, કૃ સર્વ, અને, ન–આત્મા, એટલે સર્વનો સર્વ વ્યાપક આત્મા; આથી સર્વ સુગમ થઈ રહે છે."

આર્યબાલબોધિની. વૉ–૬. નં–૧૧.

‡ લખનાર—રા. રા. "વિશ્વવિહારી અનુજ."

સુષુમ્ણા દરિયો, અમિરસ ભરિયો,
સંત પીએ સુહાગી;
અક્ષરાતીત પ્રભુ, મોરલી બજાવે,
તુરીયાતીત તાળી લાગી.—કદમપર.

દાસ મોહન ગુરુગમસે' ખેલે,
તનગ્રની પીડા લાગી:
અનઘડ દેવ આ રાસ રમ્યોછે,
જાૂઓની દિલમાં જાગી.—કદમપર.

**યેન વિજ્ઞાતેન સર્વં વિજ્ઞાતં ભવતિ તદ્વિજિજ્ઞાસસ્વ ।**
**નાન્યમિપત ॥**

" જેને જાણવા માત્રથી સર્વ વિજ્ઞાત થાયછે તેની જ જીજ્ઞાસા કર. (તત્પશ્ચાત્) અન્યની ઇચ્છા ન કર."

આવાં વાક્યો ઉપનિષદોમાં સ્થલે સ્થલે મળી આવે છે; ઉંડા ઉતરી વિચારતાં ગમ પણ પડતી નથી કે એવુ તે શુ હશે કે જેના જાણવા માત્રથી સર્વ જણાઈ રહે. સમગ્ર દુનિયાંનાં સર્વે શાસ્ત્રોનું આદ્યંત અવગાહન પણ તે સમજાવી શકે એમ લાગતું નથી; અનેકાનેક શાસ્ત્ર ભણો, ઉદરનિમિત્ત અનંત વેશ ભજવો, પરંતુ જ્યાં સુધી **તે એક** જણાયુ નથી ત્યાં સુધી તે સર્વ વ્યર્થપ્રાય છે, આત્મિકઆંતરશાંતિસહિત, અથવા અન્યથા કહીએ તો આત્મમય, એવું જીવન ગાળવું એ જ જીવનની પરાકાષ્ઠા છે. કર્મો તથા વાસના જ્ઞાનદ્વારા રૂપાંતર પામી ક્ષીણ થતાં ચાલે છે તથા તત્પશ્ચાત્ તેમનું જે ઉત્તમોત્તમ સ્વરૂપ બંધાય છે તે જ સમગ્ર જીવનને રસમય બનાવી દે છે. આ પછી જ સ્વસ્થ ચિત્તે આત્મચિંતન દ્વારા સર્વ સુગમ થઈ પડે છે.

અમુક ઉચ્ચ ભાવના બાંધી, તદનુસાર વર્તન કરવા માંડવું, તન્મય જ થઈ જવું, એના જેવું સકલ જગતમાં અન્ય ઉત્તમ કર્તવ્ય ભાગ્યે જ હશે. જેને ધ્યાન કહેવામાં આવે છે તે પણ શું છે ? એક ઉત્તમોત્તમ ભાવના બાંધી તન્મય થઈ જવું તે જ. આમ તન્મય થવા પછી પણ, ભાવનાથી ભિન્ન ન રહેવાય તે જ તેની પરાકાષ્ઠા. આમ એકદમ થઈ જતું નથી; પરંતુ, 'નિરાશા એ જ આશા' છે, તથા તે ઉભયના ત્યાગમાં જ પરમ જીવન સિદ્ધ છે, તથા ક્રમે ક્રમે સર્વ સિદ્ધ થઈ શકે છે. તે ઉભયના ત્યાગપશ્ચાત્ શું કરવું ? એ ભ્રાંતપ્રશ્ન ગણાશે; કારણ કે જ્યાં તે સ્થિતિએ પહોંચાશે કે આપોઆપ જ વિશ્વક્રમનો ગૂઢ માર્ગ પ્રતીત થતો ચાલશે; ત્યાર બાદ શું કરવું ? એવો પ્રશ્ન જ વૃથા છે. આ પ્રકારે દ્વંદ્વાતીત થઈ ઉચ્ચ જીવન ગાળવામાં જ સર્વ ધર્મ માત્રનો સાર છે. આમ થવા પછી વ્યવહાર કેમ ચાલશે ? સર્વેનું શું થશે ? ઇત્યાદિ અનનુભવી સંકુચિત હૃદયોની પ્રશ્નપરંપરા, તેમનું અજ્ઞાન માત્ર જ દર્શાવે છે; તેઓ પોતાની જાતને પણ કહ્યા વિના જ સામર્થ્ય—આત્મબલહીન સાબિત કરી આપે છે. આવાં મનુષ્યોથી જ આ સંસાર દુઃખમય ભાસે છે તથા તેમનાથી અનેક અનર્થપરંપરાઓ પેદા થાય છે, વિશ્વક્રમનાં ગૂઢ પત્રો ઉકેલનાર અભ્યા-

સીને, સુવિદિત જ છે કે વ્યવહાર એ જ વેદાન્ત, અને વેદાન્ત એ જ વ્યવહાર. એક નાસ્તિકમાં નાસ્તિક મનુષ્ય પણ સમજી શકશે કે વિશ્વનિયમાનુસાર વર્તવું એ ઉત્તમ કર્તવ્ય છે; પરંતુ એ વિશ્વનિયમાનુસાર વર્તાવામાંથી જ, તથા નિજ હૃદયના સંકોચ યા વિસ્તાર પ્રમાણે ઘટાવવામાંથી જ, તથા સમ્યક્અનુભવરાહિત્યને લીધે જ, સમગ્ર મતમતાંતરોના વિરોધો ઉપસ્થિત થાય છે. આવા વિવિધ ભાતના વિરોધોમાં પણ અવિરોધ અનુભવતા, વિશ્વનિયમાનુસાર વર્તતા મહાત્માઓ વિરલા જ હોય છે.

જેને 'મહાત્મા' એવા નામથી ઓળખીએ છીએ, તેનામાં પણ માહાત્મ્યનો સમાવેશ શામાં થાય છે? યથાર્થ રીતિયે વિશ્વનિયમાનુસાર વર્તવામાં જ. આ માટે વ્યર્થ આડંબરની લેશ પણ જરૂર નથી. મહાત્મા ભગવાન્ શંકર, બુદ્ધ, ક્રાઇસ્ટ, વા અન્ય સર્વેએ જે જે વિચાર્યું છે તે સર્વ સર્વત્ર થઈ આવે છે. દુનિયાંના વિષમ જણાતા પદાર્થો સર્વને સરખો અનુભવ કરાવે છે, અનંત અઘોર કર્મ કરવા જતાં, વિષમ જણાતા વિષમ પ્રસંગો પ્રાપ્ત થતાં, અથવા જ્યારે મનુષ્યને શું કરવું તેની સૂઝ ન પડતાં પોતાની જાત ઉપર કંટાળો ખાઈ શરીરપાત પર્યંત પ્રવર્તવાના પ્રસંગોમાં, સમગ્ર વિશ્વમાં સર્વ કાલે સર્વને, સર્વ પ્રેરક અંતરાત્મા, એક સરખી રીતે જ સાત્વિક ઉચ્ચ ભાવનાનો ઉદય કરે છે. પરંતુ આવા પ્રસગે જ, જે ખરો માર્ગ સમજી સતત ઉચ્ચ ભાવના પ્રવર્તાવતા રહે તે જ 'મહાત્મા.' તેમનામાં ને સામાન્ય જનમાં ભેદ પણ એટલો જ કે બન્નેને સરખા અનુભવ થાય છે તોપણ પ્રથમ ઉચ્ચ પંથે પળે છે તથા અન્ય અધમાધમ બનતો જાય છે. મહાત્માના માહાત્મ્યનો સમાવેશ પણ તેમાં જ થાય છે, તથા તે જ ખરૂં વિશ્વનિયમાનુસાર વર્તન છે; કારણ કે વિશ્વક્રમ પણ સર્વદા ઉચ્ચ ઉચ્ચ પ્રતિ પ્રયાણ કર્યાં જાયછે.

આ પ્રકારની ઉચ્ચ ભાવનાની તન્મય સ્થિતિ પ્રાપ્ત કરવામાં કોઈ પણ મદદ દેઈ શકે એવો વિચાર ત્રિકાલમાં પણ વ્યર્થ છે. ઘણામાં ઘણું તો કોઈ પણ માત્ર માર્ગસૂચન જ આપી શકશે, પ્રારબ્ધ વા તેવા અન્ય ઉપર અંધ શ્રદ્ધા રાખી બંધાઈ રહી પોતાના પુરૂષ-પ્રયત્નમાં વિશ્વાસહીન થવું, એ નીસરણીથી નીચે ઉતર્યા સમાન છે. પાપ-પુણ્ય, રાગ-દ્વેષ, સુખ-દુઃખ, અને એવાં અન્ય દ્વંદ્વોથી વિશ્વ માત્ર ભરેલું છે. ભગવાન્ મનુનું વાક્ય વિચારોઃ **सुखस्यानंतरंदुखं दुःखस्यानंतरं सुखं ।** આમાં ઉંડા ઉતરી વિચારતાં જણાશે કે, સુખ એ જ દુઃખ, તથા દુઃખ એ જ સુખ. વસ્તુસ્થિતિ પણ તેમજ છે; સુખ દુઃખ વસ્તુતઃ કોઈ પણ જાતના પદાર્થો નથી, પણ મનને જે જે જેમ જેમ જોવાની ટેવ પડે છે તેમ તેમ તે તે વિષયાકાર પરિણામ પામી અમુક પ્રકારની વૃત્તિ પેદા કરે છે કેટલાક ફક્ત સુખ માટે મથે છે, કેટલાક દુઃખમાંથી પણ સુખ ખોળે છે, ઉભયે નિરાશ થાય છે; પરંતુ ખરી ખુબી તો ઉભયમાંના એકથી પણ ન ડરતાં, પ્રાપ્તાપ્રાપ્ત જે જે મળી આવે તેમાં આનંદ પ્રવૃત્ત થવું એ જ ઉત્તમોત્તમ છે.

આપણા નશીબથી આ આનંદ લેઈ શકાતો નથી. અરે નશીબ પણ શું? 'પ્રારબ્ધ,' એટલે પ્ર+આરબ્ધ, પૂર્વે આરંભાયલું; ત્યારે આપણું 'પ્રારબ્ધ' આપણી જાતે જ બાંધીએ છીએ. વસ્તુસ્થિતિ આમ હોવા છતાં આપણે આપણાં વાવેલાં જ લણીએ છીએ, એ વાત વીસારે પાડી આપણી ગમે તેવી અધમ સ્થિતિનો આરોપ અન્યને શિર ચઢાવી બડબડાટ

કરવો, એ કયા પ્રકારની નીતિ ગણાય ? આવી અધમાધમ ભાવનાનાં કોકડાંમાંથી છૂટા થવું, યથાર્થ વિશ્વક્રમ પ્રમાણે વર્તવું, એમાં સ્વતંત્ર પુરુષ પ્રયત્નની જ આવશ્યકતા છે. આ પ્રકારની પુરુષાર્થ–પ્રવૃત્તિ ત્રિકાલાબાધ છે, અને તે યથાર્થ રીતે થાય તેમાં જ સર્વે વાત સિદ્ધ છે.

વિશ્વનિયમાનુસાર વર્તવું એમ આપણે ઘણીવાર કહ્યું. પરંતુ, એનો અર્થ શું ? એ પ્રશ્ન ઉભો રહેવાનો સંભવ છે. આ પ્રકારની આટલી વિચારપરંપરા સ્વસ્થ ચિત્તે વિચારી હશે તો સહજ પણ તેનું ભાન થઈ ચૂકયું હશે તેના વિષે લેશ પણ વિશેષ સ્પષ્ટ કરવા પ્રયત્ન કરવો વ્યર્થ છે. ગમે ત્યાં ભટકો, જપ તપ વ્રત તીર્થ પૂજા માળા હજારો વાનાં કરો, ગમે તેટલા ગુરુઓ શોધો, પરંતુ જ્યાં સુધી શંકર ભગવાનનું વાક્ય—"તું જ તારો ગુરુ થઈ બેશ"—અનુભવાશે નહિ ત્યાં સુધી સર્વ વ્યર્થ છે. નિજ આત્મબલ–પૌરુષ માટે પ્રયત્નપરાયણ થવાથી સર્વ થઈ શકે છે. શુદ્ધસત્ત્વપ્રધાન ઇચ્છાશક્તિના સ્વતંત્ર પ્રદેશમાં વિહરનાર સર્વે કોઇને વિદિત જ હશે કે, જેમ જેમ તે મહાન્ માર્ગ નિજ પ્રયત્નદ્વારા જણાતો ચાલેછે તેમ તેમ તે આપોઆપ ખુલ્લો થતો ચાલે છે **તથા તે એક જાણતાં જ સર્વે જણાયછે,** એમ કહ્યું છે, તે પણ હવે થોડું અથવા વધારે સ્પષ્ટ થયું હશે, તો સર્વ ક્રમે ક્રમે સુગમ થતું ચાલશે

આવા પ્રકારના જ્ઞાનના સર્વવ્યાપક પ્રદેશમા સાક્ષર નિરક્ષર સર્વ સમાન છે. અમુક ઉચ્ચભાવનાનુસાર વર્તવા મંડતાં જ, પ્રથમે તેમાં નડતી ગુંચો, જો સતત પ્રયત્ન હોય તો આપોઆપ ઉકલતી ચાલે છે, એ સર્વને જાણીતું છે. અધમ વાસના–આસંગ–આપણને આપણી જાતને જ છેતરનારા બનાવી દે છે. સર્વ સાથે **અંતરાત્મમય મહાન્ ગુરુ** નિવાસ કરી રહ્યા છે, વિકટ જણાતા પ્રસંગોમાં પણ આપણને તે ઉચ્ચ સલાહ આપે છે, પરંતુ આપણને આપણી જાતને છેતરવાની ટેવ પડવાથી અધમ માર્ગોમાં દોરાયાં જઈએ છીએ દુનિયામાં કહેવાય છે કે અમુક માણસ આવો છે તો તેમાં પણ વિચારો. અમુકને જુઠું બોલવાની ટેવ છે તો તેમા પણ તે માણસ પોતાની જાતને જ પ્રથમ જુઠું બોલી છેતર્યા પછીથી જ અન્ય પાસે તેમ કરી શકે છે. આ પ્રકારેજ ગુણાવગુણ કેળવાય છે.

આ સર્વ ઉપોદ્ઘાતની શી જરૂર ? મથાળે મૂકેલું કાવ્ય "વૃંદાવનમાં રાસ" એવા વિષયનું છે, એમાં રાસનું ઉત્તમોત્તમ વર્ણન છે. વળી એ જ કાવ્યને નીચે ફુટનોટમાં સરખાવવા આપેલા ઉતારા સાથે મેળવી જોતાં કંઈ વિલક્ષણ સ્વારસ્ય સમજાશે. આ રાસ કંઈ જ્યારે શ્રી કૃષ્ણ પરમાત્મા થઈ ગયા તે દિવસે જ રમાયો હતો એવું નથી. તેમણે છ માસ પર્યંતની રાત્રી આ રાસ રમવા કરી હતી, એમાં પણ અતિશયોક્તિ લાગતી નથી. એનો એ રાસ, એની એ છ માસની રાત્રી, એનું એ વૃંદાવન, સર્વ હજુ જેવાં ને તેવાંજ અહનિશ સતત પ્રવર્ત્યાં જાય છે; કહેશો કે આવો રાસ તો જાણ્યો નથી, જોયો નથી, સાંભળ્યો નથી. પરંતુ આ કાવ્યનો વિષય જ એ છે. અને તે આપણે સાંભળવાનો છે, જોવાનો છે, અનુભવવાનો છે. આવા પ્રકારનું રાસવર્ણન હવે સમજાવવાનું હોવાથી અત્ર સુધીનો ઉપક્રમ અયોગ્ય તથા અસ્થલે લાગે તો તે ક્ષંતવ્ય છે. અનુભવીઓ અનુભવદ્વારા ઘટાવી શકશે.

જે જ્ઞાનપ્રકાશના પ્રદેશ પર્યંત પહોંચ્યો છે તેને આપોઆપ નિયમો જણાતા ચાલે છે એમાં કાંઈ નવાઈ જેવું નથી. આ મથાળે મૂકેલું કાવ્ય પણ એક એવા આધુનિક

સમાજમાં ગણાતા નિરક્ષર અનુભવીની કસોટીનુ પરિણામ છે, એમાંથી કેટલો બોધ મળે છે તથા અનુભવદ્વારા સર્વ કેવું સુસ્પષ્ટ થાય છે તેના નમુના રૂપ છે, અત્રે તે સમજાવવા કંઈક પ્રયત્ન કરીએ તો તે અરૂચિકર ન નિવડે એ જ દૃષ્ટ છે.

કાવ્યનુ નામ 'વૃંદાવનમાં રાસ' એવું છે. આ શરીર–પિંડ રૂપી વૃંદાવન, તેમાં જ સતત પ્રવર્તતો રાસ, તે જ વિશ્વક્રમ, અને તે પ્રમાણે વર્તન, તે જ વિશ્વનિયમાનુસાર વર્તન, એ રાસ યથાર્થ રીતે ખેલાય, તેમાં જ સર્વનુ શ્રેય સમાયલું છે. તે કોઈ સુહાગી–વિશ્વ–નિયમાનુસાર વર્તનાર સંત–મહાત્મા સમજી શકે; અને તે તેમ હોવું એ જ ઉત્તમ છે, કારણ કે અનધિકારીના હાથમાં તે વાત આવતાં અનર્થરૂપ થઈ પડે છે. કદમ–યોગાનુભવિયોને સુવિદિત બ્રહ્મદંડ (spinal chord) તેના પર મધ્યે—બ્રહ્મદંડ ઉપર મસ્તિષ્કમાં આવેલા સહસ્રદલપદ્મના મધ્યભાગમાં મોરલી વાગી,–પ્રણવની એક તાર ધ્વન ઉઠી. યોગીઓને અનુભવ સમયે પ્રણવનાદ સભળે છે તેનું અત્રે સૂચન છે. આ ચક્રમાં જે પરમાત્મા મુરલી વગાડે છે તે જ શ્રીકૃષ્ણ પરમાત્મા છે કૃષ્ણપરમાત્માની સોળ હજાર એકસો આઠ ગોપિકાઓ કહેવાય છે તે રૂપી વૃત્તિયો, આ મુરલીનાદ શ્રવણ થતાં જ પ્રેમરસ પીવા લાગી, યોગાનુભાવિયોને જાણીતો અમૃતસ્રાવ થવા માંડ્યો, એ અમૃતપાનરૂપી પ્રેમરસ પીવા સર્વ વૃત્તિયો લાગી–તૈયાર થઈ, તથા કૃષ્ણ સાથે વૃંદાવનમાં સર્વ પ્રકારની મર્યાદા ત્યાગીને કુલમર્યાદાને પણ મૂકીને. નમ થઈને જ પરમાત્મા સાથે રાસ આદર્યો એટલે, અમૃત–સ્રાવ પછી, પ્રેમરસપાન થતાં જ, કૃષ્ણની સોલહજાર એકસો આઠ ગોપિકાઓ–વૃત્તિયોનો અનંતપ્રવાહ પોતાનું પૂર્વ અધમ સ્વરૂપ ત્યાગી નમ થઈને–શુદ્ધસત્વપ્રધાન ભાવના દૃઢ કરીને રાસ રમી,–પરમાત્મમય જ થઈ ગઈ;* તથા તેની સાથે રાસ રમવા માંડ્યો–પરમાદ્વૈત સ્ફુર્યું. તથા કદમપર મધ્યે વાગતી મુરલીમા લીન થઈ ગઈ પિંગળ, સહસ્રદલપદ્મસહિત મસ્તિષ્ક વૃંદાવનનાં વનોપવનો તુલ્ય છે તે યોગ્ય જ છે. આ પ્રકારે વિચારતાં ૐકાર–કૃષ્ણ છે, વૃત્તિયો ગોપિકાઓના સ્થાને છે, તથા પ્રણવનાદધ્વનરૂપી મુરલી વાગ્યાં કરે છે. આવી જાતનો ખેલ જ્ઞાનીને પિંડમાં–શરીરમાં અહર્નિશ થયાં જ જાયછે તથા ગુરુએ રાહ પાડેલા માર્ગે જ આ ભ્રાંતિ ભાગે છે,–આત્માનુભવ દ્વારા જ સર્વ સુગમ થઈ શકે છે. સર્વ યથાર્થ સમજાય છે. આ સર્વે પૂર્વે કહ્યા તેવા સુહાગી સંત હોય તે જ સમજી શકેછે. ધ્યાન સમયે સુષુમ્ણા નાડી વહન કરે છે તેને દરિયાની, ત્રિવેણીની, આદિ ઉપમાઓ અપાય

---

* આવા જ આશયનો એક શાર્દૂલ મળી આવે છે. તેમાં પણ સ્થૂલ અર્થ ગમેતેમ લ્યો, પરંતુ પરમ માર્મિકતા છેઃ—

**( શાર્દૂલવિક્રીડિત. )**

માર્ગામાર્ગ તજે, પરંતુ મુરલી સંગીતમાં લીન થૈ,
સ્વીકારી હરિને જ, સર્વ અબલા, ચાલી તજી ગેહને;
ઉલ્લંઘી સકે સ્થાન વિકટ વળી, દુર્વાર ધારાવડે,
તોડી ફોડી જ બંધનો, જ્યમ અહા ! નદિયો સમુદ્રે મળે.

( શૃંગારસપ્તશતી. )

છે; તે, આ પ્રકારે અનુભવ થતાં જ અમિરસથી ભરાઈ રહે છે,—પરમાત્મમય પરમ પ્રેમ સ્ફુરે છે, તથા તે પણ 'સંત પીએ સુહાગી,' પૂર્વે કહ્યો તેવો સુહાગી સંત હોય તેનાથી જ તે અનુભવ બની શકે છે. આ સ્થિતિ પ્રાપ્ત થતાં જ સર્વ અક્ષરોથી અતીત પ્રભુ, શ્રીકૃષ્ણ પરમાત્મા જ આ મુરલી બજાવે છે એમ નિશ્ચય થાય છે; તથા તે પછી જ, તુરીયાતીત તાળી લાગે છે,—સાક્ષાત્ તુરીયાવસ્થા અપરોક્ષાનુભવગમ્ય થાય છે આ અનુભવ પણ સુહાગી સંતથી જ થઈ શકે છે. મોહન—કૃષ્ણનો દાસ,—તન્મય 'સ્થિતિ અનુભવનાર,—જીવાત્મા આ પ્રકારનો રાસ આત્માનુભવ રૂપી ગુરુએ ગમ પાડેલે માર્ગે જ ખેલી શકે છે; વળી આ સ્થિતિયે તનની તેમ જ મનની સર્વ પીડા દૂર થતી હોવાથી તે સર્વ પ્રકારની પીડા ત્યાગીને જ આ રાસ ખેલી શકાય છે. આ રાસનો રચનાર અનઘડન ઘડાયલો—અવિકૃત, એવા શ્રી કૃષ્ણ પરમાત્મા જ છે, તેને, હે સર્વ વિધિનિયમાનુસાર વર્તવા તત્પર સહૃદયો, આંતરર્દષ્ટિ દ્વારા દિલમાં જ્ઞાનપ્રકાશવડે જાગીને અવલોકન કરો. આ અવલોકન થવું તે પણ પૂર્વે કહ્યા તેવા સુહાગી સંતથી જ થઈ શકે છે. આવો શ્રી કૃષ્ણ પરમાત્માનો રાસ ત્રિવેણીનાતટે કદમના વૃક્ષ ઉપર સતત રમાયાં જ જાય છે; સર્વને રમવાનો પણ તે જ છે, તથા જે યોગ્ય પ્રકારે છ માસ રાત્રી પર્યંત ખેલે, તે જ ખરેખરા 'સુહાગી સંત.' પિંડનો નિયમ તે જ બ્રહ્માંડનો છે, અને પિંડના આ નિયમાનુસાર સર્વત્ર વર્ણવવામાં આવતા તથા રમાતા રાસના વર્ણનરૂપ રૂપક અનધિકારીની સ્થૂલ દૃષ્ટિથી કેવું અધમ સ્વરૂપ ધારણ કરે છે, તથા તેનાં શાં શાં માઠાં પરિણામ થયાં છે, થાય છે, ને થનાં જશે, તે સર્વે પાસા સુવિદિત જ છે. અત્રનું દિગ્માત્ર સૂચન સર્વને સાનુભવ માર્ગમાં પ્રેરવા જેટલું ઉપયોગી નીવડે તો બસ છે. **सुज्ञेषुकिंबहुना । इत्यलंविस्तरेण ।**

---

## આર્યબાલબોધ પત્રિકા.

( મળેલ. )*

### ૫.

**પ્રિય બાલકો,**

અહિં હવે આપણા નિત્યકર્મમાં વપરાતો એક શ્લોક લઇશું અને જોઇશું કે તેમાં શા શા વિચારો સમાયેલા છે. પ્રાતઃકાલમાં ઉઠતાંવારને ઘણા લોક જે શ્લોક બોલે છે તેનો વિચાર કરીશું. આપણું આખુ જીવન જ ઇશ્વરના પૂજનમય હોવું જોઇએ, ત્રિમૂર્તિઓની શક્તિઓ આપણામાં રહેલી છે અને ત્યાં શું શું કાર્ય કરે છે તે તમે જોયું છે. આપણું જીવન જ તેના વડે છે. એટલે મન, વાણી, અને કર્મ સર્વમાં ઇશ્વરનું જ સ્મરણ થવું જોઇએ. એ સર્વ જુદી જુદી રીતે તેની જ ક્રિયા છે; એ વાત બરાબર મનમાં ઠસવી જોઇએ. જગદ્ગુરુ શ્રી કૃષ્ણ શું કહે છે;—

* ભાષાન્તર લખનાર—રા. રા. પાન્થ.

ઉલટા છે! આવી જ રીતે બીજે પણ ઘણે ઠેકાણે વિરોધ હોય એમ લાગે છે પણ જ્યાં સુધી એ શાસ્ત્રોપદેશ બરોબર સમજીએ નહિ ત્યાં સુધી જ એ વિરોધ દેખાય છે કારણ કે હમણાં જ જોશો કે એનો અર્થ શું છે તે જોઇશું એટલે એ વિરોધ જતો રહેશે દરેક બાબતમાં એકાદ બે વિચાર અહિંથી તહિંથી લેઈ જોતાં વિરોધ દેખાય પણ તે સબંધી સમગ્ર વિચાર કરી જોતાં તેમાં કશો વિરોધ દેખાતો નથી સંસારબંધનથી છૂટવાનો પ્રયત્ન કરવું જોઇએ એ વાત તો સત્ય જ છે, કારણ કે જન્મમરણમાં ચક્રમાં ભમીએ છીએ ત્યાં સુધી આપણે જીવ શિવસ્વરૂપ થઈ રહી શકતો નથી તેની જ સાથે એટલું પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે આપણામાં એ શિવાંશ છે, જીવાત્મા છે, તે એ જન્મમરણમાં ફર્યાનું ફળ જ છે એ દ્વારા ઉન્નતિ થઈ નહોત તો આપણે જે સ્વરૂપે છીએ તે સ્વરૂપે હોત જ નહિ આ પ્રમાણે જે શિવાંશ જન્મમરણરૂપ વિકાસદ્વાર જેવો ઉદ્‌ભવ્યો છે, તે એ જ દ્વારા સતેજ થશે, અને તેમ થયા વિના શિવસ્વરૂપ થઈ રહેવાય જ નહિ વળી શિવસ્વરૂપ થઈ રહે ત્યારે જન્મમરણથી પણ મુક્ત જ થાય છે કારણ ત્યાર પછી તેનો કાંઈ ઉપયોગ રહ્યો હોતો નથી એ તો તમે બધા જાણો છો કે તમે પહેલા વાચતા લખતા શીખ્યા ત્યારે પહેલી ચોપડીની તમને જરૂર હતી તે શીખી રહ્યા પછી પાછી બીજી ચોપડી શીખ્યા એ પ્રમાણે એક પછી એક ચોપડી શીખતા શીખતા તમે હવે એવી સ્થિતિએ પોહચ્યા છો કે કોઈ પણ અમુક એક જ વાચનપુસ્તકની હવે તમને જરૂર રહી નથી જ્યારે કોઈ અમુક પુસ્તકની જરૂર હતી ત્યારે તમે ઘણા એવો વિચાર કરતા હતા કે એક દિવસ એવો આવશે કે જ્યારે કોઈ અમુક જ પુસ્તક વાચવાની જરૂર નહિ રહે, જ્યારે કોઈ પણ પુસ્તક તમારી ઇચ્છાને અનુસાર તમે વાચી શકશો પણ તે જ વખતે જ્યારે અમુક પુસ્તકની જ જરૂર હતી ત્યારે તે પુસ્તકને આઘું ફેંકી દઈ તેથી થતો લાભ ન લીધો હોત તો તેની અસર શું થાત? એ જ કે તમે હમેશ અભણ રહ્યા હોત માટે એવે પ્રસંગે સારો રસ્તો એ જ છે કે જે પુસ્તક વાચવાનું હોય તેનો બરાબર અભ્યાસ કરવો કે જેથી તેમાંથી ભણવાનું ભણી લેવાય અને આગળ વધવાનો પ્રસંગ મળે સંસારથી છૂટવાની અભિલાષા તો રાખવી જ જોઇએ પણ જે માર્ગ એ છૂટવાનું ઈશ્વરી ઇચ્છાથી નિર્માણ થયું છે તે માર્ગે જ એથી છૂટવું જોઇએ, આપણી ઇચ્છામાં આવે તેની રીતે નહિ એ ઈશ્વરી ઇચ્છા એવી જણાય છે કે સંસારનો પૂરેપૂરો ઉપયોગ થયા વિના એથી છૂટાય જ નહિ સંસારમાં રહી જે જે શક્તિઓનો વિકાસ કરી લેવાનો છે, તે સંપૂર્ણ રીતે પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તેથી છૂટવાનો અધિકાર જ નથી એ અધિકાર મેળવી લીધા પછી સંસારમાં રહેવાની જરૂર જ રહેતી નથી, એટલે તેથી મુક્ત થઈ દિવ્યજીવન અનુભવવાનો સમય આવે છે વળી સંસારને દુઃખરૂપ ન માનવાનું બીજું એક બહુ સબળ કારણ છે ઈશ્વર પોતે આ સૃષ્ટિમાં જુદે જુદે રૂપે કેવી રીતે રહ્યો છે તે આપણે ઘણીવાર જોઈ ગયા છીએ એમાં એનો પ્રેમ કેટલો મોટો દેખાય છે, એ તમને સમજાય છે? તેનો આનંદ એટલો બધો શ્રેષ્ઠ અને ઉત્તમપ્રકારનો છે કે તેણે એ આનંદમાં ભાગ લેવા એના બીજા જીવો ઉપજાવવા ઇચ્છા કીધી, તેથી જ તેણે સૃષ્ટિને ઉપજાવી, તેમાં પોતાનો અંશ પ્રેર્યો, કે અંશ છે તે ધીમે ધીમે અનુભવ લેતા લેતા પોતાનું સ્વરૂપ ધારણ કરે આ પ્રમાણે સંસારનો હેતુ એ છે કે, એ શિવાંશ તે ધીમે ધીમે શિવ સ્વરૂપ થઈ રહે

આ પ્રમાણે વિચાર કરવાથી આપણા જીવનનુ સ્વરૂપ જ બદલાઈ જાય છે અને એનો અર્થ જ કાંઈ દિવ્ય અને ભવ્ય થઈ જાય છે. આપણને જે જે અનુભવ થાય છે, આપણાં સુખ, દુ:ખ, આપણા મિત્ર અને શત્રુ, આપણાં સગાં અને સંબધીઓ, આપણી મુશીબતો અને આપણને જે જે નડતર કર્તા છે તે પણ, અને આપણા સહવાસ એ બધું ઇશ્વિરી ઇચ્છાનુસાર હોય છે. એ બધાનો હેતુ એ છે કે એથી આપણી ઉન્નતિ થાય. એમાંના ઘણા સંજોગ વિરોધી દેખાય છે, નડતરકર્તા જણાય છે, પણ ખરૂ જોતાં એમ નથી. એ બધાંને લીધે જ આપણી ઉન્નતિ જલદી થશે. ત્યારે તમારી જે સ્થિતિ છે તે કોઈ ક્રૂર વિધાત્રી દેવીનો કોપ છે એવો વિચાર કદી પણ આવવા દેવો નહિ. જ્યારે કાંઇ મુશીબત આવે કે દુ:ખ પડે ત્યારે ('મારૂં કર્મ') એમ કરી હાથ જોડી બેસી રેહેવું નહિ. પ્રારબ્ધમાં હશે તેમ થશે એવી નિરાશા કદી આવવા દેવી નહિ. કોઇ પણ દુ:ખ કે મુશીબત એ કરેલાં પાપ-કર્મની શિક્ષા છે એ વિચાર ન આવવા દેતાં એવો વિચાર કરવો કે ઇશ્વિરની કૃપાનાં એ બધાં ચિહ્‌ન છે. એવે સમયે એવો વિચાર કરવો કે "હા, એ મારા કર્મ અનુસાર તો છે જ. પણ કર્મનું એ પરિણામ જ ઇશ્વરના પ્રેમની સાક્ષી પુરે છે, કારણ કે મારે હાલ શું જરૂરનું છે તે જોઇને જ એ અનુભવ મને તે કરાવે છે. ત્યારે આ અનુભવ લઈ જે કાંઈ શીખવાનું છે તે મારે શીખી લેવું જોઇએ. ધીરજ, સહનશીલતા, સહૃદયતા, પરાર્થપરાયણતા કે એવું જે શિક્ષણ લેવાનુ હોય તે તેમાંથી લઇ લેવું. કારણ કે એમ કરવાથી જ ઇશ્વિરી ઇચ્છાની સમાન થવાતાં તેને અનુસરાશે" આવો વિચાર કરવાથી નિરાશાને બદલે હિમ્મત આવશે, ઉત્સાહ પ્રેરાશે, અને એનું પરિણામ એ થશે કે જે જે સ્થિતિ પ્રાપ્ત થાય તેમાં સમચિત્ત રેહેવાશે, અને તે દરેકમાંથી જે અનુભવ મેળવવાનો છે તે મેળવી લેવાશે. કર્મના વિષયનો આગળ પર વિચાર કરીશું અને ત્યાં જોઈશું કે આપણી જે જે સ્થીતિ હોય તેનો લાભ કેમ લેવો; અહિં તો એટલુ જ સમજી રાખવું કે આપણી જે સ્થિતિ છે તે જ યોગ્ય છે. એ સ્થિતિ જ આપણને જોઇએ તેવી છે, કારણ કે એ દ્વારા જ ઉન્નતિ થઈ શકે એમ છે.

સંસાર શું છે તે આ પ્રમાણે સમજ્યાથી એક બીજો લાભ થાય છે આપણાં દરેક કાર્ય કેટલાં ઉપયોગી છે તે બરાબર સમજાય છે. અમુક કાર્ય ઉપરઉપરથી ગમે તેવું નજીવું જણાય છતાં તે બહુ ઉપયોગી છે, કારણ કે જો આપણે તે કાર્ય યોગ્યરીતે કરીશું તો તેથી આપણે ઇશ્વિરસ્વરૂપની પાસે પાસે આવતા જઇએ છીએ. કાર્ય માત્ર યોગ્ય રીતે થયેલું ક્યારે કેહેવાય? જેમ એક ચાકર જે કાંઈ કરે છે તે બધું તે પોતાના શેઠને માટે જ કરે છે તેમ આપણુ જે કાંઈ કરીએ તે સર્વ ઇશ્વિરપ્રીત્યર્થે જ કરવુ જોઇએ. બ્રહ્માર્પણ કર્મ જ શ્રેષ્ઠ પ્રકારનું કેહેવાય છે. ચાકરને ગમે તેવું નજીવું પણ કામ કરવાનું કેહેવામાં આવે છે તો તે તેની યથાશક્તિ સારી રીતે બજાવે છે, કારણ કે તે વિચારે છે કે "આ કાર્ય મારા શેઠનું છે હું એને ચાહું છું, મારે શું કરવું જોઇએ તે એઓ વધારે સમજે છે. તેથી તેમને માટે મારાથી બને તેવી સારીરીતે એ કામ મારે કરવું જોઇએ. કારણું કે એમને હું ચાહું છું." આપણે પણ આવો જ વિચાર કરવો જોઇએ. દરેક કાર્ય ઇશ્વિર પ્રીત્યર્થે કરતાં કરતાં જ આપણો શ્રેય થશે અને અંતે ચરણારવિંદમાં જઈ રહેવાશે.

હવે કાંઈ દુ:ખ કે દીલગીરીનું કારણ રહ્યું? શું આખો

જાય ? કાર્ય માત્ર ઇશ્વરપ્રીત્યર્થે થાય, પ્રેમરૂપી જ્ઞાનયજ્ઞની વેદીમાં હોમાય તો દુઃખનો અવકાશ જ ક્યાં ? એમ કરતાં આપણું આખું જીવન જ બદલાઈ જશે. સર્વદા આનંદ જ થશે. જ્યાં જઇશું ત્યાં આનંદ અને શાંતિ જ ફેલાશે, અને આપણી આસપાસનાં માણસોને આનંદ અનુભવાવીશું એટલું જ નહિ પણ, તેમને પણ આગળ વધારી ઇશ્વરની વધારે સમીપ લઈ જઇશું. આ પ્રમાણે ઇશ્વરી ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે જ આપણે સંસારમાં રહી સર્વ વ્યવહાર કરીશું. વળી એ જ શ્લોકમાં સંસારના આ વિચાર ઉપરાંત બીજો એક એની સાથે સંબંધ રાખતો વિચાર પણ રહેલો છે. શ્રીકાન્ત વિષ્ણુની આજ્ઞા છે તો જ આપણે પ્રાતઃકાળમાં ઉઠીએ છીએ. અમુક જન્મમાં આ લોક અને પરલોકમાં જીવને શું શું કરવાનું છે તે તો તમે કાંઇક સમજ્યા છો. આપણાં રાત દિવસ પણ એવું જ એક રૂપ છે. જન્મોજન્મ જે થાય છે તે આ રાત્ર દિવસ જેવું છે. દિવસમાં આપણે જુદા જુદા અનુભવોનો સગ્રહ કરીએ છીએ. પણ અનુભવોનું પાચન દિવસમાં કેટલીક વાર જોઇએ તેવું થતુ નથી. તમે જોતા હશો કે ઘણી વાર એવા બનાવો બને છે કે જેમાંથી બીજા વિચારો સુઝી આવે; અને ઘણીવાર એ વિચાર એવા હોય છે કે તે વિચારો પરનું મનન કરવાનું તમને બહુ મન થાય છે. પણ બીજું કામ કરવાનું એટલું બધું હોય છે કે તે કાર્ય આગળ એ મનન કરવાનું બની શકતું નથી. એવે સમયે એ વિચારોનું મનન અવકાશની વેળાએ કરવાનો નિશ્ચય કરી જે કામ કરવાનું હોય છે તેમાં રોકાઓ છો. પણ ઘણીવાર આવો અવકાશ આવતો જ નથી. અને વાત જ ભુલી જાઓ છો. એ વાત આપણે તો વિસર્યા હોઇએ એમ દેખાય છે પણ આપણો જીવાત્મા એને કદી વિસરતો નથી; એ તો દરેક સંસ્કાર બહુ ધ્યાન આપી સંગ્રહી રાખે છે. પછી જ્યારે રાત્રિ થાય છે અને સ્થૂળ દેહ જડ જેવો થઈ આરામ લે છે ત્યારે જીવાત્મા સૂક્ષ્મ શરીરમાં રહી એ જાગ્રત અનુભવોનું મનન કરે છે, અને તેમાંથી જે બોધ લેવાનો હોય છે તે લે છે. આ ક્રિયા થાય છે એ વાતનું ભાન આપણને રહેતું નથી, પણ આમ થાય છે એ સિદ્ધાંત છે એમ અનુભવીઓ કહે છે. એની અસર એ થાય છે કે આપણે દરરોજ ડાહ્યા થતા જઇએ છીએ, આપણી ઉન્નતિ થતી જાય છે, અને આપણું ચારિત્ર સુધરતું જાય છે, સ્વભાવ શુદ્ધ થતો જાય છે. પછી જ્યારે સ્થૂલ દેહ જાગ્રત થાય છે ત્યારે નવા અનુભવો મેળવવાનો સમય આવે છે. દરેક નવો દેહ ધારણ કરતી વખતે જીવાત્મા તે દેહથી મર્યાદિત થાય છે અને પ્રાપ્ત કર્તવ્ય કરે છે કે એ દ્વારા તેનો ઉત્કર્ષ થાય, તેમ જ રોજ પ્રાતઃકાળમાં ઉઠતાં, જે દેહનો રાત્રિને વિષે ત્યાગ કીધો હોય છે તે પાછો ધારણ કરીએ છીએ કે એ દ્વારા તે દિવસનાં પ્રાપ્ત કર્તવ્ય કરાય. ત્યારે સવારમાં જાગતાંવારને પથારીમાંથી ઉઠી પડવું. કારણ કે જીવાત્મા પાછો દેહમાં આવ્યો હોય છે, અને સંસારવ્યવહારમાં પડવાને તૈયાર હોય છે. એમ ન કરતાં જાગતા પડી રહીએ અને મન ભમે તેમ તેને ભમવા દઇએ તો આવા અમુલ્ય સમયનો લાભ લેવો રેહેવા દઇએ છીએ; માટે તેમ ન કરતાં એ સમયનો તુરત લાભ લઈ, આત્મોન્નતિ કરવા રૂપ ઇશ્વરી ઇચ્છાને અનુસરવા માટે તરત જ પથારીમાંથી ઉઠી પડવું જોઇએ.

વળી વેહેલા ઉઠવાનું બીજું એક કારણ છે. ઉઠતાં વારને આપણે એક અગત્યનું નિત્યકર્મ કરવાનું છે, તે એ કે ઉઠ્યા પછી શુદ્ધ થઈ ઇશ્વરસ્તવન કરવાનું છે; અને ઇશ્વર-

સ્તવન દ્વારા જે દિવ્યશક્તિ આપણી આસપાસ વહે છે તેનો સંગ્રહ કરી લેવા આપણે આપણા હૃદયનાં દ્વાર ખોલવાનાં છે. પ્રાતઃકાળમાં જ્યારે બધું શાંત હોય છે ત્યારે આ બ્રહ્મતેજનો પ્રવાહ બહુ સબળ હોય છે. વીણાનો મધુર સ્વર જેમ પડઘમના ઘોંઘાટમાં ડુબી જાય છે તેમ બધાં જાગ્રત્ થઈ પોતપોતાને ધંધે વળગ્યા પછી જે સ્થૂલ ક્રિયાઓ થવા માંડે છે તેથી આ પ્રવાહ દબાઈ જાય છે, તથા ધીમો પડી જાય છે. ત્યારે પ્રાતઃકાળમાં ઇશ્વિરસ્મરણ કરી તે દ્વારા આ બ્રહ્મતેજનો લાભ લેવા ચૂકવું જોઇએ નહિ. પ્રાતઃસંધ્યા કરીને એ તેજનું જેટલું શોષણ થાય તેટલું કરવાથી આપણી શુદ્ધિ થાય છે અને વીર્ય વધે છે એટલે તે દિવસનાં પ્રાપ્ત કર્તવ્ય બહુ સારી રીતે થઈ શકે છે.

હજી પણ શું સંસારથી નાશી છુટવાની ઇચ્છા રહી છે? શું ધ્યાન અને સમાધિને માટે જંગલમાં જઈ રેહેવાની અપેક્ષા છે? અહિં સુધી જે વિચારો કરતા આવ્યા છીએ તે પ્રમાણે તો એમ કરવું એ કાયરપણું અને મૂર્ખાઈ જ ઠરે છે, અને ઇશ્વિરી આજ્ઞાનો ભંગ થાય છે. એમ કરવાથી આગળ માઠાં પરિણામ થયા વિના રેહેતાં નથી. કારણ કે સંસારને એવી રીતે છોડી જવાથી આપણાં કર્તવ્યનો ત્યાગ થાય છે; અને જે કર્તવ્ય છે તે તો કરવું જ જોઇએ. જ્યારે આપણાં સર્વ કર્તવ્યથી પરવારીએ, જ્યારે સંસારનો ત્યાગકરવાથી કોઇને પણ ગમે તેટલું થોડું પણ દુઃખ થવાનો સંભવ રહેતો નથી, ત્યારે જ અરણ્યવાસનો અધિકાર થાય છે, ત્યાર પેહેલાં નહિ. આર્ય ઋષિઓનો ઉપદેશ આવો જ છે. પૂર્વે જ્યારે આર્યાવર્તમાં ધર્મ સર્વોપરી મનાતો હતો ત્યારે ગૃહસ્થાશ્રમના ધર્મોથી સર્વાંશે પરવાર્યા પેહેલાં કોઇને સંન્યાસની દીક્ષા અપાતી નહતી. આજે પણ હિંદુસ્થાનમાં આ જ નિયમ પળાય તો સારૂં એ નિયમ પળાય તો સન્યાસ આશ્રમ જે અવનતિને પામ્યો છે તેથી મુક્ત થયા વિના રહે નહિ. નહિ, નહિ, આપણે તો આપણાં નિત્ય કર્તવ્ય જે હોય તે સંપૂર્ણ રીતે બજાવવાં જ જોઇએ, અને તે પણ આનંદથી, અને એક બોજા રૂપે નહિ, પણ ઉત્સાહથી. આ જ પ્રમાણે સંસારયાત્રા સફળ થતી જશે, અને એમ કરવાથી જ આપણે, ઇશ્વિર જે આપણો પાલક છે અને આપણુ સત્ય સ્વરૂપ છે તેની સમીપ જતા જઇશું.

સ્નેહાધીન,
*લિલિઅન એડગર.*

---

## સાયંતન વિહાર.

( મળેલું )*

એક દિવસ પોતાના નિત્ય નિયમરૂપ અભ્યાસથી ભ્રમિત થયલો, સાથે આવી આનંદમાં અભિવૃદ્ધિ કરનાર, અને પરસ્પર આલાપનું સુખ આપનાર, મિત્રને અભાવે, ફરવા જવું કે ન જવું, એવા વિરોધી વિચારમાં ક્ષણવાર ગોથાં ખાઈ, પોતાના સહજ સાયંકાલીન વિહારના શોખને અધીન બની, એકલો જ, આ યુવક શહનીરપુરની સીમા છોડી, ઉત્તર દિશામાં નિકળી પડયો. પ્રથમ માર્ગમાં આવતી, ચિરકાલથી તપ આચરતી હોય

* લખનાર રા. રા. 'પુરુષ.'

એવી, ઉભય પાર્શ્વપર આવી રહેલી, પોતાની ઘન ઘટાથી સૂર્યના પ્રતાપી સામ્રાજ્યનું ખંડન કરતી, અને ક્રોધેભર્યા અહિમરશ્મિનો અસહ્ય તાપ શિરપર રહેતી, સુપરિચિત દ્રુમની શ્રેણી નીચેથી મનુષ્યના અવગુણને મનમા ન લાવતાં, સર્વને સમાન રીતે પોતાની શીતળ છાયા નીચે આશ્રય આપી, અતિશય તાપથી પીડિત જનોના મનને શાંતિ આપતાં, તથા સતાપને દૂર કરતાં, પ્રૌઢ તરુવરોને અભિવંદન કરતો, તે પસાર થયો. આગળ ચાલતાં, ઉદ્યાનકારની કુશળતાએ, અથાગ શ્રમથી ઉછેરેલાં, નાના નાનાં અગે ગોળમટોળ પુષ્ટ બાલકો જેવાં, કલમી સહકાર જાંબુડાં તથા જમરૂખીના ઘટાદાર વૃક્ષો વાંકાં વળી, ઉરમાથી દુગ્ધ સમ મધુર રસનું પાન કરાવતી વસુંધરાને, સ્નેહથી વક્ષભાગપર ચુંબન કરતાં રમી રહ્યા હોય એવા, તેની દૃષ્ટિ ગોચર થયાં, ઋતુઓમાં અગ્રગણ્ય અને અલૌકિક આનંદદાયિની વસંતના આગમનથી, સર્વ વનસ્પતિવર્ગમાં અસંત હર્ષ જામી રહ્યો હતો; નાના મોટા સર્વ રોપાઓ નવપલ્લવ બની ખીલી રહ્યા હતા; પોતાના આશ્રય ઉપરાત સર્વ ફલોનો ઉપભોગ બક્ષી, તે બદલ કોકિલા પાસે મધુને, મધુર કલરવે, કૃતજ્ઞ વૃક્ષો, પોતાને વસંતની કૃપાથી થયલા આનંદનાં, ઉપકારગાન ગવડાવતાં હોય એમ જણાતાં હતાં મધુમક્ષિકા જેમ, અસંખ્ય પાદપોના પુષ્પનો રસ એકઠો કરી, અને સ્વાદવાળું મધ, રસનેંદ્રિયને ચખાડી તૃપ્ત કરે છે, તેમ પશ્ચિમ દિશામાંથી આવતી શીતળ અનિલની લહરીઓ, અગણિત વૃક્ષના કુસુમની વિવિધ પ્રકારના સૌરભને ગર્ભમાં ધારણ કરી, સર્વ સુગંધીના મિશ્રણરૂપ એક લોકોત્તર પારમલને, અવકાશમા ઉદારતાથી પાથરતી, નાસિકાને અકથ્ય સુખનો અનુભવ કરાવતી હતી; તેની જ સાથે સતપ્ત શરીરનો પરિતાપ નિવારણ કરી, અંગોને રોમાંચિત બનાવી, ત્વક્ ઇંદ્રિયને પણ જાણે આહ્લાદથી તૃપ્ત કરાવતી હતી. કંઈક સમય તો, એ, ન કેવલ મનોરમ રમણીના સ્મરોત્પાદક, પ્રિય સ્પર્શના સુખનું સ્મરણ કરાવતી હતી, કિંતુ જાતે જ આશ્લેષાર્થે પોતાનું સર્વસ્વ આગળ ધરી, તેવો આનંદ ઉપજાવી સુખાવહ નીવડતી હતી.

અખિલ દિવસ ક્ષેત્રમા મ્હેનત કરી પરિશ્રમિતાંગ કૃષીવલો, શકટમાં બેસી બળીવર્દોને પૂર્ણ વેગે દોડાવતા, ભૂખે પ્રેરેલા અન્નદેવતાનો પ્રસાદ મેળવવા, ગ્રામ ભણી પ્રયાણ કરતા હતા. દૂરથી શ્રવણે પડતા તેના ડચકારા, મોટે અવાજે ગ્રામ્ય ગીતોના લલકારા, તથા આકાશને ધૂસર કરી, દૃષ્ટિને અવરોધી, ઉડીને આગળ આવતા ધૂલિપટલો, શકટની હારનું આગમન ઘોષતા હતા પોતાના રોજના કામમાંથી છૂટેલાં મજૂર સ્ત્રી પુરુષનાં વૃંદો, શ્રમનું ભાન ભૂલવતા ઉન્માદક પાનની મીઠી લ્હેરનું સુખ ભોગવતાં, માંહોમાંહી નાનાપ્રકારની રમતગમત કરતાં, આમતેમ આથડીઆં ખાતાં, પોતપોતાના ગ્રામના માર્ગ પકડતાં હતાં ધેનુનાં ટોળાં, વત્સને મળવાને ઉત્સુક હંભારવ કરતાં, ઘડીકમાં દોડતાં, ઘડીકમાં રવડતા, વળી આમ તેમ વૃક્ષના પલ્લવમા મ્હોઢું માંડવા યોભતાં, ગોપાલકની લાકડીને ખૂઅથી બ્હીતાં, ગ્રીવાને ધૂણાવતાં ધૂણાવતાં, ગમન કરતાં હતાં. દૂરથી પાવાનો મધુર સ્વર શ્રુતિગોચર થતાં, હરિણના ગણો અલ્પકાલ ચકિત નયને ચોપાસ આલોકતાં, ભીતિ ન જોઈ, એક ચિત્તે શ્રવણ કરતાં સ્તંભી, કોઈ ખેડૂતની બૂમ સાંભળી સહસા થેકડા મારતાં, ભયથી થરથરતા અંતઃકરણે નાસભાગ કરી મૂકતાં હતાં. બાલ્યની ક્રીડાના સ્થાન આમ્ર તરુઓ, જેને આ યુવકે અનેક વખત તેનાં ફળરૂપી ધન લૂટી, તથા કેટલું ઉંચે કૂદાય છે

એ જોવાના કુતૂહલથી જ, સુકોમલ કુસુમમંજરીવાળી ડાંખળીઓ ચૂંટી, કાયર કીધાં હતાં, તે પણ એને નિરખી, દીર્ઘકાલથી વિયુક્ત બંધુના દર્શનથી થતો આનંદ અનુભવતાં હતાં. આ તરુણ, આ તરુ સાથે કંઈ, વળી બીજા સાથે કંઈ, ચિરકાલે મળતાં, બ્હાર આવવાને ઉછળતી એવી વાત કરતો હોય તેમ ઘોભતો, વળી આગળ આવી કોઇક સ્થાનને નીહાળી મનમાં કંઈ ગણગણતો અને

> " यत्र द्रुमा अपि मृगा अपि बंधवो मे
> यानि प्रियासहचरश्चिरमध्यवात्सम् ।
> एतानि तानि बहुनिर्झरकंदराणि
> गोदावरीपरिसरस्य गिरेस्तटानि॥ "

તથા

> " स एष ते वल्लभबंधुवर्गः
> प्रासंगिकीनां विषयः कथानाम् । "

એમ પ્રસંગોચિત શ્લોકો બોલી, હર્ષશોકની ઉભય દશામાં વિચરતો આમતેમ ફરતો હતો. પક્ષીઓમાં કંઇક શાંત, ને કઈક વિવિધ નાદથી વિનોદ કરતાં, દૈવ પ્રમાણે મળેલી ઉદરપૂર્તિથી સંતોષ માની, આવતી કાલે નશીબ અજમાવવા, પ્રાતઃકાલમાં નવીન ઉત્સાહ સાથે વ્હેલાં ઉડાડવાને સહાયક, આરામમાં રજની વ્યતીત કરવા, પોતાના માળા ભણી અંતરિક્ષમાં પાંખ ફફડાવતાં જતાં હતાં. આ સર્વ લીલાના અવલોકનમાં ગરકાવ થયેલા યુવકનાં લોચન હવે બીજી બાજુ તરફ વળ્યા.

એની જમણી બાજુએ, મંદ વેગવાળી શાંત અને નિર્મળ સૂર્યદેહા નદી વહેતી હતી. એના તટપરના નવીન દેખાવો જોઈ, આ તરુણના મનમાં સરિતાની કલ્લોલમાલા જેવી નવ નવા વિષયપર તરંગની પરંપરા ઉદ્ભવવા માંડી પ્રથમ તો શૈશવની રમતમાં, બાલમિત્રો સાથે સૌથી વધારે દૂર પત્થર કોણ ફેંકી શકે છે, એવો સ્પર્ધા કરતાં, અજ્ઞાનદશામાં એ સ્રોતસ્વિનીને, અંગપર અગણિત પત્થર નાંખી અપમાન સાથે દુઃખ દીધું, તેને માટે એણે તેની ક્ષમાની યાચના કીધી; પછી નદીમાં તરવા પડી અનેક ક્રીડાઓ કરતાં, એ દિનમણિનંદિની,+ કેવું એના શરીરનું, માતૃસમાન દયા અને સ્નેહથી, પોતાની છાતીપર રાખી રક્ષણ કરતી, અને પવિત્ર કરી પાછું પૃથ્વીદેવતાને સોંપતી, તેને માટે રવિસુતાનો એણે સ્તુતિપૂર્વક ઉપકાર માન્યો. વાયુના વેગથી પ્રચલિત ઊર્મિઓ, કિનારાની કોરપર પડેલા કાંકરા સાથે અફળાવાથી તથા નાની નાની કુહરોમાં પ્રવેશવાથી, થતા સતત ચાલુ અવાજને સાંભળતો, એક પછી એક તરંગ લુપ્ત થઈ જતા કૌતુકથી જોતો, તે એક લીલા સુશોભિત ભૂમિખંડપર બેઠો.

એની જમણી બાજુપર એકેકથી ઉંચી ગ્રીવા કરી, પોતાનું ગૌરવ દર્શાવતા અગાશી તથા મિનારાનાં શિખરો, આંખને ઝાંખી કરતા ધવલ બંગલાઓ, અંબુના અપ્રતિહત વેગને ન લેખો, પોતાના દૃઢ પાદ રોપી ઉભેલી કીલ્લાની દીવાલો, અને ઉભય તટનું અનુસંધાન કરતો

---

+ સૂર્યતનયા—તાપી.

‡હોપપુલ,એ સર્વથી *સૂર્યપુરનો કિનારાપર આવેલો ભાગ, બહુ ભવ્ય દેખાતો હતો; અને ડાબી બાજુપર, ઉત્સાહી, પરદેશ બેડી, અનેક વ્યાપારથી લક્ષ્મી સંપાદન કરી, જન્મભૂમિને અલંકૃત કરવા તત્પર, ઉમંગી, સેંકડો વર્ષપર મુસલમાનના બળાત્કારે પર ધર્મ ગ્રહણ કરાવેલા વણિક્‌જન-હોરા લોકોએ, શ્વેત અને પીળા રંગથી રંગિત નવી બાંધેલી સુંદર હવેલીઓથી શોભાયમાન, વારિપુર એક સાધારણ ગ્રામ છતાં, મોટાં શેહેરનું ભાન કરાવતું, રેલવેમાં મુસાફરી કરતા મનુજની અમરોલીના પુલપરથી દૃષ્ટિ આકર્ષતું, પોતાને જોઈ છેતરાતા જનોનું હાસ્ય કરતું ઉભું હોય, એમ જણાતું હતું. રાહનીરપુરના પૃષ્ઠ ભાગમાં રમણીય આવાસો વાણિજ્યદક્ષ હોરા લોકોપર, લક્ષ્મી દેવીના ચારે હાથ દર્શાવતા અનેક વિરાજે છે, પણ તટપર આકર્ષક ગૃહો ન હોવાથી બ્હારની શોભા એની નહીં જેવી જ દેખાતી હતી. દિવાકર-દુહિતાના સ્રોતમાં, જ્યાં ત્યાં ઓછાં પાણીમાં બ્હાર દર્શન દેતા, અને ભરતી આવતાં અંતર્હિત થતા, સૈકતના સમૂહરૂપ, ઘણા બેટો પડયા હતા, અને કયે ઝરણના પણ લાંબે સુધી બે ભાગ કરી મૂકયા હતા. દશા ફરતાં, ધર્મશાળા મંદિર તથા દેરીઓ બંધાવાથી રમ્ય થયલું પવિત્ર ધામ, અને આસપાસના ગ્રામના લોકોને સ્નાન, મિજમાની, ઉત્સવ કરવાના હેતુથી આવવાનું એક આહ્‌લાદદાયક સ્થાન, કુરુરાજેશ્વર મહાદેવથી થોડેક અગાડી ચાલ્યા એટલે, નદીમાં પાર થયલો હતો, અને મત્સ્યમારા હાથમાં જાલ લઈ પોતાના ધંધામાં મચેલા, આમ તેમ રવડતા માલમ પડતા હતા. રાહનીરપુરના ડક્કાના સ્થલ આગળ એક મોટો અંબુથી ભરેલો ગર્ત પડયો હતો બાળકથી વૃદ્ધ પર્યંત સર્વ જનોને, સંધ્યાસમયે મનુષ્યના બળભળાટમાંથી ઘડીભર નિસરી આવી આ ડક્કાપર બેસી મનને શાંતિ આપવાનું, શુદ્ધ સમીરના ઉપભોગ કરવાનું, અને સૃષ્ટિસૌંદર્ય અવલોકવાનું, અપરિસીમ સુખ પ્રાપ્ત થતું હતું. પૈસાની તંગીએ, એને મ્યુનીસીપાલીટી ન રાખી શકવાથી, રાહનીરપુરની પ્રજાના અમૂલ્ય લાભ નષ્ટ થયલા જોઈ, તે યુવકનું અંતઃકરણ અતિશય દુઃખિત થયું. જે ડક્કાપર હજારો કપાસની ગાંસડી બંધાઈ પડી રહેતી હતી, નાનાં વ્હાણો સમીપ આવી તે સર્વ લઈ જતાં હતાં, અને આખો દિવસ ગાંસડી બાંધતાં જીનમાં કામ કરતા મજૂરોની ખૂમના અવાજ, આકાશનાં પડ ચીરી સર્વત્ર પ્રસરતા હતા, તે સ્થલે મહાન્ ગર્ત ! આવો હૃદયવેધક અનિષ્ટ પરિણામ જોઈ કોનું મન ખેદ પામ્યા વગર રહે ! સૂર્યપુરના બંદરપર, જ્યાં મોગલ શેનશાહ, નવાબ સાહેબ, યુરોપવાસી વ્યાપારાર્થે નિકળેલી સાહસિક પ્રજા—અંગ્રેજ, વલંદા, ફીરંગીઓ,—વિગેરેના રંગબેરંગી, તથા વિચિત્ર ચિત્ર આકૃતિવાળા, વાવટાઓ નભમાં ફરફર ઉડયા કરતા હતા, અને જ્યાં દેશી પરદેશી વ્યાપારીઓની અનેક પ્રકારના સામાનથી ભરેલી, લંગર નાંખી ઉભેલી નૈકાઓ, એવી રીતે નદીના પટપર પથરાઈ રહેતી હતી કે બહુ મુશ્કેલીથી વ્હાણોની પ્રદક્ષિણા કરી કોઈ પણ હોડીથી બ્હાર નીકળાતું, ત્યાં ગૃહો બાંધવામાં વપરાતી રેતીથી પૂર્ણ અને કોઈ કોઈ ચોખા વગેરે પરચુરણ માલથી ભરેલી નાવડીઓ જોઇને નિરાશામાં ઝોકાં ખાતા તરુણે મસ્તકપર હાથ નાંખ્યો; અને બોલી ઉઠયો કેઃ—

> "Scenes are desert now and bare
> Where flourished once a forest fair;"

---

‡ એ નામનો સુરતમાં તાપી ઉપર પુલ છે. * સુરત.

વળી મનમાં ગણગણ્યો કેઃ—

" यद्यैव विधिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः "

" મોગલ તુટયા ને અંગ્રેજનો ઉદય થયો, સૂર્યપુર તુટયું ને મુંબાપુરીનાં માન વધ્યાં. અંગ્રેજ, નદી તેમજ સ્થલ ખેડનારી નહીં, પણ સાગરના ઉત્સંગપર ઉછરેલી પ્રજા છે; એટલે તેનો તો સમુદ્રતટજ હમેશાં પ્રિય હોય એ સ્વાભાવિક છે. અહા! એ પ્રજાએ આખી વસુધાનું મન ચકચકિત કરી નાંખે એવું અલૌકિક બુદ્ધિનું પ્રાબલ્ય દર્શાવ્યું છે. કયાં ઇગ્લાંડ! કયાં હિંદુસ્તાન! આટલું આટલું દૂર છતાં પણ અત્ર રહી રાજ્ય કરતા નૃપાળો કરતાં એ કેવી ઉત્તમ અને સ્તુત્ય વ્યવસ્થાથી રાજ્યકાર્યભાર વહન કરે છે! એમની કામની વહેંચણી, વિવિધ ખાતાંઓ ચલાવવાની ખુબી, લોકોત્તર રાજ્યનિપુણતા બતાવી આપે છે. પ્રજાનું મન યુક્તિથી અનુરંજન કરી, પોતાના સર્વ લાભો જેમના તેમ સંભાળી રાખવાની ચતુર રાજ્યનીતિ, એ લોકોમાં સંપૂર્ણપણે વાસ કરી રહી છે. ખંત, ઉત્સાહ, મ્હેનતુપણું, સત્યપરાયણતા, ન્યાયીપણું, વીરત્વ, સંપ અને સર્વને માથે અનન્ય સ્વદેશાનુરાગ, એવા અનેક સદ્‌ગુણોને પ્રભાવે પૃથ્વીમાં સર્વમાન્ય શ્રેષ્ઠપણું એઓ ભોગવે છે. કંઈ સમય થયાં લૂટારા ધાડપાડુઓના ત્રાસથી, અને રાજ્યની અવ્યવસ્થાથી થતા નિર્દય જુલમ નીચે પીડાતી હિંદની પ્રજાનાં કષ્ટ ફેડી, ઇતિહાસમાં એ પ્રજાએ નામ અમર કરી મૂક્યું છે. અધુના ભારતવર્ષમાં સર્વત્ર નિષ્કંટક સુખશાંતિ પ્રસરી રહી છે, અને સર્વ પોતપોતાના દૈવનું, તથા શ્રમનું ફળ નિષ્પ્રત્યૂહ ભોગવે છે અરે દયાળુ અંગ્રેજ લોકો! હમે પ્રાર્થીએ છીએ, કે તમારૂં રાજ્ય હમારાપર અનંતકાળ સુધી રહો; તથાપિ ઇતિહાસ વાંચતાં જણાય છે કે સાર્વભૌમ, ગ્રીસનાં તથા રોમનાં રાજ્યો પણ, કાળ જતાં નાશ પામ્યાં છે તો " मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः " એ ન્યાયે કદાચ તમારૂં રાજ્ય બદલાય, માટે તે સમયે હમારે પરતંત્રતાની ધુસરી નીચે ન દબાવું પડે, એવા કંઈ ઉપાય યોજશો, તો તેમાં તમારી ખરેખરી મહત્તા છે. હમને છેક શાંતિના પરિણામરૂપ નિર્માલ્યતામાં સડયા કરવા દેશો નહીં; તમને સહાય કરવાને અર્થે જ અસ્ત્રશસ્ત્રના ઉપયોગો રણસંગ્રામને યોગ્ય કદાવર હિંદતનુજોને શીખવે; નૌકાસૈન્યમાં ખલાસી સૈનિકનું કામ હિંદવાસીને બહુ થોડું આવડે છે, તો તેમાં તેને હારે પાડજો. તમારા ઉપકારનો બદલો તમારા પક્ષમાં બાજુપર ઉભા રહી તમારા વિજયાર્થે પ્રાણાર્પણ કરી નહીં, તો બીજી શી રીતે તેઓ વાળશે? કંગાલ પડેલા રાજવંશીઓ તથા કુમારો બેઠા બેઠા રાજ્યનું ધન ઓછું કરે છે, અને નવરા પડેલા કંઇને કંઈ ધાંધલ કરે છે, તેને તમારા રાજ્યમાં યોગ્યતા પ્રમાણે ડેપ્યુટી—આસિસ્ટંટ કલેક્ટર કે કલેક્ટર નીમી, તેમનાં મન વ્યાપૃત રાખજો, કે વૃદ્ધાવસ્થામાં તેઓ તેમના રાજ્યને અતિશય ઉપયોગી થઈ પડે. અકબર પાદશાહની દક્ષ રાજ્યનીતિ, જેને સર્વ ઇતિહાસકારો વિવિધ પ્રકારે વખાણે છે, અને જેને તમે પણ પ્રશંસાભરી દૃષ્ટિએ જૂવો છો, તે અંગીકાર કરવાથી તમને લેશપણ હાનિ થવાની નથી; તેમ ઔરંગઝેબની દુષ્ટ યોજનાનું પરિણામ તમને અજ્ઞાત નથી. વળી દેશીઓમાં તમારા સદ્‌ગુણો અનુકરણ કરવાની એવી કંઈ પ્રબલ શક્તિ નથી, કે બાળક માફક ત્વરાએ જોયલી વસ્તુઓ ગ્રહણ કરી લેશે; માટે તેને સુધારવાનું તથા શીખવવાનું તમે બીડું ઝડપ્યું છે, તો તે ફરજ ઇશ્વરપ્રીત્યર્થે, પ્રમાણિકતાથી બજાવજો. તમે વ્યાપાર કરી

જાણો છો; જીવનને જોખમમાં નાંખી સમુદ્રના દરેક અંતે જવા પાછો પગલાં ભરતા નથી; મરીન ઇન્સ્યુરન્સ, ફાયર ઇન્સ્યુરન્સ, વિગેરે વ્યાપારને સહાયક યુક્તિઓ તમે યોજી દીધીછે; રેલવે આગબોટ વિગેરે એક દેશથી બીજે દેશ માલ સ્હેલથી લઈ જવા લાવવાને સરળ સાધનો તમે ઉપજાવ્યાં છે, ને સુધારા વધારા સાથે ઉપજાવતા ચાલ્યા જાઓ છો; એ સર્વ જો તમે જ કર્યાં કરશો તો અત્રેના સંકોચદશામાં પડેલા દેશીઓ ક્યારે શીખશે? માટે તમે જ તમારી નૈસર્ગિક ઉદારતા દર્શાવી, એમને આગળ પાડજો કે તમારા વિના પણ એ સર્વ પોતપોતાને જોયતું ચલવી લે. દેશીઓ તો કદાચ સટ્ટાના વ્યાપારમાં બાહોશી મેળવી શકે, એ શિવાય તેનામાં રેલવે જેવાં ધુરંધર ખાતાં વગર–ગેરવ્યવસ્થાએ ચલાવવાની આવડત, બહુ થોડી છે. દેશમાં ગણતરી તો કરવામાં આવેછે, કે આટલા કરોડનો દર વર્ષે વ્યાપાર ચાલે છે; પણ તેમાં દેશીઓ પામે નફો શો રહે છે તેનો કોઈ વિચાર કરતું નથી. અંગ્રેજોની રેલ્વે, અંગ્રેજોની સ્ટીમરો, તેનાં જ ઇન્સ્યુરન્સ ખાતાં, આડતીયાઓ પણ તે જ, એટલે આ દેશમાં ફક્ત જૂજ નફો રહ્યો! જ્યાં સુધી મોટી કંપનીઓ મળી મોટાં કામો માથે લઈ તેને બરાબર પાર ઉતારતાં દેશીઓને આવડ્યાં નથી, ત્યાં સુધી આ દેશ બીજા દેશો સાથે, વ્યાપારમાં હરીફાઈ કરી શકશે નહી. થોડાએક ભાગીદારના એકતંત્રથી આરંભાયલી કંપનીના ઇતિહાસ તપાસીશું, તો તેમાંનો મોટો ભાગ, કુસંપ અપ્રમાણિકતા વા ગમે તે પ્રકારના કલહે, તૂટી ફાટી પાયમાલ થયો જોઇશું. થોડાં વર્ષપર દરેક શેહેર રૂપ ક્ષેત્રોમાં તેનો ક્રમ ચૂમી લેનારા નકામા રોપા મ્યુચ્યુઅલ પ્રોવિડન્ટ ફન્ડ સોસાયટી રૂપ ફણગા એકીદમ ફુટી નીકળ્યા હતા. રોપાને પાણી પાવાનું તો બે ચાર રૂપીઆનું, ને મૂએ ફળ હજાર રૂપિઆનું! નવરાને ધંધો મળ્યો; લોભે દેશીઓ ગાંડા ઘેલા થઈ ગયા. વ્હેલા મૂઆ તેનાં છોકરાં તો કંઈ પામ્યાં, પણ આવો વ્યાપાર તે ક્યાં સુધી નીભે? આખરે પરપોટો ફૂટ્યો હવે રૂપીઆ આપવાના બંધ થયા એટલે ભરવાના એ બંધ થયા ભરેલા રૂપિઆનો હીસાબ તો યમલોકમાં અપાશે. દેશીઓ! તમે અંગ્રેજના રાજ્યની સુખ શાંતિનો લાભ લઈ, પાસે હોય તેટલામાં વૈભવ ભોગવી, સ્ત્રીઓને મડમ જેવી શણગારી, ગાડીમાં બેસી ફેરવ્યા કરો; ઘાંચીની ઘાણીના બળદની માફક, જે એક રસ્તાનો વ્યાપાર ઝાલ્યો હોય, તે આંખે પાટા બાંધી, નફો તોટો થાય તો પણ તેમાંને તેમાં જ ઉથલપાથલ કરી, સડ્યા કરો; પણ એકમાંથી થાપણ કાઢી લઇ તરત બીજામાં ઉપયોગ કરવો, અને પાસે પડી રહેલી થાપણ સૌથી વધારે ઉત્પાદક કેમ થાય તેમ વાપરવી, એ તમે જાણતા નથી; ખરૂં છે કે તમને વ્યાપારના ઇતિહાસનું જ્ઞાન નહીં સરખું જ છે, પણ તે જાણી લેવા પ્રયત્ન કરો; બીજા શીખવશે એ આશાપર આધાર રાખી બેસી રહેવું છાજતું નથી.

વ્યાપારી કેળવણી દેશી પ્રજાને શી રીતે આપવી, એ વિચારમાં ઘણાક ઉદાર અંગ્રેજ રાજપુરુષો શુંચાય છે. પણ એમ વૃથા મનને ચકડોળે ચડાવવાનું કંઈ પ્રયોજન નથી. નવી પદ્ધતિ યોગ્ય સમયે ભલે તમે શોધી ક્હાડજો; હાલ તુરત તો જાપાન વા જર્મનીમાં પ્રચલિત, એ દેશોના ઉદયના કારણભૂત, શિક્ષણપદ્ધતિ–શા માટે નહીં સ્વીકારવી? વળી એ કેળવણી જ્યાં સુધી દરેક પ્રાંતિક ભાષામાં, વા સર્વ સામાન્ય હિંદુસ્તાની ભાષામાં, અપાશે નહીં, ત્યાં સુધી, નહીં કેળવાયલો પ્રજાનો મોટો ભાગ, તેનો લાભ લઈ શકશે નહીં. એમ કરવાથી અંગ્રેજી ભાષા સારી રીતે બોલતાં શીખવા જ, વીશ બાવીશ વર્ષની ઉમર

વ્યતીત થઈ જાય છે, તે થતી અટકશે, અને એટલા કાળમાં વિદ્યાર્થીઓ, પોતાની પસંદ કરેલી શાખામાં, લગભગ સંપૂર્ણ જ્ઞાન સંપાદન કરી, ધંધાને માટે લાયક થશે; પોતાની આજીવિકા સમીચીન રીતે પ્રાપ્ત કરવા પ્રયત્નો શરૂ કરશે; સાતમી ચોપડી ભણેલો વિદ્યાર્થી, કેમિસ્ટ્રી વા ફીઝીક્સ, જે એને હાલના ધોરણ પ્રમાણે સાત કે નવ વર્ષે શીખવાનો લાભ મળે છે, તેનાં ગુજરાતી ભાષાંતરો, જો તેને શીખવવા માંડયાં હોય તો તે શું ન શીખી શકે? એ સર્વ હિંદની ઉન્નતિના બીજરૂપ વિચાર, કાળક્રમે ગુણી અગ્રેજોના મનમાં, અંકુરરૂપે પ્રાદુર્ભાવ પામશે. જો હિંદુસ્તાનનું કલ્યાણ અંગ્રેજને હસ્તે જ થવાનું હશે, તો ઈશ્વર મોડી વ્હેલી તેમના હૃદયમાં પ્રેરણા કર્યા વગર રહેશે નહીં. કોઈ પણ દેશને તેની દેશી ભાષાથી વિરહ થવાનો સમય આવ્યો હોય, એમ સાંભળ્યું નથી. અગ્રેજી ભાષા જો, ઉછરતી બીચારી દેશી ભાષાઓની ગ્રીવા મચડી, તેનું સ્થાન લેશે, તો એથી બીજો, દેશને અનિષ્ટમાં અનિષ્ટ પરિણામ ભોગવવાનો, કોઈ જ નથી હમણાં તો એમ આશા રાખવામાં આવે છે કે એવો સમય આવવાનો નથી; એ આશા વળી સંપ્રતિ યુનિવર્સીટીના ભરેલાં પગલાંથી દૃઢીભૂત થાય છે.

અરે પુણ્યશાલી દૈવીસંપત્સમન્વિત અંગ્રેજ લોકો! તમે સ્પષ્ટ જોઈ શકો છો કે હિંદુસ્તાનની હાલ કેવી અવદશા છે! જ્યા એનું દૈવજ રૂઠયું ત્યાં એને સુખ આપવાને તમે તે કેટલું કરી શકો? કુદરત પણ એની વિરુદ્ધ થઇ બેઠી છે દેશની પીઠપર તેને નિર્જીવ કરી નાંખતા હમણાં કેવા ક્રૂર ઘા મહામારી તથા દુષ્કાળના પડયા છે! દારિદ્ર્ય કેવું અહીં બાપની ભોંય હોય એમ હક કરતું બેઠું છે! ભૂમિને નોરસ થતી અટકાવવાને વા સુધારવાને કયા ખેડુત પાસે પૈસા છે? ને એવા વિત્તવાળા જમીનદાર પણ કયાં છે કે તે સાંચા કામ વાપરી, વેચાતું ખાતર નંખાવી, સામટી જમીન ખેડાવે ને વધારે પાક ઉત્પન્ન કરે? તમારે ત્યાંના અમીર, અને અહીંના ગરાસવાળા ઠાકોરો ને રાજાઓ, એ ઉભયની સરખામણી કરવી, એ પ્રકાશને તિમિરની તુલના કરવા જેવું છે. વળી હિંદુસ્તાનની બુદ્ધિ તો જૂઓ! પુણ્યશ્લોક સમાન, ને ઔદાર્યના અવતાર રૂપ, સખી ગૃહસ્થ–ટાટા સાહેબે, આવી મોટી રાજાઓને શરમાવતી દેશના હિતાર્થે રકમ આપી છે, પણ તેનો ઉપયોગ કેવી રીતે કરવો, એ દેશી બુદ્ધિ તો ખોળી કાઢી શકતી નથી; અને અગ્રેજની સર્વમાહી ધિષણા (બુદ્ધિ)ને શરણ જવા શિવાય અન્ય ઉપાય નથી. માટે હે શાણા અંગ્રેજો, તમને પૂછે ત્યારે તમે એટલી તો સલાહ આપજો જ, કે એ રિસર્ચ યુનીવર્સીટીમા, શિક્ષક બધા, ઇંગ્લાંડ વા બીજા દેશ જઈ, દરેક સાયન્સના વિભાગોમાં, જેટલું અત્યાર સુધીમા શોધાયું હોય, તે સર્વનું જ્ઞાન મેળવી આવેલા, વિદ્વાન દેશીઓ જોઇએ. તમને શીખવાને, શીખવવાને, બુદ્ધિ ખીલવવાને, સ્થલનો સંકોચ નથી; પણ હિંદુસ્તાનનું તો પાણી જણાશે, કે તેના ઉત્પન્ન કરેલા વિદ્વાન સમુહમાંથી ચ્યૂંટી કાઢેલા શેખરમણિઓ, પોતાના માથાપર નવી શોધ કરવાનો, તથા નવી શોધ કરી શકે એવા વિદ્યાર્થીઓ ઉપજાવી કાઢવાનો, જુમ્મો લઈ શકે છે કે નહીં.

દેશના ભવિષ્યની અટકળ કરવી, ધુમાડાના બાચકા ભરવા જેવું છે ખરૂં, પરતુ વિધાતા અનુકૂળ થયો હોય, તો અણધાર્યો દેશનો ઉદય કરી મૂકે, તેમાં અસંભવિત કંઈ જ નથી.

(હરિગીત છંદ.)

દીધા દેવે કોયલા ને લોહ તે, સંતોષથી,<br>
ખોદી પૃથ્વી કાઢીયા સ્વીકારીને શ્રમથી અતિ;

તે જ વિધિ અનુકૂલ થાતાં રત્ન રૂપે બન્ને થયાં,
દેશ ને પરદેશમાં ઉપયોગમાં સૌથી ચડયાં.
પુરુષાર્થ જોઇ પ્રજાતણું એ કૃપા કીધી લક્ષ્મીએ,
રહી દ્રવ્યની નહીં ન્યૂનતા સૌથી વધી તે ગૌરવે.
ખાણો અહીં હીરામણિની ભૂમિ ધારે ગર્ભમાં,
ફળદ્રૂપને પૃથ્વી રસાળી, શી રહી વસુમાં મણા ?
લુટાઈ તે બહુ વાર દોલત, નવ રખાઈ હિંદથી,
શી હશે ઇચ્છા વિધાતાની ન જાયે તે કળી.
અગ્રેજને પગલે જશે જો દેશીઓ તો શીખશે,
છૂટવું દરિદ્રતાથી કેમ તે તેની રીતે;
રહી એના શરણમાં ગ્રહવા બધા સદ્ગુણને,
પક્ષીને જો પાખ આવી સહજ ઊંચે ઉડશે.

મને કવિતા ગોઠવી કાઢી, ને ગણગણતાં પૂરી કરી, એટલામાં એકાએક વંટોળા-આનું તોફાન થઈ આવ્યું, ને ધુળથી ગભરાવી નાંખી, તરંગોપર ઝોલા ખાતા, વિચારના વેગમાં તણાયલા તરુણને, સહસા જાગૃત કરી, આંખ ચોળતો ઉભો કર્યો. થોડીવાર સુધી, વારિએ ઉછાળા માર્યા, મોટાં મોજાંઓએ કાંઠા સાથે આથડીઆ ખાધાં, સામે કિનારે રે-તીની કણિકાએ વાયુની ચકરમાં ભમી, સ્થાનફેર કર્યાં, ને વૃક્ષોની શાખાઓએ, હાસ્ય આતું ન હોય તેમ, ઉંચાં નીચાં થઈ, પત્રવડે ક્ષુલ્લક ઝંઝા વાતનો ઉપહાસ કીધો. હવે બધું પાછું હતું તેના કરતાં વિશેષ શાંત પડયું, ને યુવકની દૃષ્ટિ ક્ષિતિજમાં પેસતા, પ્રતાપ-વિહીન ત્વરાથી વ્હીલે મોડે નાસતા, હાર પામ્યાથી તિમિરને જગા આપતા, ક્રોધથી જાણે લાલચોળ થઈ ગયા હોય એવા, પ્રભાકર પર પડી સર્વે સમયને અધીન છે; માટે તેના આવેશમાં તણાઈ હર્ષથી ઉભરાવું વા શોકમાં ગરકાવ થવુ એ ઉભય વ્યર્થ છે, તથાપિ કાર્યોચિત કર્તવ્ય કરતા રહેવુ એવો મનમાં નિશ્ચય કરતો તરુણ પાછો ફર્યો. નિશાને પો-તાની જાળ ત્વરાએ પ્રસારતી અને સહજ ચીત્કાર અવાજ સાથે, સકલ સૃષ્ટિને પોતાના નિશામાં નાખી દેવા તત્પર, દોડતી આવતી જોઈ, ગૃહ તરફ સપાટાબંધ ધસતા, હમણાં નીચું ને હમણાં ઉંચું વદન રાખી ચાલતા યુવકનું, નભમંડળે ધ્યાન ખેંચ્યું. " હે નિયંતા, આ ગગનને, આવા દિવ્ય તેજસ્વી ચળક્ ચળક્ થતા તારકવૃંદે શણગારવા તે શ્રમ લીધો, એટલો જો આ વસુંધરા સારૂ લીધો હોત, તો નિ:સંશય તેની કેવી અલૌકિક શોભા થઈ રહેત ! પણ અરે ઇતિહાસમાં અમર નામ કરી ગયલા, જનસમુદાયના સુખાર્થે સકલજીવિત પરોપકાર કરવામાં પોતાના સુખનો ભોગ આપનાર, જે વિરલ ભક્ત દાતા તથા વીર મહા-ત્માઓ થઈ ગયા છે, અને થશે, તેના સદૈવ અખંડ જ્યોતિ રહેતા, યશરૂપી તેજપુંજો, ભિન્ન તારાઓ જ છે તો." આવી, મનની ઊર્મિનું તે જ મનથી સમાધાન કરી, દે-શમાં એવા અનેક તારાઓ ઉત્પન્ન થઈ, દેશને સત્વર ઝળકાવી મૂકો, એવાં અનેક આશી-ર્વચન ભણતો યુવક વિચાર સંકલનાને પૂરી કરી, સાયંકાલીન વિહારનું સુખ યથેચ્છ ભો-ગવી, ગ્રામમાં પેઠો.

# મિતાક્ષરી.

( મળેલું )*

જે માહરો નિકષ-સિદ્ધ સમાનધર્મા,
તેને હૃદ્દ્ભવ સમર્પું મિતાક્ષરી આ.

## ૧.

## આજ્ઞા.

ગુરુ પાસે આજ્ઞા રૂપી બક્ષીસ માગવાની હોંસ રાખવી. મળેલી આજ્ઞા વાણી કાયા અને મનવડે પાળવી. આજ્ઞા આપોઆપ પળાઈ જાય એવી ટેવ પડે અને પાળતાં આનંદ મળે એવી વૃત્તિ થાય ત્યારે જ સંતોષ માનવો. કોઈ પણ આજ્ઞા તોડી હોય ત્યારે તુરત ગુરુને કહેવું, અને તે માટે જાતે જ પોતાને સજા કરવી; તે, જેવી આજ્ઞા અને તેનો જેટલે અંશે ભંગ થયો હોય તેના પ્રમાણમાં, કરવી દરેક સજાનાં બે અંગ: એક અંતરનું, તે પસ્તાવો; બીજું બ્હારનું, તે વ્રત, નિયમ, બાધા, પ્રિય વસ્તુનો ત્યાગ, શારીરિક કષ્ટ, ઇત્યાદિ રૂપનું. કંઇક સમય વીત્યા પછી જાતે કરેલી સજા ગુરુને કહી જણાવવી કે તેની યોગ્યતા વિષે ભૂલ થઈ હોય તો સુધરે.

## ૨.

## ઘર.

ઘરનું ખરૂં છાપરૂં કયું ? ઈશ્વર ઉપર આસ્થા. ખરો પાયો ? સદાચાર. ખરૂં હવાઅજવાળું ? સ્નેહ. ખરૂં તાળું ? મ્હોટું મન. ખરો ધર્મ ? પરમપદસાધના એટલે કે જાતકેળવણી. ખરાં નિત્ય કર્મ ? ગુરુઓની સેવા અને બાલકોની ઉન્નતિ. ખરૂં સુખ ? આનંદી સ્વભાવ. ખરી હુંફ ? પરસ્પર વિશ્વાસ. ખરી મ્હડતી ? ઉદ્યોગ ખરી મ્હોટાઈ ? નિરભિમાન ખરો યશ ? કર્તવ્યનિષ્ઠા. ખરૂં ધન ? ઘરરખણી પ્રકૃતિ ખરી શોભા ? સાદાઈ. ખરૂં સદ્ભાગ્ય ? સંપત્તિમાં વિવેક. ખરો વસીલો ? વિપત્તિમાં ધૈર્ય. ખરી બરકત ? સંતોષ. ખરો સંપ ? સ્વાર્થત્યાગ. ખરી તનદુરસ્તી ? નિયમિતપણું અને સુઘડતા. ખરાં ભાડું ? માયાળુ સ્વભાવ ખરા મિત્ર ? સ્વચ્છ પરબિંબગ્રાહી હૃદય. આ પ્રમાણે જે ગૃહસ્થ અને ગૃહિણી સમજે છે તેઓનું ઘર તે જ ખરૂં ઘર.

## ૩

## બાલક.

આપણે ઈશ્વરનાં બાલક તેમ બાલકના ઈશ્વર. ઈશ્વર આપણી તરફ કેમ વર્ત્તે છે, આપણને કેમ રાખે છે ? આપણે બાલકની તરફ તેમ વર્ત્તવું, બાલકને તેમ રાખવાં.

યાદ રાખવું કે એ આપણાં અગર આપણે એમનાં માલમતા નથી, રમકડાં નથી, પશુ નથી, પાળેલાં પ્રાણી નથી, ગુલામ નથી, સ્વામી નથી, દયાપાત્ર નથી, આશ્રયદાતા નથી, લ્હેણદાર નથી, કરજદાર નથી, જીવનમોક્ષ નથી, જીવનબેડી નથી, આત્મા

---

* લખનાર રા. રા. સેહેની.

નથી, આત્મરિપુ નથી; પરંતુ આપણે તથા એ એમ બંને પોતાના, દેશના, અને ઈશ્વરના, એટલે સરવાળે પોતપોતાના જ છીયે.

બાલક અંશમાત્ર છે, અપૂર્ણ છે. કઈ પરિપૂર્ણતાના, કોણ સર્વકલાધર રૂપના અંશ? મનુષ્યજાતિના અનેક ન્હાનામોટા તરેહતરેહવાર ગુણ માણિકયારીના ચંદ્ર જેવો વિકાસ પામી જે આત્મામાં એકત્ર અને યથાયોગ્ય સમતોલમાં પ્રકૃતિસિદ્ધ થવા પામે તે, ઇતિહાસના પ્રવાહમાં અદ્યાપિ કલ્પિત તથાપિ ભવિષ્યમાં કોઈ કાલે અવશ્ય અવતાર લેનાર જે આદર્શમનુષ્ય, તેના અને આપણે? આપણે પણ એ જ સર્વકલાધર આદર્શરૂપના અંશ છીયે. આપણા જીવનના વર્ષો અને પ્રસંગોમાં આપણે, જેટલી આત્મકેળવણી સિદ્ધ કરી તેટલો આપણા અને બાલકોમાં તફાવત: કે આપણે પોતાની જે જે અધોગતિ થવા દીધી તેટલો બાલકો અને આપણામાં તફાવત.

ઈશ્વરની સૃષ્ટિમાં આપણે પળીયે છીયે અને આપણી કેળવણી માટેની સામગ્રી મેળવીયે છીયે, તેમ બાલકો પળે અને તેમની કેળવણી માટેની સામગ્રી મેળવે એવી સૃષ્ટિ આપણે તેમની આસપાસ રચવી એ પ્રયત્ન જેટલો સફલ થાય છે તેટલી આપણે આપણી પોતાની કેળવણીના ઉચ્ચતર અંશો સિદ્ધ કરવાની સામગ્રી મેળવીયે છીયે. ઈશ્વરની સૃષ્ટિમાં ન્યાય, સ્નેહ, અને ઉચ્ચજીવનના આધાર છે? જેટલે અંશે આપણે આપણા આત્માના ન્યાય, સ્નેહ, અને ઉચ્ચજીવનના અંકુર સિદ્ધ કર્યા છે, તેટલે અંશે એ સર્વ આપણે ઈશ્વરની સૃષ્ટિમાં પ્રત્યક્ષ કરીયે છીએ. આપણામાં તેમ બાલકોમાં પણ એ સર્વ અંકુરો છે. અને તે વિકસાવવાને બાલકોનાં સાધનોમાં આપણે છીયે, તેમ આપણાં સાધનોમાં બાલકો પણ છે. બાલકો અને આપણે ઉભય ઈશ્વરનાં એકસરખાં બાલકો છીયે, અન્યોન્યાશ્રયી છીયે, એક બીજાના ગુરુશિષ્ય છીયે: સહધર્મચારી છીયે.

## ૪.

## પ્રાયશ્ચિત્ત.

દુઃખનો અનુભવ કોને નથી? દુઃખમાથી લેવાની બધી શીખ કોણ લે છે?

લોક કહે છે, સુખદુઃખ વારાફરતી આવે છે, ભરતીઓટમા વહે છે, એકંદર સમતોલ હોય છે પણ એ સર્વ કાલા રાગ્જાલ છે.

અધર્મ, દુરાચાર, હૃદયહીનતા, નીચતા, સ્વાર્થ, કે અવિચાર થઈ ગયા પછી ફરીથી શુદ્ધિ આવતાં, કે તેની ફલસંતતિ સન્મુખ થતા જે દુઃખશલ્ય ઉપજે થાય છે તેનો બદલો કહું સુખ વાળી શકે એમ છે? ખરૂં છે કે પોતાની સંકલ્પશક્તિના બલમાં સકારણ વિશ્વાસ હોય, ઈશ્વર ઉપર આસ્થા હોય, નિસકર્મ અને પ્રાર્થનાથી ખીલતા જતાં બલનો અનુભવ હોય, ધીમે ધીમે પણ અંતે ધર્મોજય છે જ એ પ્રતીતિ હોય, તો કાલે કરીને એ શલ્ય બૂઠું થઈ છે: દુઃખની ઓસરતી થાય છે. પણ દુઃખની ઓસરતી તે સુખની ભરતી નથી. અને વળી એ ઓસરતી પૂરેપૂરી ક્યારે થાય છે જે? ભાવિમા ફરીથી ભૂતકાલ કદાપિ નહીં વર્તે એવી એ પ્રતીતિ યે થઈ જાય તોપણ ભૂતકાલ ભૂસાતો નથી. એ તો વજ્રમય છે, અમર છે, બીચારા આત્માને વખતોવખત છળનારૂં ભૂત છે!

અને તોપણ આવા વિચારથી એ અમૂલ્ય સત્ય સ્પષ્ટ થાય છે, કે દુઃખ સર્વ હાનિ-

કર નથી કે દુ ખાભાવ જ શ્રેય નથી પિંજરમા પૂરેલું પખી કાને કરીને પોતાની ઉડ વાની નૈસર્ગિક શક્તિ ખોઈ બેસે છે, છતી પાંખે ક્ષુદ્ર પગનો આશ્રય સ્વીકારે છે સૈકાઓ સુધી માનવીના પાલનમા રહેલી ઘણી નાણીજાતિઓ મૂન રાની સ્થિતિના વખતની પોતાની આત્મ ક્ષણશક્તિ કેવલ ગુમાવી દે છે, અગેઅગમા એવો મહાવિપર્યય થઈ જાય છે કે •તેમનાથી રાનવાસનાં સકટ ખમાય નહીં, રાન-ખોરાક ખવાય નહીં રાની હરીફાઈથી ઉગ રાય નહીં પર-પાલનથી જ જેમા રક્ષણ થાય તે સ્થિતિ એમને સુખકર સ્વાશ્રયનો જેમાં સભવ તે સ્થિતિ એમને ઘોર દુ ખકર. અહો પતિતતા !

એક તાત અને એક કુદરતથી પેદા થયેલ સહોદર ! તને પ્રાયશ્ચિત્તનો અનુભવ છે ? કે તારા નીચ અંશોને એ શસ્ત્રથી વીંધવાની શક્તિ તારા આત્મામાંથી જવા બેઠી છે ?

---

## સનાતનભારતધર્મમહાપરિષદ્.

"સનાતનભારતધર્મમહાપરિષદ્' આ નામની સસ્થા સુદર્શનના ઘણાખરા વાચકોને ભાગ્યે જ અજાણી હતી તથાપિ એની અમદાવાદ ખાતે ગયા માસમા થએલી બેઠકે એને સર્વત્ર વધારે પ્રસિદ્ધિમા મૂકી છે આ પરિષદ્ આજથી પાચેક વર્ષ ઉપર દિ૦ બ૦ મણિભાઈ જસભાઈ, પડિતશ્રી ગટ્ટુલાલજી મહામહોપાધ્યાય શ્રીગગારામ શાસ્ત્રી બોડાસ અને ગોસ્વામી શ્રી દેવકીનન્દનાચાર્યજી આદિની પ્રેરણાથી ઉત્પન્ન થઈ હતી એનો ઉદ્દેશ એના નામમા સૂચવાય છે એ પ્રમાણે 'સનાતન ભારત (-હિન્દુ) ધર્મ'નુ પુનરુદ્દીપન કરવાનો છે અને-પથે વચ્ચે અવિરોધ સાધવો એ એ ઉદ્દેશ પાર પાડવા માટે મુખ્ય સાધન છે અને તેથી શકર-વલ્લભ આદિ સપ્રદાયોના આચાર્યો અને સન્યાસીઓમાથી વારાફરતી એમદને બેઠક વખતે અધ્યક્ષસ્થાનમાટે પસદ કરવામા આવે છે પહેલીવાર જ્યારે મુબાઈમા એની બેઠક ભરાઇ ત્યારે ગોસ્વામી શ્રી દેવકીનન્દનાચાર્ય અધ્યક્ષસ્થાને બિરાજ્યા હતા ત્યાર પછી મન્ત્રી આદિ મરણોને લીધે એનુ કામ મન્દ પડી ગયુ હતુ આ વર્ષે અમદાવાદમા એ મડળી ભરાયુ હતું અને તે વખતે સિદ્ધપુરક્ષેત્રનિવાસી સન્યાસી શ્રીમાધવતીર્થને અધ્યક્ષ ઠરાવવામા આવ્યા હતા કેટલાક અનિવાર્ય કારણોને લીધે અમારાથી એ પ્રસગ ઉપર અમદાવાદમા હાજર રહી શકાયુ નહોતુ, પણ વર્તમાનપત્રોમા પ્રસિદ્ધ થએલી હકીકત ઉપરથી સમજાય છે કે બેઠક ફતેહમદ નીવડી હતી, 'ડેલિગેટો'ની સખ્યા છેક જૂજ ન હતી, સ્થાનિક હિન્દુ પ્રજાનો ઉત્સાહ સારો હતો, અને 'આવી સસ્થાની જરૂર છે' એમ લોકલાગણી ચોતરફ પ્રકટ થતી હતી પરિષદે પસાર કરેલા ઠરાવોમાના ઘણા ખરા બહુ મહત્ત્વના, અને એની 'કાર્ય કારી મડળી' જોઇતી કાર્યદક્ષતા બતાવે તો પરિણામે બહુ લાભકારી નીવડે એવા, હતા

પ્રથમ ઠરાવ આર્યપ્રજાને ધર્મશિક્ષણ આપવા સબન્ધી બીજો, વેદ વેદાન્ત તથા સ્મૃતિ આદિ આર્યવિદ્યાનુ અધ્યયન થાય તથા યોગ્ય પરીક્ષાઓ લેવાય તે માટે એક ભાર તીય વિદ્યાપીઠ સ્થાપવા સબન્ધી, ત્રીજો જ્યોતિષ-પચાગ-ગણિત સુધારવા સબન્ધી, ચોથો આયુર્વેદ-વિદ્યાને અને મુબાઈમા જે 'આયુર્વેદ-વિદ્યાલય' સ્થપાયુ છે તેને ઉત્તેજન અને મદદ'

આપવા સંબન્ધી; પાંચમો, આર્યધર્મને લગતાં દેવસ્થાન તથા ધર્મસ્થાનના પૈસાની કેટલેક ઠેકાણે અવ્યવસ્થા અને દુર્વ્યવસ્થા જોવામાં આવેછે માટે, એની યોગ્ય વ્યવસ્થા કરવા સંબન્ધી; છઠ્ઠો, યોગ્ય અનાથાશ્રમ સ્થાપવા સંબન્ધી; સાતમો, કોઈ પણ બાળકને પરધર્મમાં લઈ-જનાર વા લેવરાવનાર વા તે માટે લાલચ આપી તેમ કરવા ઉશ્કેરનાર વા બીજા પાસે તેમ કરાવનારને ફોજદારી કાયદા પ્રમાણે ગુન્હેગાર ઠરાવવા માટે ફોજદારી કાયદામાં એક કલમ નાંખવી એમ સરકારને વિનતિ કરવા સંબન્ધી; આઠમો, મદ્યપાનનિષેધ, અને નવમો ગો-રક્ષણ સંબન્ધી—એ પ્રમાણે હતા.

કહેવાની જરૂર નથી કે આપણા સનાતન ભારત ધર્મની અભ્યુન્નતિ માટે જે જે પ્રવૃત્તિ થાય તે તરફ આ પત્રને પૂર્ણ આદર હોય જ. આપણો ધર્મ હાલ અવનત દશામાં આવી પડ્યો છે અને એને એના દેદીપ્યમાન સનાતન સ્વરૂપ તરફ વાળવા જે જે યત્ન થાય તેને આનન્દથી વધાવી લેવાની આપણ પ્રત્યેકની—સ્વદેશહિતૈષી અને સ્વધર્માભિમાની જન તરીકે—ફરજ છે હિન્દુધર્મમાં કાંઈ પણ 'સનાતન' એવું છે જ નહિ એમ ક્વચિત્ કહેવામાં આવે છે. પણ એ અર્થમાં તો આ વિશ્વમાં પણ 'સનાતન' એવું કાંઈ છે જ નહિ એમ મહજ બતાવી શકાય, અને આ રીતે ઉક્ત આક્ષેપ નહિ જેવો—અકિંચિત્કર—થઈ જાય છે. જેમ વિશ્વમાં અનેક વિવર્ત વચ્ચે એક અનશ્વર સત્ કાયમ રહ્યાં કરે છે, તેમ પ્રત્યેક ધર્મમાં પણ અનેક આકારભેદ વચ્ચે કેટલુંક સ્થિર તત્ત્વ ઓળખી શકાય છે. દેશકાલાદિના બગાડને લઈ, ધર્મમાં કેટલોક કચરો દાખલ થાય છે, જેને 'આ કચરો છે, અને તે અમુક કારણથી ઉત્પન્ન થયો છે' એમ સ્પષ્ટ રીતે નિર્દેશી શકાય છે. ઉદાહરણ તરીકે, આપણા આચાર્યવર્ગમાં, આપણા બ્રાહ્મણવર્ગમાં. આપણા સન્યાસીઓમાં, આપણાં દેવાલયોની વ્યવસ્થામાં, આપણી ધાર્મિક ક્રિયાઓમાં, આપણી ધર્મને નામે ચાલતી સાંસારિક રૂઢિઓમાં અનેક એવી બાબતો છે કે જે અ–'સનાતન' અને દૂર કરવા જેવી છે એમ હરકોઈ કબૂલ કરે. વળી કોઈ પણ ધર્મ એવો નથી કે જેમાં અનેક મતમતાન્તરો ન હોય: જે ભાગ એક મતવાળા પ્રકૃતિરૂપ અને આવશ્યક માને છે, તે અન્ય મતવાળા વિકૃતિરૂપ અને ત્યાજ્ય ગણે છે, છતાં એ સર્વ મતવાળા અમુકધર્મી જ ગણાય છે. આ સ્થિતિ ક્રિશ્ચયન ધર્મમાં છે, ઇસ્લામ ધર્મમાં છે, અને તે જ પ્રમાણે હિન્દુ ધર્મમાં છે. જો 'વેદનો ધર્મ તે ઉપનિષદ્‌નો નહોતો,' ઉપનિષદ્‌નો તે ભગવદ્ગીતાનો નહોતો' અને એ રીતે હિન્દુ ધર્મને કોઈ પણ કાયમ-સ્વરૂપ રહ્યું નથી, તો એ જ પ્રમાણે જીસસ્‌નો ધર્મ તે પૉલ્‌નો નહતો, પૉલ્‌નો તે ઑગસ્ટાઇન્‌નો નહતો, ઑગ-સ્ટાઈન્‌નો તે ટૉમસ ઍક્વાઇનસ્‌નો નહતો—ઇત્યાદિ, છતાં ક્રિશ્ચયન ધર્મમાં કેટલુંક જીવાતુભૂત તત્ત્વ છે એમ સર્વત્ર સ્વીકારાય છે. એ જ રીતે હિન્દુધર્મમાં પણ અનેક ફેરફારોના મધ્યમાં સ્થિર વિરાજતું એવું તત્ત્વ છે કે જે હિન્દુધર્મના અભ્યાસકને જણાયા વિના રહેશે નહિ. અમે આં સુધી પણ સ્વીકારીએ કે હિન્દુ ધર્મનું 'સનાતન' તત્ત્વ શું છે એ વિષે મતભેદ સંભવે છે પણ એટલા ઉપરથી એમાં 'સનાતન' એવું તત્ત્વ જ નથી એમ કહેવું તો ભાગ્યે જ ઉચિત ગણાશે. આ વિષયમાં ખરી વાત એ છે કે ભાષાશાસ્ત્રીઓ, સાહિત્યશાસ્ત્રીઓ, અને પ્રાચીનવિદ્યાશાસ્ત્રીઓ ધર્મગ્રન્થો તરફ જે દૃષ્ટિબિન્દુએથી જૂએ છે તે કરતાં અમુક ધર્માનુયાયી ધાર્મિક આત્માનું તેમ જ ધર્મતત્ત્વના અભ્યાસકનું દૃષ્ટિબિન્દુ જૂદું જ હોય

છે. ધાર્મિક આત્માને ધર્મનો સર્વ ઇતિહાસ અમુક ધાર્મિકજીવન માટે ઉપકારક છે, અને એક જ ધાર્મિકજીવનતત્ત્વના વિવર્ત માત્ર છે. અને ધર્મતત્ત્વચિન્તક પણ, વનસ્પતિશાસ્ત્રીની માફક, અનેક આકારભેદમાં એક જ ધર્મવૃક્ષનો પથારો ઓળખી શકે છે. માટે કોઈ પણ ધર્મના ગ્રન્થોમાં જૂદા જૂદા મત નજરે પડે એટલા ઉપરથી એ ધર્મના જીવાતુભૂત સનાતન તત્ત્વનો નિષેધ કરવો એ અમને સયુક્તિક લાગતું નથી.

આવું 'સનાતન' તત્ત્વ જે સર્વ માન્ય થઈ શકે એને અનેક અર્ચાદિકથી બહાર લાવી, એની આસપાસ હિન્દુ પ્રજાનું ધર્મ પરત્વે ઐક્ય સાધવું, અને આ તત્ત્વ જે અનેક કારણોને લીધે વીસરાઈ ગયું છે તેને આત્મામાં જાગ્રત–તેજસ્વિ–કરવું, એ આ 'સનાતન ભારત ધર્મ મહાપરિષદ્'નો ઉદ્દેશ છે, અને હોવો જોઇએ.

જેમ પ્રત્યેક સુધારો તેમ ધર્મસુધારો બે રીતે થઈ શકે છેઃ કોઈ પ્રતાપી ઉપદેષ્ટાના ઉપદેશથી, વા અનેક જનોની પરસ્પર સલાહથી. આ બેમાંનું પહેલું સાધન વધારે સબળ છે, પણ તે બીજા જેટલું સુલભ નથી. એવા પ્રબળ ઉપદેષ્ટા કોઈક કોઈક વાર જ ભગવત્કૃપાથી અવતરે છે. પણ પાંચ જણે એકઠા થઇ પરસ્પર વિચાર મેળવી સુધરવા તત્પર થવું અને પોતાના બન્ધુઓને સુધારવા યત્ન કરવો એ વધારે સરળ સાધન છે. આ બીજું સાધન જે પ્રાચીન સમયમાં હિન્દુસ્થાનને સુવિદિત હતું પણ જે પાછલા વખતમાં ઐક્ય અને સંપને અભાવે અજ્ઞાત જેવું થઇ પડયું હતું–એનું વર્તમાન સમયમાં પુનર્દર્શન થતું જોઇ હરેક સ્વદેશહિતૈષીને આનન્દ થશે. વાચકને સારી રીતે જાણવામાં છે કે અત્રત્ય પ્રજાના ઐક્યનો પ્રથમ આવિર્ભાવ, 'ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ' માં પ્રકટ થએલી રાજકીય સુધારામાટેની પ્રવૃત્તિમાં થયો હતો–ત્યાર પછી એ સંસ્થાને અનુસરી તે તે વિષયનાં 'કૉન્ફરન્સ','સમાજ,' 'પરિષદ્' આદિ ભરી જૂદા જૂદા સુધારા કરવા યત્ન થાય છે, અને પ્રકૃત પરિષદ્ આવા જ પ્રકારની એક સંસ્થા છે.' ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ'ના અગ્રણીઓએ એ સંસ્થાને, પોતાનાં શ્રમ–ખંત–ડહાપણ–કાર્યદક્ષતા–અને સર્વોપરિ સ્વાર્થત્યાગેકરી, થોડી ઘણી સફળ અને સબળ બનાવી છે. અને એ જ રીતે પ્રબળ ધાર્મિક આત્માઓ આ પરિષદ્ના કામમાં પડશે તો એના ઉદ્દેશમાં કેટલેક કાળે એ જરૂર વિજય મેળવશે. પણ અમે પૂર્વે જણાવ્યું તેમ, અમને આ પ્રવૃત્તિ માટે પૂર્ણ આદર છે–છતાં અમારે મિત્રવત્ દિલગીરી સાથે કહેવું પડે છે કે જ્યાં સુધી વૈદ્યક અને પંચાંગનો પણ ધર્મમાં સમાવેશ કરવામાં આવે છે (એ પ્રકારની જ ધાર્મિક વૃત્તિ છે ) ત્યાં સુધી આ 'ધર્મ–મહાપરિષદ્' નો વિજય દૂર છે.*

આ બે ઠરાવોને બાદ કરીને બોલતાં,–અમે બહુ ખુશી થઇએ છીએ કે આ પરિષદે ઘણાં જ ઉત્તમ કામો હાથ ધર્યાં છે, અને એમાં જો એ ફતેહમંદ નીવડે તો હિન્દુસ્થાન એની 'કાર્યકારી' મંડળીનો ચિરકાળ સુધી ઉપકાર માનશે એમાં સંદેહ નથી. તેમાં પણ ધર્મશિક્ષણ, ભારતીયવિદ્યાપીઠ, ધર્માદાદ્રવ્યવ્યવસ્થા અને અનાથાશ્રમ સંબન્ધી ઠરાવો આ પરિષદ્ની બહાર પણ સર્વાનુમતે પસંદ થશે. ધર્મશિક્ષણ માટે હાલમાં બહુ લખાય છે અને બોલાય છે, અને બનારસ સેંટ્રલ હિન્દુકૉલેજે એ શિક્ષણ આપવું શકય છે એમ પોતાના દાખલાથી સિદ્ધ

---

* સભામાં એક ગૃહસ્થે સંગીત શાસ્ત્ર માટે પણ એક ઠરાવ પસાર કરવાની દરખાસ્ત મૂકી ઉપરના બે ઠરાવોનો ઠીક ઉપહાસ કર્યો હતો.

કરી આપ્યું છે. 'ભારતીયવિદ્યાપીઠ' ની ઉપયોગિતા માટે પણ ભાગ્યે 'ભિન્નમત' પડશે. પશ્ચિમ પ્રજામાં ગઇ સદીના વચગાળાનાં ૪૦-૫૦ વર્ષમાં 'સાયન્સે' ધર્મ ઉપર થોડો હલ્લો કર્યો નહતો. એવે પ્રસંગે આરંભમાં કેટલોક દુરાગ્રહ દર્શાવીને પણ આખરે પાદરી લોકોએ 'સાયન્સ'નાં સત્યો-યોગ્ય મર્યાદામાં-સ્વીકાર્યાં, 'સાયન્સ' ક્યાં પોતાની સીમા ઉલ્લંઘે છે અને કેવી રીતે ઉલ્લંઘે છે એ બતાવી આપ્યું, અને ધર્મની સત્તાને એની પોતાની ખરી મર્યાદામાં પુનઃ સ્થાપી. આ સર્વ તેઓ કરી શકયા તેનું કારણ એમની વિદ્વત્તા જ હતું. ક્રિશ્ચયનધર્મ આપણા ધર્મ જેવો ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના અગાધ ભંડારથી ભરેલો નથી; છતાં એના ધર્મગુરુઓ સર્વ સુધરેલી પ્રજામાં બહુ માન ભોગવે છે, તેનું કારણ એમની વિદ્વત્તા જ છે. અમે ઇચ્છીએ છીએ કે સનાતનભારતધર્મમહાપરિષદ્ 'ભારતીયવિદ્યાપીઠ' સ્થાપવામાં ફતેહમંદ નીવડે, અને એનો પૂર્ણ ઉપયોગ લઇ આપણો બ્રાહ્મણવર્ગ એની પ્રાચીન ધાર્મિક શ્રેષ્ઠતા પુનઃ પ્રાપ્ત કરે. ધર્માદાદ્રવ્યવ્યવસ્થા માટેની ફરિયાદ આજ કાલ ચારે તરફ સંભળાય છે. મદ્રાસવાળા મિ. આનંદાચાર્લુએ એ માટે સરકાર પાસે બિલ પસાર કરાવવા કોશીશ કરી હતી, પણ સરકારે આ બાબતમાં હાલ ઉદાસીનતા દર્શાવી છે. આવે પ્રસંગે, લોકમત કાયદારૂપ થઇ પડી આ ધર્માદા દ્રવ્ય ઉપર દેખરેખ રાખે તો એ બહુ ઇચ્છવા લાયક વસ્તુ છે. અનાથાશ્રમ બાબત ઠરાવ પસાર કરાવતી વખતે 'કાળ' પત્રવાળા મિ. પરાંજપેએ બહુ હિમ્મત અને જુસ્સા સાથે જણાવ્યું હતું કે આ વિષયમાં આપણો આચાર્યવર્ગ ખાસ કરીને સદોષ છે. "એક દુકાળમાં ૨૫ હજાર લોક પરધર્મમાં ગયા તો દસવીસ દુકાળ પડતાં હિન્દુ ધર્મની શી અવસ્થા થશે એ કલ્પી લેવું. આચાર્યો અને ગુરુઓ આ બાબત લક્ષ નહિ આપે તો કેટલાક વખત પછી તેઓ શિષ્યને અભાવે કોના આચાર્ય અને ગુરુ રહેવાના ?"! ફોજદારી કલમ માટેનો ઠરાવ પાર પડવાની અમને બહુ આશા નથી. તેમ અમને એ માટે બહુ આગ્રહ પણ નથી. દરેક ધર્મે પોતે જાગ્રત્ રહી પોતાનું રક્ષણ કરવું જોઇએ એમ અમારૂં માનવું છે. મદ્યપાનનિષેધ અને ગોરક્ષા સબન્ધી ઠરાવો ન્હાના પણ ઉપયોગી છે.

આ ઠરાવોમાંના કેટલાક એવા ભારે છે કે એને અમલમાં મૂકતાં ઘણી જ ક્રિયા અને યોજના શક્તિની જરૂર પડશે અમે તો ત્યાં સુધી કહીએ છીએ કે એ સર્વમાંથી મહત્ત્વના એક બે ઠરાવો પણ પાર પડે તો આ સંસ્થાએ એનું અસ્તિત્વ પૂર્ણ સફળ કર્યું એમ મનાશે. આમ હોવાથી આ પરિષદે બીજા ક્યા ક્યા અગત્યના સવાલો ઉપર લક્ષ આપવું જોઇતું હતું એ વિષે અમે બહુ કહેવા માગતા નથી. તથાપિ પ્રતાપી અગ્રણીને અભાવે 'ભારતીયવિદ્યાપીઠ' જેવી વસ્તુ સિદ્ધ થાય એ વિષે અમને શંકા રહે છે, અને તેથી અત્રે એટલું કહીએ છીએ કે ઉપરના કેટલાક ભારે ભારે ઠરાવો અમલમાં લાવવા આ પરિષદ્ અસમર્થ નીવડે તો કેટલાંક સમીપવર્તિ ફળવાળાં કામો હાથ ન ધરવામાં પરિષદે ભૂલ કરી છે. આપણા હાલના ધાર્મિક વર્તનમાં, તેમ જ આપણો સંસાર ધર્મમાં પરોવાએલો હોવાથી આપણી હાલની સાંસારિક રૂઢિઓમાં, અનેક ખામીઓ છે કે, જે તરફ આ પરિષદે લક્ષ આપવાની જરૂર હતી. હમેશાં રોગનું મૂળ પકડી એના ઉપર ઔષધોપચાર કરવો એ સારો માર્ગ છે, અને એ માટે આ પરિષદે કરેલો 'ભારતીયવિદ્યાપીઠ' માટેનો અમે પસંદ કરીએ છીએ, પણ મૂળ ઉપરનો ઔષધોપચાર બહુ ધીમું ફળ આપે અને દરમિયાન રોગીનું મૃત્યુ ન થઈ જાય એ માટે, સાવધ રહેવાનું છે. માટે

'વિદ્યાપીઠ' દ્વારા ધાર્મિક સ્થિતિ સુધરશે એમ ધારીને અન્ય માર્ગો લેતાં અટકી પડવું અમને ઠીક લાગતું નથી. જેમ સરકાર માત્ર સ્કૂલો અને કૉલેજો સ્થાપીને બેશી રહે એમાં એની સર્વ 'ફરજો' અદા થતી નથી, તેમ 'આ પરિષદ્ પણ ધાર્મિક' અને સાંસારિક વ્યાધિઓના કાંઈ પણ તાત્કાલિક ઉપાય ન લેતાં માત્ર 'વિદ્યાપીઠ' સ્થાપે એટલાથી એનું કર્તવ્ય બજાવાઈ જતું નથી. આ સર્વ ખામીઓ છતાં, એણે હાલ જે કામો હાથમાં લીધાં છે એ એવાં ભારે છે કે એટલાં પાર પડે તો પણ આ પરિષદ્ની 'કાર્યકારી મંડળી' આપણી પ્રશંસાને સંપૂર્ણ પાત્ર થશે.

આ રીતે 'સનાતન ભારત ધર્મ મહાપરિષદ્' ની છેલ્લી બેઠકનું અવલોકન કરી જઇ, છેવટે અમે એ પરિષદ્નો ખરા અન્તઃકરણથી જય ઇચ્છીએ છીએ, અને આશા રાખીએ છીએ કે એની 'કાર્યકારી મંડળી' આ સાદું સ્પષ્ટ અને સુવિદિત સત્ય સ્મરણમાં રાખશે કે કોઇ પણ સંસ્થાનો જય વાણીવિલાસથી, કે ઉત્તમ ઉત્તમ ઠરાવો પાસ કરવાથી થતો નથી, પણ એની ક્રિયાશક્તિથી અને તદનુકૂલ સ્વાર્થત્યાગ, શ્રમ, ડહાપણ આદિ સાધનસંપત્તિથી જ થાય છે.

---

## મુંબાઈ ઈલાકાની જમાબન્દી.

મુંબાઈ ઈલાકાની જમાબન્દીના પ્રશ્ને ગયા દુકાળ પછી કેવું મહત્ત્વ પ્રાપ્ત કર્યું છે એ સર્વેના જાણવામાં છે. મિ રમેશચન્દ્રદત્તે થોડાક વખત ઉપર પ્રસિદ્ધ કરેલા એક પ્રખ્યાત પુસ્તકમાં જૂદા જૂદા ઈલાકાની જમાબન્દી સબન્ધી આપણને ઘણી અગત્યની માહિતી આપી છે, તથાપિ હાલમા એ કરતાં પણ આપણા ઇલાકા માટે કેટલીક વધારે ઝીણી હકીકત "J" સહીથી ટાઇમ્સ ઑફ ઇન્ડિયા પત્રમાં એક ગૃહસ્થે પ્રસિદ્ધ કરી છે "J" નાં લખાણો અસાધારણ વિદ્વત્તાવાળા અને કાયમ ઉપયોગના હોવાથી તથા એમાં ચર્ચેલો વિષય આજકાલ સર્વોત્તમ જરૂરનો હોવાથી, અત્રે એમાંથી બે શબ્દો ઉતારવા અમને યોગ્ય લાગે છે. મિ. "J"એ હિન્દુસ્થાનના બીજા ઇલાકાઓ કરતા મુંબાઈ ઇલાકામાં જમાબન્દીનો ભાર વધારે છે એ વાત સવિસ્તર દફતરી આંકડા ટાંકી બતાવી આપી છે મિ."J" કહે છે કે:—

(૧) મુંબાઈ ઈલાકામાં જલસાધનવાળો ભાગ ( Irrigated area ) બીજા બધા ઈલાકા કરતાં ઓછો છેઃ પંજાબમાં એ ૩૨ ટકા છે, મદ્રાસમાં ૨૪ છે, અને આપણા ઈલાકામાં માત્ર ૩ છે.

(૨) મુંબાઈ ઈલાકામાં બેવાવેતરવાળી જમીન (Double cropped area ) પણ બીજા બધા ઇલાકા કરતાં ઓછી છે મદ્રાસમાં એ ૧૦ ટકા છે, પંજાબમાં ૧૩ ટકા છે, બીજા ઇલાકામાં એ કરતાં પણ વધારે છે, સારે આપણા ઇલાકામાં પૂરી ૩ ટકા પણ નથી.

(૩) મુંબાઈ ઈલાકામાં ઉંચા પાકની જમીન બીજા બધા ઈલાકા કરતાં થોડી છેઃ માત્ર ૩૪ ટકા છે, બીજે બધે એથી વધારે છે

(૪) વાવેતરની જમીનના પ્રમાણમાં મુંબાઈ ઈલાકામાં બીજા ઈલાકા કરતાં હળ થોડાં છેઃ પંજાબમાં વાવેતરની જમીન અહીંઆં કરતાં થોડી છે, છતાં હળની સંખ્યા આપણા કરતાં બમણી છે, અયોધ્યા અને વાયવ્ય પ્રાન્તમાં ત્રણગણી છે.

(૫) મુંબાઈ ઈલાકામાં બીજા ઈલાકા કરતાં ઢોર પણ ઓછાં છે હાલ ૧૦૦ વાવે-

તરવાળે એકરે માત્ર ૨૫ ઢોર છે. આટલી થોડી સંખ્યા બ્રિટિશ ઇન્ડિયામાં બીજે કોઈ ઠેકાણે નથી.

મિ. "J" આપણા ઇલાકાના જૂદા જૂદા પ્રાન્તોની જમાબન્દીના દર વિષે લખતા ગુજરાત માટે નીચે પ્રમાણે દર બતાવે છે—

(૧) એકર દીઠ જમાબન્દી—

| જિલ્લો | ખેડાણ જમીન કેટલાક લાખ એકર? | જમાબન્દી કેટલા લાખ રૂપીઆ? | દર–રૂ. આ પા |
| --- | --- | --- | --- |
| સુરત | ૩.૯૪ | ૨૧.૯ | ૫—૯—૦ |
| ભરૂચ | ૩.૭૮ | ૧૯.૪ | ૫—૨—૩ |
| ખેડા | ૩.૧૦ | ૧૫.૦ | ૪-૧૩—૫ |
| અમદાવાદ | ૩.૮૨ | ૯.૭ | ૨—૮—૮ |
| પચમહાલ | ૨.૦૦ | ૨.૨ | ૧—૧—૯ |
| કુલ | ૧૬.૬૫ | ૬૮.૩ | ૪—૧—૭ |

( ૨ ) જમાબન્દીનુ માપ.

| જિલ્લો–તાલુકો | | સાધારણ પાક ઉપર દર રૂ આ.પા. | બાગાયત વગેરે પાક ઉપર દર. રૂ. આ પા |
| --- | --- | --- | --- |
| ૧ ભરૂચ / ભરૂચ | વધારેમાં વધારે | ૯–૮–૬ | ૯—૨—૦ |
| | ઓછામાં ઓછો | ૧–૪–૬ | ૭-૧૪—૦ |
| ૨. સુરત / ચોરાશી. | વ૦ | ૭–૮–૦ | ૧૩—૮—૦ |
| | ઓ૦ | ૬–૦–૦ | ૧૧—૦—૦ |
| ૩. ખેડા / નડિયાદ | વ૦ | ૬-૧૨-૦ | ૧૧—૪—૦ |
| | ઓ૦ | ૨-૧૪-૦ | ૪–૧૦—૦ |
| ૪. અમદાવાદ / ધોળકા | વ૦ | ૨–૮–૦ | ૬—૦—૦ |
| | ઓ૦ | ૧–૨–૦ | ૪—૦—૦ |
| ૫. પચમહાલ / ઝાલોદ | વ૦ | ૨–૮–૦ | ૩–૧૫—૦ |
| | ઓ૦ | ૧–૬–૦ | ૧—૮—૦ |

ઉપરની સઘળી બાબત જોતાં તથા હાલ તુરત જ દુકાળ ગયો છે એ ધ્યાનમાં લઈ સરકારે આપણા ઇલાકા માટે નીચે પ્રમાણે કરવું જોઇએ એમ મિ. "J" નો મત છે—

(૧) રિવિઝન સર્વે અને સેટલમેન્ટથી લોકને હાલ મુક્ત રાખના જોઇએ બીજા વીસ ત્રીસ વર્ષ સુધી જમાબન્દીમાં જરા પણ વધારો ન કરવો જોઇએ આ માટે ઓરિસ્સા પ્રાન્તનો દાખલો લઇ શકાય એમ છે

(૨) હાલ ચાલતી જમાબન્દીની ફરી તપાસણી કરી, એમા સારી રીતે ઘટાડો કરવો જોઇએ. ખાસ કરીને શોલાપુર, નગર, ખેડા વીજાપુર વગેરે જિલ્લામાં કે જ્યાં દર બહુ ભારે છે. સેન્ટ્રલ પ્રોવિન્સીઝમાં હમણાં એ જ પ્રમાણે કરવામાં આવ્યુ છે.

(૩) ખેડૂતોને દેવામાથી તારવા માટે ખાસ ઇલાજ લેવા જોઇએ

Reg. No. B. 196

આદ્ય દ્રષ્ટા—
'એક અભેદમાર્ગ-પ્રવાસી'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ-
એમ. એ. એલએલ. બી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૬. અંક ૯. ] ( માસિક. ) [જૂન. ૧૯૦૧.

## ભજનમાલા.

( મળેલુ )*

### ખેતી.

( એક ભજન. )

ભાઈ રે ગગન ઘુરત હે અમી ઝરત હે ચમકત વીજ સુહાઈ,
મનપવનકા હુવા ઝક ઓલા તો ભર રહી સુખ મણુ તગાઈ.

મેરે સાધુ પ્રેમઘટા ઝુક આઈ,
એસે સત શબ્દ લહે લાગી,
મેરે સાધુ ઇંદ્રઘટા ઝુક આઈ. ટેક.

કર્મ ધર્મ એ ધોરી જૂતા, વહેતા ખેત કે માંહી;
ગુરુગમ બીજ રખ લે હૃદયે, શબ્દની ગુણ ભરાઈ. મેરે સાધુ૦ ૨

જબ મેરા મન કૃષિ સંગ લાગ્યા, અકલકી ઓરણી બનાઈ;
કુડ સુક માંહીંથી કાઢી નાંખ્યાં, ધીરજની વાડ બનાઈ. મેરે સાધુ૦ ૩

હરદમ હાલ હાલ હરદમ મેં, ઓર વાંકડી ન્યાયી;
ચિત કર સુવા મન કર હલીયા, અકલ ગાંગડા ઠેરાઈ. મેરે સાધુ૦ ૪

કુબુદ્ધિ નિંદા મણકી સબીધની કરો બ્રમ ભરઠ બળ ભારી,
સાચા સંત સમજ કે કાઢે પાંચે મજુર ઠેરાઈ. મેરે સાધુ૦ ૫

---

* એક ગૃહસ્થે પ્રાચીન ભજનોમાંથી મેળવેલું.

પાકયો ચોક ત્રીવેણીને હેરે સુમતા રખવાળણુ આઈ,
કુબુદ્ધિ ચરકલીકું અલગી ઉડાઈ ગુરૂગમ તાલ બજાઈ. મેરે સાધુ૦ ૬

વાવ્યું ખેતર હેતસેં નીપજ્યું કણુ નીપજ ઘરે આઈ,
લખમે લાભ સવાયો લીધો પ્રેમસેં પૂરણુ પાઈ. મેરે સાધુ૦ ૭

---

## કુંજગૃહે ભ્રમરાવલિ.

### ( મળેલું. )*

### માલિની વૃત્ત.

ગુણ કદર્થી સમાના શ્યામ પોશાક વાળી, ઘનસમ ઘનકુંજે બેસતી પટ્પદાલિ;
મદન નરપતિની નીસરી હોય સેના, પુરહર જય માટે કે તપઃખંડને વા !! ૧

વિજય કરિ ઉમંગે સ્વામિનો નિજના કે, પ્રલપતી તરુકુંજે યુદ્ધના તીવ્ર થાકે;
કુસુમમધુ ચુમીને ચિત્તને શાંતિ દેતી, સમર-સમય કેરી કે કથા તે કહેતી !! ૨

પ્રિય તરુવર અંકે લુંઠલી વલ્લિનારી, ધરિ જ તનુ વિભાગે પુષ્પપંક્તિ રૂપાળી;
તદુપરિ અલિકેરી બેસતી મુગ્ધશ્રેણિ, કુસુમમય રચેલી હોય ! શી કેશવેણી. ૩

વિકસિત અથવા એ વૃક્ષના કંઠ બાઝી, રતિપતિ ગુણ ગાતાં હર્ષથી ચિત્તરાજી;
નજર મલિન કોની નીચ અંગે નચાલે, ભ્રમર તિલક કીધું ? ! એ નિમિત્તે શું ભાસે. ૪

ક્ષિતિપતિ વિપિનોનો આવિ આરામ લેશે, મન હરણુ વસંત પ્રેમથી કુંજ દેશે;
સમજી તરુવરોએ એમ કે શિલ્પબુદ્ધિ, ભ્રમર કુસુમ મિશ્રા નિર્મિ ! ! ચિત્રાવલી શી. ૫

નટવર અથવા કે ખેલતા ગોપવૃંદે, રસિક મુરલિનાદે ગાન ગાતા મુકુંદે;
સ્ફટિક નીલ મણિની માલ પુષ્પાલિભેદે, વિગુણ રચિ ! વિધિયે પ્હેરવાને પ્રમોદે, ૬

દલ મૃદુલ લતાનાં શુભ્ર પુષ્પો વિકાસિ, તરલ ભ્રમરપંક્તિ મધ્યમાં કે પ્રકાશી;
સુરનદી યમુના ને બ્રહ્મકન્યા ન જાણે મિલિત થઈ ! પ્રયાગે એમ આભાસ આણે ! ૭

વિજન ઘન વને કે નિર્મિ ! શી વેદશાળા, વિવિધ વિધિ કૃતિયે ને અલિરૂપ બાવા;
ધ્વનિ, રસ, લય સાથે સર્વદા શાંત ગુંજે ! પઠન વિધિથી જાણે સામના મંત્ર પુંજે. ૮

મુદિત મન સુવૃક્ષો, શાંત શિષ્યો બનીને, શ્રવણ કરિ ઉતારે ! સ્વાંતરોમાં ધ્વનિને;
અલિકુલ રસરાગો ગાઈ જાણે વિરામે, પ્રતિરવ મિષથી એ વૃક્ષનું ગીત જામે ! ૯

મધુર રસિક ગાને દિગ્વધૂને હસાવે ! પ્રતિભટપણું તેથી કિન્નરોમાં જગાવે !
ફણિ હરિણ ગણોને દૂરથી ખેંચી લાવે ! સુજન હૃદયમાં કે પ્રેમ ઝાઝો જમાવે ૧૦

ગુણનિધિ, અલિયો ! છો ધન્ય હર્ષિત પ્યારા, વિગુણ શશિ સમાથી તો દિસોછો રૂપાળા;
ખચિત ગુણ રસજ્ઞો શ્યામતા ના નિહાળે, ગુણ વિમુખ જડો તે રૂપમાં સર્વ હારે !!! ૧૧

નયન કર વિનાનો પંગુ કે શ્યામ હોય, તદપિ ગુણિસમાજે સદ્ગુણી એજ રહોરે,
બક વિમલ વખોડે ! શ્યામના કોકિલાની, (પણ) મધુર ગીત સભામાં પામશે ! ! એજ ગ્લાનિ. ૧૨

---

* ક રચનાર—ઇન્દ્રજિત્ જ્યેષ્ઠારામ.

## સર દીનશા માણેકજી પેટિટનો સ્વર્ગવાસ.

આ મહાન પુરુષ અમુક સદ્‌ભાવનાના એક ઉત્તમોત્તમ ઉદાહરણ હોવાથી એમના સ્વર્ગવાસની અત્રે નોંધ લેવી આવશ્યક છે. 'દ્રવ્ય કમાઇને ખરચી જાણનાર' આ પુરુષનું જીવન આપણા પ્રાચીન વૈસ્યધર્મનું બહુ સારૂં દૃષ્ટાન્ત છે. આ ગરીબ દેશમાં જેણે લગભગ અર્ધકોટિ દ્રવ્ય સર્વ પ્રકારના દાનમાં—ભૂખ્યાને અન્ન, દર્દીને દવા, અને વિદ્વાનને આશ્રય આપવામાં—વાપર્યું છે, એનું પવિત્ર નામ આ લોકમાં ચિરકાળ સ્મરણમાં રહેશે, અને એનો ઉદાર આત્મા પરલોકમાં પરમતૃપ્તિમાં વિરાજશે.

---

## શેઠ લક્ષ્મીદાસ ખીમજીનો સ્વર્ગવાસ.

આપણા હિન્દુસ્થાનના જૂના તારાઓ એક પછી એક ખરતા જાય છે ! શેઠ લક્ષ્મીદાસ ખીમજી જતાં, આપણો જૂનો એક નરવીર ગયો છે. એ પુરુષ હિંમતનું એક અનુપમ દૃષ્ટાન્ત હતા એમનું નામ એક તરફથી એક અતિ-લજ્જાસ્પદ હકીકતનું સ્મરણ કરાવે છે, અને બીજી તરફથી 'આવા અતુલ હિંમત અને શક્તિવાળા પુરુષો આપણા દેશમાં થાય છે !' એમ અભિમાન કરવાનું કારણ આપે છે. એમના સદાગ્રહ અને હિંમતની પૂરેપૂરી કલ્પના થવા માટે, પચાસ સાઠ વર્ષ ઉપરના લોકમતની વિપરીત સ્થિતિ સ્મરણમાં લાવવાની જરૂર છે. કોઈ કહેશે કે 'મહારાજા લાઇબલ કેસ' માં સાહેદી પૂરી આપણા ધર્મ ઉપર એમણે તિરસ્કાર ઉપજાવ્યો; અમે કહીએ છીએ કે એક ધર્માચાર્ય પોતાના ઉપદેશથી ધર્મવૃદ્ધિમાં જેટલું સાહાય્ય આપે તેટલું વા તે કરતાં પણ અધિક સાહાય્ય આ પુરુષે એની પૂર્વોક્ત જુબાનીથી આપ્યું છે. એના વીર આત્માને વૈકુંઠવાસ હો !

---

## "દેવાસુરસંગ્રામ."

ભક્તિને મોરચે ભડ કોક આગમે,
રણસંગ્રામે પદ કોક રોપે;
સત્યતણું પારખું જુએ જ્યારે શામળો,
દુઃખ સુખ નાવે મરની ! દૈવ કોપે. ભક્તિ૦ ૧

પ્રથમ સતયુગમાં પ્રલ્હાદને પીડિયો,
બીડિયો થંભ તે લોહ તાતો;
(તોયે) ધીર નવ ધડકિયો [ ભયથી નવ ભડકિયો ],
થડકિયો શેષ ત્રૈલોક્ય જાતો. ભ૦ ૨

મોરધ્વજને વે'રતાં મે'ગ નાથી મા'વને,
ઝેર આણ્યુ તે બધી જગત્ જાણે;
કહો શિર ઉપર કરવત મે'લાવિયાં,
એકી ટોગે દીકરો ને વહુ બેય તાણે. ભ૦ ૩

શેહેર છોડી ચાલિયાં મેલ્યાં મંદિર ને માળિયાં,
રાણી રોહીદાસ ને હરિશ્ચંદ્ર રાજા;
ભક્તિને કારણે સ્વપચ ને બારણે,
નરપતિ નીર ભર્યું ન મેલી માઝા. ભ૦ ૪

બળી સાથે છળ કર્યો, વામન થઈ પરવર્યો,
આગળ આવી કરગર્યો ભૂમિ માગી;
શુક્રાચાર્યે વારિયો તોય ટેકેથી નવ હારિયો,
રાખિયો ધર્મ ને તન ત્યાગી ભ૦ ૫

પાંડવ પણ ઝહી રહ્યા, અસામર્થ થઇ રહ્યા,
હતા સામર્થે પણ વચને ચાલ્યા;
સતીતણાં ચીર હર્યાં પાંચે વન પરવર્યા,
દુષ્ટ દુર્યોધન મો'લ્લુમાં મા'લ્યા. ભ૦ ૬

કરણ પાસે જાચવા કૃષ્ણજી આવિયા,
વિઠ્ઠલે વિપ્રનું રૂપ લીધું;
બાણની સજ્જા કરી તેણે સમે આવ્યા હરિ,
રક્ત ધોઈ રેખુંનું દાન દીધું. ભ૦ ૭

સમન ને મેજન બે સંતના ઓલગુ,
મોટી દશામાં જેણે મન ગાળ્યાં;

અસત્ય આવી ધણી તે સમે આવી બણી,
શીશ અર્પણ કરી મત્ત પાળ્યાં. ભ૦ ૮

શેઠ સગાળને બાળ વેધાવિયું,
ધણી પધાર્યાજ એ ધર્મ જોવા,
નરને નારી મળી ખાંડવા બેઠાં વળી,
કો, સત્યવાદી એમે કેમ રોવા ભ૦ ૯

ચોરાસી મતમાં સત્ય એમ પાળવું,
તો ચાર જુગમાં તેને કોણ લોપે;
ભોજલ ભક્તિનું રૂપ બહુ ભાતનું,
આ લોક પરલોકમાં એજ ઓપે ભ૦ ૧૦

સોજો.

જે વીર પુરુષો રુધિરની તૃષ્ણાથી નહિ પણ સ્વદેશ ખાતર રણયજ્ઞમાં પ્રાણ હોમે છે તેઓને ધન્યવાદ હો. એમની ઉજ્જ્વલ કીર્તિ જગતને પાવન કરનારી છે, સ્વાર્થત્યાગનો ઉપદેશ આપી સર્વાત્મભાવ તરફ દોરનારી છે. તથાપિ એમના પવિત્ર યશને જરાપણ ન્યૂન દર્શાવ્યા વિના, આપણે કહી શકીશું કે આ સ્થલ રણસંગ્રામ કરતાં અનેકગણો વિકટ એવો સૂક્ષ્મ રણસંગ્રામ મનુષ્યહૃદયમાં વારંવાર ચાલ્યાં કરે છે, અને તે સ્હેલાઈથી દૃષ્ટિગોચર થતો નથી તો તેમાં એક કારણ એ છે કે, શ્રુતિ કહે છે તેમ આપણી ઇન્દ્રિયો પહેલેથી જ "પરાક્"-*મુખી નામ બહિર્મુખી બની રહી છે; અને અન્તર્મુખી વૃત્તિ કર્યા વિના આધ્યાત્મિક ઝઘડાઓ નજરે ન પડે એ સ્વાભાવિક છે. પણ આ ઉપરાન્ત, આમ થવાનું એક બીજું કારણ પણ વિચાર કરતાં સમજાય છે. અનેક પૂર્વ જન્મની આસુરી સંપને આપણા આત્મા ઉપર પોતાનું સામ્રાજ્ય એવું તો જબ્બર સ્થાપી દીધું છે કે જોકે વાસ્તવિક રીતે એ પોતે જ ગાદીનો ધણી છે છતાં એ વાત ભૂલી જઈ એ આસુરી સંપતને વશ થઈ રહેવામાં જ પોતાની કૃતકૃત્યતા સમજે છે! ખરેખર, આપણાં આંતર યુદ્ધો લગભગ નહિજેવાં જ પ્રતીત થાય છે, પણ તેમ થવાનું એક કારણ આપણું અજ્ઞાન, આપણી અધમતા, આપણો પારતન્ત્ર્યમાં માનેલો ખોટો આનન્દ એ જ છે.

યુદ્ધ કરતાં શાન્તિ બેશક વધારે સારી, પણ તે 'સામ્રાજ્ય'ની-પરમાત્મરૂપે સંસ્થિત આત્માના સ્વરાજ્યની-શાન્તિ હોય તો જ. યુદ્ધની સ્થિતિ આ શાન્તિ કરતાં ઉતરતી: પણ 'આસુરી સંપત' ને શરણે પડી રહી, અનાત્મભાવમાં ડૂબી જઈ જે શાન્તિ મેળવાય છે એના કરતાં તો આ યુદ્ધ સહસ્રગણું સારૂં. આ રીતે આત્માની ત્રણ સ્થિતિઓ છે, જેમાંની પહેલી છેલ્લીના જેવી દેખાતી પણ વસ્તુતઃ એથી તદ્દન જુદી જ છે:—

(૧) પારતન્ત્ર્યરૂપ શાન્તિ
(૨) યુદ્ધ.
(૩) સ્વાતન્ત્ર્યરૂપ શાન્તિ.

---

* "पराञ्चि खानि व्यतृणत्स्वयंभूः" उपनिषद्.

આ વાત આપણા અન્તરમાં વારંવાર મનન કરી દ્રઢાવવા જેવી છે કે આપણો વેદાન્ત–સિદ્ધાન્ત ગમે તે રીતે ગમે તેવી શાન્તિ પ્રાપ્ત કરવાનો નથી, પણ આસુરી સંપત્ સાથે યુદ્ધ કરી, જય મેળવી, સ્વાનન્દસ્વરૂપ શાન્તિ પ્રાપ્ત કરવાનો છે. સર્વ પુરાણો સમસ્ત મહાભારત અને વિશેષે કરી ભગવદ્ગીતામાંથી આપણને એ જ ઉપદેશ પ્રાપ્ત થાયછે.

પુરાણોમાં "દેવાસુરસંગ્રામ" એ મુખ્ય વર્ણનનો વિષય છે. ટુંકામાં આ કથા આ પ્રમાણે છે:—વૃત્ર નામે દૈત્યોનો રાજા છે, અને એની સાથે દેવોના રાજા ઇન્દ્રનું યુદ્ધ થાય છે. દધીચઋષિના અસ્થિનું વજ્ર બનાવવામાં આવે તો એ વજ્રથી વૃત્રાસુરને મારી શકાય એમ જણાતાં, ઇન્દ્ર દધીચઋષિ પાસે જઈ એમનાં અસ્થિની ભિક્ષા માગે છે. સ્વાર્થત્યાગની મૂર્તિરૂપ એ મહર્ષિ પોતાનો દેહ ત્યજી દેછે, ઇન્દ્ર એમના અસ્થિનું વજ્ર બનાવે છે અને એ વજ્રથી વૃત્રાસુરને મારે છે; વળી ઇન્દ્ર અને દૈત્યોના યુદ્ધમાં ઇન્દ્રને પગલે પગલે વિષ્ણુની મદદ લેવાની જરૂર પડે છે, અને એની મદદથી જ એ દૈત્યો ઉપર જય મેળવેછે.

અત્રે *'દેવ' અને 'અસુર' -એ આપણી શુભ અને અશુભ વૃત્તિઓનાં રૂપક છે એ તો સર્વવિદિત છે પણ એ દૈવાસુરસંગ્રામની વિશેષ હકીકતમાં ઉતરતાં, કેટલોક વધારે ઝીણો બોધ મળી શકે છે, જે વિચારવા જેવો છે. વૃત્ર અને ઇન્દ્ર વચ્ચેનું યુદ્ધ એ આવરણરૂપ અજ્ઞાન અને જીવાત્મા વચ્ચેનું યુદ્ધ છે. સ્વાર્થત્યાગ (દધીચઋષિ) વિના પાપ

---

* આ પ્રકારની આધ્યાત્મિકઅર્થપદ્ધતિ કપોલકલ્પિત છે એમ કોઈ કહેશે. પરન્તુ એમ કહેનારને એટલું ધ્યાનમાં લેવા વિનતિ છે કે–યાસ્કમુનિની પણ અગાઉ એ પદ્ધતિ પ્રચલિત હતી, અને એ કૂંચી ( working hypothesis ) થી ઘણાં તાળાં ઉઘડી જાય છે–ઘણી અસ્વાભાવિક લાગતી વાતો સ્વાભાવિક થઈ જાય છે. આ રીતે આધ્યાત્મિક સત્યો પ્રતિપાદન કરવાની રીત અત્યારે ચાલતી પાશ્ચિમાત્ય કેળવણીની અસરમાં આપણને ગમે તેટલી વિચિત્ર લાગે, પણ એટલું સ્મરણમાં રાખવાનું છે કે પ્રાચીનકાળમાં એ સર્વત્ર રૂઢ હતી એમ જગતના પ્રાચીન ગ્રન્થો જોતાં જણાય છે. 'ક્રિશ્ચનથિઑલોજી' ના અભ્યાસકો પણ સાક્ષી પૂરી શકશે કે આ પદ્ધતિનો એમાં સારી પેઠે ઉપયોગ થયો છે અને થાય છે, અને તે સ્વીડનબૉર્ગ જેવાના પંથમા જ નહિ પણ ઇંગ્લંડના 'સ્ટેટચર્ચ' માં પણ. ટેનિસન વગેરે કવિઓએ પણ એ સ્વીકારી છે. શેક્સ્પીઅરનાં નાટકોની ખરી મહત્તા પણ આ પદ્ધતિને અનુસરતાં જ સમજાય છે. સર્વને સુવિદિત છે કે એનાં પાત્રો એ સ્ત્રી-પુરુષ જ નથી પણ મૂર્તિમન્ત ભાવો છે; એનાં નાટકો એ સ્થૂલ વ્યવહારનું વર્ણન નથી, પણ આધ્યાત્મિક સત્યોનું પ્રત્યક્ષીકરણ છે. અને એ જ રીતે મહાભારત પુરાણો વગેરેનું પણ છે. જરૂર માત્ર એટલી જ છે કે જેટલા માન પ્રેમ અને આદર પૂર્વક પશ્ચિમ પ્રજાઓમાં શેક્સ્પીઅરનો અભ્યાસ થાય છે તેટલાજ માન પ્રેમ અને આદરપૂર્વક આનો અભ્યાસ થવો જોઇએ. અત્રે એટલું ઉમેરવું જોઇએ કે જ્યાં ત્યાં શ્લેષ કલ્પી બે અર્થ કાઢવા એમ અમારૂં કહેવું નથી: એ રીતે તો બહુધા કપોલકલ્પના જ- ઉપજવા સંભવ છે. પણ ગ્રન્થકર્તાના ભાવમાં તન્મય થઈ ઉતરી જતાં, કોઇક એવો અપૂર્વ પ્રકાશ સર્વત્ર વ્યાપી રહે છે કે જેણે કરી સ્થૂલ દષ્ટિને અગમ્ય એવા નિગૂઢ ભાવો હસ્તામલકવત્ પ્રત્યક્ષ દેખાય છે. આ પ્રકાશ પ્રાપ્ત કરવો એટલું જ અત્રે વક્તવ્ય છે.

(વૃત્ર) નો નાશ સંભવતો નથી એટલુંજ નહિ પણ વિશેષમાં, 'ઇન્દ્ર' (જીવાત્મા—**स्यन्दु, इन्दु** ઉપરથી, જેના ઉપરથી વળી 'ઇન્દ્રિય' શબ્દ પણ થયો છે) 'વિષ્ણુ' (=સર્વવ્યાપક, પરમાત્મા, **विश्** ધાતુ ઉપરથી) ના સામર્થ્ય થકી જ 'વૃત્ર દૈત્ય' (**द्रो** ખંડ-કકરો કરવો, અને **वृ**—આચ્છાદન કરવું ઉપરથી ખંડ-દ્વૈતબુદ્ધિ-જન્ય આવરણરૂપ અજ્ઞાન, પાપવૃત્તિ) નો સંહાર કરવા શક્તિમાન થાય છે. કારણ સ્પષ્ટ છે. આત્મામાં કાંઈ પણ બ્રહ્મભાવ પ્રકટે ત્યારે જ એ અજ્ઞાન-પાપ-ઉપર જય મેળવી શકે છે. જીવાત્મા ક્ષણવાર પાપ સ્હામે ઉભો રહે પણ જ્યાં સુધી એમાં જીવભાવ-અહંભાવ-કાયમ છે, અને સર્વાત્મભાવ આવ્યો નથી, ત્યાં સુધી પાપને સંહારવા એ અશક્ત છે. અદ્વૈતભાવના એ જ એક એવો મન્ત્ર છે કે જેવડે પાપવૃત્તિ ઉપર ખરેખરો જય મેળવાય, અને એને મૂળમાંથી ઉચ્છિન્ન કરી શકાય. ટુંકામાં 'ઇન્દ્રમાં' 'વિષ્ણુ' પ્રકટાવવા, પાપ સ્હામે યુદ્ધમાં ઉતરનાર આત્મબળવાળા જીવમાં સર્વાત્મભાવ ઉપજાવવો એજ 'આસુરી સંપદ'ના વિનાશનું ખરૂં સાધન છે

મહાભારતની કથા પણ આજ યુદ્ધનું રૂપક છે. 'ધૃતરાષ્ટ્ર' રૂપ અન્ધ અજ્ઞાન આપણા આત્માનું 'રાષ્ટ્ર' (રાજ્ય) 'ધારી' (પકડી) બેઠેલો છે. પરંતુ એ એકલો કાંઇપણ કરવા સમર્થ નથી. 'દુર્યોધન' એ અજ્ઞાન-જન્ય પ્રબલ પાપાત્મક ભાવ છે, અને એ 'આસુરી સંપદ' નો રાજા છે. જેમ એક પાસા 'ભીમ'રૂપ અતુલબલવાળો આત્મા એને 'સુયોધન' નામે સંબોધે એ ઉચિત છે, તેમ બીજી પાસા વિશ્વના અસંખ્ય જીવોને તો એની સાથે યુદ્ધ કરવું અતીવ કઠિન હોઈ એનું નામ 'દુર્યોધન' પડે એ યોગ્ય જ છે. વળી અત્રે એ પણ સમજવા જેવું છે કેવલ 'દુર્યોધન'રૂપ પાપ એ, 'યુધિષ્ઠિર'રૂપ આત્માની સ્થિર ધર્મબુદ્ધિ,'અર્જુન'રૂપ ઉજ્જ્વલ ગુણ, 'ભીમ'રૂપ પ્રૌઢબલ અને 'સહદેવ-નકુલ'રૂપ કૌશલ્ય સ્હામે ક્ષણવાર પણ ટકી શકવા અશક્ત છે. સ્હામા યુદ્ધમાં ઉતરવામાટે એને દૈવી પ્રકૃતિવાળા પણ ભોળવાએલા વા અતિ દયાથી દોરાએલા એવા કર્ણ-દ્રોણ-ભીષ્માદિકની જરૂર પડેછે તાત્પર્ય કે પાપ પણ સદ્વૃત્તિની મદદ લઇને જ પોતાનું ચોકુંપણુંયે કામ કરી શકે છે આપણી આસપાસ તેમજ આપણા અન્તર્ તરફ નજર ફેરવતાં જણાય છે કે અનેક દુરાચાર સદાચારને બ્હાને વા સદાચારની સાથે ભળીને પ્રવર્તે છે. પણ આખરે કૃષ્ણભગવાન રૂપી પરમાત્માના સાહાય્યથી શુભવૃત્તિઓ અશુભ વૃત્તિઓ ઉપર જય મેળવે છે, અને આ રીતે મહાભારતનું યુદ્ધ સત્પક્ષના વિજયમાં પર્યવસાન પામે છે આવાં આવાં અસંખ્ય રહસ્યો પાંડવકૌરવના યુદ્ધરૂપે આ મહાન ગ્રન્થમાંથી સ્ફુરી આવે છે.

શ્રીમદ્ભગવદ્ગીતાનો પણ સ્પષ્ટ એ જ ઉપદેશ છે. અર્જુનરૂપી ઉજ્જ્વળ પણ અપૂર્ણ સમજણવાળો આત્મા યુદ્ધને પ્રસંગે ઉદાસીન થઈ બેસી રહેવું યોગ્ય ધારે છે. વેદાન્તના અવિચારી પ્રતિપક્ષીઓ તથા કેટલાક સારા પણ ભ્રાન્ત વેદાન્તીઓ પણ આ રીતે જ ઉદાસીનતાને વેદાન્તસિદ્ધાન્ત સમજે છે. અર્થાત્, 'ભલે કદાચિત્ પાપ થઈ જાઓ, એથી મને શું?' એમ ધારી પાપની સ્હામે ન થતાં પાપની ઉપેક્ષા કરવામાં, પાપનો વિજય થતો હોય તો તેમાં પણ ઇષ્ટાપત્તિ માનવામાં, વેદાન્તસિદ્ધાન્તનું અનુસરણ થયું માને છે. પણ વસ્તુતઃ એવો વેદાન્તસિદ્ધાન્ત જ નથી એમ સમજાવવાનો જગદ્ગુરુ શ્રીકૃષ્ણભગવાનનો આશય છે. 'દૈરવો ભલે જીતો'—અર્થાત્ પાપ ભલે

અર્થાત્, પૂર્વે જે જ્ઞાનના સાધનભૂત ગુણો પ્રયત્ને કરી ઉત્પન્ન કરાય છે તે જ સ્થિતપ્રજ્ઞમાં લક્ષણરૂપ થઈ સ્વભાવતઃ રહે છે.

પણ આ દશા પ્રાપ્ત કરતાં પહેલાં અસંખ્ય ' રણો ' લડવાનાં છે; અને તે ભોજો કહે છે તેમ ' ભક્તિને મોરચે '—અર્થાત્ પરમાત્મા પ્રતિ નિરતિશય પ્રેમ ખાતર–લડવાનાં છે; તે પણ જેમ તેમ શિથિલતાથી નહિ, પણ રણસંગ્રામમાં ' પદ રોપી 'ને લડવાનાં છે. એ રણમાં અસંખ્ય દુઃખો આવવાનાં, અનેક પ્રહારો સહન કરવાના, અમાપ રુધિરની રેલ ચાલવાની, પણ એથી શું ? 'મરની દૈવ કાપે'; એ તો સુખદુઃખ આવ્યાં માનતો જ નથી; એની એ વીરને લેશ ભાર પણ દરકાર નથી. એ 'રણો'થી વિમુખ થવું એ કાયરપણું છે, એમાં 'આંગમવું'–ઝંપલાવું–એ 'ભડ'નું કામ છે.

" In the world's broad field of battle,
In the bivouac of Life,
Be not like dumb driven cattle,
Be a hero in the strife. "

*Longfellow.*

---

## ઈંગ્લંડનાં ગામડાં તથા કસ્બાઓ.

( અનુવાદ. )*

ઈંગ્લંડની અંદર પગરસ્તે મુસાફરી કરનારને ત્યાંની ગામડાંઓનો દેખાવ નજરે પડ્યા વિના રહેશે નહિ, હિંદુસ્તાનનાં ગામડાંઓ ધોરી રસ્તાઓથી કંઈક દૂર હોયછે, અને તેમાંનાં ઘરો અનિયમિત રીતે એકઠાં ગમે તેમ ગચુમચલાની પેઠે આવેલાં હોય છે. તેની આસપાસ કેટલીકવાર માટીની ભીંત હોય છે અને એ સર્વ ઉપરથી જણાય છે કે જાણે પરદેશીઓનું આવવું લોકોને પસંદ ન હોય. ઈંગ્લંડમાં તો એથી કેવળ ઉલટું જ હોય છે. ત્યાં તો ધોરી રસ્તો સીધો ગામની આરપાર ચાલ્યો જાય છે, અને તેમાંનાં ઘણાંખરાં ઘરો એ રસ્તાની બંને બાજુએ સ્હામસામાં હારબંધ આવી ગયેલાં હોય છે. એ ઘરોના આંગણાંમાં રસ્તા ઉપર બગીચાઓ હોય છે, અને રસ્તો તથા એ બગીચાંની વચ્ચે પ્હોળી ઘાસવાળી જમીનની પટી હોય છે. તેમાંનાં ઘણાં ખરાં ઘરો ઝુંપડાં હોય છે, અને એકંદરે તેઓ સુઘડ અને સુખકર દેખાવનાં હોય છે; પરંતુ એનો આધાર ગામધણીને માથે હોય છે, અને કેટલાક ગામધણીઓ એને બરાબર સમરાવતા નથી પણ ખરા.

એ ગામોમાં એક કે બે દુકાનો હોય છે અને કેટલીક સરાહો અને પીઠાં પણ હોય છે. જેમાં વેચાતી ચીજોમાં મુખ્ય જવનો દારુ (બીયર) હોય છે. મજુરો પાસે આ દારુ ખરીદવા જેટલું નાણું હોતું નથી, અને તેમ છતાં ત્યાં આટલી બધી દારુની દુકાનો હોય છે એ ખરેખર આશ્ચર્યકારક છે. વ્યસન એ સારી વસ્તુ નથી, પરંતુ ગામડાંની દારૂની

---

* એપ્રિલ માસના બૉમ્બે એડ્યુકેશનલ રેકર્ડમાંના એક લેખનું ભાષાન્તર કરનાર રા. રા. ચમનરાય શિવશંકર.

દુકાનો સામાન્ય રીતે હલકી જગો જેવી હોતી નથી. તે મજુરોને મળવાનું એક સ્થળ હોય છે, પરંતુ આવું દુષ્ટ વ્યસન કરવાની એમની સ્થિતિ હોતી નથી. ઈમારત જૂની પણ એક ચોરસ મિનારાવાળી હોય છે અને તેની આસપાસ કબરસ્તાન હોય છે તેમાં ઘણા કાળથી મડદાંઓ દટાતાં આવે છે. રવિવારે અહિં બે વાર પ્રાર્થના થાય છે અને તેમાં ગામના ઘણાખરા આબરૂદાર લોકો આવે છે. આ દેવળની પાસે અને તેની સાથેજ એક નિશાળ હોય છે તથા પાદરીનું એક ઘર હોય છે. ગામની બહાર ખેતરોમાં ઝુંપડું ઉભું કરવામાં આવેલું હોય છે. ખેતીની ઘણીખરી જમીન ખેતરમાં રોકાયલી હોય છે. અને સાધારણ ખેતર છસો એકર સુધીનું હોય છે. અમુક વર્ષની બંધણીથી આ ખેતર સાંથી આપવામાં આવે છે, અને તે ઘણે ભાગે એક જ કુટુંબના હાથમાં લાંબા વખત સુધી રહેછે. ખેતરની બરોબર મધ્યમાં ઝુંપડું હોય છે, તે દેખાવડું અને સ્વચ્છ હોયછે, તેની આસપાસ બીજાં ઝુપડાંઓ અને ખડની ગંજીઓ હોય છે. ખેતરની અંદર આશરે પચાસ એકર જમીન રોકવામાં આવે છે, અને તેમાં વાવેતર ફરતું ફરતું કરવામાં આવેછે, એટલે કે એક વર્ષે ઘઉં વાવે છે, તો બીજે વર્ષે બટાટાં કે ટર્નિપ વાવે છે, ત્રીજે વર્ષે જવ વાવે છે, તો ચોથે વર્ષે વળી ખડ વાવે છે. ઘણી ખરી જમીન પૂરતી ફલદ્રુપ હોય છે, અને સારૂં ખાતર વાપરવાથી સારા મોલ આપે છે, તો પણ પરદેશમાં હાલમાં જે ઉપજ થાય છે તેની સ્હામે ખેડૂતને હરીફાઈમાં ફતેહ મળી શકતી નથી. દાખલા તરીકે ઇંગ્લાંડમાં ઘઉં અમેરિકાથી આવે છે ત્યાં જમીન વગરભાડે મફત આપવામાં આવે છે, વળી તે કુદરતી રીતે ફલદ્રુપ અને વિસ્તીર્ણ ખુલ્લાં મેદાનોવાળી હોવાથી સચા કામના ઉપયોગની કરકસર બની શકે છે, આથી કરીને ઈંગ્લંડમાં ઈંગ્લંડના જ ઘઉં કરતા અમેરિકના ઘઉં વધારે સોંઘા વેચાય છે. આમાં સુધારા થઈ શકે, પરંતુ હાલમાં તેવું કાંઈ બની શકે તેમ જણાતું નથી. ચંચળ અને ઉદ્યમી માણસનું ધ્યાન ખેતીનો ધંધો આકર્ષે તેવુ નથી, અને તેમાં હાલની સાયન્સ કે વ્યાપારની પદ્ધતિઓથી કંઈ સુધારો થતો નથી. જમીન ઉપર કરવામાં આવતા શ્રમનો બદલો બહુ થોડો મળે છે* બહુ મહેનતુ માણસ હોય તો તે ગામ છોડી જતો રહે છે કે શહેરમાં વસે છે. આથી કરીને ગામડામાંનુ જીવન સ્વાભાવિક રીતે ઉત્સાહરહિત અને આળસુ થઈ ગયું છે. ઘણાં વર્ષોથી આમ ચાલતુ આવ્યા છતાં તેની કશી દરકાર કરવામાં આવતી નહી, તો પણ હાલમાં તેનાં પરિણામો તરફ ધ્યાન ખેંચાવા લાગ્યું છે, અને તેને માટે પગલાં લેવાવા માંડ્યાં છે. હાલમાં ખેડૂત પોતાના લાભ અર્થે થોડી જમીન ખેડી શકે તેવું થયું છે, આને નીમતાણો (allotment) કહેછે; અને પેરીશ- કૌંસીલ આક્ટથી કરીને તેના પોતાના ગામના કામો ઉપરની સત્તામાં તેને કંઈક ભાગ મળેલો છે. તો પણ આ પગલાંની અસર બહુ થવાની નથી, પણ એટલું માત્ર એથી ઠીક છે કે પ્રજાને એ વિષયની ખામીની માહીતી તથા તે સુધારવાની ઇચ્છા થઈ જણાય છે.

* ૧૮૪૬ માં (જ્યારે પરદેશી અનાજ માથેની જકાત કાઢી નાંખવામાં આવી ત્યારે) ઘઉંની કીમત ૧ ક્વાર્ટરે ૬૦ શિલીંગની હતી, તે હાલ (૧૮૯૯માં) આશરે ૩૦ શિલિંગનીછે.

* કેટલાંક પરગણાંઓમાં બદલો અઠવાડિયે નવ શિલિંગ જેટલો માત્ર મળેછે; અને કેટલાંકમાં ( કારખાનાંવાળાં નગરોની સમીપમાં ) બદલો ૨૦ શિલિંગ ઉપર મળે છે.

એ જ વખતે વળી માણુસ ૭૬ ઔંસ ( ૧૯૦ તોલા ) પાણી, આશરે ૨૪ ઔંસ ( ૬૦ તોલા ) કાર્બન ડાયોક્સાઇડ તથા પ્રોટીડ મેટાબોલિઝમ્ ( proteid metabolism )-નો નકામો કચરો આશરે પોણો ઔંસ ( બે તોલા ), પેશાબમાર્ગે દરરોજ કાઢી નાંખે છે.

ખોરાક પચીને થયેલા રસનો ભાગ—વિશેષે કરીને પાણી, લવણો, ચરબી, અને પ્રોટીડ્સનો ભાગ—શરીરની વૃદ્ધિ થવામાં શરીરની રચનામાં વપરાય છે, અને ઘણી જાતની જીવનક્રિયામાં વપરાઇ ગયેલા પદાર્થની જગો પૂરે છે. અન્નરસનો બીજો ભાગ-વિશેષે કરીને કાર્બોહાઇડ્રેટ્સ અને ચરબી તથા પ્રોટીડ્સનો મ્હોટો ભાગ-હવામાંના ઑક્સિજન સાથે મળીને જીવનક્રિયાઓ ચલાવવાને જરૂરની શક્તિ પૂરી પાડે છે. ત્રણ ઔંસ ( સાડીસાત તોલા ) ચરબી-૭ ઔંસ ( ૧૫ તોલા ) આલ્બ્યુમેન ( પ્રોટીડનું એક રૂપ ) જેટલી, અથવા સાત ઔંસ ( સાડીસત્તર તોલા ) કાર્બોહાઇડ્રેટસના જેટલી જ-શક્તિ પૂરી પાડે છે. તો પણ શરીરની રચના અને જીવનગતિની શક્તિ, એ બંને ઉપર કહેલી બાબતો વચ્ચે બહુ તફાવત નથી, કારણુ કે જે પદાર્થો જીવનતત્ત્વ ( protoplasm ) ની રચનામાં વપરાયલા હોય છે તેઓ વળી નિરંતર નાશ પણ પામે છે. અને તેથી નવીન શક્તિ પૂરી પાડે છે.

ખોરાકમાંનું કોઈ પણ સત્ત્વ એકલું શરીરનુ પોષણ કરી શકતું નથી

આપણે જરૂર જેટલો પ્રોટીડ્સ વનસ્પતિના ખોરાકમાંથી મેળવવા ઇચ્છિયે, તો આપણે ભાજીપાલો અત્યંત પુષ્કળ ખાવો જોઇયે. વનસ્પતિના ખોરાકમાં કાર્બોહાઇડ્રેટ પુષ્કળ હોય છે. શરીરને ધારણ કરી રાખવા તથા વધારવા માટે યોગ્ય પ્રમાણનાં પોષક તત્ત્વો તો માત્ર દૂધમાં જ હોયછે. આને માટે પુખ્તવયના માણસે સઘળી જાતનાં ખોરાકનાં સત્ત્વો પૂરતાં મેળવવા માટે દરરોજ ૧૪૦·૮ ઔંસ (૮·૮ રતલ) દૂધ ખાવામાં લેવું જોઇયે. ( જો કેવળ દૂધ ખાઇને જ રહેવું હોય તો. )

માંસાહાર નહિકરનારાને દૂધથી સર્વ પૂરૂ પડે છે. કેવળ વનસ્પતિનો ખોરાક જ ખાતાં માંસાહાર બિલકુલ નહિ જ કરવાથી કેટલાક બહુ ઠંડા દેશોમાં વનસ્પતિની બહુ અછત હોવાથી ત્યાં સારી રીતે રહી શકાય નહિ એમ ઘણાનું માનવું છે, તે ગમે તેટલું ખરું હોય તોપણ તેનાં કારણો માત્ર બહારનાં જ છે. ગરમ દેશોમાં તો ખજૂર, સોનકેળાં, વગેરે પુષ્કળ થાય છે એટલે ત્યાં તો લાખો મહેનતુ લોકોનો ખોરાક કેવળ તે હોય છે.

---

**કઠોળ**—" " "

**બટાટાં**—પ્રોટીડ્સ બહુ ઓછો, પણ સ્ટાર્ચ અને પાણી પુષ્કળ.

**ફળો**—સાકર, લવણો, સેન્દ્રિય અમ્લો ( organic acids ) અને પુષ્કળ પાણી.

**ભાજીપાલો**—પ્રોટીડ્સ બહુ થોડો, પણ તેમાં સ્ટાર્ચ, સાકર, અને લવણો હોય છે.

ખોરાક સિવાય, પાચન થવામાટે ઉદ્દીપનો ( stimulants ) ની સહાયતાની પણ જરૂર હોયછે. આમાં અત્યંત સાધારણ લવણ છે, અને બીજાં મશાલા વગેરે થોડાં છે.

* લે ' પદાર્થોમાં પાણી અત્યંત અગત્યનું છે. દૂધતો-ખોરાકમાં ગણાય છે. ચાહ, કૉફી,

૧. આમ, ઉદ્દીપનો છે, પણ વિશેષે કરીને તેઓ વૈભવનાં સાધનો છે.

ખોરાક પસદ કરવામાં રૂહેણીકરણીનો વિચાર કરવો જોઇયે. બહુ બેસી રૂહેનાર માણસ જો પુષ્કળ ખોરાક પોતાની હોજરીમાં ભરે, તો તે બહુ મુશ્કેલીથી પચે છે. જ્યારે મગજનું કામ પુષ્કળ કરવામાં આવે, ત્યારે પુષ્કળ પ્રોટીડ્સવાળો અને સ્હેલાઇથી પચી શકે તેવો ખોરાક—શારીરિક મહેનતનું કામ કરનારા કરતાં—લેવાની જરૂર છે. વળી મગજનું કામ કરનાર માટે ખોરાક જુદી જુદી ઘણી જાતોનો પણ હોવો જોઇયે. તેનું કારણ બીજું કંઈ નહિ, પણ એક જાતનો ખોરાક બગાડ ઉત્પન્ન કરે છે.

રાંધવાથી ખોરાક પચવામાં સ્હેલાઈ થાય છે, જુદી જુદી જાતોનો ખોરાક બને છે, અને કાચા પદાર્થમાંના નુકશાન કરનારા પદાર્થોનો અથવા જંતુઓનો વિનાશ થઈ જાય છે. એટલા માટે કાચા કરતાં પકાવેલો ખોરાક વધારે સારો છે.

( ૨ ). **પ્રાણીનો ખોરાક**—માંસ ભક્ષણ કરવાથી તનદુરસ્તીને ભય છે. ડુક્કરના માંસ ( pork ) માં કેટલીકવાર ન્હાનાં જીવડાં ( trichinæ ) હોય છે, તે જો માણસના દેહમાં ઘણાં પેસી જાય તો ભયંકર રોગ ઉત્પન્ન કરે છે, અથવા મરણ પણ લાવે છે. ગોમાંસ ( beef ) અને ડુક્કરના માસમાં પણ કૃમિ (tapeworms) હોય છે તે માણસનાં આંતરડાંમાં જઈને વૃદ્ધિ પામે છે. બજાર માટે મારવામા આવેલાં પ્રાણીઓ હંમેશાં ક્ષતવાળાં (tubercular) હોય છે, એટલે કે તેની અંદર ક્ષય (consumption) અને એવાં બીજાં દરદો ઉત્પન્ન કરનારાં બાક્ટીરિયા હોય છે.

વળી રંગવાળા માંસથી ઝેર ચઢે છે. આમાં બાક્ટીરિયા અથવા બીજાં ચેતનો પેદા થાય છે અને તેનું પરિણામ એક ઝેરી ક્ષાર ( ptomaines ) ની ઉત્પત્તિરૂપ થાય છે.

દૂધ—ગાયનું દૂધ સાધારણ રીતે વપરાય છે, તે સિવાય પ્રસગે બકરીનું દૂધ પણ વપરાય છે. ગાયના જેટલું જ બકરીનું દૂધ પણ પોષક છે. ગાયના દૂધમાં ત્રણથી ચાર ટકા પ્રોટીડ્સ, ત્રણથી ૭ ટકા ચરબી, ચારથી ૭ ટકા સાકર, અને સાત ટકા સુધી લવણો હોય છે; બાકીનો ભાગ પાણીનો છે. એટલા માટે જરૂરને વખતે મ્હોટી ઉંમરનાં માણસે પણ તેને ખોરાક તરીકે કેવળ વાપરવું હોય તો પણ વપરાય છે. શિયાળા કરતાં ઊનાળામાં દૂધ વધારે સારૂં હોય છે. સહવારના દૂધ કરતાં સાંઝના દૂધમાં લગભગ બમણી તર ( cream ) હોય છે. પહેલા દોહનની શેડ કરતાં પાછળનુ દૂધ વધારે સારૂં હોય છે, અને ગાયનું દૂધ સર્વ કરતાં સારૂં હોય છે.

લાંબા વખત સુધી–વિશેષે કરીને ગરમ જગોમાં–રાખી મૂકવાથી દૂધ ખાટું બને છે. આવી સ્થિતિમાં પણ દૂધ ખાવાને હરકત નથી, તો પણ તે બહુ ખાવું નહિ. તર કાઢી નાંખેલું દૂધ થોડી વાર રાખી મૂક્યા પછી બહુ સારો અને સસ્તો ખોરાક બને છે, પણ જરૂરની ચરબી તર ભેળી જતી રૂહે છે તે કોઈ બીજી રીતે પૂરી પડી શકે છે.

દૂધ ઉપર વળતી તરને હલાવવાથી તથા મથવાથી માખણ બને છે. આશરે બે રતલ દૂધમાંથી આશરે બે તોલા માખણ નીકળે છે.

ઇંગ્લંડમાં સાધારણ રીતે વાપરવામાં આવતું દહિ વાછડાંની ચોથી હોજરીના રસપડ ( rennet ) ને ઉભરો આપીને બનાવવામાં આવે છે. આપણા દેશમાં દૂધમાં છાશ વગેરે ખટાઈ નાંખીને દહિં બનાવવામાં આવે છે. દહિ માં પ્રોટીડ્સ, કેસીન ( casein ), અને ચરબી હોય છે, બીજાં તરવાળાં દહિં માત્ર તરમાંથી બને છે. દહિ માં બાવીસથી બત્રીસ ટકા

પ્રોટીડ્સ અને ચાળીસથી સાઠ ટકા ચરબી હોય છે, અને તેટલા માટે તે પોષકગુણમાં સરસ છે. આ પ્રમાણે તેના પોષકગુણ વિષે જ નહિ, પણ તેની પાચનની ત્વરા વિષે પણ આપણે જોયું છે.

હવે દૂધના દુર્ગુણો વિષે તપાસિયે. જે પ્રાણીનું દૂધ ખાવામાં આવે છે, તે પ્રાણીનાં ક્ષત તથા પગ અને મુખનાં દરદો માણસને થઈ શકે છે. અકસ્માત દૂધ બગડી ગયું હોય છે તો ચઉદ દિવસનો તાવ, કોલેરા, અને લાલતાવનો ફેલાવો થાય છે. બાળકને એથી અતિસાર થાય છે, અને તે જરા સંભાળ અને સહજ કમરતથી મટી શકે છે. દૂધ સ્વચ્છ રાખવું, ઠંડું રાખવું, અને ઉકાળ્યા પછી જ વાપરવું. બાળકને માટે ઉકાળીને અંદરનાં બાકટીરિયાઓનો નાશ કરી નાંખીને શુદ્ધ કરેલું દૂધ ખાસ કરીને વાપરવું યોગ્ય છે. હાલના પોલીસના ધારાઓમાં દૂધમાં ભેગ થવા સામે ઉપાય લીધો છે અને તેથી પ્રજાને નુકસાનથી બચાવવામાં આવે છે. કાળજ્વર ( anthrax ), હડકવા ( rabies ), અથવા પગ અને મુખનાં દરદોવાળી ગાયોનાં દૂધ વેચવાની કાયદાએ મનાઈ કરેલી છે.

પ્રાણીની ચરબીમાં માખણ અને ઘી, ચરબીના તંતુઓ ( suet ), ડુક્કરની ચરબી ( lard ), હંસની ચરબી ( grease ), અને ખાસ પ્રસંગોમાં કૉડલિવર ઓઇલ, વપરાય છે. તેમાં બધાંમાં પણ પોષકધર્મ સમાન છે. માખણમાંથી ક્ષતનો રોગ ઉત્પન્ન થાય છે, માટે ઘી વાપરવાથી કશી હરકત નથી.

**(૩). વનસ્પતિનો ખોરાક**—વનસ્પતિના ખોરાકમાં પણ પ્રોટીડ્સ હોય છે તથા તેમાં ઘણો ભાગ કાર્બોહાઇડ્રેટ્સનો હોય છે, તેમાં સ્ટાર્ચ, સાકર, અને સેલ્યુલોઝ ( cellulose ) હોય છે, અને કંઇક ચરબી પણ હોય છે. ટંકામાં પ્રાણીઓમાં જે લવણો હોય છે તે બધાં જ વનસ્પતિમાં પણ હોય છે.

ક. અનાજના દાણા ( cereals )—તૃણવર્ગમાંનાં ઘણાં ખરાંનાં બીજો, જેવાં કે ઘઉં, જવ, મકાઇ, ચોખા, ઇત્યાદિ માણસ જાતનો ખોરાક છે. આનો લોટ કરીને વાપરવામાં આવે છે. એ લોટમાં નીચે પ્રમાણે તત્ત્વો હોય છે:–

| | | |
|---|---|---|
| સ્ટાર્ચ | ૬૭ | ટકા. |
| પ્રોટીડ્સ | ૧૨ | ,, |
| ચરબી | ૨ | ,, |
| લવણો | ૨ | ,, |
| વનસ્પતિના રેષા | ૩ | ,, |
| પાણી | ૧૪ | ,, |
| | ૧૦૦. | |

આ લોટમાંથી રોટલી બનાવીને ખાવામાં આવે છે. આથી તેમાંનાં જંતુઓ (germs) નાશ પામી જાય છે. લોટની અંદર ઘણો ભાગ છોતરાં ( થૂલી અથવા કુશકી ) નો હોય છે. જેમ લોટ વધારે છોતરાંવાળો અથવા ભૂરો હોય, તેમ તેમાં પ્રોટીડ્સ વધારે હોય છે, અને તેથી તે વધારે પોષણકર્તા હોય છે; તો પણ જેમ તેમાં આ પોષણનો ગુણ વધારે છે તેમ તેમાં ગળવાનો કે પચવાનો ( assimilation ) નો ગુણ સાદી રોટલી કરતાં ઓછો હોય છે.

અપૂર્ણ

# અભેદવાદ વિચાર.

## ૪.

( મળેલું. )

રા રા. 'અભેદજિજ્ઞાસુ' તરફથી ગયા ૧૯૦૦ના જુલાઈના સુદર્શનમાં જે શંકાઓ કાઢવામાં આવી હતી તેના ખુલાસા મ્હે યથામતિ ગયા ઓકટોબર ૧૯૦૦ ના સુદર્શનમાં આપ્યા હતા; તે ઉપરથી રા. રા. 'અભેદજિજ્ઞાસુ' તરફથી ગયા એપ્રિલ ૧૯૦૧ ના સુદર્શનમાં વિશેષ ખુલાસાની જરૂર ધારવામાં આવી છે, તે આપવા યથામતિ પાછો પ્રયત્ન કરવા રજા લઉં છું. તેમની નવી શંકાઓ નીચે પ્રમાણે મ્હારા સમઝવા પ્રમાણે છે.—

૧—એક જ વસ્તુ અનેકનામરૂપવાળી હોઈ શકે તે ઉપરથી **બ્રહ્મ** પણ એવી જ વસ્તુ છે એ સિદ્ધ થવું જોઇયે. દુનિયામાં લાલ રંગની વસ્તુ હોય માટે બધી વસ્તુ લાલ રંગની જ હોય એમ બનતું નથી. એક માણસ લખપતિ હોય તેથી બધા લખપતિ થતા નથી.

૨—અગરખાને વસ્ત્રરૂપે, દીવાને આવરણ વિનાનો, એક જ માણસને કલેક્ટર અને સિટિ માજીસ્ટ્રેટ રૂપે,—આપણે જોઈ શકિયે છિયે, પરતુ **બ્રહ્મ**ને તો તેનાં નામરૂપથી અળગા મૂળ સ્વરૂપમાં આપણે જોઈ શકતા નથી, તો પછી એ મૂળ સ્વરૂપ આવું છે એમ શા ઉપરથી કહી શકાય ?

૩—નીચે પ્રમાણે બાબતો સાબીત થવી જોઇયે:—
(क)—જડ જગત્ નામરૂપમય છે તેથી તેની કારણરૂપ વસ્તુ પર છે ?
(ख) ચેતન જગત્ નામરૂપમય છે તેનુ કારણ પર છે ?
(ग) જડ ચેતન બંનેની પાછળ કારણ એક જ છે ? એટલે કે —

જગત્ અને બ્રહ્મનુ,
જીવ અને બ્રહ્મનું,
જીવ અને જગતનું,—અદ્વૈત શી રીતે સાધી શકાય ?

૪—વાસ્તવિક દૃષ્ટિથી પાપપુણ્યાદિ ભેદ નથી પણ અવાસ્તવિક દૃષ્ટિથી છે; એ મત સન્તોષકારક છે ? ભેદ દૃષ્ટિ ત્યાં સુધી જ કર્ત્તવ્ય કર્મો છે, પરતુ કર્ત્તવ્યની સ્થિતિ સારી કે અકર્ત્તવ્યની ? ઉચ્ચ આત્મા કેઈ સ્થિતિ પસંદ કરશે ?

૫—'વાસ્તવિક દૃષ્ટિવાળા અભેદીને કર્મનો અવકાશ નથી અને એ પ્રકારની દૃષ્ટિનો સ્વીકાર થાય ત્યાં અદ્વૈત અને કર્મ વચ્ચે વિરોધ રહેતો નથી ' આમાં કર્મનો અવકાશ નથી કે કર્મ અદ્વૈતથી વિરુદ્ધ નથી ? એકમાં કર્મનું નહોવાપણું અને બીજામાં હોવાપણું આવેછે. અભેદી કર્મ કરતો નથી માટે તેને કર્મ બાધક નથી, કે કરતો છતાં અભિમાન રહિતતાને લીધે તેને તે બાધક નથી ? પ્રથમમાં કર્મનું અસ્તિત્વ જ નથી, પણ બીજામાં છે છતાં તે

* લેખક—રા. રા. ચમનરાય શિવશંકર વૈષ્ણવ

જાણતો નથી, અથવા તો તે કર્મનો દ્રષ્ટા રહી કર્મની ઉત્પત્તિ અન્ય પદાર્થમાંથી માને છે. પરંતુ જો તે જાણતો ન હોય તો તેનું એ અજ્ઞાન શેમાંથી ઉદ્‌ભવે છે? પ્રકૃતિમાંથી હોય તો પ્રકૃતિ એ તેનાથી ભિન્ન વસ્તુ થશે !

૬—વ્યવહાર અસત્ય હોવાથી તેમાંથી સુખ મળતું નથી, પણ જેને સુખ નહિ જોઇતું હોય અને દુઃખ જોઇતું હોય તેનું શું? સ્વકર્તવ્ય કરતાં દુઃખ જ પરિણમે છે માટે તે ન કરવું? દુઃખ પડે માટે કર્તવ્ય ન કરવું? વેદાન્તનો એવો મત હોય તો તે પરમ આશ્ચર્ય રૂપ છે!

૭—નિર્જન સ્થાનમાં એકલો જમનાર કોઈ અતિથિ તેની પાસે નહિ હોવાથી આપે નહિ તે સ્વાર્થી ન કહેવાય, પણ વ્યવહારદૃષ્ટિથી તો એ કર્મ સ્વાર્થી ખરું કે નહિ? અને કહી શકાય એમ હોય તો એ અદ્વૈત નીતિ સ્વાર્થી ઠરે છે. નિર્જન સ્થાનમાં કદાચ અતિથિ હાજર થાય તો? જાણી જોઇને અતિથિ ન મળે એવા હેતુથી જ એવા સ્થાનમાં જાય કે બાર વાસીને એકલો ખાય તો તે સ્વાર્થી ખરો કે નહિ? અભેદવાદી અભેદાનુભવમાં સહજ પડેલો નથી, પણ ભેદમાંથી પ્રયત્ન કરીને પડે છે. **સ્વ** કે **પર** એ કંઈ જ જેને નથી તેને ખાવાની જ શી જરૂર છે? કોને માટે ખાવું? નિર્જન સ્થાનનું નહિ, પણ બસ્તસતીનુ દૃષ્ટાન્ત આપવુ જોઇતુ હતુ.

આટલી શંકાઓ ઉપર હવે વિચાર આપીશું:—

૧—'એક જ વસ્તુ અનેકનામરૂપવાળી હોઈ શકે' એમ નથી, પણ સૃષ્ટિની વસ્તુ માત્ર નામરૂપવાળી જ છે. નામરૂપ વગરની કોઈ વસ્તુ છે જ નહિ. **अस्ति, भाति, प्रिय, नाम, रूप,** એ પાંચ રૂપે વસ્તુસ્થિતિ હોવાનું મ્હેં જે લખેલું હતું, તે વાત આ પ્રશ્ન પ્રસંગે સ્મરણમાં રહી લાગતી નથી તે ફરી સ્મરણમાં લાવું છું. આ પ્રમાણે **બ્રહ્મ**, તે પણ **બ્રહ્મ એ નામ** તથા **જગત્** એ તેનું **રૂપ** છે. એક વસ્તુ લાલ હોય માટે બધી લાલ ન હોય એ વાત ખરી પણ અત્ર લાલપણાનો દાખલો લાગુ થતો નથી, પણ **વસ્તુ માત્ર રંગી છે** એમ કહેવાનું છે, અને તેમાં કંઈ ખોટું છે? મતલબ કે વસ્તુમાત્રને નામ રૂપ કે આકાર તો હોય જ.

૨—વસ્તુમાત્ર કાર્યરૂપે અને કારણરૂપે હોય છે. કારણ વગર કાર્ય હોય જ નહિ. **બ્રહ્મ**નું કાર્યરૂપ આપણે જોઇયે છિયે પણ કારણરૂપ દેખતા નથી માટે તે આવું છે એમ ન કહી શકાય એમ નથી; કેમકે કારણ બે પ્રકારનાં હોય છેઃ (૧) ઉપાદાન, અને (૨) નિમિત્ત. આમાં બ્રહ્મને જો જગત્‌નું નિમિત્ત કારણ માનિયે તો તો તેનું કારણરૂપ આપણે જાણી શકિયે નહિ જ, પણ અભેદવાદી નિમિત્ત કારણ કહેતો નથી. ઉપાદાન કારણ માનિયે તો તો તેનું સ્વરૂપ સમજી શકાય છે. આ જગતમાં સ્પષ્ટ નિયમ દેખાય છે કે કાર્યસ્વરૂપથી કારણસ્વરૂપ-ઉપાદાન સ્વરૂપ—ઉલટું જ હોય છે, બંનેનાં વિશેષણો જ ઉલટાં હોય છે. એ વિષે પ્રથમના લેખમાં સારી રીતે સાબીત કરેલું છે તે ફરી સ્મરણમાં લેવાથી જણાશે કે જગત્‌રૂપી કાર્યબ્રહ્મ એવું આપણે દેખિયે છિયે, તેથી કેવળ ઉલટું સ્વરૂપ તેના ઉપાદાનબ્રહ્મનું હોવું જોઇયે. આમ ઉપાદાનસ્વરૂપ તેના કાર્યસ્વરૂપથી ઉલટું જ હોય છે. એક શરીર તો બીજું અશરીર, એક નામરૂપી તો બીજું તેથી રહિત, ઇત્યાદિ.

૩—વીજળીમાં એક જ વખતે એક જ સ્થળે પોઝીટીવ અને નેગેટીવ એવી બે પરસ્પર. છેક વિરુદ્ધ શક્તિઓ રહેલી આપણે સ્પષ્ટ જોઇયે છિયે. આવી જ રીતે બ્રહ્મ તે વીજળીરૂપ છે, અને ચેતન તથા જડ એ બે ક્રમસર પોઝીટીવ અને નેગેટીવ શક્તિરૂપ છે. આ બંને શક્તિઓનું અધિષ્ઠાન કારણબ્રહ્મ છે. હવે જેમ વીજળી તથા તેની બંને શક્તિઓ નામરૂપથી જૂદી પણ વસ્તુરૂપે એક જ છે, તેવી રીતે ચેતનરૂપ (પોઝીટીવ) જીવ અને જડરૂપ જગત્ (નેગેટીવ), તથા એ બંનેના કારણરૂપ બ્રહ્મ, એ ત્રણે નામરૂપે જૂદાં છતાં બ્રહ્મ એ જ એક મુખ્ય વસ્તુ છે.

૪—વાસ્તવિક દૃષ્ટિથી પાપ પુણ્ય વચ્ચે ભેદ નથી પણ અવાસ્તવિક દૃષ્ટિથી છે, એ મત મ્હારા માનવા પ્રમાણે તો સંતોષકારક છે. ભેદદૃષ્ટિ છે ત્યાં સૂધી જ કર્ત્તવ્ય છે અને અકર્ત્તવ્યની સ્થિતિ સારી છે, અને ઉચ્ચ આત્મા એ જ પસંદ કરે,—એમ હું માનું છું. પરંતુ આમાં ભેદદૃષ્ટિ અને અભેદદૃષ્ટિ વિષેનો જ મુખ્ય પ્રશ્ન રહેલો છે. કર્ત્તવ્યની સ્થિતિ સારી, એ ભેદદૃષ્ટિમાં મનાય છે અને ભેદદૃષ્ટિવાળા તો અભેદદૃષ્ટિવાળામાં તે ન હોય એ એક દોષ જ માને, પરંતુ અભેદદૃષ્ટિવાળાની દૃષ્ટિમાં તો **સારૂં** અને **નરસું** એ ભેદ જ નહિ હોવાથી તે તો તેમાં દોષ કે ગુણ કશું જ ન માને એ સ્વાભાવિક છે. ખરેખરી અભેદદૃષ્ટિનું સ્વરૂપ તો શ્રી ભાગવતમાં વર્ણવેલ જડભરત કે ઋષભદેવજીના જેવું હોવું જોઇયે, કે જેમને વિષ્ટા અને દૂધપાક—સુખ અને દુઃખ—એ દ્વંદ્વોની સમાન અસર હતી. એમાં તેમને કશો ભેદ જ નહોતો. આવી જ રીતે જડભરતને રાજાએ જડ અને મૂર્ખ કહી ધમકાવ્યો તેની, તેમ જ પાછળથી તેની સ્તુતિ કરી ક્ષમા માગી તેની—એ બંનેની અસર સમાન જ હતી. આમ રાજાની દૃષ્ટિમાં પ્રથમ જડતા અને પછી માહાત્મ્ય દેખાયાં, પણ જડભરતે તો જડતા કે માહાત્મ્ય, એ કશાનો સ્વીકાર માન્યો જ નથી. તેને માઠું લાગ્યું નથી, તેમ સારૂં પણ લાગ્યું નથી. આમ સંસારમાં રહેતાં છતાં પણ બની શકે છે. માત્ર સારી કે માઠી એમ કશી અસર જ મન ઉપર ન થાય, પણ કર્મોને સારાં કે માઠાં માન્યા વગર અગ્નિના દાહક સ્વભાવની પેઠે કરે જાય તે ખરો અભેદી છે.

૫—અભેદી કર્મ કરે છે કે નથી કરતો, તથા કર્મ એવી વસ્તુ છે એ ભેદજ્ઞાન ભેદીની દૃષ્ટિમાં જ છે. અભેદીની દૃષ્ટિમાં તે જે કરે છે તે કર્મ કરે છે, અથવા કરે છે કે નથી કરતો એ કશું જ્ઞાન હોતું નથી. અગ્નિમાં દાહક ધર્મ છે એમ આપણે માનિયે છિયે, પણ અગ્નિ પોતે તેમ કંઈ જાણતો નથી. એવી જ રીતે અભેદી કર્મ કરે છે એમ ભેદીઓ જુવે છે અને માને છે, પણ અભેદીમાં જ્ઞાતાજ્ઞેયનો ભેદ ન હોવાથી તે અગ્નિની પેઠે—ભેદીના મત પ્રમાણે જડ જેવો—છે. ભેદી તેને જડની સંજ્ઞા આપે, પણ તેની અસર તેને થતી નથી. થતી હોય તો તે અભેદી નથી અથવા અપૂર્ણ છે. માટે ખરેખર તો કર્મ છે જ નહિ ને કોઈ કરતું જ નથી, પણ ભેદવાદી સ્વપ્નની પેઠે તેને દેખે છે. આવી રીતે કર્મ છે જ નહિ તો તે શામાંથી થાય? ભેદવાળા તો તેની ઉત્પત્તિ પ્રકૃતિમાંથી કહે છે, તેને તો પ્રકૃતિ એવો ભિન્ન પદાર્થ માનવામાં શી હરકત છે?

૬—કોઇને પણ સુખ ન જોઇતું હોય અને દુઃખ જોઇતું હોય એમ તો બને જ નહિ. કર્ત્તવ્ય પાર પાડવામાં દુઃખ ખુશીથી ખમવામાં આવે છે તેનું કારણ તો કર્ત્તવ્ય પાર પો-

ડવાથી જે સંતોષ-સુખ મળવાનું છે તે છે. અર્થાત્ સુખ મેળવવા માટે જ દુઃખ ખમવામાં આવે છે. માટે દુઃખ તો કોઈ ઇચ્છે જ નહિ. પરંતુ કર્ત્તવ્ય અને અકર્ત્તવ્ય-એ પાછાં ભેદીની દૃષ્ટિમાં છે, અભેદીને નહિ. તે તો કર્ત્તવ્ય કરતો ભેદીની નજરે દેખાય છે, પણ તેને કર્ત્તવ્ય પાર ન પડે તેથી દુઃખ કે પાર પડે તેથી સુખ, એ કાંઇ થતું નથી. તેને સુખી કે દુઃખી થતો ભેદી દેખે છે, અને તેને કર્ત્તવ્યમાં પાર પડે તો વખાણે છે અને પાર ન પડે તો તેની દયા ખાય છે, પણ તેને પોતાને તો તેની પણ કંઈ અસર થતી નથી. તાત્પર્ય કે મનપર અસર ન રાખતાં કર્મો કરાયે જાય તો તે નથી જ કરાતાં એમ કહી શકાય. ભેદી કરાતાં માને છે.

૭-નિર્જનસ્થાનમાં અતિથિ ન હોય તે ન આપે તેથી વ્યવહારદૃષ્ટિથી પણ સ્વાર્થી શી રીતે કહેવાય? અતિથિ અને આપનાર એમ તે જમનારને તો છે જ નહિ તેથી કદી અતિથિ હાજર થાય તો પણ શું? આપે કે ન આપે તો પણ શું? માત્ર આપનારના મનના ઉપર સઘળો બંધમોક્ષનો આધાર છે. આપવું તે સારૂં અને ન આપવું તે નઠારૂં એ ભેદબુદ્ધિમાં જ છે. મન કોઈ પણ જાતની અસર વગરનું હોય તો બંધન નથી. આપણે કંઈ કર્મ કરિયે છિયે તે પહેલા તે કરવાની વૃત્તિનો અમુક પ્રકારનો ભાવ મનમા ઉત્પન્ન થાય છે અને તે પ્રમાણે **यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी** એ નિયમ પ્રમાણે ફલ મળે છે, માટે ભાવના ઉપર જ સર્વ ફલનો આધાર છે કશી ભાવના જ ન થાય તો તો અગ્નિના દાહક કર્મની પેઠે કર્મો નિષ્ફલ જ છે. માટે જ નિષ્કામ કર્મ કહેલ છે.

છેવટે જણાવવાનું કે બે પ્રકારની દૃષ્ટિ કે ભાવના તે શું! એ ઉપર દીર્ઘ વિચાર કરવાની જરૂર છે. કાયદામાં પણ શુદ્ધબુદ્ધિપૂર્વકનું કર્મ જ ફલપ્રદ ગણાય છે

ખૂની માણસ ખૂન કરે, પણ તેણે મદ્યપાન કરેલું હોય અગર તેની ચિત્તવૃત્તિ કોઈ પણ કારણસર અસ્વસ્થ હોય, અથવા તેને પૂરેપૂરો ક્રોધ ચઢવાનું ખરેખરું કાંઈ કારણ ઉત્પન્ન થયું હોય, તો પણ કાયદો તેને ફાંસીની શિક્ષા કરતો નથી; એટલું જ નહિ, પણ મદ્યપાનાદિ અસ્વાસ્થ્યનું કારણ હોય તો તો તેને છેક પણ છોડી મૂકે છે. આનું કારણ શું? ઉત્તર એ જ કે તેનું કર્મ શુદ્ધ બુદ્ધિપૂર્વકનું નથી. અર્થાત્ સારું કે માઠું પરિણામ સમજીને જે કર્મ કરવામાં આવે છે તે જ કર્મ ફલ આપે છે, બીજા અજ્ઞાત કર્મ પણ ફલ તો આપે છે, પણ તે ફલ તેને કશી અસર કરતું નથી, એટલે તે નથીવત્ છે!

---

# ચર્ચાપત્ર (૧).

(મળેલું)

સુદર્શનના ગયા અંકમાં "સુંદર સાંતીડું" એ નામનું ભજન પ્રસિદ્ધ થયું છે તે વાંચી જોતાં એમાં અને આ તરફ તે ભજન જે રીતે ગવાય છે તેમાં ફેર જણાયાથી આ સહ ફરી ઉતારી મોકલું છું. યોગ્ય લાગે તો પુનઃ પ્રસિદ્ધ કરાવશો.

## (ભજન.)

દયો ભયો એ બળદીઆ રે તારાં પ્રેમનાં જોતર વાળ
વાલીડા પ્રેમનાં જોતર વાળ,
ગશ કરો ગુરુજ્ઞાનની તારે સત પરોણો હાંક, સાંતીડું
સાંતીડું જોડીને સમજાવીયે. ૧

પ્હેલી ગણ પ્રેમનામની રે તારા કાળના ગુંડાં કાઢ—
વાલીડા પ્રેમના ગુંડાં કાઢ,
બીજી નાંખો બહુનામની ત્યારે પાપ સમુળાં જાય.
સાંતીડું—સાંતીડું— ૨

ત્રીજી નાંખો ત્રીકમ નામની તૃષ્ણા તારી ટાળ—
વાલીડા૦
ચોથી ગણ સતનામની રે તારૂં ખેતર ચોખું થાય.
સાંતીડું૦ ૩

બી લેજે બહુ નામીનું તારી પ્રેમની ઓરણી બાંધ,
વાલીડા૦
નામ લેજે શ્રીરામનું તારે [1]ફુલરૂ ના'વે સાથ.
સાંતીડું૦ ૪

ખેતર પાકીને પોંક થયો ત્યારે મનનો મેડો નાંખ,
વાલીડા૦
ગોફણ તો ગુરુજ્ઞાનની કરી પ્રેમના ગોળા ફેંક.
સાંતીડું૦ ૫

દાળીડો આવ્યો ગળવા તારી દાળ ભયેરી થાય,
વાલીડા૦
ખાઓ પીઓ ધન વાવરો તેના ભોગ ભગવાનને જાય.
સાંતીડું૦ ૬

---

૧ ફુલરૂં=ઓરણી અથવા દંતાળના દાંતામાં કાંકરો ભરાઈ જતાં વવાયા વિનાનો ચાસ રહી જાય તેને ફુલરૂ પડયું કહે છે.

કહે અખો તમે ચેતજો રે ભાઈ ચેનો ચેતનહાર,
વાલીડા૦
આ ધન જોબનને જાતાં રે ભાઈ જરા ન લાગે વાર,
સાંતીડું૦ ૭

રા. રા. સાકરલાલે "કાળના ગુડા કાઢ" એ વાક્યમાં "ગુડા" નો અર્થ "પગ" એવો કર્યો છે પણ "ગુંડાં" એટલે "ઘ્રાના શુમડાનો જથ્થો" એવો અર્થ અહિં થાય છે. અને તેવા અર્થમાં એ શબ્દ અહિં આ તરફ સારી રીતે વપરાય છે. "કાળના ગુંડા કાઢ" તેમાં મ્હારા ધારવા પ્રમાણે "કાળ" એટલે 'વખત' નહિં પણ "ક્રોધ" તદ્દન કાઢી નાંખ એવો અર્થ વધારે બંધ બેસતો થાય છે. પાછળથી તૃષ્ણા વીગેરે માટે જે લીટીઓ આવે છે એ સંબંધ વિચારતાં પણ આ પ્રમાણે વધારે સંભવ જણાય છે "પેહેલે ગુણ પધારીએ" તેને બદલે "પેહેલી ગણુ" એમ અહિં ગવાય છે. "ગણુ" એટલે-જેટલા વખ્ત-ફેરા-એ જ જમીન સાંતીથી ખેડવામાં આવે તેટલી "ગણુ" દીધી કહેવાય છે. સાધારણ રીતે ખેડુઓ બે "ગણુ" તો ઓછામાં ઓછી દે છે. ચાર 'ગણુ' દેવાય છે એટલે ચાર વખત જ્યારે સાંતી ખેતરમાં નીકળે છે ત્યારે જ ખેતર તદ્દન ચોખ્ખું થાય છે. ભજનમાં પણ તે વિચાર "ગણુ" ને અંગે છે. જે ઉપરથી "પહેલી-બીજી-ત્રીજી-ચોથી" એ પ્રમાણે ચાર "ગણુ"નું કહેવામાં આવ્યું છે. અને ત્યારે "તારૂં ખેતર ચોખું થાય" એમ કહ્યું છે.

લિ. સુદર્શનનો એક વાચક.

---

## ચર્ચાપત્ર (૨).

( મળેલું )*

રા. રા. "દેશહિતચિન્તક"—

નમસ્તે. તમારૂં વિચારવું બહુ યોગ્ય છે. થવાનું તો તેમ જ છે. એટલે સામાન્ય ક્રમ તો તે જ રહેવાનો. પણ વિશેષમાં ફેર પડશે. તમો ધારોછો તેવો જ સાધારણ સૃષ્ટિનિયમ છે. પણ જણાવવું જોઇએ કે તમો ધારોછો તેવો સમય આ ચાલતો વર્તમાનકાલ નથી. જાતિબંધન હજુ તુટયું નથી. જુદું જુદું પણ જારી છે. કન્યા લેવા દેવાના વ્યવહારમાં તો સર્વાંશે જારી છે. પ્રાશન-પાનમાં જારી નથી. તે બંધન તો સર્વત્ર તુટેલું જ છે. તમો કે બીજો કોઈ કહેશે ત્યાં સુધી નવો પ્રથા ક્રમ બાંધવો તેની કોઈ વાટ જોનાર નથી. ખોટી માત્ર હજી જુનો પ્રથા તુટયો નથી તેની જ છે. તુટવાની અણીપર જ છે. પણ મહાકાલની અણી પણ કેવડી લાંબી હશે તે વિચારી લેવું.

પ્રથમ તો એ જરૂર જાણજો કે જે ઢોર ઘર આગળ કોઢીઆમાં ખીલે બંધાઇને ઊછર્યું છે તે જંગલમાં કદી છુટું ફરનાર નથી. તેને માટે વાડો જોઈશું જ. વાડો પોતાની મેળે જ તે તો શોધી લેશે.

બીજું દ્વિજ થવાને જે સંસ્કારની રીત પ્રથમ હતી તે હાલમાં અમુક પરીક્ષા પાસ કરેલાને માટે પુરતી નથી. કેળવણી ( ઘણા બહોળા અર્થમાં ) ખામી ભરેલી છે. તે સ્વાર્થી

---

* એપ્રિલ માસના અંકમાં પ્રસિદ્ધ થએલા "અદ્દભુત સ્વપ્ન"ના લેખકને સંબોધીને આ લખાયું છે.

છે, પરમાર્થી નથી. એકદેશીય છે, બહુદેશીય નથી. જડવાદી છે, ધાર્મિક નથી. માત-પિતા, ગુરુ અને વડિલને માટે માન ઉત્પન્ન કરે તેવી નથી, તુચ્છકાર ઉત્પન્ન કરે તેવી છે. ટુંકામાં તે માત્ર સ્વાર્થમાં જ બલિદાન આપે તેવી છે, વિશ્વયજ્ઞમાં ભોગ આપે એવી નથી. એની એ જ સુધરશે કે જુદી વ્યવસ્થા થશે તે તો ઈશ્વર જાણે. અવિવેક થતો હોય તો ક્ષમા યાચું છું: "શું કોઈ તમને નાતબહાર મૂકનાર છે કે તમો અજ્ઞાનીને કેમ નાતબહાર મૂકોછો" ઇત્યાદિ ઉપદેશ આપનાર તમો પોતે જ ખરે નામે પ્રસિદ્ધ થાઓ તો ઘણું સારૂં. સુદર્શનમાં વા ગમે ત્યાં આ લખાણ પ્રસિદ્ધ કરવાને અથવા ન કરવાને તમને સંપૂર્ણ હક છે.

મુંબાઈ.
તા. ૪ એપ્રિલ ૯૦૧.
} **મોહનલાલ પ્રસાદરાય મેહેતા.**

---

## "ભવાટવી."

(મળેલુ.)*

અટવી' એટલે જંગલ. 'ભવાટવી' એટલે ભવરૂપી જંગલ

આ અસાર સંસારને ઘણાં ઉપનામો અપાયેલા છે, તેમાં 'ભવાટવી' પણ એક છે. જેવી રીતે મુસાફર અરણ્યમાં જાય છે, અને રસ્તાની મુઝવણને લીધે મહા મહેનતે જ તેને ખરો રસ્તો જડે છે, તેવી રીતે આ અસાર સંસારમાં જીવરૂપી મુસાફરને સત્ય રસ્તો મેળવતાં ઘણી મુસ્કેલી પડે છે. સંસારમાં જીવને ઘણા ભવો કરવા પડે છે, અને તે સંસાર જ અટવી રૂપ છે, તેથી આ સંસારને 'ભવાટવી' કહી

જીવને ભવો કરવાનું કારણ બીજું કોઈ જ નથી, પણ પોતે જ છે. કર્મનો કર્તા, તેનો ભોક્તા તે જીવ પોતે જ છે એટલે જેવું કર્મ કરે તેવું જ ફળ તે ભોગવે. કેટલાક માણસો ભાગ્યદેવીને અને પરમેશ્વરને નાહક દોષ દે છે, કે "અમે શુ કરીએ, અમારા ભાગ્યમાં લખ્યું હશે, અથવા પરમેશ્વરે એમ કરવું ધાર્યું હશે તેથી જ અમે આમ કરીએ છીએ." આ શબ્દો માણસ કુકર્મ કરતી વખત અથવા દુઃખની વખત બોલે છે. પણ જે માણસો જરા ઉંડો વિચાર કરે તો તેમને તરત જ માલુમ પડશે કે જે સ્થિતિમાં હાલ તેઓ છે તે સ્થિતિ પૂર્વ ભવના કોઈ કર્મને અનુસારે અથવા તો આ ભવના જ કોઈ કર્મને અંગે ઉત્પન્ન થઈ હશે. સંસારમાં આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ કે કોઈ માણસ સારૂં કર્મ કરે એટલે કે લોકવ્યવહારની રીતિએ ચાલે, સત્ય જ બોલે, સ્થૂલ અહિંસા પાળે, ચોરી કરે નહિ, પરસ્ત્રીનું સેવન કરે નહિ, વગેરે વગેરે સદ્ગુણો પ્રમાણે ચાલે તો સંસારમાં

---

* લખનાર રા. રા. વિશ્વવિહારી તનુજ.

તેની ખ્યાતિ થાય છે-તેનુ સારૂ બોલાય છે. તાત્પર્ય કે સારાં કર્મ કરનારનું સારૂં જ થાય. એટલે કે કર્તા અને ભોક્તા એ બન્ને આ જીવ જ છે. સારાં કર્મ કરેથી જીવની પરિણતિ સારી થાય છે, અને ખરાબ કર્મ કરેથી ખરાબ થાય છે.

દસ્કતશિક્ષક કોપીબુકમાં પણ એક બહુ જ સાધારણ સૂત્ર કહ્યું છે કે "રૂડા વિચાર, સત્ય વચન, અને ભલાં કૃત્ય એ જ નીતિ છે." અગર જો કે આ સૂત્ર બહુ નાનું છે તો પણ ( तत्त्वमसि એ સૂત્ર નાનું છે છતાં પરમ કલ્યાણકારી અને ગૂઢભાવાર્થવાળુ છે તેવી રીતે ) મહદ્ ભાવવાળું અને અર્થયુક્ત છે. જીવને કર્મ બાંધવાને અને છોડવાને મન, વચન અને કાયા એ ત્રણ સાધનો છે. એટલે કે ત્રણે સાધનોથી કર્મ બંધાય પણ ખરાં અને છોડાય પણ ખરાં. જૈન શૈલીમાં પણ તેમ જ કહ્યું છે.

ખરાબ કર્મ કરવાથી ગતિ નીચ થાય છે; સારાં કર્મ કરવાથી ગતિ ઉચ્ચ થાય છે. પણ સારાં અને નરસાં બન્ને કર્મો ફળ તો આપે છે જ. પુણ્ય અને પાપ એ બન્નેનો સરવાળો સરખો જ થઈ રહે, અર્થાત્ એમાંથી એકે ભોગવવાનું બાકી ન રહે ત્યારે જ અતિ ઉચ્ચ-પરમાત્મદશા-ને પામે છે.

જેમ કાશી જવાના રસ્તા ઘણા છે, તેવી જ રીતે આ સંસારરૂપી ભવાટવીનો પાર પામીને મોક્ષનગર જવાને એટલે કે પરમાત્મદશાને પામવાને ઘણા રસ્તા છે: કર્મ, યોગ, ભક્તિ, જ્ઞાન, ઉપાસના, શ્રદ્ધા, ઇત્યાદિ. આમાંના દરેક જો તેમની પૂર્ણ સ્થિતિએ પહોંચાડાય એટલે કે કોઈ અમુક માણસ પરમાત્મા તરફ ભક્તિ બતાવે, કોઈ જ્ઞાનનો જ છેડો લેવા માંડે, એવી રીતે ઉપરના દરેકનો જે માણસ છેડો સાધી શકે તે પરમાત્મદશાને પામી શકે એટલે આ ભવાટવીને વટાવી શકે.

વાચક ! આ કામ-પરમાત્મદશા પામવાનુ કામ-બહુ જ અઘરૂ છે: જૈનશાસ્ત્ર પ્રમાણે દેશ, કાળ, અને ભાવ એ ત્રણેને લક્ષમાં લઇને [illegible] કોઈ બાબતનો નિવેડો આણી શકાય તેવી રીતે આ આર્યાવર્ત્તનો દેશ ( ભરતખંડ ), કાળ [illegible] અને ભાવ એ ત્રણે પરમાત્મદશા પામવાને અનુકૂળ નથી. તો પણ જેટલે દરજ્જે મન, [illegible] વચન અને કાયાને સારી રીતે દોરાશે તેટલે જ દરજ્જે આ આત્માનુ શુભ થશે. દરેક આત્[illegible] હિતેચ્છુ જનોને, આ બાબત મનન કરવા જેવી છે. દરરોજ સવારમાં ઉઠતી વખત અને [illegible] રાત્રે સૂતી વખત પરમાત્માના કોઈ પણ ગુણોનુ સ્મરણ થાય અને તે પ્રમાણે વર્તન થાય [illegible] તો આ જીવને થોડો ઘણો ફાયદો થશે અને ભવચક્રના ચોરાશી લાખ ફેરામાંથી થોડા ઘણા ફે[illegible]રા પણ ઓછા થશે, મનુષ્યજન્મ થોડોકપણ સાર્થક થશે.

વાચક ! કોઈ પણ વિષયનુ લખાણ કરવામાં મુશ્[illegible]કેલી છે, તેમાં આત્મિક લખાણ લખવામાં વિશેષ છે, તો પણ બાળબુદ્ધિથી યથા[illegible]શક્તિ મેં જે આ પેહેલો પ્રયાસ કર્યો છે, તેમાંથી હંસની માફક દૂધ પી જઈ પાણી ઢો[illegible]ળી નાંખજો. કિં બહુના ?

# પ્રેમ.

( મળેલું. )*

આ આર્યાવર્તમાં સુધારાના સહસ્ત્રરશ્મિની ઝળહળજ્યોતિ એક સમયે પ્રકાશતી હતી. સર્વ કંઈ ભાવિચક્રને આધીન છે અને મેઘલી રાત્રિનું ઘોર અંધકાર સ્થપાયું. કિલ્લાનો છેલ્લો ચુહાણ રણધીર પડયો. અને એ વીરના પતન સાથે જુલમનાં કાળાં વાદળાં કડકડધુમ પડયાં. હિંદની સુવર્ણભૂમિના સ્વચ્છ વ્યોમમાં ભયંકર સુનકારઅંધારી છવાઈ અને સુખસેજમાં સૂતા પુરુષોને લોટાના ચણા ચાવવા પડયા. હૃદયની કેળવાતી મૃદુતા અને મગ્નતા, વિવિધ ભાવો અને ઊર્મિઓ, કવિપ્રાંતભા અને રસજ્ઞની તરણ અભિલાષાઓ શિથિલ થયાં. નિશાનો અન્ત આવવા લાગ્યો અને ઉષાનું સુંદર તેજ ઝળક્યું. પશ્ચિમ દેશના આધુનિક સુધારાની પરાકાષ્ઠાએ પહોંચેલા વૈદેશિક રાજ્યની હકુમત નીચે આ દેશ આવ્યો અને દેશાવદેશની નવીન લાગણીઓ અને ઊર્મિઓ, સૂક્ષ્મ ભાવો અને કાવ્યરસપૂર્ણીઓનુ સમિશ્રણ થતાં આ દેશના જ્ઞાનક્ષેત્રમાં, સાહિત્યમાં એક જુદી જ તરેહનો ફેલાવ થઈ રહ્યો. તદપિ પુરાતન કાલનાં જ્ઞાન-માળાનાં મોતીઓ અદ્યાપિર્યન્ત સાર્વજનિક પ્રશંસાને આકર્ષે છે. તત્વજ્ઞાનની પ્રાચીન મનનસંકળાના દરેક અંકોડામાં જે ખાસ વિશેષતા અવલોકવામાં આવે છે તે ઉપરથી મનનપદ્ધતિ, જ્ઞાનગૌરવ અને વાગ્વિદગ્ધતાનુ ઉચ્ચતર ભાન વાચકવૃન્દને થાયછે. તત્વજ્ઞાનની અન્વેષણામાં શાસ્ત્રીઓનાં વાગ્યુદ્ધ થતાં ઘણાઓ ડોળા વમળમાં ઘસડાયા, ઝપાઝપીનો સાર મતમતાંતરો થયાં, અને આખરે જ્ઞાનવારિધિ મથતાં વલોવતાં શ્રીશંકરાચાર્યને કેવલાદ્વૈતામૃત જડયુ અને સૃષ્ટિનું ઉત્પત્તિ સ્થિતિ અને લયનુ કારણ શ્રી પરબ્રહ્મ છે, જગત્ મિથ્યા વાચારમ્ભણ શબ્દથી ઉત્પન્ન થાયછે, બ્રહ્મસ્વરૂપ સત્ ચિત્ અને આનન્દ છે. એ સર્વવ્યાપી શાશ્વત, કૂટસ્થ છે એમ વિવર્તવાદ સાંગ તત્વજ્ઞાનીઓ કહેછે. કલ્પના શક્તિના ઉજ્જ્વલ બલથી, હૃદયની ઉછળતી ઉકળતી ઊર્મિઓના ઉભરામાં કેલવણીથી સંસ્કાર પામેલી લાગણીવાળા મનુષ્યો સર્વ જગતને પ્રેમમય દેખેછે. પ્રેમ આનંદ-સ્વરૂપ-અનન્ય છે. અને બ્રહ્મસ્વરૂપ આનંદને સ્થળે પ્રેમ બેસો અને પ્રેમ એ પણ બ્રહ્મસ્વરૂપ બની દિવ્ય પવિત્રતા ગ્રહો. "સૃષ્ટિનું બીજ પ્રેમ છે," વગેરે સૂત્રોમાં કેળવાએલી ભાવનાવાળા પુરુષો અને બહુધા કવિઓની માન્યતા નિરૂપવામાં આવેછે. ગોપીઓ પણ શ્રીપરમાત્મામય બની હતી તે શુદ્ધ પ્રેમલક્ષણા ભક્તિને લીધે જ. પછી તો પ્રેમ-ભજનના વિમલ ઝરામાંથી સરણીઓ જુદી જુદી દિશામાં વહે. મીઠી મીઠી પવનની લ્હેરોમાં, આકાશના વિવિધ રંગોથી દીપતા ઇન્દ્રધનુષ્યમાં, કે સરસરનાદગાનસાથે નૃત્ય કરતી સાગર સ્વામિને મળવા જતી માનિની સરિતમાં, કે પત્નિવિરહવેદના નહિ સમજતી પરભૃતિકાદિ વિહંગના મધુર ગાનમાં-વસ્તુત નિસર્ગની આહ્લાદક પ્રેક્ષણીય સુંદરતામાં, પ્રૌઢ ભવ્યતામાં, સૃષ્ટિના રમણીય સુશોભિત દૃગ્ભૂમિચિત્રોમાં-પ્રેમ દેશઓ; યાને તો માશુકની સ્વતંત્ર પ્રીતની સિન્જતોમાં ગરકાવ બની પ્રેમના ગાયક મહાન્ તાનસેન કે મૌલાબક્ષ થઈ હૃદયવીણાના તાનમાં તલ્લિન બનો કે ઉત્તમ ચિતારા બની ચિત્રકલામાં ભક્તિ-આધીન વિશુદ્ધ પ્રેમનો

---

* લખનાર—ગ. રા. સ. મા. ભટ.

આબેહુબ ચિતાર આલેખો, મગર પ્રેમની ભભકદાર ગઝલો રચાઓ, અથવા તો વિવેકસાક્ષાત્કારથી જગત્‌ની અસારતા નિરૂપણ કરતાં પ્રીતિનું પરમસ્થાન શ્રીબ્રહ્મ બનો! હરેક રીતે શુદ્ધ પ્રેમલક્ષણાભક્તિપરાયણ હૃદયમાં દિવ્યતાનો વિરલ, પારદર્શક વિશુદ્ધ ઝરો સ્ફુરેછે—હાર્દભૂમિકા અત્યંત રસાલ બની દિવ્ય લાગણીઓનાં વિવિધ બીજો વવાયછે. વિજ્ઞાનવારથી સિંચાતાં રમણીય વૃક્ષો ગ્રંથોદ્વારા જનસમાજની સાહિત્ય-સપાટીપર પ્રકટીભૂત થાય છે, અને અમૃતસરખાં મીઠાં મધુરાં ફલોનો ઉપભોગ લેવા રસજ્ઞ પુરુષો સતત પ્રયાસી બનેછે. કવિવર કાલિદાસે, ભવભૂતિ તેમ જ મેહેતા નરસિંહ અને દયાનંદે, ભક્તિ સાથે પ્રેમની જુદી જુદી દિશા સ્વીકારી છે. વળી પશ્ચિમ દેશોના સાધકો અને કવિવરોએ " પ્રેમને સૃષ્ટિ બંધારણનું મુખ્ય કારણ " ગણ્યું છે. હૃદયસ્થ પ્રીતિ–દીપકનું તેજ ઉજ્જ્વળ, અખંડ, વિરલ અને દિવ્ય મનાય છે. પ્રેમનું લક્ષણ પવિત્રતા અને નિખાલસતા છે; સ્વાર્થ, પ્રેમનો સ્વાભાવિક હડહડતો શત્રુ છે. લૉંગફેલો અને સેન્ટપૉલ, શેક્સપીઅર અને શેલી, સ્પેન્સર, કોલરિજ અને ડ્રાઈડનમાં પ્રેમભક્તિ અચલ હતી.

> Love is the root of creation; God's essence
> ( Worlds without number
> Lie in his bosom like children )
> He made them ( worlds ........ ) for his purpose only
> Only to love and to be loved again.
>
> *Longfellow.*

> Love is the fulfilling of the law.
>
> *St. Paul.*

સર્વ તર્કવિતર્કો, સર્વ જુસ્સાદાર લાગણીઓ, અને વિવિધ આનંદો અને જે કંઈ આ ક્ષણિક પિંજરના વિહંગને ઉત્સાહદ છે એ, સર્વ પ્રેમપોષક બની, પ્રેમની અપ્રતિમ પવિત્ર દીપ્તિને પ્રકાશિત જાળવી રાખેછે.

> " All thoughts, all passions, all delights,
> Whatever stirs this mortal frame.
> All are but ministers of love
> And feed his sacred flame, "
>
> *Coleridge.*

> Heaven's harmony is Universal love.

સાર્વજનિક પ્રેમ, એ સ્વર્ગીય માનતાનતા; પ્રેમ એ જ નિસર્ગનું ગર્ભિત રહસ્ય; અને સૃષ્ટિના તિરોહિત સૌન્દર્યના અભ્યાસીઓ માત્ર પ્રેમના ભેદજ્ઞ બને સંસારના દુઃખદ અર્ણવના તિતીર્ષુ, અભેદમાર્ગપ્રવાસી નાવિકોની વિરલ નૌકા, સાર્વજનિક વિમલ પ્રેમ, પ્રેમનું સ્થાયિ આસ્પદ, સંસ્કાર પામેલું—વિવિધ ભાવોથી, લાગણીથી ઉભરાતું—વિશુદ્ધ હૃદય કે પવિત્ર આત્મા છે. પ્રેમ સ્વરૂપે વિશુદ્ધ છે. પરંતુ હજારો પુરુષો સ્વદોષ નહિ નિ·

રચનાં, અવળે રસ્તે દોરવાઈ જઈ, આ પ્રેમને અપવિત્રતાનો આભાસ આપતા અવલોકવામાં આવેછે સત્યતઃ દોષિત તો દુનીઆંના મલિન ગંદા વમળમાં તણાતા ધસતા સ્વાર્થી પુરુષોનો. સમરભૂમિમાં ચાલતી પ્રાણરક્ષક, સ્વદેશપાલક અસિનો, જડવીર નર પોતાનું યા-નેતો દેશરક્ષક અન્યનું મસ્તક કાપી લઈ દુરુપયોગ કરે તો ખરો દોષ તો આ જડ યુવકનો, પરંતુ નહિ અસિનો. પવિત્ર પ્રેમ આન્તર જ, આધ્યાત્મિક છે. શુદ્ધ પ્રેમ નથી જોતો રાગ રૂપ કે રંગ. વિરહી છતાં પ્રિયાના મનઃકલ્પિત સગમમાં સદાકાળ રહે છે. કવિવર શ્રી ભવભૂતિના માલતીમાધવપ્રકરણનો નાયક માધવ પ્રથમ દર્શનના અનુભવજન્ય સ્મૃતિમાં પ્રિયા માલતીની સરૂપ આન્તરવૃત્તિમાં ખડી રહેલી માલતીમૂર્તિની પ્રતીતિમાં (Subjective phenomenon) સદા માલે છે. પ્રેમ નિર્હેતુ છે. અને સ્વાર્થી પ્રેમ સ્વાર્થ વિષય જતાં નાશ પામેછે. કદાપિ કારણ વિના કાર્ય નથી સંભવતું એ ન્યાયે જો વિવેચકને કારણ જાણવાની આશંકા થાય તો પ્રેમપ્રયોજક કારણ, નૈસર્ગિક આન્તર ભાવો જ છે.

> "व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु–
> र्न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ॥"

વાસ્તવિક રીતે જ કુમદ તથા પદ્મ, શીત ઉષ્ણ રશ્મિના ઉદય અસ્તસાથે અનુક્રમે વિકસે છે, કરમાયછે.—પરદેશી મહાન કવિ પણ આમાં સાક્ષી પૂરેછે. કવિવર શ્રી શેકસપીઅરના રોમીઓ અને જુલીએટના પ્રેમપ્રતિ જરા કટાક્ષ ફેંકે છે. નાયકનાયકાના પિતાઓ વચ્ચે જ ચિરસ્થાયિ હડહડતી શત્રુતા છતાં તેઓ અતુલ્ય, સ્વર્ગીય, પ્રેમના આછા ઝરામાં સ્નાન કરતાં જોવામાં આવેછે, અને ભાવિનાં અણમાનીતાં આ નિરપરાધી બાલ યુવક અને મુગ્ધા યુવતિ, પરસ્પર અકાલિક મૃત્યુના દુઃખદ જ્વલિત કાષ્ઠના ભડકાથી ભરપૂર પ્રેમના યજ્ઞકુંડમાં કોડથી સ્વદેહની આહુતિ આપતાં દરેક વાચકના નયનમાં અનુકંપા તથા અશ્રુઓ ટળાવે છે. આ નાટકમાં જુવાનીની ભભક, નિઃસ્વાર્થ નિર્હેતુ પ્રેમ, હૃદયની ઉભરાતી ઊર્મિઓ અને કરાલ ભાવિની ક્રૂરતાનું ચિત્ર આલેખવામાં આવ્યું છે.

શુદ્ધ પ્રેમની શૃંખલા ન તૂટે તેવી છે. પ્રેમ આત્માનો ગુણ છે. અને તેથી જ પ્રેમદેવીના ખરા, ગંભીર અને વિશાળ હાર્દના ભક્તો પ્રેમને અખંડ નિત્ય માને છે. શેકસ્પીઅર, શેલી, તેમ જ અન્ય પૂર્વદેશના મહાન્ કવિઓએ પ્રેમને વિશુદ્ધ, અભેદ્ય, નિરંતર કથેલ છે.

> Let me not to the marriage of true minds
> Admit impediments. Love is not love
> Which alters when it alteration finds
> Or bends with the remover to remove.
>
> Shakespeare.

આર્ય મનનપદ્ધતિ પણ પ્રેમને દિવ્ય શુદ્ધતા આરોપે છે. શુદ્ધ વિજ્ઞાનના વિષય પરમાત્મા એક અદ્વિતીય છે. અને જેમ અદ્વૈતપણાનેવિશે કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈતાદિ વિવિધ મતમતાન્તરોની વિદ્વત્ચર્ચાની સ્થલે સ્થલે અખાડા બંધાએલા છે તેમ જ પ્રેમનિરૂપણમાં પણ વિવિધ મનનસરણીઓ (theories) આધુનિક સમયમાં વિદ્વદ્જનસમાજમાં

આબેહુબ ચિતાર આલેખો, મગર પ્રેમની ભભકદાર ગઝલો રચાઓ, અથવા તો વિવેકસાક્ષાત્કારથી જગત્‌ની અસારતા નિરૂપણ કરતાં પ્રીતિનું પરમસ્થાન શ્રીબ્રહ્મ બનો! હરેક રીતે શુદ્ધ પ્રેમલક્ષણાભક્તિપરાયણ હૃદયમાં દિવ્યતાનો વિરલ, પારદર્શક વિશુદ્ધ ઝરો સ્ફુરેછે–હાર્દભૂમિકા અત્યંત રસાલ બની દિવ્ય લાગણીઓનાં વિવિધ બીજો વવાયછે. વિજ્ઞાનવારથી સિંચાતાં રમણીય વૃક્ષો ગ્રંથોદ્વારા જનસમાજની સાહિત્ય-સપાટીપર પ્રકટીભૂત થાય છે, અને અમૃતસરખાં મીઠાં મધુરાં ફલોનો ઉપભોગ લેવા રસજ્ઞ પુરુષો સતત પ્રયાસી બનેછે. કવિવર કાલિદાસે, ભવભૂતિ તેમ જ મેહેતા નરસિંહ અને દયાનંદે, ભક્તિ સાથે પ્રેમની જુદી જુદી દિશા સ્વીકારી છે. વળી પશ્ચિમ દેશોના સાધકો અને કવિવરોએ " પ્રેમને સૃષ્ટિ બંધારણનું મુખ્ય કારણ " ગણ્યું છે. હૃદયસ્થ પ્રીતિ–દીપકનું તેજ ઉજ્જવળ, અખંડ, વિરલ અને દિવ્ય મનાય છે. પ્રેમનું લક્ષણ પવિત્રતા અને નિખાલસતા છે; સ્વાર્થ, પ્રેમનો સ્વાભાવિક હડહડતો શત્રુ છે. લૉંગફેલો અને સેન્ટપૉલ, શેકસપીઅર અને શેલી, સ્પેન્સર, કોલરિજ અને ડ્રાઈડનમાં પ્રેમભક્તિ અચલ હતી.

Love is the root of creation; God's essence
( Worlds without number
Lie in his bosom like children )
He made them ( worlds ........ ) for his purpose only
Only to love and to be loved again.

*Longfellow.*

Love is the fulfilling of the law.

*St. Paul.*

સર્વે તર્કવિતર્કો, સર્વ જુસ્સાદાર લાગણીઓ, અને વિવિધ આનંદો અને જે કંઈ આ ક્ષણિક પિંજરના વિહંગને ઉત્સાહદ છે એ, સર્વ પ્રેમપોષક બની, પ્રેમની અપ્રતિમ પવિત્ર દીપ્તિને પ્રકાશિત જાળવી રાખેછે.

" All thoughts, all passions, all delights,
Whatever stirs this mortal frame.
All are but ministers of love
And feed his sacred flame. "

*Coleridge.*

Heaven's harmony is Universal love.

સાર્વજનિક પ્રેમ, એ સ્વર્ગીય ગાનતાનતા; પ્રેમ એ જ નિસર્ગનું ગર્ભિત રહસ્ય; અને સૃષ્ટિના તિરોહિત સૌન્દર્યના અભ્યાસીઓ માત્ર પ્રેમના ભેદજ્ઞ બને સંસારના દુઃખદ અર્ણવના તિતીર્ષુ, અભેદમાર્ગપ્રવાસી નાવિકોની વિરલ નૌકા, સાર્વજનિક વિમલ પ્રેમ, પ્રેમનું સ્થાપિ આસ્પદ, સંસ્કાર પામેલું—વિવિધ ભાવોથી, લાગણીથી ઉભરાતું—વિશુદ્ધ હૃદય કે પવિત્ર આત્મા છે. પ્રેમ સ્વરૂપે વિશુદ્ધ છે. પરંતુ હજારો પુરુષો સ્વદોષ નહિ નિ-

રખતાં. અવળે રસ્તે દોરવાઈ જઈ, આ પ્રેમને અપવિત્રતાનો આભાસ આપતા અવલોકવામાં આવેછે સત્યતઃ દોષિત તો દુનીઆંના મલિન ગંધ વમળમાં તણાતા ઘસડાતા સ્વાર્થી પુરુષો. સમરભૂમિમાં ચાલતી પ્રાણરક્ષક, સ્વદેશપાલક અસિનો, જડવીર નર પોતાનું યાનેતો દેશરક્ષક અન્યનું મસ્તક કાપી લઈ દુરુપયોગ કરે તો ખરો દોષ તો આ જડ યુવકનો, પરંતુ નહિ અસિનો. પવિત્ર પ્રેમ આન્તર જ, આધ્યાત્મિક છે. શુદ્ધ પ્રેમ નથી જોતો રાગ રૂપ કે રંગ. વિરહી છતાં પ્રિયાના મનઃકલ્પિત સંગમમાં સદાકાળ રહે છે. કવિવર શ્રી ભવભૂતિના માલતીમાધવપ્રકરણનો નાયક માધવ પ્રથમ દર્શનના અનુભવજન્ય સ્મૃતિમાં પ્રિયા માલતીની સ્વરૂપ આન્તરવૃત્તિમાં ખડી રહેલી માલતીમૂર્તિની પ્રતીતિમાં (Subjective phenomenon ) સદા માલે છે. પ્રેમ નિર્હેતુ છે. અને સ્વાર્થી પ્રેમ સ્વાર્થ વિષય જતાં નાશ પામેછે. કદાપિ કારણ વિના કાર્ય નથી સંભવતું એ ન્યાયે જો વિવેચકને કારણ જાણવાની આશંકા થાય તો પ્રેમપ્રયોજક કારણ, નૈસર્ગિક આન્તર ભાવો જ છે.

"व्यतिपजति पदार्थानान्तरः कोऽपि हेतु–
र्न खलु वहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ॥"

વાસ્તવિક રીતે જ કુમદ તથા પદ્મ, શીત ઉષ્ણ રશ્મિના ઉદય અસ્તસાથે અનુક્રમે વિકસે છે, કરમાયછે.–પરદેશી મહાન કવિ પણ આમાં સાક્ષી પૂરેછે. કવિવર શ્રી શેક્સપીઅરના રોમીઓ અને જુલીઍટના પ્રેમપ્રતિ જરા કટાક્ષ ફેંકે છે નાયકનાયકાના પિતાઓ વચ્ચે જ ચિરસ્થાયિ હડહડતી શત્રુતા છતાં તેઓ અતુલ્ય, સ્વર્ગીય, પ્રેમના આછા ઝરામાં સ્નાન કરતાં જોવામાં આવેછે, અને ભાવિનાં અણમાનીતાં આ નિરપરાધી બાલ યુવક અને મુગ્ધા યુવતિ, પરસ્પર અકાલિક મૃત્યુના દુઃખદ જ્વલિત કાષ્ઠના ભડકાથી ભરપૂર પ્રેમના યજ્ઞકુંડમાં કોડથી સ્વદેહની આહુતિ આપતાં દરેક વાચકના નયનમાં અનુકંપા તથા અશ્રુઓ ટળાવે છે. આ નાટકમાં જુવાનીની ભભક, નિઃસ્વાર્થ નિર્હેતુ પ્રેમ, હૃદયની ઉભરાતી ઊર્મિઓ અને કરાલ ભાવિની ક્રૂરતાનું ચિત્ર આલેખવામાં આવ્યું છે.

શુદ્ધ પ્રેમની શૃંખલા ન તૂટે તેવી છે. પ્રેમ આત્માનો ગુણ છે. અને તેથી જ પ્રેમદેવીના ખરા, ગંભીર અને વિશાળ હાર્દના ભક્તો પ્રેમને અખંડ નિત્ય માને છે. શેક્સપીઅર, શેલી, તેમ જ અન્ય પૂર્વદેશના મહાન્ કવિઓએ પ્રેમને વિશુદ્ધ, અભેદ્ય, નિરંતર કથેલ છે.

Let me not to the marriage of true minds
Admit impediments. Love is not love
Which alters when it alteration finds
Or bends with the remover to remove.

Shakespeare.

આર્ય મનનપદ્ધતિ પણ પ્રેમને દિવ્ય શુદ્ધતા આરોપે છે. શુદ્ધ વિજ્ઞાનના વિષય પરમાત્મા એક અદ્વિતીય છે. અને જેમ અદ્વૈતપણાનેવિશે કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈતાદિ વિવિધ મતમતાન્તરોની વિદ્વત્ચર્ચાની સ્થલે સ્થલે અખાડા બંધાએલા છે તેમ જ પ્રેમનિરૂપણમાં પણ વિવિધ મનનસરણીઓ ( theories ) આધુનિક સમયમાં વિદ્વદ્જનસમાજમાં

ન્હેતી દર્શને પડે છે. અદ્વૈતપથાનુસારે જેમ સત્તા (Existence) પ્રાતિભાસિકી વ્યાવહારિકી, અને પારમાર્થિકી એમ ત્રિવિધ છે તેમ જ પ્રેમસત્તા પણ ત્રિવિધ છે. 'જગબાડીનો જુઠો પ્રેમ પ્રત્યક્ષ રીતે ભાસતાં છતાં અજ્ઞાનની અંધારીથી આંધળા, દુષ્ટ અને હૃદય-મલિનતાથી ખરડાએલા, નાદાર મૂર્ખ ગમાર. કુજેતીના કાળકા બાંધી શ્વાનસમાન હાડહાડ થાતાં, સદા અથડાઈ વગરમોતેમરવા તૈયાર થએલા સદાને માટે નરકદ્વાર તરફ ધસતા, પુરુષો અને વેસ્યાનો પ્રેમ ક્ષણભંગુર પ્રાતિભાસિક હોય છે. વ્યાવહારિક પ્રેમ હીરની રસી જેવો મજબુત છતાં સહેતુક હોય છે. સ્વાર્થનો પાસ આમાં બેઠેલો છે. તુટતાં પાછો બંધાય પરંતુ ગાંઠ રહી જાય છે. પારમાર્થિક પ્રેમ જીવનપર્યન્ત એક દિશામાં વહે છે. ત્યારે વ્યાવહારિક પ્રેમનું ઝરણું ગતિ અન્ય દિશામાં કદાચ વહે કે સુકાઈ પણ જાય. અને સુકાતાં કંકાસ ઝામે છે. પારમાર્થિક પ્રેમનો વારિધિ ગંભીર, શાન્ત, ભવ્ય રહીને પોતાની મર્યાદા ત્યજતો નથી. અને સર્વથા આનંદ-વારિથી ઉભરાતો રહે છે.

પ્રેમની સત્તા પ્રેમ-આસ્પદ સાથે બદલાય છે. જો પ્રેમ-વિષય અનંત રમણીય હોય છે તો પ્રેમ સદાકાળ સુખદ રહે છે. જ્ઞાન અને આન્તર સ્થાપિત તરુણ રસિક લાગણીઓ સાથે પ્રેમવિષયનું તારતમ્ય નિકટ સંબંધ ધરાવે છે. વૈરાગ્યવૃત્તિવાળા મહાન સંતોનો પ્રેમ પરમબ્રહ્મ તરફ ખેંચાય છે, ત્યારે કેટલાક નિસર્ગના રમણીય લાવણ્ય અને માનવ અનુભવના ભવ્ય ગૌરવના દિવ્ય મધુર ગાનતાનમાં કે સૃષ્ટિસૌન્દર્યની ખુબીઓ આલેખવામાં આમરણ મશગુલ છે. આવા મહાન સંતોને કે સુજ્ઞ પુરુષોને વ્યાવહારિક સંતાપના કાંટાઓ ત્રોફતા નથી પરંતુ કોહીનૂર તો વિરલ હોય છે. પણ પ્રાચીન ધાર્મિક ગ્રંથો અને કાવ્યોનાં પાનાં ઉથલાવ્યાં ન ઉથલાવ્યાં, પારિભાષિક કઠિન શબ્દો ગોખીમારી જરા અહિંથી, જરા તહિંથી ચોરી લુંટી કે ઉચાપત કરી બન્યા મોટા બ્રહ્મનિષ્ઠ આચાર્ય, મહાત્મા (વસ્તુતઃ મહાતમાઃ) કે કવિવર; આવા લાલસુ પ્રાણીઓ જનસમાજમાં પધરામણી માન કે પ્રતિષ્ઠાની ઉત્કૃષ્ટ નર્મ ટેકરીએ ચડતાં સત્ત્વહીનતાને લીધે લથડતાં કોહીનૂરના સ્વભાવને અનુકરણ કરતાં, જડમતિના અહંકારિઓ કોલસારૂપ કાળાધબ બની રહી, હંસપાદગતિ શીખતાં પોતાની કાગગમન-પદ્ધતિ પણ ભુલે છે. ઉપાડી લ્યો શુદ્ધ રસજ્ઞ સંતોનો અને દાંભિક લેભાગુઓની પ્રથમ જવનિકા, અને પછી વિલોકો રંગભૂમિ ઉપરની અસંત વિરોધિતા; ક્યાં રહી પ્રેરણા-સરણીઓથી ભરપૂર એ હૃદયની ઉજ્જ્વળ શ્વેતતી અને ક્યાં એ મલિન-અમલિન અધશુષ્ક ખાડો! પછી પારકી પ્રેરણાના ધોધવા ઉછીના લેતાં, સ્વાભાવિક સ્થિતિમાં પડેલું ખાડાનું બંધીઆર વારિ ડોળાય તેમાં શી નવાઈ!

સર્વથા પ્રેમસ્થાન પરબ્રહ્મ કે સૃષ્ટિનું સુંદર લાવણ્ય હોતું નથી. મનુષ્યની જુદી જુદી અવસ્થાએ ભિન્ન ભિન્ન ભાવો આવે છે. તેમાં જુવાની ઘેલી, ઉન્મત્ત, અને ઉચ્છૃંખલ છે. તેનો ચટકો ચાર દિવસનો છે. વર્ષાઋતુના ગગનરંગોના જેવી નશ્વર, ઝબકારા કરતી વિદ્યુત્ જેવી દશ્યાદશ્ય અને ક્ષણિકસ્થાયિ છતાં મહાન સાધુ, યોગી કે તપસ્વીની એકનિષ્ઠામાં વિક્ષેપ કરનારા જુવાનીનું સામ્રાજ્ય સર્વે પ્રવર્તે છે. સુજ્ઞ પુરુષો સતત પ્રયત્નશીળ બનતાં પણ જુવાનીના ડખમાંથી ભાગ્યે જ બચે છે. પથ્ય-અપથ્ય સમજનારી, સત્યાસત્ય પારખનારી વિવેકબુદ્ધિને પ્રસાદિશ કરતી નવયૌવનમાં આરૂઢ થનારા જનોની માન-

સિક લાગણીઓ અને ઊર્મિઓની ઉન્મત્તતા, અને પ્રભાવ જામે છે, ત્યારે તેમના હૃદયના પ્રેમનો ધોધવો એક દિશામાં વહે છે. અન્ય દિશામાં અંધકાર છવાય છે. પ્રેમ–આસ્પદમાં અહર્નિશ આસક્ત બની રહે છે. આવી દશાને આધીન મહાન પુરુષો પણ થયા છે અને થયાં કરે છે અને કરશે પ્રાક્તન કર્મથી, અદૃષ્ટસંયોગોથી, ભાવિબળથી કે ઈશ્વરકૃપાથી, જો પ્રેમસ્થળ મૃદુ નિઃસ્વાર્થી, નિર્મળ, વિવિધરસજ્ઞ હૃદયવાળી પ્રિયા મળે તો જીવન સાફલ્ય પુરેપુરૂં, નહિ તો દૈવકોપ કે ઈશ્વરનો શાપ કે ગત જન્મમાં કરેલાં અઘઓઘનું આ ફલ પરંતુ દમ્પતિઓના શુદ્ધ પ્રેમ–ગુલાબનું વિકસન વિરલ. ભલે બીજ વવાય પણ કાંતો ભવ્ય રસાળ ભૂમિકાની પૂરી ખોટ, અને કાંતો વિમલ સૌહાર્દ વારિનો અભાવ. કદાચ દૃષ્ટિમર્યાદા ઉપર ભગવાન સહસ્ત્ર–રશ્મિનાં દર્શન લેવા પવિત્ર યુગલના પ્રેમી ગુલાબને વિધિએ અનુજ્ઞા કરી હોય તો પણ ઉષા ઝળકી ન ઝળકી, ઉત્સાહદ ઉષ્ણરશ્મિની ઝાંખી થઈ ન થઈ ત્યાં તો વ્યાવહારિક શીતળ હૃદયભેદક ઝાકળનાં ઝાપટાં પડવા માંડે, વિપદ્‌ના સુસવાટી કરતાં વાવાઝોડાંમાં કાંતો સમૂળ ઉપડી જાય, કે કરાળ કાળની ઝાળમાં દગ્ધ થાય. નહિ તો પરસુખવિલાસોના અસહિષ્ણુ, વિક્ષેપપરાયણ જંતુઓ, ખોટાં કારસ્થાન ઉભાં કરી આંતરહાર્દ કોતરી ખાય. ભાગ્યે જ ગુલાબ તો સર્વ પાંખડીએ અખંડિત, મનોહર પ્રફુલ્લશે.

" True loves are often sown but seldom grow on ground "
*Spenser.*

અનુકંપનાશીળ માનવહૃદય સજાતીય હૃદયને આકર્ષ્યાં કરે છે. અને જ્યારે તે પ્રેમવમળમાં સીકલાતો જાય છે તેમ તેમ પ્રેમનું ભવ્યગૌરવ અનુભવતો જાય છે. અફસોસ, નિર્દોષ પ્રેમી હાર્દો વિધિનાં રમકડાં બહુ બને છે. અને જાણે કે આ રમકડાં ભાગવામાં વિધિ જ આનંદ લેતો હોયની, તેમ ભાસે છે. પ્રેમી હાર્દનું સંગીત જ્યારે પ્રિયાના હૃદયઘુમટમાં અફળાય છે ત્યારે કાંતો પ્રતિધ્વનિ ત્યાં જ નાશ પામે છે, નહિ તો પ્રતિધ્વનિમાં બહુ વિષમતા વિલોકવામાં આવે છે. અરેરે! એકના ગાનમાં પ્રાણ–પ્રદ અમૃતતા ત્યારે પ્રતિધ્વનિમાં મમાએલી ગરલતા, તેમાં નહિ દોષ પ્રેમી હાર્દનો કે પ્રેમનો. કદાચ પ્રેમના આવેશમાં, તન્મનાટમાં અસ્વસ્થ બની જાય! કે મદઘેલી ગાંડી જુવાનીની ભભકમાં ભ્રમિત થાય અને પછી યોગ્યાયોગ્ય પાત્ર જોયા વિના વિવેકદૃષ્ટિના બંધનસેતુને તોડી નાંખી હાર્દના પ્રેમને રેલાવા દે, તો જરૂર આ હાર્દને એકવાર તો સંતાપ થવાનો. અને કદાચ પછી સદાને માટે શ્રેષ્ઠ, અચલ, અવિકારી પ્રેમપદઅન્વેષણમાં રોકાવાનો. ઐતિહાસિક દૃષ્ટાંતો પણ આ વિષયની આ દિશામાં મળી આવે છે

ઉદાર ભોળા ભર્તૃહરિની આવી દશા બની. ભર્તૃહરિનો પ્રેમ દૂધના જેવો ઉજ્જવલ હતો. પરંતુ બહિર્ રમણીય ભાસતું પણ અંતરથી વિષમય વિષથી ખરડાએલું પાત્ર પ્રેમસ્થાન બન્યું, પછી પાત્ર પાત્રનો ભાવ ભજને તેમાં શી શંકા! મયૂરનાદ, કોકિલનો ટહુકો, વર્ષાઋતુમાં ઝરઝર ઝરમર મોતીનું ટપકવું, સૃષ્ટિનું દિવ્ય મધુરૂં ગાન, મહારાજના રમ્ય મનોહર ભાવો, જુવાનીનો ચમત્કારક પ્રયોગ! પછી મહારાજ તો પુષ્પધન્વાના તીરોથી ઘવાયા અને અશરણ બની પિંગલા–રતિરાણીની પ્રેમબેડીઓ સ્વીકારી. ગાન કર્યું, નિર્મળ આશાઓમાં ઉડતું વિહંગ મલિન હાર્દ વાળીના પાંજરામાં પુરાયું. અદૃશ્ય થયો સ્વધર્મ! અને રાજકો-

શલ્યે દૂર નાખું વસ્તુનું સ્વરૂપ બતાવનારી વિવેકદષ્ટિની દીપ્તિ ઝાંખી થઈ ગઈ; મનના વિકારોએ ધૂમ મચાવી, અને લૌકિક વિલાસોમાં મહારાજ સ્નાન કરવા લાગ્યા. શુદ્ધ અનલમાં વિહરતા વિક્રમે મહારાજને ખરી સ્થિતિનું ભાન કરાવવા વિજ્ઞમિના બે બોલ કહ્યા પરંતુ બધિર આગળ ગાન! ઉલટા કલંકિત ખપાયા. વિદેશભૂમિકામાં વિચરવાનો આદેશ મસ્તક ચઢાવ્યો. પરંતુ પાપનો ઘડો ફુટ્યો. સાત્વિક ગુણોનું પ્રાધાન્ય વધવા માંડ્યું. કનીયાન્ ભ્રાતાના શબ્દોમાં સમાએલી પ્રમાણતા, અન્યાયનો અનુસંતાપ, વિષય વાસનાપર તિરસ્કાર ભરેલી કમકમાટી, વિરક્તતા મહારાજને ક્રમવાર અભિનંદન કરવા લાગ્યાં. માયાની જાળો તડાતડ તુટી, અને અમર ફલની પુનઃ પ્રાપ્તિએ મહારાજને યોગીન્દ્ર બનાવ્યા. આ કથામાં દોષ વ્હેંચાએલો છે. બહુધા પ્રેમપાત્ર પિંગળા દોષસ્થાન છે.

સમયે તો બંને પાત્રો, નિર્દોષ પવિત્ર અને વિશાળ હાર્દનાં છતાં વિધિના પ્રકોપથી, કે ભાવિના પ્રબળથી, અજ્ઞાત સંયોગોથી કે વ્યાવહારિક અંતરાયોથી, આનંદ-વિલાસની રમ્ય ટેકરી ઉપરથી ધગધગતી દુઃખદ ખાઈમાં ફેંકાય છે. આની, કવિકલ્પિત કથાઓ નાટકો અને પ્રકરણો તેમ જ ઐતિહાસિક દૃષ્ટાન્તો સાક્ષી પૂરે છે.

> " Ah me, for aught that I could read,
> Could ever hear of tale or history
> The course of true love never did run smooth."
>
> *Spenser.*

કદાચ પ્રેમાંધતામાં દોષનો પાશ બેઠેલ હોય. ગમે તેમ પણ આમાં એક જુદી તરેહનું રહસ્ય રહેલું છે, અને તેને લીધે શુદ્ધ પ્રેમીઓને ભયંકર વાવાઝોડામાં ધસડાવાના કારણોનું પૃથક્કરણ કરવું બહુ કઠિન પડે છે.

પ્રેમપ્રભાવ અલૌકિક છે. વિલક્ષણ વીરપુરુષોની ચતુરતા, બુદ્ધિમાન જનોનું કળાકૌશલ્ય, પ્રેમના સપાટામાં આવવાથી કોણ જાણે ક્યાં સંતાઈ જાયછે! કેટલાક યુવકો પ્રેમઘેલા બની પ્રિયાની કલ્પિત મૂર્તિ મન પાસે ખડી કરી, સેવા, પૂજા ઉપાસના કરતા હસતાં ઘેલછાના ભોગ બનેછે. પ્રેમ! શી સત્તા! શી ખૂબી! સ્વતંત્રતાના શોખી જુવાન-પંખીડાં પણ તારી પાસે પરાધીન ગુલામ બનવા તન, મન અને સર્વ કંઈ અર્પી તારા થવા મથે છે. પ્રેમ બેડી ધારવા પાદ તથા કરો આગળ ધરે છે. કેદી બની કારાગૃહમાં પૂરાવામાં પોતે સંપૂર્ણ આનંદ માનેછે. અમીર શાહજાદો રાજતખ્ત ત્યાગી, પ્રિયાથી અપાતી પ્રેમની રાખ ચોળવા, યોગી બનવા, પ્રિયાની સમાધિ લગાડવા, પ્રિયાસાથે એકત્ર થવા, પ્રિયાના નામની માળા ફેરવતો, નામ રટતો, ઘોર ખાવા ધાતા અરણ્યમાં પણ પ્રેમનો આહાલેક જગાવેછે. પવિત્ર પ્રેમ! શી દૈવની કટુ વિષમતા, શુષ્ક પીળા પડેલ; તનયવાળા શોષાતા વિરહીના દુઃખી દાઝતા હૃદયમાંથી ઉછળતા, ઉભરાતા ઉષ્ણ નિઃશ્વાસોથી નયનમાંથી ટપકતાં વારિથી, તારી નિર્મલ જ્યોતિની આસપાસ ધુમાડાના ગોટેગોટ ઉદ્‌ભવતા ભાસે છે. તારા ચિતારૂપી યજ્ઞકુંડમાં કરાલ કાલથી કાયમને માટે વિયુક્ત થએલા યુગલમાંની પાછળ રહેલી વ્યક્તિ, –સંતાપઅસહિષ્ણુ, નિરાશી હોવાથી યાહોમ કરી ઝંપલાવે છે. પ્રેમ! શી તારી વિષમય અમૃતતા! મધુરકટુતા! હિંદનો છેલ્લો રાજા પ્રેમક્ષેત્રમાં અદ્‌ભુત દૃષ્ટાન્ત છે." રજપૂત વીર-

વૃત્તિનું પુષ્પ પૃથ્વીરાજે પ્રેમની શીતલ અનિલલ્હેરો લીધી ન લીધી ત્યાં તો શત્રુઅનલ આસપાસ સળગ્યો. ન થવું થયું. અદ્ભુત શૌર્ય અને વિસ્મયકારક શૃંગારની પારસીમા, હૃદયની કમનીય આર્દ્ર કામુકતા, મોહાન્ધતા અને અદૂરદર્શિત્વ અને નવવધૂના નવાનવા ભોગવિલાસો— સર્વે એકત્ર બની પરસ્પર પ્રભાવ વધાર્યો. પૃથ્વીરાજે પરાક્રમી ઉત્તમોત્તમ વીર નરોને અજ્ઞાનથી, ભૂનથી, અનાદર કરી વિપક્ષી બનાવ્યા. ગજ્ય મોખરે હોવાથી પરદેશી હુમલા ઝીલવાની આવશ્યકતા પોતાને માથે પડી. આંખો ઉઘડી નહિ ! અને વિષમ સ્થિતિના ભોગ થવું પડ્યું. પછી આર્યાવર્તની રંગભૂમિ નાનામોટા સમરમાં પડતા વીરનરોના રેડાતા રક્તથી ખરડાઈ. વિસ્મૃતિના ગર્તમાં ખેંચાતી, શૃંગારમય, કરુણમય જીવનવાળી, માણી ન માણી, સતી સંયુક્તાના શોકસ્વરોનો ધ્વનિ, શ્રવણપુટમાં પડતાં, વાચકવૃન્દ પાસે આંસુનાં એકાદ બે ટીપાં ટપકાવશે ! સતીસંયુક્તા સાથે ભારતગૌરવ, વીર અને શૃગારનો મોભો અસ્ત પામ્યો. આવા પ્રેમી પંખીડાઓને સુખદ-પાંખો પૂરી આવી ન આવી ત્યાં તો ઘણે ભાગે કપાઈ જાય છે. તો તેપરથી એમ અનુમાન નથી કરવાનું કે પ્રેમ સતાપી છે. હમેશાં પ્રેમનું અસ્તિત્વ સુખાર્થે નિર્મિત થએલ છે અને ત્યારે સુખરૂપ જ નીવડવું જોઇએ. તો પણ માનવ અનુભવ એમ ઉદ્ગાર આપે છે કે કદાચ પ્રેમઆસ્પદના સ્વભાવાનુસાર પ્રેમ–સુખોનો સ્વભાવ બદલાય. આર્થિક આસ્પદ નશ્વર છે તો તે અવશ્ય પ્રેમના આર્થિક સુખોને એક દિવસે વણસાડશે, માટે પ્રેમ–આસ્પદ દિવ્ય, શાન્ત, અને શાશ્વત હોવું જોઇએ.

માનવવૃત્તિ અને કૃતિ દૈવાધીન છે અને હમેશા ઇશ્વરેચ્છા બલીયસી. એટલે સમયે તો સ્નેહમય, અનુકંપાશીલ સુકોમલ ઉદાર હાર્દના ઉદ્ગારોનું ગાન સાંભળવાને રસજ્ઞ કર્ણનો અભાવ ! અને નહિતો હૃદયના ઉભરાતા ઉછળતા ઉમળકાઓ ઝીલવાને પાત્રની પુરી ખોટ હાર્દના ગુહ્યભાવો હાર્દ સમજે. જુદી જ દિશામાં ઢળતું હાર્દ પ્રેમી દિલના દુઃખી દર્દને શી રીતે કળે ! મનમાં પરણવું અને મનમાં રાંડવું ! હૃદયના ઉભરાઓ હૃદયમાં સમાય ત્યારે મંદ સ્વરે હૃદય-વીણાના તાર આનન્દયુક્ત આલાપો આપે

" અરર ! દિલની પૂરે પુરી ન લુટ થઈ કદી,
અરર દિલમાં છુરી પૂરી કદીય ગઈ નહિ;
જખમ દિલનો પૂરો દેવા ન કોઇ મળ્યું કદી, "

કલાપી

શું શોક સૌન્દર્ય ! સુકુમાર રાજવી રસજ્ઞ હૃદયના પ્રેમમય ભવ્ય ભાવો ! જેમ હૃદયના વિલાપો તેમ નિકળતા ઉદ્ગારોની દિવ્ય મધુરતા ! ઇંગ્રેજ કવિ કહે છે કે—

Our sweetest songs are those that tell of saddest thoughts.
Shelley.

શુદ્ધ આર્થિક પ્રેમ પારમાર્થિક પ્રેમની શ્રેણિનું પ્રથમ પગથીયું છે. જેમ પ્રેમી હાર્દ પ્રેમપાત્રને અનન્ય સમજે છે તેમ જ પ્રેમી હાર્દ જ્યારે સર્વ હાર્દને અનન્ય સમજશે ત્યારે અખિલ જગત્ પ્રેમમય લાગશે. ચર્મચક્ષુ નિમીલશે અને જ્ઞાનનાં દિવ્ય નયનો

કમળની પાંખડીઓ ખીલતી જશે તેમ તેમ બ્રહ્મ-એકતાનતા દઢતર થતી જશે. “ **आत्मा एव इदम् सर्वम् ब्रह्मएव इदम् सर्वम्** ” સર્વત્ર બ્રહ્મને અવલોકશે. પરંતુ વિશ્વ-રહસ્ય સમજનાર જવલે જ મળશે અને ડોળઘાલુઓનાં ઝુંડ સ્થળે સ્થળે ભેટશે. ત્યારે શૂન્ય વિરસ હૃદયની ક્રૂર ખીસકોલીઓ પ્રેમી હાર્દ આમ્રના રસની મધુરતામાં શું સમજે ? જેની વલણ-પરનાલિકાઓ પોતાના સ્વાર્થમાં જ વળાં કરેછે, જેનાં હાર્દો અન્ય મનુષ્યોનાં દુઃખોથી દાઝતાં નથી, જેઓ પરંસુખો ઉપર સતાપૈકવિટમ્બણાના પથ્થરો ફેંકવામાં મગ્ન રહે છે, તેનો પછી અજ્ઞાન-અધારિમાં પોતાની જીવન-નૌકા પાપના ખડક સાથે અફળાવી રૈરવ નરકમાં લીન થઈ જાય છે. દિવ્ય પ્રેરણાથી અકિત થએલા મહાન પુરુષો અને તેના અનુગ્રાહકો, વિવિધ શાસ્ત્રો તત્ત્વજ્ઞાનમાલાઓ અને મનનશૃખલાઓ એ શિક્ષણ આપે છે કે સાર્વજનિક પ્રેમ નિઃશ્રેયસ સાથે નિકટ સબધ ધરાવે છે સ્થુલ દેહના આથી ભૌતિક ભોગવિલાસો અને એશઆરામોની મૃગતૃષ્ણિકા ત્યાગી, તૃપાર્ત આત્માના સ્વર્ગીય આનંદ સાર્વજનિક પ્રેમ-વારિ પીવામા રહેલ છે સક્ષેપમા “ **ब्रह्म एव आनन्दोऽस्ति** ” બ્રહ્મ એ જ આનંદ છે. અને હૃદયનો આન્તર ગભિત આનંદ સાર્વજનિક પ્રેમ છે

---

## રા. રા. જીવણરામ લક્ષ્મીરામ દવે ( ‘ જટિલ ’ ) નો સ્વર્ગવાસ.

‘ જટિલ ’ નામે પ્રસિદ્ધ ગુજરાતી લેખક રા. રા. જીવણરામ લક્ષ્મીરામ દવેના ગયા માસમાં થએલા અકાલ મૃત્યુની નોંધ લેતાં અમને અતીવ ખેદ થાય છે. એ ગૃહસ્થ વિદ્યા માટે અત્યન્ત ઉત્સાહ ધરાવતા હતા. એમનો અગ્રેજી ગુજરાતી અને સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ સારો હતો, અને એમણે સાહિત્ય-વિવેચક તરીકે સારી શક્તિ પ્રકટ કરી હતી. એમના ‘દુષ્યન્ત અને શકુન્તલા,’ ભવભૂતિ અને કાલિદાસ’ આદિ સુદર્શનમાં છપાએલા લેખો સુપ્રસિદ્ધ છે. આ શિવાય, તેઓએ કેટલાક વખતથી “ચન્દ્ર”નું તન્ત્રીપણું લીધુ હતુ, અને એ પત્રમાં રસ્કિન વગેરેનાં ભાષાન્તરો આપી તથા સ્વતન્ત્ર ચર્ચા દ્વારા રસના વિષયને સારી સેવા બજાવતા હતા. પરમાત્મા એમના આત્માને રસમય આનન્દમાં રાખો એવી અમારી આશીષ છે.

---

Reg. No. B. 196

આદ્ય દ્રષ્ટા—
'એક અભેદમાર્ગ-પ્રવાસી'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલએલ. બી.

(ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર.)

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૬. અંક ૧૦.] (માસિક.) [જુલાઈ. ૧૯૦૧.

## ભજનમાળા.

### (ચીચોડો.)

(મળેલું)*.

ચીચોડો શ્રીરામનો મ્હારા હૈડામાં હરખ ન માય,
ચીચોડો શ્રીરામનો—

મારે આંગણે ઉલટ ન માં'ય ચીચોડો કર્યો સાબધો—ટેક.

મનરૂપી બાવળ વઢાવીયા સત સંઘેડે ચડાવ,
વિચારના વળ કાઢીયા એને બહુનામી ખુટડી જડાવ—૧

અલખનામની અડી ઘડાવી ચડ થાળે ઠેરાય,
લાંબી કમરસું નોતર્યો એની અડી ઉપર દીવડો ઠેરાય—૨

જગત રૂપી જાંગી કરાવી ને મનના ભીડ્યા માળ,
સત ધરમના જોડ્યા જાંગીયા એને હાંકનારો ચતુર સુજાણ—૩

રામ નામની વાવી શેરડી ને સતગુરૂ આવી ઓરે,
કાળના કૂચા કાઢીયા એનો રસ જ વિરલા કોઈ જાણે—૪

મન ચીચોડો મોળો ફરે પ્રેમની નખાય પાળ,
જગત પ્યારાં ઇંગોરીયા એ તો ગગન ગડેડે ધટમાળ—૫

સત નામની ચુલો ગળાવીયુ મનના ભીડ્યા માર,
પંચ મળીને અગ્નિ રોપી એવી સુરતાની વારી નખાય—૬

---

* પ્રાચીન ભજનોમાંથી મેળવનાર રા. રા. સુમન.

કરમ ધરમની કડા ચડાવી અને પ્રેમ પાવડીયે હલાવ,
રામ નામની પડી ઘુબકી એનાં ચળ ચાસ્યે ભીલાં બંધાય—૭

સુરતા લધવારી ચાલી આવી અલખ અખાડા માંહ્ય,
લોભ મોહના સુંડા ફેંકીયા એની વાસના વૈકુંઠમાં જાય—૮

ગુરૂ પ્રતાપે મોર ડુંગર બોલીયા આ ચીચોડો જે ગાય,
આ ચીચોડો મારી કાયા ઉપર ફેરવાણો એથી પ્રાણીની મુક્તી થાય—૯

---

## દેહશુદ્ધિ.

( મજેલ ).

મલિન-સત્વ તણાં પરમાણુઓ,
ઉડી ઉડી અહીંયાં અતિ આવતાં;
શરીર ઉપર તે પથરાઇને,
મલિન અંગ કરે; સહુ ત્યાં ઠરે. ૧

તારાગણે નભસમાન, બન્યું શરીર,
સત્વાંશનો નવિન યોગ થતાં અધીર;
ને ચીરકાળ પણ યોગ થયા પછી તો,
તેજસ્વિતા-મલિનતા સમ-એક રૂપ. ૨

નવિન તો મળતાં હજુ જાય છે,
તિમિર તેમ તહીં વધુ થાય છે,
વિવિધ રંગ-અનેક પ્રકારનાં,
ભજવતાં સહુ માર્ગ જુદા જુદા. ૩

મલિન શુદ્ધ કરવું ? નવ જાણિએ,
જગતનો ક્રમ એમ પ્રમાણિએ;
સતત-એહ પ્રવાહ અનાદિથી,
નવ પ્રયાસ છતાં મળતો હજી. ૪

અંધારામાં-પ્રયતણી ગતિ-પાન્થ દેખી શકે ના,
ત્હોયે ઇચ્છા-પ્રબળ વહતી-મસ્તિકે માનવીના-
કે હું રસ્તે સરસ સહુથી, ચાલતો કોન-જાણે;
મ્હારા જેવા અનુભવ અને જ્ઞાન કોના પ્રમાણે. ૫

મલિન સત્વતણાં અભિમાનથી,
તરુ થતાં-વધતાં પણ ત્યાં પછી!
ફળ અનેક પ્રકારતણાં ફળે,
વિવિધ સ્વાદ બધાંય તણો મળે ૬

અને એ પુષ્પો કે ફળ—અફળનો સ્વાદ નિરખ્યે,
મહા ઘેને ઘેર્યાં નયન પણ પાછાં ન ઉઘડે;
અરે ! એ નિસ્સાનો મદપણ કદી ઊતરી શકે ?
બતાવે ઉપાયો સદગુરુવિના કોણ કથ્ય ને. ૭

વિચાર એવા ઉરમાં તરંત,
મળે ખરે કોઈ મ્હને મહંત;
(સુ)વિચારશ્રેણી મળતાં સહાય,
મલિનતા દૂર અને પળાય. ૮

અરે મ્હાત્માનાં ત્યાં દરશન કંઈ દૂરથીં થયાં,
સહુ સત્ત્વો ત્યારે સમજી જઈ જાતે—ખળભળ્યાં;
સરી આસ્યાં પડે, શરીર સરકી જૂઠું—સમીપમાં,
અને પોતાનું જે, સ્વરૂપ ધર્યું શું અંગતણું ત્યાં. ૯

સત્ત્વે ધર્યું મલિનનું—પણ અન્ય દેહ,
ત્યારે શું શુદ્ધ ? પણ એમ જણાયું તેહ;
શું ! મ્હાત્મ્યની ગહનતા ઉરમાં ઉતારૂં,
ત્યાં તો ગુમાન પણ બાષ્પ બન્યું બિચારૂં. ૧૦

પ્રણુત આ ગુરુના ચરણે પડયો,
સ્વરૂપશુદ્ધ થયો—ગુરુનો કર્યો;
શરીર સ્થૂલ અરે ! હલકું થયું,
કંઇ ઉંચું ઉતરી ઉતરી જતું. ૧૧

આજે આ લઘુતા થતાં શરીરની સદ્ભાવનાપ્રેરક
હે ! વિશ્વંભર નાથ ! હાથ ગ્રહજો ગર્વાંકુરચ્છેદક;
આપો ભક્તિ અખંડઆપચરણે—સંકષ્ટવિનાશિની,
સત્ત્વો શુદ્ધ સદાય આવીં મળવા, છે પ્રાર્થના દાસની. ૧૨

મકડાકર—નાગર.

---

# ગ્રન્થાવલોકન.

*ભદ્રંભદ્ર—

"It is a relief to turn from the malice and personal bitterness, 'the spleen and sour disdain' which lie at the heart of so much English satirical writing, to the hinting, gentlemanly satire of Joseph Addison. His was the criticism that only half says what it means, but is none the less effective. The most graceful of our social satirists does not sit in the seat of the scornful. *Hic tibi comis et urbanus liberque videtur.* This line, written by Horace, equally with that line written of Horace—*admissus circum præcordia ludit*—applies to Addison. It is in these gentle prose satires that the truest representation of the Horatian spirit is to be found. These essays correspond, far more really than Pope's 'Imitations,' to Horace's Causeries, his talks on the art of living, his sketches of life as he saw it. As with Horace, the purpose of his satire is general. The aim is not to gibbet individuals. He assails the follies, not the fools of the age. He tries to go to the root of the matter. He will not, he says, be 'very satirical upon the little muff that is now in fashion,' but he applies his remedies to the seeds of every social evil. When he attacks the vicious, he sets upon them in a body, and will not make an example of any particular criminal. He passes over a single foe to charge whole armies, and lashes not Lais or Silenus, but the harlot and the drunkard. Gifted with observation that is acute but not profound, and with a peculiar humour blended with wit, he depicts, without offence, by playful and subtle strokes of irony, the manners and habits, the faults and foibles of various classes of men. He never descends to mere caricature; as a critic he is tolerant, and never wounds by severity of sarcasm. Judging with coolness, he is, we feel, 'not dully prepossessed nor blindly right'; rather he shows himself 'modestly bold, and humanly severe.'

His delicate humour, the urbanity of his manner, and the gentleness of his rebuke lead almost unawares those whom he criticises to condemn what is ridiculous or unworthy. A more tolerant censor, a more genial and useful satirist never wrote.

* રા. દોલતરામ, વસંતલાલની કંપની. કિંમત રૂ. ૧—૦—૦

He is an exception to the rule one is too ready to frame, that the lash of the satirist only serves to please him who cracks it; for he and his colleague Steele made the *Spectator* an instrument of education and social reform." Cecil Headlam's Introduction to "*Selections from the British Satirists.*"

"Satire is of the nature of moral philosophy, as being instructive; he therefore who instructs most usefully will carry the palm."— *Dryden.*

**ભદ્રંભદ્ર**—આ ગ્રન્થના "લખનાર" "વિ૦ અમ્બારામ વિ૦ કેવળરામ અવટંકે મોઢ્ઝીઆ-જ્ઞાતિ શુદ્ધ બ્રાહ્મણ" છે, અને "પ્રસિદ્ધ કરનાર" રા. રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ છે. કર્તા કહે છે કે "આ ગ્રન્થમાં બીજા લેખકોનું અનુસરણ કે અપહરણ કણ માત્ર નથી." આ વાત સર્વથા યથાર્થ હો વા ન હો, પણ એટલું તો કબૂલ કરવું જ પડશે કે એમાં સત્યનું 'અનુસરણ કે અપહરણ' તો લગભગ નહિ જેવું જ છે. જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મનું ઉત્થાન થાય છે ત્યારે જ આવા વેદો જગત્ ઉપર અવતરે છે, અને 'જેમ માનસસરોવરના તટને મૂકી હંસ વર્ષાકાલે અન્યત્ર જતા નથી', તેમ 'સુધારા'ની-'જ્ઞાનસુધા'ના સુધારાની-ઑફિસ મૂકી આવા ગ્રન્થો પ્રસિદ્ધિ માટે અન્યત્ર જતા નથી. ગ્રન્થકર્તાનો અર્પણોદ્ગાર "દમમી વાર કેદમાં ગયેલા" "પગી અમથા કાળા" પ્રતિ છે. અમ્બારામ એક પગીને પોતાનો ગ્રન્થ અર્પે એ કેટલાકને અસ્વાભાવિક લાગે છે; પણ જ્ઞાનસુધાની ઑફીસમાં પેસતાં જ, કેવો ઉદાર બ્રાનુભાવ પ્રાપ્ત થાય છે, અને બ્રાહ્મણવર્ગથી જે જેટલું દૂર તે તેટલું ઉત્તમ લેખવાની કેવી અપૂર્વ વિવેકશક્તિ આવે છે એનું એ ટીકા કરનારાઓને જરા પણ જ્ઞાન જણાતું નથી.

ગુજરાતી સાહિત્યમાં, બલ્કે જગતના સાહિત્યમાં, આ ગ્રન્થ એક અપૂર્વ ઉમેરો છેઃ એનો નાયક ત્રણ લોકમાં પણ મળવો કઠણ એવો "ભદ્રંભદ્ર" નામધારી એક "મહા પુરુષ' છે. જે રસનું આપણા પૂર્વજોને ભાન પણ ન હતું, અને જે ઉપજાવવા માટે પશ્ચિમમાં સ્વિફ્ટ, ઍડિસન, થૅકરે, ડિકન્સ્ અને સર્વૅન્ટિસ્ જેવાં વિશાળ અને ઉદાર મગજોની જરૂર પડી હતી, એ રસને અખૂટ વહેવરાવવાની આ ગ્રન્થમાં એક સરળ અને સાદી યુક્તિ શોધી કાઢવામાં આવી છેઃ ભદ્રંભદ્ર ઉપર થોડાક ગડદા પાટુ કે મુકીઓ મારતાં તુરત જ, સુધારાની કીર્તિરૂપ એવી નિર્મળ પવિત્ર અને પતિતપાવની હાસ્યરસની ગંગા વહે છે!—જેના પ્રભાવથકી, પ્રાચીનધર્માભ્યાસરૂપી કપિલમુનિના ક્રોધે કરી ભસ્મ થએલા ઉદ્ધત 'સુધારા'ના સિદ્ધાન્તોરૂપી સગરપુત્રો રા. રમણભાઈના ભગીરથ-પ્રયત્નને પરિણામે ક્ષણવારમાં ઉદ્ધરી જશે એમ આશા રાખવામાં આવે છે!

રા. રમણભાઇએ ગ્રન્થકર્તા અને પ્રસિદ્ધકર્તા વચ્ચેના વાસ્તવિક અદ્વૈતમાં દ્વૈત ઉપજાવ્યું છે; પણ અમે અદ્વૈતદૃષ્ટિથી, પ્રસિદ્ધકર્તા રા. રમણભાઇને જ ગ્રન્થકર્તા માની એ શબ્દો લખીએ તો એ વિદ્વાન એ માટે અમને ક્ષમા આપશે એમ આશા છે.

'સૅટાયર' એ આપણા દેશમાં તદ્દન નવીન જ સાહિત્યનો ભાગ છે. એનો પ્રથમ ઉદય કાંઈક ગ્રીક ભાષામાં અને પછી વધારે ખીલેલા સ્વરૂપે લૅટિન ભાષામાં થયો હતો, અને ત્યાર પછી પશ્ચિમની ઘણી ખરી ભાષાઓમાં તે તે પ્રજાઓના સ્વભાવ પ્રમાણે એનો થોડો ઘણો સારો-ખોટો દેખાવ થયો છે. કોઈપણ રાજકીય, સામાજિક કે ધાર્મિક ખામીઓ ઉપર ક્રોધ ને ઉપહાસની દૃષ્ટિના કટાક્ષો નાંખી, તે તે ખામીઓને સુધારવા યત્ન કરવો એજ એનું ખરૂં પ્રયોજન છે, અને એવા સાર્વજનિક વિષયમાં વાચકને રસ--સર્વાનુભવ આનન્દ-ઉપજવા સંભવ છે. ઇંગ્લંડમાં કેટલાક લેખકોએ પોતાના ખાનગી વિરોધોને 'સૅટાયર' રૂપે બહાર કાઢ્યા છે, પણ ખાનગી કવિહૃદયના દ્વેષમાં સર્વને રસ આવવો અસંભવિત હોવાથી એવી સૅટાયરો બહુધા નીરસ નીવડી છે. રા. રમણભાઈ પોતાની સૅટાયરને સાર્વજનિક સૅટાયર રૂપે ગણાવવા ઇચ્છતા હશે જ, અને અમે પણ એને સાર્વજનિક સૅટાયરની કસોટીથી જ તપાસીશું.

અમારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે રા. રમણભાઇને એમની આ કૃતિ માટે અમે બહુ થોડા જ ધન્યવાદ આપી શકીએ છીએ. સુધારો સર્વ અનિષ્ટ અને સુધારાના પક્ષનું જે તે લખાણ તે સર્વ અરુચિકર એમ અમારૂં માનવું નથી. અમે ખુશીથી જણાવીએ છીએ કે કોર્ટ જેલ આગગાડી જમણવાર વગેરે સ્થાનોમાં ચાલતી કૃતિરીતિનાં વર્ણનો રા. રમણભાઈની સ્થૂલવ્યવહારનું આબેહૂબ ચિત્ર આપવાની શક્તિનું સારૂં પ્રમાણ છે. વળી કેટલેક સ્થળે યોજેલી સોપહાસ ઉપમાઓ અને સામાન્ય વર્ણનની ઢબ જોતાં, નિષ્પક્ષપાત દૃષ્ટિથી વિચારનારને સહજ જણાશે કે રા. રમણભાઈમાં હાસ્યરસ ઉપજાવવાની બહુ સારી શક્તિ છે; જેનાં અનેક ઉદાહરણો ટાંકી શકાય એમ છે; પણ તે અત્રે સ્થળસંકોચને લીધે, અને જ્યાં અનેક ઉત્તમ ઉદાહરણો મળી શકે એમ છે ત્યાં અમુકની પસંદગી કરતાં બાકીનાંને અન્યાય થવાની ભીતિ રહેછે માટે, અત્રે આપવામાં આવતાં નથી. એકાદ ઉચ્ચ નવલકથામાં પ્રસંગોપાત્ત આ શક્તિનો ઉપયોગ કર્યો હોત તો એ બહુ ફતેહમંદ નીવડત એમ અમને લાગે છે. પરન્તુ આટલું બાદ કરીને બોલતાં, તથા સમસ્ત ગ્રન્થનો હાસ્યરસ એકંદર અવલોકતાં, કહેવું પડે છે કે 'ભદ્રંભદ્ર'નું રસવિષયક કલાવિધાન તદ્દન ખામીભરેલુ છે. કેટલેક ઠેકાણે સુધારાના એક એક સિદ્ધાન્ત ઉપર એક એક પ્રકરણ લખી કાઢ્યું છે, અને વાર્તામાં જૂદાં જૂદાં સૂત્રોની પરસ્પર ગુંથણી નહિ જેવી છે. હાસ્યરસનું નિષ્પાદન પણ સંતોષકારક નથી. ઉદાહરણ તરીકે, નીચેનો પૅરેગ્રાફ રા. રમણભાઇના હૃદયને કે કલમને ભાગ્યે જ શોભા આપે એવો છે.

"ગૌમાતાની આ રીતે અવગણના થતી જોઈ ભદ્રંભદ્ર અપ્રસન્ન થયા. આર્યત્વનું દૃષ્ટાન્ત આ સમયે આપવું આવશ્યક ધારી તે ગૌમાતાની વાટ જોતા બેઠા. ગૌમાતા સમીપ આવતાં ભદ્રંભદ્રે ઠામેથી વાંકા વળી તેમનું પુંછડું ઝાલ્યું અને આંખ તથા કપાળ પર તેનો સ્પર્શ કરવા પોતાનું ડોકું લાંબુ કર્યું. પરંતુ આમ કરતાં ભદ્રંભદ્ર સ્વસ્થાનેથી ખસી ગયા અને જમીન પર કાદવમાં ઢળી પડતાં અટકવાનો પ્રયત્ન કરતાં પુંછડે લટકી રહ્યા. પગ જમીનને અડકે નહિ તે સારૂ ટુંટીયું વાળી તેમણે પગ ઉંચા લઈ લીધા અને એવી સ્થિતિમાં ગૌમાતા તેમને લઈ દોડવા લાગ્યાં. ભદ્રંભદ્રમાં ભરેલી આર્યતાના ભારથી ગૌમાતા ઉશ્કેરાઈ વધારે કુદવા લાગ્યાં અને ભદ્રંભદ્ર માણસો સાથે તેમ જ ઓટલા અને ભીંત સાથે અથડાવા કુટાવા લાગ્યા. છોકરાઓ તેમના પર પત્રાળીમાંના વિવિધ પદાર્થો ફેંકવા લાગ્યા અને બીજાઓ પુંછડું મુકી દેવાની સલાહ ઘાંટા કાઢી આપવા લાગ્યા. પણ ભદ્રંભદ્ર કશાથી ડગ્યા નહિ. પુંછડે લટકતા તે આખી નાતમાં ફરી વળ્યા શહેરમાં બીજે પણ

કરવા નીકળી પડત, પરન્તુ ગૈમાતા લત્તાપ્રહારથી તેમને નીચે નાખી દઈ ચાલ્યાં ગયાં. એકલા પડેલા ભદ્રંભદ્ર પાછા સ્વસ્થાને ગયા."

જ્યાં રા. રમણભાઇનો ઉદ્દેશ ઉપહાસ કરવાનો હોય છે ત્યાં કાં તો વાચકને દયાભાવ ઉપજી આવે છે અથવા તો એ યત્ન કલિષ્ટ થઈ વિરસ બની જાય છે. વળી કેટલેક સ્થળે સુધારાના સ્હામા પક્ષને બદલે સુધારા ઉપર જ હસવું આવે છે. ભદ્રંભદ્રનાં સ્પષ્ટ ભાષણો જેટલું હાસ્ય ઉત્પન્ન કરે છે એ કરતાં અધિક હાસ્ય સુધારાનાં વ્યંગ્ય ભાષણો કરે છે, અને જે કટાક્ષ સ્હામા પક્ષ ઉપર ઉદ્દિષ્ટ હોય છે તે જ પરિણામે પોતા ઉપર પડે છે. અમને લાગે છે કે કેટલાક પ્રસંગો પણ તદ્દન અનુચિત દાખલ થયા છે. ઉદાહરણ તરીકે, પ્રાચીનોમાં ભાંગ તથા મદિરાપાનનુ વર્ણન એ વર્ગ તરફ ધિક્કાર ઉત્પન્ન કરવાને બદલે કેટલાક 'સુધારાવાળા'ઓના વર્તનનુ સ્મરણ કરાવે એવું છે. કેટલાક પ્રાચીનો મદિરાપાન કરતા. એ ખરૂ, પણ 'સુધારાવાળા'ઓમાં એ દુર્ગુણ એ કરતાં પણ વધારે વધી ગએલો અને અક્ષન્તવ્ય હતો એમ આજ સર્વેનુ માનવુ છે. પરન્તુ એ વાત ઉપર ભાર ન મૂકતાં, અત્રે અમારૂ રસદૃષ્ટિએ જ માત્ર એટલુ કહેવું છે કે જે દોષ થોડે ઘણે અંશે સ્વપક્ષમાં જ હોય તે પારકામાં છે એમ બતાવવા જતાં રસવિપર્યય થાય છે, અને સ્હામા તરફ ધિક્કારને બદલે એના અન્યાયી પ્રતિપક્ષી સ્હામે ક્રોધ ઉપજે છે. રા. રમણભાઇએ ભદ્રંભદ્રમાં ભાષણ કરવાનું શૂર પુષ્કળ બતાવ્યું છે, પણ અમને તો ભાષણની આ કલ્પના સાથે ભદ્રંભદ્ર કરતાં ટેબલ ઉપર હાથ ઠોકી ઠોકી દેશોદ્ધારનાં ભાષણો આપતો અને ખાનગી વર્તનમાં ગમે તેમ વર્તતો એવો 'સુધારાવાળો' વધારે સ્હેલાઇથી ઉપસ્થિત થાય છે. પાત્રોના આચાર વિચાર અને ભાષણોમાં પણ હદ ઉપરાંત અતિશયોક્તિ થઈ ગઈ છે, અમે કબૂલ કરીએ છીએ કે કટાક્ષમય ઉપહાસ કરવા માટે ગ્રન્થકર્તાને અતિશયોક્તિનો આશ્રય લેવાની છૂટ છે એટલુ જ નહિ પણ અતિશયોક્તિ એવે સ્થળે આવશ્યક છેઃ પરન્તુ 'ભદ્રંભદ્ર' ની અતિશયોક્તિ તો સત્ય અને શકયતાની મર્યાદાને એટલે સુધી ઉલ્લંઘી ગઈ છે કે એ પુસ્તક, રા. મણિલાલે એ સબન્ધે એક વખત લખ્યુ હતું તેમ, "**કોઇને પણ લાગુ ન પડે અને તેથી કશી અસર ન કરે**" એવું લગભગ થઈ રહ્યું છે. રા. રમણભાઇની પ્રાચીન માત્રનો ઉપહાસ કરવાની વૃત્તિએ ઐતિહાસિક સત્યની પણ અવગણના કરી છે. રા. રમણભાઈ કટાક્ષભરી વાણીમાં કહે છેઃ "સ્પર્શાસ્પર્શના નિયમનો ભંગ કરવો નહિં. તે માટે તો દેશપર ચઢાઈ કરનારા યવનો અને મ્લેચ્છો સામે લડાઈ કરવાનો આપણા પૂર્વજોએ ઝાઝો આગ્રહ કર્યો નહિં, કેમકે, દેશના રક્ષણના હેતુથી પણ યુદ્ધમાં અસ્પર્શ્ય જનોના સ્પર્શથી આર્યધર્મ ભ્રષ્ટ થાય છે." 'સ્પર્શાસ્પર્શના નિયમો'એ હિન્દુસ્થાનનું સત્યાનાશ વાળ્યું હશે; પણ 'યવનો અને મ્લેચ્છો સામે લડાઈ કરવાનો આપણા પૂર્વજોએ ઝાઝો આગ્રહ કર્યો નહિ' એમ કહેવાની અન્યાયી ક્રૂરતા તો ખરેખર અદ્ભુત છે. આપણા પૂર્વજોએ મુસલમાનો સ્હામે લઢવાનો હિન્દુ ધર્મના અભિમાન ખાતર ઘણો આગ્રહ કર્યો હતો, અને સર્વ પ્રાચીન ધર્મની પાર ઉતરેલા હાલના કેટલાક 'સુધારાવાળા'ઓ જો તે સમયે હોત તો સીખ અને મરાઠાની માફક ધર્મભેદને વ્હેમ ગણી કાઢી મુસલમાનો સામે લઢવાને બદલે એમને ભ્રાતૃભાવથી ભેટત એમ ઘણાનુ માનવું હશે.

શોચનીય છે કે રા. રમણભાઇએ ભદ્રંભદ્ર ( નાયક ) માં જેટલી મતાન્ધતા ચીતરી છે તેટલીજ—અને એમની વિદ્વત્તા અને વિશાલ હૃદય રાખવાની આવશ્યકતા જોતાં એ કરતાં વધારે સદોષ—મતાન્ધતા પોતામાં દર્શાવી છે. હુરજીવન બાહ્ય અને આન્તરનો ભેદ ન સમજી 'ન્યાય અને વેદાન્તની તુલના કરવા સારૂ એક દુકાનેથી તાજવાં લઈ ગયો'! આપણા 'સુધારાવાળા'ઓ તો પારકાં તાજવાં ઉપર દૃષ્ટિ સરખી પણ નાંખતા નથી, કેમકે તુલના કરવાનું તેઓ પસંદ કરતા જ નથી, અને કરે છે તો તેમાં હમેશાં પોતાનાં ઘરનાં જ ફાવતાં તાજવાં વાપરે છે. બિચારા હુરજીવને 'સમીચીન અને વિપરીત એવા બે પ્રકારનાં પ્રમાણ છે તેનો ભેદ પારખવા' ન્યાયશાસ્ત્રનું અધ્યયન કર્યું. એને ખબર નહતી કે ન્યાયશાસ્ત્ર તો હવે પ્રાચીન તર્કજાળનો કચરો જ હતો એમ સિદ્ધ થઈ ચૂક્યું છે, અને "સમીચીન" અને "વિપરીત" નાં બહુ સરળ લક્ષણ 'સુધારાવાળા'ઓને હાથ લાગ્યાં છે. નવીન તે "સમીચીન", અને "વિપરીત" બે પ્રકારનું: જે જે પ્રાચીન અને જે જે અમુક વ્યક્તિનું! આ નવી શોધ થયા પછી, વેદાન્તની તુલના કરવાની બહુ જરૂર જ રહેતી નથી. 'વિપરીત'ના જે બે પ્રકાર કહ્યા તે બને વેદાન્તમાં નજરે પડે છે. વેદાન્ત પ્રાચીન દર્શન છે, અને હિન્દુધર્મનું પરમભૂષણ મનાએલું છે એ એક મ્હોટો દોષ તો છે જ; પણ તે ઉપરાન્ત બીજો પણ છે તે એ કે ગુજરાતના અમુક સમર્થ વિદ્વાને એનું પ્રતિપાદન કર્યું છે!

રા. રમણભાઈ જેવામાં આવો દુરાગ્રહ, અને તેમાં પણ અમુક વ્યક્તિ સ્હામે આક્ષેપ કરવાની ખાસ ઇચ્છા, માનતાં અમને ઘણી આનાકાની થઈ છે. પણ અમારે કહેવું જોઇએ કે આમ માન્યા શિવાય, કેટલાંક વચનો અને પાત્રો આ ગ્રન્થમાં કેમ દાખલ થયાં હશે એનો ખુલાસો કરવો અમને અશક્ય થઈ પડયો હતો. અને તેથી આ વાત નિખાલસ હૃદયે દર્શાવવાની અમને જરૂર જણાઈ છે.

સર્વને સુવિદિત છે કે આજથી ચાળીસ પચાસ વર્ષ ઉપર ગુજરાતમાં વેદાન્તનું અધ્યયન નહિ જેવું હતું. એ વિષય મૂઠીભર શાસ્ત્રી-સંન્યાસીઓમાં અને તે પણ ભાગ્યોતૂટયો નજરે પડતો, અને તેમને પણ એનું ખરૂં રહસ્ય ક્વચિત્ જ સમજવામાં આવેલું જણાતું. એવે સમયે એ વિષયને લોકપ્રિય કરનાર, એનું જ્ઞાન વિસ્તારનાર, અને એનું નીતિ અને ધર્મપરત્વે કેવું ગંભીર અને ઉચ્ચ રહસ્ય છે એ બતાવી આપનાર પુરુષનો કોણ ઉપકાર નહિ માને? એ વિદ્વાને એ વિષય હાથમાં લીધો તે પહેલાં 'તત્ત્વજ્ઞાન' તે શું અને એમાં ઘટ પટ અને કૂટસ્થની શુષ્ક વાતો શિવાય બીજું કાંઈ પણ હોઈ શકે કે કેમ એ વિષે ગુજરાત કેટલું અજ્ઞાન હતું? અમને લાગે છે કે બીજા કોઈ કારણથી નહિ તો સામાન્ય તત્ત્વજ્ઞાન તરફ લોકરુચિ ઉત્પન્ન કરવા માટે જ રા. રમણભાઈ જેવા વિદ્વાને એની મહત્તાને માન આપવું જોઇતુ હતુ. ઇંગ્લંડમાં એક જ કવિવરની પદવી માટે યોગ્યતા ધરાવનારા ટેનિસન અને બ્રાઉનિંગ પરસ્પર પ્રેમથી ઉભરાતા હતા, ત્યારે આપણા દેશમાં એક વિદ્વાને બીજા વિદ્વાન ઉપર હલકા હલકા આક્ષેપ કરી ભ્રાતૃભાવ વિસ્તારવા યત્ન કર્યો છે! વેદાન્તસિદ્ધાન્ત માનવો ન માનવો એ જૂદો પ્રશ્ન છે, પણ જે સ્વરૂપમાં પૂર્વોક્ત વિદ્વાને એ મૂક્યાં છે તે સ્વરૂપમાં એ ઉપહાસયોગ્ય છે એમ તો ભાગ્યે જ કહી શકાશે. ઇમર્સન અને કાર્લાઇલના વિચારો ઘણાને અગ્રાહ્ય હશે, પણ એથી એ વિચારો ઉપર સૅટાયર

લખવાનું તો આજ પર્યન્ત કોઇને જ સૂઝયું નથી. " આ નિજ અને આ પર એવી ગણનાં દૂર થવી જોઇએ' એમ કહીને સ્વાર્થસાધનનો બચાવ કરનાર એકાદ જૂની તરેહના મિથ્યા-વેદાન્તીનું ચિત્ર પાડયું હોત, તો રા. રમણભાઇનો એ યત્ન અમે વધાવી લેત, અને અમુક વ્યક્તિનું નહિ પણ અમુક વર્ગનું એમાં પ્રતિબિમ્બ પડેલું હોવાથી એમાં સર્વને રસ પણ ઉપજત. પણ જે સ્વાર્થસાધનનું તમે ખંડન કરોછો તેનું જ જે ખંડન કરે છે—અને તે પણ તમારા કરતાં વધારે ઉચ્ચ અને સમર્થ શબ્દોમાં—તેને ધન્યવાદ આપવાને બદલે એનો ઉપહાસ અને અવજ્ઞા કરવા જવું એ તો તદ્દન વિપરીત જ છે.

"જો હોય સાચો સત્ય લેવાને અમે તૈયાર છીએ. જૂનું કે નવું આ દેશનું કે બીજા દેશનું જે સત્ય હોય તે ગ્રહણ કરતાં અમને બાધ નથી."—પૂર્વોક્ત વિદ્વાને આ શબ્દો ઘણે સ્થળે ઉચ્ચાર્યા છે, અને રા રમણભાઇએ એ એમના પુસ્તકમાં ઉપહાસ માટે લીધા છે. પરન્તુ જેઓ એને જાણે છે, અને જેઓએ એનાં સર્વ લખાણ નિષ્પક્ષપાત દૃષ્ટિથી વાંચ્યાં હશે તેઓ તુરત કહેશે કે એનામાં ઉદાર સત્યાન્વેષણની વૃત્તિ હતી એમાં કાંઇ જ સંશય નથી· છતાં એના સમયની કેટલીક વિશિષ્ટતાને લીધે, તથા એના મનના સ્વાભાવિક બન્ધારણ અને રુચિને લીધે, તેમજ મનુષ્યમાત્રમાં જે અમુક હદ સુધી હોવી જ જોઇએ એ સ્વદેશાભિમાનની વૃત્તિને લીધે—કેટલીકવાર આ દેશનું પ્રાચીન એને જોઇએ તે કરતાં વધારે ગમતું હતું એમ કબૂલ કરીએ, તથાપિ એ દોષ ક્ષન્તવ્ય છે. રા. રમણભાઇના પરદેશાભિમાનજન્ય પક્ષપાત કરતાં એ વિદ્વાનનો સ્વદેશાભિમાનજન્ય પક્ષપાત વધારે પસંદ કરવા જેવો છે.

વળી કેટલેક સ્થળે, એ વિદ્વાને યોજેલી 'અનાદિસિદ્ધ વિશ્વવ્યવસ્થા'ની દલીલનો ઉપહાસ કર્યો છે.' હોઈ શકે નહિ, શકયું નથી, અને શકવાનુ નથી,' 'કરે નહિ, કરી શકે નહિ, કરી શકે એમ ઘટે નહિ' ઇત્યાદિ શબ્દો ઉતારી એ વિદ્વાનની ભાષાનુ સોપહાસ અનુકરણ કરવાનો પણ મન્દ મન્દ પ્રયાસ કર્યો છે. રા. રમણભાઇએ કરેલો ઉપહાસ કેટલો કૃતેહમંદ નીવડયો હશે એ જાણવા માટે વાચકે એટલુ સ્મરણમાં રાખવું બસ છે કે જે વિષયમાં આ દલીલનો એ વિદ્વાને ઉપયોગ કર્યો છે તેજ વિષયમાં ટેનિસને પણ કર્યો છે. ટેનિસને એ દલીલ બતાવી માટે તે ખરી એમ કહેવાનું અત્ર તાત્પર્ય નથી. એ દલીલ યથાર્થ હો વા ન હો એ જુદી જ વાત છે, પણ વર્તમાન કાલના એ મહાન પુરુષે પણ જે સ્વીકાર્યું છે તે ઉપહાસયોગ્ય તો નહિ જ હોય એટલું સામાન્ય બુદ્ધિ સહજ સ્વીકારે છે. અર્થાત્, ખરાખોટાનો પ્રશ્ન બાજુપર મૂકી માત્ર રસદૃષ્ટિએ વિચારતાં પણ એટલું સ્પષ્ટ છે કે આ ગ્રન્થમાં રા. રમણભાઇએ ઉપહાસની યોગ્યતા વિનાના ઘણા વિષયો ઉપહાસ માટે હાથમાં લીધા છે. પરિણામ રસભંગ અને રસવિપર્યય વિનાં બીજું આવવું અશક્ય હતુ.

છેવટે એટલું જ કહેવું બસ થશે કે ઉપર જણાવ્યા પ્રમાણે રા. રમણભાઈમાં હાસ્ય ઉપજાવવાની સારી શક્તિ છે, છતાં પણ એમની આ કૃતિ સફલ નીવડી નથી. તેમ થવાનાં મુખ્ય બે કારણો છે. (૧) એક તો રાગદ્વેષથી રહિત થઇ પ્રતિભા વડે તે તે ઉપહાસયોગ્ય વર્ગનાં પ્રતિબિમ્બભૂત પાત્રો રચવાં જોઇએ; તેને બદલે અમુક અમુક પુરુષનાં સ્વેચ્છાનુસાર ચિત્રો કલ્પી કાઢયાં છે-જે કૃત્યમાં એમના હૃદયને ગમે તેટલો સન્તોષ વળતો હશે, પણ સામાન્ય વાચકને તો કાંઇ જ રસ આવવા સંભવ નથી. અત્ર એક ખુલાસો કરવાની જરૂર

છે. 'ભંદ્રભદ્ર' વાચતાં જેમને હસવું આવ્યું હશે ( અમને પણ બહુવાર આવ્યું છે ) તેઓ અમારા આ છેલ્લા શબ્દો રહામે વાંધો લેશે. પરન્તુ તેમને એક વાત ધ્યાનમાં લેવા વિનંતિ છે. તે એ કે હસવું આવ્યું એટલે હાસ્યરસ થયો એમ નથીઃ હાસ્યરસ ત્યારે જ થયો કહેવાય કે જ્યારે જે પક્ષ ઉપર હાસ્ય ઉપજાવવા ગ્રન્થકારનો શ્રમ હોય તે પક્ષ ઉપર જ એ ઉપજે, તથા એમાં અન્ય વિઘ્નકારી ભાવો, જેવા કે કર્તાનાં ક્રૂરતા અને અન્યાય, રસભંગ ન કરે. (૨) રા રમણભાઇની આ પ્રયત્નની નિષ્ફલતાનું બીજું કારણ એ છે કે 'સૅટાયર' માં એના વિષય પ્રતિ જે થોડો ઘણો દયાભાવ હોવો જોઇએ—એમાં પણ મનુષ્યત્વ છે એવો જે સ્વીકાર હોવો જોઇએ—એ બિલકુલ નથી. 'સૅટાયર' અસરકારક ત્યારે જ નીવડે કે જ્યારે એ દુશ્મન તરફથી નહિ પણ મિત્ર પિતા કે ગુરુ તરફથી આવે છે એવો રહામામાં ભાવ ઉત્પન્ન થાય. મનુષ્ય ઉપદેશથી સુધરે છે, પ્રેમથી સુધરે છે, દૃષ્ટાન્તથી સુધરે છે, ઉપહાસથી પણ સુધરે છે, પણ અપમાનથી કદી પણ સુધરતો નથી.

બ્રાહ્મણવર્ગની હાલની વૃત્તિ જોઇ, જેટલો રા. રમણભાઇને ખેદ થાય છે તેટલો જ, અમને પણ થાય છે. આ અને બીજા ઘણા સુધારાની આપણા દેશમાં જરૂર છે. પણ એ વિદ્વાનને જેવો 'શૉર્ટ્કટ' ( ટૂંકો રસ્તો ) સૂઝ્યો છે તેવો અમને સૂઝતો નથીઃ અમને તો લાગે છે કે આવા 'શૉર્ટ્કટ' ના રસ્તાઓ પરિણામે લાંબા જ થઇ પડે છે. અમે અત્યન્ત દિલગીર છીએ કે યથેચ્છ અતિશયોક્તિ અને વ્યક્તિગત આક્ષેપોમાં આનન્દ માની તથા આવે સમયે સુધારાના પ્રશ્નની સર્વ ગંભીરતા લોકદૃષ્ટિ આગળથી હરી લઇ, તથા ઉપહાસની એક ફૂંકથી સર્વ કચરો ઊડી જશે એમ મિથ્યા માની લઈ, સુધારાને સબળ કરવાને બદલે એના માર્ગમાં એક વિક્ષેપ નાંખ્યો છે. તથાપિ વિચારવંત પુરુષો તો આવા લેખોથી સુધારા વિરુદ્ધ દુરાગ્રહમાં ન આવી જતાં, સુધારાનો સારો ભાગ નિષ્પક્ષપાતપણે સ્વીકારશે જ એમ આશા છે

---

## *પુસ્તક–સંગ્રહ.

જેમ સુતાર–લુહારને એમનાં કારખાનાં હોય છે, તેમ વિદ્યારસિક પુરુષોને એમની લાઇબ્રેરી છે. સુતાર–લુહારને ઓજારની પેટી વિના ચાલે તો શિક્ષકને સારા પુસ્તક-સંગ્રહ વિના ચાલે, છતાં એવા ઘણા શિક્ષકો જોવામાં આવશે કે જેમની પાસે પોતાનાં પુસ્તકોનો સંગ્રહ નથી, તેમ જ જેમની સમીપમાં પોતે વાપરી શકે એવી કોઈ ખાનગી કે સાર્વજનિક લાઇબ્રેરી પણ નથી. બીજા કેટલાક એવા પણ નજરે પડશે કે જેઓને સાર્વજનિક લાઇબ્રેરીમાંથી સારાં પુસ્તકો મળી શકે એવું હોય છે, છતાં એનો લાભ લેતા નથી. કેટલાક શિક્ષકો પાસે પોતાના કામ માટે જોઇતી ટેક્સ્ટ ( ચાલુ–નિયમેલી ) બુકો જ હોય છે, અને આપણા દેશમાં તો કેટલાક પાસે એ પણ હોતી નથી. શિક્ષકો કહેવાતા ઘણા-

---

* જેમ્સ બૉલ્ડ્વિનના એક અંગ્રેજી લેખને અનુસરીને.

જનો પામે માત્ર સ્કૂલ-બુકો (સાધારણ નિશાળોમાં ચાલતી ચોપડીઓ) જ હોય છે, અને એમાં પણ વિશેષ શોધ કરતાં જણાશે કે કેટલીકવાર એ પણ એના કર્તા તરફથી અભિપ્રાય માટે જ કોઈક દિવસ માસ્તર સ્કૂલમાં દાખલ કરી આપશે એવી આશાથી ભેટ આપવામાં આવી હોય છે. છતાં આ શિક્ષકોને આપણે 'સાહિત્યના વિસ્તારની આવશ્યકતા' 'વિદ્યાને ઉત્તેજનની જરૂર' ઇત્યાદિ વિષયો ઉપર છટાદાર ભાષણો આપતા જોઇએ છીએ. તપાસ કરી હોય તો એમ પણ જણાઈ આવે કે શેક્સ્પિયર મિલ્ટનનાં માત્ર ભવ્ય-નામોજ તેઓ જાણે છે. આપણે ત્યાં વેદ, મહાભારત, શાંકરભાષ્ય, પ્રેમાનન્દનાં કાવ્યો વગેરેનાં વખાણ કરતા ઘણા જણ મળશે, પણ એ તરફ દૃષ્ટિ ફેરવવા પોતે લેશભાર પણ તસ્દી કોઈક જ લીધી હશે.

તમે કહેશો 'એ તો પૈસાવાળાનું કામ' છે. પુસ્તકો ખરીદ કરીએ એટલી અમારી શક્તિ નથી.' પણ ખરેખરૂં કહેજો કે થોડીએક સારી ચોપડીઓની જેટલી કિંમત પડે એ કરતાં ઘણું ઘણું વધારે તમે બીજી ચીજો-અને તે પણ તદ્દન નકામી એવી ચીજો-ઉપર નથી ખરચતા? પુસ્તકો ઉપર એકદમ બહુ ખર્ચ કરવું પડે એમ હોતું નથીઃ અને એનો બદલો તો તમારા સારાસારવિવેક અને ખરા હૃદયના ભાવના પ્રમાણમાં જોઇએ તેટલો લેવો તમારા હાથમાં છે. સારા પુસ્તકસંગ્રહથી તમારી સામાજિક સ્થિતિમાં સુધારો થશે એમાં તો શું જ આશ્ચર્ય, પણ એથી તમારા જીવનનો આનન્દ વધશે, અને બીજાને ભલું કરવાની તમારામાં અધિક યોગ્યતા આવશે.

તમારી લાઇબ્રેરીમાં ત્રણ પ્રકારનાં પુસ્તકો સંગ્રહવાં જોઇએઃ એક તો તમારા ધન્ધાને લગતાં, જેને તમારાં ધન્ધાનાં ઓજાર કહીએ તો ચાલે; બીજાં, તમે શોખથી પસંદ કરેલા વિષયને લગતાં, જેને તમારા મિત્ર, મોજની અને સલાહકાર લેખી શકાય. ત્રીજાં, તમને તમારા જીવનનો ઉદ્દેશ સમજાવનાર અને અનુભવમાં લાવી આપનાર, જેને તમારા ગુરુરૂપે ગણી શકાય. આ પુસ્તકો અમુક જ હોવાં જોઇએ એમ હું કહેવા માગતો નથીઃ પણ એટલું તો કહું છું કે જો પચાશેક—અરે, ત્રીશેક—પણ સારાં પુસ્તકો પસંદ કરીને રાખવામાં આવે તો એ અમૂલ્ય ધન થઈ પડે, અને તમારી આખી જીંદગી પર્યન્ત તમને સારી રીતે આનન્દ આપી શકે; પણ જો તમારી પસંદગી ખરાબ થાય, તો હજારો રૂપીઆ ખર્ચો અને આડોઅવળો કચરો એકઠો કરો, પણ એથી કાંઈ જ લાભ થવાનો નહિ; એ ભારરૂપ થઈ, ઉલટી હાનિ થવાની.

આ બાબત રસ્કિને બહુ સારી સલાહ આપી છે. એ કહે છે કે "હું દરેક જુવાન માણસને આગ્રહપૂર્વક કહું છું કે તમારે યોગ્ય અને ડહાપણ ભરેલી રીતે ઘર માંડવું હોય તો શરુઆતથી જ, ઘરખર્ચમાં ખૂબ કરકસર કરીને પણ, થોડીક ઉપયોગી ચોપડીઓ ઘરમાં વસાવવી-અને પછી આખી જીંદગી તમારે એમાં ધીમે ધીમે પણ કાયમ રીતે વધારો કરતા જવો. અને તમારા બધા ફર્નિચરમાં તમારી એ ન્હાની સરખી લાઈબ્રેરીને સૌથી વધારે કાળજીપૂર્વક સુશોભિત રાખવી. દરેક પુસ્તકને પોતપોતાનું નક્કી સ્થાન આપી મુકવું. અને બાલકોને પહેલામાં પહેલું એ જ શીખવવું કે એમનાં ન્હાનાં ન્હાનાં પુસ્તકોનાં પાનાં કેવી સફાઇથી ફેરવવાં કે જેથી એ ફાટે કે વળે નહીં."

હેન્રીવૉર્ડ બીચર પણ એ જ વાત ભાર મૂકીને કહે છે. એ જણાવે છે કે જેમને આ દુનીઆમાં નહિંમાંથી કંઈ થતાં થતાં જીવનની નીસરણીએ ચઢવા મેથવાનું છે, તેમણે સારી સારી ચોપડીઓનો ન્હાનો મરખો સંગ્રહ રાખવો, અને એમાં દિનપરદિન વધારો કરતા જવું એ જરૂરનું છે. "પ્રતિવર્ષ વધતી જતી ન્હાની લાઇબ્રેરી એ દરેક માણસના ઇતિહાસમાં એક માન આપે એવી બાબત છે. પુસ્તકો રાખવાં એ દરેકની ફરજ છે. લાઇબ્રેરી એ વધારે પડતો ઉપભોગ નથી પણ જીવનની એક જરૂરિયાત છે."

આપણે જમણવારોમાં કેટલા બધા પૈસા ખરાબ કરીએ છીએ! જો શરીરને ખોરાક જોઇએ, તો મનને કેમ ન જોઇએ? છતાં ઘણા માણસો ચોપડીવાળાની દુકાને ભૂલેચૂકે ચઢયા અને એક સારી ચોપડી જોઈ, તો એ લેતાં કેટલી બધી આનાકાની કરે છે! જેમણે ભૂખ વેઠીને અને ભાર ઉપાડીને પણ પુસ્તક ઉપર ખર્ચ કરેલું, એવા માણસો દુનીઆમાં થયા છે, અને પરિણામે એમને જ ખરો લાભ થયો છે. આપણામાંના ઘણાખરાને તો આટલી બધી મુશીબત વેઠવી પડે એમ નથી જ. છતાં કદાચ વેઠવી પડે તો પણ શું? શ્રમ અને કરકસર કરીને મેળવેલી ચીજ જ ખરી કિંમતી અને વ્હાલી લાગે છે એ ભુલવાનુ નથી.

એક વિદ્વાન કહે છે લાઇબ્રેરીનો ખરો માલિક એ જ કે જેણે દરેક પુસ્તક પ્યારથી ખરીદ્યું છે, અને જે આનન્દથી કહી શકે છે કે 'આ રહ્યાં મારાં રત્નો, મારો ઉત્તમોત્તમ ખજાનો...પરમેશ્વરે મને જે બુદ્ધિ આપી છે તેનો ઉપયોગ આ.' પુસ્તક ઉપરના એના પ્રેમના પ્રમાણમાં તો એ લાઇબ્રેરી કાંઈ જ નહિ હોય, છતાં એ માણસ એના સાધનના પ્રમાણમાં કેટલું સંપાદન કરી શક્યો છે એ એમાંથી જણાશે. એની ઘરખર્ચની કરકસર સમજાશે, અને એ સુવર્ણકણો એકઠા કરવાને એ કેટલો ઇન્તેજાર છે અને વખત આવ્યે તેમ કરવા એ કેવો ચૂકતો નથી એ સિદ્ધ થશે. આવી લાઇબ્રેરી ઉભી કરનાર પુરુષે તો દરેક ઇંટ જોઈ તપાસી એનુ મન્દિર બનાવ્યુ છે એમ કહીએ તો પણ ચાલે.

જગતના સાહિત્યનાં ઉચ્ચમાં ઉચ્ચ રત્નો પણ ગરીબમાં ગરીબ માણસ ખર્ચી શકે એટલી કિંમતે હાલ મેળવી શકાય છે. સરસ્વતીના ઉપવનવાસી કવિકોકિલો પણ આપણી ઓરડીમાં મધુરરવે ગાઈ આપણને આનન્દ આપે છે. શેક્સ્પિયર, મિલ્ટન, વર્ડ્ઝવર્થ, બેકન, બન્યન, ગેટે, હોમર, વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ, ભવભૂતિ, તુલસીદાસ શંકરાચાર્ય આદિ જગપ્રસિદ્ધ ગ્રન્થકારોને—અને તેની સાથે જગતને અજ્ઞાતજેવાં પણ આપણને કાંઈક કારણસર ગમતા એવા એક બે લેખકોને—આપણી લાઇબ્રેરીમાં ગોઠવાએલા જોઈ કેવો આનન્દ આવે છે! એમની સાથેના સહવાસ અને વાર્તાચિતથી આપણે જરૂર વધારે જ્ઞાન ડહાપણુ અને ઉચ્ચતા પામીએ, આજ કરતાં કાલે વધારે સારા થઇએ એમાં શો સંશય?—એનો યોગ્ય ઉપયોગ કરવો જોઇએ એ તો ખરૂં જ.

જૉન બ્રાઇટ બર્મિંગહામની ધર્માદા લાયબ્રેરી ઉઘાડતી વખતે આ પ્રમાણે બોલ્યા હતા "તમે તમારા ઘરમાં કિંમતી ચિત્રો ઘરેણાંઓ અને એવાં જ પ્રસાધનો ભલે રાખો, પણ મને તો લાગે છે કે પુસ્તકોથી સારી રીતે ભરેલી એક ઓરડી એ સર્વ શોભાઓ કરતાં

વધારે સારી. પુસ્તકના સમૂહ આગળ ઉભા હોઇએ તે વખતે દિલગીરી માત્ર એટલી જ થાય છે કે 'અરે! આપણું જીવન આટલું ટુંકું છે, આપણામાં શ્રમ અને ખંત થોડાં છે, અને વાંચવાનું આટલું બધું છે!' ગરીબ માણસના ઘરમાં એક ન્હાની સરખી લાયબ્રેરી એક અમૂલ્ય ખજાનો છે! જીનપૉલરિષ્ટર મ્હોટી લાયબ્રેરી જોઈ હમેશાં શોકનિમગ્ન થતો—કારણ કે એ જોઈ એને એના અજ્ઞાનનું ભાન થતું જ્યૉર્જ ડૉસન નામના એક વિદ્વાને પણ બર્મિંગહામમાં કહ્યું હતું કે "લાયબ્રેરી એ જીવનના ઉત્તમ ભાગને બળ આપનાર અને અધમ ભાગને દૂર કરનાર વસ્તુ છે. જનસમાજની અડધી નિન્દા અને કુથલી ઘટી જાય, જો લોકો વાંચવા જેવાં પુસ્તકો વાંચવામાં ગુંથાય તો." એ ઇંગ્લંડના એક મધ્યમ વર્ગના કુટુંબ વિષે જેવું કહે છે, તેવું જ આપણા દેશમાં તો ઉત્તમ વર્ગના કુટુંબ વિષે પણ કહી શકાય કે એમને ઘેર પરોણા થાઓ તો તમને છપરપલંગ અને મશરની તળાઈ અને શીખંડપૂરી મળશે, પણ સારાં સારાં ઉપયોગી પુસ્તકોમાંથી ભાગ્યે જ એક પણ તમારા જોવામાં આવશે. અમુક મહાન પુરૂષ ક્યારે થયો એ વિષે ભાગ્યે જ વાત નીકળશે, પણ જો નીકળી તો એ નક્કી કરવાને માટે જોઇતું એક પણ પુસ્તક હાજર નહિ હોય. પુસ્તકો સંઘરવાનો અને પ્રેમથી વાંચવાનો જો આપણામાં શોખ વધે તો આપણું જીવન કેટલું બધું ઉત્કૃષ્ટ અને આનન્દી થાય!

હું મારી લાઇબ્રેરીમાં પેસું છું અને એક તરફ જોઉં છું તો સૃષ્ટિ ઉત્પન્ન થતી અને વિકસતી નજરે પડે છે, બીજી તરફ પ્રાચીન મહર્ષિઓનાં આશ્રમપદો અને એમનું અલૌકિક અને ભવ્ય જીવન ઉપસ્થિત થાય છે. ઘડીમાં પિરામિડ બંધાતા દેખાય છે, ઘડીમાં ફ્રેન્ચરેવોલ્યૂશનનો અદ્ભુત ખળભળાટ સંભળાય છે, અને ઘડીમાં શિવાજીનાં પરાક્રમો નજર આગળ ઉભાં થાય છે. એક તરફ ઇજિપ્ત ઍસીરિયાની દેવપૂજાઓ, અને બીજી તરફ અમેરિકાના ઇન્ડિયન લોકોનું જીવન પ્રત્યક્ષ જોઉં છું. એક તરફ, આત્માના ગૂઢ પડો એક પછી એક ઉકેલાતા દેખાય છે, બીજી તરફ નાસ્તિકોના ધૃષ્ટ સિદ્ધાન્તો પ્રતિપાદન થતા સંભળાય છે. એક તરફ અકબરની ધર્મસભાઓ, બીજી તરફ સૉક્રેટિસનાં શિષ્યમંડળો, અને ત્રીજી તરફ બુદ્ધદેવના વિહારો નજર આગળ તરે છે. ક્ષણવારમાં ડૅન્ટિનાં સ્વર્ગનરકો, ક્ષણવારમાં બાણનો ગન્ધર્વલોક ક્ષણવારમાં શેક્સપિયરે દેખાડેલું આ જગત્, ક્ષણવારમાં ગેટેનું તત્ત્વજ્ઞાન અને ક્ષણવારમાં કાલિદાસનું સૌન્દર્યધ્યાન હૃદયને તલ્લીન કરે છે. ક્ષણવાર શંકરાચાર્યનો વૈરાગ્ય અને ક્ષણવાર વલ્લભાચાર્યનો રાસ આત્માને આકર્ષે છે, અને ઉભયનો સમન્વય *ભવભૂતિ કરે છે.

સરસ્વતીની ઉપાસના, સરસ્વતીની વાડીમાં વિહાર એ આ લોકમાં બ્રહ્મલોકનો અનુભવ કરાવે છે. એનો આનન્દ અનુપમ, અસીમ છે. પરન્તુ સ્મરણમાં રાખવાનું છે કે એનું ખરૂં પ્રયોજન જગતને છોડવામાં નહિ, પણ એને રસાન્તરમાં રસવામાં, નવીન દૃષ્ટિએ જોવામાં રહેલું છે.

---

* "एतत्तदेव हि वनं पुनरद्य दृष्टं यस्मिन्नभूम चिरमेव पुरा वसन्तः।
आरण्यकाश्च गृहिणश्च रताः स्वधर्मे सांसारिकेषु च सुखेषु वयं रसज्ञाः"

# મિતાક્ષરી.

( મળેલું ) *.

( અનુસન્ધાન પૃ૦ ૨૫૯ થી )

જે માહરો નિરુપસિદ્ધ સમાનધર્મા,
તેને હૃદ્દ્ભવ સમર્પું મિતાક્ષરી આ.

૫.

## વિયોગ.

વિયોગનાં કારણ અનેક છે. તેમાંના મુખ્ય સ્થલભેદ, સ્થિતિભેદ, મતભેદ, પ્રકૃતિભેદ, અને મૃત્યુ.

બે મળી ગયલા જીવમાંથી એક બીજે સ્થળે જાય છે ત્યારે એમનો સ્નેહ એટલાને લીધે જ ઓછો થતો નથી. પણ સ્નેહનો ઉપભોગ ઘટે છે, અને સ્થલભેદમાં જે કંઈ ઉપભોગ સંભવે છે તે સહવાસના કરતાં જુદા પ્રકારનો હોય છે. મિલાપને બદલે કાગળપત્ર; વાતચીતને બદલે હૃદયની નવરાશની વેળાની કલ્પનાગોષ્ઠી; સ્નેહના પ્રત્યક્ષ અનુભવને બદલે તેના અસ્તિત્વનો વિશ્વાસ; તેના નવા નવા ફૂટતા અંકુરોને બદલે જૂનામાં અવનવો સ્મરણભાર પૂરતી સ્મૃતિ; વિયોગનો સમય લંબાતાં એક બીજાનું વધતું જતું આકર્ષણ ઇત્યાદિ રૂપનું જીવન અવલમ્બીને સ્નેહ પોષાય છે, અને કેવલ સંયોગાનુભવી સ્નેહ કરતાં વધારે પરિપક્વ, વધારે ઘડાયલો, વધારે સયમી, અને ઘણુંકરીને વધારે રૂચિકર બને છે. કહેવાનો આશય એ નથી કે સ્નેહીઓએ વિયોગ ઇચ્છવો; વિયોગના પ્રસંગો એની મેળે એટલા આવવાના કે તેમાં વધારો ઇચ્છવાનાં અડપલાંનો અવકાશ નથી પણ એકલા સ્થલભેદના વિયોગથી સ્નેહને બહુ થોડી હાનિ છે એ સત્ય વારવાર અનુભવમાં આવ્યા છતાં વારંવાર ભૂલી જવાય છે; કલ્પનાની અતિશયોક્તિ વારવાર છેતરે છે; અને અનેક વિયોગથી પળોટાયલું હૃદય પણ નવો વિયોગ આવતાં આરંભમાં તેને દુઃખમય જ લેખી હાથે દુઃખી થાય છે. વિયોગ અને સયોગ વિષે સમદૃષ્ટિ રાખવાની શક્તિ પળિયાં આવતાં પહેલાં જવલ્લે જ આવે છે તેમ જઇથી બેઠા પછી જવલ્લે જ રહી શકે છે.

કુદરતના નિયમોનું જ્ઞાન વધતુ જાય છે તેમ તેમ સ્થલભેદનો ભેદ ઘટે છે. ઘોડાગાડી, આગગાડી, વીજગાડી; સન્દેશો, કાગળ, તાર; છબી, સ્વરલેખક(૧), ગતિચિત્રક(૨); ઇત્યાદિ યોજનાઓથી સ્થલો વચ્ચેનુ ગમે તેટલું લાંબું અતર નહીં જેવું બને છે. અને એવી યોજનાઓ કાલક્રમે વધારે વધારે બલવાન થવાની. ખરી વાત : ભલે સૃષ્ટિવિજ્ઞાનનો વિજય રાતદિવસ

* લખનાર—રા. રા. સ્નેહેની.

(૧) Phonograph. (૨) Kinematograph.

વધો પરંતુ સ્નેહનો સ્વભાવ જ એવો છે કે એક સ્થલે બે કાયા હોય તથાપિ કાયા બે રહી એટલાથી જ સ્થલભેદ અને વિયોગ ભાસવાનો.

સ્થલભેદ કે મૃત્યુનો વિયોગ જડ વસ્તુની માફક ઉદ્ભવતાં જ માલુમ પડે છે. સ્થિતિ, મન, કે પ્રકૃતિના ભેદથી થતા માનસિક વિયોગનો આરંભ દેખાતો નથી. એવો વિયોગ ધીમે ધીમે વધી સ્નેહને જીવાનનો ઘરડો કરી મારી નાખે છે; કોઇક વાર એવું તત્કાલ મોત આણે છે; ઘણી વાર ઋતુઓ જેમ નદીને તેમ જુદા જુદા પ્રસંગો વડે એને અનેકધા વધઘટનો અનુભવ કરાવે છે. માણસને લગતી સર્વ વસ્તુઓની માફક સ્નેહ પણ નશ્વર છે એ આ વિયોગો સિદ્ધ કરે છે. છોકરૂં મોટું થાય તેમ માબાપની છાયામાંથી આઘુ જતું જાય; ભાઈબ્હેન મોટાં થાય તેમ પોતપોતાના સંસારમાં સંકળાતાં જાય; શાલામિત્રો ધંધે વ્હડે કે તેમનો સંબંધ સાહેબસલામમાં આવી રહે; લગ્નતિથિ ભૂતકાલમાં આઘી જતી જાય તેમ તેમ વરવહૂ, અન્યોન્યાશ્રયી છતાં અને વડીલોની હાથલાકડી તથા બાલવેલાઓને વ્હડવાના સ્તંભ છતાં, કર્તવ્યવિભાગ રચતાં થાય.

મૃત્યુનો વિયોગ શરૂવાતમાં એટલો સાલે છે કે બસ. પણ **काल: पचति भूतानि**—કાળનું ઓસડ જ કાલ. વૈદ્યો કહે છે કે સાતેક વર્ષમાં આપણું આખુ શરીર નવું જ બની રહે છે. ઘણાં ઘણાં હૃદયો જૂના સ્નેહની ખોટના ઘા વખત જતાં નવા સ્નેહો વડે પૂરી લે છે. અગર તો ગત સ્નેહીની સ્મૃતિમય વિભૂતિ જીવતાં હૃદયમાં જીવતી જ રહે છે. અને કોઈ વિરલ હૃદયમાં કલ્પનાચમત્કારથી તે એવી સુંદર બની જાય છે કે તેને મુકાબલે કોઈ પણ નવો ઐહિક સ્નેહ ઝાંખો પડે છે. પ્રાચીન સમયમાં મિસર દેશના લોક શબમાં એવાં વસાણાં ભરતા કે તે હજારો વર્ષ સુધી એવું ને એવું ટકી રહે. મૃત્યુમાં—કે પછી આપણી કલ્પનામાં—એવી જ કંઈ કલા છે. હસતું અને કાલુંકાલું બોલતું બાલક; હેતનાં ક્ષણે ક્ષણે નવાં પાન ફુરાવતી પત્ની; બુદ્ધિશાળી, ઉત્સાહી, અને અનેક શુભાશાઓ ઉત્પન્ન કરતો સત્પુત્ર; લડાઇને મોખરે પ્રાણ આપનારો સુભટ: મૃત્યુ અચાનક આવે છે અને પોતાની માયાવી પછેડીમાં એમને લપેટે છે: તે પછી કાલ એમને અડકતો નથી, જગતના ફેરફારોથી એ ફરતાં નથી: એ તો સદૈવ કાલુંકાલું બોલતાં, અને છગરપાન કરાવતાં, અને આશાઓ પૂરતાં, અને દેશના દુશ્મનો સામે મરણિયાં કરતાં જ આપણી સ્નેહભીની આંખો આગળ તારાઓ માફક ચળકી રહે છે.

એકમતના સંયોગ કે મતભેદથી થતા વિયોગનો ખરો અનુભવ મોટપણે જ થાય છે. સ્વતંત્ર અને ઉત્સાહી પ્રજાની વસ્તીમાં અને આચારવિચારની નવી દિશાઓ ઉપસ્થિત થતાં નવીન અને પુરાણ વચ્ચેનું યુદ્ધ નિરખતા ઉછળતા લોહીના જમાનામાં એવા, વિયોગ ક્વચિત્ અત્યંત ગંભીર મુદ્રા ધારણ કરે છે. સત્યની ભક્તિ સહેલી નથી. હિતની સાધના સુલભ નથી. અંતર્દીપ જેનો સ્વામી તેને મન બીજા સર્વ સંબંધ ગૌણ છે. સ્વામી જે જે સંબંધ બંધન ઠરાવે તે તે એના સેવકને તોડવા પડે છે. એ બંધન તોડતાંતોડતાં તેનું પોતાનું તેમ તેના મિત્રબાંધુઆદિનાં હૃદય કપાય–તો તે કપાય. "સ્નેહથી ધર્મ મોટો. "વૃત્તિ ખોટી નથી, પણ કર્તવ્ય મ્હેલું. સંસાર તરછોડતો નહીં, પણ તેને સુધાર, યથામતિ "આચર. માનવી છતાં પશુપણું સ્વીકારીશ? છતી આંખે અંધાપો સેવીશ? સુખ ખરૂં,

"પણ ખરૂં સુખ કયું તે ક્યાં નથી જાણતો ? કોઈ દિવસ ખુલાસો થશે, મતભેદ નીકળી"
"જશે, હૃદયો ફરીથી સંધાશે. દરમિયાન તારો માર્ગ તો આ રહ્યો: બીજા બીજાને વધારે
"પસંદ કરે છે, તો ભલે; કોઈ કોનું મુખત્યાર નથી, કે જવાબદાર નથી; તું તારે તારા
"સ્વામીને અનુસર." એકરંગી માણસને દિઙ્મૂઢ બનાવતા અને તેની પાસે ક્રોધ અને નિરાશાના હજાર પછાડા મરાવતા આવા આવા તીર સ્નેહને વીંધી નાખે છે, કુટુંબોને તોડી નાખે છે, વર્ષોના સંબંધ પર પાણી ફેરવે છે, રાગમાં વિરાગ અને વિરાગમાં રાગનું ઇંદ્રજાલ રચે છે, અને જ્યાં પડે છે ત્યાં ત્યાં કંઈક લાલપીળાં પ્રકટાવે છે.

મતભેદની પરાકાષ્ઠાનું આવું કારમું દર્શન ધર્મ કે એવા મહાગંભીર વિષય સંબંધે જ સભવે છે. પણ ન્હાનામોટા મતભેદ છીંદગીમાં ડગલે ડગલે ઠોકરે ચ્હડે છે, અને તેનાથી અનેક વાર માનસિક વિયોગનો-ઊંચાં મનનો-સ્નેહહાનિનો થોડો વત્તો અનુભવ થાય છે. સ્નેહીઓ વિનયી હોય, ક્ષમાશીલ હોય, અને મુખ્યત્વે કરીને એમનો પરસ્પર વિશ્વાસ કાયમ હોય, તો એવા વિસવાદના રણકા થતાં તેઓ હૃદયતંતુઓને ફરી ફરી મિલાવી લઈ તેમાંથી વારંવાર વધારે સુસ્વરતા ઉત્પન્ન કરી શકે છે. પણ એમના પવિત્ર સસારમાં ભોગ જોગે અવિશ્વાસરૂપી કલિયુગનો પ્રવેશ થવા પામ્યો તો પછી થઈ ચૂક્યું. કહ્યું છે કે

> "It is the little rift within the lute,
> That by and by will make the music mute,
> And ever widening slowly silence all"

---

## આર્યબાલબોધપત્રિકા.

(મળેલ.)*

૬.

પ્રિયબાલકો,

સવારમાં ઉઠીને જે શ્લોક આપણે બોલીએ છીએ તેના એક ભાગનો જ વિચાર આપણે કર્યો છે. એ શ્લોક વિષ્ણુના આરાધનનો છે; અને તેમાં વિષ્ણુનાં કેટલાંક નામ આવે છે. પ્રાત.કાળમાં વિષ્ણુનુ જ સ્મરણ કરવું યોગ્ય છે, કેમકે આપણે જોયું છે તેમ વિષ્ણુ જ સૃષ્ટિનું પાલન કરે છે, અને સૃષ્ટિના પ્રવૃત્તિ કાળના મધ્ય કાળનો અધિપતિ પણ એ જ છે. તાત્પર્ય કે સંસારચક્ર સાથે એને જ સંબંધ છે.

---

* લખનાર રા. રા. **પાન્થ.**

એ શ્લોકમાં વિષ્ણુને લોકેશ કહ્યા છે. આપણા દરેક જન્મકાળમાં ( અહિં અને પરલોકમાં રહેવાના સમયમાં ) આપણને ત્રણ લોકમાં રહેવું પડે છે, તથા એ ત્રણ લોક તે ભૂલોક ( પૃથ્વી ), ભુવર્લોક (અંતરિક્ષ), અને સ્વર્લોક (દ્યૌસ્) એ છે. એ બધું આપણે પૂર્વે કહી ગયા છીએ. એ લોકથી આગળ હજી આપણે જઈ શકતા નથી; એની પેલી તરફ શું હશે તેની કલ્પના હજી થઈ શકતી નથી. સ્વર્ગનું જ સુખ એવું છે કે તેની જ કલ્પના થવી મુશ્કેલ છે તો તેની આગળ જે હશે તેનું તો કહેવું જ શું ? એની આગળ પણ ત્રણ લોક છે એ વાત તો આપણે જાણવી જોઇએ; એ ત્રણ લોકમાં પણ કોઇક પ્રકારના જીવો હશે અને તેમની પણ વૃદ્ધિ થતી હશે; પણ એ બધું અહિંના કરતાં કાંઇક જૂદા જ પ્રકારનું હશે. હવે વિષ્ણુ છે તે, એ ત્રણ અને આપણા ત્રણ એમ છએ લોકના પતિ છે. એ છએ લોકમાં પોતાની પ્રેમશક્તિને લીધે જે શક્તિ રૂપમાત્રને ધારણ કરી રાખે છે તે એ છે; આટલા માટે જ એને લોકેશ કહ્યા છે. અમુક સૃષ્ટિમાં જ્યાં સુધી તે સૃષ્ટિનું કાર્ય સમાપ્ત થાય છે, જ્યાં સુધી તે સૃષ્ટિ જે જે સ્થિતિએ પોંહચવાનું હોય છે ત્યાં સુધી પોંહચી જાય છે, ત્યાં સુધી એ વિષ્ણુ તેનું પાલન કરે છે, અને પછી જ્યારે બ્રહ્માની રાત્રિ થાય છે ત્યારે સૃષ્ટિનો પ્રલય થઈ તે ઇશ્વરમાં લીન થાય છે. વળી સર્ગકાળ આવતાં એથી વિશેષ ઉન્નતિને અર્થે સૃષ્ટિસર્ગ ફરીને થવા માંડે છે. આ પ્રમાણે વિષ્ણુ એ છએ લોકના પતિ છે છતાં કેટલીકવાર એમને ત્રિલોકીપતિ જ કહેવામાં આવે છે; કારણ કે હાલ આપણને એ ત્રણ સાથે સંબંધ છે. ચૈતન્ય અને માયા એ બે નામ છે તે વિષ્ણુનાં બે સ્વરૂપ સૂચવે છે. ઇશ્વરની ત્રિપુટીમાંની દરેક શક્તિ, બ્રહ્મા, વિષ્ણુ, તેમ જ શિવ એ દરેક દ્વંદ્વ સ્વરૂપે વર્ણવાયા છે. એને જ આપણે નામ (પ્રાણ) અને રૂપ કહ્યાં છે. જ્યાં જ્યાં રૂપ છે ત્યાં ત્યાં એ નામ પણ છે જ. પાશ્ચાત્ય શોધકો પણ કહે છે કે જ્યાં જ્યાં પદાર્થ છે ત્યાં ત્યાં શક્તિ પણ છે, જ્યાં જ્યાં શક્તિ છે ત્યાં પદાર્થ પણ છે જ, એ બે એક એકથી જૂદાં રહી શકે જ નહિ. કેવળ પદાર્થ કે કેવળ શક્તિ, જડવી અસંભવિત છે. આ જ વિષ્ણુનાં બે સ્વરૂપ છે. એટલું જ કે પાશ્ચાત્ય શોધકોનાં પદાર્થ અને શક્તિ વિષ્ણુનાં આ દ્વંદ્વ સ્વરૂપનાં સ્થૂળ સ્વરૂપ છે. તમારામાંના કેટલાક તો જાણતા હશે કે અર્વાચીન પાશ્ચાત્ય શોધકોમાંના કેટલાક શિરોમણીઓ એમ માનવા લાગ્યા છે કે વિચાર પણ એક મહા બળવાન શક્તિ છે. વળી કેટલાક તો એટલે સુધી સ્વીકારે છે કે એક મનુષ્ય બીજા મનુષ્યને પોતાના વિચાર બોલ્યા વગર અને કોઈ પણ દેખીતા સાધન વગર સમજાવી શકે છે. જરા ધ્યાન આપી અવલોકન કરતા રહો તો જણાશે કે આવાં વિચારવિનિમયનાં દૃષ્ટાંત સામાન્ય અનુભવમાં પણ આવી શકે છે. ઘણી વાર એમ બને છે કે જ્યારે આપણે કાંઈ વિચાર કરતા હોઇએ છીએ ત્યારે તે બીજા કોઇને જાણતાં છતાં એકાએક જ આપણી સાથેના મનુષ્યોમાંનું કોઈ તે જ વિચાર સંબંધે કાંઇક વાત કહાડે છે. વળી એમ પણ બને છે કે, ઘણા દહાડા સુધી જેનું સ્મરણ પણ ન થયું હોય એવા કોઈ દૂર દેશના મિત્રનું સ્મરણ એકાએક થઈ આવે છે. આમ એકાએક તે શાથી સાંભરી આવ્યો તે તે વખતે સમજાતું પણ નથી. છતાં પાછળથી જણાય છે કે આપણને જ્યારે તેનું સ્મરણ થયું ત્યારે તે કાં તો કાંઈ આપણો વિજ્ઞાન

કરતો હતો અથવા તો તે જ વેળા તે આપણને કાગળ લખતો હતો. ઘણા લોક એમ માને છે કે એ તો કાકતાલીય છે; પણ એમ કહેવાથી એ સંભવનું કાંઈ સમાધાન થતું નથી. કારણ કે કાકતાલીય સંભવો કેમ હોઈ શકે એ હજી કોઈએ સમજાવ્યું નથી! વળી કેટલાક કહે છે કે વિચારશક્તિ એવી છે કે તમારા વિચારની અસર અદશ્ય રીતે બીજાને થાય છે અને બીજાના વિચારની અસર તમને થાય છે. આને જ વિચારવિનિમય કહે છે; એ વિષે આજ કાલ બહુ પુસ્તકો લખાયાં છે, અને સારી ચર્ચા પણ ચાલીછે. ખરૂં છે કે જે દૃષ્ટાંત અહિં લીધાં છે તેથી કાંઈ એમ સિદ્ધ થતું નથી કે વિચાર એક શક્તિ છે કે વિચારવિનિમય જ થાય છે; પણ એટલું જ કે એ દૃષ્ટાંત કેમ બને છે એ વાત જેટલી વિચારવિનિમય સ્વીકારવાથી સમજાય છે તેટલી માત્ર તેને કાકતાલીય કહેવાથી સમજાતી નથી. એવો જ એક દૃષ્ટાંત જે મારા પોતાના અનુભવમાં આવ્યો છે તે આ પ્રમાણે છે:-બે મિત્રો એક જાહેર સભામાં ભાષણ આપવાના હતા. એ બેમાંથી જેને પ્રથમ બોલવાનું આવ્યું તે, તે માટે તૈયાર નહોતો, કારણ કે તેને ખબર નહતી કે આમ એકદમ તેને બોલવું પડશે. બીજો જે તૈયાર હતો તે, તે વિષયપર સારો વિચાર કરી મનન કરી આવ્યો હતો. હવે આ આગળથી તૈયાર થયેલા મનુષ્યે જ્યારે પોતાનાં મિત્રને પોતાના વિચાર જ નહિ પણ જે ભાષામાં પોતે બોલવાનો હતો તે જ ભાષામાં પોતાના જ વિચાર દર્શાવતો જોયો ત્યારે તેને કેટલું વિસ્મય લાગ્યું હશે તે સહજ વિચારી લો. હવે જો વિચાર પણ એક શક્તિ હોય-અને તે પણ શક્તિ માત્ર પરમાણુના સ્ફુરણ છે તેવી-તો જેમ બીજી શક્તિના સ્ફુરણમાં થાયછે તેમજ વિચાર શક્તિ સ્ફુરતાં પણ થવું જોઈએ. તમારામાંના જેઓએ પદાર્થવિજ્ઞાનનો અભ્યાસ કર્યો હશે તેમણે આ પ્રયોગ તો જોયો હશે અથવા ન જોયો હોય તો એ પ્રયોગ કરી જોવાય એવો છે એક ધાતુનું પતરૂં લઈ તેને વચમાંથી ટેકવી બીજો બધો ભાગ છૂટો રહેવા દઈ, તેની કોરપર જો સીતાર વગાડવાનાં વાળ ઘસીએ તો તે પતરૂં ધ્રૂજે છે. અને તેમાંથી એક સૂર નીકળે છે. વળી એ સૂર પણ આપણે જોરથી ઘસીએ તો મોટો નીકળે ને ધીમેથી ઘસીએ તો ધીમો નીકળે. હવે એ પતરાંપર ઝીણો ભૂકો ભભરાવો કે બહુ જ ઝીણી રેતી આછી આછી પાથરો તો જણાશે કે પતરૂં ધ્રૂજે છે ત્યારે તે રેતી ઉછળે છે; અને પછી પાછી જ્યારે તે, તે પતરાપર પડે છે ત્યારે તે અમુક આકારમાં ગોઠવાયલી હોય છે અથવા કાંઈ ચિત્ર પડેલું જોવામાં આવે છે; કેટલીકવાર તો આ ચિત્ર બહુ સુંદર હોય છે. તેમાંથી જૂદા જૂદા સૂર નીકળતાં એ ચિત્રો પણ જુદા જુદા આકારનાં હોય છે. વળી થોડા વખતપર હવામાં ઉછળેલી એ રેતીની છબીઓ પાડી જોઈ હતી. તેપરથી જણાયું હતું કે ત્યાં એ રેતીના કણ ઘણી સુંદર વસ્તુ-રૂપે ગોઠવાયેલા હતા અને એ રૂપો પણ તે પાછી જ્યારે પતરાં પર પડે છે ત્યારે જે આકારમાં હોય છે તેવા જ ઘાટનાં હતાં. આ શું બતાવે છે તે તેમ સમજ્યા? સ્વરના સ્ફુરણમાં એવી શક્તિ રહેલી છે કે તેમાં રૂપ ઉત્પન્ન કરવાની શક્તિ હોયછે. જો સ્વરનાં સ્ફુરણથી આમ થાય છે તો બીજી શક્તિઓના સ્ફુરણથી પણ એમ કેમ ન બને? તાત્પર્ય કે વિચાર શક્તિના સ્ફુરણથી પણ જે પદાર્થ દ્વારા તે સ્ફુરે છે તેનાં રૂપો ઉપજી શકે. એમ હોઈ શકે એટલું જ નહિ પણ કેટલાક અનુભવીઓના કહેવા પ્રમાણે એમ થાય છે એ સિદ્ધાંત છે. મિસીસ બેસાન્ટે વિચારના રૂપો સંબંધે લખાણ કર્યું છે તેમાં ચિત્રો આપી એ વાત સ્પષ્ટ સમજાવી છે. એ રૂપોમાંનાં

કેટલાંક તો બહુ સુંદર અને રમુજી છે. એમાંનું એક રૂપ ગુસ્સાના આવેશથી ઉત્પન્ન થયેલું વર્ણવ્યું છે. તે ઈંટના જેવા રાતા રંગની અણીદાર બરછી જેવું છે અને તે ગુસ્સે થયેલા માણસ તરફથી જેનાપર ગુસ્સો થયેલો હોય છે તે તરફ જતું વર્ણવ્યું છે. વળી એક રૂપ એવું છે કે તે ભક્તિવાળા મનુષ્યમાં ભક્તિ ભાવ ઉઠતાં ઉત્પન્ન થયું વર્ણવ્યું છે. તે એક સુંદર પુષ્પના જેવું ચીતર્યું છે, અને તેની પાંખડીયોની અણી આકાશ તરફ વળેલી છે, અને તેનો રંગ આછા આસમાની રંગનો છે. વળી ઈર્ષ્યાથી ઉત્પન્ન થયેલું એક બીજા વિચાર રૂપનું ચિત્ર પણ આપ્યું છે. એમાં સૂર્યમાંથી જેમ તેજનાં કિરણો આસપાસ પ્રસરે છે તેમ રશ્મિઓ વહેતી બતાવીછે. એ દરેક રશ્મિને છેડે એક હૂક હોય એમ જણાય છે, અને જાણે તે કાંઈ પોતાની તરફ ખેંચવાનું પ્રયત્ન કરતું હોય એમ દેખાય છે મહજ સવાલ ઉઠશે કે આ રૂપો કયા પદાર્થમાંથી ઉપજે છે ? કાંઈ આપણે દેખીએ છીએ તેવો સ્થૂલ પદાર્થ નથી; પણ જે સ્થૂલ પદાર્થ સામાન્ય રીતે અદૃશ્ય એવો 'ઈથર' સૂક્ષ્મ વાયુપદાર્થ કહેવાય છે તે હોય અથવા તો ઉપલા લોકના પદાર્થનાં પણ બનો.

**सोऽकामयत। बहुस्यां प्रजायेयेति। स तपोतप्यत। स तपस्तप्त्वा इदं सर्वमसृजत। तैत्तिरीयोपनिषत् ॥ ६ ॥** 'તેણે ઈચ્છા કરી કે બહુ થાઉં. તેણે તપ કર્યું; તપ કરીને આ સર્વ સર્જ્યું.' તૈત્તિરીયોપનિષત્‌ના આ અને બીજા ઉપનિષદો, પુરાણ આદિ શાસ્ત્રોનાં આવાં જ વાક્યો હવે સમજાશે. ઈશ્વરે—બ્રહ્માએ—તપ કરીને—વિચાર શક્તિ દ્વારા સૃષ્ટિ ઉત્પન્ન કરી. વળી શાસ્ત્રો કહે છે કે સૂક્ષ્મમાં સૂક્ષ્મ જે તત્ત્વ આકાશ છે તેનો ગુણ શબ્દ છે. એ શબ્દ જે આપણે બોલીએ છીએ તે નહિ પણ જે શબ્દશક્તિ—વાક્—સૃષ્ટિની ઉત્પત્તિનું કારણ છે, જે વાક્‌ની સ્ફુરણાથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે તે છે. આપરથી એક બીજો ભવ્ય વિચાર મળે છે; તે એ છે કે આ સૃષ્ટિ ઈશ્વરના વિચારથી જ ઉત્પન્ન થઈ છે. આ વિચારમાં કેટલી ભવ્યતા રહેલી છે. જો આપણા નાનકડા અને નજીવા દેખાતા વિચારોમાં રૂપો ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે તો શું ઈશ્વરના વિચાર વિશ્વના વિશ્વો ન ઉપજાવી શકે ? સૃષ્ટિની ઉત્પત્તિ જ નહિ પણ તેનું પાલન પણ વિચાર વડે જ થાય છે. કારણ કે જરા વિચાર કરશો તો જણાશે કે નક્રમાં થયેલાં રૂપનો ભંગ થતાં નવાં રૂપોની ઉત્પત્તિ કરવી એ વિચાર વડે જ—તપ વડે જ—થઈ શકે છે; અને એ નવાં રૂપો ઉત્પન્ન થાય તો જ સૃષ્ટિ ચાલુ રહે—તેનું પાલન થઈ શકે. બ્રહ્માના તપથી સૃષ્ટિ ઉપજે છે અને વિષ્ણુના તપથી તેનું પાલન થાય છે. એથી જ વિષ્ણુને 'ચૈતન્ય' એ સંજ્ઞા આપી છે. એ ચૈતન્ય દ્વારા જ સૃષ્ટિનું પાલન થાય છે. વળી એ જ વિષ્ણુ 'માયાધિદેવ' છે. માયાના અધિપતિ છે આ માયા તે વિષ્ણુના દ્વંદ્વ સ્વરૂપમાંનું એક છે. માયા એ કેટલીક વાર ભ્રમ એ અર્થમાં વપરાય છે પણ એનો ખરો અર્થ અનિત્યત્વ છે. કારણ કે સૃષ્ટિકાળમાં માયાની પ્રવૃત્તિ રહે છે. પણ બ્રહ્માની રાત્રી સમયે માયા ઈશ્વરમાં લય પામે છે. સર્ગકાળમાં તો માયા છે જ. જ્યાં સુધી સૃષ્ટિની સત્તા છે ત્યાં સુધી માયાની સત્તા પણ સિદ્ધ જ છે; અને એમ છે એ જ ઠીક છે; કારણ કે એ માયા દ્વારા જ, તેમાં રહીને જ, આપણને સર્વ અનુભવ મળી શકે છે. ઈશ્વરની શક્તિ—ચૈતન્ય—ની માયા ઉપાધિ છે. આખા વિશ્વમાં જે જે ઉપાધિઓ છે તે સર્વેનું એ મૂળ છે. આ પ્રમાણે વિચારતાં માયાનું સ્વરૂપ યથાર્થ સમજાશે. નામ અને રૂપ એ દ્વિધાપક્ષ, દ્વંદ્વ સ્વરૂપ, આવાં છે. એને જ અર્વાચીન

પાશ્ચાત્ય શોધકો પદાર્થ અને શક્તિ પણ કહે છે. એ બેમાં મળતાપણું એ છે કે જેમ પૂર્વના શાસ્ત્રોમાં ઉત્પાદક શક્તિ નામ–ચૈતન્ય–માં રહેલી છે. તેમ પાશ્ચાત્ય વિદ્યામાં એ શક્તિ જેને શક્તિ અથવા વિચાર કહે છે તેમાં રહેલી છે એમ મનાય છે.

વળી વિષ્ણુ 'શ્રીકાન્ત' છે; શ્રી દેવીના પતિ છે. જ્યાં જ્યાં દેવતાઓ છે ત્યાં ત્યાં દેવીઓ પણ છે, એમ જે તમારા શાસ્ત્રોમાં સર્વત્ર જોવામાં આવે છે તેનું કારણ હવે સમજાશે. આપણે જોયું છે કે દેવતા છે તે ચૈતન્યનું કોઈ રૂપ છે અને દેવી છે તે માયા—ઉપાધિ–નુંરૂપ છે. એ ઉપાધિદ્વારાજ ચૈતન્ય સ્ફુરે છે તેમ દેવીદ્વારાજ દેવતાઓ પણ પ્રવર્તે. આટલું જ નથી એ બેનો સંબંધ બહુ વિસ્તીર્ણ છે. પણ તે આગળ જતાં સમજાશે. દેવીઓ છે તે ઉપાધિ હોવા ઉપરાંત કાંઈ વિશેષ છે. પણ અહિં જે કહ્યું છે તે બરાબર સમજી રાખવાથી આગળ વિચાર કરવો સુગમ પડશે. એનું જ મનન કરતાં એનો ગૂઢાર્થ તમારી મેળે જ સમજાતો જશે. ઉપાધિ રહિત ચૈતન્યનો કાંઈ અનુભવ હજી આપણને થયો નથી માટે તમારા શાસ્ત્રોમાં દેવીઓની ઉપાસના વિશેષ આગળ પાડી છે. ઘણું કરી શ્રી શંકરાચાર્યને જ વિષે કહ્યા છે કે તેમણે મહાદેવની ઉપાસના બહુ કીધી, પણ તેનું ફળ કાંઈ મળ્યું નહિ–તેથી કાંઈ સિદ્ધિ થઈ નહિ આટલી બધી ભક્તિ કર્યાછતાં જ્યારે કાંઈ સિદ્ધિ થઈ નહિ ત્યારે તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. પણ જ્યારે તેમણે મહાદેવની સાથે દુર્ગા દેવીની પણ ઉપાસના કરવી શરૂ કીધી કે તરત સિદ્ધિ થતી જણાઈ. શ્રી છે તે સર્વ પ્રકારના વૈભવની દેવી ગણાય છે, અને વિષ્ણુનાં સ્ત્રીનું સ્વરૂપ આવું જ હોવું ઘટે છે. જે ઇશ્વરી નિયમ પ્રવર્તે છે તેને અનુસરવાથી જ સર્વે વૈભવની પ્રાપ્તિ થાય છે. હમેશાં આમજ થાય છે, એ અનુભવથી કેટલીકવાર વિરુદ્ધ જાય છે. પણ એ વિરોધ ખરો નથી. કારણ કે આપણા અનુભવની મર્યાદા બહુ જ થોડી છે. જો આપણાથી આખા વિશ્વની ગતિ સમજાતી હોય તો જણાયાવિના રહે નહિ કે સ્વધર્મના આચરણથી જ–આપણે પોતપોતાનાં કર્તવ્ય કરીએ તોજ–સર્વે વૈભવ પ્રાપ્ત થાય છે.

શ્રીકૃષ્ણ ભગવાનનો બોધ શું છે ?

+ ન્યૂન હોય જો નિજ ધરમ, પરતેં અધિકો માન;
નિધન ભલી નિજ ધરમમેં, પરધર્મ હિ ભય માન.

આ પ્રમાણે સંસારના પતિ વિષ્ણુનાં પત્ની શ્રી (લક્ષ્મી) હોવાં જ ઘટે છે

આ વિચાર બરોબર સમજી રાખવાથી શું આપણા સ્વધર્માચરણમાં આપણને સહાય ન મળે ? આપણે સ્વધર્મ પાળવો એ ઇશ્વરી ઇચ્છા છે એટલું જ નહિ પણ એ પાળવાથી જ આપણને સુખ અને વૈભવ પ્રાપ્ત થશે.

સ્નેહાધીન.

**લિલિઅન એડગર.**

---

+ શ્રેયાન્ સ્વધર્મો વિગુણઃ પરધર્માત્સ્વનુષ્ઠિતાત્ ।
સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ ॥ ૩૫ ॥ ભગવદ્ગીતા.

# આરોગ્યવિદ્યા.

( ભાષાન્તર. ) *

( અનુસન્ધાન ગત અંકથી. )

શુદ્ધ અને ચોખ્ખા લોટની રોટલીનો પચીસમો ભાગ માત્ર પચ્યા વગરનો રહે તેવો હોય છે, પરંતુ ભૂરી અને થૂલીવાળા લોટની રોટલી જેટલી ખાવામાં આવી હોય છે, તેનો પાંચમો ભાગ પચ્યા વગરનો રહે છે. તો પણ જેની પાચનશક્તિ નબળી હોય તેને માટે આ ભૂરા લોટની રોટલી જ ઠીક છે, કેમકે તે અન્ન નળીમાં ઝડપથી ક્રિયા થઈ શકે તેવું ઉદ્દીપન પેદા કરે છે. નઠારો લોટ હોય તો, તથા તેને સંભાળ લીધા વગર વાપર્યો હોય તો, તેમાં અર્ગોટ્ ( ergot ) નામનું ઝેર, તેમ જ તેમાં એક જાતનાં ઝેરી બી ( corn-cockle ) હોય છે.

ખ. શીંગનાં ધાન્ય ( legumes )—આમાં વાલ, વટાણા, મગ, વગેરે દાણા કે કઠોળ આવે છે. તેમાં નીચે પ્રમાણે તત્ત્વો છે—

| | | |
|---|---|---|
| સ્ટાર્ચ અને સેલ્યુલોઝ | ૫૭ | ટકા. |
| પ્રોટીડ્સ | ૨૩ | ,, |
| ચરબી | ૨ | ,, |
| લવણો | ૨ | ,, |
| કાષ્ટના રેષાઓ | ૨ | ,, |
| પાણી | ૧૪ | ,, |
| | ૧૦૦. | |

એટલા માટે દાણાઓ કરતાં તેઓ વધારે પોષણ કરનાર છે; જેમકે આશરે સવાત્રણ રતલ વટાણામાં આશરે અરધો રતલ પ્રોટીડ્સ હોય છે, ત્યારે દાણાઓમાં સવાત્રણ રતલે આશરે પા રતલ પ્રોટીડ્સ હોય છે. આમ છતાં પણ આ કઠોળોમાં પોષણ વધારવા માટે કંઈક ચરબીની પણ જરૂર છે.

ગ. બટાટાં ( potatoes )—બટાટાં લગભગ સર્વ દેશોમાં થાય છે તેથી તે ખોરાક તરીકે બહુ અગત્યની વસ્તુ છે. જેમ તે સર્વ દેશોમાં થાય છે તેમ તેનો પાક પણ ઘણો વધારે થાય છે. બટાટાંમાં નીચે પ્રમાણે તત્ત્વો રહેલાં છેઃ—

| | | |
|---|---|---|
| સ્ટાર્ચ | ૨૧ | ટકા. |
| પ્રોટીડ્સ | ૧ | ,, |
| કાષ્ટમય રેષાઓ | ૧ થી ૪ | ,, |
| પાણી | ૭૫ | ,, |
| લવણો | અનિયમિત | ,, |

આમાં પોષણને માટે જોઈએ તેટલી સ્ટાર્ચવાળા પદાર્થોમાં સસ્તામાં સસ્તો પદાર્થ

* લખનાર—રા. રા. ચમનરાય શિવશંકર.

બટાટાં છે. તે શરીરને ધારણ કરી રાખે છે, તો પણ તેની સાથે ચરબી અને પ્રોટીડ્સ-વાળા પદાર્થો–દૂધ, માખણ, દહિં,–વગેરેની જરૂર પડે છે.

ધ. શાખ અને ફળો ( vegetable fruits )—સામાન્ય રીતે સઘળાં મૂળિયાંઓ જેવાં કે સલગમ ( turnips ), ગાજર, વગેરેમાં પ્રોટીડ્સની ખામી હોય છે, ( તેમાં તે માત્ર એક જ ટકો હોય છે, અને તેમાં સ્ટાર્ચ અને સાકર પણ બહુ થોડી, એટલે કે માત્ર બેથી ૭ ટકા સુધી જ હોય છે ), પણ તેમાં લવણો વધારે હોય છે, એટલે કે ચારથી સાત ટકા જેટલાં હોય છે. પોષણ કરનાર ખોરાકોની ટીપમાં તેઓ બહુ નીચે આવે છે, તોપણ ખોરાકમાં તેની જરૂર હોય છે. ભાજીપાલો એથી પણ નીચે આવે છે, તો પણ તેઓ લવણોને માટે, વિશેષે કરીને શરીરને ઉપયોગી એવાં સેંદ્રિયલવણોને માટે, અને આસિડોને માટે બહુ ઉપયોગી છે. આની ખામીથી રક્તપિત્ત ( scurvy ) થાય છે, કે જે રોગ પહેલાં ખલાસીઓ તથા લશ્કરોમાં ફેલાયો હતો. ફળોની અંદર સાકર દસ ટકા જેટલી હોય છે તેથી તે પોષણ કરવામાં સરસ છે. બદામ વગેરે પ્રોટીડ્સ અને ચરબીવાળાં ફળો પોષણ કરવામાં ઘણાં જ સરસ છે.

ચ. વનસ્પતિની ચરબી ( vegetable fat )—વનસ્પતિની અંદર ચરબી તેનાં બીજોની અંદર તેલરૂપે રહેલી હોય છે, જેવાં કે ખસખસનાં બીજ, ઓલાઇવનાં બીજ, વગેરે. વનસ્પતિની ચરબીમાં પોષક ગુણ પ્રાણીની ચરબીના જેટલો જ હોય છે.

છ. વૈભવ અને ઉદ્દીપનો ( luxuries and stimulants )—આની અંદર સુરકો ( vinegar ) અને સુગંધી મશાલાઓ, જેવા કે મરી, લવંગ, જાયફળ, રાઈ, ફુગળી, વગેરે ઘણા પદાર્થો આવે છે. આ બધા પદાર્થોમાં પોષણ કરવાનો ગુણ બિલકુલ હોતો નથી, અને હોય છે તો પણ બહુ જ થોડો હોય છે; તો પણ ખોરાક સાથે તેમની પણ જરૂર હોય છે. તેઓ સ્વાદ વગરના ખોરાકને સ્વાદિષ્ટ અને સુગંધી કરે છે, એટલું જ નહિ, પણ આંતરડાંની કફની ત્વચાને ઉદ્દીપિત કરીને તેમાંના રસો ( secretions )ને વધારે છે. વૈભવ અર્થે બહુ વપરાતી ચીજો, જેવી કે બૂંદ ( coffee ), ચાહ, કોકો ( cocoa ), વગેરે છે, તેમાં કેફીન્ ( caffein ), થીન્ ( thein ), અને થીઓબ્રોમિન્ theobromin )ના ક્ષારો ( alkalies ) હોવાથી તેઓ પણ ઉદ્દીપનનું કામ કરે છે. બૂંદની અસર હૃદયની કામગીરી ઉપર બહુ થાય છે. સહજ સાજ તેનો ઉપયોગ ગંમત ખાતર લેવામાં આવે તેને માટે તો ઠીક છે, પરંતુ ગરીબ લોકોમાં તેનો ઉપયોગ સાધારણ રીતે ખોરાક જેટલો અને બહુ જ વધુપડતો હોય છે, એ વાત ધિક્કારવા જેવી છે. બહુ આકરી કાફીનો ઉપયોગ અત્યંત કરવાથી તેનાં પરિણામો આલ્કોહોલ ( alcohol ) કરતાં પણ વધારે ખરાબ આવે છે.

તમાકુ—તમાકુના છોડનાં પાત્રાંઓ બીડી પીવામાં, ચાવવામાં, તથા સુંઘવામાં બહુ વપરાય છે. તેમનું ઉગ્ર તત્ત્વ નિકોટિન્ ( nicotin ) કહેવાય છે તે ઉગ્ર ઝેર છે, તો પણ તેની ટેવ પડી ગયા પછી તે શરીરને બહુ નુકશાન નથી કરતું, તેમ છતાં તેનો વધારે પડતો ઉપયોગ ભયંકર પરિણામો લાવે છે.

આલ્કોહોલ—આની અસર આલ્કોહોલના પ્રમાણ ઉપર આધાર રાખે છે. હદમાં રહીને વાપરવાથી તે જરા ખુશમિજાજ વધારે છે, પણ તેથી કરીને પછી હદની બહાર

જવામાં આવે છે. આલ્કોહોલનો અત્યંત ઉપયોગ વધારવાથી બહુ ભયંકર રોગ થાય છે; અને વધારે ખરાબી તો એથી એ થાય છે કે આવા છાકટા માણસોનાં છોકરાંઓ બહુ ખરાબ હાલતનાં અને દરદી હોય છે હદપારના મદ્યપાનથી જ્ઞાનતંતુનાં દરદ થાય છે અને એ એક ગુનોહ છે. બાળકોએ તો આલ્કોહોલના કોઇ પણ પદાર્થને હાથ પણ લગાડવો નહિ જોઇયે. આલ્કોહોલથી પાચનશક્તિ દેખીતી રીતે નબળી પડી જાય છે, અને તેમાં કંઇક અંશે પોષણનો ગુણ રહેલો છે, તો પણ તેના દુર્ગુણો આગળ તે કંઇ જ હિસાબમાં નથી, અને તેથી તે ખોરાક તરીકે બિલકુલ વાપરવા યોગ્ય નથી જ.

જાત જાતના બ્રાંડી ( Brandy ) માં ૩૦ થી ૭૦ ટકા આલ્કોહોલ હોય છે, અને ખરાબ બ્રાંડી તથા વ્હિસ્કી (Whisky ) માં તો વળી ઝેરી તેલ હોય છે. બ્રાંડી શરીરને બહુ ક્રૂરતાથી હણી નાંખે છે. હોજરી, કાળજું, અને મૂત્રપિંડ ( kidneys ) નાં દરદો ઉત્પન્ન કરે છે, મગજશક્તિને નબળી પાડી નાંખે છે, તથા બીજા જ્ઞાનતંતુનાં દરદો બેભાની ( delirium tremens )–વગેરે થાય છે.

ઍબ્સિંથ ( Absinth ) માં પાતળું તેલ ( ethereal oil ) હોય છે તે ખાસ કરીને જ્ઞાનતંતુઓ ઉપર નુકશાન કરે છે.

કંઇ પણ નુકશાનકારક પદાર્થના મિશ્રણ વગરનો માત્ર દ્રાક્ષનો જ દારૂ, જો હદમાં રહીને વાપરવામાં આવે તો તે ઠીક છે. તેમાં આલ્કોહોલ માત્ર સાતથી પંદર ટકા જ હોય છે, અને તેથી તે બીજા દારૂઓ કરતાં સારો છે, પરંતુ તે પણ બહુ પીવાની ટેવ પડે તો તે ભયંકર દરદો શરીરમાં ઉત્પન્ન કરે છે. દક્ષિણના ભારી દારૂઓમાં મદ્યનો અર્ક મેળવવામાં આવતો હોવાથી તેઓ પણ બ્રાંડી જેટલી જ અસર કરે છે.

યવમદ્ય ( Beer ) માં આલ્કોહોલ થોડો હોય છે, એટલે બેથી નવ ટકા જ હોય છે; અને તે સિવાય તેમાં ચારથી આઠ ટકા જવની સાકર ( maltsugar ) અને ડેક્ટ્રિન્ ( dextrin ), અને ૦.૫ ટકા આલ્બ્યુમેન્ ( albumen), લવણો, અને કાર્બોનિક્ આસિડ હોય છે. એટલા માટે સારા યવમદ્યમાં પોષણનો કંઇક ગુણ હોય છે; પણ તે વધારે પડતો લેવાય તો હોજરીમાં પ્રવાહી ભરાવાથી લોહીમાં વિકાર કરે છે, તેથી પોષણની ખામી ( hypertrophy ) તથા રુધિરાભિસરણનું સંચાકામ ચરબીથી છંદાઈ જઇને બગડી જાય છે, અને તેથી માથે લોહીચઢવાનો રોગ ( apoplexy ) થાય છે. આ સિવાય યવમદ્યમાં પાછો આલ્કોહોલ હોય છે તે પણ પાચનશક્તિને બગાડી નાંખે છે તથા મૂત્રપિંડ ( kidneys ) વગેરેનાં દરદો ઉત્પન્ન કરે છે. યવમદ્યમાંભેગ પણ કરવામાં આવે છે. તેમાં ફીણ હોય અથવા ખટાઈ બનાવનારાં જંતુઓ હોય તો તે બહુ નુકશાનકારક છે.

**(જ) નકામા કચરાની વ્યવસ્થા**—માણસના શરીરમાંનો તેમ જ ઘરમાંનો કચરો પણ નુકશાનકારક તથા ઝેરી છે, તે કંઇક પોતાથી જ નુકશાન કરે છે તથા કંઇક તેમાં ઉત્પન્ન થતાં સઘળી જાતનાં સૂક્ષ્મ જંતુઓને લીધે નુકશાનકારક બને છે. એ કચરાને દૂર કરવાની તથા તેનો નાશ કરી નાંખવાની ખાસ જરૂર છે. રચના પ્રમાણે પૃથક્કરણ કરતાં જણાયું છે કે દર માથા દીઠ દર વર્ષે જે કચરો નીકળે છે તમાં નીચે પ્રમાણે ગણાય છે:—

આશરે ૨૩૫ રતલ ધરનો કચરો, ધૂમાડો, વગેરે.
,, ૧૦૮૧ ,, માણસના શરીરમાંનો કઠણ અને પ્રવાહી કચરો.
,, ૭૮૯૫ ગ્યાલન વપરાયલું પાણી.

યોગ્ય હવા ઘરમાં આવે તેમ કરવાથી હવામાંનો નકામો કચરો વાતાવરણમાં ઊડી જાય છે, અને ત્યાં તે પ્રવાહી રૂપ ધારણ કરીને સ્વચ્છ બની જાય છે, અને વાતાવરણમાં ઉડી જાય છે.

કઠણ તથા પ્રવાહી પદાર્થના કચરાને દૂર કરવો બહુ મુશ્કેલ છે. ઘણાં ગામડાંઓમાં સઘળો નકામો કચરો છાણના ઢગલા ઉપર એકઠો કરવામાં આવે છે, અને તેને ખેતરમાં લેઈ જઈને જમીનમાં પાથરીને નુકશાન કરતો અટકાવે છે. આ સાદો રિવાજ શહેરોમાં ચાલતો નથી. કચરાને માટે ગટરનો રિવાજ સારો છે અને તનદુરસ્તીને સાધારણ રીતે લાભકારક છે. ઘણાં મ્હોટાં નગરોમાં તો કચરાને નાંખવાની જગોએ ગાડાંમાં ભરીને લેઈ જવામાં આવે છે. પરંતુ એ નગરોની પાસે જ આવા કચરાનો ગંદો ઢગલો વધીને બહુ મ્હોટા થઈ પડે છે અને ભયંકર પારણામો લાવે છે. આવા કચરાને બાળી નાંખવાનો પ્રયોગ કરવાથી પણ હજી સુધી બહુ સંતોષકારક પરિણામો જણાયાં નથી.

માણસના શરીરમાંથી નીકળતાં મળમૂત્રાદિનો કચરો સારી ગટરોદ્વારા શહેર બહાર કાઢવાની વ્યવસ્થા સારી છે, અને એ ગટરો વરસાદના પાણીથી ધોવાઇને સાફ થાય છે. જો નદીમાં પાણીનો જથ્થો ગટરમાંના કચરાના પ્રમાણમાં બહુ ઘણો હોય, તો તો ગટરમાંના કચરાને નદીમાં કાઢી નાંખવો જોઇયે. નદીમાં ઘણું વધારે પાણી હશે, તો તે તો પોતાની મેળે જ શુદ્ધ બની જાય છે. નદીના તળામાં કઠણ પદાર્થો દટાયલા હોય છે, તથા સૂર્યના તાપથી બાકટીરિયાનો નાશ થઈ જાય છે; આથી કરીને નદીના જળમાં તુરત જ શુદ્ધ બની જવાનો અવકાશ હોય છે. તો પણ જો કદી ગટરોમાંનો કચરો નદીમાં એકદમ ગળી ન જાય, તો તેમાં સડો થાય છે, અને તેથી નદીકાંઠાના રહેવાશીઓની તનદુરસ્તીને બહુ નુકશાન થાય છે, આવો પ્રસંગ હોય ત્યારે ગટરમાંના કચરાને નદીમાં દાખલ થયા પહેલાંથી શુદ્ધ કરવો જોઇયે અને જમીનદ્વારા ગાળવા ( filter-beds ) થી સારી રીતે તેમ થઈ શકે છે. જો આ ગાળવાનું બાંધકામ ( filter-beds ) બનીશકે નહિ, તો ગટરોની સફાઈ મ્હોટાં તળાવોથી કરવી જોઇયે અને તે તેના ઉપર યાંત્રિક અને રસાયણી રીતે અસર કરનારા પદાર્થો મેળવીને કરી શકાય છે.

જ્યારે ગંદકી ગટરથી દૂર કરી શકાય તેમ ન હોય ત્યારે ગાડી ભરવાની જૂની રીતિ વાપરવી જોઇયે. ગટર કરતાં આ રીતિ સસ્તી પણ છે, પરંતુ ઘરોમાંથી ખરાબ વાસ દૂર કરવાને માટે એ રીતિ ગટર જેવી સરસ નથી. ખાળકૂવાની અંદરની દિવાલો એવી હોવી જોઇયે કે તેમાં ગંદકી પ્રવેશી શકે નહિ. જો બરાબર રીતે વાપરવામાં આવે તો પીપની રીતિ પણ સારી છે પીપોની અંદર ગંદકીને ભરવી અને તેને બરોબર પેક કરીને લેઈ જવી. એ પીપોની અંદરની ખરાબ વાસના ધૂળ કે માટીથી ઘસીને કાઢી નાંખવી.

નકામા કચરા કે ગંદકીને દૂર કરવાની રીતિમાં ભૂલ થાય કે એ દરકારી રાખવામાં આવે, તો ઉડતા રોગો ફેલાવાનો બહુ સંભવ છે, અને તેમાં પણ મુખ્યત્વે કરીને ચઉદ દિવસનો તાવ અને કોલેરા છે.

મરણ પામેલાંનાં શરીરોને દાટવાની બાબતમાં પણ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. મડદાંઓ સરકાર તરફથી તપાસવાની રીતિથી મરણ એકાએક થયું હોય તે, અથવા કંઈ ગુનેહ બન્યો હોય તે, તથા તે મરણનું કારણ, જણાઈ આવે છે. એ તપાસ થયા પછી તે મડદાંને વગે કરવું જોઇયે; તે એવી રીતે કે ગંધ ફેલાઈ ઉઠે નહિ. પછી તેને એક લાકડાંની પેટીમાં બંધ કરીને આશરે ૭ ફૂટ ઊંડા ખાડામાં દાટી દેવું. એવો નિયમ છે કે હાડકાંઓ સિવાયનો તમામ ભાગ નવ વર્ષમાં અદૃશ્ય થઈ જાય છે. કબરસ્તાનની પાસેની જમીન તનદુરસ્તીને નુકશાન કરે તેવી નહિ જોઇયે, પણ મડદાંની અંદરના સેંદ્રિયપદાર્થોનો નાશ કરી નાંખે તેવી જોઇયે. દર વર્ષે મરણનું પ્રમાણ ૧૦૦૦ માણસે ૨૫ નું આવતું હોય, તો સડો કરે તેવા સેંદ્રિયપદાર્થો મડદામાંથી આશરે ૭૦૦ રતલની નીકળે છે, અને ૧૦૦૦ માણસની ગંદકી આશરે ૭૦૦૦ રતલ દર વર્ષે નીકળે છે. આમાંનાં દરદ પેદા કરનારાં ઘણાં ખરાં જંતુઓ ( microbes ) નો નાશ તો જમીન પહેલા વર્ષમાં કરી નાંખે છે. વળી એ જંતુઓ જમીનમાંથી બહાર નીકળી પાણીમાં પણ જઈ શકતાં નથી.

હાલના સમયમાં મડદાને બાળી નાંખવાના સબંધમાં હિલચાલ થવા લાગી છે. મડદાને બાળી નાંખવાથી તે એકદમ રાખ બની જાય છે એટલા માટે શરીર સુખાકારીના નિયમાનુસાર અવલોકન કરતાં એ બાળવાની રીતિ વધારે ઉત્તમ ઠરી છે. જ્યારે કંઈ ઉડતાં દરદો ફેલાયાં હોય અને મરણોની સખ્યા અત્યંત વધી પડે ત્યારે આ રીતિ અગવડ પડતી અને વિશેષ ખર્ચવાળી લાગે તેવી છે, એમ કદાચ માનવામાં આવે, તો પણ આપણા દેશમાં એ રિવાજ ઘણા કાળથી ચાલ્યો આવે છે, અને તેમાં કોઇને—ગરીબ લોકોને પણ—કંઈ અડચણ કોઈ વખત નડતી હોય એમ જણાયું નથી. એટલા માટે મડદાને બાળવાની રીતિ સર્વ કરતાં સરસ છે. ( અપૂર્ણ. )

---

## ચમત્કાર.

( મળેલુ )*

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૩૮ થી. )

તે પછીનો દિવસ રવિવારનો હતો. રજાનો દિવસ તે મણિધરપ્રસાદને ત્યાં ગાળતો પરંતુ હવે ત્યાં જવા તેનુ મન આગળ વધતું ન હતું. અને હસનખાંનું શું કરવું તે તેના મનમાં ઘોળાયા કરતું હતું. એટલામાં તેને યાદ આવ્યું કે ગામમાં એક શાંતિશર્મા નામે સંન્યાસી આવેલ છે અને તે દર રવિવારે સ્હવારમાં વ્યાખ્યાન આપે છે. ઓધવજી નાસ્તિક હતો એટલે ત્યાં કદી જતો નહીં: પરંતુ પોતાના નવા અનુભવ પછી એ વિષયમાં તેની ઉત્સુકતા વધી હતી એટલે સ્વામી શું કહે છે તે જોવા ગયો. વ્યાખ્યાનનો વિષય 'યોગશાસ્ત્ર અને ચમત્કારશક્તિ એ હતો. સ્વામીએ એ વિષયપર એક કલાક સુધી શાસ્ત્રીય રીતે વ્યાખ્યાન આપ્યું; આ વ્યાખ્યાન સાંભળીને પોતાનો ગુચવાડો સ્વામીજી મટાડશે એમ ઓ-

---

* અંગ્રેજીપરથી લખનાર—રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ. એમ. એ.

ધવજીને લાગ્યું, અને વ્યાખ્યાન થઈ રહ્યા પછી સ્વામીજીને તેમને એકાંતમાં મળવાની ઇચ્છા બતાવી, તેમને અનુકુલતા ક્યારે મળશે એ પૂછ્યું.

સ્વામી શાંતિશર્મા યોગશાસ્ત્રના અભ્યાસી હતા પણ યોગપર એમને બહુ શ્રદ્ધા હતી નહીં. પૂર્વાશ્રમમાં પોતે એક મહેતાજી હતા; અને થોડાં વર્ષપર આપણા દેશમાં જે 'ધાર્મિકતા'નું મોજું આવ્યું હતું તેમાં ધસડાઇને તેમણે સંન્યસ્ત ગ્રહણ કર્યું હતું; પરંતુ પ્રકૃતિથી પ્રવૃત્તિમાર્ગના શોકીન હોવાથી આર્યસમાજના જેવો પ્રયત્ન કરવામાં પોતાનો કાળ નિર્ગમન કરતા હતા, અને હાલની નવી કેળવણીથી વધતી જતી ધર્મશૂન્યતાને લીધે એ જાતની પ્રવૃત્તિને પોતે ફરજ તરીકે સમજતા હતા. એટલે વસંતપુરમાં આવીને થોડા રોજ થયા તેટલામાં ઓધવજી જેવો હડહડતો નાસ્તિક જ્યારે તેમને એકાંતમાં મળવાની ઇચ્છા બતાવે ત્યારે સ્વામી અત્યંત ખુશી થાય એમાં કાંઈ નવાઈ નથી; અને રવિવારે સાંજે જ આવવાનો તેમણે ઓધવજીને વખત આપ્યો.

વચન પ્રમાણે સાંજના ઓધવજી સ્વામીના મકાનપર ગયો. શેઠ સુંદરદાસ ધર્મશીની બંધાવેલી વિશાળ ધર્મશાળામાં સ્વામીજીનો ઉતારો હતો. સ્વામી અંદરના ઓરડામાં કાંઈક પુસ્તક વિચારતા હતા પણ ઓધવજીને જેઇને તેમણે પોતાનું પુસ્તક બંધ કર્યું અને તેનીસાથે વાતચિત કરવા તત્પર થયા. શરૂઆતમાં ઓધવજી જરા મુંઝવાયો. વાત કેવી રીતે કાઢવી એ તેને સૂઝે નહી. આખરે સવારના વ્યાખ્યાન વિષે વાત કાઢી તેમાંથી પછી પોતાના વિષય પર આવવું એમ ઠરાવ કરી બોલ્યો: 'સ્વામીજી, આપ ચમત્કારને માનો છો'? સ્વામી: 'અલબત, યોગથી ઘણા ચમત્કાર થઈ શકે'।

'હા. એ તો આજે સવારે આપે કહ્યું. પણ હું એમ પૂછું છું કે કોઈ સાધારણ માણસ માત્ર પોતાની ઇચ્છાથી ચાહે તે કરી શકે એ બનવા જેગ છે કે નહીં?'

'એવી શક્તિ યોગક્રિયાથી જૂના વખતમાં ઋષિઓને પ્રાપ્ત હતી. હાલના વખતમાં કોઈ વિરલ નરને એ પ્રાપ્ત થાય તો પણ એવા મહાપુરુષો તમારા મારા જાણવામાં ન આવે. ઘણું ખરૂં એવા પુરુષોને જગતની દરકાર નથી હોતી.'

એકદમ પોતાનો ભેદ ખોલી ઓધવજી બોલ્યો: 'ઠીક, પણ જ્યારે હું તમને એવા ચમત્કાર કરી બતાવું તો શું કહેશો? આ તમારૂં કમંડલુ પડયું છે તેને-એઅદબી માફ છે-ચાહે તે બનાવી આપું.' તેના તરફ આંગળી ચીંધી બોલ્યો: 'એ, સુગંધી ફુલોવાળું ડોલરનું કુંડુ થઈજા.'

તરત જ તેમ થયુ.

સ્વામી છક થઈ ગયા. થોડીવાર તેમણે કુંડા તરફ ને ત્યાંથી ઓધવજી તરફ ને ત્યાંથી પાછા કુંડા તરફ એમ જેયાં જ કર્યું. પછી કુંડા તરફ વળીને ફુલ સુંઘી જેયાં; તે તાજાં અને સુવાસિત હતાં. ફરી પાછું તેમણે ઓધવજી તરફ જેયું.

'એ તમે કેમ કરી શકયા'? સ્વામીએ સહજ પ્રશ્ન કર્યો. આપણે બધા એટલા નાસ્તિક છીએ કે સાક્ષાત્ પ્રભુ આવીને કાંઈ ચમત્કાર કરી બતાવે તો તેમાં નજરબંધી અથવા

હાથ ચાલાકીનો ખેલ હશે એમ વહેમ લાવવા ચૂકીએ નહીં જો કે બોનવામા તો આપણે ચમત્કારોને માનતા હોઇએ અને પુરાણોની કથાને પણ આદર આપતા હોઇએ છીએ '

'તમે જોયુ તેમ જ, એને હુકમ કર્યો ને એ થયુ આ વિષે જ હુ આપની પાસે આવ્યો છુ કે આ તે નજરબધી કે યોગ કે શુ'?

'બહુ નવાઈ જેવી બીના છે'

'અને વળી વધારે આશ્ચર્યકારક તો એ છે કે આ શક્તિ મ્હારામા છે એની ખબર ચાર દિવસ પહેલા મને પોતાને ન હતી'

'એ આશ્ચર્યકારક તો ખરૂ પણુ તમે આટલુ જ કરી શકો છો કે બીજુ કાઈ?' 'ચાહે તે' પ્રખ્યાત પ્રોફેસર નથુ મગનલાલના જાદુના ખેલ યાદ આવ્યાથી બોલ્યો 'માછલીનુ ગલાસ થઈ જા—ના તેમ નહીં પાણી ભરેલ પાણીનો ભરેલ ગલાસને તેમા સોનેરી માછલીઓ તરતી હોય એવો' એ પણ થયુ

અહો તો—આ તે શુ? આ નજરબધી—ના ના પણુ—'

એનુ ચાહે તે હુ કરી શકુ હવે લીલો પોપટ થઇ જા' એટલે પોપટ ઓરડામા આમ તેમ ઉડવા લાગ્યો અધર સ્થિર ઉભો રહે' એટલે તેમ થયુ તેને પકડીને નીચે ગાદી પાસે મૂકી બોલ્યો 'તમારે તમારા કમડલની જરૂર પડશે' એમ કહી તેનુ પાછુ કમડલ બનાવી દીધુ

સ્વામીએ કમડલ ઉપાડી ધ્યાનથી તપાસી જોયુ ઓધવજી બોલ્યો હવે હુ આપની પાસે જે વાત કરવા આવ્યો છુ તે કહુ' એમ કહી મણિધરપ્રસાદને ત્યા જે બીના બની હતી ત્યાથી હસનખા જમાદારની વાત સુધી બધી હકિકત સવિસ્તર કહી સભળાવી સ્વામી તો એ સાભળી દગ થઈ ગયા હસનખાની વાત કરી રહ્યા પછી ઓધવજી બોલ્યો 'હસનખા સબધી સલાહ લેવા હુ આપની પાસે આવ્યો છુ એટલી મ્હારી ખાત્રી છે કે તે ગીરદન આદમા છે, પણ હવે શુ કરવુ તે મને સૂઝતુ નથી હસનખા પોતે પણ મહુ અકળાતો હશે, અને તેને મનતો એમ જ હશે કે ક્યારે ઓધવજીને મળુ ને તેનો ટોટો પીસી નાખુ એ કરવા માટે દરવખત એ ત્યાથી અહીં આવવા માટે ઉપડી ચૂકતો હશે અને હુ યોગ્ય વખતે ત્યારે તેને ફરી ત્યાનો ત્યા જ મોકલુ છુ આથી ફરી દર વખત તેને ટીકીટના પૈસા ખર્ચવા પડતા હશે એને માટે પણ મે થોડુ નથી કર્યુ પ્રથમ મને એમ જ થયુ કે જો જહા ન્નમ આપણે માનીએ છીએ તેવુ હોય તો તેના કપડા પણ બળી ગયા હોવા જોઇએ એટલે સીકદરાબાદ મોકલતા પહેલા મેં તેને કપડાની નવી જોડ આપી અને તે પછી તેને ખર્ચમાટે મેં થોડા રૂપીઆ પણ આપ્યા છે છતા મ્હારી મુશ્કેલી શુ છે એ, એ કેમ સમજશે? અને હવે મ્હારે શુ કરવુ તેની ગમ પાડો તો સારૂ'

સ્વામી ગેગ વાળવા લાગ્યા 'કામ બહુ વિષમ છે, ઘણો વિચાર કરવા જેવી બાબત છે' પણ કાઈ ચોખ્ખુ ઇલાજ બતાવવાના અખાડા કર્યા ફરી વિચાર કરી વળી બોલ્યા

આપણે હમણા હસનખાની વાત જરા પડતી મૂકીએ, અને આ મહત્વના સવાલ પર જ વિચાર ચલાવીએ એટલુ ખરૂ કે આમા નજરબધી કે જાદુ જેવુ બિલકુલ નથી એ ઇશ્વિરી બક્ષીસ જ છે અમલના વખતમા એ મહાયોગીઓને પ્રાપ્ત થતી પણ હાલમા—હા હા

ઈશ્વિરી બક્ષીસ સિવાય બીજું કંઈ નહીં.' સ્વામી ઉત્સાહમાં આવ્યા હોય તેમ બોલતા હતા. ઓધવજી વિચારમાં પડી ગયો હતો અને શું ઉપાય કરવો તેની તેને ગમ નહોતી પડતી.

'નિઃસંદેહ એ ઈશ્વિરી બક્ષીસ છે'-સ્વામી બોલ્યાઃ-'આપણે હસનખાંના સંબંધી હમણાં રસ્તો કાઢશું, એમાં તમારે મૂંઝાવાજેવું કંઈ નથી......અહો હો. આવી બક્ષીસથી તો આખા દેશનું ભલું થઈ શકે.'

'હા. મ્હારા મનમાં પણ એક બે વિચાર આવ્યા છે; પણ વાંકું ચૂંકું બોલાઈ જાય તો કંઈકનું કંઈક થઈ બેસે. એટલા માટે જ હું આપની પાસે આવ્યો છું.'

'એ તમે બહુડહાપણનું કામ કર્યું. ઘણું જ વાજબી કર્યું છે' સ્વામી બોલ્યા. વળી વિચારમાં પડી બોલ્યા 'અહો હો! આ બક્ષીસથી તો શું ન થાય?

'હાસ્તો. તમારી મરજી હોય તો આપણે એક બે વાનાં અજમાવી જોઈએ.'

'હા. ભલે. એ ઠીક વિચાર છે.' સ્વામી બોલ્યા.

અને પછી રવિવાર તા. ૧૨ નવેંબર ૧૮૯૮ ને રોજ વસંતપુરમાં શેઠ સુંદરદાસ ધનજીની ધર્મશાળાના મકાનમાં શાંતિશર્મા સ્વામીની ઉશ્કેરણીથી ઓધવજીએ એક પછી એક ચમત્કાર કરવા શરૂ કર્યા. વાંચનારનું ધ્યાન ખાસ તે તારીખપર ખેંચવામાં આવે છે વાંચનાર કદાચ વાંધો લેશે-તેના મનમાં તો ક્યારનો ખ્યાલ ઉઠ્યો હશે-કે આ વાતમાંની કેટલીક બીના અસંભવિત છે, અને કે જો આવો કોઈ બનાવ ખરેખર બન્યો હોત તો એક વર્ષ અગાઉ બધાં જાહેર છાપાંઓમાં આવી ગયો હોત. આ વાતમાં આગળ ચાલતાં જે બીનાઓ આવવાની છે તે વાંચનારને હજી પણ વધારે અસંભવિત લાગશે. કારણ કે તેમાં તો વાંચનારને એમ મનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે કે એ વર્ષ પહેલાં કોઈ અકસ્માત અને અજાયબ જેવી રીતે તે પોતે મૃત્યુવશ થયો હતો. પણ વાંચનાર! યાદ રાખજે કે ચમત્કારનો અર્થ જ એ છે કે અસંભવિત બન્યું છે, અને બીજું કે વાસ્તવિક રીતે એક વર્ષ અગાઉ તુ ખરેખર મૃત્યુવશ થયો હતો દરેક વિચારવંત અને સમજુ માણસ કબૂલ કરે તેવી રીતે એ બાબત આ વાતના અંતમાં સમજાવવામાં આવશે. પણ હજી તો આપણે વાતના મધ્યમાં છીએ એટલે એ બીના સમજાવવાનો અહીં પ્રસંગ નથી.

ઓધવજીના પ્રથમ ચમત્કારો નાના પાયાપર હતા; મેડેમ બ્લાવેટ્સ્કી કરતી કહેવાય છે તેવા-ચહાના પ્યાલા રકાબીના કે ઘર શણગારની નાનીનાની વસ્તુઓ બનાવવાના. ઓધવજીના મનમાં હસનખાંની વાત ઘોળાયા કરતી હતી, અને તેનો જેમ બને તેમ જલદી નીવેડો લાવવાનો તેનો વિચાર હતો. પણ સ્વામી તેને આડે રસ્તે દોરતા હતા. ચમત્કારો જેમ જેમ કરતા ગયા તેમ તેમ તેમનો ઉત્સાહ અને આકાંક્ષાઓ બન્ને તેજ થયાં...પણ બધી માનસિક કસરતોની માફક ચમત્કાર કરવાનું કામ પણ કાયર કરે એવું છે અને જેમ જેમ રાત્રી જતી ગઈ તેમ તેમ તે ચમત્કાર કરનારા યુવાનોને ભૂખની અસર જણાવા લાગી. ઓધવજી ઘેર જવાની રજા માગવાનું કરતો હતો પણ સ્વામીએ તેને પોતાને ત્યાં જ રોક્યો. અને સ્વામીજીના અનુમોદનથી જમવામાં પણ ઓધવજીએ પોતાની શક્તિનો ઉપયોગ કરી બતાવ્યો. સ્વામીજીને કોઈ જાતનું વ્યસન ન હતું પરંતુ બધા શંકરભક્તોની માફક ભાંગના તેઓ શોકીન હતા અને તેમની ખાસ મરજીથી પ્રથમ સુંદર મસાલાદાર ભાંગની એક લોટી આવી,

જેમાંથી બન્નેએ થોડો ભાગ લીધો, અને તે પછી દરેક જણે પોતપોતાને પસંદ પડતી વાની મંગાવવામાં આનાકાની ન કરી. ભોજન વખતે અને ખાસ કરી મનપસંદ ભોજન વખત દર માણસ આનંદી અને ખુશમીજાજ બને છે, અને તેવે વખતે સાધારણ માણસોના સ્વભાવની તુલના થઈ શકે છે. જમતાં જમતાં સ્વામી અને ઓધવજી પણ પોતપોતાનો દરજ્જો ભૂલી જઈ કોઇ જૂના મિત્રો હોય તેમ સરખે સરખાની માફક વાર્તા વિનોદ કરવા લાગ્યા. વાતમાં વાત નીકળતાં સ્વામીના રસોયાની વાત ચાલી. એ રામદાસ કરીને બાવો હતો અને તેનામાં મ્હોટા દુર્ગુણ ભરેલા હતા. આથી સ્વામીને તેનાપર તિરસ્કાર આવતો પણ ઘણા ઉપાય કર્યા છતાં તે જરા પણ સુધરવાની નિશાની જણાવતો નહીં. આ વિષે વિચાર આવતાં ઓધવજી બોલ્યોઃ 'સ્વામીજી, મને લાગે છે કે હું એને સુધારી શકું ખરો.'

સ્વામી વિચારમાં પડી ગયાઃ 'એ ઠેકાણા વગરનું માણસ છે, એનો ભરોંસો નહીં.'

ઓધવજી જાણે દલીલ તોળી જોતો હોય તેમ વિચાર કરી બોલ્યોઃ 'હા. પણ એમાં મને વાંધો લાગતો નથી. હું જે કરવા માગું છું તે શામાટે ન થાય'?

આખરે સ્વામીજી કબૂલ થયા, અને ઓધવજી એ પોતાના હુકમ કાઢવા શરૂ કર્યા. બીજી સવારે થનારા પોતાના નોકરમાં ફેરફાર વિષે ઉત્સાહથી સ્વામી વાત કરતા હતા ત્યાં સામેના ઓરડામાંથી કાંઇ ખખડાટ સભળાયો. એટલે સ્વામી ત્યાં ગયા. અને બે ચાર મીનીટ રહી પાછા આવ્યા તેના ચહેરાપરથી લાગતું હતું કે તે આનંદથી અસ્થિર થયા હતા.' અહોહો!' તે બોલ્યા. 'કેવો અજાયબ જેવો ફેરફાર. તે માણસ ગાફેલાઇથી ઉંઘી ગયો હતો પણ એક-દમ, તેને પોતાનાં પાપનો પસ્તાવો થયો અને એથી બધાં પાપ મૂકી દેવાનો નિશ્ચય કરી પ્રથમ પોતાની ચલમ સંતાડી રાખી હતી તે લઇને તેણે ફોડી નાંખી. આતો હદ વળી. આ શક્તીને તો કયાંય છેડો જ નથી લાગતો'

'હા. એથી ચાહે તે કરી શકાય. અને હસનખાંનું તો'— 'તરત જ સમાધાન થઇ શકે.' અને પછી હસનખાંની વાત વળી પડતી મૂકી સ્વામી શાંતિશર્માના વિચાર પરોપકારનાં બે ચાર કામો કરવા તરફ દોડયા. એ પણ કહેવું જોઇએ કે એ યોજનાઓનો વિચાર પણ તેમને તરત જ આવ્યો હતો.

આ યોજનાઓ શી હતી તે સાથે આ વાતને નિકટનો સંબંધ નથી. એટલું જ બસ છે કે એનો ઉદ્દભવ ઉદારતાની વૃત્તિમાંથી થયો હતો અને પૈસાદાર ગૃહસ્થો આનંદ અને ઉત્સાહને પ્રસંગે જેવી યોજનાઓ ઘડે છે તેવી જ તે પણ હતી. એટલું ઉમેરવું જરૂરનું છે કે હસનખાંની બાબતનો બિલકુલ નિર્ણય થયો નહીં. એમાંની કેટલી યોજનાઓનો અમલ થયો એ કહેવું જરૂરનું નથી. ફક્ત એટલું કહેવું બસ થશે કે જે ફેરફારો તેમણે કર્યા તે આશ્ચર્યકારક હતા. પાછલી રાતના ઠંડા પહોરમાં ઓધવજી અને શાંતિશર્મા સ્વામી ગામના મધ્ય ચોકમાં સ્થિર ચંદ્રની શીતળ ચાંદનીમાં ભાંગના તોરથી ઉશ્કેરાયલા ફરતા હતા. એટલા વખતમાં તેમણે ગામના દરેક વિષયાસક્ત માણસને સુધાર્યો હતો–જોકે આમાં સ્વામીએ ઓધવજીની મરજી ઉપરવટ કામ લીધું હતું; ગામની આસપાસના રસ્તાઓ સુધાર્યા હતા. દક્ષિણ દિશા તરફ આવેલું માણકું તળાવ ખોદાવીને સ્વચ્છ કરાવ્યું અને રેઞમતીપરનો પડી ગયલો પૂલ સમરાવવાનો વિચાર કરતા હતા. સ્વામીએ આ બધાનો વિચાર કરી

કહ્યું: ' અહો ! સવાર પડતાં તો કેટલો બધો ફેરફાર થઈ જશે. માણસો એ જગ્યાને ઓ-ળખી પણ નહિ શકે. ' એટલામાં ત્રણના-ટકોરા થયા. ઓધવજી ચમકીને બોલ્યો: ' અહો, ત્રણ વાગી ગયા ને મ્હારે આફીસમાં જવાનું મોડું થશે. મ્હારે ઘેર જવું જોઇએ.'

અસાધારણ શક્તિના મદથી ઉત્સાહ આવ્યો હોય તેમ સ્વામી બોલ્યા: ' હજી તો આ-પણે ઘણું કરવાનું છે. સવારમાં ઉઠીને લોકો 'શું કહેશે તેનો તો વિચાર કરો'...

' પણ. મ્હારે— '

' એકદમ સ્વામીએ તેનો હાથ ખેંચ્યો. તેની આંખમાં કંઈ અસાધારણ અસ્થિરતા આવી હતી. ચદ્ર સામું ફાટી આંખે આંગળી ચીંધી તે બોલ્યા: ' ઉતાવળની બિલકુલ જરૂર નથી. એને અટકાવ. '

' શું ? '

' હા. શા માટે નહીં રાજા વિક્રમે રાત બાંધી રાખી હતી '

' એ તો જરા વિષમ કામ છે. '

' વિષમ શેનું ? એમાં એને થોડો જ અટકાવવાનો છે. તમારે તો પૃથ્વીની ગતિ બધ પાડવાની છે. જ્યાં વખત જ બધ થાય ત્યાં કોઇને નુકસાન નથી થતું.'

' હા. એ ખરૂં. ઠીક ત્યારે કરી જોઉં છું. અરે એ ! ' તે જરા ઉંચો થઈ કોઈ મ્હોટો માણસ પોતાના નોકરને હુકમ કરે તેમ દમામથી પૃથ્વીને ઉદ્દેશીને બોલ્યો: ' જરાવાર ઉભી રહે; સમજી કે ! '

તરત જ દરમીનીટે ૧૫ માઇલની ઝડપે આકાશમાં તે ઉંધોચતો ઉડવા લાગ્યો. દર પળે તે અસંખ્ય વર્તુળો કરતો હતો છતાં પણ તેને વીજળીના ઝબકારાની માફક વિચાર આવ્યો, ને તે બોલ્યો: ' બસ, બીજું ગમે તે થાય પણ મને એકદમ જમીનપર સહી સલામત પહોંચાડો.'

આ હુકમ તેણે વખતસર કર્યો હતો; કારણ ગતિને લીધે ગરમ થઇને તેનાં કપડાં બળવા લાગ્યાં હતાં. એક તરતના થયલા ધૂળના ઢગલાપર જોસથી પણ ધીમેથી તે આવી પડ્યો. બજારના ચોકમાં ઘડીયાળનો ટાવર હતો તેના કકડે કકડા થઈ તેની આસપાસ ઉ-ડતા હતા. એક મોટો આખલો એક દડાની માફક ઉડતો આવ્યો અને જોસથી જમીન-પર અફળાઈ ફોદાની માફક ફૂટી ગયો. તેની જીંદગીમાં ન સાંભળેલો એવો મોટો ધડાકો થયો ને તે પછી નાના નાના ધડાકાઓની પરંપરા ચાલી. સખત તોફાની પવન વાવા લાગ્યો. આસપાસ શું થાય છે તે જોવાને પોતાનું માથું પણ તે ઉંચુ ન કરી શક્યો ને થોડા વખત સુધી તો તે જોવાની તેને વૃત્તિ પણ ન થઈ.

પોતાનું માથું પોતાના બે હાથમાં દાબીને તે મનમાં ને મનમાં બબડયો: ' અરે રામ ! આ કોણ જાણે શું થયું......આ તોફાન ક્યાંથી આવ્યું ? થોડી વાર પહેલાં કેવી ખુશનુમાં રાત હતી ! અરે કેવો સખત પવન વાય છે...આનો પાર કોણ જાણે ક્યાં આવશે......'

"સ્વામીજી એ ક્યાં ગયા ? '

' અરરર ! આ શો ઘોટાળો ! '

તે નીચે પડ્યો પડ્યો વાંકો વળી જોવા લાગ્યો; 'આકાશ તો બરોબર છે. પણ ચંદ્ર રહ્યો; એ પણ એમનો એમ જ છે. પણ ભયંકર તોફાન માટે વાદળાંઓ મળતાં હોય એવાં ચિહ્નો છે. અને બાકીનું ?...ગામ કયાં ગયું ?...આ પવન કયાંથી આવ્યો ? મેં તો કાંઈ પવનને નહોતો બોલાવ્યો.'

ઓધવજીએ ઉઠવાની કોશેશ કરી પણ નિષ્ફળ થવાથી એમને એમ પડી રહ્યો. પછી ચંદ્ર સામું જોઈ બોલ્યોઃ 'શું કાંઈ ભૂલ તો નથી થઈ ? પરમેશ્વરને ખબર.'

પવન જોરથી ફૂંકતો હતો. ધુળના ગોટે ગોટા ઉડતા હતા. ભયંકર તોફાનમાં નજરે પડતી બધી અવ્યવસ્થા ચારે કોર પ્રસરી રહી હતી. સ્થિરતાનું નામ મળે નહીઃ ઘર, ઝાડ કે કોઈ પણ પરિચિત વસ્તુ તો નજરે ન પડે. બધે ભાંગી તૂટીને ટગલાઓ થઈ રહેલા. ઓધવજી પડ્યો હતો તેની પાસે જ એક મ્હોટું પીપળાનું ઝાડ ઉખડીને પડ્યું હતું. બીજી કોર રંગમતીના પૂલનાં પાટીયાં ને થાંભલાનો ઢગલો હતો.

વાત એમ હતી કે જે વખતે ઓધવજીએ પૃથ્વીની ગતિ અટકાવી તે વખતે પૃથ્વીની સપાટીપરની છુટી છવાઈ વસ્તુઓની ગતિ સબંધી કઈ પણ શરત કરી નહતી. હવે પૃથ્વીની ગતિ એટલી બધી છે કે તેનો વિષુવવૃત્ત પાસેનો ભાગ દર કલાકે લગભગ ૧૦૦૦ માઈલની મુસાફરી કરે છે. એટલે જ્યારે ઓધવજીએ પૃથ્વીને ઉભી રહેવાનો હુકમ કર્યો ત્યારે દર મીનીટે લગભગ ૨૦ માઇલની ગતિથી તેને, સ્વામીને, તે શહેરને ને, ટુંકામાં પૃથ્વી પરની બધી વસ્તુઓને ધક્કો લાગ્યો; એટલે કે તોપના ગોળાની ગતિ કરતાં પણ વધારે ગતિમાન ધક્કો તે હતો, અને તેનું પરિણામ માત્ર એટલું થયું કે દરેક માણસ, દરેક જીવતું પ્રાણી, દરેક ઝાડ, ટુંકામાં આ પૃથ્વી પરની દરેક વસ્તુનો એ ધક્કાથી નાશ થઈ ગયો. વળી પૃથ્વીની ગતિ બંધ થવાથી તે ગતિથી મળતી ગરમી બંધ પડી એટલે વાતાવરણની અંદરની વરાળ ઠરી ગઈ અને તેનાં વાદળાં થયાં તથા કરાનો વર્ષાદ થવા લાગ્યો.

આ બધી બાબતોનુ કાંઈ ઓધવજીને ભાન નહતુ. પણ તેને એટલુ લાગ્યું કે આ ઘોટાળાનું કારણ તેનો ચમત્કાર છે. આથી તેને પોતાની એ અલૌકિક શક્તિ પર કંટાળો આવ્યો. કાળાં વાદળાં ચડી આવવાથી ચંદ્ર અદૃશ્ય થઈ ગયો અને અંધારૂં સર્વત્ર વ્યાપી રહ્યું. કરાનો વર્ષાદ જોરથી પડતો હતો; પૃથ્વી અને આકાશ વર્ષાદ અને પવનના સુસવાટાથી ગાજી રહ્યાં હતાં. વીજળીના ઝબાકા વારંવાર થતા હતા અને સર્વત્ર ફેલાતા અંધારામાં ક્ષણભર પ્રકાશ ફેલાવી દેતા હતા. એવા એક ઝબકારાના અજવાળાથી તેણે જોયું તો સમુદ્રનાં મોજાં ઉપર મોજા આગળ ધસી આવતાં હતાં, વાદળાંના ગડગડાટમાં અને જોરથી ફૂકતા પવનમાં બીજું કાંઈ સંભળાતું નહતું. મહા પ્રલય થવા બેઠો હોય એમ ઓધવજીને ભાસ્યું. બની શકે તેટલા જોરથી તેણે બુમ પાડીઃ 'સ્વામીજી, એ સ્વામીજી ! અહીં તો આવો' આગળ ધસી આવતા પાણીના મોજાને કહ્યું. 'અરે ભલું થઇને તું ત્યાં જ થંભી જા. આગળ ના આવ.' પછી વીજળી અને ગર્જનાને કરગરી કહ્યુંઃ 'અને થોડીવાર તમે પણ બંધ પડો. મને વિચાર કરવાને તો વખત આપો. હવે મારે શું કરવું...સ્વામીજી પણ કયાં ગયા........'

'હા. હવે સુઝયું. હમણાં બધું બરોબર કરી નાખું છું.' ધૂળના ઢગલામાં પોતાના હાથ પગ ખોસી જેમ બને તેમ સ્થિર થઈને તેણે કહ્યું: 'જુવો, હું 'બસ' એમ ન કહું ત્યાં સુધી હું જે કાંઈ હુકમ કરૂં છું તેમાંનું કંઈ પણ થશો મા......મને એ પહેલેથી જ સઝયું હત તો કેવું સારૂં!'

પછી મોટો ધારો કાઢી તે બોલ્યોઃ 'હવે સાંભળો. અને મેં પહેલાં કહ્યું છે તેનું ધ્યાન રાખજો. પ્રથમ તો મ્હારે જે કરવું છે તે બધું થઈ જાય ત્યારે આ શક્તિ મ્હારામાંથી જતી રહેજો. અને હું પહેલાંના જેવો જ સાદો ઓધવજી થાઉં એમ મ્હારી ઇચ્છા છે. આ ચમત્કારો મને પસંદ નથી. અને એક બીજું એ કે એ અભાગીઓ દીવો ઉંધો પડ્યો ત્યાર પહેલાં જેમ બધું હતું તેમ થઈ જાઓ......એ કામ જરા તમને કઠણ લાગે તો યાદ રાખજો કે એ હેલ વહેલું જ છે. સમજ્યા? પછી કાંઈ ચમત્કાર નહીં ને કાંઈ નહીં. મણિધરપ્રસાદને ત્યાં હું હતો ને બધું હતું તેમજ......'

ધૂળમાં પોતાનું માથું વધારે જોરથી ખોસી, આંખો બંધ કરી તે જોરથી બોલ્યો 'બસ, મેં કહ્યું છે તેમ થાઓ.'

તરત બધે શાંતિ વ્યાપી ગઈ તેને લાગ્યું કે પોતે ટટાર ઉભો છે. એક અવાજ આવ્યો 'પછી તમે શું કહેવા માગો છો?'

તેણે આંખો ઉઘાડી તો પોતે મણિધરપ્રસાદને ત્યાં ઉભો હતો. કોઈ મોટી બીના અચાનક ને ભૂલી ગયો હોય તેમ થયું. એની ચમત્કાર કરવાની શક્તિ ગઈ હતી તે સિવાય એ એનો એ હતો; અને એનું મન અને યાદશક્તિ પણ આ વાત શરૂ થઈ ત્યારે હતા તેવા જ હતા એટલે આ વાતમાં જે બીના કહી છે તેની તેને બિલકુલ ખબર નથી અને આ જ સુધી તેમાંનું કાંઈ તે જાણતો જ નથી અને છેવટે એ કે હજી એ એવો ને એવો નાસ્તિક છે.

"જુવો, મણિધરપ્રસાદ, હું ચમત્કાર માનતો નથી. અને તમે ચાહો તો એના વિરૂદ્ધ દલીલ કરવા તૈયાર છું"

"હા. ખુશીથી. જોઈએ વારૂ."

"ત્યારે સાંભળો પ્રથમ તો ચમત્કાર એટલે શું? ચમત્કાર એટલે કોઈ પણ વ્યક્તિની માત્ર ઇચ્છાને અધીન થઈને કુદરતનાં નિયમથી વિરૂદ્ધ જે બનાવ......"

સમાપ્ત.

———

Reg. No. B 196

આદ્ય દ્રષ્ટા—
'એક અભદમાર્ગ-પ્રવાસી'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલએલ. બી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૬. અંક ૧૧. ] ( માસિક. ) [ ઑગસ્ટ. ૧૯૦૧.

## ભજનમાળા.

### —બંસુરી.—

( મજેલું )*.

બંસુરી બાજી રે બનમાંહ્ય, મોરલી બાજી રે બનમાંહ્ય. ટેક.
તીન ભૂવન ઝણકાર અદ્દર ધર શબ્દ સુનાયો,
ઓહી શબ્દપેં ચાર બ્રહ્માને વેદ બનાયો;
ઓહી શબ્દકી સાનમે રે જો સમજે સોહી સંત,
ઓર સકલ પ્રપંચ હે, તુમ મત ભુલો ગુનવંત. બંસુરી.

સુંન અનાદિ નાદ સુબુદ્ધિકો વધ્યો વધારો,
મીટી ગયો વીખવેવાદ અતકો ટળ્યો અંધારો,
ભયા ઉનાળા ગેબકા બીન ચંદા બીન સુર,
રોમ રોમ રંગ રમ રહ્યો નખ સીખ પ્રગટયો નૂર. બંસુરી.

લગી શબ્દકી ચોટ કોટ કુબુદ્ધિકો ઢહાયો,
નીકસી આરમપાર મોહમહવાસી માર્યો.
યહ બંસી શ્રી કૃષ્ણકી ફેર બસાયો શેર,
કહે મીઠો અબ મોજ કરત હે નહીં પ્રીત નહીં વેર. બંસુરી.

---

* સંપાદક રા. રા. સુમન.

## મ્હારી બાળકીને.

( મળેલું. )

ગેબી ગર્જનાઓ ગર્જના કરે,
આંખ્યોમાં ત્હારી, બાળુડી !
કંઈ કંઈ ઉંડા મધુર નાદ સંભળાય,
આંખ્યોમાં, વ્હાલી બાળકી !
થાય સમુદ્રમાં તુફાન, અતિ મહાન,
મેઘના ગર્જિત નાદથી;
થાય મનોર્ણવમાં તુફાન, ડોલે જીવવહાણ,
ગર્જનાથી ત્હારી આંખ્યની.
રાત્રીસમયનું આકાશ, પવન વાય સુવાસ,
વાદળાથી છવાયું છે;
ધીમે ધીમે પડે મેઘનાં બુન્દ, આસુનાં વૃન્દ,
વીજળીથી ચમકે છે.
તારી આંખ્યોમાં આવું તેજ,
કાળી વાદળીઓનું તેજ,
ભરપુર ભરેલું છે.
નીકળે વિદ્યુતના ચમકાર, ઉછળતા પ્રેમના ઉભરાટ,
તારું મુખડું દીપે છે.

**દીન.**

---

## [1]અનુપભુક્ત સૌંદર્યને ઉપદેશ.

( મળેલું. )*

**( રાગ—વસંત.)**

**'લલિતલવઙ્ગલતાપરિશીલન '–એ રાહ.**

રમણીય કમલિની પૂરી ખીલી આ, અંગ ભરાઈ સુકોમલ ન્યારાં;
સૌંદર્ય સૌરભ સહજ પ્રસારે, નયન નિરખતાં ફરે નહીં પાછાં— રમણીય૦
ઉદર કટિ પ્રસક્ષ નજરને, મુનિ જીતેંદ્રિય ભાન મૂકવતાં
વસી છે ધવલિમા મનહર તેપર, રંગતી જનને નિરુપમ જગમાં—રમણીય૦
બાહુદંડ અલૌકિક વેલણુ, જડ તે, આ જડ ચેતન કરતાં
કૃનકકડું ધરી કટિ કર મૂકયો, હાયેલી દર્પણુ મનનું જનના— રમણીય૦

---

1 'બાલલગ્નના અનિષ્ટ રીવાજથી પીડિત ' એટલું ઉમેરી વાંચવું. પુ૦

ઉરસિજ કમળકળીપર વિલસત, કમલા તનુજ ફેંકે શર બળથી
ઘાયલ સૃષ્ટિ એના પ્રહારે, ભયથી દૂર રહી થરથરતી— રમણીય૦

કપોલ અક્ષત અધર અચુંબિત, ગતિ સજોર પ્રબલ પદન્યાસ
ઉદય થયું તારુણ્ય તરુણીનું, દિવ્યાંગના શું વિચરતી આકાશ— રમણીય૦

કુલીન લલિત પદ્મિનિ આ તારાં, નવ કશી ન્યૂન સૌભાગ્ય વિષે પણ......
કાંત વિધિએ નીમ્યો કોઈ, બાલ મિલિંદરસે અનભિજ્ઞ— રમણીય૦

સ્નેહાંકુર ફૂટતા હશે તુજમાં, પ્રિયસહ રમત થતી અભિલાષ
અતિ મુશ્કેલ સંકોચવાં તે તો, ભાવ ભજ્યા વિણ કયમ રહે કાળ—રમણીય૦

લાલચ મોજાંપર ઉછળતી, નાવથી જીવિત ઓત મહીં હ્યાં
વહેતું છિદ્ર પડે નહીં તેમ જ, પાર જવું ભાર વંટોળાઆમાં— રમણીય૦

દ્રાક્ષ લીલી સમરસભરી હમણાં, યોગ્ય વયસ્ક ન સ્વાદ લેનાર
માત પિતા તુજ નિર્દય મૂર્ખાં, દાન પ્હેલા તુજ ન કર્યો વિચાર—રમણીય૦

રક્ષક સબલ અર્પ્યા વિણ અબલા, બાલા મૂકી જંગલમાં રવડતી
સહજ હૃદયબલ જો નવ તેનું, કોણ બચાવે વ્યાઘ્રવરૂથી— રમણીય૦

ઘાતક પ્રાણીથી નવ ડરતી, તુજ શુચિતાગ્નિ તાપ મહાન
ભ્રમર ન્હડાવે હીંમત કોની, નિરખી ધનુપને આવે પામ— રમણીય૦

આચરજે કદિ એવું ન જેથી, તુજ પ્રિયમાં સંશય દૃઢ થાય
ઈર્ષ્યાબીજ કઠિન બહુ નિર્મૂલ, કર્યું, ફગવે પણ પ્રેમપાન— રમણીય૦

વિનયથી રહેજે વચન ઉથામીશ, વણ પૂછી કરજે તું સેવા
ગુરુજન આદર, કહવી શિખામણ, કટુ વાક્યો અમૃત કરી પીવાં—રમણીય૦

અણગમતું ન કરીશ દયિતનું, બાલ્યપ્રહાર ગણીશ નવ મનમાં
મંદસ્મિતભર્યાં વદને તેની, કોપી ઉતારી છબી ધર હૃદમાં— રમણીય૦

રહેજે, જાજે, રહે, જા, કહેતાં ફર,— આ, કહેતાં કર તત્પર કરજે
રમવિદ્યા ચાતુર્યે પ્રથમથી, શિખવી દાખવજે નિપુણ થયલાને— રમણીય૦

મીઠીને અનુસરતી થાજે, વદજે અલ્પ રમે નીચ ધારે
'વ્હાલા' વચનનો અર્થ સમજવા, યોગ્ય બને પુલકિત પ્રિય કરજે— રમણીય૦

સમય જશે, સુખવિનિમયમાં, કુશળ થશે હમણા પ્રિય તારો
નવ કરમાઈશ, નવ સુકાઈશ, નિર્ગમ સુખથી વખત સુખકારો—રમણીય૦

વય વધતાં કદિ શિથિલ બને પણ, આ આડંબર ધરજે જેથી
નિરખી હમણા તુજને રમતાં, પ્રીતિ સંતોષ ન જાય તુજેથી— રમણીય૦

મુગ્ધપણું નવ છોડીશ રમણી, લજ્જા ત્યજવી ધીરે ધીરે સજજે
તેના મનોત્સાહનું માન તું, હરખી સદા અંતરમાં ધરજે— રમણીય૦

સ્પર્શનું દાન કરીશ નહીં સહસા, અંગસંકોચ પળે પળ મધુરો
અનુનય જોજે, વધતી એની, ઉત્સુકતા તુજ સાર જીવનનો— રમણીય૦

વિસરીશ એક વિલાસ નહીં તું, અલ્પ સૂચનથી તેને શીખવજે
વિકસિત લતિકા આગળ ધરીને, ફૂલ ફુલ તારાં ખૂબ લૂટવજે—રમણીય૦

જેનું ઈશે નિર્મ્યું તેને, તુજ રમણિકતા ધન કર ધરજે
સ્વામિ સર્વસ્વ ગણી મનમાં, અર્પી બધું તુજ શ્રેય જ કરજે—રમણીય૦

યૌવનનું સાર્થક્ય, આલિંગન, કાંતનું મેળવી સુખરૂપ બનજે
પ્રિયપદકમલપરિમલની, આસક્ત બની ખેલી ખેલવજે— રમણીય૦

જડ મણિનું મૂલ્ય જ તેનું તે, આ, તું ઝવેરીથી થાય અમૂલ્ય
લે તું નીભાવી સુધારી મળ્યું જે, અન્ય નહીં અહીં સુખ ઉપાય—રમણીય૦

આ અધ્યાય ભણે હે યુવતી, વિશ્વ જયા વિજયા તું ગણાશે
ભોગવી સુખ અખંડ સૌભાગ્યનું, પતિ સાથે સ્વર્ગે પછી જાશે—રમણીય૦

**પુરુષ.**

---

## ગ્રન્થાવલોકન.

(૧) **"મુક્તિતત્ત્વાવલોકઃ"**—આ નામનો શ્રીમદ્ અમરેશ્વરાનન્દ નામે એક સંન્યાસીનો સંસ્કૃત ભાષામાં લખેલો એક લઘુ લેખ એમના શિષ્ય રા. રા. વિનયચન્દ્ર પોપટભાઈ પારેખ નામે એક મોરબીના ગૃહસ્થ તરફથી અમને મળ્યો છે. આ લેખ બે ખંડમાં વિભક્ત છેઃ પૂર્વાર્ધમાં મુક્તિના સ્વરૂપ અને સાધન સંબન્ધી કેટલોક વિચાર કર્યો છે, અને ઉત્તરાર્ધમાં મુક્ત દશામાંથી પુનઃ 'આવૃત્તિ' છે કે નહિ એ પ્રશ્નની ચર્ચા કરી છે. પૂર્વાર્ધમાં કરેલો મુક્તિવિચાર પ્રાચીન ગ્રન્થોના જૂદા જૂદા વિચારોનો સારો સંગ્રહ છેઃ ભાષા અતીવ સરલ અને પ્રસાદયુક્ત છે, વિચાર ગોઠવવાની રીત પણ ઘણી ચોખ્ખવટવાળી છે, અને પૂર્વ-ઉત્તર પક્ષોની કોટિઓનું પ્રતિપાદન કર્તાનો સૂક્ષ્મ અને સ્પષ્ટ વસ્તુગ્રહ સૂચવે છે. બૌદ્ધ, આર્હત, કાણાદ, નૈયાયિક, સાંખ્ય, પાતંજલ, પ્રાભાકર, ભાટ્ટ વગેરે સર્વ તત્ત્વચિન્તકોના પ્રકૃત વિષય ઉપરના સિદ્ધાન્તોનું ટુંકાણમાં ઠીક વર્ણન અને વિવેચન કરી જઈ, છેવટે શાંકર વેદાન્તનો સિદ્ધાન્ત સ્થાપ્યો છે. ત્યાં બ્રહ્મસાક્ષાત્કારમાં (૧) વિષયવાસના, (૨) પ્રમાણગત અસંભાવના, (૩) પ્રમેયગત અસંભાવના, અને (૪) પ્રમિતિગત અસંભાવના એમ પ્રતિબન્ધચતુષ્ટય બતાવી એ પ્રતિબન્ધને નિવૃત્ત કરવાનાં સાધન તરીકે ક્રમશઃ (૧) શમાદિ, (૨) શ્રવણ, (૩) મનન, અને (૪) નિદિધ્યાસન બતાવ્યાં છે. આમાં અમારા એક મિત્રને કર્તાનો "બુદ્ધિવિભવ" જણાયો છે; પણ ખરૂં જોતાં પ્રાચીન ગ્રન્થોમાં આ વાત સ્પષ્ટ પ્રતિપાદિત થએલી છે, અને તેથી અમે તો અમરેશ્વરાનન્દજીને જે ધન્યવાદ આપી શકીએ છીએ—અને તે પણ એક રીતે જોતાં છેક થોડો નથી—તે એટલો જ કે આજકાલ ઘણાખરા સંન્યાસીઓ ભૂભારમાત્ર થઈ રહ્યા છે તેને બદલે એમણે પોતાની ફુરસદનો સારો ઉપયોગ કર્યો છે, પ્રકૃત વિષયના જિજ્ઞાસુમંડળ ઉપર એમના લેખથી

સારો ઉપકાર થયો છે, અને એ પૂર્વાર્ધનું ગુજરાતીમાં કેટલાક વિશેષ સ્પષ્ટીકરણ સાથે ભાષાન્તર કરવા જેવું છે.

શ્રીમદ્ અમરેશ્વરાનન્દજીની કૃતિનાં જે કાંઈ વખાણ કરવા જેવાં હતાં તે આટલામાં સમાપ્ત થયાં. ઉત્તરાર્ધમાં, એમણે અમુક પ્રસિદ્ધ વિદ્વાનો ઉપર પૂર્ણ અવિનય સાથે આક્ષેપ કરવામાં આનન્દ માન્યો છે, જે વાત એક યતિને શોભા આપે એવી નથીજ. આ ઉત્તરાર્ધ જામનગરના પ્રસિદ્ધ શાસ્ત્રી હાથીભાઇના એક લેખનો ઉત્તર છે.

આજથી કેટલાંક વર્ષો ઉપર, સ્વ૦ મણિભાઇની હયાતીમાં, એ શાસ્ત્રીજીએ એક ન્હાનુંસરખું સંસ્કૃત ચોપાનિયું બહાર પાડયું હતું, જેમાં એમણે એમ બતાવવા યત્ન કર્યો હતો કે વેદાન્તમાં મુક્ત પુરુષને જે અનાવૃત્તિ કહી છે એ આત્યન્તિકી અનાવૃત્તિ નથી, પણ કેટલાક કાળમાટેની જ છે, અને મુક્ત પુરુષો પણ એ કાળ વ્યતીત થયા પછી લોકકલ્યાણાર્થે પુનરાવૃત્તિ પામે છે. ત્યાર બાદ કેટલેક વર્ષે, રા. મણિભાઇના કૈવલ્ય પછી, આજથી એકાદ વર્ષ ઉપર—આ પત્રમાં શાસ્ત્રી હાથીભાઇએ એક લેખ લખ્યો હતો, અને એમાં એમ બતાવ્યું હતું કે એમનો પૂર્વનો લેખ એ પૂર્વપક્ષ માત્ર હતો, અને વિદ્વાનો એ સંબન્ધી શી ચર્ચા કરેછે એ જોવા માટેજ એમનો એ ઉપક્રમ હતો.* આ પ્રમાણે શાસ્ત્રીજીએ એક વખત પ્રસિદ્ધ રીતે પોતાનો લેખ પાછો ખેંચી લીધા પછી, શ્રી અમરેશ્વરાનન્દજીનો 'પુનરાવૃત્તિ' ના સિદ્ધાન્ત ઉપરનો કોપ આપણને અકાલે લાગે છે. પણ અમરેશ્વરાનન્દજી તરફથી એમ જણાવવામાં આવ્યું છે કે પ્રકૃત લેખ પ્રકટ થયાનો સાંભળી શાસ્ત્રીજીએ એ આર્ટિકલ લખ્યો હતો. ગમે તેમ હો, પણ એ યતિવર્યનું કર્તવ્ય 'પુનરાવૃત્તિ' ના સિદ્ધાન્તના ખંડનમાંજ સમાપ્ત થતું હતું—એથી આગળ વધી શા. હાથીભાઇ અને સ્વ. મણિલાલ ઉપર અસભ્ય શબ્દો ફેંકવા એ તદ્દન અનુચિત હતું, અને અમને લાગેછે કે રા. વિનયચન્દ્રજીએ પણ એમને કાંઇક વિનય શીખવ્યો હોત તો સારૂં હતું

મુક્તિમાંથી પુનરાવૃત્તિ છે કે નહિ એ પ્રશ્નના સમાધાનની આપણા સમસ્ત વર્તન ઉપર અસર છે; તથાપિ, આ બાબતમાં અમર્યાદ આવેશ પ્રકટ થતો જોઇ એટલું હાસ્ય ઉપજ્યા વિના

---

* આ ચર્ચા સંબન્ધી સ્વ૦ મણિભાઇએ આ લેખકનો મત પૂછેલો. ત્યારે એના તરફથી નીચેના ભાવાર્થનો ઉત્તર દેવામાં આવ્યો હતો:—"વેદાન્તનો પરમ સિદ્ધાન્ત જોતાં મને તો આ વિવાદ જ અસંગત લાગે છે. આજ સુધી આવૃત્તિ હતી અને કાલથી આવૃત્તિ બંધ થઇ એવો આપણો વેદાન્ત-સિદ્ધાન્ત જ કયાં છે? આપણે તો મોક્ષને 'નિત્યસિદ્ધ' માનીએ છીએ. આ 'અનાવૃત્તિ' કે 'પુનરાવૃત્તિ' કોની દૃષ્ટિએ? મુક્ત તો પોતાના જ્ઞાનેકરી સદા સર્વદા—આપણને જે 'આવૃત્તિ' રૂપે દેખાય છે તેમાં પણ—'અનાવૃત્તિ' જ અનુભવે છે. એની 'અનાવૃત્તિ' એ જ્ઞાનેકરી સમજાએલી 'અનાવૃત્તિ' છે; એની 'પુનરાવૃત્તિ' 'અનાવૃત્તિ' ની વિરોધિની નથી, કારણ કે એ 'પુનરાવૃત્તિ' માં પણ 'અનાવૃત્તિ' જ છે. એની દૃષ્ટિમાં 'પુનરાવૃત્તિ' જ નથી. આપણી દૃષ્ટિએ તો અમુક પુરુષ અમુક પુરુષ છે તો એની 'પુનરાવૃત્તિ' પણ છેજ—અર્થાત્ જ્યાં સુધી અમુકપણું-જીવત્વ છે ત્યાં સુધી 'પુનરાવૃત્તિ' પણ ખરીજ. જ્ઞાનદૃષ્ટિએ, અમુક પુરુષ એ અમુક પુરુષજ નથી, બ્રહ્મ જ છે એટલે પુનરાવૃત્તિનો સંભવ જ નથી, પ્રસંગ જ નથી."

રહેતું નથી કે હજી આપણે (અમરેશ્વરાનન્દજી પણ આપણામાંના જ એક છે એમ કહેવાની અમે છુટ લઇએ છીએ.) મુક્તિના સાધનક્રમમાં એક પગલું પણ બરાબર ભર્યું નથી તે પહેલાં તો મુક્તિમાંથી પાછા ફરવું પડશે કે કેમ એ પ્રશ્ન ઉપર પ્રચંડ વિવાદ થઈ રહ્યો છે! આવા ગંભીર અવલોકનમાં પ્રાકૃત કહેવતનો ઉલ્લેખ કરતાં જરા સંકોચ આવે છે તથાપિ પ્રસંગ હોવાથી કહેવાઈ જવાય છે કે આ તો 'ભેંશ ભાગોળે—અને ઘેર વલોવલ' જેવું થાય છે.

અમરેશ્વરાનન્દજીએ બ્ર. મણિલાલ સંબન્ધે "તમે માનેલા વિદ્વાન" એમ કહી, એમની વિદ્વત્તા નિષેધી છે; પણ એ વિદ્વાનની પ્રૌઢ કીર્તિ આવા ક્ષુદ્ર આક્ષેપો સ્હામે પોતાનુ સરક્ષણ કરવાને પૂર્ણ રીતે સમર્થ છે, એટલે એ સંબન્ધી અમારે કાંઈ ઉત્તર આપવો પડે એમ નથી તથાપિ અત્રે એક વાત કહીશું. વાચકના જાણવામાં હશેજ કે વૃત્તિપ્રભાકરના ભાષાન્તરમાં, આરંભમાં જ 'વૃત્તિ'નું લક્ષણ છે ત્યાં બ્ર. મણિલાલે "અજ્ઞાન અને અન્તઃકરણનો પરિણામવિશેષ તે વૃત્તિ" એમ કહેવાને બદલે "જ્ઞાન અને અન્તઃકરણનો પરિણામવિશેષ તે વૃત્તિ" એમ કહેલું છે. આના સંબન્ધમાં અમરેશ્વરાનન્દજીએ બહુ અસભ્ય આક્ષેપ કર્યો છે, પણ એમણે સ્મરણમાં રાખવું જોઇતું હતું કે 'અજ્ઞાન' ને બદલે 'જ્ઞાન'નો પાઠ રા. મણિભાઇએ કલ્પી કાઢેલો ન હતો, પણ એક છાપેલા પુસ્તકમાં એ જ મળતો હતો, અને ત્યાં પણ એકાદ સ્થળે નહિ પણ આખા ગ્રન્થમાં સ્થળે સ્થળે એ હતો. આમ હોવાથી, એમણે યથાશ્રુતનો નિર્વાહ કરવો જોઇએ એ ન્યાયે પ્રવર્તી, અર્થ ઘટાવ્યો છે—અને તે કેવી સારી રીતે ઘટાવ્યો છે એ એ સ્થળના એમના ટિપ્પણ ઉપરથી સમજાશે.

આ ઉત્તરાર્ધ કેવી કેવી હલકી ઉક્તિઓથી ભરેલો છે એનું વાચકને અમે કાંઇજ ભાન કરાવી શકીએ એમ નથી. તત્ત્વજ્ઞાન સ્વતઃ અતીવ લાભકારી છે; તથાપિ આ ઉત્તરાર્ધ જોતાં એટલો ખેદ દર્શાવ્યા વિના રહેવાતું નથી કે—જે વખતે લગભગ આખું હિન્દુસ્થાન ભૂખમરાથી પીડાઈ રહ્યું હતું, અને અનેક કમનસીબ આત્માઓ અન્નને અભાવે મૃત્યુના મુખમાં પડતા હતા તે વખતે આપણા દેશમાં એમનાં શબ ઉપર 'આવૃત્તિ—અનાવૃત્તિ' નો વિચાર ચાલી રહ્યો હતો!!! આપણા તત્ત્વજ્ઞાનને નિન્દામાં નાંખનાર આ કરતાં બીજું વધારે ખરાબ ફૂલ ભાગ્યે જ હોઇ શકે. જે વર્ગે પૂર્ણ સાત્વિક ભાવે અમારો ઉદ્ધાર કરવા યત્ન કરવો જોઇએ એ વર્ગ, અમને અત્રે ગુજરાતીમાં ઉતારતાં પણ શરમ આવે એવા શબ્દો વાપરવામાં, કૃતકૃત્યતા માને છે! એ અમારા દેશની અધોગતિનુંજ ચિહ્ન છે... અધિક શું કહેવું?

**(૨) સદુપદેશશ્રેણી**—આ શ્રેણિના પ્રથમ પુસ્તક વિષે બે વર્ષ ઉપર અમે લખી ગયા છીએ. બીજા અને ત્રીજા પુસ્તકની નોંધ લેવાનું અમારાથી બની શક્યું નથી તે માટે ક્ષમા યાચી, અને એ પણ પ્રથમ પુસ્તકના જેવાંજ સન્તોષકારક છે એમ સામાન્યરૂપે જણાવી જઇ, "ચતુર્થ સદુપદેશ" ઉપર આજ અમે અમારા વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ.

"સદુપદેશશ્રેણી" એ કૈ. શ્રીમન્નૃસિંહાચાર્યજીના શિષ્યમંડળ તરફથી પ્રસિદ્ધ થતી વ્યાખ્યાનમાળા છે. કાર્તિક અને આષાઢ એમ વર્ષમાં બે વખતે, એ શિષ્યમંડળ વડોદરામાં

આચાર્યશ્રીની ગાદી પાસે મહોત્સવ કરે છે, અને ધાર્મિક અભ્યુન્નતિને અનુકુલ વ્યાખ્યાનો આપે છે. એક મહાન પુરુષ પોતાના પરલોકવાસ પછી પણ, જગતમાં કેટલી બધી હિતકારક શક્તિ સ્થિર કરી જાયછે એનું આ સારૂં ઉદાહરણ છે. સ્ત્રીસંસદ્‌માં પણ વ્યાખ્યાનો અપાય છે અને તે સ્ત્રીઓ તરફથી અપાય છે એ પણ બહુ ખુશી થવા જેવું છે. પારકા મતો ઉપર આક્ષેપ કરવા કરતાં, આપણે પોતે સાધનક્રમમાં કેમ ચઢતા જઈએ એ વિષે વિચાર કરવો એ વધારે ફળદાયી છે, અને તદનુસાર આ મંડળીની પ્રવૃત્તિ થતી જોઈ અતિ આનન્દ થાય છે. પુરુષવર્ગમાં, (૧) 'પ્રપંચમિથ્યાત્વ અને નિષ્પ્રપંચ તત્ત્વનું સંશોધન', (૨) 'સાધનનિષ્ઠા' (૩) 'શ્રેયઃસાધકોની શંકાનાં સમાધાન' (૪) 'પુરુષ પ્રયત્ન,' (૫) 'સાધનવિચાર,' (૬) 'સંયમના સહાયક હેતુઓ' આદિ વિષયો ઉપર વ્યાખ્યાનો થયાં છે. અને સ્ત્રીસંસદ્‌માં, (૧) 'મુમુક્ષુનાં લક્ષણો,' (૨) 'શ્રી નચિકેતાનું આખ્યાન અને તે ઉપરથી લેવાનો બોધ,' અને (૩) 'પતિવ્રતાના ધર્મો' ઉપર વ્યાખ્યાનો અપાયાં છે. અમે દિલગીર છીએ કે સ્થળસંકોચને લીધે આ સર્વ વ્યાખ્યાનોનો સારસંગ્રહ અમે અત્રે કરી શકતા નથી. એટલુંજ જણાવીએ છીએ કે વ્યાખ્યાનો અર્થગૌરવવાળાં અને સાધારણ રીતે સારી વિચારશક્તિ અને વિદ્વત્તાનાં સૂચક છે, અને એમાં કાંઈપણ સુધારા વધારાનો અવકાશ હોય તો તે એટલોજ છે કે જેમ સ્ત્રીસંસદ્‌માં સાદાં અને સરળ વ્યાખ્યાનો અપાય છે તેમ પુરુષવર્ગમાં પણ અપાવાં જોઈએ—સરળતાનો મહિમા જુદોજ છે;—તથા, અંગ્રેજી કેળવણી પામી નવીન પ્રવાહમાં પડેલા આપણા બન્ધુઓને આકર્ષે એવું કાંઇક અધિક દાખલ થવું જોઈએ—કારણ, એ વર્ગ જનમંડળને મોખરે છે, અને ભવિષ્યનુ ગુજરાત બહુ ભાગે એમનુંજ થવાનું છે. નવીનોને પ્રાચીન તરફ ખેંચવા એ કેવું દુષ્કર છે એ અમારી જાણ બહાર નથી, પણ જ્યાં ભિન્ન ભિન્ન શક્તિઓવાળા પુરુષો એકઠા થાય છે, અને પૂર્ણ ઉત્સાહથી આ ઉદ્યોગમાં પડે છે ત્યાં આટલું સૂચન અયોગ્ય નથી.

(૩) **"શ્રીમચ્છંકરાનન્દી હરિહરધર્મસભા તથા વેદાન્ત મહાચાર્ય ભારતમાર્તણ્ડ પણ્ડિત શ્રી ગટ્ટુલાલજી ધાર્મિકપુસ્તકાલય (પેટલાદ) નુ સૂચિપત્ર તથા સામાન્ય વૃત્તાન્ત સં. ૧૯૫૩-૧૯૫૭."** રા. રા. હીરાલાલ વ્રજભૂખણદાસ. બી. એ. એફ્. ટી. એસ. તરફથી આ અમને અવલોકનાર્થે મળ્યું છે. આરંભમાં "ધર્મની સર્વજનીનતા" ઉપર એક નિબન્ધ છે. નિબન્ધ સાધારણ રીતે વિચારવાળો અને ગંભીર ભાષામાં લખાએલો છે. રા. હીરાલાલ ધર્મનાં 'આંતર' અને 'બાહ્ય' અથવા તો 'સામાન્ય' અને 'વિશેષ' એમ બે સ્વરૂપ બતાવી, આન્તર સ્વરૂપનુ લક્ષણ આ પ્રમાણે બાંધે છેઃ "મનુષ્યે સદા પોતાના સાક્ષીનો—પોતાના અન્તર્યામીનો—વિચાર કરીને એની દૃષ્ટિ બહાર આપણું એક પણ કર્તવ્ય નથી એમ સમજી સદાએ કાળ એવુંજ અનુસન્ધાન રાખી વ્યવહરવું એમાં ધર્મ સમાએલો છે. એ શિવાય જેટલું માનવું, ચાલવું, બોલવું એ બધું કેવળ પાપમય અને ભ્રષ્ટતાનો માર્ગ છે." વેદાન્ત એ શુષ્કતર્કકોટિઓની જાળ નથી, તેમજ (બ્ર. મણિલાલનું ખરૂં તાત્પર્ય ન સમજી કેટલાક માને છે તેમ) એ પ્રેમની મસ્તી અને ગઝલો નથી, પણ ધાર્મિક જીવન જીવવામાં પરમ ઉપયોગી સાધન છે એ વાત ઉપર આવા ગંભીર શબ્દોમાં, અને પૂર્ણ હૃદયના જુસ્સાથી, ભાર મૂકતો જોઈ અમને અતિ આનન્દ થાય છે. આ રીતે 'આન્તર' ધર્મનું લક્ષણ બાંધી રા. હીરાલાલ શાંકર અને રા.

માનુજવલ્લભાદિના સિદ્ધાન્તો વચ્ચે ભેદ બતાવતાં કહેછે કે " શંકરનું અદ્વૈત તે દર્શન જ કહેવાય અને રામાનુજ વલ્લભાદિનું તે સંપ્રદાય જ કહેવાય." ઉપર ઉપરથી જોતાં તો આ કહેવું ઠીક લાગે છેઃ 'દર્શન' અને 'સંપ્રદાય' નો ભેદ પણ ઠીક શોભે છે; અને ટુંકામાં બંનેનું ગૂઢ તત્ત્વ સફાઇથી તારવી કાઢવામાં આવતું હોય એમ દેખાય છે. વળી એક બીજે સ્થળે રા. હીરાલાલ જણાવે છે કે શંકરાચાર્ય અને વલ્લભાચાર્યના સિદ્ધાન્તો વચ્ચે "વસ્તુસંબન્ધી બહુ ભેદ દેખાતો નથી, પણ નવીન સંપ્રદાય સ્થાપવાની ખાતર પરિભાષા બદલી" છે. આ પણ અનેક સંપ્રદાયની એકતા ઇચ્છનાર જનોને બહુ અનુકુલ અને મનગમતું થઇ પડે એમ છે. પણ વસ્તુતઃ તો આ પહેલી અને બીજી ઉક્તિઓ વચ્ચે વિરોધ છે એટલુંજ નહિ, પણ રામાનુજ વલ્લભાદિકનો 'બાહ્ય ધર્મ' પણ અમુક 'આન્તર ધર્મ' ઉપરજ રચાએલો છે— અર્થાત્ એમના 'સંપ્રદાય' અને 'દર્શન' વચ્ચે તાત્વિક સંબન્ધ છે, અને શાંકર સિદ્ધાન્તથી એમનો જે ભેદ છે તે 'દર્શન' અને 'સંપ્રદાય' નો નથી, પણ 'દર્શન'-'દર્શન' નો છે. વળી વલ્લભાચાર્યે " નવીન સપ્રદાય સ્થાપવાની ખાતર " પરિભાષા બદલી છે એમ કહેવામાં પણ એમની પૂર્વેના એમના સિદ્ધાન્તના ઇતિહાસની અવગણના થાય છે.

આ રીતે કેટલીક કેટલીક બાબતમાં અમારો રા. હીરાલાલથી પૂર્ણ મતભેદ છે, તથાપિ એમની શાંકર સિદ્ધાન્ત ઉપરની પૂર્ણ રુચિ, એ સિદ્ધાન્ત સ્થાપવા માટે એમના તરફથી થતો યથાશક્તિ શ્રમ, તથા અનેક સંપ્રદાયોનું ઐક્ય સાધવા તરફ એમનું શુભ વલણ— સર્વ બહુ સ્તુતિપાત્ર છે. સર્વમાં ખાસ વખાણવા જેવું એ છે કે માત્ર લખાણમાંજ આવું વલણ બતાવીને ન બેસી રહેતાં, "હરિહર ધર્મસભા" એ નામની સભા સ્થાપીને 'હરિ' અને 'હર' ના નામ સાથે જોડાએલા સપ્રદાયો વચ્ચે અવિરોધ સાધવા એમણે યત્ન કર્યો છે. અમે એમને આ સ્તુત્ય કાર્યમાં સંપૂર્ણ જય ઇચ્છીએ છીએ.

" પંડિત શ્રી ગટુલાલજીના ધર્મપુસ્તકાલય " વિષે લખતાં પંડિતશ્રીના જીવનની ટુક નોંધ લીધી છે. " પડિતજીમાં કવિત્વશક્તિ પારણામાંથીજ જણાતી હતી. ચાર પાંચ વર્ષની કુમળી વયે ' **થાળી પાળી ઘંટી બંટી તથૈવ ખાંડણીયું** ' આ આર્યા એમના મુખમાંથી સ્વાભાવિક રીતે નીકળી હતી." એમ પંડિતશ્રીના કવિત્વની સ્તુતિ કરી છે. અમને આ ઉતારો પડિતજીની કવિત્વશક્તિ કરતાં એ શક્તિ કેવા પ્રકારની હતી એનું, એને કવિત્વ કહેવાય કે નહિ એ પ્રશ્નનું, વિશેષ ભાન કરાવે છે. પંડિતજીની સત્યપરાયણતાના દાખલા રૂપે, પડિતજીનું એક જાણવા જેવું વચન ટાંક્યું છે, અને તે એક આપ્ત શિષ્યને મુખેથી સાંભળ્યું છે એમ રા. હીરાલાલ જણાવે છેઃ " શંકરે સિદ્ધાન્તની વ્યવસ્થા સોળે સોળ આની કરી છે, રામાનુજે બાર આની, મધ્વે આઠ આની, અને વલ્લભે ફક્ત ચાર આની. " એમ પડિતજી બોલ્યા હોય તો ખરેખર એમને મુખે એ બહુ વિસ્મય ઉપજાવે એવું છે. અમને તો આમાં પ્રોફેસર મૅક્સમુલરની " Dialogic Process "ની જ અસર નજરે પડે છે.

છેવટે, રા. રા. હીરાલાલને આ ' હરિહર ધર્મસભા ' અને ' પંડિત શ્રી ગટુલાલજી પુસ્તકાલય ' સ્થાપવા માટે ધન્યવાદ આપીએ છીએ. અને ઉભય સંસ્થાઓ નિર્જીવ ન પડી રહેતાં; દિનપરદિન વૃદ્ધિ પામે એમ ઇચ્છીએ છીએ.

---

# ' શું વાંચવું ' ?

ગત અંકમાં લાયબ્રેરી ( પુસ્તકસંગ્રહ ) ની આવશ્યકતા અને એમાં ત્રણ વર્ગનાં પુસ્તકો રાખવા સંબન્ધી કેટલુંક કહેવામાં આવ્યું. પુસ્તકોના એ ત્રણ વર્ગ આપણે નીચે પ્રમાણે પાડયાઃ (૧) ધન્ધાને લગતાં, (૨) ખાસ શોખના વિષયોને લગતાં, અને (૩) જીવનનો ઉદ્દેશ સમજાવનાર તથા એને અનુભવમાં લાવી આપનાર એવાં. આમાંથી પ્રથમ બે વર્ગનો ઉપયોગ શી રીતે કરવો એ વિષે કાંઈ કહેવાની જરૂર નથી. પણ આ ત્રીજા વર્ગનાં પુસ્તકો-જેની સાધારણ રીતે બહુ ઉપેક્ષા થતી જોવામાં આવે છે-એની પસંદગી અને ઉપયોગ કરવાની રીત સંબન્ધી બે શબ્દો કહેવા જેવા છે.*

આ પુસ્તકોની પસંદગીમાં એક વાત એ સ્મરણમાં રાખવાની છે કે આપણે જેમ એક તરફ જીવનનો ઉદ્દેશ **સમજવાનો** છે તેમ બીજી તરફ એ ઉદ્દેશને **અનુભવ**માં લેવાનો છે. જે ગ્રન્થોમાં આ બન્ને કાર્ય સાધી આપવાની શક્તિ છે એ ઉત્તમ છે-શ્રીમદ્ભગવદ્ગીતા, શ્રીમદ્ભાગવત, શ્રીમહાભારત અને શ્રી તુલસીકૃત રામાયણ આદિ ગ્રન્થો, તથા અત્રત્ય અને પાશ્ચાત્ય મહાન પુરુષોના ઉપદેશો અને જીવનચરિત્રો એ આ પ્રકારમાં આવે છે. કેટલાક ગ્રન્થોમાં માત્ર જીવનનો ઉદ્દેશ સમજાવવાની જ શક્તિ છે-કેટલાંક પાશ્ચાત્ય અને અત્રત્ય તત્ત્વવિચારનાં પુસ્તકો, જેવાં કે કાન્ટ, હેગેલ, સ્પેન્સર, તેમજ વેદાન્તાદિ દર્શનોનાં સૂત્રો ભાષ્યો વાર્તિકો અને સંગ્રહગ્રન્થો એ આ વર્ગમાં પડે છે. ત્રીજો વર્ગ અત્રત્ય અને પાશ્ચાત્ય ઉત્તમોત્તમ કાવ્યોનો બનેલો છે-અને એમાં જે કાવ્યો અને નાટકોનો સ્પષ્ટ ઉદ્દેશ ધાર્મિકતા પ્રેરવાનો છે એનો જ નહિ, પણ જેનું પર્યવસાન ધાર્મિકતામાં થાય છે એ સર્વેનો સમાવેશ કરવાનો છેઃ શેકસ્પીઅર મિલ્ટન ડેન્ટિ તેમજ વાલ્મીકિવ્યાસાદિકના કાવ્યખંડો આ વર્ગમાં આવે છે. જ્યાં સુધી જીવનનો ઉદ્દેશ સમજવામાં આવ્યો નથી, ત્યાં સુધી કાવ્યો-નાટકો માત્ર હૃદયની લાગણીઓને ઉત્તેજવા અને પોષવા સહાયભૂત થાય છે-પણ એ લાગણીઓને યોગ્યમાર્ગે દોરવા અને અર્થવાળી કરવા એ અસમર્થ છે. ત્યા સુધી પણ કહી શકાય કે જીવનના ઉદ્દેશ ઉપર કાંઈક કાંઈક પણ વિચાર કર્યા શિવાય કોઈ પણ મહાન કાવ્ય કે નાટકનું હાર્દ સમજવું, એનાં અનેક સૂત્રોમાં એકતા લાવનાર તત્ત્વ ગ્રહણ કરવું, અશક્ય છે. વળી જેમ એક તરફ જીવનનો ઉદ્દેશ સમજાવનાર તત્ત્વ-ચિન્તનની જરૂર છે, તેમ બીજી તરફ એ વિચારનો આત્માને અપરોક્ષ અનુભવ કરાવી આપનાર કવિપ્રતિભાના પ્રસાદની પણ જરૂર છે. આ રીતે કવિતા ( Poetry ) અને તત્ત્વચિન્તન ( Philosophy ) ઉભયનો સમન્વય, વસ્તુસાક્ષાત્કારમાં આવશ્યક છે. તત્ત્વચિન્તન વિના કવિતા આંધળી છે, કવિતા વિના તત્ત્વચિન્તન શુષ્ક છેઃ એક દૃષ્ટિપ્રદ છે, અને એક જીવનપ્રદ છે. એક લીલા તૃણને પણ જીવન તો છે, પણ દૃષ્ટિ નથી. મરતા મનુષ્યને દૃષ્ટિ તો છે, પણ જીવન નથી. ઉભય પૂર્ણ બળમાં હોય ત્યારે જ મનુષ્યનું મનુષ્યત્વ છે.

---

* ઘણાકે અમને પૂછ્યું છે કે ' અમે પચીકરણ, પંચદશી, શાંકર ભાષ્ય વાંચ્યાં. હવે અમારે શું વાંચવું ? ' આ લેખમાં અધ્યાત્મવિષયના અભ્યાસ માટે પુસ્તકોની પસંદગી કેમ કરવી એ બતાવવામાં આવશે. આગળ ઉપર એ કેમ વાંચવાં એ વિષે બે સાદા બોલ કહેવામાં આવશે.

પુસ્તકની પસંદગીમાં ઘણું કરી જગપ્રસિદ્ધિના ધોરણથી, તેમ જ પોતાનો અધિકાર જોઈ—એટલે કે પોતાની સ્વાભાવિક રુચિ અને પોતામાં શીશી ખામીઓ સુધારવા જેવી છે એ બે વાત ઉપર લક્ષ રાખી—નિર્ણય કરવો ઠીક છે. જગતે જે મહાન તત્ત્વચિન્તક અને ધાર્મિક આત્માઓનાં નામ અમર થવા દીધાં છે તે અકારણ નથી. એમના વિચારમાં અને જીવનમાં પરમાત્માનો કાંઈક કાંઈક અવતાર હોય છે—અને સત્યનો દીપ પ્રજ્વલવામાં તેઓ બત્તીરૂપ હોય છે. માટે એમના વિચાર, આચાર અને ઉચ્ચારમાં કાંઈકને કાંઈક શીખવા જેવું મળવાનું જ. પોતપોતાનો અધિકાર પણ વાચકે સ્મરણમાં રાખવાનો છે. એ અધિકાર બે પ્રકારનો જોવાનો છેઃ રુચિ અને ખામી બંનેને લઈને થતો. કેટલાકનો આત્મા જ્ઞાન તરફ સ્હેલાઈથી વળે છે, કેટલાકનો ભક્તિ તરફ અને કેટલાકનો કર્મ ધ્યાન વૈરાગ્ય આદિ તરફ શીઘ્ર ચઢી જાય છે. આવે પ્રસગે, જે વિષયમાં સિદ્ધિ મેળવવાની આત્માને વધારે અનુકૂલતા હોય તે તરફ પ્રયાણ કરવું ઠીક છે. કારણ, સર્વ માર્ગ પરિણામે એક માર્ગ થઈ, એક ઠેકાણે જ મળે છે. છતાં એ પણ ભૂલવાનું નથી કે આત્મા અખંડ એકરસ છે, અને એમાં જ્ઞાન ભક્તિ આદિ સર્વની સમતા હોવી જરૂરની છે. અને એ સમતા પ્રાપ્ત કરવા માટે જે તાજવામાં ન્યૂનતા હોય એમાં વખતોવખત કાંઈક કાંઈક ઉમેરો કરતા જવું જોઇએ. કેટલાક સર્વ માર્ગે જરા જરા ઉપાસતા ચાલ્યા જાય છે, એમ ધારીને કે આ સમતા એ જ સિદ્ધિનો માર્ગ છે. પણ ખરૂં જોતાં, જેમ કેટલાક વિદ્યાર્થીઓ પરચુરણ વિષયના જ્ઞાનવાળા, પણ સર્વ વિષયમાં કાચા અને એકે વિષયને પોતાનો કહી શકે નહિ એવા હોય છે, તેવા જ આ પુરુષો સમજવા. ગમે તે એક વિષયમાં પણ ઉત્કૃષ્ટતા મેળવવી ઠીક છે. સર્વમાં ઉત્કૃષ્ટતા મેળવવી એ અતિ ઉત્તમ છે—પણ એ બની શકે એવું ન હોય તો સર્વમાં કાચા રહેવું તે કરતાં એક વિષયમાં પારંગત થઈ, અન્ય વિષયનું યથાશક્તિ જ્ઞાન સપાદન કરવું આપણે માટે બસ છે. વિષયપસંદગી પોતાના આત્માનું સ્વાભાવિક વલણ જોઈ કરવાની છે.

---

## ॥ सरस्वती विजयते ॥
## (ચર્ચાપત્રઃ ઉત્તર.)

(મળેલું)*

રા. રા. સુદર્શનના તંત્રી મહાશય,

આપના એપ્રિલ માસના સુદર્શનના અંકમાં પ્રકટ થયલા, મારા "सरस्वती विजयते" યાને 'અદ્ભુત સ્વપ્ન' નામના લેખને ઉદ્દેશી, જુન માસના અંકમાં અવતરેલું, રા. રા. મોહનલાલ પ્રસાદરાય મેહેતાનું ચર્ચાપત્ર, મારા વાંચવામાં આવ્યું છે; તેના સંબંધમાં હું બે જે શબ્દ નીચે ઉતારૂં છું, તેને આપના સુપ્રસિદ્ધ માસિકમાં પ્રગટ કરી, ઉપકૃત કરશો.

જ્યારે આ લેખની મેં અંતર્ગત વિચારશ્રેણીરૂપ નૌકા, સુદર્શનરૂપ મહોદધિમાં, નવીન સંશોધાયલા દેશ તરફ પ્રયાણ કરવા તરતી મુકી, ત્યારે એમાં કંઈક, દેશહિતાર્થે જલપ્રવાસનો લેશ પણ મનમાં ભય ન રાખતા સાહસિક જનો, વિદ્વદ્વર્યના આ વિષયપર વિવિધ મતોરૂપ અનેક દેશો અવલોકી, તેમાં ઐક્ય કેળવવાના તથા ચારે વર્ણને વિશુદ્ધ કરવાના

---

* લખનાર—રા. રા. પુરુષ.

સાધનની સૂચનારૂપ અમૂલ્ય વસ્તુઓ, આ દેશમાં આણવાના ઇરાદાથી, વા, અન્ય સાક્ષરોના વિચારરૂપ અસંખ્ય રંગે રંગિત ભૂમિભાગો નિરીક્ષવાના કુતૂહલથી, આવી વિરાજવા હિંમત ધરશે એમ આશા રાખવામાં આવી હતી. ક્યાંતો એ નાવ, અયોગ્ય, જોખમ ભરી લાગવાથી, વા મુસાફરીના સરસામનની તૈયારી ન થઈ રહેવાથી, વા ગમે તે કારણથી, એ આશંસા-પૂરી પાડવા, ઉપરાઉપરી નરવીરો આગળ પડતા જણાયા નથી. રા. રા. મોહનલાલે મારા લેખપર વિચાર કરવાને કાલક્ષેપ કરી, તથા કેટલેક સુધી મારા દર્શાવેલા માર્ગને અનુસરતા થઈ, પોતાના મનને મારા કંઇક વિચાર વિરોધી અંતરાય માલમ પડવાથી, તેને સુદર્શનમાં દર્શાવવાનો શ્રમ લીધો છે, તેને માટે તેમનો અત્યંત આભાર માનું છું. પ્રેમી હૃદય, પોતાના દર્શાવેલા વિચાર માટે લેશ પણ લાગણી ધરાવતા મનુષ્યને, સાદર પ્રેમથી અભિનંદન કર્યા વિના રહે તેમ નથી. હવે હું એમના મનનું સમાધાન કરવા એમની પ્રથમ વાક્યાવલિ તરફ નજર ફેરવું છું.

રા. મોહનલાલ લખે છે કે 'તમારૂં વિચારવું બહુ યોગ્ય છે. થવાનું તો તેમ જ છે.' મારા અને એમના વિચારમાં અત્ર ભેદ એટલો જ છે કે એમને મન જે 'થવાનું' છે, તે મારા મત પ્રમાણે પુરૂષ પ્રયત્નથી કરવાનું છે. જો આપણે સર્વ વસ્તુ સમયે થઈ રહેશે, એ સિદ્ધાંતપર આધાર રાખી બેશી રહીએ, તો પુરુષાર્થને અવકાશ રહેતો નથી; પ્રવૃત્તિ નિરુત્સાહ અને નિર્મૂલ થઈ જાય છે, તેમ જ કર્તવ્યનો લોપ થાય છે. એમના વિચારને મનમાં સ્થાન આપતાં, કોન્ગ્રેસના ભગીરથ પ્રયાસો નિરર્થક હોય એમ લાગે છે, મનુષ્યને વહન કરવાની ધુરા, મસ્તકપરથી ઓગાળી, ઉત્પત્તિ સ્થિતિ લયનું સાધારણ કારણ અને જડ એવો જે કાલ તેની ગર્દનપર નાંખવામાં આવે છે. એમનું કહેવું 'થવાનું છે' એને માન્ય રાખીએ તો પણ તેને માટે નિમિત્તભૂત પુરુષો તો જોઇએ જ, તો તેમણે શા માટે નિમિત્ત કારણ થવાની યોગ્યતા સંપાદન કરવા તૈયારી ન કરવી ?

જ્ઞાતિઓનો સામાન્ય ક્રમ શો રહેશે એ પ્રશ્ન નિર્ણય કરવાનો રહેલો નથી પરંતુ એ ક્રમમાં રહેલી દરેક જ્ઞાતિનાં બંધારણ તથા સ્વરૂપ શી રીતે ઉત્તમોત્તમ બને તેના સરલ માર્ગ શોધી કાઢવાના છે. ઇતિહાસમાં મહાન પુરુષોનાં જીવનચરિત્ર વાંચવાથી આપણને માલમ પડે છે કે તેમના સમયનો વર્તમાનકાળ ગમે તેવો દુર્ઘટ હતો તથાપિ તેમણે આત્મબલથી સૃષ્ટિમાં વિવિધ પ્રકારના, કોઇએ સ્વપ્નમાં પણ નહીં ધારેલા, એવા ફેરફાર કરી મૂક્યા છે; તેમ જ જનસમુદાયોએ એકમત બની સમગ્રનું એકરૂપી બલ અમુક માર્ગમાં યોજી પોતપોતાની ઇચ્છાઓ પ્રાપ્ત કરી છે. માટે જે 'થવાનું' હોય છે, વા મહાન પ્રયત્નથી સાધવામાં આવે છે, તેમાં કાળ આડે આવતો નથી, પણ જે કંઇ કાર્યસિદ્ધિમાં ખામી રહે છે, તે સાધનસંપત્તિમાં ન્યૂનતાને લીધે જ રહે છે. જ્ઞાતિબંધન કન્યા લેવા દેવાના વ્યવહારમાં સર્વાંશે નારી છે, એ વાત સત્ય છે; તથાપિ તેથી કેટલું નુકશાન થયું છે, એનો મેં કંઇક ખ્યાલ મારા લેખમાં વાચકવર્ગને આપ્યો છે. કન્યાની આપલેમાં જ્ઞાતિબંધન, મુખ્ય ચાર જ્ઞાતિના કર્મ ધર્મ ભેદપર કેવલ ટકેલું નથી. દરેક વર્ગના કેટલાએ પેટાવિભાગ થઈ ગયલા છે, ને સૂક્ષ્મ રીતે તપાસીશું. તો તેઓ ફક્ત અમુકની ઉચ્ચતા વા નીચતાપર આધાર રાખતા નથી, પરંતુ પરિમિત સરહદના, અમુક શહેર વા પાસે પાસેના ગામો મળી, નાના નાના વાડારૂપે ન્યાતના જથા બંધાઈ ગયલા છે. દૃષ્ટાંત તરીકે, મુખ્ય જ્ઞાતિ એક બ્રા-

જ્ઞાનુની, તેમાં નાગર, ખેડાવાળ, ઔદિચ્ય, રાયકવાલ, મોઢ, અનાવિલ વિગેરે ઘણી નાની ન્યાતો ઉત્પન્ન થયેલી છે. કેટલીકમાં વ્યવહાર અખંડ ચાલુ છે, ને કેટલીકમાં દૂર જવા આવવાની અડચણને લીધે, પાંચ સાત ગામના સમૂહ રૂપે ભાગો પડી, તેટલામાં જ વ્યવહાર ગુંથાઈ રહેલો છે. મોટા ગિરિવરરૂપ જ્ઞાતિના, અનેક ઝીણા પત્થર જેવડા કકડાઓ, સર્વત્ર રવડતા થઈ ગયા છે. આખા શરીરમાં લોહીનું ફરવું બંધ થઈ, જુદી જુદી જગ્યાપર આવી, તે જે જામી જાય તો ત્યાં રક્તના ગઠ્ઠા બાઝી, પછી શરીર કહોવા માંડે છે, ને તેનું આયુષ્ય ક્ષીણ કરે છે. મોટી જ્ઞાતિરૂપી શરીરમાં, વિશાળતાને લીધે આ જણાતું નથી પણ એ જ પરિણામ સમજવું. કન્યા આપવા લેવાની આઠ દશ ગામોમાં જ હોવાથી, પ્રજા નિર્માલ્ય થઈ ગઈ છે ને થતી જાય છે; દેશપર્યટન માટે સાહસિકપણાનો ગુણ છેક તિરોભાવ પામ્યો છે, અને અંગબલ ધીમે ધીમે નહીં જેવું થતું જાય છે. આટલું તો એક ગુજરાત પ્રાંતને લક્ષમાં રાખી કહ્યું. મહારાષ્ટ્ર, મદ્રાસ, બંગાળા વગેરે અવર પ્રાંતોમાં પણ આવી જ અવ્યવસ્થા થોડે ઘણે અંશે થયેલી જોવામાં આવે છે. આ જૂદા જૂદા પ્રાંતોનું સંમેલન થાય, એટલે માંહોમાંહી વ્યવહાર ચાલુ થાય, તો ચંદ્રની કલા માફક દિનપ્રતિદિન વૃદ્ધિ પામતી, ને વધ્યા જતાં તેજ—વીર્ય—વાળી પ્રજા ઉત્પન્ન થાય, અને તે સાથે આ ભૂમિને અવર્ણ્ય લાભો થાય, એમાં સંશય નથી. માત્ર બંધનો જ શિથિલ થવાં જોઇએ, ને મિથ્યા આગ્રહ કાઢી નાંખવો જોઇએ. એમ તો કોઈનાપર જુલમ થઈ શકવાનો નથી કે તારે શત કોશપર કન્યા આપવી; પણ જે મહાજનો દૂર દેશ ખેડવાવાળા છે, તેમની સંતતિને ગમે તેટલે દૂર પ્રાંત વા દેશ હોય, ત્યાં જીવન ગાળવા કંઈ જ અડચણ નથી. આ લોકોના આઘેના પ્રાંતોમાં કન્યાની આપલેથી, અર્થાત્ ભિન્ન ભિન્ન શક્તિવાળાં રક્તના એકઠાં થવાથી, જે પ્રજા ઉત્પન્ન થશે તે કંઈક અલૌકિક દિવ્ય ગુણવાળી જ થશે. આ પ્રજા પૃથિવીના કોઈ પણ દૂર ભાગમાં જવા, ત્યાં વસવા, અથવા વિવિધ દેશોમાંથી ત્યાંની અનર્ઘ્ય વસ્તુઓ આણી આ દેશને સુખી કરવા, પાછળ પડશે નહીં.

વળી કન્યાને દૂર પ્રાંતના કોઈ શેહેરમાં વસતા કુટુંબમાં આપવાથી, ને ત્યાં તેને અન્ય જન સાથે પરિચય ન હોવાથી, તેનો પોતાના ગૃહના મનુષ્યો સાથે અનુરાગ દૃઢ થાય, એ સ્વાભાવિક છે, તેમ જ ત્યાં પોતાના જીવનનું મુખ્ય અવલંબન ઘણો વખત સાથે વસતા સ્વામી ઉપર હોવાથી, તેને માટે બાલિકાના હૃદયમાં લોકોત્તર પ્રેમ જન્મ્યા વગર રહેશે નહીં. પર્યટનોમાં દંપતીને એકેકપર પોતાના સર્વ સુખનો આધાર હોવાથી, અન્યોન્ય પ્રતિ વિશુદ્ધ રાગ જાગૃત રહેશે. આ રીતે પવિત્ર પ્રેમથી નિપજતાં ફલો અતિશય મીઠાં ને અસાધારણ ગુણવાળાં થાય એમાં શી નવાઈ ! એક ગામમાં આપેલી દુહિતાના, પ્રાતઃકાલે શ્વશુર—આવાસે, દિવસના પાછલા પ્રહરે પિતાને ગૃહ, ને રાત્રિ પડે પતિને સદન,—આવાં પર્યટનોથી ફલ કેવાં થાય છે તેનો વાચકવર્ગને ખ્યાલ આપવો પડે એમ નથી. પરણીને ગયા પછી તનયા, પોતાના પિતાનું મંદિર ખાસ પ્રસંગ વગર ભાગ્યે જ નિરખવા પામતી, એ પૂર્વનો રીવાજ સર્વને સુવિદિત છે. આટલી બધી સખતાઈ વાળો રીવાજ હાલ પણ ઇષ્ટ છે એમ કહેવાનું તાત્પર્ય નથી, પરંતુ ઉપર જણાવેલા વિચારનું, જેને પૂર્વની રૂઢિઓ માટે અતિ આદર છે, તેની સમક્ષ, એક સમર્થનરૂપે સૂચન કરેલું છે. આ કોઇને ક્વચિત્

વિષયાંતર લાગે તો તેમને નિવેદન કરૂં છું કે અત્ર ઉતારેલું સર્વ, ગત લેખના નિર્દિષ્ટ કાર્યનાં શાં પરિણામ થાય એ વિષે વિચાર છે; આ લેખ ચર્ચાપત્રનો માત્ર પ્રત્યુત્તર જ નથી.

પ્રાશન—પાનની પ્રજાપર ફક્ત દેખાઇતી અસર છે; ખરેખરી અગત્યની, પ્રજાના આયુષ્યપર અસર તો આ કન્યા આપલેનો વ્યવહાર કરે છે. 'હજુ જુનો પ્રથા તુટયો નથી; તુટવાની અણીપર જ છે. મહાકાલની અણી કેવડી લાંબી હશે' એ આપણને વિદિત નથી, માટે એ અણીનો અંત દૂર ભવિષ્યમાં, ને તેથી પણ દૂર ભવિષ્યમાં હશે, એમ માન્યા કરતાં તેનો અંત સમીપ જ છે એમ ધારી મહાન પુરુષોએ '**અબ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે**' એવા ઉત્સાહથી બદ્ધપરિકર થઈ, અનેક બંધન રૂપ શૃંખલાને તોડી, દેશહિતાર્થે આ કહેલા ફેરફારરૂપી રણસંગ્રામમાં પાર પાડવા, યાહોમ કરી તુટીપડવું, એ જ યોગ્ય છે. 'ઢોર ઘર આગળ કોઢીઆમાં ખીલે બંધાઇને ઉછર્યું' હોય, તથાપિ ઉદરપૂર્તિ જેટલું ઘાસ પ્રતિદિન ન મળવાથી અંગે શુષ્ક થઈ ગયુ હોય, અને અનેકવાર તોડાવી નાસી જવાના પ્રયત્નમાં નિષ્ફળ નીવડયું હોય, તેને લીલાં ઘાસવાળાં ક્ષેત્રમાં છૂટાં ચરવાનું મળે, તથા એવાં ઘણાં ક્ષેત્રનો અધિપતિ પાલક પ્રાપ્ત થાય, તો તે પાછું પુષ્ટ અંગ કરવાનાં મળેલાં સાધન છોડી દઈ, દેહક્ષય કરતા ભૂખમરાના આવાસરૂપ વાડામાં, જવા પ્રયત્ન કરશે? નહીં જ; કરે તો તે આખર ઢોર જ. આટલો, હું રા. મોહનલાલની દ્વિતીય વાક્યાવલિનો ઉત્તર, તેમના રૂપકમાં જ આપું છું.

'બીજું દ્વિજ થવાને જે સંસ્કારની રીત પ્રથમ હતી, તે હાલમાં અમુક પરીક્ષા પાસ કરવાને માટે પૂરતી નથી. શા માટે પૂરતી નથી? પૂરતી નથી તો પૂરતી કરવા વધારામાં શું જોઇએ? દ્વિજ થવાને સંસ્કારની રીત પ્રથમ શી હતી? આ પ્રશ્નોના નિર્ણયરૂપ પોતાના ઉપર કહેલા નિશ્ચયનાં સમર્થનો રા. મોહનલાલે આપ્યાં હોત તો હું એમનો ઉપકાર માનત અને તે પર વિવેચન વધારે કરી શકત; આતો એમણે એક સૂત્ર મૂકી દીધું, ને ભાષ્ય લખવાનું પોતાના વિચાર લેશ પણ દર્શાવ્યા વગર બીજાને સોંપ્યું. આ સૂત્રના દરેક દૃષ્ટિબિંદુનું મનન કરી લખતાં, એક નવીન લેખ ઉદ્‌ભવે, પણ સૂત્રનો ઉત્તર કંઇ એવાં સૂત્રથી વળે નહીં, મેં હાલની સ્થિતિ અવલોકી, બ્રાહ્મણ કોને ગણવા, એ વિષે આગળના લેખમાં સૂચન કરેલું છે. બ્રાહ્મણ થવાને પૂર્વની સંસ્કારરીતિ હાલ કેટલી ઉપયોગી છે એ વિષે વિચાર કરતાં, સાંપ્રત સ્થિતિને પ્રતિકૂલ, અનેક ઘોટાળાઓ આંતરદૃષ્ટિમાં ઉપસ્થિત થાય છે. સંક્ષેપમાં કહેવાનું કે પૂર્વના સુવિદિત સિદ્ધાંતો—જેવા કે—ભ્રષ્ટ બ્રાહ્મણો પણ પુનઃ બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરી શકે છે, તથા અન્ય જાતિઓ બ્રાહ્મણ થઈ શકે છે, વગેરે ને ગ્રહણ કરવાથી, અમૂલ્ય લાભ સંભવે છે; આ સિદ્ધાંતોને અમલમાં મૂકવાને પૂર્વ કાલના લોકોના વિચારને અનુસરતી રીતિ, '**तातस्यकूपोऽयम्**' એમ ધારી ન સજતાં, આધુનિક સમયમાં બીન ફેરફારે તેવી ને તેવી જ વપરાવી જોઇએ, એ કંઈ આવશ્યક નથી. જનસમૂહને વિદ્યારૂપી નિકષઆવાપર કસી જોઈ, તેમાંથી સ્હડતું ઉતરતું કંચન જુદું પાડવું, એ માર્ગ મારા મનને અતિશય સરલ લાગવાથી હું દર્શાવી ચૂકયો છું. મૂલ ઉદ્દેશને લક્ષમાં રાખી વિદ્વાનવર્ગ બીજી સુગમ યોજનાઓ ખોળી કાઢી દર્શાવે, તો એવા પ્રકારની સહાયતા પણ સર્વવાને ઇષ્ટ છે.

એક પ્રાચીનતમ સંસ્થાના નવીન આચાર સાથેના આ સંઘર્ષે મારા મનમાં અનુપમ આનંદ ઉત્પન્ન કર્યો. તંત્રી મહાશય ! હું નવીન એટલું બધું જ સારૂં એમ માનનારો નથી. છતાં મોટા માણસોને આવે પ્રસઙ્ગે માનપત્ર આપવાની પદ્ધતિ મને પસંદ છે. તેમની સાથે જનતાનો પ્રત્યક્ષ સંબંધ થવાનો આ એક સારો માર્ગ છે. રાજા અને પ્રધાનોને માનપત્ર આપવામાં જેમ રાજકીય હેતુ સમાયલા છે, તેમ ધર્મરાજધાનીના અધિષ્ઠાતાઓની સાથે આવા પ્રકારના સંબંધમાં તે પ્રકારના લાભો પણ સમાયલા છે. શ્રીમન્ માધવતીર્થના આવાગમનથી આખું દ્વારકા હર્ષમગ્ન થયું હતું. અને સ્વામી મહારાજનાં પ્રથમ દર્શન સમયે જ એ હર્ષનો ઉદ્‌ગાર થાય એ જ ઉચિત હતું. માનપત્રમાં એ ઉદ્‌ગાર પછી સ્વામી મહારાજની પ્રશંસા હતી અને ધર્મવિષયમાં એમના વિરાજવાથી પ્રજાને ઘણો લાભ થશે એવી આશા બતાવવામાં આવી હતી. સ્વામી મહારાજે આનો ઉત્તર બહુ જ ટુંકો પણ સમયોચિત અને એમના મહાન્ પદને સર્વ પ્રકારે છાજે-શોભાવે-એવો હતો. " પ્રશસ્તિને માટે હું યોગ્ય નથી. એ સર્વ ભગવાન્ ભાષ્યકારને જ ઘટે છે. એમની કૃપાથી, લોકોના સાહાય્યથી, ધર્મોદ્ધારના સંબંધમાં મારાથી બનતો પ્રયત્ન હું કરીશ." એ ટુંકા પણ અંતઃકરણની ઊંડામાં ઊંડી ગુહામાંથી નીકળેલા શબ્દોએ બહુ જ ઊંડી છાપ બેસાડી. તંત્રી મહાશય ! 'ભાષ્યકાર,' 'ધર્મોદ્ધાર,'-વિગેરે શબ્દોએ મારા મનમાં તો કોઈ અપૂર્વ જ અસર ઉત્પન્ન કરી. ક્ષણ તો આપણાં રાજકીય અને સાંસારિક દુઃખો હું વિસરી ગયો. ભગવાન્ ભાષ્યકારનું સાન્નિધ્ય જ અનુભવતો હોઉં તેવો અભૂતપૂર્વ આલ્હાદનો હું ભાગી થયો. અને તે પૂર્વની વિદ્યા, તે આધ્યાત્મિક સંપત્તિ, અને તે ધર્મોન્માદના સ્વપ્નામાં જ ક્ષણભર આલોટ્યો. એટલામાં સ્વામીમહારાજશ્રીની સવારીની સામગ્રી આવી પહોંચી અને હું પણ સજ્જ થયો.

સ્વામીશ્રીના પ્રવેશ વખતે શહેરના લોકોમાં અપૂર્વ હર્ષ હતો. કહેછે કે આવો પ્રસઙ્ગ દ્વારકામાં પૂર્વે શ્રીકૃષ્ણ ભગવાન્‌ના સમય પછી ક્વચિત્ જ આવ્યો હશે. આચાર્યસ્થાન ઉપર પૂર્ણ ભક્તિ સર્વ દ્વિજવર્ગના મુખ ઉપર સ્પષ્ટ દેખાતી હતી. દ્વારકાધીશનું ભવ્ય મંડલ-જેમાં ત્રણ હજાર સુધી માણસો સુખથી સમાઇ શકે-તેમાં તલપૂર પણ જગ્યા ન હતી. પરંતુ સર્વ કોઇ આ ઉમંગમાં તાપ તડકો ટાઢ બધુ વીસરી ગયાં હતાં. સ્વામીજીની ભવ્ય મૂર્તિ અને ભગવાન્ ભાષ્યકારની સાથે થયલા વૃત્તિના અનુસંધાનથી તેમાં આરોપાયલું અનુપમ મહત્ત્વ-એમાં સર્વેનું મન સમાઇ ગયું હતું. સ્વામિશ્રીએ દ્વારકાધીશનું વંદન કર્યું, અને પછી ગુરુના આસનનું વંદન કર્યું. તે પછી પોતે વિશ્રાન્તિ માટે પધાર્યા, અને સહુ સઙ્ઘ શરીરયાત્રાની ભાંજગડમાં પડ્યો.

ત્રીજે દિવસે પટ્ટાભિષેક હતો. સ્વામી મહારાજ સાથે જ કેટલાક વૈદિક કર્મનિષ્ણાત બ્રાહ્મણો હતા. તે પછી વડોદરા-પુના-વાઇ-એ સ્થલોથી બીજા કેટલાક પ્રતિષ્ઠિત બ્રાહ્મણો આવી પહોંચ્યા હતા. અને વેદોક્ત ક્રિયા પુરઃસર-આષાઢ શુદ તૃતીયાને દિવસે મધ્યાહ્નકાલે સ્વામી મહારાજની આચાર્યપીઠ ઉપર પ્રતિષ્ઠા થઇ.

તંત્રી મહાશય !-આ પ્રસઙ્ગ પણ દ્વારકામાં અભૂતપૂર્વ હતો. આપને વિદિત તો હશે જ, કેટલાક કાલથી શંકરાચાર્યનું મહાન્ પદ અસંત અધમ દશામાં આવ્યું હતું. કૈવલ્યનિષ્ઠ જગદ્‌ગુરુ રાજરાજેશ્વર શંકરાશ્રમની પૂર્વે, એમ સંભળાય છે કે પ્રસઙ્ગાનુસાર ગમે તે કોઇ બ્રાહ્મણને સંન્યાસદીક્ષા અપાવી આચાર્યની ગાદી ઉપર બેસાડવામાં આવતા. આમ કરીને

પોરબંદરમાં વિશ્રાન્તિ લઈ મેં પણ ચાલવા માંડ્યું અને બીજે દિવસે સાયંકાલને સમયે રાવળ મુકામે સ્વામીજીનાં દર્શન થયાં. સ્વામીજીની સાથે સ્ત્રી પુરુષો મળી આશરે ત્રણસેં માણસ હશે. તે સર્વે સંઘની સાથે સાથે જ આ સ્થાનથી હું પણ ચાલ્યો. પરોઢના ત્રણ વાગતાને શુમારે ગાડાં જોડાયાં હતાં. રાતનો વખત હોવાથી, અને પાછળથી માલુમ પડ્યું તેમ અમારાં ગાડાંવાળાની લુચ્ચાઇને લીધે, અમે સઙ્ઘથી જૂદા પડી ગયા; અને વ્હાણું વાતાં દેવલીઆ નામના ગામને પાદર એક કુવા પાસે અમારાં ગાડાં છુટયાં. પાસે એક મહેલ જેવી ધર્મશાલા હતી જેમાં અમને ખબર મળ્યા પ્રમાણે સીધું સામાન વિગેરે સર્વ પ્રકારની સોઈ તૈયાર હતી. મારૂં મન તો ત્યાં જ વિશ્રામ કરવા અને ત્યાંથી સઙ્ઘની દરકાર કર્યા વગર આગળ ચાલવા લલચાયું. પણ અમારી સાથે સઙ્ઘમાંનાં બે ગાડાં ભૂલથી આવી ગયાં હતાં, તેનાં છડીયાં પોતાના કુટુંબથી જૂદાં પડી ગયાં હતાં, અને તેમની પાસે કંઈ પણ સાધન નહતું. અને અમે સઙ્ઘ ભેગાં ન જઇએ તો એમને એકલા જવું પડે તેવું હતું. છડીયાં પણ બધી સ્ત્રીઓ જ—વૃદ્ધ વિધવાઓ—હતી. અમારો ઉપર પ્રમાણેનો વિચાર જોઈ એ બહુ જ દીન બની ગયાં. તે જોઈ મેં વિચાર ફેરવ્યો અને કુવા ઉપર દાતણપાણી કરી, પેલા મહેલને છેટેથી જ રામરામ કરી, ભાટીયા નામના ગામ તરફ ગાડાં હાંક્યાં.

દેવલીઆથી ભાટીયા સુધીની મુસાફરી ! વૃક્ષનું તો નામ જ નહિ. ૭ ગાઉમાં એક માણસ પણ નજરે જોયું નહીં. ગાડાનો ચીલો પણ એક જ ખેતરોમાં નકામું પડેલું ઘાસ, સામે ડુંગરોની ધાર, અને છેટે મૃગજલ—આ સરંજામમાં સવારના સાતથી બપોરના એક વાગ્યા સુધી અમારે ચાલવું પડ્યું. આ દેશમાં વાઘેરોની બીક બહુ હોય છે. તેથી અમારા—આ ચાર ગાડાના સઙ્ઘમાં બીક પણ જામવા માંડી, સ્ત્રીઓનાં મુખ પૂણી જેવાં થઈ ગયેલાં, તેમાં વળી રસ્તો બહુ ફેરમાં હોવાથી બળદો થાકી ગયેલા, ગાડાવાળા ભુખ્યા થયેલા, એટલે એમનો પણ મીજાજ બહાલ નહીં.—આ સ્થિતિનો સહજ અનુમાન થઈ શકે તેવાં સંકટો અનુભવતાં બપોરના એક વાગતે અમે ભાટીયે પહોંચ્યા. અહીં ગામડા ગામમાં જેવી સોઈ થઈ શકે તેવી સોઇથી વિશ્રાન્તિ લઈ રાત્રિના ત્રણ વાગતાં દ્વારકાધીશ ઉપર લક્ષ્ય રાખી પ્રયાણ શરૂ કર્યું.

અહીંથી દ્વારકા પહોંચતાં પહેલાં આમલીયારા કરીને એક ધર્મશાલામાં મુકામ કરવાનો હતો. અહીંથી દ્વારકા ચાર ગાઉ થાય. ત્યાં સ્વામીજીને સત્કાર આપવા દ્વારકાના પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને અમલદાર લોકો આવ્યા. તેમાં કેટલાક મારા મિત્રો પણ હતા. જેમને મળીને મને બહુ જ આનંદ થયો. બીજે દિવસે સવારમાં દ્વારકાધીશનાં દર્શન થવાનાં હતાં અને એ પ્રસઙ્ગની ઉત્સુકતામાં રાત્રી સહસા જ વીતી ગઈ.

સ્વામીમહારાજના સત્કારને માટે દ્વારકામાં મોટો સમારંભ રચવામાં આવ્યો હતો. ગ્રામાઙ્ગણમાં એક શેમીઆનાની રચના કરી હતી ત્યાં સર્વને થોડો વખત રોકાવાનું હતું. અહીંથી મુહૂર્તાનુસાર સ્વામીજીની સ્વારી ચાલવાની હતી. આ શેમીઆનામાં ગામના અમલદારો શારદાપીઠના સંસ્થાનની વ્યવસ્થા કરવા સારૂ નીમાયલી કમીટીના ગૃહસ્થો વિગેરે સ્વામીના દર્શને આવ્યા હતા. સ્વામી મહારાજનું યોગ્ય અવસરે અર્ઘ્યપાદ્ય પૂજન થયું. તે પછી નવીન પદ્ધતિ પ્રમાણે દ્વારકાનિવાસીઓ તરફથી એક માનપત્ર વંચાયું.

એક પ્રાચીનતમ સંસ્થાના નવીન આચાર સાથેના આ સંબંધે મારા મનમાં અનુપમ આનંદ ઉત્પન્ન કર્યો તંત્રી મહાશય ! હું નવીન એટલું બધું જ સારૂ એમ માનનારો નથી છતાં મોટા માણસોને આવે પ્રસઙ્ગે માનપત્ર આપવાની પદ્ધતિ મને પસંદ છે તેમની સાથે જનતાનો પ્રત્યક્ષ સંબંધ થવાનો આ એક સારો માર્ગ છે રાજા અને પ્રધાનોને માન પત્ર આપવામાં જેમ રાજકીય હેતુ સમાયલા છે, તેમ ધર્મરાજધાનીના અધિષ્ઠાતાઓની સાથે આવા પ્રકારના સંબંધમાં તે પ્રકારના લાભો પણ સમાયલા છે. શ્રીમન્ માધવતીર્થના આનાગમનથી આખુ દ્વારકા હર્ષમગ્ન થયુ હતુ અને સ્વામી મહારાજનાં પ્રથમ દર્શન સમયે જ એ હર્ષનો ઉદ્ગાર થાય એ જ ઉચિત હતુ માનપત્રમાં એ ઉદ્ગાર પછી સ્વામી મહારાજની પ્રશંસા હતી અને ધર્મવિષયમાં એમના વિરાજવાથી પ્રજાને ઘણો લાભ થશે એવી આશા બતાવવામાં આવી હતી સ્વામી મહારાજે આનો ઉત્તર બહુ જ ટુંકો પણ સમયોચિત અને એમના મહાન્ પદને સર્વ પ્રકારે છાજે-શોભાવે-એવો હતો. "પ્રશસ્તિને માટે હું યોગ્ય નથી એ સર્વ ભગવાન્ ભાષ્યકારને જ ઘટે છે એમની કૃપાથી, લોકોના સાહાય્યથી, ધર્મોદ્ધારના સંબંધમાં મારાથી બનતો પ્રયત્ન હુ કરીશ" એ ટુકા પણ અંત:કરણની ઊંડામાં ઊંડી ગુહામાંથી નીકળેલા શબ્દોએ બહુ જ ઊંડી છાપ બેસાડી તંત્રી મહાશય ! 'ભાષ્યકાર,' 'ધર્મોદ્ધાર,'-વિગેરે શબ્દોએ મારા મનમાં તો કોઈ અપૂર્વ જ અસર ઉત્પન્ન કરી ક્ષણ તો આપણા રાજકીય અને સાંસારિક દુ:ખો હુ વિસરી ગયો ભગવાન્ ભાષ્યકારનુ સાન્નિધ્ય જ અનુભવતો હોઉં તેવો અભૂતપૂર્વ આહ્લાદનો હુ ભાગી થયો અને તે પૂર્વની વિદ્યા, તે આધ્યાત્મિક સંપત્તિ, અને તે ધર્માન્માદના સ્વપ્નમાં જ ક્ષણભર આલોટયો એટલામાં સ્વામીમહારાજશ્રીની સવારીની સામગ્રી આવી પહોચી અને હુ પણ સજ્જ થયો

સ્વામીશ્રીના પ્રવેશ વખતે શહેરના લોકોમાં અપૂર્વ હર્ષ હતો કહેછે કે આવો પ્રસઙ્ગ દ્વારકામાં પૂજ્ય શ્રીકૃષ્ણ ભગવાનના સમય પછી કદાચિત્ જ આવ્યો હશે આચાર્યસ્થાન ઉપર પૂર્ણ ભક્તિ સર્વ દ્વિજવર્ગના મુખ ઉપર સ્પષ્ટ દેખાતી હતી દ્વારકાધીશનું ભવ્ય મંડલ-જેમાં ત્રણ હજાર સુધી માણસો સુખથી સમાઇ શકે-તેમા તલપૂર પણ જગ્યા ન હતી પરન્તુ સર્વ કોઇ આ ઉમંગમાં તાપ તડકો ટાઢ બધુ વીસરી ગયા હતા સ્વામીજીની ભવ્ય મૂર્તિ અને ભગવાન્ ભાષ્યકારની સાથે થયેલા વૃત્તિના અનુસંધાનથી તેમાં આરોપાયલુ અનુપમ મહત્ત્વ-એમાં સર્વનુ મન સમાઇ ગયુ હતુ સ્વામિશ્રીએ દ્વારકાધીશનુ વંદન કર્યું, અને પછી ગુરુના આસનનુ વંદન કર્યું તે પછી પોતે વિશ્રાન્તિ માટે પધાર્યા, અને મહુ સહજ શરીર યાત્રાની ભાજગડમાં પડયો

ત્રીજે દિવસે પટ્ટાભિષેક હતો, સ્વામી મહારાજ સાથે જ કેટલાક વૈદિક કર્મનિષ્ણાત બ્રાહ્મણો હતા તે પછી વડોદરા-પુના-વાઇ-એ સ્થલોથી બીજા કેટલાક પ્રતિષ્ઠિત બ્રાહ્મણો આવી પહોચ્યા હતા અને વેદોક્ત ક્રિયા પુરઃસર-આષાઢ શુદ તૃતીયાને દિવસે મધ્યાહ્નકાલે સ્વામી મહારાજની આચાર્યપીઠ ઉપર પ્રતિષ્ઠા થઇ

તંત્રી મહાશય !-આ પ્રસઙ્ગ પણ દ્વારકામાં અભૂતપૂર્વ હતો આપને વિદિત તો હશે જ, કેટલાક કાલથી શંકરાચાર્યનુ મહાન્ પદ અસંત અધમ દશામાં આવ્યુ હતું કૈવલ્યનિષ્ઠ જગદ્ગુરુ રાજરાજેશ્વર શંકરાશ્રમની પૂર્વે, એમ સભળાય છે કે પ્રસઙ્ગાનુસાર ગમે તે કોઇ બ્રાહ્મણને સંન્યાસદીક્ષા આપીને આચાર્યની ગાદી ઉપર બેસાડવામાં આવતા આમ કરીને

પણ દ્વારકામાં જનમંડલે ગાદીને હજી સુધી અવિચ્છિન્ન રાખી–એ બાબત એમને બહુ માન ઘટે છે. બ્રહ્મીભૂત રાજરાજેશ્વરશંકરાશ્રમ મહારાજ, ભગવાન્ ભાષ્યકારના જેવી જ વિભૂતિવાળા હઇ, શારદાપીઠ ઉપર પ્રાચીન ધર્મસંસ્થાઓમાં શ્રદ્ધાવાળાઓને ભક્તિમાન કરવા અને સર્વ જગતની સમક્ષ શારદાપીઠનું અસ્તિત્વ પ્રકાશિત કરવા સમર્થ થયા હતા. પરંતુ તેઓના સિંહાસનારોહણ પછી ઉત્પન્ન થયેલા કલહો અને તેમાં નીકળેલ મુદ્દાઓ ઉપરથી તેમના ઉત્તરાધિકારીના પટ્ટાભિષેકની ક્રિયા પ્રસિદ્ધિની સાથે વિધિપૂર્વક કરવાની આવશ્યકતા હતી. આ બધા પ્રસઙ્ગ જોઇ શારદાપીઠનો જ કંઇ જીર્ણોદ્ધાર થતો હોય તેવું ભાન થયું.

'શારદાપીઠ' કેવું અર્થસૂચક નામ ! તંત્રીજી, ભગવાન્ ભાષ્યકારની વૈદિકધર્મના ઉદ્ધાર માટે અને વેદાન્તજ્ઞાનના ભંડાર માટે સમસ્ત જગત્ એકે અવાજે સ્તુતિ કરે છે. પણ આ પીઠસ્થાપન અને તે સંબધી યોજનાઓનો વિચાર કરતાં એ જગદ્વંદ્ય ગુરુવર્ય માટે આપણી માનબુદ્ધિ અનન્તગુણ થાયછે. વેદાન્ત ઉપર નાસ્તિકતાના તથા શ્રીમચ્છંકરાચાર્ય ઉપર 'પ્રચ્છન્નબુદ્ધ' હોવાના ઘણા આક્ષેપો થાયછે. પણ તે બધા આક્ષેપો વસ્તુસ્થિતિની એક બાજુ જ લક્ષમાં લીધાના પરિણામરૂપે છે. પ્રત્યેક મહાન વ્યક્તિને સમગ્ર રીતે સમજવાનો જ યત્ન થવો જોઇએ અને એવી રીતે સમગ્ર રીતે જ્યાં સુધી એ મહાત્માનું જીવન ન સમજાય ત્યાં સુધી એને ઇનસાફ થઇ ન શકે. શ્રીમદ્ભાષ્યકાર જેવા મહાત્માને સમગ્રતામાં સમજવા મનુષ્યશક્તિ અપર્યાપ્ત છે એમ કોઇ કહેશે તો તેને હું અનુમોદન આપીશ.

આખા હિંદુસ્તાનમાં દિગ્વિજય કરી વૈદિક ધર્મનું સ્થાપન કરવામાં શ્રીમચ્છંકરાચાર્યની અદ્વિતીયતા જેટલી છે તેટલી જ પોતે આરંભેલા કાર્યને સુસ્થિત, ચિરસ્થાયી રાખવા કરેલી યોજના પણ અનુપમ–અપૂર્વ છે. હિંદુસ્તાનની ચારે દિશાઓમાં ધર્મરાજધાનીઓ સ્થાપી ત્યાં ધર્મ અને તત્ત્વજ્ઞાન ઉભયને એક અધિષ્ઠાનમાં રાખી વેદાન્ત–તત્ત્વજ્ઞાન ઉપરથી ધર્મવિરોધનો અને નાસ્તિકતાનો દોષ એ મહાત્માએ નિવારણ કર્યો એટલું જ નહિ, પણ ભવિષ્યમાં કોઇ પણ કાલે તે બે વચ્ચે વિરહ ન થાય એને માટે પૂર્ણ કાળજી બતાવી. અને હું એમ ધારું છું કે વેદાન્તજ્ઞાનને આમ ભક્તિ સાથે સંયુક્ત રાખવારૂપ યોજના શ્રીમચ્છંકરાચાર્યની કીર્ત્તિનો એક પ્રધાન ધ્વજ છે.

સ્માર્ત્ત અને પુષ્ટિમાર્ગ વચ્ચેના ભેદને બહુ ગંભીરરૂપ આપનારાઓને આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે પ્રત્યેક મઠમાં જે પ્રધાન દેવતા સ્થાપવામાં આવેલા છે તે જ પુષ્ટિમાર્ગવાળાઓના પણ પ્રધાન દેવતા છે. તંત્રીજી, ભાષ્યકાર શંકરાચાર્યે સ્વહસ્તે વિધિપૂર્વક સ્થાપન કરેલી યાદવેન્દ્રની મૂર્ત્તિએ—મને મૂર્તિપૂજક કહી સુધારકો ભલે મારી નિન્દા કરે—મારા મનમાં નિઃસીમ ભાવ ઉત્પન્ન કર્યો, અને તે ભાવની કેફમાં હજી હું આનંદ માનુછું.

શ્રીમચ્છંકરાચાર્યે આ પ્રમાણે ચાર ધર્મરાજધાનીઓ સ્થાપી અને તેને ચિરસ્થાયી રાખવાની યોજના કરી એ વિષયમાં કોઇ મોટા રાજ્યનું સ્થાપન કરવારૂપ પરાક્રમ કરનારા રાજા કરતાં એમને વધારે માન ઘટે છે. આ ધર્મરાજ્યમાં આખા હિંદુસ્તાનનો સમાવેશ થાય છે. અને એ ગાદીઓ અત્યાર સુધી આ ધર્મના આચાર વિભાગને બરાબર સમજનારાના હાથમાં હત અને તે પ્રમાણે લોકો ઉપર અમલ બેસાડવાના સામર્થ્યવાળા યતીન્દ્રોના હાથમાં હત, તો અત્યારે આપણે જે અવદશા જોઇએ છીએ તે વખતે થવા પામી ન હોત.

આ પ્રસઙ્ગ સહસાજ મને સુધારાના વિષયમાં લઈ જાય છે પણ તે વિષયમાં આ સ્થળે ઉતરવા હું માંગતો નથી. પરંતુ આટલી વાત હું આપના વાંચનારાઓ સમક્ષ મૂકવાની રૂજા લઉં છું કે સેંકડો-એક ગણૃતિ પ્રમાણે હજારો-વર્ષો ઉપર આપણા ધર્મની કમાન યોગ્ય-રીતે સ્થિતિસ્થાપક રાખવા સારૂ આ સંસ્થાની યોજના કરનાર મહાત્માને આપણે યોગ્ય રીતે ઓળખવાની, તે મહાત્માની ધારણા સમજવાની, અને તે પ્રમાણે અમલ કરવાની, આર્ય-ધર્મનો ઉત્કર્ષ ઇચ્છનારા સર્વ કોઈની ફરજ છે. દિવસે દિવસે આપણે જેમ જેમ પરદેશોના સબંધમાં આવતા જઇએ છીએ તેમ તેમ આપણી દૃષ્ટિમર્યાદા વિસ્તાર પામતી જાય છે અને એ વિસ્તૃત દૃષ્ટિમાં આપણી મૂળની સંસ્થાઓ કયું સ્થાન ભોગવે છે એ જાણવાની,—તે વિસ્તૃત પ્રદેશમાં પણ એ પ્રાચીન સંસ્થા પ્રથમના જેટલું જ મહત્ત્વ ધરાવે એવી યોજના રાખવાની—ઉત્કંઠા આપણને થયા કરવી જોઇએ, અને તે દિશામાં વિચાર કરી આ મઠોનો કેવા પ્રકારનો ઉપયોગ કરવો જોઇએ તે વિચારવું જોઇએ.

આ અલ્પ વિષયાન્તર માટે ક્ષમા યાચુ છું. પટ્ટાભિષેકને દિવસે દ્વારકાનિવાસીઓના મનમા અપૂર્વ ઉત્સાહ ઉત્પન્ન થયો હતો. સ્વામી મહારાજના નિમંત્રણથી દેશપરદેશના લોકોએ સ્વય પ્રતિનિધિ દ્વારા વા પત્રદ્વારા પોતાનો ભાવ દર્શાવ્યો હતો. દ્વારકાનિવાસીઓ તો તે ક્ષણની અપૂર્વતામાં જ વિસ્મય પામ્યા હતા. સ્વામીશ્રીને સેંકડો રૂપીયાની ભેટ થઈ, પણ જેમાં સ્વામી મહારાજને જે સહુથી વધારે સતોષકારક ભેટ હતી તે કેટલાક ગરીબ માણસોની પાવલાં બબ્બે આનાની ભેટો હતી. તેમણે ભેટ કરવી જ જોઇએ એમ કોઈ કહેવા ગયું ન હતુ. નાતનું કે સરકારનુ કાંઈ દબાણ ન હતુ. પણ પ્રસઙ્ગની ભવ્યતાથી જ આકર્ષાઈ લગભગ વીસ વર્ષ સુધી શ્રીમદ્રાજરાજેશ્વર શંકરાશ્રમ મહારાજ પરદેશ રહ્યાથી-લોકોનો આ ગાદી માટે ભક્તિભાવ બહુ જ વધ્યો હતો અને તે નાનામાં નાના લોકો સુધી પહોંચવા પામ્યો હતો. આપને વિદિત હશે કે દ્વારકામાં એક લશ્કરી ટુકડી રહે છે તેના પુરબીઆ બ્રાહ્મણો પોતાની ભક્તિ પ્રદર્શિત કરવામાં અગ્રેસર હતા. સ્વામી મહારાજે પુરમાં પ્રવેશ કર્યો તે વખતે તેમનો સુખપાલ આ લોકોએ ઉપાડયો હતો ભેટ વખતે પણ તેઓ પોતાના ટુકા પગારમાથી ગુરુસ્થાન સારૂ કંઇક નહીં તો કંઇક અર્પણ કરવા લઈ આવ્યા હતા.

બીજે દિવસે અભિનંદન પત્ર વાંચવામાં આવ્યાં હતાં. આ પ્રસંગે મારે કહેવું જોઇએ કે ભેટમાં તેમ જ અભિનંદનપત્રોની બાબતમાં કૈવલ્યનિષ્ઠ શ્રીમદ્રાજરાજેશ્વર શંકરાશ્રમ મહારાજની કીર્તિનું પ્રતિબિંબ સ્પષ્ટ દેખાતું હતું. શ્રીમન્ મહારાજા ગાયકવાડસરકારે નૈનીતાલથી તાર કરી શંકરાચાર્ય મહારાજને સર્વ ઉત્કર્ષ ઇચ્છયો હતો. શ્રીમાન્ હોલ્કર સરકારે પ્રૌઢ સંસ્કૃત ભાષામાં લખેલા એક પત્રમાં પોતાનો ભક્તિભાવ દર્શાવ્યો હતો. વડોદરાના સુબા દિ. બા. સમર્થ સાહેબે પોતાના પ્રણામની સાથે ધર્મપ્રચારનું કાર્ય ઉદાર અને વિચારશીલ વૃત્તિથી કરવાની પ્રાર્થના કરી હતી. મુબાઈના હિંદુ લોકો તરફથી સર બાલચંદ્રે પણ ભક્તિના ઉદ્ગારો લખ્યા હતા. દ્વારકાના જનમંડલ તરફથી અપાયલા સસ્કૃત પત્રમાં ધર્માચાર્યની આવશ્યકતા અને હાલની ધાર્મિક સ્થિતિ બ્રહ્મચર્યાદિક આશ્રમોની વિચ્છિત્તિ, વિદ્યાનો વિનાશ વિગેરે ઉપર સ્વામીમહારાજનું ધ્યાન ખેંચી-તે બધા સારૂ આચાર્ય મહારાજને યોગ્ય શાસન કરવાની વિનતિ કરી હતી વડોદરા જ્ઞાનમઠના શાસ્ત્રી છોટુ મહારાજે એક અતિ પ્રૌઢ અને પ્રશસ્ત પત્રમાં વેદાન્ત રહસ્યનું દિગ્દર્શન કરાવ્યું હતું. અમદાવાદની

સનાતનધર્મરક્ષક સભા તરફથી શાસ્ત્રી રામકૃષ્ણે પૂર્વાચાર્યોની પ્રશસ્તિપૂર્વક શ્રીમદ્રાજરાજેશ્વર શંકરાશ્રમ મહારાજની અપૂર્વતાનું ગાન કરી સાંપ્રત શંકરાચાર્ય મહારાજને એવો જ ઉત્કર્ષ સંપાદન કરવાનું સામર્થ્ય આપવા પ્રભુપ્રાર્થના કરી હતી. વે. શા સં. સેલે શાસ્ત્રી વાઘ્કિરે સાંપ્રત ધાર્મિક અવનતિ ઉપર મહારાજશ્રીનું ધ્યાન ખેંચી, 'સુધારા'ને નામે થતા કુધારાની નિન્દા કરી પ્રાચીન ધર્મની વ્યવસ્થા અનાહત રાખવા યત્ન કરવા વિનંતિ કરી હતી. આ પ્રમાણે નાનાં મોટાં આશરે પચીસ અભિનંદન પત્રો વંચાઈ રહ્યા બાદ સ્વામીશ્રીએ ઉત્તર આપ્યો હતો, જેમાં સ્માર્ત ધર્મ—જેનું એ સ્થાન ગુરુસ્થાન છે—તેમાં સર્વ સાંપ્રત સંપ્રદાયોને સમાવેશ થાય છે એ વાત ઉપર ભાર મૂકી, તથા વૈષ્ણવાદિ વિરુદ્ધ મનાતા સંપ્રદાયો ખરી રીતે વિરુદ્ધ નથી પણ અવાન્તર ભેદરૂપે છે એમ બતાવી, આચાર્યસ્થાનમાં ભક્તિરૂપ એક ભાવનામાં સર્વ ધર્મસંપ્રદાયોનું ઐક્ય સાધવાનો આશય બતાવ્યો હતો. હાલની ધર્મની અવનતિનાં કારણ ઉપર આવતાં આચાર્યસંસ્થાનો અનાદર અને જ્ઞાતિનું અનુદાર પરિબલ એ બે વાતો બતાવ્યાં હતાં. અને છેવટે આચાર્યસ્થાન તરફ રાજા પ્રજા સર્વની આ સંભાવના જોઈ આચાર્યની સંસ્થાનો અપેક્ષિત ઉત્કર્ષ સદ્યઃ પ્રાપ્ત થશે એમ આશા બતાવી સર્વને આશીર્વાદ આપ્યો હતો.

તંત્રીજી ! આ બધું ધ્યાનમાં લેતાં સાંપ્રતમાં આપણા ધર્મ માટે લોકમાં કાંઈ વિલક્ષણ જાગૃતિ ઉત્પન્ન થઈ છે એમ માનવા કારણ નથી શું ? અને એવે પ્રસંગે ધર્મનું—દેશનું—હિત ઇચ્છનારા સર્વે કોઈની ફરજ નથી શું કે જે ખામીઓ—અવનતિકર રૂઢિઓ—વિગેરેને માટે આપણે હમેશાં ઘરમાં બેસીને કે મિત્રમંડલમાં ફરીયાદ કરીએ છીએ તે યોગ્યરીતિએ ચર્ચવી ચર્ચાવવી, આચાર્ય મહારાજ સમક્ષ દેશના ધર્મશાસ્ત્રજ્ઞ વિદ્વાનો તરફ મૂકવી, અને જેમ બને તેમ પાછળના કાળમાં ચઢેલા મલોનો નિરાસ કરી પુનઃ આર્યધર્મને સર્વાઙ્ગ નિરવદ્ય પૂર્ણ બનાવવા તરફ યત્ન કરવો ?

સ્વામી મહારાજના પટ્ટાભિષેક સમયે પૂર્વામ્નાય ગોવર્દ્ધનમઠના શંકરાચાર્ય તરફથી પ્રતિનિધિ આવ્યા હતા, એ વાત આપે વાંચી હશે. અને તે પણ પૂર્વની ચારે પીઠની એકતા અને આચાર્યોમાં જાગૃતિ, અને સાંપ્રતમાં ઐક્ય કરવાની આવશ્યકતાનું ભાન, વિગેરે સૂચવે છેઃ એ પણ હું એક શુભ ચિહ્ન માનું છું. આ બધાં શુભ ચિહ્નો જોઈ આચાર્યસ્થાનની અને તેના પરિણામમાં આપણા જનસમાજની ધાર્મિક અભિવૃદ્ધિની આશા રખાય છે.

આપણા ધર્મની અત્યારની અવનતિ સંબંધે પ્રાચીનો તેમ જ નવીનો ઉભય અનેક રીતે લખ્યાં કરે છે. અને કઈ દિશામાં સુધારો કરવો તે સંબંધમાં જો કે કંઈક મતભેદનો હજી સુધી અવકાશ છે ખરો તો પણ, ઘણે અંશે પ્રાચીન ધર્મસંસ્થાઓ ઉપર આદરવૃત્તિ રાખવામાં ઐકમત્ય જોવામાં આવે છે.

તે શી રીતે સંપાદન કરવી તે સવાલમાં આપણા ધર્મના ઇતિહાસનો બોધ થવાની બહુ આવશ્યકતા જણાય છે. આપણા વેદધર્મ ઉપર કેટકેટલા થર ચડી ગયા છે તે બધાનું અજ્ઞાન-અવજ્ઞાન-એને હું કેટલેક અંશે આપણી ધાર્મિક અવનતિનું કારણ માનું છું. શ્રુતિને અપૌરુષેય માન્યા પછી સ્મૃત્યાદિકમાં કરેલ આચારાવબોધ-ધર્મનિરૂપણ વિગેરેમાં બુદ્ધિનો

ઉપયોગ કરવાની આવશ્યકતા સ્પષ્ટ જણાય છે. સ્મૃતિઓમાં અનેક પ્રકારની ભિન્નતા દૃષ્ટિગોચર થાય છે. એ બધાનો સમન્વય કરવાનો મિથ્યા પ્રયાસ કરવા કરતાં તેનું ઐતિહાસિક દૃષ્ટિથી અવલોકન થાય તો બહુ લાભ થવા સંભવ છે. આ ઐતિહાસિક અવલોકનથી આપણા ધર્મમાં રહસ્યભૂત શું માન્યું છે, દેશકાલપ્રસંગને અનુસાર શેની યોજના થયેલી છે એ સ્પષ્ટ સમજાતાં આપણી ગુંચવણ મટવા સંભવ છે.—એમ સહસા જ સમજાશે. સાંપ્રત જાગૃતિ આવા અભ્યાસ અને આવા વિવેચનમાં પરિણામ પામે તો જ સાર્થક કહેવાય. અભિનંદનપત્રના દિવસ પછી યાત્રાપ્રસંગ જલદીથી આટોપાયો. બીજે દિવસે ચાલી બેટ થઈ ત્રણ દિવસની વિષમ મુસાફરી પછી અમે ઘેર આવી પહોંચ્યા.

તંત્રીજી! જ્ઞાતિઓ દ્વારા સુધારા સિદ્ધ કરવાની આશા નિષ્ફલ છે એમ ઘણા વિચારકોનું માનવું છે. ઉપર કહ્યું તેવા ધર્મશાસ્ત્રના વિવેચનપૂર્વક અભ્યાસ પછી આચાર્યોની સંમતિ પ્રાપ્ત કરી શકાય કે નહિ, અને તે પ્રાપ્ત થાય તો તેમની સહાયતાથી જ્ઞાતિની સંસ્થા ઉપયોગી થઈ શકે કે નહિ, તે વિચારવાનું છે.

લી૦

પ્રેક્ષક.

---

## હિંદુધર્મનો બચાવ.

(મળેલું)*.

હિંદુધર્મમાં હાલના સમયમાં એક ધર્મનો સમાવેશ થતો નથી, તો પણ અત્ર 'હિંદુ' શબ્દથી આર્યોનો પ્રાચીન વેદધર્મ એમ અર્થ સમઝવાનો છે. તેમાં મૂર્તિપૂજા વગેરે કેટલાક આચારો હાલના નવીન સુધારકોને ન પસંદ પડે તેવા આવે છે, તેને કંઇક સાયન્સ અને યુક્તિ (તર્ક)ની રીતિથી સાબીત કરવાની હાલમાં વિશેષ જરૂર છે. આ જરૂરિયાત હાલમાં બનારસની સેંટ્રલ હિંદુ કોલેજ તરફથી પ્રસિદ્ધ થતા માસિકમાં પરમ વિદુષી આની બેસંટ તરફથી પૂરી પાડવામાં આવતી નજરે પડે છે, અને એ જોઈ વિશેષ આનંદ તો એ થાય છે કે આ હિંદુધર્મનો બચાવ એક પશ્ચિમની પંડિતા તરફથી થાય છે! એ વિષય સુદર્શન માટે અત્ર સારરૂપે પ્રસિદ્ધ કરવો વિશેષ યોગ્ય લાગતાં તેમ કરવા ધાર્યું છે.

### ૧—મૂર્તિપૂજા

દુનિયાંમાં સઘળા જમાનાઓમાં અને સઘળી પ્રજાઓમાં—છેક જંગલીથી તે છેક સુધરેલી પ્રજા પર્યંતમાં—મૂર્તિપૂજા ચાલતી આવેલી છે. પછી તે સુધરેલા લોકોમાં ધ્યાનની એકાગ્રતાના સાધન તરીકે વપરાય છે એ વાત ખરી, તો પણ સર્વમાં તે વપરાય છે. આખી દુનિયાંમાં બહુ જ થોડા લોકો મૂર્તિપૂજાનો નિષેધ ઇચ્છનારા છે, તો પણ તેમની એ ઇચ્છા પણ ખરેખરી કરતાં દેખાવની જ છે. આશરે સાડાત્રણ સૈકાથી મૂર્તિપૂજાથી કેટલાક વહેમો

* લખનાર—રા. રા. ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

વધી ગયેલા હોવાને લીધે ખ્રિસ્તિ લોકોની એક અતિ હ્રસ્વ શાખાએ-પ્રોટેસ્ટંટ લોકોએ-એનો નિષેધ કર્યો છે, પરંતુ એ નિષેધ કરવાનો ઉભરો માત્ર અસ્થાયિ નીવડયો છે. એ જ રીતે યાહુદી અને મુસલમાન લોકોએ પણ કરેલું છે, અને છેક હાલના સમયમાં હિંદુધર્મની પણ કેટલીક શાખાઓ-સીખ, આર્યસમાજ, બ્રહ્મોસમાજ, વગેરે-એ પણ એ ઉભરાના વહનનું બળ અનુભવ્યું છે.

તો પણ આ સત્યને છુપાવવા જતાં એ લોકોમાં જ તે કેવું વિચિત્ર રીતે ઉપર તરી આવ્યું છે, તે જોવા જેવું છે. યાહુદીઓમાં 'આર્ક' રૂપે, મુસલમાનોમાં 'કાબા' રૂપે, અને સીખ લોકોમાં 'ગ્રંથ' રૂપે, એ સત્ય ઉપર આવી રહેલું છે. અને જો કે પ્રત્યક્ષ જડપદાર્થરૂપ મૂર્તિપૂજા કેટલીક બાબતમાં સ્થાપિત નથી થઈ, તો પણ માનસિક ભાવના રૂપે તો પાછી સ્થાપિત થઈ છે.

હવે જે વસ્તુ આમ સાર્વત્રિક અને દાબી ન દબાય તેવી હોય, તે વસ્તુનું મૂળ કોઈ પણ સત્યરૂપ હોવું જોઇયે, અને તે જાણવું જોઇયે, પણ તેનો નાશ કરવો નહિ જોઇયે. જાણીને તેમાં કંઈ સુધારાની અગત્ય જણાય તો કરવો. અને ખરેખર તો તેનો નાશ થઈ શકે તેમ નથી જ, પણ કદી તેના સ્વરૂપનો લોપ કરવામાં આવે, તો પણ તે વળી કોઈ નવું જ સ્વરૂપ ધારણ કરી લે છે.

બ્રહ્મ અનંત સત્યરૂપ છે. તેથી અપરિમિત બ્રહ્મનું જ્ઞાન પરિમિત મનમાં બની શકે તેમ નથી જ. આ સત્યરૂપી મૂળમાંથી જ મૂર્તિપૂજાની ઉત્પત્તિ થઈ છે બ્રહ્મનું ખરૂં વર્ણન તો નકારથી જ થઈ શકે છે-"નેતિ નેતિ=એમ નહિ, એમ નહિ." એ રીતે. આ પ્રમાણે નિર્ગુણ બ્રહ્મવિષે તર્ક પણ થઇ શકે તેમ નથી તો ભક્તિ કે પૂજા તો શી રીતે બની શકે? માટે સગુણ બ્રહ્મ કે ઇશ્વિર વિષે જ તર્ક પણ થઇ શકે છે, અને તેની ભક્તિ તથા પૂજા પણ થઇ શકે છે. તેના ગુણોદ્વારા આપણે તેને પ્હોંચી શકિયે, તેનો સ્પર્શ કરી શકિયે, તથા તેનું જ્ઞાન મેળવી શકિયે છિયે. એ ઇશ્વિરના ગુણોના સમૂહના એક કલ્પિત રૂપની પ્રતિમા આપણા મનમાં ઉત્પન્ન થાય છે તે રૂપની મૂર્તિ બનાવવામાં આવે છે. આ પ્રમાણે વિષ્ણુની મૂર્તિ કાળી અથવા આકાશના રંગની છે, તેને ચાર હાથ છે તે આકાશની ચાર દિશાઓ છે, અને તે ચારે હાથમાં-શબ્દથી ઉત્પત્તિ બતાવવા માટે શંખ, સર્વશક્તિમત્તા બતાવવા માટે ગદા, કૌશલ્ય બતાવવા માટે ચક્ર, અને જડ-ચેતન બતાવવા માટે કમળ,-એ રીતે આપેલાં છે. આ પ્રમાણેનું રૂપ મહા ઋષિઓએ કલ્પેલું છે તે તેના ગુણોને જ બતાવે છે. એ જ રીતે રામ, કૃષ્ણ, ગણેશ, લક્ષ્મી, ઇત્યાદિની મૂર્તિ પણ હોઇશકે છે. દરેક બાબતમાં અમુક વ્યક્તિનું પૂજન થાય છે તે પરમેશ્વરની વ્યક્તિ તરીકે જ થાય છે, અને તેનું રૂપ મનુષ્યનું હૃદય કલ્પી લે છે.

મૂર્તિની ભાવનાનું બીજું મૂળ એ પણ છે કે પરમેશ્વર એકજીવન રૂપ છે અને તે સર્વેમાં અને પ્રત્યેક વસ્તુમાં વ્યાપ્ત છે, તેથી ગમે તે વસ્તુ પૂજવી તે તેની જ પૂજા છે. વૃક્ષ, પથ્થર, કે સર્વ કંઇ ઇશ્વિરનાં જ સ્થૂલરૂપો છે. જો માણસ તે વસ્તુને વૃક્ષ કે પથ્થર તરીકે પૂજે તો તે અજ્ઞાની ગણાય છે, પણ વૃક્ષ કે પથ્થરમાં ઇશ્વિરને પૂજે તો તે જ્ઞાની છે. <u>સ્વરૂપનું પૂજન નથી પણ અંદરના જીવનતત્ત્વનું પૂજન છે</u>. દરેક વસ્તુમાં ઇશ્વરનું જ પૂજન

કરવું એ-મૂર્ત્તિપૂજાની સદ્દભાવના છે. વળી ઈશ્વરને પૂજતી વેળા આપણા મનમાં તેને વિષે કંઇ ભાવનાઓ થાય છે. તે કર્ત્તા, શાસ્તા, પિતા, રક્ષક, ન્યાયી, શક્તિમાન, દયાળુ, ઇત્યાદિ ભાવ થાય છે; અને ભાવનાઓ ઉપરથી તેનું કંઇક સ્વરૂપ મનમાં બંધાય છે. આવી કંઈ પણ ભાવના વગર આપણે પૂજી કે વિચારી શકિયે નહિ જ. આ ઉપર એક સારો દાખલો બનેલો છે કે-એક યોગી દેવળમાં બેસીને પૂજા કરતો હતો તેને કોઇ પાદરીએ જોઇને પૂછ્યું કે "એ શું કરો છો?" તેણે નમ્રતાથી કહ્યું કે "હું ઈશ્વરને પૂજું છું." તે પાદરીએ કહ્યું "તમે મ્હારા ઈશ્વરને પૂજો." તે યોગી બોલ્યો કે "શું ત્યારે ઈશ્વર બે છે?" આ સાંભળી શરમાઇને પાદરી જતો રહ્યો.

ધ્યાન વખતે પણ મનને એકાગ્ર રાખવામાં મૂર્ત્તિ એક બિંદુરૂપ બને છે. થોડી મિનીટ સુધી તેના તરફ નેત્રો દૃઢ તાકી રાખીને પછી તે બંધ કરવાં અને એ રૂપ મનમાં રાખી મુકવું. આ પ્રમાણે મન દૃઢ થઈ જાય ત્યારે તેની રૂપભાવના જતી રહે છે. વળી મૂર્ત્તિ એ ચુંબકનું મધ્યબિંદુ બને છે. વધારે શક્તિમાન માણસ મૂર્ત્તિની અંદર તે તે દેવનો આવિર્ભાવ આકર્ષી શકે છે, અને આવી પ્રતિમાનુ પૂજન અને ધ્યાન વધારે સરલ થઈ શકે છે. તે મૂર્ત્તિની આસપાસ એ આકર્ષણ પ્રસરીને વાતાવરણને સહાયકારક કરે છે તેથી મન થોડે યત્ને એકાગ્રતા પામી શકે છે. યુરોપીઅન પદ્ધતિથી આ ચુંબક વિદ્યાનો અભ્યાસ કર્યો હશે તે આ વાત સારી રીતે સમજી શકશે, અને તે મૂર્ત્તિપૂજનની આ ભાવના કબૂલ કરી શકશે. આ પ્રમાણે ભક્તિનો સ્હેલામાં સ્હેલો અને ઊંચામાં ઊંચો માર્ગ મૂર્ત્તિપૂજનનો-છે, તે સમજુ માણસ છોડી દે તેમ નથી જ.

## ૨—દેવતાઓની પૂજા.

"હિંદુધર્મ બહુદેવવાદી છે અને બહુદેવવાદ એ ધર્મનું નીચ રૂપ છે." આમ કેટલાક વિચાર વગરના લોકોનું કહેવું છે, પરંતુ તેઓ સમજતા નથી કે જડવાદથી વિશેષ લિમ ધર્મો સિવાયના સઘળા ધર્મો, જે હેતુથી હિંદુધર્મ બહુદેવવાદી છે તે જ હેતુથી, બહુદેવવાદી છે. ખરેખર તો એક જ સત્, એક જ જીવન છે, અને તેમાં જ બીજા સતો અને જીવનો રહે છે. એ એક સિવાય સર્વે પરતંત્ર છે, એ એક તે સ્વયંભૂ નિત્ય અવિકૃત બ્રહ્મ છે. એટલા માટે જ બાઈબિલમાં "દેવતાની સૃષ્ટિ (Creation of Gods)" તથા "માનવસૃષ્ટિ (Creation of Men)" એમ બે કહેલ છે. દેવતાઓ બ્રહ્મામાંથી જન્મ પામે છે, પરંતુ બ્રહ્મા પોતે એ એકના માત્ર અંશની જ વ્યક્તિ છે, માટે જેમ આપણે માણસો છિયે તેમાં જેટલું સત્ય છે તેટલું જ દેવતાઓની હયાતીમાં પણ સત્ય છે જ.

વિશ્વમાં દિવ્યજીવન(બ્રહ્મ)માંથી પ્રથમ આવિર્ભાવ સગુણબ્રહ્મ-કે ઈશ્વરનો થાય છે, તે જ પરમેશ્વર છે, અને એ સૃષ્ટિને અર્થે તેને ત્રણ સ્વરૂપ ધારણ કરવાં પડે છે-એક ઉત્પત્તિકાર્ય કરનાર, બીજું પાલન કરનારૂં, અને ત્રીજું તેનો વિનાશ કરનારૂં. આ પ્રમાણે એક ઈશ્વરનાં ત્રણ સ્વરૂપ કલ્પાય છે, એટલે કે એકમાંથી ત્રણ રૂપ આવિર્ભાવ પામે છે. હવે તેના ઉત્પાદક રૂપમાંથી બીજા દેવો આવિર્ભાવ પામે છે તે તેના સહાયકો બને છે, એટલે કે તેના પ્રધાનો છે, અને તેમાંથી પાછા અગણિત આવિર્ભાવો થાય છે. બ્રહ્માંડમાં

આ દેવોના મુખ્ય સાત વિભાગો પડે છે, અને તે તેના ઉપરનીચે રહે છે. આમાં પણ પાંચ મુખ્ય છે, તેઓ ઇંદ્ર, વાયુ, અગ્નિ, વરુણ, અને ક્ષિતિ છે. આ નામો પણ વિશેષે કરીને વ્યક્તિસૂચક કરતાં કર્મસૂચક વધારે છે. ઇંદ્રનું કામ કરનાર વ્યક્તિ ઇંદ્ર કહેવાયછે, એટલે કે આકાશના પતિઓ જે એક પછી એક થતા આવે તે બધા ઇંદ્ર કહેવાય છે. મહાભારતમાં એકી વખતે મહાદેવ સમક્ષ પાંચ ઇંદ્રો આવ્યાની વાત છે, તેમાં એક રાજ્યકર્ત્તા હતો અને બીજા રાજ્ય કરી રહેલા હતા. આ પ્રમાણે તેમની નીચે પુષ્કળ બીજા દેવો એકેક સૃષ્ટિના રાજ્યકર્તા હોય છે અને તેમની નીચે ન્હાના દેવો ખંડપતિ, દેશપતિ, અને પ્રાંતપતિ પણ હોય છે, સૃષ્ટિમાં ખનિજપદાર્થો, વનસ્પતિ, અને પ્રાણી, તથા મનુષ્ય, એમ ચઢતી ચઢતી વસ્તુઓ છે, અને તે પછી છેક ઇશ્વર સુધીમાં વચમાં કોઈ દરજ્જો નથી એમ નથી, પણ ઘણા દરજ્જાઓ વચમાં છે, અને સાંકળની પેઠે હેઠ ઇશ્વર સુધી જાય છે. આ પ્રમાણે સઘળા ધર્મોમાં માનેલું છે અને જુદાં જુદાં નામો આપેલાં હોય છે. હિંદુઓની પેઠે જ બૌદ્ધ લોકો પણ તેમને **દેવ** કહે છે. જરથોસ્તીઓ તેમને **ફિરસ્તા** કહે છે. ખ્રિસ્તીઓ **આર્કેંજલ્સ** અને મુસલમાનો **એંજલ** કહે છે નામ જૂદાં હોય તેની હરકત નથી. આશ્ચર્ય છે કે પ્રસિદ્ધ પ્રોટેસ્ટંટ લેખક જૉન બન્યન **એંજલ્સ** વિષે લખે છે, અને તેમને હિંદુ નામ **દેવ** આપે છે !

દેવ માત્ર આમ એકમાંથી જ છે તો તે સર્વે પૂજ્ય હોઇ શકે છે. વર્ષાદ તથા તાપ નિયમિતરીતે આપનાર દેવને ખેડુતો પૂજે છે. આમ આપણી નીચેની જેમ અગણિત સૃષ્ટિઓ છે તેમ ઉપર પણ છે અને તેની સહાયતા લેવામાં માણસની સલાહની શી જરૂર છે ? તેમાં પાપ શું થાય છે ? ગણેશ, સરસ્વતી, ઇત્યાદિ પુષ્કળ દેવો મદદ માગનારને મદદ આપે છે. માણસ માણસની મદદ તથા કૃપા માગે છે તો માણસથી ઉપરી સત્તાનાં જીવનો-દેવો-પાસે માગે તેમાં શુ ખોટું થાય છે ? માણસો દરેક પ્રસંગની અરજીઓ સીધી પાદશાહને જ કરતાં નથી, તે પોતાના પ્રાંતિક અમલદારને અરજી કરે છે, અને તે પોતાને મળેલી સત્તા પ્રમાણે તેનો અમલ કરે છે. પાદશાહના આવા નીચેના અમલદારોને માન આપવામાં કાયદાનો ભંગ થતો નથી ! આવી જ રીતે ઇશ્વરના સહાયકો દેવતાઓને પૂજવામાં શરમાવાનુ શુ છે ? !

માણસ પોતે જેમ જેમ ઉચ્ચ ગતિને મેળવે છે તેમ તેમ તે મ્હોટા મ્હોટા દેવને પૂજે છે, તો પણ તે કંઈ ન્હાના દેવોને તુચ્છ ગણતો નથી, તેને પણ માન તો આપે જ છે. [ કરોડપતિ વ્યાપારી પણ સરકારી ન્હાના અમલદારને માન આપે જ છે ! ] આ પ્રમાણે હિંદુઓની બહુદેવપૂજા નિરર્થક નથી જ, પણ બહુ અગત્યની છે.

## ૩ ત્રિમૂર્ત્તિ.

માત્ર ઇસ્લામ ધર્મ સિવાયના દુનિયાંના સઘળા મ્હોટા ધર્મોમાં પરમેશ્વરને ત્રિમૂર્ત્તિરૂપે આવિર્ભાવ પામતા માનેલ છે, એટલે કે તેમાં ત્રણ પ્રકારના સ્વભાવ રહેલ છે, અને તેથી એ ત્રણેને જૂદાં રૂપો માનવામાં આવે છે. આ મત અત્યંત પ્રાચીન હોવાથી તથા લગભગ

આખા જગત્‌માં માન્ય હોવાથી તેમાં સત્ય રહેલુ છે. ઇસ્લામ ધર્મને અત્યંત મળતા આવતા યાહુદી ધર્મમાં પણ આ ઉપર કંઈક ભાર અપાયલો છે, પરંતુ વિદ્વત્તા અને તત્ત્વ જ્ઞાનમય હીબ્રુ લોકોના રેબિનિકલ ( Rabbinical ) મતમાં તો આ ત્રિધા પ્રકૃતિને સ્પષ્ટ સમઝાવેલી છે.

ઇશ્વરનો તેની સૃષ્ટિ સાથેનો સંબંધ વિચારતાં આ ત્રિત્વ–ત્રણપણું–જરૂરનું જણાય છે. એ સંબંધ એ જ છે કે સૃષ્ટિને આરંભ, વચમાંની સ્થિતિ, અને અંત, એમ ત્રણ હોય છે. આ પ્રમાણે સૃષ્ટિને રચવાની ક્રિયા કરવામાં ઇશ્વરને **કર્ત્તા** બનવું પડે છે, સૃષ્ટિને રચ્યા પછી તેને સંભાળી રાખવાની જરૂર થાય છે તેથી તેને **પાલક** બનવું પડે છે, પછી એ સૃષ્ટિ કાલાનુસાર જીર્ણ થાય ત્યારે નાશને યોગ્ય થાય છે ત્યારે તેને **સંહારક** થવું પડેછે. ત્યારે ત્રણે એકમાં લીન થઈ જાય છે અને તેને નિદ્રા કહે છે. આ પ્રમાણે ઇશ્વરનાં દિવસ અને રાત્રિ પ્રવર્ત્તે જાય છે.

આ પ્રમાણે ત્રણે મૂળમાં એક જ છે, તો પણ ઉત્પત્તિ, સ્થિતિ, અને લય એ ત્રણેનો મૂળ સ્વભાવ રૂપ ( form ), વ્યક્તિ ( person ), અને અસ્તિત્વ ( being ) માં રહેલો છે, અને આ ત્રણ તે **ત્રિમૂર્ત્તિ** છે.

ઉત્પત્તિના કર્ત્તા **બ્રહ્મા** છે, તેને ચાર મુખ કહેલાં છે તે ચાર દિશાઓને સૂચવે છે, એટલે કે તેનું ધ્યાન ચારે મેર રૂહે છે. વળી તે કમળ ઉપર બેસે છે. '**બ્રહ્માણમીશંકમલાસનસ્થં**' આ વાક્ય પ્રમાણે શ્રી કૃષ્ણે પોતાનું દિવ્યરૂપ અર્જુનને બતાવ્યું ત્યારે તે દેખાયું હતું. જડ અને ચેતન અથવા અગ્નિ અને જળનું ચિહ્ન કમળ છે, માટે જડ ચેતન મય સૃષ્ટિ રચનારને કમળ ઉપર બેસાડવા જોઈયે.

પાળનાર **વિષ્ણુ** છે, એ નામનો અર્થ વ્યાપક થાય છે, એટલે કે સર્વની અંદર વ્યાપી રહી તે પાળે છે. તેને ચાર હાથ કહેલા છે તે ચારે દિશામાં ફેલાયલા રહી સર્વનું રક્ષણ સૂચવે છે. પાલકની કામગીરી એકથી ન બને માટે તેના જ અનેક અવતારો થાય છે, અને સૃષ્ટિનું ભય ટાળે છે.

સંહાર કરનાર **શિવ** છે. એ નામ આનન્દ કે સુખનું વાચક છે, કેમકે તે સર્વને પોતામાં વિલીન કરીને શાંતિ આપે છે. જીવને મુક્ત કરીને શાંતિ તે આપે છે. તે યતિના રૂપમાં છે અને વાઘનું ચામડું તથા સર્પો રાખે છે, વાઘનુંચામડું નીચ યોનિનું મૃત્યુ સૂચવે છે, કેમકે વાઘ હિંસક છે. સર્પો બુદ્ધિને સૂચવે છે, એટલે કે જ્ઞાનથી મોક્ષને સૂચવે છે. આ બધો પરોપકાર હોવાથી યતિનો વેષ આપેલો છે.

બધા કરતાં વિષ્ણુ અને તેના અવતારોની ભક્તિ વિશેષ થાય છે, કેમકે તેનું કામ પાલન તથા પોષણનું છે. પણ જ્યારે માણસ દુનિયાંનાં સુખોથી તૃપ્ત થાય અગર કંટાળી જાય ત્યારે તે શિવને શાંતિ માટે ભજે છે. તેની ભક્તિ શાંતિ માટે જ છે. આ પ્રમાણે ત્રિમૂર્ત્તિ વિષે છે.

———

# આરોગ્યવિદ્યા.

( મળેલું. )

## ૨—ખાસ પ્રસંગો માટેનાં તનદુરસ્તીના નિયમો.

(क). શાળાઓ—કેળવણી ફરજિયાત હોવાને લીધે શાળાઓનાં મકાનોની અંદર શિક્ષકો અને અભ્યાસીઓ જેટલો વખત રહે તેટલા વખતમાં તેમની તનદુરસ્તીને કંઈ પણ દુઃખ ભોગવવાં ન પડે તેને માટે જોતાં રહેવાની રાજ્ય કે મંડળીની ફરજ છે, એ વાત સિદ્ધ છે આને માટે શાળાના ઓરડાઓ પૂરતા વિસ્તારવાળા, પૂરતા અજવાળા વાળા, ગરમીવાળા, અને હવાવાળા હોવા જોઇયે. શરીરને હરકત કરે તેવી જાતની રચનાવાળી બેઠકો ગોઠવવી નહિ જોઇયે. થાક નહિ લાગે તેટલા માટે કામના ફેરફારો, તથા વચ્ચે અંતરો નાંખવાં જોઇયે, અને સઘળી જાતની શારીરિક કસરતોને ઉત્તેજન આપવું જોઇયે. પરંતુ વળી આટલા નિયમો કદી પાળવામાં આવે, તો પણ જ્યાં સુધી ઘરની કેળવણીના અંગમાં તનદુરસ્તીના સામાન્ય નિયમો ગણાય નહિ ત્યાં સુધી શાળાના આ ઉપાયો વ્યર્થ જાયછે.

શાળાઓની અંદર એક મ્હોટામાં મ્હોટું ભય ઊડતા રોગો છેઃ (જેમકે, ઓરી, લાલ તાવ, કંઠનો વરમ). આમાંના કોઇથી કોઈ બાળક પકડાય તો તે બાળકને રોગ ઊડવાનો ભય મટી જાય ત્યાં સુધી શાળાથી દૂર રાખવું જોઇયે. ઓરી નીકળી હોય તો ચાર અઠવાડિયાં સુધી દૂર રાખવું. કંઠનો વરમ થયો હોય તો બે અઠવાડિયાં સુધી દૂર રાખવું, અને લાલ-તાવ માટે છ અઠવાડિયા સુધી દૂર રાખવું. એ જ રીતે દરદી બાળકને દરદ મટે ત્યાં સુધી તેનાં ભાઇઓ અને બ્હેનોને પણ શાળામાંથી દૂર કરવાં જોઇયે. જો આવાં દરદો ગામમાં જ ફાટી નીકળ્યાં હોય, તો શાળાને એકદમ બંધ કરી દેવી જોઇયે, અને તેના મકાનને ધોળાવી નાંખી તેમાંની હવા સાફ કરાવી નાંખવી જોઇયે. પ્લેગ અને કૉલેરાને વખતે આ વાત બહુ ધ્યાનમાં રાખવા જેવી છે.

નબળાં બાળકોના પ્રસંગમાં સઘળાં "શાળાનાં દરદો" ખરાબ હવામાં લાંબાં સમય સુધી બેસી રહેવાથી તથા ભણવાના શ્રમને લીધે થાય છે. આવી જાતનાં દરદોમાં પાચન-શક્તિની અવ્યવસ્થા, માથુ દુઃખવુ, નાકસોરી ફૂટવી, ટુંકી નજર, અને બરડાનું વળી જવું, એ મુખ્ય છે. આવી નબળાઇઓનું કારણ શાળાની ખાસ વ્યવસ્થા ( discipline ) નું છે પણ બીજું કોઈ કારણ નથી, એમ સામાન્ય રીતે માનવામાં આવેલું છે.

(ख). ધંધા—માણસ પોતાના ધંધા રોજગારમાંથી પણ કેટલીક અઘટિત દુર્વ્યવસ્થાને લીધે તનદુરસ્તીની ખામીઓ મેળવે છે. મ્હોટાં કારખાનાંઓ અને ધંધાગૃહોમાં કામ કરવાના ઓરડાઓની મ્હોટાઇ સંબંધી તથા તેમાં કામ કરનારાઓને એ કામોમાંથી ઉત્પન્ન થતાં ભયોથી બચાવવાના ઉપાયો સંબંધી કાયદાઓ ઠરાવવાનું સરકારે તરફથી ધ્યાનમાં લેવામાં આવે છે. ખરાબ વર્તણુક ઉપર ચઢવામાં સ્ત્રીઓ તથા બાળકોને અટકાવવાના પ્રયત્નો પણ

* લખનાર—રા. રા. ચમનરાય શિવશંકર.

કરવામાં આવે છે. લાંબા વખત સુધીનો ચાલુ બેહદ શ્રમ અટકાવવામાં આવે છે, અને રવિવારને દિવસે રજા પણ આપવામાં આવે છે.[1]

ઘણા ન્હાના ધંધાઓ અને ખાનગી ધંધાઓમાં લાંબા વખત સુધી સખત કામગીરી લેવાની કેટલાંક જરૂરી કારણોને લીધે ફરજ પડે છે અને તેમાં સરકારથી કંઈ પણ બંદોબસ્ત થઈ શકે તેવું હોતું નથી.

સરકાર સિવાય લોકો પણ ધંધાદારીઓની તનદુરસ્તી માટે ઉપાયો યોજી શકે તેમ હોય છે. રસોયાઓને રાંધવાના ઓરડાઓની રચના ધૂમાડો ભરાઈ ન રહે તેવી કરવી. ન્હાવાના ઓરડા, સૂવાના ઓરડા, વગેરે ઘણી બાબતોની સગવડ ઘરધણી કરી શકે તેમ હોય છે; પરંતુ આવી દેખાતી ઝીણી પણ વસ્તુતઃ બહુ મહત્ત્વની બાબતોમાં ઘણું ધ્યાન આપવામાં આવતું નથી.

માંદાની માવજત વગેરે બાબત ચર્ચવાનુ આ સ્થળ નથી. એ કામ ધાર્મિક લોકો અને પરોપકારી શેઠિયાઓનું કે સરકારનુ છે.

(૧). **ધંધામાંનાં ભયંકર ઝેરો**—સીસું, રૂપું, અને જસતની ખાણોમાં કામ કરનારાઓને,—તેમ જ રંગનારા, કાચનુ કામ કરનારા, છાપખાનાંમાં બીબાં ગોઠવનારાઓ, અને ગ્યાસનું કામ કરનારાઓને,—પણ સીસાંનું ઝેર લાગે છે. પુષ્કળ સ્વચ્છતા અને હાથો ધોયા વગર કારખાનામાં ખાવું નહિ, તેથી કેટલીક બચાવ થાય છે.

પારાની ખાણોમાં કામ કરનારાઓને તેમ જ પારાનો ધંધો કરનારાઓને પારાનું ઝેર લાગેછે. આ ઝેર પારાની વરાળ શ્વાસમાં જવાથી ચઢે છે, માટે એ કામ કરવાના ઓરડા મ્હોટા અને પુષ્કળ ખુલ્લી હવાવાળા હોવા જોઇયે, તથા કામના કલાકો બહુ થોડાથોડા રાખવા

---

[1] આ પ્રમાણે પુષ્કળ કામ લેવાની રીતિ આપણા દેશમાં છેક બંધ પડી જણાતી નથી. કારખાનાંના માલેકો કેવળ ધનના લોભમાં તણાઈ જઇને પોતાના સ્વાર્થ આગળ પરમાર્થને જોતા જ નથી. થોડા વખતમાં ઘણું કામ થાય અને ઓછે ખરચે ઘણું કામ થાય એ અર્થશાસ્ત્રના નિયમને તેઓ વળગવા જાય છે, પરંતુ તેમાં તેઓ મ્હોટી ભૂલ એ કરી નાંખે છે કે એક માણસ અમુક વખત સુધી કામ કરવાને યોગ્ય હોય છે તે વાત જોતા નથી. માણસને અમુક કલાક કામ કર્યા પછી સહજ આરામની જરૂર હોયછે. એ આરામ આપવાથી તેઓ પાછા તાજા બની જવાથી બીજું ઘણું કામ કરવાને શક્તિમાન થઈ શકે છે, પરંતુ કામના લેનારા તો માત્ર એટલો જ વિચાર રાખે છે કે આરામનો વખત આપવાથી એટલું કામ ઓછું થવાનું. આપણા દેશના આવા કામ લેનારા કારખાનાંવાળાઓ તથા ધંધાદારીઓ આ ભૂલવાળા વિચારને લીધે થોડી કમાઈ કરી શકે છે. આવી રીતે ખાનગી દુકાનોના વ્યાપારીઓના વાણોતરોને ઘણા થોડા પગારમાં દસ બાર કલાકની નોકરીઓ આપવી પડે છે, તેથી કામ તો ઓછું બને પણ ધણીની નજર હમેશાં કામનો જથ્થો જોવા કરતાં હાજરીના વખત ઉપર વધારે રહે છે એ અનિષ્ટ છે.

જોઇયે, તથા પૂરતી વૈદકી તપાસ રાખવી જોઇયે. આથી કરીને તનદુરસ્તીનો ભારી નુકશાનથી કંઇક અંશે બચાવ થાય છે.

ફૉસ્ફોરસની દીવાસળીઓનાં કારખાનાંઓમાં ફૉસ્ફોરસનું જીર્ણ ઝેર લાગૂ થાય છે, તેથી જડબાનું હાડકું ક્ષય પામતું જાય છે. આનો છેક જ અટકાવ કરવો જોઇયે. ખામીવાળા અને નબળા દાંતો વાળાઓએ આ ધંધામાં પડવું નહિ જોઇયે

સોમલની ખાણોમાં કામ કરનારાઓને તથા સોમલના રંગ અને રંગિત કાગળોનાં કારખાનાંઓમાં કામ કરનારાઓને સોમલનું ઝેર લાગે છે.

ગેસનાં કારખાનાંઓમાં દાહક અને ઝેરી ગ્યાસોથી નુકશાન થાય છે, ગ્યાસનાં કારખાનાંઓમાં સલ્ફ્યુરિક આસિડ ગ્યાસથી નુકશાન થાય છે, ઍમોનિયામાંથી પણ નુકશાન થાય છે. કોરાં કપડાં ધોવાના કારખાનાં ( bleaching works )માં ક્લોરાઈન ( chlorine ) અને સલ્ફ્યુરસ આસિડ ગ્યાસથી નુકશાન થાય છે. આવી ગ્યાસોને તેવાં કારખાનાંઓમાંથી જેમ બને તેમ કાઢી નાખવાનો યત્ન કરવો જોઇયે.

કુંભારનાં કારખાનાં દેશમાં ઘણા જૂના કાળથી હોય છે તે પણ તેમાંના કામકરનારાઓને દરદ ઉત્પન્ન કરવાનાં ભયકર કારણો છે. એ કામ કરનારાઓ હઠીલાઇથી કેટલીક બગડેલી વસ્તુઓ વાપરે છે તેને બદલે કેવળ નિરપરાધી વસ્તુઓ વાપરવાને સરકારે તેમને વચ્ચે પડીને સમઝાવવા જોઇયે છે.

સઘળા ભયંકર ધંધાઓમાં કામ કરનારાઓની તનદુરસ્તીનુ બની શક્યા પ્રમાણે રક્ષણ કરવામાં આવવું જોઇયે અને તેને માટે ટુંકા કાયદા પસાર કરવાની જરૂર છે, અને એ કાયદાઓનો અમલ બરોબર થતો રહેવા માટે ખાસ દેખરેખ રાખનારા અમલદારો નીમાવા જોઇયે.

(૨). **રજથી થતાં નુકશાનો**—સઘળાં નુકશાનોમાં અસંત સ્હેલાઇથી થતુ નુકશાન શ્વાસમાં રજ જવાનું છે ઘણા ધંધાઓમાંથી ઉત્પન્ન થતી રજ દૂર કરી શકાય તેમ હોતી નથી. હમેશાં શ્વાસમાં રજ જતી રહે તો શ્વાસનળી ( bronchial tubes ) નો શ્લેષ્મ અને ફેફસાંનો જીર્ણ વરમ થાય છે, અને તેમાંથી ગંડમાળ ( tuberculosis ) નાં બેસિલસો ( bacilli ) ઉત્પન્ન થાય છે. કડિયા, ખાણ ખોદનારા, ચીનાઈ માટીનું કામ કરનારા, લુહાર, ઝવેરીઓ, કાચનું કામ કરનારાઓ, અને કોયલાનો ધંધો કરનારાઓ, વગેરે પથ્થરની રજ શ્વાસમાં લેનારા સઘળા કામ કરનારાઓ ખાસ કરીને ભયમાં રહે છે. આ સઘળાઓનાં ફેફસાંઓમાં પથ્થર, કાચ, લોઢું, અથવા કોયલાના રજકણો પુષ્કળ જથ્થાબંધ માલમ પડેછે.

આ ભયોની સામે કાયદાએ હજી કરવું જોઇયે તેવું કામ કરેલું નથી: લુહારનુ તથા કાચનું કામ કરનારાઓ ભાગ્યે જ ચાળીસ વર્ષથી વધારે જીવે છે, તેમનું રક્ષણ તો બની શકે તેમ નથી, પરંતુ બીજા ધંધાવાળાઓનાં ભયો તો કેટલેક અંશે મટાડવાના ઘણા રસ્તાઓ છે.

કામનાં ઓજારોને ભીંજવીને વાપરવાથી રજની ઉત્પત્તિ કેટલાક પ્રસંગોમાં અટકાવી શકાય છે.

વારંવાર ધોઈ નાંખવાથી ભરાઈ રહેલી રજને દૂર કરી શકાય છે.

ખુલી હવાની સારી આવજાવથી, જો જરૂર જણાય તો મજબૂત કચરો કાઢનાર યંત્રો ( exhausters ) ની મદદથી, કારખાનાંમાંથી રજને દૂર કરી શકાય છે.

જો રજ દૂર પણ કરી શકાય તેમ ન હોય તથા શ્વાસમાં ગયા વગર પણ રહે તેમ ન હોય, તો તેવાં કામ કરનારાઓએ તે કામ કરતી વખતે શ્વાસયંત્ર ( respirators )-નો ઉપયોગ કરવો જોઇયે.

જે કામોમાંથી રજ ઉત્પન્ન થતી હોય તે કામો હમેશાં એક માણસથી લેવાવાં નહિ જોઇયે, પણ ફરતાં ફરતાં માણસો પાસેથી તે કામ લેવાં જોઇયે.

જે કામ કરનારને ક્ષત થયેલ હોય તેનો ચેપ બીજાને લાગે તેટલા માટે તે માણસને કારખાનામાંથી દૂર કરવો જોઇયે.

**(ग). કારખાનાંઓનાં પાડોસો**—ઘણા ધંધાઓ એવા હોય છે કે તેઓ માત્ર તેના કામ કરનારાઓને જ નુકશાન કરતા નથી પણ તેના પાડોસમાં પણ બગાડ કરે છે. ચામડાં રંગવાનાં કારખાનાં, સાબુનાં કારખાનાં, અને સરસનાં કારખાનાંઓ ( glue works)-માંથી બદબો ફેલાય છે; સાકર બનાવવાનાં કારખાનાંઓ અને જવનો દારુ બનાવવાનાં કારખાનાંઓ પણ ખરાબ પરિણામો લાવે છે, અને તેમાંથી પુષ્કળ બાકટીરિયાઓ ઉત્પન્ન થાય છે. ચીથરાં અને ચામડાનાં કામોમાંથી પણ કેટલીક વાર પાડોસની વસ્તીમાં ઉડતા રોગો ફેલાયેલા છે. બીજા પણ ઘણા ધંધાઓ ઘોંઘાટ અને ધુમાડાને લીધે હરકત કરનારા હોય છે. કેવળ મરસ વાત તો એ જ છે કે આવાં કારખાનાંઓ પહેલાં ઉઘાડવામાં આવે ત્યારે તે જેમ બને તેમ વસ્તીવાળા ભાગથી દૂર ઉઘાડવાં જોઇયે, અને જે કારખાનાંઓ પ્હેલેથી જ વસ્તીની નજીકમાં થઈ ગયાં હોય તેને માટે તો એ જ ઠીક છે કે પાડોસની વસ્તીને નુકશાન ન થાય તે માટે તેમના ઉપર અમુક પ્રતિબંધક મર્યાદાઓ નાંખવી જોઇયે; જેમકે આવાં કારખાનાંઓમાંના ગંદા પાણીને જાહેર ગટરમાં જતાં પ્હેલાં એ કારખાનાંવાળાઓએ એ પાણીને શુદ્ધ કરી આપવું જોઇયે, વગેરે.

**(घ). ચેપી રોગ**—રોગોને અટકાવવા માટે રાજ્ય તરફથી ઘણા ઉપાયો લેવામાં આવે છે. રોગ ફાટી નીકળે છે ત્યારે શાળાઓ બંધ કરવામાં આવે છે, અને મેળાઓ, ઉત્સવો, અને બીજા પુષ્કળ માણસો એકઠાં થવાના પ્રસંગો અટકાવવામાં આવે છે. રોગવાળા ભાગમાંથી આવતા મુસાફરોને માટે સંસર્ગનિષેધ ( quarantine ) ના નિયમો સ્થાપવામાં આવે છે, તો પણ હાલના સમયમાં એ રિવાજ વ્યાપારને હરકત કરનારો માલમ પડ્યો છે તેથી તેની અવજીમાં સખત વૈદકી તપાસનું ધોરણ દાખલ થયું છે, અને તેમાં જેઓ મન્દ રોગી હોય છે તેમને જ અમુક સમય સુધી દૂર રોકવામાં આવે છે.[1]

---

૧. સને ૧૮૯૬ થી મુંબાઈમાં મરકી ફાટી નીકળી ત્યારે સંસર્ગનિષેધનો સખત કાયદો અમલમાં મૂકવામાં આવેલો, પરંતુ એથી આખા હિંદુસ્તાનના જ નહિ, પણ દુનિયાંના વ્યાપારને ભારે નુકશાન પ્હોંચ્યું હતું, એટલું જ નહિ પણ તેમાં તનદુરસ્ત લોકોને પણ ઘણાં સખત દુઃખો વેઠવાં પડ્યા ઉપરાંત તેવા સાજા લોકો આ દુઃખોને લીધે માંદા

શીતળાના રોગનો ફેલાવો શીળી કઢાવવા ( vaccination ) થી અટકાવવામાં આવે છે. પહેલાંના વખતમાં થયા કરતી હંમેશની ચાલુ લડાઇઓ બંધ થયાથી, તથા સ્વચ્છતાના સુધારાઓ દાખલ થયાથી શીતળાનો રોગ ફેલાતો અટકયો છે, એ વાત ખરી છે તો પણ ઓગણીસમા સૈકાના આરંભમાં ડા. જેનરે શીળી કાઢવાનો ઉપાય શોધ્યો તેથી ઘણો લાભ થયો છે, અને છેલ્લા સૈકામાં શીતળાથી મગમરી દસ ટકા બાળકોનાં મરણ નીપજ્યાં છે.

ફ્રાન્સ અને જર્મનીમાં શીળી બે વાર ફરજિયાત રીતે કાઢવાનો રિવાજ છે ત્યાં શીતળાનો રોગ કેવળ અજાણ્યો થઈ ગયો છે, અને દેશોમાં કોઈ કોઈ દાખલા જોવામાં આવે છે તે પણ ઘણું કરીને પરદેશથી આવેલા હોય છે. ૧૮૮૯ થી ૧૮૯૨ ના અરસામાં આખા જર્મન રાજ્યમાં શીતળાથી થયેલાં કુલ મરણની સંખ્યા ૮૯૧ ની હતી, અને તેમાં પણ ૮૩૩ મરણ તો સરહદના મુલકોમાં અને સમુદ્રકાંઠાના મુલકોનાં હતાં. તો પણ જો કે શીળી કાઢવાથી તે ફરીથી નીકળતી નથી, તો પણ તે અમુક વખતને અંતરે ફરીથી કાઢવાની જરૂર છે. ઇંગ્લંડમાં અને આપણા દેશમાં તો આ ફરજ બહુ મોળી કરી નાંખવામાં આવેલી છે અને નામની જ છે એમ કહિયે તો પણ ચાલે.[1]

કંઠનો વરમ, લાલતાવ, ઓરી, શીળી, મ્હોટી ઉધરસ, ચઉદ દિવસનો તાવ, અને કોલેરા, ઇત્યાદિ ચેપી રોગો ફાટી નીકળે તે વખતે તેનો ફેલાવો અટકાવવા માટે પ્રત્યેક માણસના પ્રસંગમાં નીચેના નિયમો ઉપર ધ્યાન આપવું જરૂરનું છેઃ—

(૧). દરદીને દવાશાળામાં અથવા ઘરમાં જૂદો રાખવો જોઇયે.

(૨). દરદ જણાવામાં આવે તે પ્હેલાં દરદી જે ઓરડામાં રહ્યો હોય તેને સારી પેઠે શુદ્ધ ( disinfect ) કરવો જોઇયે

(૩) દરદીના સઘળા મળમાં રોગનાં તત્ત્વો ભરેલાં હોય છે, માટે તેને શુદ્ધ કરવો જોઇયે, તેમ જ તેનાં કપડાં બિછાનાં વગેરેને પણ શુદ્ધ કરવાં, અને ઓરડાને પણ શુદ્ધ કર્યા કરી અંદરના ઝેરને દૂર કર્યા કરવું જોઇયે આના સંબન્ધમાં એ પણ યાદ રાખવાનું

---

પરી જઈ મરણને શરણ પણ ઘણા થયા હતા. કેટલીક જગોએ બખેડાઓ પણ સખત થયા, અને છેવટે એ નુકશાનકારક રીતિ બંધ કરીને વૈદકી તપાસની રીતિ માત્ર દાખલ કરવામાં આવી. આવી રીતિમાં પણ મોટા પગારના વિદ્વાન વૈદ્યો સર્વ જગોએ હોતા નથી તેથી થોડા જ્ઞાનવાળા અને પૈસાના લોભી વૈદ્યો લોકોને નકામો ત્રાસ આપી ધન મેળવવા યત્ન કરે એ સ્વાભાવિક છે, પણ તેને માટે તો સરકારે સાવચેતી રાખવા સિવાય બીજો રસ્તો નથી.

૨. આવી બાબતના કાયદાઓ ફરજિયાત કરવામાં પણ દેશના લોકોની સ્થિતિનો વિચાર કરવાની જરૂર છે. લોકો સમજુ અને કેળવાયલા હોય તો તો તેની મેળે જ તેનો લાભ સમઝી શકે, પણ નહિ તો એક સુખ કરવા જતાં બીજાં ઘણાં અણધાર્યાં દુઃખો પણ એથી થઈ શકે, માટે જેવું સમજુતીથી કામ થાય છે તેવું બળાથી થતું નથી એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે.

આપને તસ્દી નથી પડીને ?' અહા.! કેટલો બધો ભેદ! એઓને એકરૂપ કરવાની કેટલી બધી ભૂલ!

નીતિથી મનુષ્ય શું પ્રાપ્ત કરી શકે, અને તે પ્રાપ્ત કરેલું કેટલો વખત ભોગવી શકે, એ. અને ધર્મથી શું પ્રાપ્તવ્ય છે અને તે કેટલો વખત ભોગવી શકાય, અને એ ઉભયમાંથી જે સુખ ઉદ્દભવે તે જોતાં કયું વધારે આનંદદાયક થાય એ સર્વેનો વિચાર કરવાથી તેમનો ભેદભાવ સહજે જ સમજાય એમ છે. ધર્મ એ વૃક્ષરૂપ છે, નીતિ તેની છાયારૂપ છે. સૂર્યના પ્રચંડ તેજથી તપતા પુરુષને છાયાનો આશ્રય સુખકર તો થશે. પણ જે મિષ્ટ અમૃત ફળો વૃક્ષની ઉપર લટકે છે, જેનો સ્વાદ દિવ્ય, અવર્ણ્ય છે, તે ચાખવાથી જે આનંદ થાય છે તેની આગળ છાયાનો આનંદ તુચ્છ છે. તેવી જ રીતે વ્યવહારમાં મચી રહેલા જીવનને નીતિથી છાયા જેટલું સુખ મળશે પણ ફળ જેટલું તો નહિ જ. જો ધાર્મિક હશે તો જ તે દિવ્ય રસનુ પાન કરી શકશે. સસરીતે નીહાળતાં નીતિ એ વ્યવહારને વાસ્તે જ છે. વ્યવહારથી જ એનુ પોષણ થઈ શકે છે. ધર્મ જે કેવળ પારમાર્થિક છે તેમાં નીતિનો અવકાશ જ નહિ કેવળ વ્યવહાર ચલાવવા વાસ્તે ધર્મમાંથી નીતિને અંકુરરૂપે બહાર ખેંચી કાઢવામાં આવી છે. તેને જો ધર્મરૂપ આશ્રય નહિં હોય તો તે ટકી શકે જ નહિ. તેમ એનુ ધર્મની સાથે સમિલન પણ થઈ શકે નહિં, કારણ તેનું પરમાર્થથી પોષણ થાય એમ નથી, અને વાસ્તવિકપણે જોતા પૂજ્ય એવી ધર્મરૂપ પોતાની માતુઃશ્રીનો આશ્રય જ્યારે તજી દે છે ત્યારે એની સ્થિતિ છિન્નભિન્ન થઈ જાય છે, નષ્ટ થઈ જાય છે, મૃતપ્રાય થઈ જાય છે; એવા દાખલા વાચક અવલોકશે તો હજારો જોશે. એને તો પોતાની માતુઃશ્રીને પૂજ્ય ગણી તેને આધારે રહેવું સુખપ્રદ તેમ આનંદલયક પણ છે. નીતિથી વ્યાવહારિક ઉન્નતિ થઈ શકે છે, અને જ્યાં સુધી આ સ્થૂલ દેહ છે ત્યાં સુધી તેનો આનંદ ભોગવી શકાય છે. સ્થૂલનો નાશ થયે તે આનંદનો નાશ થાય છે. જ્યારે ધર્મથી પારમાર્થિક ઉન્નતિ થઈ શકે છે અને તેથી જે સુખ પ્રાપ્ત થાય છે તે ચિરકાળ પર્યંત રહે છે. સ્થૂલ અને સૂક્ષ્મ દેહનો નાશ થતાં છતાં તે સુખનો નાશ થતો નથી. અખંડ આનંદ અનુભવાય છે. એ જ સુખ પ્રાપ્તવ્ય છે. અને તે ધર્મવડે-પ્રેમવડે-મેળવી શકાય છે. એવા પ્રેમને અવલંબી પરમાનંદ અનુભવો. એ જ જીંદગીનુ સાફલ્ય. છે. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

---

Reg. No. B 196

આદ્ય દ્રષ્ટા—
'એક અભેદમાર્ગ-પ્રવાસી'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલએલ. બી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-ઇતિહાસાદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૧૬. અંક ૧૨. ] ( માસિક. ) [ સપ્ટેમ્બર. ૧૯૦૧.

## વ્હાલાંઓને ઉપદેશ.*

સાંભળજો, વ્હાલાંઓ ! વચનો દીનનાં :
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો !
મોટો એ અધિકાર તમારો માનવી :
અધિકારી છો જેનાં માનવ માત્ર જો !
એક પિતા પરમેશ્વર જાણો આપણો :
નિકટ સગાઓ સમજો ભાઇ બહેન જો !
નીકો ન્હાનીમોટી જે જીવો તણી :
વહતું તેમાં એક અખણ્ડિત વહેન જો !
હસનારાંઓ સાથે હસવાનું ઘટે :
રડનારાંની સાથે રડવું તેમ જો !
એકબીજાનાં આંસુડાંઓ લૂછતાં :
ઊંચાં ચડશો સ્ત્રીપુરુષો સૌ એમ જો !
**ભૂતદયા** છે ધર્મ બધાના મૂલમાં :
સઘળાએ સન્તોનો એ ઉપદેશ જો !
દિવ્ય દયાસાગર, યાચતાં આપજો :
દીન જનોને અમને એનો લેશ જો !

**कान्त.**

---

* 'ઓધવજી સંદેશો કહેજો શ્યામને' એ રાહમાં.

# નિદ્રાનું આવાહન.

( મળેલુ )

( ચતુર્દશી. )

અરે શીળી સુંદર સુખદ દયિતા, આવ નિકટ,
નવોઢા પેઠે શુ ખસતિ ખમતી થાય અળગી ?
અરે ત્હારા શીતલ કમલયુગમાં બીડ મુજને,
અને આ ચમકેલી દગ તુજ લટે લેનીં સિકડી.

કહે ધૃતના દીવા સુભગ અહિપાત્રે તુજ મને
વસે, કે પુષ્પોની સ્રગ મૃદુલ રંગોથિ ખચિત,
મલતી ધેનૂ વા, યવસ ચરતી તુષ્ટ વદને,
નદી કે શશિનીમા અચલ તરતો ગૌર કલભ

કહે શું તું ઇચ્છે, અધિક કશુ તુંથી નહિ મ્હને,
મનોરાજ્યે અર્પું પરમ પ્રિય જે હોય તુજને :
મનોરાજ્યે માગુ તુજ વિલસતી સ્વપ્ન-રમત,
અને પૂર્વે પૃષ્ટે, જગત સ્વપનુ આ જીવનનું
ધરે કાલાતીત, સ્થિર, પરમ શાંતિ, અતિકથ,
કંઈ તેની છાયા વિતર સખિ, વંદી હું વિનવુ

સેહેની.

કમલયુગ=બે કરકમલ ચમકેલી=કહ્યુ ન માનતી, આડી, સુવા વખતે ઉત્તેજિત અહિપાત્ર=નાગની ફૂણાવાળુ કોડિયુ, એવા ઘીના દીવાઓ મૃદુલ રંગોથી ખચિત પુષ્પોની સ્રગ્=કોમલ રંગોવાળા ફુલોના ગુથેલા હાર યવસ=ચોમાસાનુ બીડમા ઉગેલુ લીલુ ઘાસ " કે શશિની નદીમાઃ " શશિની=ચંદ્રબિંબને ધરતી અને ચાદનીથી ઉજાસવાળી અચલ=હાલ્યાચાલ્યા વગર કલભ=બાલહાથી

મ્હારા મનોરાજ્યમા ત્હારી સ્વપ્ન રમતનો વિલાસ હુ માગુ છુ, અને તેની આગળ પાછળ, જગતના ( હાલતા ચાલતા ) સ્વપ્નમયજ જીવનને બંને પાસે ( આદિમા તેમજ અન્તમા ) જે કાલચક્રના ચીલાથી પર, સ્થિર, અવર્ણનીય, (અતિકથ) પરમ શાતિ હોય છે, તેની પણ કંઈક બહુજ આછી છાયા—હે સખી, હુ ત્હને વદીને વીનવું છુ કે—મ્હને વિતરજે, પ્રસાદી તરીકે આપવા જેટલી કૃપા કરજે.—સે૦

## ભોજનું સ્વપ્ન.

( અનુવાદિત. )

( મળેલું. )

સ્વપ્ને ગાઢ નિમગ્ન ભોજ નૃપતિ
જાગૃતિમાં આવતાં,
જાણે કુન્દલતા પ્રફુલ્લ ખિલતી !
દીપન્ત કો સ્થાનમાં ! !

વિલોકી શુભ મન્દિરે પમરતી,
ચન્દ્રપ્રભા સોજ્જ્વલા ! !
ને વ્યોમે લખતો અલૌકિક હીરો !
ભોજે મુનિ એક ત્હા !!

" સોનાના નવ પુસ્તકે લિખિત શું,—
યોગીન્દ્ર કહો ને પ્રીત્યે ! ! "
ચિત્તે શાન્તિ પ્રસારી નમ્ર વચસુ !
પૂછ્યું મુનિને નૃપે ! !

" જેના ભાવ અખણ્ડ ઈશચરણે,—
ત્હેના લખ્યાં નામ છે ! "
પ્રેમે મદ્વચને પ્રસન્ન વદને !
યોગી વદ્યા વાક્ય એ !

" છે ના શું મમ નામ સન્ત જન હે ! !
નામાવલિને વિષે ! "
" ના શ્રિમન્ત નરેન્દ્ર નામ તુજનું ! "
" ઇચ્છા ન ત્હેની મ્હને ! "

" રાખે કિન્તુ, અગાધ પ્રેમ, જગમાં
જે પ્રાણી માત્રો પરે !
ન્હેવા કો વિરલા મહાન જનમાં
ધો સ્થાને ત્હાં કો જગે ! ! "

અન્તર્હિત થયા મુનિ પુરી કરી
ઇચ્છા અરે નૃપતિ !
રાત્રિ અન્ય વિષે પ્રબોધી નૃપને
આવી ઊભા ત્હાં મુનિ !

જેણે પ્રાપ્ત કરી કૃપા વિભુતણી !
તે પુણ્યશાલી તણાં,--
નામોમાં પ્રથમે સ્વનામ નવલું
દેખી થયો હર્ષ ત્યહાં ! !

અરવિન્દ
સુહૃદ્-મણ્ડલ

---

## બન્ધ અને મોક્ષ.

( મળેલું )

રાગ ભૈરવી અગર કાફી.

ક્યા પિંજરામે પુરાયો
તોતા ,, ,, ,,
પઢાવત પઢત પીવાવત પીવત
નચાવત નાચ નચાયો—તોતા ૧

ભટકાવત ભટકત ધરાવત ધરકે
કષ્ટકીચ લપટાયો
બન બન ફિરકે અનુભવ કર લે
મોદ પ્રમોદ બઢાયો— તોતા. ૨

સારસ હંસ ચકોર મોરકે
સંગ બિના દુખ પાયો
જનમ જનમકો બેર બિસરાકે
મોહ ફાંસી ફસાયો— તોતા. ૩

સમય પાયકે છટકત કયોં નાહી
બેર બેર તે પાયો
રૂપ ઓર રંગ નહી હે ઇનકો
તેરે મેહી છીપાયો— તોતા. ૪

આનંદરૂપ સ્વરૂપ તેરો હે
ઇન દુષ્ટને બીસરાયો
તેરો બેરી સબકો બેરી હે
બિબેકબિચારે જીતાયો— તોતા ૫

શુમ રહી દુખ દેત સજનકુ
　　પ્રિતમ નામ ધરાયો
નામનાશ હોત જબહી તબ
　　આનંદરૂપ દર્શાયો— તોતા. ૬

પિંજરા નાહી, સુખ દુખ નાહી
　　સુખ—સુખ—સુખ ઉભરાયો
અનુભવશીખર ચઢયો જબ તોતા
　　સાંકળમે રે છુડાયો— તોતા ૭

સાંકળલગી લાગી અનુભવમે
　　તોતા અનુભવ ગાયો
પરાધીન તોતા દુખ પુકારત
　　સ્વતંત્ર અભેદ જગાયો— તોતા. ૮

**સાંકળ.**

---

## પ્રેમમૂર્તિ.

(મળેલુ)

( ગઝલ. )

નીશો ચડાવી પ્રેમનો, કરી મસ્ત ક્યાં ચાલી ગઇ.
રગે રગે, ટસે ટસે, ખુમારી ખુબ જામી રહી. ૧

લીન એ ખુમારીમાં, તલ્લીન છું તુજ તાનમાં
જીગર ફાટી જાય હા ! શુદ્ધ પ્રેમના અભાનમાં. ૨

ક્યાં પ્રેમ છે? ક્યાં પ્રેમ છે? ક્યાં પ્રેમનું નીશાન છે?
છે તો બધે, નહીં તો નથી, એ સૌ સ્થળે મસ્તાન છે. ૩

નઝરથી દેખાય નહી, મગર ઇસ્ક જામે છે,
બુદ્ધિથી કળાય નહી, શું કલ્પનામાં વિરમે છે. ૪

એ વિરામ, એ આરામ—ની છે ધૂન મચી રહી.
એ ધૂનમા, ને ધૂનમાં, દિલદાર દગો દઈ ગઈ. ૫

છો ગઈ, ભલે ગઈ, પણ હૃદય મારૂં લઇ ગઈ.
હૃદયશૂન્ય, પ્રેમશૂન્ય, ઝીંદગી અકારી થઇ. ૫

**નડિયાદ-નિવાસી.**

---

# શ્રીમદ્ભગવદ્ગીતા.

## બીજ–શક્તિ–કીલક.

શ્રીમદ્ભગવદ્ગીતા—એ મહાન ગ્રન્થનું રહસ્ય આપણા પૂર્વજો કેવી સારી રીતે સમજી શક્યા હતા એ 'અષ્ટાદશશ્લોકી' ગીતામાં પસંદ થએલા શ્લોકની સંકલના જોતાં આપણને સ્પષ્ટ થાય છે.* આપણા પૂર્વજોની રહસ્યગ્રહણશક્તિનું બીજું ઉદાહરણ એમણે સ્વીકારેલા શ્રીમદ્ભગવદ્ગીતાના બીજ–શક્તિ–અને કીલક શ્લોકોમાં મળે છે. સર્વને સુવિદિત છે કે પ્રત્યેક મન્ત્રમાં અને મન્ત્રગ્રન્થમાં અમુક શબ્દો કે શ્લોકો બીજ–શક્તિ–અને કીલકરૂપે ગણાય છે. હાલમાં એ શ્લોકોનો ઉચ્ચાર કરી જવામાંજ કૃતકૃત્યતા મનાયછે, અને એ ઉચ્ચાર માત્રથી જ અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે એમ સમજાયુ ચાલે છે. પણ ગીતાનું ખરૂં રહસ્ય સમજવું હોય તો એને 'સુગીતા' કરવાની અર્થાત્ એના સિદ્ધાન્તનો 'આલાપ હૃદયમાં ભરવાની' જરૂર છે, અને આ કાર્યમાં સાહાય્ય આપવા માટેજ બીજ–શક્તિ–અને કીલકની કલ્પના છે '**બીજ**' એટલે જેમાંથી સર્વ ગ્રન્થનો ઉદય છે તે; '**શક્તિ**' એટલે એ ગ્રન્થમાં બતાવેલા ગન્તવ્ય સ્થાને પહોચવાનું બળ આપનાર—પહોંચાડી આપનાર સાધન; અને 'કીલક'=ખીલો, એટલે એ બળને સુદૃઢ કરી આપનાર મજબૂત પદાર્થ વા સિદ્ધાન્ત. શ્રીમદ્ભગવદ્ગીતામાં નીચેનાં વાક્યો બીજ શક્તિ અને કીલક રૂપે ગણાય છેઃ—

(૧) **બીજ**—अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।

(૨)શક્તિ—सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।

(૩) કીલક—अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

આ પસંદગી કેવી ઉત્તમ રીતે થઇ છે એ જોઇએ:—

### (૧) બીજ.

(૧) શ્રીમદ્ભગવદ્ગીતાના વાંચનારના સમજવામાં આવ્યુંજ હશે કે એ ગ્રન્થનો ઉદ્દેશ, અમુક કૃત્ય સારૂં અને અમુક ખોટું એ બતાવવાનો નથી; પણ તે તે કૃત્યોનું સારાખોટાપણું કેવી રીતે ઉપજે છે એ સમજાવવાનો, અને એ નિર્ણય માટે ખરૂં દૃષ્ટિબિન્દુ શું છે એ બતાવવાનો છે 'આ બધાં મ્હારાં સગાં! એમને હું કેમ મારૂં? ! મારૂં તો નરકે જાઉં!'—એવા બહારથી ડહાપણભરેલા પણ વસ્તુતઃ તદ્દન ખોટા જ દૃષ્ટિબિન્દુથી ઉપજી આવેલા વિચારે અર્જુનને શંકા અને કાર્પણ્યના ગર્તમાં ડુબાવ્યો છે હવે, જેનાં મનમાં સારાખોટાનો વિવેક જ ઉદય પામ્યો નથી, અને જેની જીવનનૌકાને કામ ક્રોધ લોભ, મોહ વગેરે પ્રચંડ વાયુઓ ગમે ત્યાં ઘસડી જાય છે એવા પામર જનને માટે તો શાસ્ત્રે કરેલી પાપ–પુણ્ય–સ્વર્ગ નરક આદિની વ્યવસ્થા બહુ જ ઉપયોગી છે. પણ જેને એ

---

* જુઓ ચાલતા વર્ષના માગના સુદર્શનના અંકો.

વિવેક એક વખત પ્રાપ્ત થયો છે—અર્જુનને થયો હતો—તેને એ વ્યવસ્થાની પાર રહેલુ આધારભૂત તત્ત્વ સમજવાનો અધિકાર છે, આવશ્યકતા છે બાળક ગુણાકાર ભાગાકાર ગુરુએ બતાવેલી અમુક રીતે કર્યા કરે છે, અને એ રીતે ખરો જવાબ મેળવે છે, તથા બજારનો ન્હાનો ન્હાનો વ્યવહાર કરવો હોય તો તે પણ કદાચ બરાબર કરે છે પણ જ્યારે મ્હોટી ઉમ્મરે એ રીતના કારણ સમજે છે ત્યારે જ એ એ રીત ખરી રીતે સમજ્યો ગણાય છે, અને ત્યારેજ એ મોગ ગૌરવવાળા વ્યવહારમાં પણ યોગ્ય વર્તન કરી શકે છે આ પ્રમાણે પ્રકૃત વિષયમા પણ છે 'મારવુ એ ખોટુ, સગા સબન્ધીને મારવા એ ઘણુ ખોટુ, અને એમ કરનાર નરકે જાય'—એ વાત સાધારણ રીતે સારી અને ઉપયોગી છે પણ એમા પ્રતીત થતી કર્તવ્યતા શી રીતે ઉપજે છે, કર્તવ્યતાનો અર્થ શો છે, તથા એ ઉત્પત્તિ અને અર્થ ઉપર દૃષ્ટિ રાખીને વિચારી જોતા આપણા સામાન્ય વિચારમા કેટલો ફેર ફાર કરવાની જરૂર છે—ટુકામા, તત્ત્વ ( Principle ) શુ છે, અને એની નિયામક વસ્તુસ્થિતિ ( Limitations ) શી છે એનો વિચાર કરીને કર્તવ્ય સબન્ધી નિશ્ચય ઉપર આવવા ભગવાનનો અર્જુનને ઉપદેશ છે તત્ત્વજ્ઞાનનુ કામ જ એ છે

એટલુ ધ્યાનમા રાખવાનુ છે કે વ્યવહાર અને પરમાર્થ અથવા તો લોકબુદ્ધિ (Common Sense) અને તત્ત્વજ્ઞાન (Philosophy) એ એમ એકવી તદ્દન વિયુક્ત નથી વ્યવહારમા એક, અને પરમાર્થમા બીજુ એમ બે સાથે સાથે પરસ્પર વિરુદ્ધ સિદ્ધાન્તો મૂકીએ તો મનુષ્યને કર્તવ્યતાનો એક નિશ્ચિત માર્ગ જડે જ નહિ,—બે માર્ગ વચ્ચે એ મુઝાઇને ઉભો રહે, અથવા તો એને બનેના ખોટા માર્ગજ હાથ લાગે,—આપણી વેદાન્તની પરિભાષામા બોલીએ તો, માયા અને બ્રહ્મ ઉભયને એક એકથી જૂદા નાખતા દ્વૈતાપત્તિ પ્રાપ્ત થાય પણ વસ્તુત આવુ દ્વૈત વિચારમા ટરી શકતુ જ નથી વ્યવહાર અને પરમાર્થ ઉભય એકજ માર્ગ છે, જે પ્રથમ નીચે થઇ પછી ઉંચે જાય છે શિખરે ચઢીને જોતા ઉભય માર્ગ એકરેખારૂપ થઇ રહે છે ભેદ એટલોજ છે કે નીચેથી જે જે વસ્તુઓનુ દર્શન ન થતુ તેનુ ઉચ્ચ પ્રદેશ ઉપરથી દર્શન થાય છે અને સર્વેનુ પ્રાપ્તવ્ય સ્થાન જે શિખર—પરમાત્મવસ્તુ—તે આ ઊંચા માર્ગનો આશ્રય લેવાથીજ પ્રાપ્ત થાય છે સાથે એટલુ સ્મરણમા રાખવાનુ છે કે માર્ગ આવતું એ ચાલવા માટે નથી પણ શિખરે પહોચવા માટે છે, અને રસ્તામા ઉંચો ચગાવ આવે વા આડા ફરવુ પડે તો તેથી જરા પણ સંકોચ ખાવાનો નથી, લોકબુદ્ધિમા જે કાઇ મલ મનાતુ હોય એ સર્વને ખોટુ ઠરાવવા માટે તત્ત્વજ્ઞાન નથી તેમ એણે લોકબુદ્ધિના ગુલામ થઈ રહેવાનુ પણ નથી લોકબુદ્ધિનુ અન્તર્ગત પરમ તત્ત્વ પકડી એ તત્ત્વનુ પૂર્ણ સ્વરૂપ સમજી લઇ, તદનુસાર જે જે લોકવિચારો ભ્રમાત્મક લાગે તે તે દૂર કરવા, અને પોતાનુ સામ્રાજ્ય સ્થાપવુ એ જ એનુ કામ છે

વેદાન્ત ઠીક બતાવે છે કે 'ઘટ છે' 'પટ છે' ઇત્યાદિ જે કહેવામાં આવે છે ત્યા એ કથનો સર્વાંશે ભ્રમાત્મક નથી ઘટ પટ આદિમા જે સદશનુ સ્ફુરણ થાય છે એ બ્રહ્મનો પ્રકાશ છે, અને એ લેશભાર પણ મિથ્યા નથી બ્રહ્મની સર્વાત્મકતાના વિરોધી જે ઘટત્વપટત્વાદિ ભાવો એ જ મિથ્યા છે, અને એ ભાવોનો બ્રહ્મમા લય અનુભવાય ત્યારે જ સમ્યગ્ જ્ઞાન થયુ કહેવાય એજ રીતે પ્રકૃતમા પણ, લૌકિક મહત્તનને તદ્

લાવી પાડવું એવો તત્ત્વજ્ઞાનનો આશય નથી. એ સદ્વર્તનનું સારાપણું શેમાં રહેલું છે એ તારવી કાઢવું, અને તે તે વર્તનમાં સ્વતઃ કાંઇ પણ સારાખોટાપણું નથી એમ બતાવી જેના ઉપર એમના સારાખોટાપણાનો આધાર છે એ તત્ત્વ ઉપર જિજ્ઞાસુનું ધ્યાન ખેંચવું, એ ધોરણે જ એને વિચાર કરવા કહેવું, અને એ રીતે વિચારતાં જે પ્રતિકૂલ દેખાય તેને ક્રમે ક્રમે અસ્તિત્વહીન–માત્ર માયારૂપ–અનુભવતાં શીખવવું, જેથી પરિણામે એકરસ બ્રહ્મની સમતા જ અતર્ બહિર્ સર્વત્ર વિલસી રહે, એ તત્ત્વજ્ઞાનનો ખરો ઉદ્દેશ છે. એ જ 'કર્મયોગ' અને એ જ 'જ્ઞાનયોગ' છે.

એની પ્રાપ્તિમાં મુખ્ય અન્તરાય—સમસ્ત ગીતાનું **બીજ**—આત્મસ્વરૂપનું **અજ્ઞાન** છે. આત્મા એ આગીઆના ચળકાટ જેવો ક્ષણિક પદાર્થ નથી, તેમ સમુદ્રકાંઠે પડેલા અસંખ્ય શંખલાઓ પેઠે વિશ્વનો એક અવાન્તર પદાર્થ જ નથી. કાલ પણ જેના વિના અસિદ્ધ છે, અને જે સમસ્ત વિશ્વમાં વિશ્વતા લાવે છે, વિશ્વમાં અનુસ્યૂત થઈ એમાં સત્તા (Existence) પૂરે છે, અર્થ (Meaning) અર્પે છે, અને તે તે પદાર્થોને પરસ્પર સાંકળી (Unity) એમનું એને અંગ બનાવે છે એવો મહાન પદાર્થ આ **આત્મા** છે. જેને એના સ્વરૂપનું ભાન થયું છે એને હું મ્હારૂં, સગાં વ્હાલાં, સ્વર્ગ નરક આદિ કાંઈજ રહેતું નથી—આત્માની વિશાળતામાં એ સર્વે રૂપાન્તર પામે છે, આત્મરૂપ બને છે. અત્રે એમ તાત્પર્ય નથી કે સગાંવ્હાલાંને મારવામાં પાપ જ નથી; તાત્પર્ય એટલું જ છે કે સગાંવ્હાલાંને વા કોઇને પણ મારવામાં પાપ જ છે એમ નથી. અર્થાત્ મારવું એ જ્ઞાનનું ચિહ્ન નથી, તેમ એનું વિરોધી પણ નથી. જ્ઞાન–અજ્ઞાન મારવા–નમારવામાં રહેલાં નથી, પણ આત્મસ્વરૂપના સાક્ષાત્કાર-અસાક્ષાત્કારમાં રહેલાં છે. એ સાક્ષાત્કારના માર્ગમાં ક્વચિત્ મારવાની ફરજ આવી પડે છે, ક્વચિત્ મરવાની પણ આવી પડે છે. દેવતાઓએ દધીચિ ઋષિ પાસે વજ્ર બનાવવા સારૂ એમનાં હાડકાં માગ્યાં—ત્યાં **મરીને** એ હાડકાં આપવામાં દધીચિ ઋષિનું જે જ્ઞાનીપણું સમાએલું હતું, તેજ જ્ઞાનીપણું અર્જુન કૌરવોને **મારે** એમાં રહેલું હતું. અર્જુનનું સન્માર્ગગામી તરીકે તેમજ ક્ષત્રિય તરીકે એ જ કર્તવ્ય હતું કે જ્યારે કૌરવો એની સ્હામે યુદ્ધમાં ઉતર્યા ત્યારે એમની સાથે ધર્મયુદ્ધ કરવું, અને અસત્પક્ષના ક્ષય માટે પરમાત્માએ જે યોજના ચાલતી કરી હતી એની સિદ્ધિમાં નિમિત્ત થવું. આ મહાન કર્તવ્ય આગળ બીજા સર્વ વિચારોને ગૌણ કરી નાંખવા જોઇતા હતા, અને તેમ કરવા માટે વિશાળ દૃષ્ટિબિન્દુ પ્રાપ્ત કરવાની જરૂર હતી. આ દૃષ્ટિબિન્દુ આત્માની વિશાળતા અને પરતાનું પ્રતિપાદન કરી શ્રીકૃષ્ણે અર્જુનને સમજાવ્યું છે. એ સમજાવતા પહેલાં એ ખોટી ખોટી શંકા સંકોચ અને કૃપણતાની વૃત્તિમાં ફસાઇ પડ્યો હતો, અને એક મહાન ગિરિવરને શિખરેથી જોવાને બદલે, ભોંયતળીએ પડેલી પોતાની ઝુંપડીમાં ભરાઇને આમ તેમ નજર ફેરવતો હતો: વિશ્વનું, આત્મા (સર્વવ્યાપી તત્ત્વ) નું દૃષ્ટિબિન્દુ છોડી, દેહનું -અન્તઃકરણનું દૃષ્ટિબિન્દુ પકડી બેઠો હતો. માટેજ શ્રીકૃષ્ણ ભગવાન એને કહે છે કે—

"अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे"

"જેનો શોક કરવો ઘટતો નથી તેનો તું શોક કરે છે, અને છતાં મ્હોટા મ્હોટા

ડહાપણના શબ્દો બોલે છે!" આત્માના અમૃતત્વ અને અવિપયત્વ ઉપર ઉભા રહી, પ્રકૃતિ અને પ્રકૃતિનાં કાર્યો અવલોકવાં જોઇએ, એને બદલે તું આત્માને એક નશ્વર પ્રાકૃત પદાર્થ માની બેઠો છે, અને છતાં શબ્દો તો મ્હોટા મ્હોટા ડહાપણના બોલે છે: માત્ર શબ્દો જ બોલે છે, એનું રહસ્ય સમજતો નથી. સમજતો હોય તો તારા જાણવામાં હોવું જ જોઇએ કે કર્તવ્યભાવના એ જડ, કૃત્રિમ નિયમોની બનેલી નથી; પણ જીવંત, અને એક છતા અનેક રૂપ ધરતી એવી દિવ્ય શક્તિ છે. તુ જે સ્વર્ગ-સ્નેહ-દયાની વાતો કરે છે એ કર્તવ્યભાવનાના આકારો શિવાય બીજું શું છે? સગાંવ્હાલાંનો સ્નેહ સારો છે—પણ વિશ્વવ્યાપિની કર્તવ્યભાવના આગળ કેટલીકવાર એને પણ ગૌણ કરવો પડે છે. વસ્તુત: એ સ્નેહ પણ કર્તવ્યભાવનાને અંગે જ સારો બને છે. આ સર્વ વાતનું અજ્ઞાન એ ગીતાનું **બીજ** છે.*

## ( ૨. ) શક્તિ.

( ૨ ). આ ઉચ્ચ દૃષ્ટિબિન્દુ શી રીતે પ્રાપ્ત થાય? આત્મ-પરમાત્મ-સ્વરૂપનુ જ્ઞાન મેળવવાથી. પણ એ જ્ઞાન શી રીતે મળે? એ મેળવવા માટે આપણા શાસ્ત્રકારોએ અનેક માર્ગો યોજ્યા છે, જે ક્રમે ક્રમે જ્ઞાનની ભૂમિકાએ પહોંચાડે છે. અનેક યજ્ઞયાગતીર્થ ઉપવાસ વગેરે સાધનો આટલા માટે જ શોધી કાઢવામાં આવ્યાં છે. ટુંકામાં—સર્વે સારી

* ક્રિશ્ચયનો ઘણીવાર ગીતા ઉપર આક્ષેપ કરે છે કે કૃષ્ણે અર્જુનને યુદ્ધરૂપી કુમાર્ગે દોર્યો. પરન્તુ સારાખોટાના જગતમા કેવા કેવા અસખ્ય પ્રસગો ઉપજે છે, એક પ્રસગે સારૂં એ બીજે પ્રસગે ખોટું, અને એક પ્રસંગે ખોટુ એ બીજે પ્રસગે સારૂ કેવું બને છે—અને છતા, સર્વ બહારના ફેરફારની વચ્ચે સારા ખોટાનું અન્તરતત્ત્વ કેવું કાયમ રહે છે—એ પૂર્ણ રીતે કલ્પનામાં લાવવા માટે પુષ્કળ કલ્પનાબળની જરૂર છે. આને અભાવે જ ઉપર બતાવેલો આક્ષેપ થાયછે કલ્પનાશક્તિ પ્રસંગવશાત્ જાગ્રત્ થતાં, ક્રિશ્ચયનો પોતે જ શું કહે છે એ બતાવવા લૉર્ડ બિશપ ઑફ કલકત્તાના એક ઉપદેશમાંથી અમે નીચેના શબ્દો ટાંકીએ છીએ—જે વાચતા ગીતાના સિદ્ધાન્તનું વાચકને તુરત સ્મરણ થશે. (ઇટાલિક અક્ષરો વાચકનું ખાસ ધ્યાન ખેંચવા માટે અમે મૂકયા છે.)

"To make little of warfare, to enter upon it with a light heart, to forget its physical horrors or its angry passions, to try to minimise its pains, its losses, its bereavements, that were a spirit quite unworthy of our faith. Yet it is possible perhaps to exaggerate the evil, great as it is, which is and must be inherent in warfare. War is an evil, but it is not the worst of evils; and it is not the worst, because the sufferings which it entails are not the worst ills that may happen to humanity. There are causes for which man will readily endure the keenest sufferings. If it is necessary to choose the cause of honour, virtue, religion, one's country, or one's God, at the cost of physical suffering, however acute, nay even at the cost of death itself, the Christian mind will not hesitate in the choice. To make out war as the ultimate or final evil upon earth is not to adopt but rather to invert the code of Christian morals. *It is to prefer the things of sense to the spiritual interests of*

કોઈક એવી શક્તિ શોધી કાઢવી જોઈએ કે જેના અવલંબમાં મનુષ્યને આનન્દ આવે, મનુષ્ય સ્વયં આકર્ષાય, અને છતાં એમાં સ્વાર્થાનુસરણનો કે પારતન્ત્ર્યનો દોષ ન નડે આ શક્તિ ભગવત્પરાયણતામાં રહેલી છે જેના હૃદયમાં કોઈક ક્ષણે પણ એનો ભાસ થયો છે, જેની જીવનનૌકા ક્ષણવાર પણ એના વ્હેણમાં પડી સન્માર્ગે ચાલી છે, જેનો વિચાર એકવાર પણ એ અમૃતમય જ્યોતિની ઝાંખી કરી આવ્યો છે—તે એનું દિવ્ય આકર્ષ 'માધુર્ય' કદી પણ વિસરતો નથી, અને એનામાં જ એને પોતાનો આત્મભાવ અનુભવાય છે જે ભગવાનને 'સર્વભાવે' શરણે ગયો છે—જેણે એ સર્વાત્મભૂત મહાન પદાર્થમાં જ પોતાનું આત્મત્વ જોયું છે અને લોકો જેને 'આત્મા' કહે છે એ ક્ષુદ્ર પદાર્થ એને સમર્પી દીધો છે—તેને સ્વાર્થાનુસરણનો પ્રસંગ જ ક્યાં રહ્યો? જે 'રસ'ના તરંગ ઉપર ડોલતો તરંગરૂપ થઈ રહ્યા કે તેની આગળ રહી કઠોરતા, કર્કશતા પણ કેવી?

આમ વિચારદૃષ્ટિએ જોતાં પણ ભગવત્પરાયણતાનો માર્ગ જ ઉત્તમ ઠરે છે માટે જ એક અંગ્રેજ કવિ કહે છે કે—

> 'Away, haunt not thou me
> Thou vain Philosophy!
> Little hast thou bestead
> Save to perplex the head
> And leave the Spirit dead
> Unto thy broken cisterns wherefore go,
> While from the secret treasure depths below,
> Fed by the skiey shower,
> And clouds that sink and rest on hill tops high
> Wisdom at once and Power
> Are welling bubbling forth unseen, incessantly.
> * * * * *
> Why labour at the dull mechanic oar
> When the fresh breeze is blowing,
> And the strong current flowing
> Right onward to the eternal shore'

અને તેથી જ શ્રીમદ્ભાગવત પણ કહે છે કે—

---

The world could ill afford to dispense with the moral qualities of manhood, the sudden, implicit obedience to the voice of duty, the steadfastness in adversity, the courage that will not allow itself to be subdued the indestructible faith, the calm endurance of agony, above all the loving ministries which wait, like guardian angels among Christian nations, upon the pain and misery of the battlefield'—*The Bishop of Calcutta on War*

* येऽन्येऽरविन्दाक्ष विमुक्तमानिनस्त्वय्यस्तभावादविशुद्धबुद्धयः ।
आरुह्य कृच्छ्रेण परं पदं ततः पतन्त्यधोऽनादृतयुष्मदंघ्रयः ॥

અને તેથી જ શ્રીકૃષ્ણભગવાન અત્રે ઉપદેશે છે કે—

" सर्वे धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज "

( ૩ ) કીલક.

(૩) આમ ભગવત્પરાયણતામાં અપૂર્વ શક્તિ રહી છે ખરી પણ ઘણા ધાર્મિક આત્માને શંકા થાય છે કે—'હું, પાપી હોઈ, પરમપદ કેમ પ્રાપ્ત કરી શકું ? મ્હારા પાપી આત્માને એ દિવ્ય ધામમાં સ્થાન કેવું ?' આ શંકા સાચા હૃદયને સ્વાભાવિક છે. પણ પરમાત્માની દિવ્યશક્તિનું જ્યાંસુધી અપૂર્ણ ભાન છે ત્યાંસુધી જ એ શંકાને અવકાશ છે. ભગવત્કૃપાના મનોહર અને પવિત્ર ફુવારાની નીચે આવીને ઉભા રહેતાં જ, સર્વ પાપરૂપ મેલ ધોવાઈ જાય છે, અને સર્વ અજ્ઞાનજન્ય સન્તાપ શમી જાય છે. ન ધારશો કે અર્જુને પાપી રહીને જ પરમપદ પ્રાપ્ત કરવાનો હતો. પાપસહિત રહીને તો પરમપદે પહોંચાતું જ નથી. અત્રે કહેવાનું તાત્પર્ય એ છે કે તમે ગમે તેટલાં પાપ કર્યાં હોય તોપણ પાપમાં એવી શક્તિ નથી કે એ તમારા આત્માને હમેશ માટે બગાડી મૂકે. ગમે તે ક્ષણે આત્માને એના શુદ્ધ સ્વસ્વરૂપમાં પ્રકાશાવી શકાય છે, અને એ પ્રકાશ પ્રકટ થતાં જ પાપ હતું જ નહિ એમ થઈ જાય છે માટે શ્રીકૃષ્ણભગવાન અન્યત્ર કહે છે કે

" अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं सन्तरिष्यसि " ॥

' ભલે તું સર્વ પાપીમાં પાપી હોય, પણ જ્ઞાનરૂપી નૌકાવડે તું સમસ્ત પાપના દરીઆને સારી રીતે તરી જઈશ '—તાત્પર્ય કે જ્ઞાન એ એવો પદાર્થ છે કે મનુષ્યને પાપની પાર લઈ જાય છે. જ્ઞાનનો ધર્મ જ એ છે કે પાપને પાછળ મૂકતા જવું અને આગળ પ્રયાણ કરવું. કદાચ કોઈને શંકા થાય કે કર્યાં પાપ ક્યાં જવાનાં ? એનો ઉત્તર કે—

" यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात् कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा " ॥

---

* ભાવાર્થ—હે અરવિન્દાક્ષ!-ભગવન્!—બીજા કેટલાક જે પોતાને મુક્ત થઈ ગએલા માની બેસે છે, તેઓ તમારામાં ભાવરહિત હોવાથી એમની બુદ્ધિ મલિન જ રહે છે. આવા લોકો મહા મહેનતે ઊંચું પદ પ્રાપ્ત કરે છે, પણ પ્રાપ્ત કરીને પણ—તમારા ચરણનો અનાદર કરેલો હોવાથી—પાછા નીચે પડે છે.

આ પ્રમાણે આ બિલ સંબંધી પ્રજામત અને સરકારનો મત તદન ઉલટા જ છે, અને તેમાં સત્ય કયા પક્ષ તરફ છે તે જોવાની દેશના દરેક હિત ઇચ્છનારની ખાસ ફરજ છે.

તે ફરજ અદા કરવાના એક પ્રયત્ન તરીકે આ બિલ સંબંધી કેટલાક વિચારો અત્રે જણાવવામાં આવે છે. આ બિલથી કાયદામાં થતા ફેરફાર વિશે વિવેચન કરતા પહેલાં જે કાયદો છે તે ટુંકમાં અત્રે જણાવીએ.

લેન્ડરેવન્યુકોડની કલમ ૫૬ પ્રમાણે દરેક જમીન ઉપર સરકારની મહેસુલની પ્રથમ જવાબદારી રાખવામાં આવી છે. કોઇ પણ જમીનની મહેસુલ વખતસર વસુલ આપવામાં ન આવે તો તે માટે તે જમીન ખાલસા કરવાને સરકારને હક છે. આ સરકારહક શીવાય સર્વ રીતે જમીનની પુર્ણ **માલકી** સર્વે જ્યાં દાખલ કરવામાં આવી હોય ત્યાં રૈયતને લેન્ડરેવન્યુ કોડની કલમ ૬૮ પ્રમાણે **હમેશને** માટે આપવામાં આવી છે અને આ માલકી હક વારસામાં અને વેચાણ બક્ષીસ યા ગીરો આપવા ઉપરના કાયદાની ૬૩ મી કલમ મુજબ રૈયતને હક આપવામાં આવ્યો છે એટલે ગુજરાત અને દક્ષિણમાં કે જ્યાંના ઘણા ખરા ભાગમાં સર્વે દાખલ થએલી છે ત્યાં વારસામાં અને વેચી શકાય તેવી માલકી રૈયતને આપવામાં આવેલી છે. ફક્ત જમીન ઉપર પોતાની મહેસુલ માટે સરકારે પ્રથમ હક રાખેલો છે.

ઉપર પ્રમાણે સર્વે દાખલ થએલી જગોએ રૈયતનો જમીનમાં માલકી હક છે. પરંતુ નવા બિલમાં આ ધોરણ બદલવામાં આવેલું છે અને તેને બદલે રૈયતને જમીનમાં હમેશનો અને વેચી શકાય તેવો માલકી હક નહી આપતાં ટુંક વખતને માટે અને તે પણ વેચી યા ગીરો ન મુકી શકાય તેવી રીતે ગણુવત તરીકેનો જ હક આપવાનું બતાવેલું છે. જે જમીન હાલમાં રૈયતના કબજામાં નથી અને જે માહાદોરીથી મુકી દેવામાં આવી છે તે, અને જે જમીન ખાલસા કરવામાં આવેલી છે અને હવે પછી કરવામાં આવશે તે સઘળી જમીન રૈયતને ઉપર પ્રમાણે સરતે આપવા માટે આ બિલ દાખલ કરવામાં આવેલુ છે, અને તે બાબતની બધી સત્તા કલેકટરની મરજીમાં આવે તેમ વાપરવાની છે. હવે પ્રશ્ન એજ છે કે આવા ધોરણનુ બિલ તે રૈયતને ફાયદો કરશે કે એથી ઉલટુંજ તેમના હક લઇ લઇને તેમની સ્થિતિ હાલ છે તે કરતાં પણ વધારે કંગાલ કરશે.

ખેડુત વર્ગ બહુ ઉડાઉ, અજ્ઞાન અને પોતાના ગજા ઉપરાંત ખર્ચાઉ છે તેથી તેઓ સર્વેમાં અપાયેલા હકને પાત્ર નથી. એમ સરકારનું માનવું છે. તેઓ લગ્ન વીગેરે પ્રસંગે મોટાં ખર્ચ કરી શાહુકારોનું કરજ ઉપાડે છે, અને તેમના અજ્ઞાનપણાનો લાભ લેઇને શાહુકારો ગેરવાજબી વ્યાજ વટાવ તેમની પાસેથી લેછે: તે એટલે સુધી કે થોડા વરસમાં શાહુકાર પોતાની ધીરેલી રકમ પેટે ખેડુતની બધી જમીન પડાવી લેવા સમર્થ થાય છે. આખા ઇલાકામાં ખેડુતો બહુજ દેવાદાર થઇ પડ્યા છે અને તેમની જમીન ઘણી ખરી સેંકડે ૭૫ ટકા લગભગ શાહુકારોના કબજામાં ઘણી જગાએ ગઇ છે. તેથી બિચારો ખેડુત બારે માસ ખેતી કરીને શાહુકારોનુંજ પુરૂ કરે છે, તેને પોતાના નિર્વાહ માટે પણ જોઇતું રાખી શકતો નથી. અને અધુરામાં પુરૂં હાલના દીવાની કોર્ટના કાયદાથી તે બહુજ લાચાર સ્થિતિમાં આવી પડેલો છે. એક ઉપર બીજી જપ્તીઓ દીવાની કોર્ટથી લાવી, જમીન હ-

રાજ કરાવી, ખેડુતને લાગ આવે તો કેદ પકડી વીગેરે ઘણી યુક્તિઓ લઇ શાહુકારો દીવાની કોર્ટના કાયદાનો ગેર ઉપયોગ કરે છે.

ઇંગ્રેજી રાજ્ય થતાં પહેલાં આવી રીતે શાહુકારોને પોતાનું લેણું વસુલ કરવા સાધન નહોતું પરંતુ જ્યારથી પાશ્ચાત્ય કાયદાઓને અનુસરીને આ દેશમાં દીવાની કોર્ટો સ્થાપવામાં આવેલી છે ત્યારથી ખેડુતોનું શાહુકારોએ નખોદ વાળી દીધું છે. શાહુકારો બહુ જ લુચ્ચા, ચાલાક અને હરામનું જ ખાનારા છે; ખેડુતો બિચારા અજ્ઞાન અને નિરાધાર છે. એનું પરિણામ એજ છેવટે આવેલું જોવામાં આવે છે કે એકજ વરસ વરસાદ નહી આવ્યો તેટલીજ આફતથી ખેડુતોને ભુખે મરવાનો વખત આવ્યો. ખેડુતોના લાખો ઢોરો મરી ગયાં. અને જો નામદાર સરકારે 'રીલીફ' કામો ઉઘાડી તેમને કામે લગાડીને તથા 'ડોલ' અને તગાવી વીગેરે મદદ આપી ન હોત તો તેઓ પણ ઘણે ભાગે બેશક ગયા દુષ્કાળમાં મરી જાત. અને જો કે શાહુકારોએ ઘેર બેઠાં બેઠાં ઘણાં વરસ સુધી મોટું વ્યાજ ખેડુતો પાસેથી ખાધું તો પણ તેઓ પોતાના આશ્રિતોને એક દુષ્કાળનું વરસ કઢાવત નહીં. આ પ્રમાણેની હકીકત ઉપરથી સરકારનું માનવું છે કે ખેડુતોની સ્થિતિ સુધારવાનો ખરો ઉપાય એજ છે કે તેઓને શાહુકારોના પંજામાંથી મુક્ત કરવા અને ખેડુતો બહુ અજ્ઞાન હોવાથી ખેડુતોને આને માટે ઉપાય એટલોજ કે જે લાલચોથી ખેડુતોને શાહુકારો પોતાના પંજામાં સપડાવે છે તે લાલચો લઇ લેવી. ખેડુતોની જમીન ખુંચી લેવાનીજ શાહુકારોની બદદાનત હોય છે માટે ખેડુતને જમીનની માલકી નહી આપતાં ટુંક વખતને માટે ગણવતીઓ હક, જે તેનાથી બીજા કોઇને આપી શકાય નહી ( untransferable ) તે જ, તેને આપવો જોઇએ. અને આ ઉપાય લેવાને હાલમાં સરકારને બહુ સારી તક હાથમાં આવેલી તે સરકારે જવા દેવી ન જોઇએ. સર્વેથી જમીનની માલકીનો હક આપવામાં સરકારે જે મોટી ભુલ કરેલી છે તે સુધારવાની હાલમાં સારી તક છે. ખેડુતોનાં માબાપ ફકત સરકારજ છે. શાહુકારો તો તેમના કટ્ટા દુશમનો છે. ખેડુતો પોતાનું હિત સમજી શકે તેવા બિલકુલ નથી. માટે શાહુકારો પોતાના સ્વાર્થ માટે ખટપટ ઉઠાવે તે ઉપર બિલકુલ લક્ષ નહી આપતાં આ બિલ ત્વરાથી પસાર કરવાની સરકારની ફરજ છે.

ઉપર પ્રમાણે સરકાર તરફથી કહેવામાં આવ્યું છે. જો કે આપણા સેક્રેટરિ ઑફ્ સ્ટેટ લોર્ડ જ્યોર્જ હૅમિલ્ટનને તો, પ્રજાની હિલચાલને ખેડુતો સાથે ધીરધાર કરનારા સ્વાર્થી લોકોની હિલચાલ કહેતાં જરાપણ સંકોચ આવ્યો નથી—તથાપિ આપણે તો જે સત્ય છે તે ખુશીથી સ્વીકારીશું કે આ બિલ પસાર કરવામાં સરકારનો હેતુ તો ખરેખર ઉત્તમ જ છે. એમ કહેવાય છે કે આ બિલનું પૂર્વે સૂચન કરનાર સર રેમંડ વેસ્ટ હતા, અને હાલ એ બિલ ઉપર ખાસ મમતા ધરાવનાર આપણા લોક પ્રિય કમિશનર મિ. લિલિ છે: વળી આ બિલ એવે વખતે પસાર થાય છે કે જે વખતે મુંબાઇના ગવર્નરસ્થાને લૉર્ડ નૉર્થકોટ અને હિન્દુસ્થાનના વ્હાઇસરૉયસ્થાને લૉર્ડ કર્ઝન જેવા ઉદાર અને પ્રજા તરફ સારી લાગણી ધરાવનારા પુરુષો છે. આ સર્વ જોતાં, સરકારનો ઇરાદો તો લોકનું ભલું જ કરવાનો છે એમાં જરા પણ શંકા નથી. પણ આવા પ્રશ્નોની ચર્ચામાં, સરકાર પોતાની ભલમનસાઇની વાતો કરવા બેસે એ જ નવાઈ જેવું છે; કારણ કે આમાં સવાલ સદ્‌-

ચરણુ અને શુદ્ધ બુદ્ધિનો નથી, પણ ડહાપણુ અને દીર્ઘ દૃષ્ટિનો છે.—અને એ જ કસોટીથી બિલની મારાસારતા તપાસવાની છે.

સરકાર ખેડુતની સ્થિતિ સુધારવાની આજ કાલ એક ઉત્તમ તક પ્રાપ્ત થએલી માને છે. આ તકનુ ખરૂં સ્વરૂપ શું છે તેનો આપણે પ્રથમ વિચાર કરીએ. વાચકને સ્મરણુ હશે જ કે ગઇ મહાબ્લેશ્વરની ધારા સભાની મીટીંગ વખતે રજુ થએલા આંકડા પ્રમાણે ૧૩૩ લાખ રૂપીઆ સરકારની મહેસુલના પાછલી સાલોના મળીને રૈયત પાસે બાકી લેણા હતા, અર્થાત્ એક વરસની જમાના ૪૬ ટકા જેટલી રકમ મહેસુલની બાકી હતી. તે પૈકી ગુજરાતમાં ૬૭ લાખ બાકી હતા. અને આ બાકી રહેલી મહેસુલવાળી જમીન ગુજરાતની કુલ જમીનનો અડધો અડધ ભાગ થાય છે. અને આખા ઇલાકામાંની કે જમીન ઉપર સરકારની મહેસુલ લેણી છે. આ બધી જમીનની મહેસુલ બાકી હોવાથી તે જમીન ઉપરનો હક ખેડુતોનો કાયદેસર નષ્ટ થયો છે તો આ બધી મહેસુલ જો ખેડુતો સરકારમા ન ભરે તો આખા ગુજરાતની અડધો અડધ જમીનને આ બિલ લાગુ પાડવા સરકારને તક મળે, ને તે માટે જ આ બિલને આટલી બધી ત્વરાથી પસાર કરવા પ્રયત્ન કરવામા આવે છે પરંતુ જ્યારથી આ બિલની વાત લોક સમક્ષ મૂકવામાં આવી છે ત્યારથી ખેડુતો પોતાના માલકી હક જવાની દેહશતથી સરકારની બાકી રહેલી મહેસુલ ગમે તેટને વ્યાજે કરજ કાઢીને ભરવા મંડી પડ્યા છે. તેથી આ બિલનો અમલ થતા પહેલાં તો સરકારની મહેસુલ ઘણી ખરી ભરાઇ જશે જ એમ ધારણા હાલ રાખી શકાય છે. ફકત જે જમીન માહાદોરી આપવા લાયક હશે તેની જ મહેસુલ બાકી રહેશે. આ પ્રમાણે થવાથી સરકાર જે તક મળવાની ધારે છે તે મળવાનો સંભવ નથી પરિણામ તો એટલુ જ થયુ કે ખેડુતો કે જે સરકારના માનવા પ્રમાણે પણ બહુ દેવાદાર થઇ ગયા છે તે લોકો તેથી પણ વધારે દેવાદાર થયા છે, અને સરકારની બાકી માફી કરવામાં આવશે અગર હાલમાં તેની મહેતલ આપવામાં આવશે એવી જે રૈયત આશા રાખતી હતી તે અફળી ફોગટ ગઇ છે. વળી સરકારે થોડાક જ દિવસ ઉપર એક ઠરાવ બહાર પાડયો છે, કે જે ખેડુતોએ પોતાના ગજા પ્રમાણે દુકાળના વખતનુ મહેસુલ ભર્યું હોય તેવા ખેડુતોની જમીન એક વરસ સુધી ખાલસા કરવી નહીં. જો આ ઠરાવનો કલેકટરો બરાબર અમલ કરે તો પછીથી આ બિલનુ કયાં લાગુ પડશે અને તે આટલી ત્વરાથી પસાર કરવાનો હેતુ શો તે બીલકુલ સમજી શકાતું નથી

ત્યારે ખરૂં જોતા તો આ બિલથી સરકારે કરવા ધારેલું રૈયતનુ ભલુ થશે કે નહિ એ તદન ભવિષ્યને હાથ અને શંકા પડતુ છે. પરતુ હાલમાં તો તે બિલની દહેશતથી જ ખેડુતોએ ગમે તેવી સરતે પોતાનાં ઘરાં ખેતરાં વિગરે ગીરો મુકી દેવાં કાઢ્યાં છે. જો આ બિલને કાયદા તરીકે પસાર કરવામાં આવશે તો અમારા માનવા પ્રમાણે ગુજરાતમા તેનો અમલ થવા માટે ફકત જે જમીન ખેડુતોને તદન નકામી મહાદોરી આપવા જેવી હશે તે જ રહેશે, પછી ભલે સરકાર તેને આ કાયદો લગાડે. આ બિલની સરતે તો જમીન લેવાને કોઇ પણ રૈયત સરકારને ભાગ્યે ઉપર મળશે. જો સરકાર તેના ઉપરનું મહેસુલ કમી કરશે અગર હાલના કરતાં [illegible]ારી સરતે આપશે તો જ તેવી જમીન લેવા ખેડુતો

સરકારને મળશે સરકાર કહે છે કે આ બિલ તરફથી જે દેહશતો લોકો રાખે છે તે તદ્દન પાયાવગરની છે એ વાત એક રીતે તો અમને પણ ખરી લાગે છે, કારણ કે ઉપર પ્રમાણે સરકારની બાકીની મહેસૂલ આ બિલની દેહશતથી રૈયત ભરી દેશે અને સાર પછી આ બિલ કોઇ પણ કીમતી જમીનને લાગુ પડવાનો સભવ જ નથી! ત્યારે સરકારના આ પગલાનુ પરિણામ એટલું જ થયુ કે ખેડુતો પહેલા કરતા વધારે દેવાદાર થયા, અને સરકારને પોતાનો હેતુ પાર પડવાની જોઇએ તેટલી તક તો મળી જ નહીં

હવે, જો આ બિલ થોડીક જમીનને જ લાગુ થનાર છે તો એની સામે આટલો બબ્બૂત વાંધો શામાટે? આ પ્રશ્નનો ઉત્તર કે આ બિલનુ દેખીતા કરતા વાસ્તવિક નુકસાન જ ઘણુ છે હવે પછી રૈયતને ગમે તેવો દુષ્કાળ નડશે તોપણ મહેસુલની માફી અગર મહેતલ મળવાની તો આશા જ રહી નહિ કોઇ માણસ ભૂલથી, ગફલતથી અગર લાચારીથી એક વરસ પણ મહેસૂલ ભરવાને અશક્તિમાન થશે તો તેની જમીન ખાલસા કરવામા આવશે અને તે જમીન ઉપરનો તેનો સઘળો હક જશે *હાલ જે કાયદો છે તે પ્રમાણે તો જ્યારે મહેસુલ વસુલ કરવા માટે જગમ મીલકત જપ્ત કરવા વીગરે બીજા બધા ઉપાય નિરર્થક જાય ત્યારેજ જમીન ખાલસા કરવામા આવે છે અને જમીન જ્યારે ખાલસા કરવામા આવે છે ત્યારે તે જમીનમાંનો ખેડુતનો કબજાહક વેચાય છે અને તેની જે કીંમત ઉપજે તેમાથી સરકારની મહેસુલ તથા હગજીનુ લઈ લેતા બાકી જે રકમ રહે તે ખેડુતને આપવામા આવે છે આ બધો વહીવટ નવા બિલમા દૂર કરવામા આવ્યો છે એટલે એકજ વરસના બાકી મહેસુલ માટે ખેડુતનો સઘળો હક લઈ લેવા સરકાર માગે છે જમીન નવા બિલ પ્રમાણે ખાલસા કરવામા આવશે ત્યારે પ્રથમની માફક વેચવાનો વહીવટ કરવામાં નહી આવે તો અમે નામદાર સરકારને નમ્રતાપૂર્વક †અરજ કરીએ છીએ કે આ શુ ગેરવાજબી અને કાબુ બહાર નહીં? સરકારની મહેસુલ માટે જમીન પ્રથમ જવાબદાર છે એ વાત અમારે માન્ય છે પણ શુ તે મહેસુલ એક વરસની બાકી હોય તો જમીનમાંનો ખેડુતનો સઘળો હક સરકારે લઈ લેવો એ વાજબી છે? આથી કેટલાકને એમ પણ ધાસ્તી છે રૈયતની ગરીબ દશા તથા મહેસુલનો ભારે દર છે તે બેને લીધે થોડા વરસમા આખા ઇલાકાની ઘણીખરી જમીન ઉપરનો હાલનો સર્વહક્કથી મળેલો રૈયતનો હક જતો રહેશે આ દેહશત કટલે દરજ્જે ખરી છે એ ભવિષ્યમા જણાશે, કારણ આપણા ઉપર એવા સમયમા એવી અણધારી આફતો આવી પડી છે કે આવતા દસકામા આપણી શી વલે થશે તેનો કઇ પણ ચિતાર હાલ આપણાથી થઈ શકે એમજ નથી.

કેટલાક વિદ્વાનોની એમ પણ દલીલ છે કે આ બિલ પસાર કરવાની મુખ્ત્યાર્ઈ સરકારને સત્તા જ નથી તેમ ઘણાનુ એમ પણ કહેવુ છે કે આ બિલ આજ સુધીના ઇગ્રેજી વહીવટ અને કાયદા કાનુનોની વિરુદ્ધ છે. હાઈકોર્ટના જડજો વગેરેનો બિલ ઉપર અભિપ્રાય પૂછી મગાવવાનો આ ધારાસભામાં ઑ મી ફીરોઝશાહ મહેતાએ બિલ ઉપર સૂચવેલો સુધારો પાસ થયો હોત તો આ પ્રથમ પ્રશ્ન ઉપર કેટલુક ખાસ અજવાળુ પ

* અરે, આજસુધી જે કાયદો હતો એમ હવે કહેવુ પડે છે! શિ૦

† હવે અરજને પણ અવકાશ નથી! શિ૦

૩તં. બીજી દલીલના સંબન્ધમાં તો મિ. મૉન્ટીથનું સ્પષ્ટ કહેવું છે કે આજ સુધી અંગ્રેજ સરકારે લોકને સ્વતન્ત્ર માલકી હક ભોગવવા દીધો એ ભૂલ થઈ છે અને હવે જણાય છે કે એ માલકી હક ઉપર અંકુશ મૂકવાની જરૂર છે. પ્રસંગવશાત્ આ માલકી હક સંબન્ધી જૂના રાજ્યના અને હાલનાં દેશી રાજ્યના વહીવટ સંબન્ધી પણ પ્રશ્ન ઊઠચો છે. રાજા ભૂ=જમીન+પતિ=માલિક કહેવાતો એટલાથી જણાય છે કે પ્રાચીન કાળમાં જમીન ઉપર માલકીહક રાજાનો હતો. પણ આમ દલીલ કરનારા એટલું ભૂલી જાય છે કે પહેલાં રાજા તરફથી પાકનો અમુક ભાગ જ ('રાજભાગ')લેવામાં આવતો અને તેથી પ્રજા પાસેથી મહેસુલ બદલ જમીન લઇ લેવાનો પ્રસંગ જ નહોતો. અંગ્રેજ સરકારના કેટલાક જૂના અમલદારોનું પણ કહેવું છે કે પેશવાઈ વખતમાં માલકી હક પ્રજાનો જ ગણાતો—અને હિન્દુસ્થાનસરકારે આ વાત સ્પષ્ટ શબ્દોમાં કબૂલ કરી છે. સરકારનું એમ કહેવું છે કે માત્ર મહાદોરી આપાએલી અને પડતર નકામી પડી રહેલી જમીન ઉપર જ સરકાર પોતાનો માલકી હક—જે આજ સુધી સિદ્ધ હતો તે જ ફરી–સ્પષ્ટ રીતે સ્થાપે છે. પણ ખરૂં જોતાં આ કહેવું યથાર્થ નથી. હાલ તો એ શક આ હક ઉપર કહેલી જમીનને જ લાગુ થાય છે, પણ ભવિષ્યમાં દુકાળ જેવા કારણથી માત્ર એક વર્ષ પણ મહેસૂલ ન ભરાય તો એ જમીનને ખાલસા કરી લઇ એક વર્ષના ગણવતીઆ હકથી આપવાની સરકારની સત્તા થાય છે. હાલ થોડાંક દેશી રાજ્યોમાં રૈયતને જમીન વેચવાનો હક નથી, પણ એ રિવાજ ઘણું કરી નવીન છે એટલું જ નહિ પણ ફાવે તેવા કાયદા કાનુન ઠરાવવાની દેશી રાજ્યની રીત અંગ્રેજ સરકારે અનુસરવા જેવી નથી. અંગ્રેજ સરકારના રાજ્યમાં જ તાલુકદારી કાયદાનું ધોરણ એ નવા બિલનું ધોરણ છે એમ પણ કહેવામાં આવ્યું છે. પરન્તુ આવા અપવાદોને નિયમ કરી નાંખવામાં આવે છે એ જ અમારો બિલ સ્હામે મુખ્ય વાંધો છે. કેટલાક તાલુકદારોને જમીન શિવાય બીજી ચીજો પણ ગીરો મૂકવાની હોય છે–પણ જેમની પાસે એ નથી હોતી તેમને પણ જમીન બહુ વિસ્તારવાળી હોવાથી એના પાક ઉપર જોઇતાં નાણાં મળી શકે છે. વળી એ અમુક વર્ગ ખાસ ઉડાઉ છે, તથા એમને માટે કરેલા નિયમો અપવાદરૂપ ગણી શકાય એમ છે. અને આ બિલથી તો આખા દેશના લોકને તાલુકદારો જેવા ઉડાઉ અને સ્વતન્ત્ર માલકી હક ભોગવવાને નાલાયક ગણી કાઢવામાં આવે છે. *આખો દેશ આવો નથી એ તો મિ. મૉન્ટીથ

---

* 'To my mind, there is no economic phrase which is more heartless than that of the ryot's extravagance on festivals. It seems to be completely forgotten that humble as is the ordinary ryot, the small peasant propritor has a soul which requires to be nourished in some small way, as he has a body which requires to be fed by at least one simple meal a day. What is his daily life, but one of daily drudgery, with nothing to brighten it? Is it possible to grudge him the relief of a few momentts of enjoyment on a few festive occasions in a life-time? And what is the extravagance in which he indulges on those occasions? It has been well said that in the case of an average ryot a little new earthenware, a few wild flowers, the village *tom-tom*, a stomach-full meal, bad areca-nuts and betel leaves, and a few stocks of cheap tobacco, and in some cases a few cheap tawdry trinkets

પણ સ્વીકારે છે, અને જરૂર લાગે ત્યાં માલકી હક નિયન્ત્રિત કરવો જોઇએ એમ બતાવવા માટે ભીલ વગેરે અમુક જંગલી જાતોના દાખલા આપે છે. આ દાખલાઓ બતાવી આપે છે કે કોઈ પણ જાતને માટે બિલની જરૂર હોય તો તે અમુક જાતોને માટે જ છે. તો પછી એને સર્વને લાગુ કરવાની શી જરૂર? જેમ અમુક કાયદાઓ માટે 'રેગ્યુલેટેડ' અને 'નૉન્-રેગ્યુલેટેડ' એમ પ્રાન્તોના વિભાગ પાડવામાં આવ્યા છે, તેમ—જો અમુક પ્રાન્તોમાં જરૂર હતી તો—આ નવો કાયદો પણ એવા જ ધોરણ ઉપર ઘડવામાં શો બાધ હતો? એમ કરવામાં આવ્યું હોતતો આ બિલ સ્હામે કેટલોક વાંધો દૂર થાત. પ્રજા વર્ગના જે અગ્રેસરો રૈયતને, દેવાદાર થવાના પ્રસંગમાંથી બચાવવાના હેતુથી, જમીન વેચતાં અટકાવ કરવાની તરફેણમાં છે તેઓમાંના કેટલાક આ બિલને ટેકો આપે છે. પરન્તુ તેમ કરવુ તેમનું ભૂલભરેલું છે. કારણ કે આ બિલનું મુખ્ય તત્ત્વ માલકી ઉપર માત્ર અંકુશ મૂકવાનું નથી—પણ પ્રથમ જમીન ખાલસા કરી પછી માત્ર ગણુવતીઆ હક્કે આપવામા રહેલું છે

સરકારે આ કાયદો જંગલી અને અણુસમજુ જાતને જ લાગુ કર્યો. નથી એટલુ જ નહિ, પણ 'પંજાબ લૅન્ડ એલિઅનેશન' કાયદામાં જેવા નિયમો છે એવા નિયમો પણ દાખલ કર્યા નથી, અને કલેક્ટરોને આ વિષયમાં સર્વ સત્તા સોંપી દીધી છે. અમે અમારી સત્તાનો અમલ ડહાપણથી જ કરીશું, એમ સરકાર આશ્વાસન આપે છે, અને લૉર્ડ નૉર્થકોટ બિલ ઉપરના એમના છેલ્લા ભાષણમાં

---

exhaust the joys of a festive occasion in the life of a household which has known only an unbroken period of unshrinking labour from morn to sunset. Wherever inquiry has been made, the ryot's extravagance in this respect shrinks into very small proportions and is a very small portion of his aggregate indebtedness. In the official inquiry carried out by Mr Thorburn in certain Panjab villages, he reported that "of 742 families only in three cases was marriage extravagance the cause of their serious indebtedness, showing that the common idea about the extravagance on marriages is not supported by evidence." In Madras there are figures to show that out of 66,396 people who sought loans of professional money-lenders in the three years, 1889, 1890 and 1891, only 3,025 boorowed for marriage expenses, *i.e.*, 4.50 per cent, of the total number seeking loans Of this number it is only ten persons, who have borrowed over Rs. 1,000, only 62 that have borrowed between Rs. 500 and Rs. 1,000, 1,528 borrowed between Rs. 100 and Rs, 500, and 1,425 ryots borrowed up to Rs. 100." The Hon. Mr Mehta

મિ. મેહેતાના આ શબ્દોમાં જેટલો વર્ણનનો ચમત્કાર રહેલો છે તેટલું જ દલીલનું ગૌરવ છે. છતાં કોઇને અધિક ખાતરી જોઇતી હોય તો તેમણે ધારા સભાના એક સભાસદ ઑ. મિ, મોઝીઝ—જેઓ એક યાહુદી હોઈ આ પ્રશ્નમાં નિષ્પક્ષપાત વિચાર કરનાર ગણી શકાય—એમના શબ્દો વાંચવા. મિ. મોઝીઝ્ જણાવે છે કે "પૃથ્વી ઉપર મે અનેક પ્રજાઓ જોઇ, પણ આ દેશના ખેડૂતો જેવા કરકસરથી રહેનારા બીજે કોઈ ઠેકાણે જોયા નથી."

આ નવા કાયદા વિરુદ્ધ ઘણું કહી શકાય એમ છે, અને તે સર્વ આપણા ધારાસભામાં ગએલા પ્રતિનિધિઓએ સવિસ્તર દલીલ, વિદ્વત્તા, શિખામણ, વિનય, અને પ્રાર્થના પૂર્વક, તેમજ વાજબી તથા ગંભીર ગુસ્સો દર્શાવીને પણ, કહ્યું હતું: છતાં સરકારે સર્વની અવગણના કરી બિલ પસાર કરી દીધું છે! એટલે અત્રે અધિક લખવું નિરર્થક છે.

નીચેના શબ્દો ઋષિ-વાક્ય છે, અને ભવિષ્યમાં 'કલમના એક છેકા' ('a stroke of the pen') થી સરકાર પોતાની ભૂલ નહિ સુધારે તો,—પરિણામ એમાં બતાવ્યું છે એ જ જરૂર આવશે:—

The country is in a transition stage, passing from semi-Feudal and Patriarchal conditions of existence into a more settled and commercial order of things, from a period of disturbance and wars into one of peace and tranquillity, from payments in kind to cash payments, from the laws of custom to the rule of competition, from a simple to a more complicated Social organization. No economical legislation can succeed under such circumstances which seeks to run against the current or stem the torrent. In all countries property, whether in land or in goods, must gravitate towards that class which has more intelligence and greater foresight, and practises abstinence, and must slip from the hands of those who are ignorant, improvident, and hopeless to stand on their own resources. This is a law of Providence, and can never be wisely or safely ignored by practical statesmen for any fancied political or sentimental considerations. As long as the difference in the habits and education of the saving few represented by the Bania and Brahmin classes and the spending many who count by millions among the military and the cultivating classes remains good, property will gravitate from one class to the other, notwithstanding all prohibitory legislation .... The force of resistance must swell forth from within and cannot possibly be super-imposed. *The forcible prohibition of all transfer of property, voluntary and involuntary, can never mend matters. It can only stereotype existing poverty and aggravate existing helplessness.* The Government of such a large empire cannot afford means to be the Banker of its millions of insolvent tenants and cannot equalize the changing conditions of bad harvest and scanty or irregular rainfall........It must accept as inevitable the tendency to concentration of the landed capital of the country, and only limit its agency to the minor work of smoothing the gradual change........Its attempts to undo the legitimate influence of the saving classes can only end in a great disaster."

*Mr. Justice Ranade.*

# આર્યબાલબોધપત્રિકા.

( મળેલું )*

૭

ય બાલકો,

ગયા પત્રમાં આપણે **વિચાર** વિષે વિચાર કર્યો અને જોયું કે વિચાર પણ પદાર્થવિ-
ાનશાસ્ત્રમાં જણાએલી શક્તિઓના જેવી એક પ્રકારની શક્તિ છે. પણ એમાં વિશેષતા
પેટલી જ છે કે, વિચારશક્તિ એ સર્વ શક્તિઓ કરતાં વિશેષ સૂક્ષ્મ છે. વળી એ આ-
ણે જોઈ ગયા છિએ તે પણ તમને યાદ હશે કે, આખી સૃષ્ટિ તેમ જ તેમાંની વસ્તુ
ાત્ર બ્રહ્માના તપ–મનન–વિચાર–થી ઉત્પન્ન થઈ છે. હવે આપણા વિચાર પણ બ્રહ્માના
પની પેઠે એક પ્રકારની ઉત્પાદકશક્તિ કેવી રીતે છે તે આપણે અહિં જોઈશું

શાબ્દિક સ્પન્દ–સ્વર–થી રૂપ કેવીરીતે ઉપજે છે તે આપણે જોઈ ગયા છીએ.
ચારનો જે સ્પન્દ થાયછે તેથી પણ રૂપની ઉત્પત્તિ સંભવે છે; અને કેટલાક કહે છે કે
ચારથી ઉત્પન્ન થતાં રૂપો–માનસમૂર્તિઓ–તેઓએ પ્રત્યક્ષ જોઈ છે; સ્વરથી ઉત્પન્ન થતાં
-પો સ્થૂલ પદાર્થનાં બનેલાં હોયછે, અને વિચારના સ્પન્દથી ઉત્પન્ન થતાં રૂપો સૂક્ષ્મવાયુ
( ઈથર ) અથવા સૂક્ષ્મ અથવા માનસલોકના પદાર્થના બનેલાં હોય છે. હવે આપણી વિચાર-
ક્રિયા તો સતત ચાલુ જ રહે છે; એટલે તે દ્વારા આપણે આપણી આસપાસ અનેક માનસ-
મૂર્તિઓ ઉત્પન્ન કરતા જ રહીએ છીએ.

એ પ્રમાણે ઉત્પન્ન થતાં રૂપોમાંનાં કેટલાંક સુંદર હોયછે. કારણ કે તેએ શુભ અને
પ્રેમભાવનામય વિચારથી ઉપજ્યાં હોયછે: અને કેટલાક કુરૂપ હોય છે રણ કે તેઓ
અશુભ અને દ્વેષી વિચારથી ઉપજ્યાં હોય છે. આ પ્રમાણે આપણે- ણી આસપાસ
એક પ્રકારનું માનસિક વાતાવરણ ઉપજાવીએ છીએ, અને તે એવુ હોય છે તેની અસર
બીજાને પણ થાય છે. એ વાતાવરણમા રહેલા રૂપો જો પ્રેમ અને શુભ વિ ની ઉપજ્યાં
હોય છે તો બીજા જે મનુષ્યો આપણા સબધમાં આવે છે તેઓને સંબંધથી
સુખ થાય છે; તેમનાં શુભ ગુણ અને વૃત્તિ સતેજ અને સબલ થાય અને આપણા
સંબંધમાં હોય, પાસે હોય, તેટલી વાર બીજા વખત કરતાં તેમનાં તિ તથા આચાર
સારાં રહી શકે છે. પણ એથી ઉલટું જો આપણા વિચાર અશુ અને દ્વેષમય હોય તો
આપણી આસપાસનું માનસિક વાતાવરણ પણ તેવાં જ કદરૂપાં નસિક રૂપોથી ભરપૂર
હોય છે અને જ્યારે બીજા માણસો આપણા સંબંધમાં આવે ત્યારે, તેઓને એવેની
થાય છે, તેમનાં અશુભ ગુણ અને વૃત્તિઓનું બલ વધે છે ને તેટલીવાર શુભ આચાર
કષ્ટ થઈ પડે છે. બીજા મનુષ્યના સંબંધમાં આવતાં જે અસર થાય છે તેનો
અનુભવ તો તમને બધાને હશે જ. કેટલાકના સબધમાં તાં જ તમને એમ લાગે છે કે
બહુ સારા માણસ છે, તમે તેમને ચાહો છો, તમને થાય છે કે, જ્યાં સુધી
મે તેમના સંબંધમા રહો ત્યાં સુધી કાંઈ પણ , કે અયોગ્ય કાર્ય કરતાં તમને શરમ
, વળી બીજા કેટલાકના સબધમાં આવતાં ા. ઉલટી જ અસર થાય છે.

---

* લખનાર રા, રા. પાન્ય.